Reg. No. B. 1785

માગશર

# પાટીદાર

વર્ષ ૧૬ અંક ૨

"હું કોમી છાત્રાલયની વિરુદ્ધ છું. ... જ્ઞાતિઓને હું રાષ્ટ્રની એકતાને હરકત રૂપ માનું છું. ... આવાં કોમી છાત્રાલયો મારફત સ્વતંત્ર પ્રજા નહિ બની શકે. કોમી છાત્રાલયો એ ગુલામી પોષવાના અખાડા છે. કોમી છાત્રાલયનો એક બીજો ગેરલાભ છે અને કદાચ એ મોટામાં મોટો ગેરલાભ છે. તે એ કે કોમી છાત્રાલયથી દેશના જુવાનો જુદી જુદી ન્યાતના જુવાનો સાથે રહેતા, હળતામળતા, એક બીજાને સંસ્કાર આપતા અને એક બીજાની ખામીઓ ટાળતા અટકે છે."

('છાત્રાલય સંહિતા,' પૃષ્ઠ ૧૦૩) શ્રી. મોતીભાઇ

"હું તો કોમી છાત્રાલયોનીજ વિરુદ્ધ છું ... આવાં કોમી છાત્રાલયો કોમી સંકુચિતતાના વાતાવરણનો વારસો ભાવી પ્રજાને બંધાવે છે. કોમી છાત્રાલયોના વિદ્યાર્થીઓમાં આવી સંકુચિત દૃષ્ટિ મેં જોઇ છે માટે કહું છું. તેઓ પોતાની સંકુચિતતાના ભાનથી પછી બીજાઓ સાથે છૂટથી ભળતાં ડરે છે અને પરિણામે બીજાઓની ખોટી ટીકા કરતાં અને બીજાઓને ધિક્કારતાં શીખે છે."

('છાત્રાલય સંહિતા,' પૃષ્ઠ ૧૧૯) શ્રી. રામનારાયણ પાઠક

તન્ત્રીઃ નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ,
'પાટીદાર'મન્દિર, આણંદ

વાર્ષિક લવાજમ : દેશમાં બે રૂપિયા, પરદેશમાં ચાર શિલિંગ

# સમાવેશ





૧. બેનોને વિનાલવાજમ 'પાટીદાર' આપવાના ફંડમાં સોજીત્રાના ભાઇ બળદેવભાઇ મથુરભાઇ પટેલ જ્યાં સુધી બોર્નિયોમાં રહેતા હતા ત્યાં સુધી દર વર્ષે રૂા. ૨૫ આપ્યે જતા હતા. કેટલાંક વર્ષ દેશમાં રહી પાછા ગયે વર્ષે એ બોર્નિયો ગયા છે અને તેથી ગયા વર્ષના અને ચાલુ વર્ષના મળી રૂા. ૫૦ એ ફંડમાં તેમણે મોકલ્યા છે. ગોમ્બાસાથી ભાઇ મગનભાઇ આશાભાઇ પટેલે રૂા. ૧૦ મોકલ્યા છે. અને કરમસદના ભાઇ ઉમેદભાઇ વલ્લભભાઇ પટેલે રૂા. ૧ આપ્યો છે. તે સૌ ભાઇઓનો ઉપકાર માનું છું. હવે જે બેનોને 'પાટીદાર'નું લવાજમ ભરવાની શક્તિ ન હોય, છતાં વાંચવાની ઇચ્છા હોય તે પોતાનેજ હાથે કાગળ લખી અહીં જણાવે.

૨. આફ્રિકાના ગ્રાહકોએ હવે પોતાનાં લવાજમ વેળાસર મોકલી દેવા ઘટે. કોઇ ભાઇ પોસ્ટલ ઓર્ડરને ક્રોસ કરી ન મોકલે.

૩. નવા ગ્રાહકોએ કાર્તકથી ગ્રાહક થવું વધારે અનુકૂળ પડે છે, કારણ કે આ માસિકનું વર્ષ કાર્તકથી શરૂ થાય છે. માટે જેમની ઇચ્છા હોય તે લવાજમ મોકલી કાર્તકનો તથા આ અંક મંગાવી લે.

૪. સમાજસુધારાની ઇચ્છા રાખતાં ભાઇબેનો પોતાને અનુકૂળ વિષયો ઉપર લેખો લખી મોકલે.

---


આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે છાપ્યું અને
જીજીભા નરસિંહભાઇ પટેલે આણંદમાં પ્રકટ કર્યું. તા. ૨૫:૧૧:'૩૮

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૫ વર્ષ ૧૬ | આણંદ | માગશર અંક ૨


## વહેમથી વેગળા રહીએ

"મિસ્ટર! તમે હિંદુ છો?" બીજા વર્ગમાં મુસાફરી કરનાર એક વિદ્વાનને પાસે બેઠેલા બીજા મુસાફરે પૂછ્યું.

"હા, કેમ?" વિદ્વાને શાન્તિપૂર્વક ટૂંકો જવાબ આપ્યો.

"આ ચાહ પીઓ છો તે કોની છે?" મુસાફરે સ્મિતપૂર્વક પ્રશ્ન કર્યો.

"પૈસા હું આપનાર છું એટલે ચાહ મારીજ છે." વિદ્વાને વધુ શાન્તિથી જવાબ વાળ્યો.

"તમે બહુ ગાફલ જણાઓ છો. હું એમ કહું છું કે એ ચાહ કોની બનાવેલી છે?" ચાહ પીનારને ગાફલ માની જરા મૂછોમાં હસતાં મુસાફરે પ્રશ્ન કર્યો.

"કોની છે? તમે જાણતા હશો!" વિદ્વાને ઠંડે કલેજે પૂછ્યું.

"અરે મિસ્ટર! આ ચાહ તો મુસલમાનની છે. ખબર ન હોય તો જરા પૂછતા તો જાઓ." મુસાફરે જરા વધારે હસતાં ચાહની ખબર કરી.

"શું થશે?" મૂર્ખના હસવાની કશી કિંમત ન આંકનાર વિદ્વાને વધુ ને વધુ શાન્તિથી ટૂંકો જવાબ દીધો.

"અરે! તમે વટલાશો નહિ? આ ભારતભૂમિમાં અને વળી હિન્દુ જાતિમાં પરમેશ્વરે અવતાર આપ્યો છે તેનો તો કાંઇ વિચાર કરો!" મુસાફરે અકળાઇને ઠપકો દીધો.

"વિચાર તો મેં ઘણો કર્યો છે. વિચાર તો માત્ર તમેજ કર્યો નથી. જુઓ! હું બી. એ. અને બી. કોમ. થએલો છું. એટલે ડબલ ગ્રેજ્યુએટ ગણાઉં. તેવાને આ (ચાહનો પ્યાલો બતાવીને) આટલું ચાહનું પાણી

વટલાવી નાખશે, તો પછી મારા ભણતરમાં ધૂળ પડી!" વિદ્વાને લંબાણથી ચોકખો ખુલાસો સંભળાવ્યો. મુસાફર ચૂપજ થઇ ગયો!

મારી જીને ગાળીને સ્વચ્છ બાટલીમાં રાખેલા પાણીને ૨૧૨ ડીગ્રીથી ઉકાળીને બાદ બનાવવામાં આવે, તેમાં પણ વટાળ પેસી રહે છે એ બુદ્ધિ સામે ખરે ખરો બળવો ઉઠાવવા જેવું જ છે.

ભીલવાડા, મેવાડ મોતીલાલ મૂળજીભાઇ પટેલ

---

## સ્ત્રીજાતિ અને તેની ઉન્નતિના ઉપાયો

સૃષ્ટિમાં પ્રગતિ થતી આપણે જોઇ શકીએ છીએ, તેવીજ રીતે મનુષ્યોમાં પણ દિનપ્રતિદિન પ્રગતિ થતી જાય છે. અંગ્રેજી રાજ્યવહીવટ જ્યારથી આર્યાવર્તમાં શરૂ થયો ત્યારથી યુવકો અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવા લાગ્યા, અને પોતે આ દિશામાં ઉન્નતિ કરવા શક્તિમાન બન્યા છે. પરંતુ બિચારી સ્ત્રીજાતિને તો પુરુષોએ ખૂણામાંજ ઘાલી મૂકી છે. આપણા સમાજમાં સ્ત્રીજાતિનું સ્થાન ઘણું જ નીચું છે. ઘણી નાતોમાં સ્ત્રીઓને પગના પગરખાની ઉપમા અપાય છે. ભલા, તુલસીદાસ જેવા ભક્તકવિ પણ એમ કહી ગયા છે કે ઢોર, ગમાર અને સ્ત્રી, એ બધાં મારવાને માટે લાયક છે, તો પછી આવી અપમાનિત સ્ત્રીજાતિ કેવી રીતે ઊંચે આવી શકે? પરંતુ પુરુષો એમ જાણતા નથી કે આમ કરવાથી દિનપ્રતિદિન સ્ત્રી અને પુરુષ વચ્ચેનું અંતર વધતું જાય છે. બંનેને એક બીજાના સહચારની ઘણીજ જરૂર છે. જો બંને એક સરખાં વિચારનાં હોય તોજ તેઓ સંસાર રૂપી સાગરમાં પોતાની નૈયા ચલાવી શકે. જો આપણી સ્ત્રીઓ ઉચ્ચ સંસ્કારવાળી હોય તો તેઓનાં સંતાનો પણ સારાં તેમજ સુશીલ નીવડે. પરંતુ પુરુષો તો એમજ ધારી બેઠા છે કે સ્ત્રી દાસી છે, અને તે અનુસાર ઘણા ભણેલા યુવકો અભણ યુવતીને એટલાજ માટે પસંદ કરે છે કે તેઓ તે સ્ત્રી ઉપર પોતાનો હુકમ બરાબર બજાવી શકે અને પોતે સ્વચ્છંદી જીવન ગાળી શકે, ઘરમાં પોતાનું ધાર્યુંજ કરી શકે. એવા યુવકોને તો એજ ડર હોય છે કે જો સ્ત્રી ભણેલી, શાન્ત અને સુશીલ હશે તો તેની આગળ આપણું ખરાબ વર્તન ચાલશે નહિ. આવા પુરુષો ઘણે ઠેકાણે મળી આવે છે.

આપણે એ જોઇ શકીએ છીએ કે ઘણાં માબાપો પોતાના દીકરાને ગમે તેમ કરી, આખરે દેવું કરીને પણ, મેટ્રિક સુધી તો ભણાવશેજ; પરન્તુ

દીકરીને કેળવણી આપવા તે પૈસા ખર્ચતાં નથી. ઘણા મોટી મોટી ઉપાધિ પામેલા માણસો પણ પોતાની દીકરીઓને સારૂં શિક્ષણ આપવા તૈયાર નથી. તેઓ તો એમજ માને છે કે દીકરો ભણશે એટલે કમાઇને પોતાને આપશે, પણ દીકરી તો પારકું ધન છે, એની પાછળ ખર્ચેલા પૈસાનો લાભ કંઇજ મળશે નહિ. પરંતુ તેઓ એમ સમજતા નથી કે કેળવણી પામેલી એનો કેટલી સમજુ હોય છે. પોતાની સ્થિતિનો વિચાર કરી જાણે છે અને પોતાનું જીવન યોગ્ય રીતે ચલાવે છે.

સ્ત્રીઓ સુધરેલી ન હોવાને લીધે તેઓમાં અસ્વચ્છતા ઘણી હોય છે. જોકે આપણો દેશ ઘણુંખરૂં ખેતીપ્રધાન છે, તોપણ સ્વચ્છતા જાળવવી એ જરૂરનું છે. ઘરમાં હજારો માખો બણબણ કરતી હોય, જ્યાં ત્યાં ગંદકી હોય, તેને તો સાફ કરવીજ જોઇએ. આપણે જોઇએ છીએ કે જો કોઇને વાગ્યું હશે તો તેનો પાટો કેટલો ગંદો હોય છે, ત્યારે તેને કારણે એ ઘા પાંચ દિવસને બદલે દશ દિવસ કેમ ન ચાલે? તે ઉપરાન્ત એનોમાં વહેમો ઘણા હોય છે. છોકરાંને જરા કંઇ થયું કે આને તો નજર લાગી છે, એમ માનીને કેટલીય રીતે નજરો બાંધે છે. વળી જો કોઇને બળિયા નીકળે તો તો એ બાળકને તથા કુટુંબને બાર પંદર દિવસ સુધી બીજાથી અલગ રાખવાને બદલે ઊલટી દેવદેવીઓની બાધા રાખે છે. પરિણામે તે ફળિયામાં પણ બે ત્રણ છોકરાં તેનો ભોગ થઇ પડે છે, એકાદ મૃત્યુને પણ વશ બને છે, અને આખા ગામમાં આ રોગ ફેલાય છે. પરંતુ સુધરેલી પ્રજામાં આવું કંઇજ જોવામાં આવતું નથી. અહીં પૂર્વ આફ્રિકામાં સરકારી નિયમ પ્રમાણે, કોઇ પણ બળિયાનો ભોગ થઇ પડે તો તેને પંદર કે એકવીશ દિવસ સુધી ગામ બહાર એકાન્તમાં રાખવામાં આવે છે અને તેની સારી રીતે સારવાર કરવામાં આવે છે. આથી કોઇ પણ જાતની બાધા સિવાયજ રોગ કાબુમાં રહે છે. સ્ત્રીઓમાં બીકણપણું પણ બહુજ છે. થોડે દૂર એક ગામથી બીજે ગામ જવું હોય તોપણ જઇ શકતી નથી. ગાડીમાં બેસીને પણ એકલી જઇ શકે નહિ. ધાર્મિક ઘેલછા પણ તેમનામાં અત્યંત હોય છે.

બિચારી સ્ત્રીઓને ઘણીજ પરતંત્ર બનાવવામાં આવી છે. કોઇ પણ કાર્યમાં તેને સ્વતંત્રતા મળી શકતી નથી. જો આવી અધોગતિ ઊજળી ગણાતી જાતિઓમાં હોય તો પછી જે બીલકુલ પછાત વર્ગની કોમો છે, તે ક્યાંથી ઊંચે આવી શકે? સ્ત્રીઓની ઉન્નતિ કરવામાં પુરુષો ઉપર પણ આધાર રહેલો છે. હજુ સુધી એમણે પ્રમાણમાં પ્રયત્ન કર્યો નથી અને પ્રયત્નો કરવા માટે સ્ત્રીઓને પૂરતો સહકાર આપ્યો નથી.

સ્ત્રીઓની ઉન્નતિ માટે પ્રથમ પુરુષોના માનસમાં ફેરફાર થવો જોઇએ. તેઓના માનસમાં સ્ત્રીઓ પ્રત્યેની ખોટી માન્યતા છે તે દૂર થવી જોઇએ. જ્યારે તેઓ સ્ત્રીઓ પ્રત્યે માન ધરાવતા થશે ત્યારે સ્ત્રીઓ પોતાની ઉન્નતિ કરવા આપોઆપ શક્તિમાન થશે. કેળવણીની વાતમાં પણ આપણો સમાજ બહુ જ પછાત છે. બાપાઓ કોણ જાણે કેમ પોતાની દીકરીઓ પ્રત્યે ઉદાર થતાં નહિ હોય? તેઓ તો માને છે કે સ્ત્રીઓને તો ભણાવવાની જરૂર નથી. તેઓને ભણવાની થોડી સગવડ હોય તો તેને થોડા પ્રમાણમાં લાભ આપો, પરંતુ કેળવણી તો આપવી જોઇએ ને? હાલમાં હિંદુસ્થાનના ઘણાખરા ઇલાકામાં કૉંગ્રેસપક્ષ રાજ્યવહીવટમાં આગળ પડતો ભાગ લે છે, તેથી કરીને તે સ્ત્રીઉન્નતિના ઉપાયો માટે બહુ સારી મદદ કરી શકે એમ છે. પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રીવર્ગને અમુક વર્ષ સુધી ફરજિયાત શિક્ષણ અપાય છે, અને તેથી સ્ત્રીઓ દરેક રીતે પોતાની શક્તિનો સદુપયોગ કરે છે. તેઓ નીડર હોય છે, કોઇ પણ કાર્ય બહાદુરીથી કરી જાણે છે. સમાજમાં તેઓનું સ્થાન સારું હોઇ તેઓ ગમે તે કાર્ય સ્વતંત્રપણે કરી શકે છે. મોટી મોટી કલબોમાં ભાગ લે છે. એકબીજાં પ્રત્યેનો સહવાસ પણ ઉત્તમ હોય છે. આ રીતે તેઓ પોતાની શારીરિક, માનસિક તેમજ આત્મિક શક્તિઓને ખિલવે છે. આપણી બેનોને તો થોડો વખત મળ્યો કે તેઓ બીજાની કુથલી કરવા લાગશે, જાણે તે સિવાય કાંઇ ધંધો જ ન હોય. માટે સારી સોબતની આપણી બેનોને ખાસ આવશ્યકતા છે. પરજ્ઞાતિની સ્ત્રીઓ સાથે પણ પરિચયમાં આવવાની જરૂર છે. તેઓના રીતરિવાજો કેવા છે, તેઓ સમયનો ઉપયોગ કેવો કરે છે, તે પણ જાણવું જોઇએ.

તે ઉપરાન્ત સ્ત્રીઓના મેળાવડા પણ થવા જોઇએ. બિચારી સ્ત્રીઓ પડદામાં રહેવાને કારણે ક્યાંય જઇ શકતી નથી. લાજમર્યાદાને કારણે તેઓ દિવસે બહુ હરી ફરી શકતી નથી. તેઓ તો ફક્ત લગ્નના દિવસો હોય અથવા કોઇ એવા સામાજિક પ્રસંગો હોય ત્યારે જ બહાર જઇ શકે છે. પરંતુ તેમણે લાજમર્યાદાને છોડી જાહેર મેળાવડામાં ભાગ લેતાં થવું જોઇએ. અને તેઓ આમ ભાગ લેતાં શીખે તો ઉન્નતિ કરી શકે. ગામમાં થોડાંક કુટુંબની સ્ત્રીઓ આગળ પડતો ભાગ લે તો તેમનું અનુકરણ બીજી બેનો કરે. સામાજિક તેમજ ધાર્મિક પ્રસંગોએ મેળાવડા કરી દરેક દિશામાં પ્રગતિ કેમ થાય તે ઉપર ટૂંકાં વ્યાખ્યાનો અપાવાં જોઇએ, અને તે વ્યાખ્યાનોની અસર શી થઇ છે તેનું માપ પણ અમુક અમુક સમયને અંતરે કાઢવું જોઇએ. દાખલા તરીકે, સભાની અંદર શાન્તિ કેમ જાળવવી, ઘરની અને આંગણાની સ્વચ્છતા કેવી હોવી

જોઇએ; બાળકોને સારી ટેવો કેવી રીતે પડાય, ફુરસદના સમયનું સુવાચન પણ કેવું હોવું જોઇએ. આ અને આવી જાતના વિષયોનો તેમાં સમાવેશ થવો જોઇએ. ઘણી બેનો ભરતગૂંથણની બહુ શોખીન હોય છે, પણ સીવણ એ તો જરૂરિયાત છે. ભરતગૂંથણની આવડત પોતાના ઘરની જરૂરિયાત પ્રમાણે અને શણગારની ચીજોના ધોરણની હદની અંદર હોવાં જોઇએ.

આપણી બેનો માટે પ્રવાસો ગોઠવાયા નથી. બહુ બહુ તો તેઓ ડાકોર, વડતાલ, કે આશાપુરીના મેળામાં જશે અથવા ભાડભૂત કે રેવાજીની જાત્રાએ જશે. આ પ્રવાસો ધોંધાટવાળા અને ઘણીજ અશાન્તિ આપનારા હોય છે. આપણા તહેવારો પણ આનંદ, ઉલ્લાસ તેમજ શાન્તિમાં ઊજવાતા નથી. પાશ્ચાત્ય દેશોની સ્ત્રીઓ તો દર શનિવાર અને રવિવાર ઘણા આનંદથી અને શાન્તિમાં પસાર કરે છે.

આપણે બીજા સમાજની સ્ત્રીઓની સાથે સરખામણી કરીશું તો તેના પ્રમાણમાં આપણો સમાજ બહુજ પછાત જણાશે. આપણામાં સ્વતંત્ર વિચારો નથી, કોઇ ઉત્તમ કાર્ય કરવાની ધગશ નથી, બીજા ઉન્નત સમાજની સરખામણીમાં ઊભાં રહેવાની શક્તિ આપણે ધરાવી શકતાં નથી. આથી આપણે તેઓના પરિચયમાં આવવાની ઘણીજ જરૂર છે. આપણે ખોટી લાજશરમને તજવાની જરૂર છે. આપણે દરેક રીતે પછાત છીએ. આપણું સ્થાન સમાજમાં ઘણુંજ પાછળ છે. તેને માટે શરમ આવે એ સંભવિત છે. આ બધાને દૂર કરવા કમર કસવાની જરૂર છે.

એ ઉપરાન્ત આપણા ધર્મમાં ઘણાંજ ધતિંગો ચાલે છે. ડોળઘાલુ બ્રાહ્મણો વધી ગયા છે તે ભોળી સ્ત્રીઓને આડે અવળે રસ્તે ચઢાવે છે, ગમે તેમ સમજાવે છે, અને પોતાના કાર્યની સાધના કરી લે છે. દાખલા તરીકે, શ્રીનાથજી, કાંકરોલી, મથુરા વગેરેનાં મંદિરોમાં પ્રસાદને નામે કેટલા યે મણ અનાજ બગડાય છે. તેની ઉપર સેંકડો માખો બણબણતી હોય છે. તેવી હાલતમાં દૂધ, ભાત, મગ, કઢી, રોટલી, શાક અને જુદી જાતની મિઠાઇઓ વેચવા માટે પૂજારીઓ અથવા તેમના માણસો બહાર નીકળી પડે છે. આવા વેચાણને ઉત્તેજન નહિ આપતાં તેને પવિત્ર પ્રસાદ માનતાં અટકવું જોઇએ. બીજું, દામોદરલાલજી મહારાજને ચામડાની ગટ (gut=દોરી) વાળું ટેનીસનું રેકેટ લેઇ પરનાતીલાની સાથે ખાંતે ખેલતા અમે જોયા છે. એ રીતે ગુંસાઇજી મહારાજને પણ સામાન્ય મનુષ્ય તરીકે ગણી લેવા જોઇએ, નહિ કે દેવાંશી મનુષ્ય.

હજુ સમાજમાં ઘણાં સ્થળોએ બાળલગ્ન, કજોડાં, વૃદ્ધલગ્ન, બારમાં અને

ખોટા વરા વગેરે હાનિકારક રિવાજો જોવામાં આવે છે. એવા રિવાજો સદંતર બંધ ત્યારે જ પડે, જ્યારે સ્ત્રીઓ સુધરે અને ઉન્નતિને પંથે ચઢે.

અભણ સ્ત્રીઓમાં બીજાંની ખરી ખોટી કુથલી અને ટીકા કરવાની ટેવો બહુ જોવામાં આવે છે. જૂની આંખે નવા તમાશા જોતાં તેઓ બહુ ઘૃણા બતાવે છે. આવે સમયે તેમની ટીકા અને ઘૃણા તરફ બેદરકાર રહીને હિંમત બતાવી, પોતાને સાચો અને સારો રસ્તો લાગે તે જ સુધરેલી બેનોએ ગ્રહણ કરવો જોઈએ.

અંતમાં બહુ લાંબા સમય સુધી પ્રયાસ કરીને, બહુ મહેનત લઈને અને ઘણું ઘણું સહન કરીને બેનો ઉન્નતિને રસ્તે ત્યારે જ જઈ શકશે, જ્યારે તેઓનામાં આગળ વધવાની ધગશ વધશે. એ ઉપરાન્ત પુરુષો પોતાના સંકુચિત વિચારો છોડી દેઈ બેનોને પણ તેમની કુદરતી શક્તિઓનો વિકાસ સાધવાની તક આપશે તો તેમાં પુરુષોને કાંઈ નુકસાન થવાનું નથી, ઊલટું સામાજિક, ધાર્મિક, આર્થિક અને રાજકીય ક્ષેત્રમાં દેશને પ્રગતિમાન બનાવવા માટે સ્ત્રીઓ બહુ ઉપયોગી નીવડશે.

**દારેસલામ, પૂર્વ આફ્રિકા** **શારદાબેન પટેલ**

---

## વાડમાં છીંડું

**મધરાત** ક્યારનીયે વીતી ગઈ છે. સર્વત્ર ઘોર શાન્તિ છે. ગામ આખું નિદ્રામાં સૂતું છે. કૂતરાંના ભસવાનો ભીષણ અવાજ ક્યારેક પડઘા પાડી ઊઠે છે. રાત્રીના અંધકારની ભયંકરતા બધે એકસરખી હોતી નથી: ગામમાં, સીમમાં, સ્મશાનમાં ક્રમશઃ વધતી જાય છે. તળાવની પાળે આવેલા આ કૂવાનો કાંઠો સ્મશાન કરતાં પણ અત્યારે વધુ ભયંકર લાગતો હતો. ઉમરડાના ઝાડનાં ડાળ એના મુખ ઉપર લંબાયાં હતાં, એટલે રાત્રીની આંખો સમા તારલાના ઝાંખા તેજને પણ એ રૂંધતાં હતાં.

આવા આ ભયંકર સ્થાન તરફ આ કોણ ધસી રહ્યું છે? નિર્ગિષમાત્રમાં તો એ કૂવા પાસે પહોંચ્યું! તળાવના ઓવારાની વંઢી ઉપર બેઠેલો ઘુવડ 'ઘુઉઉઉ' કરતો ઊડી ગયો. ક્ષણભર એ વ્યક્તિ ખેંચાઈ ઊભી. તેનો શરીરે જાણે શીત આવ્યાં. પોતાની સમગ્ર શક્તિ એકત્ર કરતી એ જાણે બોલે છે: 'બીએ છે શા માટે? પિતાજીની આબરૂ તારું બલિદાન માગે છે.' તેણે એક ડગ આગળ ભર્યું. બીજું એક ડગ ભરતાં કૂવો જાણે તેને સાદ પાડી રહ્યો છે!

બીજું ડગ ભરતાં તેનો ધ્રુજતો પગ ઉપડ્યો તેજ વખતે તેના ખભા ઉપર કોઇ મજબુત હાથ પડ્યો. 'બલિદાનની હજી બહુ વાર છે,' એ શબ્દો બીજીજ ક્ષણે તેના કાનમાં પડ્યા.

'અરે આ કોણ્ મને ઉપાડી…'

'બસ, બસ,' એ શબ્દો સાથે ખભા ઉપરને હાથે તેના મોંને સીવી લીધું.

ફાટી આંખે એ જોઇ રહી. જરા ઓળખાણ પડતાં તેણે પોતાના બન્ને હાથ ઊંચકનારને ગળે વીંટાળી દીધા. સ્મશાન નજીકના ચોતરા ઉપર જ્યારે તેને મૂકવામાં આવી ત્યારે તે અત્યંત ધીમે પણ દીન અવાજે બોલી: "પ્રમોદ, મને શા માટે અટકાવી?"

"એટલાજ માટે કે આપઘાત કરવો અનિવાર્ય નથી."

"અનિવાર્ય જ છે."

"હું કહું છું, નથી."

"તે દિવસે તમે માન્યું નહિ, હવે બહુ મોડા થયા છો."

"તે દિવસે આવો ખ્યાલ ન હતો; પણ હજુયે બધું વખતસર છે."

"કેમ? મેં તો ત્યારેયે મારો નિશ્ચય જણાવ્યો હતો."

'સાચું કહું, મંજુલા! ત્યારે મને એમ થતું હતું કે તારા જ ગામના ઓળખીતાંમાંથીજ તારા પિતા તારે માટે સારો વર શોધી શકશે. મારી પણ તૈયારી ન હતી. તે વખતે પ્રીલીમીનરી પરીક્ષા ચાલતી હતી. મને મેટ્રીકની પરીક્ષામાં બેસવાનો બહુ મોહ હતો."

"તો બેસો ને. હજુ દશેક દિવસની વાર હશે, નહિ? મને મારે રસ્તે જવા દો."

"ના, મંજુલા, હવે એ મોહ ઊતરી ગયો છે, એટલે શું કરવું એ પછીથી નક્કી કરીશું"

"કેમ?"

"કેમ શું? હમણાંજ તારાં માતાપિતા અને તારી વચ્ચે વાગ્યુદ્ધ, રુદન, અને મૂર્છાનો દેખાવ બન્યો હતો, કેમ નહિ?"

"ખરે, એ બધું તમે જોઇ ગયા!"

"હા, બધુંયે. આજે મોડા સુધી વાંચવાનો વિચાર હતો; પરંતુ વાંચતાં ખુસપુસ થતી સાંભળી ઊઠ્યો, સ્ટેશની વંડી કૂદી તારા ઘરના જાળીઆ આગળ કાન માંડી ઊભો."

"ત્યારે ચોર છો તમે."

"ચોરી કંઇ નાનીસૂની હાથ નથી આવી," કહી તેણે મંજુલાના ગાલ

ઉપર ટપલી મારી. શરમથી મંજુલાનું મુખ રાતું થઇ ગયું.

જરા રહી તે બોલ્યોઃ "તારા પિતા કેવા ઊકળ્યા હતા! 'જન્મતાં જ મારી નાખી હોત તો આજે આ પીડા ન આવત,' એમ વારંવાર કહેતા હતા."

"મારી નાખી હોત તો તો નિરાંત થાત. ચાર ચાર વર્ષથી વર શોધ્યા કરે છે. કેટકેટલી ભાંજઘડો અને કાવાદાવા કર્યા, કેટલા ય માણસોની ખુશામત કરી, કેટલાનાં ખિસ્સાં ભર્યાં, એક બે વખત જરા લાગ મળ્યો ત્યારે જીવથી યે વહાલી જમીન વેચી રૂપીઆ તૈયાર કર્યા. ભાઇ કોલેજમાં ભણે છે અને કમાનાર કોઇ છે નહિ. ખેતીમાંથી ઘરખર્ચ જ માંડ પૂરું થાય છે. એક બે વખત તો કાંઠે આવેલી વાત મારી ગઇ અને રૂપીઆ વેડફાઇ અર્ધા થઇ ગયા. વળી થોડા વખતથી એક ઘાટમાં હતા; પરંતુ કાલે સંપૂર્ણ નિરાશા મળી એટલે એમને જીવવા ઉપર, ઘર ઉપર, અને આ માદીકરી ઉપર કંટાળો આવી ગયો. તેઓ ખૂબ તડૂક્યા. તમે એ બધું સાંભળ્યું છે. મારી બાએ રોતાં રોતાં કહ્યું: 'તમને આટલું બધું દુઃખ પડે છે તો મારી દીકરીને લેઇ કૂવામાં પડીશ.' " કહેતાં મંજુલાને ધ્રુસકાં આવ્યાં.

"ત્યાંથી જ મેં બધું સાંભળ્યું છે." પ્રમોદ તેને સાન્ત્વન આપતાં ધીમેથી કહેવા લાગ્યોઃ "મારા પણ પગ એ સાંભળી ધ્રુજતા હતા. તારા પિતા ક્રોધથી ધ્રુજતા હતા. ઘાંટો કાઢી તેઓ બોલ્યા: 'કાલે પડતી હોઉ તો આજે જ પડ, રાંડ, બિવડાવે છે શાની?' કહી તેમણે તારાં બાને બેચાર લાતો મારી કાઢી. 'મારી નાખો, પાર આવે,' 'શું કામ સંસાર માંડ્યો હતો? બાવા થઇ જવું હતું,' વગેરે અનેક વાક્યો તારાં બા બોલતાં હતાં. શું કરે છે, મંજુલા? રડે છે? હવે શાને? દીવાના પ્રકાશમાં જોએલું તારું અશ્રુભર્યું મુખ હજુયે મારી સમક્ષ ખડું થાય છે. 'મારે લીધે જ છે આ બધું, બા. હું અભાગણી!' કહી તું સૂઇ ગઇ. તારાં બાએ જાણે ધરાઇને હૃદયની વરાળ કાઢી અને ધરાઇને માર ખાધો હોય તેમ અચેતન પડી રહ્યાં. તારા પિતા ચોકમાં આવી હુકો પી બહાર ચાલ્યા ગયા."

"હા, બે દિવસથી તમાકુનાં લીલાં પાન તોડી કોઇ ગાંસડી બાંધી જાય છે એટલે આજે એ તપાસ કરવા ગયા છે. તમારા ફુઆ પણ સાથે ગયા છે."

"એ જ ઠીક છે, મંજુલા; મારે જ અહીં જરા વિસામો કર્યો. હવે ઊઠ, સ્વસ્થ થઇ ચાલવા માંડ. સવાર થતાં શોધાશોધ થઇ રહેશે."

"હજુયે કહું છું, પ્રમોદ, જાઓ પરીક્ષામાં બેસો અને મળે ત્યારે કોઇ સમાજને પરણજો. મને મારે રસ્તે જવા દો. બે દિવસમાં બધું શાન્ત થઇ જશે

અને થોડા દિવસમાં તો સૌ કોઇ મને ભૂલી જશે."

"હજી એ ને એ વાત?" કહી મીઠા રાષથી પ્રમોદે તેનો હાથ એવી રીતે દાબ્યો કે જાણે તે પોતાનોજ છે એવું અભય વચન આપી રહ્યો છે. "તે દિવસે પણ તારા ઘરમાં આવોજ કંઇક ઝઘડો થયો હતો; પણ તે આથી નાનો અને એનું વર્ણન તારે મોંએ સાંભળેલું, પણ આ તો પ્રત્યક્ષ જોયું."

"એટલે મારી પાછળ આવ્યા?" જરા રહીને તે બોલી: "ખેર, તો ચાલો, ક્યાં લેઇ જશો? જ્યાં કહેશો ત્યાં આવીશ."

"હા, આપણે સત્વર જવું જોઇએ. પહેલો મેલ ખુશીથી પકડી શકાશે. રેલને પાટે પાટે સ્ટેશને પહોંચી જઇશું અને ટીકીટ વગરજ બેસી જઇશું. ગાર્ડ પાસેથી ટીકીટ લેઇ શકાશે."

બન્ને ચાલ્યાં.

## ૨

બીજે દિવસે સવારે પ્રતિષ્ઠાપુરને ચોરે ને ચકલે એકજ વાત થતી હતી: 'હાજીભાઇની દીકરી મંજુલા અને અમથાભાઇના સાળાનો છોકરો પ્રમોદ ભાગી ગયાં છે.' 'છોકરીએ ગજબ કર્યો. ખૂબ મોંએ ચઢાવી હતી. કાળું કરીને ગઇ. બીજું કોઇ ન મળ્યું ને છેવટે ગામડીઓ હાથ આવ્યો.' કોઇ વળી કહેતું: 'કાગડો દહીંથરૂં લેઇ ગયો. પણ, ખેર ક્યાં જવાનો છે? બે ચાર દિવસમાં બચ્ચાજીને પકડી પાડી સરકારનો મહેમાન બનાવી ના દેઇએ તો અમે મંજલા વાળા નહિ.'

'સરકારનો મહેમાન? ના, ના. એ તો આમ!' કહી બીજે એક જણે બે હાથ ભેગા કરી મસળ્યા.

'એ છોકરો બહુ ચબરાક થઇ ગયો હતો. સાલા, ગામડીઆ! આ તો બેનનું ઘર, આ તો ફોઇનું ઘર, કહી છોકરો ભણવા મોકલે અને આપણે દયાથી મફત ભણાવીએ ત્યારે આમ આપણુંજ ઘર ખોદે!'

મંજુલાનાં માતા હેતાબાએ સવારથી – ઊઠ્યાં ત્યારથી – જાણે છેડો વાળવા માંડ્યો છે. લોક આવે છે ને જાય છે. 'મારી દીકરીને શોધી લાવો, નહિ તો કૂવો પૂરીશ,' એમ વારંવાર કહી તેને યાદ કરે છે. 'મારી ફૂલ જેવી દીકરી! એના કોડ એના મનમાંજ રહી ગયા! નક્કી એણે આપઘાત કર્યો છે.'

આપઘાતની વાત માનવા કોઇ તૈયાર ન હતું. છતાં વહેમ ના રહી જાય

એટલા માટે રાજીભાઈએ અને અમથાભાઈએ ચારે દિશાએ માણસો દોડાવ્યાં. ચારે બાજુ તમામ કૂવા જોવા માણસો દોડાદોડ કરી રહ્યાં. ગુજરાત કૉલેજમાં ભણતા મંજુલાના મોટા ભાઈ દિનકરને પણ પત્ર લખી હકીકતથી વાકેફ કર્યો અને અમદાવાદમાં બધે તપાસ કરવાનો હુકમ કર્યો. મુંબઈના પાસપોર્ટ એજંટોને ચેતવવા માટે લાગતાવળગતાઓને પત્રો લખ્યા, જેથી તેઓ આફ્રિકા કે બીજે ક્યાંક ભાગી જતાં હોય તો રોકી શકાય. કઈ દિશામાં ગયાં છે તે જાણવા માટે જોષીને પણ પૂછવામાં આવ્યું. નાસી જનાર આફ્રિકા જ જાય એમ ધારી જોષીરાજે પશ્ચિમ તરફ પરદેશગમન થતું હોવાનો સંભવ બતાવ્યો, અને તેથી મુંબઈ તપાસ કરવા ભલામણ કરી. ઘરમેળે વાત પતાવી દેવાના ઇરાદાથી કોઈએ પોલીસને ખબર આપી નહિ.

પાછલે પહોરે બધા થાકીને પાછા આવ્યા, ત્યારે નક્કી થયું કે મંજુલાએ આપઘાત કર્યો નથી. ઓટલે બેસી ગપ્પાં મારનારા નવરાઓને ત્યારે નવું ડહાપણ આવ્યું: 'અમે તો કહેતા જ હતા તો! આપઘાત કરે એવી છોકરી ખરી ને? ખાસી અંગ્રેજી પાંચ ચોપડી તો ભણી છે. લોકલાજથી થાકીને છેક ગળે વળગે ઉપાડી લીધી હતી. અને એ જણ સાથે ગુમ થયાં છે તે નથી જોતાં? મારી દીકરી કૂવે પડી, કહી એની મા ગળામાં ઝભ ઘાલતી નથી. પણ એ તો ગામડીઆને લેઈને ભાગી ગઈ! છોકરીઓને ભણાવવી જ ના જોઈએ.'

'ગરજે ભણાવે છે, ભાઈ. કુળવાનના છોકરા ભણેલીઓ શોધે છે.'

શોધખોળમાં દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. અનેક સ્થળ જોયાં. અમદાવાદથી પણ દિનુનો કાગળ આવ્યો. તેણે ત્યાંની બધી સંસ્થાઓ, હોટેલો ને ધર્મશાળાઓ જોઈ, પણ ક્યાંય પત્તો ન મળ્યો. તેણે એ પણ ઉમેર્યું હતું કે 'હશે, સારું છે કે આપઘાત નથી કર્યો. પ્રમોદ સાથે પરણી જશે તો કંઈ ખોટું નથી. હવે ધાધળ કરવું નકામું છે. ડાહ્યા હો તો હજુ યે નાતનું પંચ બોલાવી ગોળની મર્યાદા, પરદેશની લાલચે ગોળ બહાર જતા વર અને પરિણામે કન્યાઓ માટે વરની અછત, એ પ્રશ્નો ઉપર વિચાર કરો, નહિ તો આવું તો હવે ઘેર ઘેર જનશે.' ક્રોધથી રાજીભાઈએ કાગળના ફાડીને ચૂરેચૂરા કરી નાખ્યા!

'પડી છે કંઈ બાપની આબરૂની?' એક કુટુંબીએ કહ્યું.

'ભાઈ, આજનું ભણતર જ એવું છે. એમને વહેવારની શી ગમ?'

'કળિયુગ, બીજું શું! કળિયુગ!" સામે ઓટલેથી જોષીરાજ બોલ્યા. 'કુંવારી કન્યાઓ બાપનું ઘર મૂકીને ભાગી જાય, ગજબ!'

### ૩

આજે પ્રતિષ્ઠાપુર ઉપરજ નહિ, પણ ગોળનાં બધાં ગામ ઉપર જાણે બૉમ્બ પડ્યો છે! વાચનાલયમાંથી 'લાલબત્તી' નામનું વર્તમાનપત્ર લેઈને માસ્તર સાહેબ દાજીકાકાને કંઇક વંચાવવા આવ્યા.

'લાલબત્તી'ના પ્રથમ પૃષ્ઠ ઉપર મોટે અક્ષરે આ પ્રમાણે 'જાહેર સૂચના' (નોટીસ) હતી: 'હું નીચે સહી કરનાર કુમારી મંજુલા, ગામ પ્રતિષ્ઠાપુરના વતની દાજીભાઇ ઓતમભાઇની દીકરી આથી જાહેર કરું છું કે આજ ચાર ચાર વર્ષથી મારા પિતા અને અન્ય વડીલો મારા વિવાહ માટે વરની શોધ કરી રહ્યા છે, પરંતુ પૈસાનું પાણી કરવા છતાં નિષ્ફળ નીવડ્યા છે. આનાં કારણ સ્પષ્ટ છે. પૈસાને લોભે અનેક કહેવાતા કુળવાન ઘરના દીકરાઓને પરઠણની લાલચે ગામડાંમાં–ગોળ બહાર–પરણાવવામાં આવે છે. બીજી બાજુ કન્યાઓને ગોળમાંજ આપવાનું ફરજીઆત છે. આથી તો ગોળમાં છોકરા કરતાં અમારી–છોકરીઓની–સંખ્યા વધી પડી છે, અને એ સ્થિતિમાં અસંખ્ય વર ઊતરતાં ગણાતાં ગામોમાંથી કન્યા લાવે, એટલે અમારી સ્થિતિ કફોડી બને એ દીવા જેવું છે. અમારાં માબાપ ચિંતાથી રાતદિવસ લોહીનું પાણી કરે છે, ખુશામદમાં ને દોડાદોડમાંજ પૈસાનું પાણી કરે છે. એ સ્થિતિમાં અનેક તો જેવા મળી આવે તેવા (અલબત કુળવાન તો ખરાજ)–બીજવર, ત્રીજવર, અભણ કે બદમાસ–વર સાથે પોતાની દીકરીઓને પરણાવી દે છે. આથી અનેક કુમારી અને પરણેલી બેનો આપઘાત કરે છે. મારાં વહાલાં માબાપની મુંઝવણ ટાળવા મેં પણ એજ રસ્તો લીધો હતો, પણ ઈશ્વરકૃપાએ બચવા પામી છું. અને ત્યારે તો હવે મને યોગ્ય લાગે તે કરવાની મારામાં હિંમત આવી છે. ચોરીછૂપીથી તો ક્યારનીયે હું મારા કોઇ ઇચ્છિત પ્રિય સાથે લગ્ન કરી શકી હોત, પણ મારે તેમ કરવું નથી. મારા જેવીજ દશા મારા જેવી અનેક કુમારી બેનોની છે. એ સર્વેના માર્ગ ખુલ્લા થતા હોય તો મારા પ્રિયને ભોગે પણ હું આજીવન કુમારી રહેવાનો નિશ્ચય જાહેર કરું છું. મારો પડકાર છે કે આવતા રવિવારથી પુરા પંદર દિવસની મુદત હું નાતને –નાતના પટેલીઆઓને–આપું છું અને વિનંતી કરું છું કે તે દરમ્યાન તેઓ એક સ્થળે ભેગા થઇ નાતના ગોળને તોડી વરકન્યાની પસંદગીનાં ક્ષેત્રને વિસ્તૃત બનાવે અને જ્યાં કન્યા આપવામાં વાંધો મનાતો હોય ત્યાંથી પરઠણને લોભે પણ કન્યા લાવનારને નાતબહાર મૂકવામાં આવે એવો ઠરાવ કરે. આમ કરી તેઓ મારી અનેક મૂંગી બેનોને ક્ષેત્રસંન્યાસને પરિણામે ભોગવવાં પડતાં પારાવાર

દુઃખથી અને ગમે તેવા વર સાથે વિતાવવાં પડતાં અસહ્ય જીવનથી બચાવે. સાથે તેમનાં મુઝાતાં માબાપને પણ રસ્તો મોકળો કરી આપે. પંદર દિવસની એ મુદ્દત પૂરી થયે ઉપરની મતલબનો ઠરાવ થએલો જોવામાં નહિ આવે તો ત્યારથી અને ઠરાવ થવા છતાં તેનો અમલ થતો જોવામાં નહિ આવે તો પાછળથી હું મને મારે ફાવે તેમ વર્તવા છૂટી ગણીશ.

'લી. કુમારી મંજુલા'

બુકોબા, પૂર્વ આફ્રિકા ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ



## પાટીદાર કેળવણી મંડળ

'સમસ્ત પાટીદાર કેળવણી મંડળ'ની સ્થાપના સંબંધે હકીકત અને પ્રસંગોચિત ભાષણોનો સાર 'પાટીદાર'ના કાર્તક માસના અંકમાં વાંચી નીચેના કેટલાક વિચારો કાર્યકર્તાઓ આગળ રજુ કરવાનું કર્તવ્ય સમજાય છે.

આખી કોમની કેળવણીના પ્રશ્નોનો વિચાર કરવા મંડળ સ્થપાય એ પગલું સ્તુત્ય છે. ચરોતર કેળવણી મંડળે દીર્ઘદષ્ટિ વાપરી અનેક પ્રવૃત્તિઓ દ્વારા બીજી કોમોની સાથે પાટીદાર કોમની સેવા કરવામાં બીજી કોઇ પણ સંસ્થા કરતાં વધારે ફાળો આપ્યો છે એ સર્વને ખબર છે. કોમી સંસ્થાઓની તરફેણમાં હું નથી. છતાં જ્યારે બીજી ઘણી કોમોએ વિદ્યાર્થીઓને સહાયતા કરવા માટે જ્ઞાતિફંડોની યોજના કરી છે અને પાટીદાર વિદ્યાર્થીઓ માટે જ્ઞાતિફંડની આવી યોજના અત્યાર સુધી થઇ નથી, તેથી પાટીદાર વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસમાં અનેક મુશ્કેલીઓ નડે છે. માટે પાટીદાર વિદ્યાર્થીઓની આ મુશ્કેલીઓ દૂર કરવા માટે પાટીદાર મંડળ પ્રયત્ન કરે એ ખોટું નથી. દરેક કોમ આ રીતે પોતાનું સંભાળી લે તોપણ ઘણું કામ થાય અને દેશ આગળ વધે.

પાટીદારોની મુખ્ય વસતિ ચરોતર, દશક્રોશી અને કાનમ-વાકળમાં છે. ચરોતરમાં કેળવણીનો પ્રચાર ઠીક પ્રમાણમાં થયો છે અને કાનમ-વાકળ તેમાં પછાત છે. મને લાગે છે કે કાનમના પાટીદારોની આર્થિક સ્થિતિ ચરોતરના પાટીદારો કરતાં વધારે સારી હતી અને વધારે સારી થઇ શકે તેમ છે. પણ સારી સ્થિતિને કારણેજ કાનમના લોકોને બહાર જઇ કમાણી કરી લાવવાની જરૂર નહોતી, તેથી તે કેળવણીમાં પછાત રહ્યા અને સામાજિક રીતરિવાજોમાં અયોગ્ય ખર્ચખૂટણ કરવામાં પૈસાનો ઉપયોગ કરવા લાગ્યા

અને ખેતીનાં ખરાબ વરસોમાં પણ ખર્ચના રસ્તા કાયમ રાખ્યા, તેથી તે અત્યારે જોઇએ તેટલા આગળ આવી શકતા નથી.

સારા છાત્રાલયની મુશ્કેલીઓ શ્રી. મોતીભાઇ અમીને સભા વખતે બરાબર સમજાવી હશે. કેળવણીની સંસ્થામાં પૈસા મુખ્ય નહિ, પણ માણસ મુખ્ય છે. સંસ્થા ચલાવનાર લાયક માણસ મળી આવશે તો પૈસા તો તેની પાછળ પાછળ આવવાનાજ છે. આ મંડળમાં છાત્રાલય ચલાવવાની જવાબદારી લેનાર કયા અને કેટલા માણસો છે તેની મને ખબર નથી. આવા માણસો ઘણાજ થોડા મળી આવે છે એવો મારો અનુભવ છે. નવું છાત્રાલય કાઢી તે ચલાવવા પ્રયત્ન કરવો તે કરતાં તો ચરોતર બોર્ડિંગ હાઉસ જેવું વડોદરામાં છાત્રાલય હોય તેનો લાભ લેઇને તેને મદદ કરી તેનો વિકાસ કરવા પ્રયત્ન કરવો એ વધારે સારું છે.

હવે વડોદરાનું છાત્રાલય કેટલું ઉપયોગી થશે તેનો વિચાર કરીએ. તેથી વડોદરામાં રહેતા માણસોને તો ખાસ લાભ થાયજ નહિ. નવું છાત્રાલય બીજાં કોમી છાત્રાલયોની માફકજ ચાલવાનું હોય તો વડોદરામાં તો મકાનોની અને વીશીઓની ખોટ નહિ હોવાથી તે બહુ ઉપકારક નીવડે તેમ લાગતું નથી. જે ઉમરે ચારિત્ર્ય ઘડાય છે અને જેની અસર આખા જીવન ઉપર રહે છે તે ઉમરે ગામડાંના વિદ્યાર્થીઓ હાઇ સ્કૂલના અભ્યાસ માટે અનેક પ્રલોભનોથી ભરેલા શહેરમાં આવેલા બોર્ડિંગ હાઉસમાં રહે, ત્યાં શહેરી જીવન ગાળતા થાય, હોટેલોનો, નાટકચેટકનો તેમજ સીનેમાનો તેમને ચસકો લાગે અને માબાપની સ્થિતિ ગમે તેવી હોય છતાં તરતજ વિલાયતની સ્ટીમરમાંથી ઊતર્યા હોય તેવા ફક્કડ બનીને ફરવામાં મગરૂરી માને,[1] અને 'ધોબીનો કૂતરો નહિ ઘરનો, નહિ ઘાટનો' એના જેવી તેમની સ્થિતિ થાય છે એ આપણે

---

૧. છાપાં વાંચનાર જાણતા હશે કે અમદાવાદમાં દારૂબંધી થયા પછી ત્યાંની મેડીકલ સ્કૂલની હોસ્ટેલમાં રહેતો એક અમીન વિદ્યાર્થી ગામડાના પીઠામાં દારૂ પીવા ગએલો, ત્યાં દારૂ પી ગાંડો થઇ તોફાન કરતાં પકડાએલો. ત્યારે એને એ ટેવ તો પહેલેથીજ હશે ને? એ સમાચાર ઉપર 'ગુજરાત સમાચાર' પત્રે કંઇક ટીકા કરી હશે, ત્યારે એ અમીન વિદ્યાર્થીનો, તેની 'ખાનદાની'ને નામે, બચાવ કરવા એ સ્કૂલની હોસ્ટેલના વિદ્યાર્થીઓએ સામું ચર્ચાપત્ર લખ્યું. જોકે 'ગુજરાત સમાચાર' પત્રે એનો ઠીકજ ઉત્તર આપેલો, પણ એ ચર્ચાપત્ર એ સરકારી મેડીકલ સ્કૂલના એ હોસ્ટેલના વિદ્યાર્થીઓનું માનસ પ્રકટ કરે છે। તંત્રી—

જોઈએ છીએ. એટલે હાઈસ્કૂલમાં ભણના ગામડાંના વિદ્યાર્થીઓને નવા છાત્રાલયથી શું લાભહાનિ થશે તે આપણે ગંભીરપણે વિચારવું રહ્યું.

સમસ્ત પાટીદાર કેળવણી મંડળ આખી કોમની સેવા માટે સ્થપાયું હોય તો તેણે કોમની એકસરખી અને તેટલી સેવા કરવા માટે અને નામને સાર્થક કરવા માટે કમ્મર કસવી જોઈએ. વ્યવસ્થાપક મંડળમાં ઘણા લાગવગવાળા, અનુભવી અને સાધનસંપન્ન સજ્જનો છે. તેમાંના ફક્ત દશેક જ જો એક વર્ષ સુધી સતત કામ કરે અને જ્યાં જ્યાં પાટીદાર વસતા હોય ત્યાં ત્યાં જાતે ફરી વળે અને પરિણામે ઓછામાં ઓછું દશ લાખ રૂપિયાનું ફંડ કરી નાખે, તો પાટીદારનાં બાળકોને કેળવણી આપવાના કાર્યમાં કાંઈક થઈ શકે. આ ફંડમાંથી જરૂરીઆત પ્રમાણે ફક્ત એક ઓરડીમાં ઓફીસ રાખીને વ્યવસ્થાપક મંડળ પોતાનું કાર્ય ચલાવ્યે જાય અને પાટીદાર વિદ્યાર્થી જ્યાં જ્યાં—હિંદમાં ને હિંદની બહાર પણ—અભ્યાસ કરતા હોય ત્યાં ત્યાં મંડળની મદદ પહોંચાડવામાં આવે. એક વખત સારું ફંડ થઈ ગયા પછી તેની વ્યવસ્થા કરવી અને તેમાં વધારો કર્યા જવો એ બહુ જવાબદારીનું અને મુશ્કેલ કાર્ય નથી. વધારામાં, દરેકને અનુકૂળતા પ્રમાણે નક્કી કરેલે ધારાધોરણે એકધારી મદદ થાય અને કામ પણ સંગીન થાય. આથી વિદ્યાર્થીને અભ્યાસ માટે સારી સંસ્થા અને સ્થળની પસંદગી મળે અને એક વખત મહેનત લેઈને કરેલા કામની અસર ચિરસ્થાયી બને.

આ કોઈને હવાઈ કિલ્લા જેવું લાગે. મને તો આ સિવાય પાટીદાર જેવી સાગર નાતને કેળવણીમાં સહાયતા કરવાની બીજી વ્યવહારૂ અને સંગીન યોજના જડતી નથી. આ કાર્ય થાય તો થોડાંક વર્ષોમાં જ કાનમ જેવા પ્રદેશોમાં પણ કેળવણી એકદમ વધી જાય, વડીલોપાર્જિત મિલકત—જેના અનેક ભાગલા થવાથી—તે ઉપર જ નિર્વાહનો આધાર રહે નહિ અને કોઈ પાટીદારનું બાળક સાધનને અભાવે કેળવણી લેતું અટકે નહિ.

મને લાગે છે કે મારી આ યોજના શ્રી. મોતીભાઈ અમીનને અને શ્રી. નરસિંહભાઈ પટેલને પણ રુચશે. મંડળના ફક્ત થોડાક લાગવગવાળા, વયોવૃદ્ધ અને સાધનસંપન્ન સજ્જનોએ આ માટે પોતાના જીવનનો અને કમાણીનો થોડો પણ મોટો ભાગ આપવા તત્પર થવાનું છે. આ સંબંધે ગંભીરપણે વિચાર કરવા અને યોજનાને ફત્તેહમંદ બનાવવા માટે કમ્મર કસવાની પાટીદાર કેળવણી મંડળના સંચાલકોને પ્રેરણા થાય ને તેમને તે માટે યોગ્ય બળ મળે એ જ પ્રાર્થના.

નર્મદા કેળવણી મંડળ, શુક્લતીર્થ ભીખાભાઈ પટેલ

# પાયોરિયા

**પાયોરિયા** એ આ જમાનાનો ઘણોજ જાણીતો રોગ છે. પાયોરિયા એ અંગ્રેજી શબ્દ છે એટલે ઘણા એમ માને છે કે પહેલાં આ રોગ હતોજ નહિ, આ જમાનાનોજ એ રોગ છે. પરંતુ ઇ. સ. પૂ. ૪૦૦–૫૦૦માં ઇજિપ્તના લોકોમાં આ દરદ હતું એમ ઇજિપ્તનાં મમી (Egyptian Mummies) જોવાથી જણાએલું છે. સુશ્રુતના મુખરોગમાં મુખના જે અનેક રોગોનાં નામો, તેના વર્ણન સાથે, વિસ્તારથી આપવામાં આવ્યાં છે તેમાં 'ઉપકુશ' નામના રોગનું જે વર્ણન છે તે બરાબર આજના 'પાયોરિયા' રોગને મળતું આવે છે:

> वेष्टेषु दाहः पाकश्च ताभ्यां दन्ताश्चलन्ति च ।
> यस्मिन् सोपकुशो नाम पित्तरक्त कृतो गदः ॥

(माधवनिदान, मुखरोग)

દાંતનાં પેઢાંમાં (દન્તવેષ્ટનમાં) દાહ અને પાક થાય છે, દાહ અને પાકને લીધે દાંતો ખખા હાલી ઊઠે છે, દાંત હાલતાં તેમાંથી લોહી નીકળે છે, દાંતમાં મંદમંદ વેદના થાય છે અને મોં ગંધ મારે છે. આ પિત્ત અને રક્તને લીધે થનારો વ્યાધિ છે. જે કારણોથી પિત્ત દૂષિત થાય છે અને લોહી બગડે છે તે કારણોજ આ રોગ માટે જવાબદાર છે એમ આયુર્વેદ માને છે.

પાયોરિયા (Pyorrhea) શબ્દ બે ગ્રીક શબ્દો Puon (એટલે Pus, પરુ) અને Rhoia (એટલે flow, વહન) ઉપરથી થયો છે, અર્થાત્ પરુનું વહેવું એવો એનો અર્થ થાય છે. કેટલાક આને Pyorrhea alveolaris–'પાયોરિયા એલ્વીઓલેરીસ' નામ પણ આપે છે. Alveolaris એ લેટીન શબ્દ alveolus (એટલે 'નાની બખોલ') એ ઉપરથી બનેલો છે. અર્થાત્ દાંતનાં હાડકાંની નાની બખોલોમાંથી પરુનું વહેવું, એવો એનો અર્થ થાય.

આ રોગમાં દાંતના પેઢામાંથી પરુનું વહેવું અને મોંનું ગંધાવું, એ બેજ મુખ્ય લક્ષણો છે. દાંતની બરાબર સંભાળ ન રાખવાથી, યુક્તાહાર (Balanced Diet) ન કરવાથી, ખૂબ બીડીઓ ફૂંકવાથી અને રાતદિવસ પાનના ડૂચા ગલોફામાં રાખી મૂકવાથી આ દરદ થાય છે.

દાંતની સંભાળ હિંદુઓને તેમના પૂર્વજોએ વારસામાં સોંપેલી છે. જેમ હિંદુમાત્ર નિત્ય સ્નાન કરે છે તેમ તે મુખશુદ્ધિ પણ સાચવે છે. પરંતુ નાહવામાં જેમ આપણે ઢંગધડા વિનાનું નાહીએ છીએ તેમ મુખશુદ્ધિમાં પણ કરીએ

છીએ. દાતણ ગમે તેવું વાસી, સડેલું કરીને આપણે 'દાતણ કર્યું' એવો સંતોષ અનુભવીએ છીએ. દાતણ હમેશાં તાજાં લેવાં જોઈએ. દાતણ એક ને એક જાતનું નહિ કરવું જોઈએ. આજે લીંબડો, કાલે બાવળ, પરમ દિવસે વડ, ચોથે દિવસે કણજી, પાંચમે દિવસે બોરસલી, છઠ્ઠે દિવસે ખેર, તો સાતમે દિવસે કંબોઇ કે આવળ, આમ ફરતાફરતી દાતણો કરવાં જોઈએ. દાતણ તાજું, લીલુંછમ લેવું; તેનો અગ્રભાગ છુંદી નાખવો, જેથી વધુપડતો જલદ રસ પેઢાંને નુકસાન ન કરે. દાતણ ખૂબજ ચાવવું જોઈએ. ઝીણો મુલાયમ કૂચો થાય એટલે સારા દંતમંજન સાથે તેને પ્રત્યેક દાંત ઉપર, ઉપરથી નીચે ને નીચેથી ઉપર, ઘસવો જોઈએ. દાંતનાં પેઢાંને ઇજા ન થાય એ સાચવવું જોઈએ. દાતણ સાથે સુગંધી દંતમંજન કે પેસ્ટ વાપરવું જોઈએજ, કારણ કે સુગંધીને લીધે મુખમાં સુવાસ રહે, ખુશબોથી મોંમાંથી પાણી છૂટે, પરિણામે દાંતની બખોલોમાં ભરાઇ રહેલા અન્નાજના કણો નીકળી જાય. દંતમંજન જંતુઘ્ન અને સુગંધી હોવું જોઈએ. તે બહુ કર્કશ ન હોવું જોઈએ, તેમ બહુ સૂક્ષ્મ પણ ન હોવું જોઈએ. બહુ કર્કશ દંતમંજન દાંત ઉપરના બારીક પડને નુકસાન પહોંચાડે અને દાંતની બખોલમાં તેના કણો ભરાઇ પણ રહે. બહુ સૂક્ષ્મ બરાબર ઘસાતું જ નથી. આ દંતમંજનોમાં ખટાશયુક્ત (Acid) દવાઓ ન હોવી જોઈએ. આપણા લોકો એકલું દાતણ કરે છે અને દંતમંજન કે પેસ્ટ વાપરતા નથી. આ ભૂલ છે અને તે સુધારવી જોઈએ.

દાતણની ચીરથીજ ઊલ ઉતારવાનો રિવાજ છે, પરંતુ તે યોગ્ય નથી. દાતણની ચીરથી ઊલ બરાબર ઊતરતી નથી અને જીભ છોલાય છે, માટે સોનાની, ચાંદીની, તાંબાની કે કચકડાની ઊલ વાપરવી હિતાવહ છે.

મોં ધોવામાં પણ ખૂબ ખૂબ કાળજી રાખવી જોઈએ. ગળામાં બે આંગળાં ઊંડે ઘાલી ગળું બરાબર સાફ કરી લેવું જોઈએ. ઠંડા પાણીથી ખૂબ કોગળા કરી નાખવા જોઈએ. આ પછી હમેશાં તલના તેલનો મોટો કોગળો ભરીને ૧૦–૧૫ મિનિટ સુધી તેને મોંમાં રાખી મૂકવો જોઈએ. એવા તૈલગંડૂષથી દાંત મજબૂત થાય છે, મોંની ચીકાશ દૂર થાય છે, આંખનું તેજ વધે છે, અવાળાં વગેરે બેસી જાય છે અને દાંતનાં મૂળ સુધી સ્નેહન પહોંચે છે. આ જમાનામાં હું તો સૌને ભારપૂર્વક કહું છું કે હમેશાં દાતણ કરી ઊઠ્યા પછીથી નિયમિત તૈલગંડૂષ કરો. તૈલગંડૂષ એ દિનચર્યાનું અંગ જ મનાએલું છે. પાયોરિયાના દરદીએ તો ખાસ તૈલગંડૂષ કરવું જ.

અવારનવાર બ્રશ વાપરવું પણ હિતાવહ છે. પેઢાં છોલાય નહિ એવી

રીતે બ્રશ વાપરવું જોઇએ. બે દાંતની ફાટ વચ્ચે બ્રશનાં વાળ જવા જોઇએ, એટલે સૂક્ષ્મમાં સૂક્ષ્મ રજકણો પણ બહાર નીકળી જાય. વળી બ્રશના અવાર-નવાર વપરાશથી દાંત એકદમ સાફ થઇ જાય છે.

આ થઇ મુખશુદ્ધિની વાત. મુખશુદ્ધિ ઉપર પૂરેપૂરું ધ્યાન આપવામાં આવે તો દાંતના રોગો ઘણાંજ ઓછા થઇ જાય.

પરંતુ પાયોરિયા પિત્ત અને રક્તના દોષોને લીધે થાય છે એમ આપણા પૂર્વજોએ માન્યું છે અને આધુનિકો પણ આ જ વાત કહી રહ્યા છે. અત્યંત ખાટાં, ખારાં, તીખાં, પચવામાં ભારે એવાં, દાહ ઉત્પન્ન કરે એવાં વિદાહી અન્નપાનના સેવનથી પિત્તનો પ્રકોપ થાય છે. આધુનિકો કહે છે કે લોહીમાં ખટાશ વધવાથી દાંતમાં પરુ થાય છે. લોહીમાં ખટાશ વધવાનું કારણ કબજિયાત અથવા આમાજીર્ણ (ઑટો-ઇન્ટૉકસીકેશન) છે. અયોગ્ય આહારથી પાચનયંત્રોને ખૂબ શ્રમ પડે, પરિણામે જે પાચક રસોનો સ્રાવ આહારના પાચન માટે અનિવાર્ય છે તે સ્થગિત થાય, અન્ન પચે નહિ, પરિણામે આમરસ રક્તમાં શોષિત થાય અને લોહી બગડે. અને લોહી બગડ્યા પછીથી ખટાશ (Acidity) વાળું થવાથી ચામડીના અનેક જાતના રોગો થાય, રક્તનું અભિસરણ આને લીધે કંઇક અંશે ઓછુંવત્તું થાય. શરીરના પ્રત્યેક ભાગમાં લોહી ફરી વળે છે. જે ભાગમાં લોહીનો પ્રવાહ ઓછો હોય ત્યાં પરુ થવાનો સંભવ રહે છે. દાંતનાં પેઢું, દાંતનાં મૂળ, એ પણ એવા ભાગ છે, જેને લોહીનો પ્રવાહ સારી રીતે મળવો જોઇએ. એ ભાગ ઉપર લોહી બરાબર પહોંચતું ન હોય, પ્રવાહ ઓછો હોય, તો એ ભાગમાં પરુ થવાનો સંભવ રહેજ.

આયુર્વેદના આચાર્યોએ પાયોરિયાનું (ઉપકુશનું) નિદાન, પિત્ત અને રક્ત દૂષિત થવાથીજ આ રોગ થાય છે, એમ કહેલું છે તે તદ્દન યોગ્ય છે. પાયોરિયા એ એક રીતે પેટનુંજ પ્રદર્શન છે અર્થાત્ પેટ જો ખરાબ અને ગંધાતું હશે તો એની અસર મોં ઉપર—દાંત ઉપર જરૂર થવાની જ. ગટર સાફ ન હોય તો બદબો આવવાની જ. જેનો જઠરાગ્નિ અયોગ્ય આહારવિહારથી મંદ થયો હોય, જાથુની કબજિયાતથી જે પીડાતો હોય, જે હમેશાં વ્યાયામ ન લેતો હોય, જે એશઆરામી અને લોલુપ હોય, તેની હોજરી અર્થાત્ સકલ પાચનયંત્ર રોગિષ્ટ થાય એમાં શી નવાઇ? જઠરાગ્નિને આપણા પૂર્વજોએ યજ્ઞની ઉપમા આપેલી છે. જેમ યજ્ઞમાં અપવિત્ર દ્રવ્ય ન હોમાય તેમ આ જઠરાગ્નિમાં ગમે તે ન નખાય. મહર્ષિ ચરક કહે છે કે તમામ રોગોનું મૂળ આપણો 'ગ્રામ્ય આહાર' છે. 'ગ્રામ્ય' શબ્દ 'અયોગ્ય' અર્થાત્ 'દુષ્ટ' એ

અર્થમાં મૂકવાએલો છે. આમાહાર એજ સકળ રોગોનું મૂળ છે. અનથી જ દેહ પોષાય છે. આમાહારથી દેહનું યોગ્ય પોષણ થતું નથી અને વિષદ્રવ્ય ઝેર શરીરમાં સંચિત થાય છે. પ્રખર વ્યાયામ અને દિનચર્યા કે રાત્રિચર્યા માટે ઉપદેશેલા નિયમોના પાલનનો અભાવ આ ઝેરને અંદર ને અંદર જ રાખવામાં સહાયતા કરે છે. યોગ્ય વ્યાયામ લેવામાં આવે તો પથરા પણ હજમ થઈ જાય છે, પરંતુ આપણો મધ્યમ વર્ગ વ્યાયામ તરફ બેપરવા બન્યો છે—બનતો જાય છે. પરિણામે જઠરાગ્નિની મંદતા, આમાજીર્ણ, તજ્જન્ય વિષનો સંચય, જેને આપણા આચાર્યોએ દુષિવિષ (Auto-intoxication) કહ્યું છે, એ બધા શરીરની ઘોર ખોદવામાં અગત્યનો ભાગ ભજવે છે. એટલે પાયોરિયા એ અયોગ્ય અન્નપાનનું પરિણામ છે એમ કહેવામાં જરા પણ વાંધો નથી.

ઘણા કહે છે કે તામ્બૂલભક્ષણથી—પાન ખાવાથી—દાંત બગડે છે. પરંતુ પાનથી દાંત બગડે છે એમ જે કહે છે તે અતિશય પાન ખાવાથી આ રોગ થાય છે એમ તેમના કહેવાનો ભાવ હોય છે. નિયમિત ૩–૪ વખત પાન ખાવાથી તો જઠરાગ્નિ સારો રહે છે, કારણ કે તામ્બૂલનો રસ જંતુઘ્ન —Germicide છે. વળી તામ્બૂલમાં જે 'ડાયાસ્ટેઝ' નામનો પાચકરસ (Enzyme) છે તે અન્નને પચાવવામાં—સ્ટાર્ચનું શર્કરામાં રૂપાન્તર કરવામાં —અગત્યનો ભાગ ભજવે છે. અને આપણુ હિંદુઓનો ખોરાક મુખ્યત્વે સ્ટાર્ચ-ઘટિતજ છે, એટલે ખાધા પછી પાન ખાવામાં તો લાભ છે. જ્યાં ચીજ બને તેની સારી હાં ન હોય, પરંતુ તેનો અતિરેકજ તેને વગોવે છે. પાનનું પણ આવુંજ થયું છે. તામ્બૂલભક્ષણની આપણા પૂર્વજોએ કરેલી સ્તુતિને તેના અતિરેકે હણી નાખી છે. પાચના ડૂચા ચોવીસે કલાક ગલોફામાં ઘાલતા આપણા વિવેકભ્રષ્ટોના મલિન દાંતો જુગુપ્સાજનક છે.

આપણે મુખશુદ્ધિ ભૂલ્યા છીએ, આહાર જેવા ગહન વિષય તરફનું આપણું અક્ષમ્ય દુર્લક્ષ આપણી આખી પ્રજાને ધીમે ધીમે હણી રહ્યું છે. વ્યાયામ નથી, વિવેક નથી, સદાચારનો ધીરે ધીરે લોપ થઈ રહ્યો છે. પરિણામે જીવનમાં શાન્તિ નથી. ચોવીસે કલાક દોડધામ, ચિંતા, વગેરેથી આપણું જીવન કૂતરાના જેવું બન્યું છે. अशान्तस्य कुतः सुखम्—જેનામાં શાન્તિ નથી તેને સુખ ક્યાંથી હોય?

ભગવાન ચરક કહે છે કે સકલ રોગોનું કારણ 'પ્રજ્ઞાપરાધ' છે—બુદ્ધિનો અપરાધ છે. બુદ્ધિના અપરાધની શિક્ષા એ આજના રોગોનો ઊભરો છે. આથીજ પ્રાચીન ઋષિઓએ વિધાતા પાસે માગ્યું હતું કે 'હે પરમાત્મા! તું અમારી બુદ્ધિને વિશદ બનાવ.' ભારતવર્ષની ગુલામીનું અને તેની દુર્દશાનું

ખરૂં કારણ બુદ્ધિભ્રંશ જ છે. પાયોરિયા તો તેનું એક નજીવું પરિણામ છે.

ત્યારે આપણે જોઇ ગયા કે પાયોરિયા એ અયોગ્ય આહારથી ઉત્પન્ન થતા પિત્ત અને રક્તના દોષોને આભારી છે. કબજિયાત અને અદહજમી એને માટે જવાબદાર છે. મુખશુદ્ધિ (Oral Hygiene) તરફ જોઇએ તેટલું લક્ષ આપણે આપતા નથી. આ જમાનામાં સોમાંથી સિત્તેર દરદીના મુખમાંથી અસહ્ય દુર્ગંધ મારતી હું જોઉં છું. દાંતમાં પરુના અને લોહીના લોચે લોચા ભરાઇ રહેલા જણાય છે. ઘણાખરા રોગો આ પરુ, જેમાં રોગોત્પાદક દુષ્ટ જીવાણુઓ હોય છે, તેને આભારી હોવાનો સંભવ છે. આ ચેપી પરુ પેટમાં જાય, ત્યાં હોજરીને અને આંતરડાંને તેનો ચેપ લાગે. પેટમાં સડો તો હોય છેજ, તેમાં આ પરુ વૃદ્ધિ કરે છે. પરિણામે જીર્ણ જ્વર, જાથુકની અદહજમી, ક્ષય, ટાઇફોઇડ, મરડો, વગેરે રોગો પ્રાદુર્ભાવ પામે છે. આમ આ નજીવું દેખાતું દાંતગાંનું પરુ, દરકાર ન લેવામાં આવે તો, ભયંકર સંકટો ઉત્પન્ન કરે છે.

ત્યારે આ રોગ ન થાય તે માટે શું કરવું જોઇએ, (Prophylactic & preventive treatment) એ તરફ આપણે ખૂબજ ધ્યાન દેવું ઘટે છે, કારણ કે આ રોગ થયા પછી તેના ઉપચારો કરાવવા અહીંતહીં દોડવું તેના કરતાં એ રોગ થાયજ નહિ એ તરફ પૂરતું લક્ષ અપાય તો એ પ્રથમં બુદ્ધિલક્ષણમ્ છે. થયા પછી આ રોગની લીલાને પહોંચી વળવું, ઘણી વખત, મુશ્કેલ થઇ પડે છે. આને માટે નીચેના નિયમોનું પાલન આવશ્યક છે:

(૧) બહુ પોચો ખોરાક, જેમાં ચાવવાની ઘણીજ ઓછી તકલીફ પડે છે, તે ન ખાતાં કઠિન ખોરાક—જેવો—કે સારી રીતે શેકેલી ભાખરી, પુરી, ચણા, ધાણી, વગેરે લેવો જોઇએ. કઠિન ખોરાકને ખૂબ ચાવવો પડે. આ ચાવવામાં દાંતને ઠીક ઠીક પરિશ્રમ પડે, પરિણામે લોહીનો પ્રવાહ તે ભાગમાં વધુ આવી તે ભાગને તંદુરસ્ત રાખે છે. કદાચ હમેશાં આવો કઠિન ખોરાક ન ખાઇ શકાય તો દાળિયા, ધાપડા જેવી ખાદ્ય ચીજો ખૂબ ચાવીને ખાવાનું ભૂલવું ન જોઇએ. હિંદુઓના આહારમાં દાળિયા—ચણાનું અતિ અગત્યનું સ્થાન છે, તે પોષક દૃષ્ટિએ તેમજ ચાવવાની દૃષ્ટિએ ઇષ્ટ લાગે છે.

(૨) ખાઇ ઊઠયા પછી, ઝીણી વાંસની સળી વડે દાંતમાં ભરાએલો ખોરાક કાઢી નાખી, પાણીના કોગળા કરી નાખવા જોઇએ. દાંતનાં પેઢું વગેરે પણ આંગળી વડે બરાબર ઘસીને સાફ કરી નાખવાં જોઇએ. આ પ્રમાણે સાફ કરવામાં નથી આવતા તો પછી તેજ અન્નકણો પડયા પડયા કહોવાય છે અને એમાં એક જાતના જીવાણુ (Acid-forming bacteria) ઉત્પન્ન

થાય છે, જે દાંતનાં પેઢુને બગાડે છે.

(૩) ખાધા પછી કાથો, ચૂનો, એલચી, સોપારી, બરાસકપૂર, લવિંગ, તજ, જાયફળ, જાવંત્રી, કસ્તૂરિ, કેસર, ચણકબાબ, વગેરે સુગંધી પદાર્થો વાળું પાન ખાવું હિતાવહ છે. બન્ને વખત ખાધા પછી આવું પાન ખાવું સ્વાસ્થ્ય માટે હિતાવહ છે.

(૪) રાત્રે સૂતી વખતે દાંત અને મોં બરાબર સાફ કરવાં જોઇએ. સવારમાં ઊઠીને અને રાત્રે સૂતી વખતે સૌએ બરાબર મુખ પ્રક્ષાલન કરવુંજ જોઇએ. આ સાદા નિયમનું પાલન કરવાથી મહાન ભયમાંથી બચી જવાય છે.

(૫) સવાર સાંજ બે વખત લીલાં તાજાં દાતણો કરવાં જોઇએ. આપણે અહીં એક વખત દાતણ કરવાનો રિવાજ છે, પરંતુ આપણાં શાસ્ત્રોમાં બે વખત દાતણ કરવાની આજ્ઞા આપણને કરવામાં આવેલી છે.

(૬) દાતણનો કૂચો એકલો નહિ, પરંતુ દાતણ સાથે સુગંધી દંતમંજન, જેનો ગુણ ક્ષારધર્મી (Alkaline) હોય, એવું વાપરવું જ જોઇએ. સાધારણ કોલસા અને મીઠાનું મંજન, તેમાં યુકેલિપ્ટસ, લવિંગ, તજ, વગેરે સુગંધી તેલોનાં એક બે ટીપાં નાખીને વાપરી શકાય, અથવા બજારમાં ચૉક મળે છે તેની ભુકીમાં એ તેલોનાં ટીપાં ઉમેરી, ઉપયોગમાં લેઇ શકાય; અથવાં કોઇ સારૂં ટૂથ પેસ્ટ પણ ઉપયોગમાં લેઇ શકાય.

(૭) દાતણ કર્યા પછી તૈલગંડૂષ ભરવાથી દાંત બગડવાનો ભયજ નહિ રહે, મરતા સુધી દાંત વજ્ર જેવા રહેશે. હમેશાં ૩–૪ તોલા તલનું તેલ બગડશે, પરંતુ ડેન્ટીસ્ટની ફી કરતાં એકંદર આ ગંડૂષપ્રયોગ ઘણોજ સસ્તો છે.

(૮) દાતણ એક ને એક જાતનું ન કરતાં અવારનવાર જુદી જુદી જાતનાં વાપરવાં જોઇએ. કણજી, લીંબડો, વડ, બાવળ, ખેર, બોરસલી, દાડમ, વગેરેનાં દાતણ સારાં છે.

(૯) કબજિયાત, પેટમાં પવનનો ભરાવો, પેટનું ફુગાવું, વગેરે તેમજ ખાટા ઓડકાર, છાતીમાં દાહ બળવો, ઊલટીમાં ખાટું ખાટું પિત્તનું નીકળવું, સવારમાં ઊઠતાં મોંમાં ફીકાસ અનુભવવી અને દુર્ગંધી છુટવી–આ બધું જણાતાં સાવધ થઇ જવું જોઇએ અને કુશળ ચિકિત્સક પાસે જઇને પોતાની તબિયત બગડવાનું કારણ જાણી લેઇ, તે કારણ દૂર કરવા પ્રયત્નશીલ રહેવું જોઇએ.

(૧૦) હમેશના ખોરાકમાં તાજું, લીલુંછમ શાક હોવું જોઇએ. શાક આપણને અતિ અગત્યના ખનિજ ક્ષારો પૂરા પાડે છે. શાકમાં 'વિટામિન 'સી' પ્રચુર પ્રમાણમાં હોય છે. શાક પાણીમાં બાફેલાં–અલબત્ત તેલ યા

ઘીનો વઘાર મૂકી છંમકાવી, ખૂબ પાણી નાખીને બાફેલાં–ખાવાં જોઇએ. દાળ, ભાત, રોટલી, શાક, કચુંબર, યોગ્ય પ્રમાણમાં ખૂબ ચાવીને ખાવાથી આરોગ્ય ઠીક જળવાય છે. ભાત ઘર આગળ ખાંડેલો, ઘઉંનો લોટ ઘંટીએ દળેલો (ફ્લોર મીલમાં પિસાએલો નહિ) હોવો જોઇએ, દાળમાં પાપડિયો ખારો ન નાખવો જોઇએ. આ પ્રમાણેનો યુક્ત આહાર આરોગ્ય સંરક્ષશે અને આરોગ્યવૃદ્ધિ સાથેજ દાંતની દ્રઢતા સધાશે. આહાર અને મુખશુદ્ધિની એકવાક્યતા સધાતાં પાયોરિયા અદશ્યજ થશે.

(૧૧) પાયોરિયા અસાધ્ય દરદ નથી. પાયોરિયા થયો એટલે દાંત પડાવવા જ જોઇએ એવો કંઇ નિયમ નથી. આજકાલ દાંત પડાવવાનો વાયરો વાયો છે એ હું જાણું છું. પરંતુ હું તો માનું છું કે દવાઓથી પણ પાયોરિયા મટી શકે છે. અલબત્ત રોગની શરૂઆતથીજ ચેતીએ તો સારું, દરદ ઘણું વધ્યા પછી તો દાંત પડાવવા સિવાય બીજો ઇલાજજ નથી.

(૧૨) પાયોરિયાથી અનેક ભયંકર રોગો થાય છે એ વાત સાચી છે.

હાંસોટ બાપાલાલ ગ. વૈદ્ય

---*---

## પાણીના નળ

'પાટીદાર'ના આસોના અંકમાં 'વસો-વર્ગજમાં નળ' એ નામનો એક લેખ પૂનાથી રા. ભાઇ મગનભાઇએ લખ્યો છે. શ્રમજીવીઓનો પક્ષ લેવાને બહાને એમણે એમની કલ્પનાના 'સુધારકો' અને 'કુળવાનના કટકા' ઉપર આ બાબતમાં સ્વાર્થાન્ધતાને કારણે જોહુકમી કર્યાના આક્ષેપો કરી આવી બાબતમાં વિનાકારણ ઉશ્કેરણી થાય એવી વાતો એમની લાક્ષણિક શૈલિમાં લખી જરા ઘેલછા બતાવી છે. 'ચરોતરના કુળવાને' કોણ જાણે ભાઇ મગનભાઇનું શું બગાડયું છે કે નાત, કુળ કે રિવાજોને બીલકુલ નહિ લગતી આવી બાબતમાં તેમની નજરે દેખાતાં અનિષ્ટોમાં તેનોજ હાથ તેમને દેખાય છે! અને તે વર્ગ તરફ તેમના મનમાં રહેલો ઊભરો ગમે તે બહાને બહાર લાવવા તે પ્રયત્ન કરે છે. તેમની આ જાતની મનોદશામાં તેમની સાથે શાન્ત ચિત્તે ચર્ચા કરી સારાસારનો વિચાર કરવાનો પ્રયત્ન કરવાનું અર્થ વગરનું જ જણાય છે. પરંતુ 'વસોમાં પાણીના નળ આવે એ ગામને માટે જરૂરી અને લાભદાયી છે' એમ પ્રામાણિકપણે માનનાર ગામની તમામ નાતોના મોટા વર્ગના લોકોમાંનો હું એક હોવાથી આ વર્ગ વસોમાં નળ લાવવા કેમ પ્રયત્ન કરી રહ્યો છે તે સમજાવવાની જરૂર લાગે છે.

વડોદરા રાજ્યનાં ગામોમાં પાણીના નળની સગવડ થાય તે હેતુથી, જે ગામ પાણીના નળ લાવવા માગતું હોય તેને તે કામે ઘણી ઉદાર સવલતો આપવાનું આ રાજ્ય તરફથી ઠરેલું છે. કોઇ ગામ નળની માગણી કરે એટલે તે ગામમાં તેમ કરવાની શક્યતાઓ વગેરેની ચોક્કસ તપાસ કરી તે માટેના ખર્ચ વગેરેનો અંદાજ તૈયાર કરી રાજ્ય તરફથી યોજના તૈયાર થાય છે. અને તેનો અમલ થાય તો તે માટેના ખર્ચમાં અરધી રકમ સુધીની મદદ રાજ્ય તરફથી મળે છે. બાકીની રકમ લાંબી મુદતની લોન તરીકે મળે છે.

આવી સવલતો આપવાનું શરૂ થયું ત્યારે રાજ્ય તરફથી ¾ સુધીની મદદ મળતી હતી. પણ વખત જતાં વધુ ગામોએ નળની માગણી કરી એટલે તે મદદ ઘટાડી ½ સુધીની થઇ. આ સંજોગોમાં વખત જતાં રાજ્ય તરફથી આ રીતની મદદ આપવાનું બંધ પણ થાય, એમ લાગ્યાથી દશ પંદર વર્ષ પહેલાં આ યોજનાનો લાભ વખતસર લેઇ લેવાનું ગામના કેટલાક જણને જરૂરી લાગ્યાથી તેમણે વસોમાં નળ લાવવા માટે પ્રયત્ન શરૂ કર્યા.

રાજ્ય તરફથી પ્રગતિનાં કામોએ મદદ આપવાની આવી યોજનાઓ થાય છે, ત્યારે ઘણાં ગામો તેમની તુર્ત નિર્ણય કરવાની શક્તિને લીધે તેનો લાભ વખતસર લેઇ લે છે. પણ વસો ગામ આવો લાભ વખતસર લેવા ચૂકેલું છે. દાખલા તરીકે, પહેલાં દશ પંદર હજાર રૂપીઆમાં આવાં ગામોને સરકારી હાઇ સ્કૂલો મળતી. તેનો લાભ પેટલાદ, સોજીત્રા, ભાદરણ જેવાં ગામોએ વખતસર ચેતીને લીધેલો. તે વખતે વસો ગામ 'હાઇ સ્કૂલની ગામમાં જરૂર છે કે કેમ?' એનો નિર્ણય ન કરી શક્યું. અને જ્યારે સરકારે રાજ્યનાં ગામોમાં હાઇ સ્કૂલોની ભૂખ સારી રીતે જગાડી તે માટેનું ધોરણ બદલ્યું ત્યારે વસો ગામને 'ગમે તે ખર્ચે પણ ગામમાં હાઇ સ્કૂલ કરવાનું' જરૂરી લાગ્યું. અને પહેલાં જે થોડે ખર્ચે કરવાનું શક્ય હતું તે હવે ઘણું ખર્ચ કરીને કરવું પડ્યું. આ રીતે આજે માસિક સાત આંક રૂપીઆની ફી આપવી પડતી છતાં વસો ગામ મેટ્રીક ક્લાસ નભાવે છે, અને તેમાં ૩૦થી ૪૦ વિદ્યાર્થીઓ ભણે છે. આવીજ રીતે વસો ગામ વખતસર નહિ ચેતવાથી પહેલાં સરકારી સવલતોનો લાભ લેઇ ગામમાં ગુજરાતી શાળાનું મકાન તેમજ દવાખાનું કરવાનું ચૂકેલું છે, એમ જૂની વાતો ઉપરથી સમજાય છે.

'પાણીના નળ'ની બાબતમાં પણ આ ગામ વખતસર ચેત્યું નથીજ. ખર્ચમાં ¾ જેટલી મદદ મળતી હતી ત્યારે શરૂ થએલી વાટાઘાટો હજુ પૂરી થઇ નથી. તેવામાં તે મદદ ઘટવા લાગી છે. અને કદાચ તે આપવાનું બંધ

યતા સુધી આ ગામ નિર્ણય ઉપર નહિ આવી શકે એમ લાગવાથી ગામના જુવાન વર્ગે આ માટે જરા જોરથી આ બાબતમાં પ્રચાર કાર્ય શરૂ કર્યું. વિરોધ કરનારને ગામનો જુવાન વર્ગ કહે છે: "મુરબ્બીઓ, તમને આજે જ નળની જરૂરીઆત કદાચ ન જણાતી હોય, પણ તમે ભવિષ્યમાં નજર નાખી આ બાબતનો નિર્ણય કરો. તમારા ઘરનાં જુવાન છોકરાંનાં મગજ કઇ તરફ જઇ રહ્યાં છે તે જાણવા જરા તકલીફ લો. તમને જણાશે કે વીસ કે પચીસ વર્ષ પહેલાં તમે ગામને માટે બીનજરૂરી ગણી તે વખતે થોડે ખર્ચે મળતી સ્કૂલો અને મકાનો ન લાવ્યા, તેને આજે તમારાં છોકરાં અનિવાર્ય ગણી ગામમાં ઘણે ખર્ચે લાવ્યાં છે અને નભાવે છે. એ બાબતોમાં તમે તમારા જમાનાનો જ વિચાર કરી ભવિષ્યની પ્રજાના માનસનો વિચાર ન કર્યો તે કારણે આજે છોકરાંને કંઇક વધુ બોજો સહેવો પડે છે. એ જ રીતે આજે તમે પાંચ દશ રૂપીઆનો કર વધવાની બીકે નળ લાવવા ના પાડો છો, પણ ભાવિ પ્રજા એથી પણ વધુ કર ભરવાની શરતે પણ નળ લાવશે એમ અમને લાગે છે. અને તેથી સરકારની સવલતોનો વખતસર લાભ લેવાનું ચૂકી તમારી અગમ બુદ્ધિને અભાવે તમારાં છોકરાંને આ બાબતમાં શોસવું પડે એવું ન કરવા અમારી તમને વિનંતી છે." આવી વાતોથી નળનો વિરોધ કરનાર ઘણાના મત બદલાયા અને પરિણામે નળ લાવવાનો ઠરાવ મંજુર થયો.

નળનો વિરોધ કરનારની દલીલોનો વિચાર કરતા પહેલાં અહીં જરા વિષયાન્તર કરી લેઉં. આજે જુવાન અને વૃદ્ધની આંખો વચ્ચે ઘણો તફાવત પડી ગયો છે. જીવનની જરૂરીઆતો અને તે મેળવવાનાં સાધનો કેવાં હોવાં જોઇએ એ બાબતમાં આ બે વર્ગના વિચારોમાં અંતર વધ્યે જ જાય છે. જૂની વાતો અને જૂનાં સાધનો બદલી ગામડાંમાં નવી વાતો અને નવી સગવડો લાવવાનું બહુ કઠિન લાગવાથી આજે ગામડાંનો જુવાન વર્ગ પહેલી જ તકે ગામ છોડી શહેરમાં જતા મથે છે. અને પરિણામે ધીમે ધીમે ગામડાંનો ભણેલો–બુદ્ધિશાળી કે શક્તિશાળી–વર્ગ શહેરો તરફ ગયાથી ગામડાંના જીવનમાં ચેતન ઘટવા લાગ્યું છે. આ દશા અટકાવ્યા સિવાય ગ્રામ ઉદ્ધારની કોઇ પ્રવૃત્તિ સફળ થાય એમ લાગતું નથી. ગામડાંનું Active eliment –ચેતનવંતો વર્ગ–ધીમે ધીમે શહેરો તરફ જતો અટકાવ્યા સિવાય મોડોવહેલો છૂટકો થવાનો નથી. અને એમ કરવાને માટે આવા વર્ગની નજરે જીવનની જરૂરીઆત અને તે માટેનાં સાધનો લાવી એ વર્ગને માટે ગામડાં આકર્ષક બનાવવાં પડશે–એટલે કે ગામડાંમાં આ જમાનાની કેટલીક સગવડો લાવવી પડશે. આવી સગવડોમાં નાનાં પણ સ્વચ્છ અને સુંદર મકાનો, સારા રસ્તાઓ,

સ્કૂલ, લાયબ્રેરી, દવાખાનું, પોસ્ટ ઑફીસ, વગેરે અનેક જરૂરી ચીજોમાં પૂરતા પ્રમાણમાં સ્વચ્છ પાણી મળવાની યોજનાઓ પણ કરવી પડશે એમ મને લાગે છે. અને એ દૃષ્ટિએ દિવસે દિવસે ગામડાંમાં પણ નળ લાવવાની કંઇક યોજનાઓ સરકારે અને લોકોએ કરવી પડશે એમ મારી નજરે જણાય છે. એ દૃષ્ટિએ જ પાણીના નળની હું પોતે બહુ આગ્રહપૂર્વક હિમાયત કરું છું.

હવે નળની વિરુદ્ધમાં થતી કેટલીક દલીલોનો વિચાર કરીએ:

૧. સૌથી મહત્ત્વની દલીલ એ છે કે નળ લાવવાથી ગરીબ વર્ગને કરનો બોજો વધશે.

અ. 'નળ લાવવામાં ગામને કેટલું ખર્ચ આવશે, એમાં સરકારમદદ શી મળશે, લોન કેટલી અને કેવી શરતોએ મળશે? એ બધું સરકાર તરફથી આ બાબતમાં પૂરી તપાસ થઇ નક્કી થાય ત્યાં સુધી આ બાબતમાં વિચાર કરવાનું રાહ જોવું વ્યાજબી લેખાય.' આમ છતાં નળની તરફેણ કરનારની અંદાજી ગણતરી મુજબ વસોમાં ગટર સાથે નળ લાવવા માટે આશરે રૂા. ૩) લાખનું ખર્ચ થશે. અને તે માટે લેવાની લોનના હસા ભરવા માટે ગામનાં લગભગ ૩૦૦૦ ઘરમાંથી, ઘરમાં નળ નહિ લેનાર લગભગ ૨૫૦૦ ઘર પૈકી લગભગ ૧૦૦૦ ઘરોને દર વર્ષે ૪થી ૫ રૂપીઆ અને બીજાં પાંચસો સાતસોને બે રૂપીઆ કર આપવો પડશે. ૫૦૦–૭૦૦ ઘરને કરની માફી આપી શકાશે. આ ગણતરીમાં ઊંક ગરીબ વર્ગને માફી આપવાની ગણતરી છે જ.

બ. હવે બેથી પાંચ રૂપીઆ ભરવા પડે એવા શ્રમજીવી વર્ગનો વિચાર કરીએ:

(૧) આવા વર્ગને બાર મહિને ચારથી આઠ આનાનું પાણી ખેંચવાના દોરડાંનું ખર્ચ બચશે એ યાદ રાખવું જોઇએ.

(૨) વળી નળ લાવવાને કામે ખર્ચવાના અનેક લાખ રૂપીઆમાંથી આ કામે જે કારીગર કે મજૂર વર્ગ મજૂરી કરશે તેવા વર્ગનાં કેટલાંય કુટુંબોને ઓછામાં ઓછા સો બસો રૂપીઆ કમાવાનું મળશે. એટલે નળ લાવવાથી તેમને માથે પડનાર કર કરતાં તે કેટલીય વધુ ગણી રકમ એ અંગેના કામોમાંથી કમાશે અને તેથી ઉપર નજરે દેખાય છે એટલો કરનો ભાર તેમને નહિ લાગે.

૨. બીજી મુખ્ય દલીલ એ છે કે નળ આવવાથી ગામની સુખાકારી બગડશે. આ દલીલની તરફેણમાં બે વાતો થાય છે. એક તો એ કે નળ આવવાથી ગામમાં ગંદકી થઇ મચ્છર વગેરેનો ઉપદ્રવ થશે. આ બાબતમાં થોડા મહિના ઉપર વસોમાં આવેલા તંદુરસ્તી ખાતાના એક અનુભવી અમલદારે કરેલી વાત યાદ આવે છે. તેમના કહેવા મુજબ, ગટર સાથે નળ આવવાથી લોકોને પૂરતા

પ્રમાણમાં સ્વચ્છ પાણી મળે, ઢોરોને પણ સ્વચ્છ પાણી મળે, ગામના રસ્તાઓ વગેરેનો છંટકાવ કરી ધૂળ વગેરે ઊડતું ઓછું થાય, એટલે નળ લાવવાથી ગામની સુખાકારી બગડવાનો ભય ખોટો છે. તે ઉપરાંત પ્લેગ કે કૉલેરા જેવા રોગ ફાટી નીકળવાને પ્રસંગે જે ગામમાં નળ હોય ત્યાં પાણીમાં જરૂરી દવાઓ નાખી રોગ અટકાવવાનું વધુ સુગમ પડે.

વસોમાં નળની વાત થાય છે તે ગટર સાથેના નળનીજ વાત છે. એટલે આ બાબતમાં કોઇ ડર રાખવા કારણ નથી. મચ્છરની બાબતમાં મને પોતાને તો અનુભવ છે કે વડોદરા કરતાં વસોમાં મચ્છરનો ત્રાસ વધુ છે.

બીજી દલીલ એ છે કે નળ લાવવાથી પાણી ભરનાર સ્ત્રીઓની કસરત ઘટી જઇ તેમનાં શરીર બગડશે. આ કારણેજ નળની વાત છોડી દેવાનું મન કબુલ કરતું નથી. અને છતાં એનો પણ જરા ઊંડા ઊતરી વિચાર કરીએ.

આવા ગામમાં જે સ્ત્રીઓને જાતે પાણી ભરવાનું હોય છે તે સ્ત્રીઓને માથે જે તે ઘરનાં કામોનો બોજો એટલો બધો ભારે હોય છે કે તેમનો તે બોજો હળવો કરવાને માટે પણ નળ લાવવાનું જરૂરી છે એમ મને લાગે છે. આવા એક ઘર તરફ નજર કરતાં મને સમજાય છે કે સવારમાં ઊઠી બેસી દોહવી, વલોણાં વલોવવાં, વાસીદું કાઢવું, કપડાં ધોવાં, દળવું, ખાંડવું અને પાણી ભરવું, આવાં આવાં કામનો હદ ઉપરાંતનો બોજો સ્ત્રીઓ ઉપર હોય છે. એમાંથી પાણી ભરવાના કામનો બોજો કંઇક હલકો થાય તો તેમનાં શરીર બગડવા કરતાં કંઇક સુધરશે. તે ઉપરાંત એ લોકોને ફક્ત યંત્રની જેમ દરરોજ ઘરનાં આવાં એકજ પ્રકારનાં કામમાંથી બીલકુલ ફુરસદ નથી મળતી તે મળશે. અને તેમનાં મન તેમજ બુદ્ધિનો વિકાસ થઇ જીવનમાં વિવિધતા અને આનંદ મળે તેવી બીજી પ્રવૃત્તિઓ કરવાની તકજ નથી મળતી તે મળશે. અને એકંદરે તેમનું ભલું થશે.

ગામડાંમાં રહેતો પુરુષવર્ગ પોતાની અને સ્ત્રીઓની મહેનતની સરખામણી કરવા પ્રયત્ન કરશે તો જણાશે કે ઘરનાં કામનો બોજો પુરુષ કરતાં સ્ત્રીઓને માથે ઘણો વધારે છે. પુરુષોને ફુરસદનો પારજ નથી, સ્ત્રીઓને કામનો અંતજ નથી. અને મારા મત મુજબ આ એક બાબતમાંય સ્ત્રીઓનો બોજો કંઇક હળવો થઇ શકે તો તેમની શરીરની તેમજ મનની તંદુરસ્તી વધુ સારી થશે.

આ બાબતમાં યોગ્ય રીતે વિચાર કરી શકે તેવી સ્ત્રીઓના વિચાર જાણવાનું મળે તો કંઇક વધુ સારું ગણાય.

નળની વિરુદ્ધની બે મુખ્ય દલીલોનો વિચાર કરી હવે હું પતાવીશ.

નળનો વિરોધ કરનાર સૌ કોઇ જાણી લે કે નળ લાવવામાં કોઈ વ્યક્તિને કે વર્ગને પોતાનું નાણું રોકી વ્યાજ ખાવાની બદદાનત નથી જ. એમ કરવાનું કોઇને માટે શક્ય પણ નથી. વળી એ પણ યાદ રાખે કે આ પ્રશ્ન ગામના પાટીદારોનો જ નથી, આખા ગામનો છે. અને નળની તરફેણ કરનારમાં ગામની તમામ જાતોના લોકોનો સમાવેશ થાય છે. એટલે આવા પ્રશ્નમાં 'કુલીન–અકુલીન'ની વાતોની ચર્ચા કરવી એમાં ભૂલ થાય છે. સૌ ભાઇઓ યાદ રાખે કે ગામનો એક વર્ગ – ખાસ કરીને જુવાન વર્ગ – આજે પ્રામાણિકપણે એમ માને છે કે આ જમાનામાં મળતી સરકારની મદદતોનો વખતસર લાભ લેઇ પાણીના નળ લાવવા એ ગામને માટે એકંદરે હિતકર્તા છે. અને આ માન્યતા ખોટી છે એમ પૂરવાર થતાં આ મત ગમે ત્યારે બદલવા તે વર્ગ તૈયાર થાય એમ છે. આ સંજોગોમાં આ પ્રશ્નની ચર્ચામાં સહેજ પણ ગરમી આવી સમસ્ત ગામને લગતી બાબતમાં નકામી પક્ષાપક્ષી જેવું ન થાય એ રીતે એની ચર્ચા કરવી એ ખાસ આવશ્યક છે.

વડોદરા ચીમનભાઇ મૂ. અમીન

---

## લોકબળ

'ઝાઝી કીડીઓ સાપને તાણે,' એ કહેવત વીસમી સદીમાં નજરે પડતી દેખાય છે. નહિ તો ચીનમાંના ૪૫ કરોડ લોક મુઠ્ઠીભર જપાનનો માર ન ખાત, ૩૫ કરોડ હિંદવાસીઓ ખોબાભર બ્રિટનોની ગુલામી ન ભોગવત, આંગળીના ટેરવા ઉપર ગણાય તેટલા મૂડીવાદીઓનો ભક્ષ શ્રમજીવીઓ ન બનત, અલ્પસંખ્યાક સત્તાધારીઓની જુલમી શોષણનીતિનો ભોગ બહુજન સમાજ ન થઇ પડત. આમાંથી ઊગરવાનો આરો નરી સંખ્યા ઉપર ન રહેતાં સંખ્યાના બળ ઉપર રહેવો જોઇએ, સંખ્યાને એકત્રિત કરી સંગઠિત કરી મોટી શક્તિ ઊભી કરવી જોઇએ. આમ કર્યા વગર બહુજન સમાજ નથી તો રજવાડાંની ચૂસણ ચક્કીમાંથી નીકળી શકવાનો; નથી તો પોતાની આર્થિક, સામાજિક, ધાર્મિક અને રાજકીય સ્થિતિ સુધારી શકવાનો; નથી તે માતબર થવાનો, નથી તે આરોગ્યવાન થવાનો, તેમ નથી તે અક્ષરજ્ઞાને આગળ વધવાનો; અને એટલા માટે હવે દરેક સમાજે પોતાની સંઘશક્તિ વધારવાની છે. પછી તે પાટીદાર પરિષદ ભરીને વધારો કે સમસ્ત પાટીદાર મંડળ સ્થાપીને વધારો. એ શક્તિનું માપ પરિષદોએ કે મંડળોએ પાસ કરેલા ઠરાવો ઉપરથી નહિ કાઢી શકાય, તેમ એનાં મૂલ્ય સભ્યોની સંખ્યા કે પરિષદની સફળતાથી નહિ

અંકાય, પણ એ અંકાશે એની કાર્યશક્તિના સંધબળથી મેળવેલી સત્તાને લીધે.

પાણીના વહેતા ધોધને રોકીને, તેનું સંગઠન કરીને, વીજળી રૂપે કેન્દ્રિત કર્યે શું નથી બની શકતું? એ આધારે જો આપણે લોકબળને ઓળખીએ તો જ 'ઝાઝી કીડીઓ સાપને તાણે' વાળી કહેવત ખરી પાડી શકીએ. આજ દેશી રાજ્યોની પ્રજા ગુલામોની ગુલામ પ્રજા છે. એની રૈયતને બેવડો માર પડે છે. રાજાઓના અમનચમનના તથા લાડી, ગાડી ને વાડીના ઉપરાંત વિદેશગમનના લખલૂંટ ખર્ચ એની રૈયતને ભોગવવા પડે છે. એમની અભિલાષાઓ પોષવા અનિયમિત ખર્ચ પ્રજાને માથે પડે છે. કણના કળશી પકવનાર ભૂખે મરે છે. જગતનું ઢાંકણ (?) પેદા કરવાવાળો અર્ધનગ્ન ફરે છે. એનાં છોકરાંને અંગ ઢાંકવા પૂરતાં કપડાં નથી, પડી રહેવા ઝુંપડું નથી. જ્યારે માલેતુજારોની બાંહધરી હેઠળ રજવાડાં પેરીસની ગલીઓમાં મોજમજાહ અને આનંદ માણતા સંભળાય છે અથવા સ્વીટ્ઝર્લેન્ડના ઝરાનાં પાણી પીતા બેઠેલા જણાવાય છે. આ બધું જો થતું હોય તો તે લોકબળને અભાવે થાય છે. લોકસંખ્યા ઘણી છે, પણ શક્તિ વિખરાઇ પડેલી છે, તેને એકત્રિત કરવાની જરૂર છે. એ એકત્રિત કરવાનું ત્યાં સુધી અશકય છે, જ્યાં સુધી આપણે ઊંચનીચનો દાવો કરીએ છીએ; દેસાઇ, અમીન, પટેલ, વગેરે ભેદાભેદના ભાવ પાટીદારમાં સમજીએ છીએ; એ ન્યાયે ઊંચનીચ, કુલીનઅકુલીન ગણીએ છીએ, ગરીબ-તવંગર સમજીએ છીએ; ત્યાં સુધી શક્તિ-સંધબળ વધવાનાં નથી. અને સંધ-શક્તિ વધે નહિ ત્યાં સુધી, અંગ્રેજ જેના ભગવાન છે-માબાપ છે-રખેવાળ છે એવાં રજવાડાં ઠેકાણે આવવાનાં નથી ને દુઃખદારિદ્ર ને દીનતાહીનતા જવાનાં નથી. ત્યારે તો ત્રાવણકોર, મૈસુર, હૈદરાબાદ, રાજકોટની પ્રજાએ માથું ઊંચકયું છે.

વડોદરા સરકાર જરા શાણી છે, એટલે એણે તો પોતાનો કારભાર ધારાસભા-પદ્ધતિ ઉપર કયારનોય મૂકી દીધો છે. પણ એથી જો એની પ્રજા એમ સમજતી હોય કે વડોદરાની પ્રજાનો સંઘ કાશીએ પહોંચ્યો છે તો તે પ્રજા ગંભીર ભૂલ કરે છે. એની પ્રજાને-ખેડૂતોને શાં દુઃખ છે તે જાણવાની વડોદરા સરકારની નોકરશાહીને ફુરસદેય નથી. જો હોય તો વસો-ધર્મજના નળના પ્રકરણ ઉપર ઊહાપોહ જ શા માટે થાત? મહેસૂલના વધતા જતા કર સામે અવાજ શું કરવા થાત? ધનીઆણી ગામના શિકારખાનાંનો ભોગ ત્યાંના ખેડૂતો શું કરવા થઇ પડત? પ્રજાપરિષદોના માંચડા ઉપરથી દુઃખોનાં રણશિંગડાં શું કરવા ફુંકાત? આ બતાવે છે કે વડોદરાની પ્રજાએ, હવે તેમાં ખાસ કરીને ખેડૂતોએ-પાટીદારોએ પોતાની સંઘશક્તિ વધારવી પડશે જ, કુલીનઅકુલીનની

ભાવના દફનાવવી પડશે અને આર્થિક સ્થિતિની પડની સામે, મહારાજાના લખલૂંટ ખર્ચ સામે, મહેસૂલની પદ્ધતિ સામે, ઘર અને ઇનર વેરા સામે બેઠો બળવો જગાડવો પડશે. નર્યો સમાજસુધારો કદીયે કામ આવવાનો નથી. સાથે સાથે રાજકીય હક્કો માટે પ્રજાએ ઝઝુમવું જ રહ્યું, એ વાત વડોદરા રાજ્યની પ્રજા ન ભૂલે તેમાંજ તેનું શ્રેય છે.

ધારાસભા પૂર્ણ લોકપ્રતિનિધિત્વ વાળી હોવી જોઇએ, મતાધિકાર સંપૂર્ણ રીતે મળવો જોઇએ અને એ ધારાસભામંડળ લોકને પૂર્ણ જવાબદાર હોવું જોઇએ; એવાં તત્ત્વો દાખલ કરાવવા માટે કમર કસવી પડશે, પારાવાર દુઃખોમાંથી પસાર થવું પડશે. અને એ માર્ગે પ્રજાને વાળવાના પ્રયાસ નહિ થાય, લોકબળને સંગઠિત કરવા—એકત્રિત કરવા યત્નો નહિ આદરાય, તો નરી પરિષદોના ઠરાવોથી કંઇ વળવાનું નથી. શક્તિ ઘણીયે એકઠી થશે, પણ કાર્યમાં લાવવાની પેરવી કરવામાં નહિ આવે તો તેય વેડફાઇ જશે. રાજ્યમાં જુગારની બદીએ પાણિયારીનેય છોડી નથી, સુધારાની લહેજતે પાછલી પરસાળનો વાડોય મૂક્યો નથી, ગરીબાઇએ ઘરનેય છોડ્યું નથી, શ્રમજીવીઓને હરી બેસવાનું ઠામ રહ્યું નથી; એટલે તો લોકબળ એકઠું કરી બેઠા બળવાની તૈયારીઓ રાજ્યની પ્રજાએ કરવી રહી. મૈસુર, ત્રાવણકોર, રાજકોટનાં આન્દોલનોથી પ્રજા કંઇક શીખે અને રાજાઓ કંઇક તે તરફ ધ્યાન આપે તો બેઉને વગાસર લાભ છે, નહિ તો ખાનાખરાબી માટે બેઉ વર્ગ તૈયાર રહેવાનું છે.

બેઠો બળવો એ આ નવાયુગનું—ગાંધીયુગનું સાધન છે, લડાયક સરંજામ છે. નથી કોઇને મારવાનો, નથી કોઇને રંજાડવાનો, પણ પ્રજાએ પોતે સહનશીલતાને શિખરેથી જુલમી સત્તાને નમાવવાની છે, પૂર્ણ સ્વતંત્રતાને ખોળે પહોંચવાનું છે. એ સિવાય પ્રજાના ઉદ્ધારનો આરો નથી. વડોદરા રાજ્યના ખર્ચમાં માથું મારવાનો ત્યાંની ધારાસભાને અધિકાર નથી, જેમ વડી ધારાસભાના સભ્યોને ફેડરેશનમાં ચંચુપ્રવેશ કરવાનો અધિકાર નથી, હુંડિયામણની બીજી શોષણનીતિમાં ડોકિયું કરવાનો હક્ક નથી. એટલે ફેડરેશન જેમ નકામું છે, તેમ વડોદરા રાજ્યની ધારાસભા પણ આજને હિસાબે નકામી જ છે. વડોદરા રાજ્યની પ્રજા બીજી સાંસ્થાનિક પ્રજા કરતાં વધારે આબાદ ગણાય છે, પણ તેનાં ભીતર કેમ કોતરોથી ખવાઇ ગયાં છે તે તો જેને ત્યાં વીતે છે તેજ સમજી શકે છે. આજ પ્રજાને રાજકારભારના ખર્ચની ઉધઇ વળગી છે. લાકડાને ઉધઇ વળગેલી હોય છે ત્યારે અંદરથી લાકડું ખવાઇ ગયેલું હોય છે, લાકડાનો બહારનો રંગરોગાન એવો ને એવો જ હોય છે.

તેમ આજ પ્રજાનો રંગરાગ ભલે ઉપરથી દુઃખે કસાએલી ચામડીને લીધે સારો લાગતો હોય, પણ એની ભીતર તો લાકડાની માફક ઉધઈ જ લાગી રહી છે. એ ખંખેરી નાખીને પ્રજાએ હાડમાંસનાં ખોખાં નહિ, શકત માણસો બનવાની આવશ્યકતા છે.

રાજાને જેમ રહેવા, ખાવાપીવા, હરવાફરવા જોઇએ છે તેમ પ્રજા ફરી શકે છે કે? રહી શકે છે કે? તેની નોકરશાહી એ શેઠ થઇ બેઠી છે તેનું ભાન એને છે કે? મોટાઓ નાનાને ખાઇ રહ્યા છે. સુધારાને બહાને ગામડાં શહેરો બનતાં જાય છે, શહેરની બદીઓનાં ભોગ થઇ પડે છે ને ખર્ચના બોજા તળે ચગદાઇ જાય છે. ખરીદ કરવાની શક્તિ પાયમાલ થઇ જાય છે તે તરફ નોકરશાહી લક્ષ આપે છે કે? પ્રજાપરિષદના પોકારો તરફ ધ્યાન આપી તેને દૂર કરવા સારૂ યત્નો આદરે છે કે? નહિ જ. ત્યારે શું? આ સવાલ ગંભીર છે, વિચારવા જેવો છે. વસો-ધર્મજમાં નળ કેમ નહિ તેનો વિચાર પછી કરજો, વીજળી સિવાય ચલાવી લેજો, પણ તમારા રાજકીય હક્ક સિવાય ચલાવી લેવું એ તો આત્મા વિનાનું રૂપાળું મડદું છે! વડોદરા રાજ્યમાં સમસ્ત પાટીદાર કેળવણી મંડળ, પ્રજા મંડળ, ખેડૂત મંડળ, યુવક મંડળ, વગેરે મંડળો છે; એ બધાંની શક્તિ એકત્રિત થાય અને રાજકીય સુધારા માટે એકત્ર થઇ માગણી કરે તો જ બધી સંસ્થાઓ સાર્થક કહેવાય, નહિ તો એ શ્રમનો લાભ જોઇએ તેવો મળવાનો નથી તે તરફ સંચાલકો ધ્યાન આપે તો વધુ સારૂં. જેટલો ઊહાપોહ ધારાસભા દ્વારા અન્ય સામાજિક સુધારા માટે થાય છે તેટલો ઊહાપોહ રાજકીય હક્કો માટે થતો નથી. તેમ જ પ્રજાકીય દુઃખો ઓછાં થતાં નથી, એ તરફ દુર્લક્ષ થાય એવો સમય હવે રહ્યો નથી.

સરદાર વલ્લભભાઇને પ્રમુખપદે મળેલી પરિષદ નર્યા ઠરાવો પાસ કરીને નહિ બેસી રહે, પણ તે પાસ કરેલા ઠરાવોને અમલમાં આવતા જોવા માટે એ પરિષદના કાર્યવાહકોએ લોહીનાં પાણી કરવાં પડશે. કાર્ય એ જ દુઃખ દફનાવવાનો યુગમંત્ર અપનાવી લેવો પડશે. તે સિવાય આપણો બીજો ઉપાય નથી. ખેડૂત કંગાલ બને છે એમી કોઇ ના પાડી શકે તેમ નથી. પશુધન હરાઇ ગયું છે તેનો ઇનકાર કરી શકાય તેમ નથી. પ્રજા ઉદ્યોગહીન બનતી જાય છે તે તરફ આંખ આડા કાન કર્યે પાલવે તેમ નથી. ગૃહઉદ્યોગ મરી પરવાર્યા છે તે ભુલાય તેમ નથી. આવક કરતાં ખર્ચ વધારે છે, પેદાશ કરતાં પકવવાના ખર્ચ ઘણા છે, માલ કરતાં એની કિંમત ઘટી ગઇ છે, એમાં અતિશયોક્તિ નથી. આવી પરિસ્થિતિમાં નિષ્ણાતોએ એક સમિતિ નીમવી જોઇએ છે અને

રાજકીય હક્કો માટેનું એક જાહેરનામું ઘડી કાઢવું જોઇએ છે; અને એ જાહેરનામા પ્રમાણે હક્કો ન આપવામાં આવે તો પછી 'હરિનો માર્ગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને,' એ પથે પળવાનો પ્રજાનો ધર્મ છે, આગેવાનોની ફરજ છે. બેસી રહે એવા જાહેરનામાથી કંઇ વળવાનું નથી. એવા જાહેરનામાંના ઘડતર પાછળ લોકબળની જરૂર પડશે, માટે અત્યારે તો એ બળ કેમ વધે તે તરફ આન્દોલનો ફેલાવવાંજ રહ્યાં.

કેમ્પ, પૂના — મગનભાઇ ઇશ્વિરભાઇ પટેલ



## જાણવાજોગ

### ૨. કાનમની પ્રગતિ ઇચ્છનાર પાટીદારોને

વરણામાના ઉત્સાહી સમાજ સેવક ભાઇશ્રી ચિમનભાઇ અને તેમના જેવા, કેળવણીમાં અને બીજી અનેક બાબતોમાં કાનમ-વાકળ આગળ આવે એમ ઇચ્છતા હોય, તે બધા સજ્જનોને હું જાહેર કરવાની રજા લેઉં છું કે ચરોતર એજ્યુકેશન સોસાયટીમાંથી નિવૃત્ત થઇ દોઢેક વર્ષથી કાનમ-વાકળની સેવા કરવાની ઉમેદથી હું કાનમમાં આવીને સ્વેચ્છાથી વસ્યો છું. એ પ્રદેશોના સજ્જનોને હું અનુકૂળતાએ મળતો રહું છું. મારે અનેક કામ કરવાનાં હોવાથી બધાંને જુદે જુદે સ્થળે મળવામાં મારો ઘણો વખત જાય છે. એ પ્રદેશોની ઉન્નતિ ઇચ્છનાર ઉત્સાહી જનો તેમની અનુકૂળતાએ મને મળી જાય તો કામ ત્વરાથી અને રસપૂર્વક થાય. હું મુશ્કેલીઓથી ડરૂં તેવો નથી, મુશ્કેલીમાં કામ કરવામાં મને આનંદ થાય છે. મારે તો તેમની પાસેથી બહુ પૈસા પણ કઢાવવા નથી. તેઓ મને છૂટથી અને સાચા દિલથી મળતા રહે એટલુંજ હું ઇચ્છું છું.

શુક્લતીર્થ — ભીખાભાઇ પટેલ

### ૩. પ્રાથમિક શાળાના શિક્ષકોને કરવામાં આવતી કનડગત અટકાવવાનાં પગલાં.

મુંબઇ સરકાર તરફથી નીચેનું પરિપત્ર પ્રકટ થવા માટે મળ્યું છે:

"પ્રાથમિક શાળાના શિક્ષકો તરફથી સરકારને ફરિયાદો મળી છે કે તેમની પાસેથી વખતોવખત ગેરકાયદેસર રીતે નાણાં કઢાવવામાં આવે છે અને કયારેક તો તેમના પગારમાંથી મનસ્વી કપાત કરવામાં આવે છે. સરકાર (આથી) લાગતાવળગતાઓને જણાવવા માગે છે કે એવા કોઇ પણ કિસ્સાની

બાબતમાં સરકારના ધ્યાન ઉપર આણેલી ફરિયાદ ખરી હોવા વિષે સરકારને ખાતરી થશે, તો તે એવી બાબતને ઘણી ગંભીર લેખશે તેથા તકસીરવાન શખસ સામે કડક પગલાં લેતાં અચકાશે નહિ."

## ૪. રેલનો ભોગ થઇ પડેલા તમારા બંધુઓને મદદ કરો!

સંયુક્ત પ્રાંતના આલીજાહ નામદાર ગવર્નર તથા નામદાર વડા પ્રધાનની અપીલ પ્રકટ થવા માટે મળી છે:

"સંયુક્ત પ્રાંતના પૂર્વ તરફના જિલ્લાઓમાં હમેશાં મોટી રેલો આવે છે, પણ છેલ્લાં થોડાં અઠવાડિયાં દરમિયાન જે રેલ આવી છે અને જેનાથી તે પ્રદેશોમાંની નદીઓ ઉભરાઇ ગઇ છે તે હમેશ આવે છે તેના કરતાં ઘણીજ મોટી અને સખત રેલ હતી. સારે નસીબે માણસોની હાનિ ઓછી થઇ છે અને જાહેર કાર્યકર્તાઓએ તથા જાહેર એસોસિએશનોએ તથા સઘળા દરજ્જાના સરકારી નોકરોએ રેલગ્રસ્ત વિસ્તારમાં રેલમાં સપડાયેલાં આમજનોને બચાવવા માટે તથા તેમને જે તાત્કાલિક મદદની જરૂર છે તે આપવા માટે કરેલાં પ્રશંસનીય કામ સારૂ અમે તેમનો આભાર માનીએ છીએ. તાત્કાલિક મદદના આ કામ માટે, સરકારે જિલ્લા અમલદારોના હાથમાં પૂરતાં નાણાં મૂક્યાં છે અને તે નાણાંથી ધર્માદા સાધનોમાંથી મળી શકે તેવા તેમની પાસેના ફંડમાં વધારો થશે.

"પણ આ જાતના સંકટમાં, તાત્કાલિક મદદ આપવાનોજ સવાલ નથી. ઘણા પ્રસંગોમાં સંકટના ભોગ બનેલા શખસો ઘણાજ નિર્ધન હોય છે અને તેમની પાસે ઉપજીવિકાનાં કાંઇ પણ સાધન હોતાં નથી. આ રેલથી તેમના ઉભા મોલ ધમડાઇ ગયા છે, એટલુંજ નહિ પણ ઘણા શખસોની બાબતમાં તેમનાં ઘરો જમીનદોસ્ત થઇ ગયાં છે. અને તેમનાં ઢોર, તેમના દાણાના કોઠારો અને તેમની મિલકત મોટે ભાગે નાશ પામ્યાં છે. તેથી તેમનાં ઘરો ફરીથી બાંધવા માટે, ઢોર ખરીદવા માટે તેમને મદદની જરૂર છે અને ખરેખર ઘણા કિસ્સાઓમાં તો આવતી મોસમ સુધી પોતે તથા પોતાનાં કુટુંબ જીવતાં રહી શકે તે માટે દાણોદુણી ખરીદવા સારૂ તેમને નાણાંની જરૂર છે.

"આ સંકટમાં રાહત આપવા માટે પોતાની પાસેનાં ફંડોમાંથી સરકાર બની શકશે તેટલી સઘળી મદદ કરશેજ. પણ સઘળી મોટી દૈવી આપત્તિ વખતે કરવામાં આવે છે તેમ, આ આપત્તિમાં પણ સરકાર મદદ આપે તેની સાથે સાથે સખાવતના રૂપમાં ખાનગી મદદ પણ મળવી જોઇએ. દેશના કોઇ

પણ ભાગમાં દૈવી આપત્તિના ભોગ થએલાઓને મદદ આપવા માટેની જે જે વખતે અપીલ કરવામાં આવી છે તે તે વખતે સમાજના સઘળા વર્ગોએ ઉદાર અને છુટે હાથે મદદ કરી છે અને એ વાત ધ્યાનમાં રાખીને, અમે આ સંકટમાંથી બચી ગએલા આ પ્રાંતના લોકોનેજ નહિ, પણ હિંદના બીજા ભાગોના લોકોને પણ આથી અપીલ કરીએ છીએ અને પૂરેપૂરી આશા રાખીએ છીએ કે ભૂતકાળમાં એવી અપીલના જવાબમાં તેમણે જેવી રીતે છુટે હાથે નાણાંની મદદ કરી છે તેવી રીતે આ અપીલની બાબતમાં પણ તેઓ છુટે હાથે નાણાંની મદદ કરશે અને આ પ્રાંતમાં આવેલી આ અસાધારણ રેલને લઇને જે ગરીબ અને નિરાધાર લોકોને નુકસાન થયું છે તેમનું દુઃખ દૂર કરવા માટે વાપરવા સારૂ નાણું અમને આપશે. અમે આશા રાખીએ તેમજ અમને વિશ્વાસ છે કે આ અપીલના જવાબમાં, જેઓ નાણાંની મોટી રકમો આપી શકે તેમ છે તેમના તરફથીજ નહિ પણ પોતાની શક્તિઅનુસાર અલ્પ-સ્વલ્પ રકમ આપી શકે તેવા લોકો તરફથી પણ તાત્કાળિક અને ઉદાર હાથે નાણાંની મદદ મળશે.

સંયુક્ત પ્રાંતના રેલનિવારણ સંકટ માટે મદદ અર્થે આપવાનાં નાણાં સંયુક્ત પ્રાંતની ઇમ્પીરિયલ બેન્ક ઓફ ઇન્ડિયાની અથવા સેન્ટ્રલ બેન્કની કોઇ પણ શાખામાં સ્વીકારવામાં આવશે અથવા સંયુક્ત પ્રાંતના નામદાર ગવર્નરના મિલિટરી સેક્રેટરીને અથવા સંયુક્ત પ્રાંતના નામદાર વડા પ્રધાનના પ્રાઇવેટ સેક્રેટરીને મોકલી આપવાં.

"જી. બી. પંત,
"વડા પ્રધાન, સંયુક્ત પ્રાંત

"એમ. જી. હેલેટ,
"ગવર્નર સંયુક્ત પ્રાંત"

### ૫. પ્રેતભોજનનિષેધક નિબંધ

ખેડા જિલ્લા તરફથી ધારાસભામાં ચૂંટાએલા સભ્ય શ્રી. ફૂલસિંહજી ડાભી તરફથી ધારાસભામાં 'પ્રેતભોજનનિષેધક' નિબંધ રજુ થવાનો છે તે નીચે પ્રમાણે છે:

મરણપ્રસંગે પ્રેતભોજન જમાડવાનો જે રિવાજ છે તે અટકાવવાની જરૂર છે, તેથી નીચે પ્રમાણે ઠરાવવામાં આવે છેઃ

(૧) ક. આ કાયદો ૧૯૩૯નો 'પ્રેતભોજનનિષેધક' કાયદો કહેવાશે.
ખ. આ કાયદો આખા મુંબઇ ઇલાકાને લાગુ પડશે.
ગ. આ કાયદો તુરતજ અમલમાં મુકાશે.

(૨) વ્યાખ્યા: કોઇ માણસના મરણ પછી તેની નાતનાં માણસોને આપેલું કોઇ પણ જમણ તે પ્રેતભોજન કહેવાશે. પણ પ્રેતભોજન જમવાને નિમિત્તે આમંત્રણ ન આપ્યું હોય, તેવાં મરનારનાં જે સગાં મરનારના કુટુંબને આશ્વાસન આપવા આવેલાં હશે તેમને જમાડવામાં આવે તે પ્રેત-ભોજન કહેવાશે નહિ.

(૩) કોઇ માણસ પ્રેતભોજન જમાડી શકશે નહિ.

(૪) દબાણથી, ધમકીથી, સલાહસૂચનાથી કે બીજી કોઇ રીતથી કોઇ માણસ કોઇ માણસને પ્રેતભોજન જમાડવાનું ઉત્તેજન આપી શકશે નહિ.

(૫) પ્રેતભોજન નહિ જમાડવાને કારણે, નહિ જમાડનાર માણસને તેની જ્ઞાતિનું પંચ અથવા જ્ઞાતિનાં માણસો નાતબહાર મૂકી શકશે નહિ, તેનો દંડ કરી શકશે નહિ અથવા બીજી કોઇ રીતે તેને હેરાન કરી શકશે નહિ.

(૬) આ કાયદાની કલમ ૩ અથવા ૪ વિરુદ્ધ જે કોઇ વર્તન કરશે, તેને એક અઠવાડિયા સુધીની આસાન કેદની અથવા પાંચસો રૂપિયા સુધીના દંડની અથવા બંને પ્રકારની સજા થશે.

(૭) પ્રેતભોજન ન જમાડવાને કારણે તે માણસને જે કોઇ નાતબહાર મૂકશે, તેનો દંડ કરશે કે તેને કોઇ પણ રીતે હેરાન કરશે અથવા તેને નાતબહાર મૂકવામાં, તેનો દંડ કરવામાં કે તેને હેરાન કરવામાં જાણીબૂઝીને ભાગ લેશે, તેને એક મહિના સુધીની આસાન કેદની અથવા બે હજાર રૂપિયા સુધીના દંડની અથવા બંને પ્રકારની સજા થશે.

(૮) જ્યારે કોઇ મૅજિસ્ટ્રેટને ખબર આપવામાં આવશે કે બીજી કોઇ રીતે તેના જાણવામાં આવશે કે તેની હકુમતના પ્રદેશમાં રહેતો કોઇ માણસ આ કાયદાની કોઇ કલમ વિરુદ્ધ વર્તવાની તૈયારી કરે છે, ત્યારે તે મૅજિસ્ટ્રેટ તે માણસને તેમ કરતાં અટકાવવાની લેખી નોટીસ બજાવશે.

આ કલમ પ્રમાણે એવી નોટીસ બજ્યા પછી જે માણસ આ કાયદાની કલમો વિરુદ્ધ વર્તશે તેને પંદર દિવસ સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની અથવા બેઉ પ્રકારની સજા થશે.

(૯) આ કાયદા નીચેનો કોઇ ગુનો પોલીસ કેસ નહિ એવો (non-cognisable) ગણાશે અને તેની ફરિયાદ ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટ ચલાવશે.

(૧૦) આ કાયદા નીચેની ફરિયાદ કોઇ પણ માણસ નોંધાવી શકશે.

### કારણો અને હેતુઓ

આ ઇલાકાની અને ખાસ કરીને ગુજરાતની ઘણી નાતોમાં ધર્મવિધિ

અનુસાર નહિ, પણ રિવાજ અનુસાર પ્રેતભોજનો જમાડવામાં પુષ્કળ પૈસો ખર્ચવામાં આવે છે. એવું પ્રેતભોજન જમાડવાની આર્થિક શક્તિ કોઇ માણસની ન હોય, તોપણ પોતાના નાતીલાનાં મહેણાંટૂણાંને ભયે અથવા નાતબહાર થવાને ભયે, દેવું કરીને પણ તેણે પ્રેતભોજન જમાડવું પડે છે. વળી માણસના મરણને પ્રસંગે ભોજન થાય એ વિચાર ધૃણાજનક લાગે છે. આ બધી પરિસ્થિતિ વિચારતાં, પ્રેતભોજન જમાડવાના દુષ્ટ રિવાજનો નાશ કરવા માટે કાયદો ઘડવો એ અત્યંત જરૂરનું છે.

તા. ૧૧:૧૦:૧૯૩૮ ફૂલસિંહજી દાભી

સભ્ય, મુંબઇ લેજિસ્લેટિવ એસેમ્બલી

## ૬. પરઠણુનિષેધક નિબંધ

શ્રી ફૂલસિંહજી દાભી તરફથી ધારાસભામાં 'પરઠણુનિષેધક' નિબંધ પણ રજૂ થવાનો છે તે નીચે પ્રમાણે છે:

લગ્નપ્રસંગે પરઠણ લેવાનો અને આપવાનો રિવાજ છે તે અટકાવવાની જરૂર છે, તેથી નીચે પ્રમાણે ઠરાવવામાં આવે છે:

(૧) ક. આ કાયદો, ૧૯૩૯નો મુંબઇ ઇલાકાનો પરઠણુનિષેધક કાયદો કહેવાશે.

ख. આ કાયદો આખા મુંબઇ ઇલાકાને લાગુ પડશે.

ग. આ કાયદાનો અમલ અમદાવાદ, ખેડા, ભરૂચ, પંચમહાલ અને સુરત જિલ્લામાં તુરત જ થશે અને બીજા જિલ્લાઓમાં અને પ્રદેશોમાં, ઇલાકાની સરકાર સરકારી ગેઝેટમાં જાહેર કરીને ઠરાવશે તે તારીખથી કે તારીખોથી તેનો અમલ થશે.

(૨) વ્યાખ્યા: આ કાયદાના હેતુ અથવા શબ્દ વિરુદ્ધ નહિ હોય તેવી રીતે,

ક. વરના અથવા કન્યાના પિતાએ, માતાએ અથવા પાલકે કન્યાના અથવા વરના પિતાને, માતાને અથવા પાલકને લગ્નને અંગે થએલા ઠરાવથી આપેલી રોકડ અથવા બીજી કોઇ રીતે આપેલી રકમ 'પરઠણ' કહેવાશે અને તેમાં (૧) પહેરામણીનો, (૨) પગેલી રકમનો, (૩) દૂંડાનો અને (૪) કન્યાની કિંમતનો સમાવેશ થશે; પણ તેમાં કન્યાને સ્ત્રીધન રૂપે આપેલા દાગીનાનો સમાવેશ થઇ શકશે નહિ.

ख. જે તે સમયે ચાલતા રિવાજ અથવા કાયદા અનુસાર કોઇ સ્ત્રી સાથે કોઇ પુરુષનો ધર્મવિધિથી અથવા કરારથી થએલો સંબંધ તે લગ્ન ગણાશે.

(૩) જે કોઇ માણસ પ્રકટ રીતે કે ગુપ્ત રીતે પરઠણ લેશે તેને ત્રણ માસ સુધીની આસાન કેદની અથવા બે હજાર રૂપિયા સુધીના દંડની અથવા બન્ને પ્રકારની સજા થશે; પણ કોઇ સ્ત્રીને કેદની સજા થશે નહિં.

(૪) જે કોઇ માણસ પ્રકટ રીતે કે ગુપ્ત રીતે પરઠણ આપશે અથવા તેમાં ભાગ લેશે અથવા પરઠણ આપવાને બીજા માણસને ઉત્તેજન આપશે, તેને એક માસ સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપિયા સુધીના દંડની અથવા બંને પ્રકારની સજા થશે; પણ કોઇ સ્ત્રીને કેદની સજા થશે નહિ.

(૫) આ કાયદો અમલમાં નહિ મુકાયો હશે એવા પ્રદેશમાં અથવા મુંબઇ ઇલાકા બહાર લગ્ન થયું હશે એટલે જ કારણે કલમ ૩ અથવા ૪ નીચે થએલો ગુનો, ગુનો બનતો નથી એમ ગણાશે નહિ.

(૬) આ કાયદાની કલમ ૩ અથવા ૪ હેઠળ થએલો ગુનો પોલીસ કેસ નહિ એવો (non-cognisable) ગણાશે અને તેવા ગુનાની ફરિયાદ આ કાયદા માટે ઇલાકાની સરકારે ખાસ નીમેલો મેજિસ્ટ્રેટ ચલાવી શકશે.

(૭) જુઠી અને ચિંતાજનક ફરિયાદો ન મંડાય એટલા માટે રૂા. ૫૦ અમાનત મૂકનાર કોઇ માણસ ફરિયાદ નોંધાવે નહિ ત્યાં સુધી કોઇ કોર્ટ આ કાયદા હેઠળ કામ ચલાવી શકશે નહિ.

(૮) આ કાયદાની કલમ ૭ પ્રમાણે, ગમે તે માણસ પોતાની જાતે અથવા કોઇ મંડળ વતી, તે મંડળની લેખી પરવાનગીથી, આ કાયદા પ્રમાણે ફરિયાદ નોંધાવી શકશે.

(૯) આ કાયદા પ્રમાણે, તેના ઉપર શા માટે કામ ન ચલાવવું તેનાં કારણો જણાવવાની આરોપીને નોટીસ આપ્યા વિના કોઇ કોર્ટ તેની વિરુદ્ધ કામ ચલાવી શકશે નહિ.

(૧૦) સરકારી ગેઝેટમાં જાહેર કરીને ઇલાકાની સરકાર જિલ્લાનો, તાલુકાનો, ગામનો કે શહેરનો સમાવેશ કરતા કોઇ પ્રદેશમાં આ કાયદા હેઠળની ફરિયાદો નોંધાવવા ખાસ અમલદારની નિમણુંક કરશે અને આવા અમલદારને આ કાયદાની કલમ ૭ પ્રમાણે અમાનત મૂકવાની ફરજ પાડવામાં આવશે નહિ.

## કારણો અને હેતુઓ

હિંદુસ્થાનના બીજા ઇલાકાઓની પેઠે આ ઇલાકાની પણ અનેક નાતોમાં પરઠણ આપવા લેવાનો દુષ્ટ રિવાજ ચાલે છે. આ રિવાજને પરિણામે પોતાની દીકરીઓ માટે વર મેળવવા સારૂ ઘણા માણસોએ બહુ જ મોટી રકમો ભરવી

પડે છે. વળી ઇલાકાના કેટલાક ભાગોમાં છોકરીઓને વેચવાનો ને ખરીદવાનો અવ્યવસ્થિત વેપાર ચાલી રહ્યો છે. આ બધી પરિસ્થિતિ વિચારતાં, પરઠણુના દુષ્ટ રિવાજનો નાશ કરવા માટે કાયદો ઘડવો એ અત્યંત જરૂરનું છે.

તા. ૫:૧૧:૧૯૩૮ ફૂલસિંહજી ડાભી
સભ્ય, મુંબઇ લેજિસ્લેટિવ એસેમ્બ્લી

## ૭. ગુજરાતનાં રજવાડાં

પાંત્રીસ કરોડની વસતિવાળા આખા હિંદ દેશમાં ૫૬૧ દેશી રાજ્યો (રજવાડાં અથવા રાજસ્થાનો) છે, એટલે એક કરોડ ગુજરાતીઓને ભાગે ૧૭ રાજસ્થાનો હોત તો તે દુઃખ સહન કરી લેવાત, પણ ૧૯૧ કાઠિયાવાડનાં અને ૧૪૪ ગુજરાતનાં એમ ગણીને કુલ ૩૩૫ દેશી રાજ્યો ગુજરાતમાં છે.

| | વસતિ | ટકા | ચોરસ માઇલ | ટકા |
|---|---|---|---|---|
| ગુજરાત | ૧,૧૫,૦૦,૦૦૦ | ૨૮ | ૬૪,૦૦૦ | ૧૬ |
| રાજસ્થાનો | ૮૨,૦૦,૦૦૦ | ૭૨ | ૫૪,૦૦૦ | ૮૪ |

કાઠિયાવાડ સિવાયના ગુજરાતનાં ૧૪૪ રાજસ્થાનોમાં ૪૨ લાખ માણસની અને અંગ્રેજી રાજ્યમાં ૩૨ લાખ માણસની વસતિ છે. એકલા વડોદરા રાજ્યમાં ૨૪,૪૩,૦૦૭ માણસની વસતિ છે, ત્યારે એક સંસ્થાનમાં ગાત્ર ૮૭ માણસની વસતિ છે! વડોદરા રાજ્યનો વિસ્તાર ૮૧૬૪ ચોરસ માઇલનો છે, ત્યારે એ ત્રણ સંસ્થાનોમાં માત્ર એક ચોરસ માઇલ છે! વડોદરા રાજ્યની વાર્ષિક આવક ૨ કરોડ ૬૦ લાખ રૂપિયાની છે, ત્યારે એક રાજસ્થાની રાજવીની વાર્ષિક આવક માત્ર રૂા. ૭૦ છે.

વડોદરા રાજ્ય પછીનાં ૧૩ સંસ્થાનોની વાર્ષિક આવક નીચે પ્રમાણે છે:

| સંસ્થાન | ઉપજ રૂપિયા | સંસ્થાન | ઉપજ રૂપિયા |
|---|---|---|---|
| ૧ રાજપીપળા | ૨૫ લાખ | ૭ રાધનપુર | ૧૦ લાખ |
| ૨ ઇડર | ૨૧ ,, | ૮ ખંભાત | ૧૦ ,, |
| ૩ છોટાઉદેપુર | ૧૩ ,, | ૯ વાંસદા | ૭¼ ,, |
| ૪ બારૈયા | ૧૧¾ ,, | ૧૦ લુણાવાડા | ૫½ ,, |
| ૫ પાલણપુર | ૧૧ ,, | ૧૧ જોદર | ૫½ ,, |
| ૬ ધરમપુર | ૧૦¼ ,, | ૧૨ સંતરામપુર | ૪¾ ,, |
| | | ૧૩ સચીન | ૪ ,, |

('પ્રસ્થાન,' ચૈત્ર ૧૯૯૪) ડૉ. સુમન્ત મહેતાના લેખ ઉપરથી

# ગ્રંથપરિચય

૧૭. **શ્રી ભગવતી-સાર**, શ્રી પૂંજાભાઇ જૈનગ્રંથમાલા–૧૬: સંપાદક– ગોપાલદાસ જીવાભાઇ પટેલ; પ્રકાશક–શ્રી જૈનસાહિત્ય પ્રકાશન સમિતિ C/o નવજીવન કાર્યાલય, અમદાવાદ; પૃષ્ઠ ૨૦+૭૮૩, કિંમત બે રૂપિયા. જૈન સંપ્રદાયમાં ૧૨ અંગગ્રંથો પણ મુખ્ય ધર્મગ્રંથો ગણાય છે, તેમાંનું ૧૨મું અંગ દૃષ્ટિપ્રવાદાંગ અથવા દૃષ્ટિવાદ (દિટ્ઠિવાઅં) એ અંગ લુપ્ત થએલું છે તે સિવાયનાં ૧૧ અંગોમાં વ્યાખ્યાપ્રજ્ઞપ્ત્યંગ અથવા વિવાહપ્રજ્ઞપ્તિ (વિવાહપન્નતિ) એ પાંચમું અંગ છે. એને ભગવતી પણ કહે છે. એમાં બધું ધર્મજ્ઞાન સંવાદોથી અને કથાઓથી પ્રકટ કર્યું છે. શ્રી મહાવીર સ્વામીએ, ગૌતમ વગેરે પોતાના શિષ્યોએ અને શ્રાવકશ્રાવિકાઓએ અને બીજાઓએ તેમને પૂછેલા પ્રશ્નોના જે ઉત્તરો આપેલા, જે વ્યાખ્યાઓ કરેલી, તેનું આ ગ્રંથમાં એકીકરણ છે. એમ માનવામાં આવે છે કે શ્રી મહાવીર સ્વામીના શિષ્ય સુધર્માએ એ એકીકરણ કરેલું. ભૂગોળખગોળ વગેરેની વાતો કેવળ કાલ્પનિક અને વિજ્ઞાનની દૃષ્ટિએ મિથ્યા છે. એ ગ્રંથનો ગુજરાતી ભાષામાં આ છાયાનુવાદ છે. અનુવાદની ગુજરાતી ભાષા સરળ છે, છતાં ગ્રંથના વિષય જ એવા છે કે જૈનધર્મના અભ્યાસી જ તેમાં સરળતાથી જઇ શકે, જૈનેતરને પ્રવેશ કરવો કઠણ પડે. ગ્રંથને અંતે સૂચિ આપી છે તે સારૂં જ છે, પણ ગ્રંથમાં જૈનધર્મના પારિભાષિક શબ્દો સમજવા પૂરતો એક શબ્દકોશ પણ આપ્યો હોત તો સારૂં. જૈનજગત અને તે ધર્મના અન્ય અભ્યાસીઓ પણ આ છાયાનુવાદને જરૂર વધાવી લેશે.

૧૮. **નૌકાડૂબી**: (શ્રી રવીન્દ્ર ગ્રંથાવલિ): મૂળ લેખક–કવિવર રવીન્દ્રનાથ ટાગોર; અનુ.–નગીનદાસ પારેખ; પ્રકાશક–પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ; પૃષ્ઠ ૨૪+૪૧૪, એક છબિ, કિંમત રૂા. ૨–૮–૦. કવિવર રવીન્દ્રનાથની બંગાળી નવલકથાઓમાં આ વધુ લોકપ્રિય નવલકથા છે, કારણ કે વાચક વાર્તાના પ્રવાહમાં શરૂઆતથી ઘસડાય છે ને પ્રવાહનાં વમળોમાં અહીંતહીં ધકેલાતો અચાનક પોતાને બહાર કાઢી આવી પડેલો જુએ છે. એટલે જ અનુવાદક લખે છે કે અચાનક કોઇ સ્ટેશને ગાડી થોભી ગઇ હોય એમ આપણને અંતમાં લાગે છે. અને ગાડી ખોટે સ્ટેશને અટકી એમ ખ્યાલ આવે છે. શેક્સપીઅરના 'ટેમ્પેસ્ટ'ની માફક વાર્તા નૌકાના ડૂબવાથી શરૂ થાય છે. નૌકાના આ ભૌતિક ડૂબવાની સાથે જ બે યુગલની જીવનનૌકાઓ પણ ખરાબે ચઢે છે. દુનિયાના વા સમાજના એક વા બીજી દિશાના પવન તેમને અહીંતહીં ઘસડી જાય છે અને છેવટમાં આપણને એક નૌકા સાબૂતમી હાથ લાગે છે અને એટલે જ બીજા યુગલનું જોડાણ

કરવાનું અધુરું રહ્યું એમ લાગે છે. પણ એ શુભ દર્શન કરવાના આપણા સ્વભાવનું પરિણામ હોય ખરું! થોડાંક પાત્રો દ્વારા લેખક દુનિયાનાં મનુષ્યોનું એક અજબ સંગ્રહસ્થાન વાચક સમક્ષ રજુ કરે છે. એ ભડભડિયા પણ ભોળા અને પ્રેમાળ હૃદયના ચક્રવર્તી મહાશય, એ ચોર અને ગમાર છતાં યે પોતાના ઉપર વહાલ રાખનાર કમલા માટે ઝૂરનાર ઉમેશ, અને પૈસાદાર છતાં કંજુસ અને કડણુ કાળજાનાં સંકોશીલ નવીનકાલી, અને બીજી બાજુએ એ ભણેલો પણ ઉતાવળીઓ અને વહેવારૂ પણ જાડી બુદ્ધિનો ગેગેન–આવી વ્યક્તિઓ આપણને દુનિયામાં જ્યાં ત્યાં નજરે પડે છે, એટલે સ્ત્રીઆણુ કવિ હોવા છતાં કલ્પનાની સૃષ્ટિમાં જ નહિ વિહરતાં, વાસ્તવિક સૃષ્ટિનું આલેખન આ નવલકથામાં કરે છે અને એ આલેખન દ્વારા હિંદુ સમાજની લગ્નરૂઢિ અને લગ્નભાવનાનું આબેહૂબ ચિત્ર રજુ કરે છે. અનુવાદકની ભાષાનો થોડોક ઉલ્લેખ અત્રે જરૂરી લાગે છે. અનુવાદ સાધારણ રીતે સરળ અને વાહક છતાં પણ કેટલીક ત્રુટિઓ નજરે પડે છે. તેમણે કેટલાક શબ્દ પ્રયોગો બંગાળી રાખ્યા છેઃ દા. ત. 'લુચી,' 'સેજવહુ.' કેટલાક સંસ્કૃત અને સામાન્ય વાચકને સમજણ ન પડે તેવા શબ્દપ્રયોગો પણ નજરે પડે છેઃ દા. ત. 'વેપથુમતી,' 'સ્વસ્ત્યયન.' થોડાક તો એવા છે કે જેમનો અર્થ સંપૂર્ણ રીતે સ્પષ્ટ નથીઃ દા. ત. 'ચૂલેનરૂં,' 'વરણાટ,' 'નાપતા.' વળી કેટલાક બહુ જ ઓછા ઉપયોગમાં આવતા શબ્દો વાપરી ભાષાને કઠણ બનાવી છેઃ દા. ત. 'માંદુતાંતું,' 'તીરીતીરીને,' 'અમલક,' 'અનગની,' 'ઉડી પડી,' 'ઉડી આવ્યાં.' વધુમાં બંગાળી સમાજમાં બેનપણીઓ એક બીજાને 'ભાઈ' કહે છે, તેને બદલે ગુજરાતીમાં 'બેન' વધુ ભાવવાહક થાત. અંગ્રેજી ભાષાની છાયા રૂપે પુસ્તકમાં ગુજરાતીમાં વપરાએલી પરોક્ષ રચનાઓ ભાષાને ક્લિષ્ટ બનાવે છે. ઈશ

૧૯. યોગી કોણ? ગૃહલક્ષ્મી ગ્રંથમાળા, કુલ પુસ્તક ૧૯મું: લેખક–શ્રી. દિવ્યાનંદ; પ્રકાશક–નવચેતન સાહિત્યમંદિર, ૨૪૫૬ ભદ્ર, અમદાવાદ; પૃષ્ઠ ૧૭૧, કિંમત કાચું પૂંઠું રૂા. ૧–૦–૦, પાકું પૂંઠું રૂા. ૧–૪–૦. આ ત્રિઅંકી નાટક છે. એક વિરહિણી સ્ત્રીને તથા વિધુર પુરુષને પોતાના એક જ વખતના પતન પછી ભાન આવે છે અને બન્ને પશ્ચાતાપ રૂપે સેવાધર્મ સ્વીકારે છે. સાથે સાથે અતિશય ઉદારતાથી સ્ત્રીનો પતિ તેનો તથા તેના પતનનું ફળ –પુત્રનો સ્વીકાર કરે છે. પુસ્તકના આ વસ્તુ ઉપરથી લેખક પ્રસ્તાવનામાં લખે છે તેમ એમને ફલિત કરવું છે કે માનવીની આવી ભૂલો જીવનને પ્રાયશ્ચિત્તની ભઠ્ઠીમાં બાળીને તેમના આત્માને ઉન્નત કરે છે–પ્રેમ અને માનવતાનો

મર્મ સમજાવી, પ્રજાતા પામી ઉત્કર્ષ સધાવે છે. નાટકમાં દયારામ તથા ન્હાનાલાલનાં કાવ્યો પ્રસંગાનુસાર મૂક્યાં છે; પણ આખુંય નાટક-સંવાદો, પ્રસંગો, પાત્રો, ભાવનો વગેરે બધુંય કૃત્રિમ લાગે છે. ભાષા સુમધુર કરતાં સુશબ્દાલ વધારે છે. માલિનીની વિકૃત મનોદશાનું ચિત્ર વાસ્તવિકતાના ઓઠા નીચે સુરુચિનો ભંગ કરે છે. પિતાપુત્રી કે ભાઈબેન સાથે બેસીને આખુંયે પુસ્તક ન વાંચી શકે. કાન્તા

૨૦. રાસપાંખડી: રચનાર–'વિવિત્સુ'; પરિચયલેખક–શ્રી મંજુલાલ રણછોડલાલ મજમુદાર; પ્રકાશક–ચિમનલાલ ભોગીલાલ ગાંધી, વડવાળું ફળિયું, રાવપુરા, વડોદરા; પૃષ્ઠ ૮૮, કિંમત આઠ આના. આ ૭૧ રાસનો સંગ્રહ છે. આધુનિક પ્રચલિત વિવિધ રાસના ઢાળ પ્રમાણે સંગ્રહેલા રાસ છે, એટલે વૈવિધ્ય સારું જળવાયું છે. રાસ ખાસ કરીને ત્રણ પ્રકારના છે: કૌટુમ્બિક ભાવના, સ્વદેશપ્રેમ તથા પ્રકૃતિવર્ણન. તે ઉપરાંત 'કે કાનજીએ દિલડાં ડોલાવ્યાં,' 'શારદાનું સ્તવન,' 'કવિવર ન્હાનાલાલને કંઠે' વગેરે જુદા જુદા પ્રકારના પરચુરણ રાસ પણ છે. કૌટુમ્બિક ભાવનાનાં અને ત્યાર પછી પ્રકૃતિદર્શનનાં કાવ્યોની સંખ્યા સૌથી વધારે છે. સંગ્રહમાં પ્રકાર પ્રમાણે વિભાગ પાડી નાખ્યા હોત તો સગવડભર્યું થાત. કેટલાક રાસ આદર પામે તેવા છે, પણ ઘણાખરા તો ભાવવાહી કરતાં શબ્દાલ વધારે છે. બોટાદકરના કૌટુમ્બિક રાસ, ખબરદારનાં સ્વદેશપ્રેમનાં કાવ્યો કે ન્હાનાલાલના રાસની હારમાં આ સંગ્રહ ન જ મૂકી શકાય. ઢાળમાં પણ કેટલીક જગાએ ક્ષતિ આવે છે. એકંદરે ઠીક ઠીક રાસનો સંગ્રહ છે. કાન્તા

૨૧. શ્રી હરિકૃષ્ણજ્ઞાનદર્શન: સંશોધક–અનુપરામ સદાશિવ શાસ્ત્રી, વૈરાગ્યમાર્તંડ દર્શનકેસરી, અધ્યક્ષ, શ્રી હરિકૃષ્ણ છાત્રાલય તથા સંસ્કૃત વિદ્યાલય, મણિનગર, અમદાવાદ; પ્રકાશક–શ્રી હરિકૃષ્ણ સંપ્રદાય ઉન્નતિ મંડળ, અમદાવાદ; પૃષ્ઠ ૮+૮૮, મૂલ્ય અમૂલ્ય. સ્વામીનારાયણ સંપ્રદાયની પેઠે આચારશુદ્ધિ તરફ દૃષ્ટિ રાખીને સ્થપાએલા આ સંપ્રદાયના કેટલાક સિદ્ધાન્તોનું આ પુસ્તકમાં વ્યાખ્યાન છે. ગયા સૈકામાં થઈ ગએલા શ્રી હરિકૃષ્ણ મહારાજે સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક શ્રી સહજાનંદ મહારાજનાં વચનામૃતની ધાટીએ પોતાના સંપ્રદાયનાં સિદ્ધાન્તોનાં વ્યાખ્યાન કરેલાં છે, તે પુસ્તક ઉપરથી જોઈ શકાશે. પુસ્તકમાં શ્રી હરિકૃષ્ણ મહારાજની ટૂંકી જીવનરેખા પણ આપેલી છે. સ્વામીનારાયણ સંપ્રદાય જેટલો આ સંપ્રદાયનો પ્રચાર નથી, છતાં ગુજરાતમાં એ ઠીક મહત્ત્વને પામેલો છે.

૨૨. આશાની પાંખે (સામાજિક નાટક): કર્તા – શાન્તિલાલ મોહનલાલ શાહ, બેરિસ્ટર-એટ-લૉ; પ્રકાશક – વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની, મુંબઇ ૩; પૃષ્ઠ ૧૧૪; કિંમત આઠ આના. આજકાલનાં યુવકયુવતીની સ્નેહકથાનું આ નાટક છે. યુવક જયસુખ યુવતી વિશાખાને ભણાવવાને તેને ઘેર જાય છે ને તે દરમિયાન એ બે વચ્ચે સ્નેહ બંધાય છે. પ્રથમ અંકમાં વાસ્તવતાને નામે એ સ્નેહની ચેષ્ટાઓને અશ્લીલતાનો પાશ લાગ્યો છે. જયસુખ પરણેલો છે, તે પણ આટલા પરિચય પછીયે વિશાખા જાણી શકતી નથી! સ્નેહ પરિપક્વ થાય છે, પણ સખીઓ સાથેના પાંચ દશ મિનિટના વાર્તાલાપથી એ સ્નેહ ઓસરી જાય છે, અને પછી તો વિનાકારણે વિનાસમજ્યે વિશાખા જયસુખ સામે આરોપ પણ મૂકતી થાય છે. આ સૌથી પ્રથમ અજાણ્યો જયસુખ વિશાખા સાથે પરણવાના તાનમાં પોતાના પિતાને નિર્લજ્જ રીતે સ્નેહનું શાસ્ત્ર સમજાવવા કંઇ કંઇ બકે છે, પણ અંતે તો વિશાખા ને તેની સખીઓ જયસુખને બનાવી કાઢે છે, લગ્નની લાલચમાં તે પણ મૂર્ખ બને છે અને લગ્નમાં નિષ્ફળ જાય છે. પુસ્તકની ભાષા ઠીક છે, પણ વસુમતીને બદલે સર્વત્ર વસુમતિ લખ્યું છે ને એવી કેટલીક ભાષાની ભૂલો કરી છે.

*

નડિયાદ હિન્દુ અનાથાશ્રમ, સંવત ૧૯૯૩નો હિસાબ તથા અહેવાલ.
પાળજ ભા. સ્મા. વાચનાલયનો પ્રથમ વાર્ષિક રિપોર્ટ, સં. ૧૯૯૪.
વસો વાર્ષિક પત્રિકા ૧૪મી, સં. ૧૯૯૪.
શ્રી પ્રગતિમંડળ, ભાદરણ, સને ૧૯૩૭-૩૮નો અહેવાલ તથા હિસાબ.
ભાદરણ મ. કા. સાર્વજનિક પુસ્તકાલય, કંકુબા મહિલા પુસ્તકાલય અને સ્વ. નારણભાઇ મથુરભાઇ વિદ્યોત્તેજક ફંડનું વાર્ષિક નિવેદન, સં. ૧૯૯૪.

---

## ક્ષમાપત્ર

'પાટીદાર' માસિકના કાર્તકના અંકમાં પાન ૭થી પ્રસિદ્ધ થએલ વાર્તા 'દીવાળીની બોણી' તદ્દન ખોટી, બનાવટી અને બીનપાયાદાર હકીકતથી ભરેલી છે અને તેને લીધે જે જે વ્યક્તિઓને મારાથી ગેરઇન્સાફ થઇ ગયો છે તે બદલ હું અંતઃકરણપૂર્વક તેમની ક્ષમા માગું છું. એજ, તા. ૧૬:૧૧:૩૮

નેદ્રા, તા. પાદરા ઇશ્વરભાઇ મોતીભાઇ પેટલીકર

# પ્રસંગકથા

### "ગાડા–સુણાવ પુનર્લગ્ન

"આણંદ, તા. ૨૦. પેટલાદ તાલુકાના મલાતજ ગામના પા. મગનભાઇ મૂળજીભાઇએ પોતાની દીકરી કાશીબેનને ગાડા ગામે નવેક વર્ષ ઉપર પા. રણછોડભાઇ જીજીભાઇના દીકરા છોટાભાઇ સાથે પરણાવેલી. ત્યાર બાદ છોટાભાઇ સાતેક વર્ષ ઉપર (આફ્રિકામાં) ગુજરી ગએલા અને કાશીબેન વિધવા બનેલાં. તેમની ઉમર હાલ ૨૨ વર્ષની છે. આ બેને જિલ્લાના એક વખતના જાહેર કાર્યકર્તા અને હાલ મુંબઇમાં ગ્રામઉદ્યોગની દુકાન કરતા સુણાવના વતની પા. પૂંજાભાઇ મનોરભાઇની સાથે આજરોજ ચ. પ્ર. આર્યસમાજમાં પુનર્લગ્ન કર્યું છે. આ લગ્નની ખાસ વિશેષતા એ છે કે કાશીબેનના કુટુંબમાં આવાં પુનર્લગ્ન થતાંજ નથી, છતાં તેમનાં માબાપની (આ પુનર્લગ્નમાં) સમ્મતિ હોવાનું કહે છે. આ લગ્ન વખતે પાટીદાર મંડળના મંત્રી શ્રી. શિવાભાઇ, શ્રી. બાપુભાઇ, 'પાટીદાર' માસિકના તંત્રી શ્રી. નરસિંહભાઇ તથા અન્ય કાર્યકર્તાઓ હાજર હતા" ('સંદેશ,' તા. ૨૨:૧૦:'૩૮). ભાઇ પૂંજાભાઇના કુટુંબમાં પણ પુનર્લગ્ન થતાં નથી. વળી લીંબાસીથી ત્યાંની એક કન્યા સાથે લગ્ન કરવાનું તેમને આમંત્રણ આવ્યું હતું, પણ 'મને વિધવા મળશે ત્યાં સુધી તો કન્યા સાથે લગ્ન નહિજ કરૂં,' એવો ઉત્તર ભાઇ પૂંજાભાઇએ આપ્યો હતો. પુનર્લગ્ન કરવા ઇચ્છતાં ભાઇઓને કંઇક અંશે માર્ગ બતાવનાર ભાઇ પૂંજાભાઇને, બેન કાશીબેનને અને તેમનાં માબાપને ખરેજ ધન્યવાદ ઘટે છે. બિચારી હિંદુ વિધવાનો માર્ગ તો છેકજ રૂંધાઇ પડ્યો છે. એને ઘડીને તો વિધાતાએ પણ હાથ ધોઇ નાખ્યા છે!

### ખંભોળજમાં વૃદ્ધલગ્ન

"આણંદ તાલુકાના ખંભોળજ ગામના પા. શનાભાઇ મકનભાઇ, જેઓની ઉમર હાલ ૪૫ વરસની છે, તેઓને ત્રણ પુત્રો તથા બે પુત્રીઓ છે. એક પુત્રને એક પુત્રીની પ્રજા છે ને પુત્રીને પણ દીકરાની પ્રજા છે. શનાભાઇ ગયા ઉનાળામાં વિધુર થયા. તેમનો મોટો દીકરો અંબાલાલ હાલ હમણાંજ એડવોકેટની પરીક્ષામાં પાસ થયો છે, તે ભાઇની ઉમર ૨૫ વર્ષની છે. અંબાલાલ એડવોકેટની પરીક્ષામાં પાસ થયા, તેથી તેમના માનમાં સગાસંબંધી તથા સ્નેહીઓને લાભપાંચમને દિવસે બપોરના ચા-પાણીનો મેળાવડો કર્યો અને તેજ સાંજરે અચાનક દશ વાગ્યે ચુપચુપ મોટરમાં બેસીને નજીકના સીલી ગામે પા. મોતીભાઇ શ્રીધરભાઇની ભત્રિજીને પરણ્યા. આવી રીતે છુપાં લગ્ન

થવાથી તેમના કુટુંબમાં તથા ગામમાં ઘણી ચકચાર ફેલાવા પામી છે" ('સંદેશ,' તા. ૩:૧૧:'૩૮). મુંબઇ ધારાસભામાં શ્રીમતી લીલાવતી મુનશીએ એવો કાયદો કરવાનું બીલ આણ્યું છે કે ૪૫ વર્ષથી મોટો પુરુષ ૧૮ વર્ષથી નાની કન્યા સાથે ન પરણી શકે. પણ ઉપર જણાવેલા ભાઇ શનાભાઇ ૪૫ વર્ષથી તો મોટા નથી, એટલે શ્રીમતી લીલાવતીનો ઇચ્છેલો કાયદો પાસ થશે તોય આવાં લગ્ન તો કાયદેસરજ ગણાશે! એટલે એ કાયદો કેવો પોલો ને નિરર્થક થશે એ સહેજે જણાઇ આવે છે. આવાં અસમાન લગ્ન અટકાવવા માટે તો એવો કાયદો થવો જોઇએ કે લગ્ન કરનાર સ્ત્રીપુરુષની ઉંમર વચ્ચે ૧૦થી વધારે વર્ષનો તફાવત ન હોવો જોઇએ. છતાં એથી વધારે ઉંમરના તફાવતવાળું થએલું લગ્ન નિરર્થક ને રદબાતલ ગણાશે અને ગોર, વર અને એવાં લગ્નમાં ભાગ લેનાર સૌ કેદની તથા દંડની સજાને પાત્ર થશે.

રૂા. ૧૦૦૧નું ટ્રસ્ટ ફંડ

"નડીઆદના વતની અને કરજણમાં વકીલાત કરતા શ્રી. ઝવેરભાઇ કિશોરભાઇ પટેલે પોતાના કાકા સ્વ. શ્રી. મથુરભાઇ ઈશ્વરભાઇ પટેલના સ્મરણાર્થે રૂા. ૫૦૦નું ટ્રસ્ટ ફંડ ખેડા જિલ્લા હરિજન સેવક સંઘને" આપ્યાની પ્રસંગકથા આ પત્રના ગયા અષાઢના અંકમાં પૃષ્ઠ ૪૩૨ ઉપર આવી ગઇ છે. હાલ ખબર મળે છે કે એ કાકાને સ્મરણાર્થે એ ભાઇ ઝવેરભાઇએ "સંવત ૧૯૯૫ના કાર્તક સુદિ ૫, તા. ૨૮:૧૦:'૩૮ને રોજ નડિયાદ, છાંટિયાવાડની લીંબડીએ જ્ઞાનપંચમીને શુભ દિવસે, જ્ઞાતિનાં બાળકોને કેળવણીમાં મદદ મળે તે માટે રૂા. ૧૦૦૧નું ટ્રસ્ટ ફંડ ઊભું કરી તેનું ઉત્પન્ન આવે તે દર વર્ષે ખર્ચ કરવા ઠરાવ્યું છે." એ ભાઇના કાકા શ્રી. મથુરભાઇ સં. ૧૯૮૩માં અપુત્ર ગુજરી ગએલા અને તેમની ત્રણેક હજારની રોકડ મિલકત ભાઇ ઝવેરભાઇને મળેલી. તે વારે પોતાનાં હયાત કાકીની ઇચ્છા વિરુદ્ધ કાકા પાછળ પ્રેતભોજન ન જમાડતાં એ બધી મિલકત ધર્માદા વાપરવાનો તેમણે નિશ્ચય કરેલો. અને તેમાંથી આ પ્રકારે એ ભાઇ ટ્રસ્ટ ફંડ કાઢે છે. સમાજને ઇષ્ટ માર્ગે દોરવા માટે આ ભાઇને ધન્યવાદ ઘટે છે.

પોરડામાં પ્રેતભોજનની ઝડીઓ

ચોરડામાં પાટીદારોની ચાર ખડકીઓ છે, તેમાંની બે ખડકીઓએ તો પ્રેતભોજન ક્યારનાંય વર્જ્યાં છે. બીજી બે ખડકીઓને હજી પ્રેતભોજનના લાડવા ગળેથી છૂટતા નથી! એ ખડકીઓના ભાઇઓ બહુ સંસ્કારી નથી, છતાં તેમનામાંના કેટલાક એડન, આફ્રિકા વગેરે સ્થળે રહે છે ને વેપાર-નોકરી

કરે છે. આથી બે પૈસા હાથ આવે તે, તેઓ સંસ્કાર વિનાના હોવાને લીધે, ઘેર આવી પ્રેતભોજનમાં કે રાસલીલામાં કે ગમે તેમાં ખર્ચી નાખી, પૂછડીઆ તારાની પેઠે, પાછા કમાવા ચાલ્યા જાય છે. ખબર મળે છે કે એવા એક જુવાન ભાઇ અહુણાજ આફ્રિકાથી આવેલા; ચપટી પૈસા લાવ્યા હશે, તે પોતાનાં માતુશ્રીના બાકી રહી ગએલા પ્રેતભોજનમાં ઉડાવી દીધા, વિધવા કાકી પાસે પણ પ્રેતભોજન કરાવ્યું અને બીજાં પણ બાકી રહેલાં પ્રેતભોજન માટે તગાદા કર્યા. આમ બે દહાડા સપાટા લગાવી પાછા એ ભાઇ પૂછડીઆ તારાની પેઠે આફ્રિકા ચાલતા થઇ ગયા! લોક કહે છે કે આવા મિથ્યાભિમાનમાં પૈસા વેડફ્યા, તેને બદલે બાપના દેવામાં એ પૈસા ભર્યા હોત તો એટલું દેવું ઓછું થાત. પણ મિથ્યાભિમાનીઓને એ રૂડી વાત રુચે કેમ? એવાને તો સરકારના કાયદાજ ઠેકાણે લાવે. અને ખરેજ માણસ માણુસાઇ ભૂલી પશુ બને, ત્યારે સરકારે કાયદાનાં ડફણાંજ ચલાવવાં રહ્યાં!

## પાટીદાર પરિષદ

ગયા અંકમાં બાંધેલી પત્રિકામાં જણાવ્યા પ્રમાણે પાટીદાર મંડળની પરિષદ ઓડ મુકામે ભાઇ દાદુભાઇ દેસાઇને પ્રમુખપદે તા. ૪–૫ નવેમ્બર, કાર્તક સુદિ ૧૨–૧૩, શુક્ર–શનિના દિવસોએ ભરાવાની હતી, સાથેજ પાટીદાર ભગિની સમાજની પણ પરિષદ ભરાવાની હતી. પણ ભાઇ દાદુભાઇની તબિયત નાદુરસ્ત થયાથી દિવસો બદલાઇને તા. ૧૧–૧૨ નવેમ્બર, કાર્તક વદિ ૪–૫, શુક્ર–શનિવારે ભરવાનું ઠર્યું. પણ વળી તા. ૧૧મીથી મુંબઇ કાઉંસિલ ભરાવાનું ઠર્યું ને તેથી ભાઇ દાદુભાઇને ત્યાં જવાનું હોવાથી તે દિવસોને બદલે તા. ૨૨–૨૩ નવેમ્બર, માગશર સુદિ ૧–૨, મંગળ–બુધવારે પરિષદો ભરવાનું ઠર્યું છે. આમ વારંવાર દિવસો ફરે એ ઇષ્ટ તો નથીજ, પણ તે સિવાય બીજો ઉપાયજ નહોતો. આ પ્રસંગકથા લખાય છે (તા. ૧૬:૧૧) તે પછી ને માગશરનો અંક ટપાલાશે (તા. ૨૫:૧૧) તે પહેલાં પરિષદો ભરાઇ ગઇ હશે. પરિષદો ભરાય ને તેના કાર્યકર્તાઓ પછી આખું વર્ષ આન્દોલન કર્યા કરે તો તો ઉપર જણાવ્યાં તેવાં અસમાન લગ્નો, પ્રેતભોજનો, વગેરે જ્ઞાતિના અનિષ્ટ રિવાજો જને દિવસે નાબુદ થઇ જાય અને ત્યારેજ જ્ઞાતિપરિષદો વગેરે જ્ઞાતિસંસ્થાઓનું અસ્તિત્વ સાર્થક ગણાય. જો પરિષદો ભરાઇ ગયા પછી કાર્યકર્તાઓ એટલેથીજ કૃતકાર્ય થયા માને ને નિષ્ક્રિય થઇ સઇ રહે તો એવી જ્ઞાતિસંસ્થાઓ નિરર્થક છે, અનર્થક પણ છે. અને ત્યારે તો પ્રજાએ પોતે કરવાનાં કાર્ય માટે પણ સરકાર સામે–તેના કાયદા સામે–તાકીને જોઇ રહેવું પડે.

છે. એ ઉપરથી એ પ્રસંગે એમણે ગામને સ્વચ્છ કરી મૂકવાનું વિચાર્યું. લોકમાં સુરેન્દ્રજીએ રેડેલા સંસ્કાર તો હતા જ, તેને સક્રિય રૂપ આપનાર ભાઈ પ્રાણલાલભાઇ મળ્યા. એમણે ગામલોકને જાહેર કર્યું કે કાર્તક સુદિ ૩જ ને બુધવારે સવારે છથી ૧૧ અને બપોરે ૪થી ૬ વાગતાથી સુધી આપણે સૌએ મળીને આખું ગામ સ્વચ્છ કરી મૂકવું, જે ભાઇઓ અમુક કારણે આ સાર્વજનિક સેવામાં આવી ન શકે તે પોતાનું આંગણું ને ફળિયું તો સાફ કરે જ ને તે રીતે પણ સહકાર આપે. સવારના પહોરમાં બ્યુગલ ફૂંકાતાં જ લોક ટોપલા, પાવડા ને સાવરણા લેઇ નીકળી પડ્યા, ભાઇઓ સાથે અનેક બેનો પણ નીકળી પડી. હરિપુરા મહાસભામાં સ્વચ્છતાના પાઠ શીખી આવેલા ગામના યુવકો તો હતા જ. જેઓ ન આવી શક્યાં, તેઓ પોતાનાં આંગણાં ને ફળિયાં સાફ કરવા મંડી પડ્યાં. એમ સવાર સાંજ બે વખત થઇને આખું ગામ ચંદન જેવું ચોકખું કરી મૂક્યું. સુરેન્દ્રજી તો કેટલાક દિવસથી પ્રસંગહીત બહારગામ ગયા હતા, પણ તેમના સંસ્કાર ગામમાં હતા, તેનું આ પ્રસંગે પ્રત્યક્ષ પ્રમાણ મળી ચૂક્યું. સૌ ગામો આ પ્રકારે ગ્રામસેવા કરે તો નરકરૂપ બની ગયેલો આપણો દેશ સ્વર્ગસમાન બની રહે. ગયા જમાના સુધી આપણાં ગામોમાં એ રિવાજ હતો કે ગ્રહણને પ્રસંગે આખા ગામનાં નવાણ સ્વચ્છ કરી મૂકતાં. આજે આ સુધરેલા ગણાતા પણ ખરી રીતે તો પતિત જમાનામાં આપણે આપણા એ પ્રાચીન સંસ્કાર ભૂલ્યા છીએ, તેની પણ સજા આજે શારીરિક ને માનસિક રોગરૂપે ખમીએ છીએ. તેમાંથી બચવા માટે જુદી જુદી સ્વચ્છતા માટે જુદાં જુદાં પર્વ આપણે યોજવાં ઘટે. આપણે જાતે ઊભા થયા વિના આપણને બહારનો કોઇ સહાય નહિ થાય; ના, નહિ જ.

### તરઘૈયા ગામની અવદશા

"વરસાદની વિચિત્ર ગતિને લીધે આ સાલે ઠાસરા તાલુકાના તરઘૈયા ગામે ઘણો જ ઓછો વરસાદ પડ્યો છે. તેથી કરીને પાક ઘણો નબળો છે તે બાબતની તપાસ કરવા જિલ્લાના કલેક્ટર સાહેબને ગામલોકોએ અરજી કરી હતી. તે મુજબ તપાસ કરવા સારૂ મે. ડી. ડેપ્યુટી કલેક્ટર સાહેબ તા. ૧૬:૧૦:'૩૮ને રોજ તરઘૈયા આવ્યા હતા. ખેડૂતોએ તેમને ખેતરોમાં લેઇ જઇ નિષ્ફળ ગએલો પાક બતાવ્યો હતો અને તેથી તેઓને ખાત્રી થઇ હતી કે પાક નિષ્ફળ ગયો છે. પણ તેઓ સાહેબે જણાવ્યું કે તરઘૈયા અને વાડદ ગામ સરકારી દફતરે ભેગાં હોવાથી અને વાડદ ગામે સારો વરસાદ હોઇ પાક સારો થવાથી તેમના ભેગી તમારી આનાવારી કરતાં ૭ આનાથી વધુ આનાવારી થશે અને તેથી મહેસૂલ પૂરૂં ભરવું પડશે. તે જ વખતે તરઘૈયાની આનાવારી

જુદી કરી રાહત આપવાની માગણી કરતી અરજી ગામલોકોએ સાહેબને આપી; પરંતુ તેઓએ જણાવ્યું હતું કે 'અને તેમ કરવાની સત્તા નથી. સરકારને તમે અરજ કરો.' તે મુજબ ગામલોકોએ મે. પ્રધાન સાહેબને અરજ કરવા સારૂ આખા ગામના ખેડૂતોના વ્યક્તિગત ઉત્પન્નનું દરેક જાતવારનું પત્રક બનાવ્યું હતું." ('ખેડૂત,' તા. ૫:૧૧:'૩૮). મહેસૂલ પૂરું વસુલ કરવાની અંગ્રેજ સરકારની આ નીતિને કોણ પહોંચે? હાલ મહાસભાના પ્રધાનમંડળના હાથમાં રાજ્યવહીવટ આવ્યો છે, ત્યારે તો તે આ વિચિત્ર પદ્ધતિ સુધારીને આવાં ગામોને ન્યાય આપશે એવી આશા રાખીએ.

**ભાદરણમાં વડોદરા પ્રજામંડળની પરિષદ**

પણ પ્રજાએ જાતે ઊઠીને પોકાર ઉઠાવ્યા વિના તેનું કોઇ સાંભળનાર નથી એ વાતનું પ્રત્યક્ષ પ્રમાણ આજે રાજકોટની પ્રજા આપી રહી છે. તેણે એની પ્રજાશક્તિ જતાવી છે કે એ આખું રજવાડું આજે થરથરી ઊઠયું છે! અને વળી એ પ્રજાએ પોતાનો શક્તિમંત્ર બીજાં રજવાડાંની પ્રજાના કાનમાં પણ ફૂંક્યો છે. પરિણામે વડોદરા રાજ્યની પ્રજા પણ જાગીને બેઠી થઇ ગઇ છે. ગયા માસમાં પ્રચંડવીર સરદારશ્રી વલ્લભભાઇ પટેલને પ્રમુખપદે ભાદરણમાં વડોદરા પ્રજામંડળની પરિષદ ભરાઇ. ત્યાંની કાર્યવાહી ઉપરથી તો સૌને લાગે કે પરિષદ સફળ થઇ છે; યુદ્ધનાં રણવાદ્ય વાગ્યાં છે તે રાજ્યના કાનમાં પણ અંભળાયાં જણાય છે—ધનિયાવી શિકારખાનાને વાડ કરી લેવા માટે ત્યાંની આસપાસનાં ગામોએ અનેક અરજીઓ કરેલી તે આજ સુધી વાસીદે નંખાએલી, પણ ભાદરણ પરિષદનાં રણવાદ્ય સાંભળીને રાજ્યે તુરતજ વાડ કરી લેવાની યોજના કરવા માંડી છે! હવે તાલુકે તાલુકે પ્રજામંડળની પરિષદો ભરાવા લાગી છે. પણ એ રાજ્યની પ્રજા યાદ રાખે કે રાજકોટ જેવું કરી બતાવવાની શક્તિ નહિ જતાવો તો કંઇ વળવાનું નથી, કારણકે વડોદરા રાજ્યે સારા ભપકદાર દેખાતા કાયદા કરીને યુરોપ અમેરિકા સુધી એવી કીર્તિ સંપાદિત કરી છે કે તમે દુઃખી છો એવું એ કોઇ માનશેજ નહિ, ત્યારે उत्तिष्ठत जाग्रत। એ વિના બીજો કોઇ ઉપાય નથી; ના, નથીજ.

**પાણીના હવાડા**

આ પ્રસંગકથા છાપખાનામાં મોકલતી વખતેજ ખેડા જિલ્લા લોકલ બોર્ડનું આ મતલબનું છાપેલું પરિપત્ર મળે છેઃ ચાલુ સાલે વરસાદની અછતને લીધે તળાવોમાં પાણી ખૂટી જવાનો પૂરેપૂરો સંભવ છે, અને ઢોર જે ખેડુતોનું પશુધન છે તેમને પાણી પીવાની ઘણી અડચણ પડવાની છે. તેથી કેટલાંક ગામોએથી હવાડા ભરાવી આપવાની અરજીઓ અમારા તરફ આવી છે. દરેક

ગામ દીઠ હવાડાનું ઓછામાં ઓછું ખર્ચ ગણતાં જિલ્લાનાં ૭૦૦નું ખર્ચ રૂા. ૧૭૫૦૦૦ થાય, છતાં છેવટે એક લાખ રૂપિયા ગણીએ, તોપણ જિલ્લા બોર્ડને લોકલસેસની દોઢ લાખ રૂપિયાની મળતી રકમમાંથી આવડી મોટી રકમ હવાડા ભરાવવા જ પાછળ ખર્ચી શકાય નહિ. માટે લોકોને સૂચવવાનું કે ગામમાં જેટલી બળદની જોડ હોય તેટલા જણ વારાફરતી પોતાની જોડ આપે, કોઇ વરત ગામઇ ફંડમાંથી કરાવે અને તે રીતે હવાડા ભરવાનું કામ ગામલોક પોતે જ કરી લે એ ઇષ્ટ છે. હવાડા જો નાદુરસ્ત હશે તો જિલ્લા બોર્ડને લખવાથી તે દુરસ્ત કરાવી આપવામાં આવશે. ગામલોક સંપ કેળવીને ગામના સામુદાયિક તંત્ર દ્વારા યોજના કરી પડની હાડમારી દૂર કરી લેશે એવી ખેડા જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખની નમ્ર વિનંતીપૂર્વક સૂચના છે. તા. ૧૦:૧૧:'૩૮.

**આફ્રિકા જનારને**

મોમ્બાસા સોસિયલ સર્વિસ લીગના મંત્રી જણાવે છે કે "મુંબઇ અને ઇસ્ટ આફ્રિકા આવતા જતા ઉતારૂઓને અરજ છે જે તેમને નીચેની ફાવે તે કોઇ પણ તકલીફ હોય તો મુંબઇમાં 'પેસેન્જર્સ અને ટ્રાફીક રીલીફ એસોસિયેશન, હોર્નબી રોડ, આલ્બર્ટ બીલ્ડિંગને ત્રીજે માળ,' અને મોમ્બાસામાં 'સમાજસેવા મંડળ, વાસ્કોડી ગામા સ્ટ્રીટ'માં રૂબરૂ મળી વા તેમને કાગળ લખી જણાવવા તકલીફ લેવી, જેથી આ મંડળો તેની હરકોઇ ફરિયાદ લાગતે વળગતે સ્થળે મોકલી તેવી તકલીફ દૂર થાય એવી મહેનત કરશે: (૧) સ્ટીમરમાં બેસવા ઊંઘવાની જગો બાબત, લગેજ ઉપાડવા બાબત, મુંબઇમાં વાડીબંદર બફારામાં પડતી હાડમારી; (૨) સ્ટીમરમાં વીશીઓ બાબત તેમજ ડૉકટરી સારવાર અને વર્તણુંક બાબત; (૩) મુંબઇમાં પેસેન્જર એજંટો મારફત હરકોઇ પડતી તકલીફ અને તેઓને વધારે પડતા ચાર્જિઝ અથવા બીનજરૂરીઆત ખર્ચની કોઇ પણ ફરિયાદ; (૪) મુંબઇમાં એમિગ્રેશન ખાતાની વર્તણુંક બાબત; અને (૫) આફ્રિકામાં ઇમિગ્રેશન અધિકારીઓ વગેરે તરફથી પડતી તકલીફ. મુંબઇમાં 'પેસેન્જર્સ અને ટ્રાફીક રીલીફ એસોસિયેશને,' ત્યાં પેસેન્જરોને પડતી દરેક હાડમારી બાબત ઘટતી તપાસ કરી યોગ્ય કરવા સ્વીકાર્યું છે."

**વડોદના પત્રલેખકને**

વડોદના મુખી મોતીભાઇ શંકરભાઇ ગામમાં જે ત્રાસ વર્તાવે છે તે વિષેની ફરિયાદનો લાંબો કાગળ વડોદથી અહીં આવેલો તે, તેમાં કરેલી સૂચના પ્રમાણે જિલ્લા સમિતિના પ્રમુખ દરબારશ્રીને પહોંચાડવા આણંદ તાલુકા સમિતિના મંત્રીને આપ્યો છે.

———*———

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

## શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ વ્યવસ્થાપક સમિતિની આગામી ચૂંટણીની જાહેરાત

વિ. વિ. જે સને ૧૯૩૯ના એપ્રિલથી શરૂ થતી ત્રણ વરસ માટેની શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળની વ્યવસ્થાપક સમિતિની ચૂંટણી આવતા ફેબ્રુઆરી માસના છેલ્લા અઠવાડિયામાં થવાની છે. તેથી મંડળના બંધારણની કલમ ૧૨ મુજબ:

અ. નિયમિત સભાસદોના વર્ગે પોતામાંથી ૧૦ દશ સભ્યોને ચૂંટી કાઢવા,

આ. મંડળના કાયમી શિક્ષકોએ પોતામાંથી એક શિક્ષકને સભ્ય તરીકે ચૂંટી કાઢવો, અને

ઇ. સ્વયંસેવકોએ પોતામાંથી ૭ સભ્યો ચૂંટી કાઢવા.

ઉપર પ્રમાણે વ્યવસ્થાપક સમિતિના ૧૮ સભ્યોની ચૂંટણી થવાની છે. તો આ જાહેરાતથી આ મંડળનાં સર્વે નિયમિત સભાસદો, કાયમી શિક્ષકો, અને સ્વયંસેવકોને ખબર આપવામાં આવે છે, કે તેઓમાંથી જેને મંડળની વ્યવસ્થાપક સમિતિની ચૂંટણીમાં ઉમેદવારી કરવી હોય તેમણે મોડામાં મોડી તા. ૧૫:૧૨:'૩૮ના બપોરના બે વાગ્યા પહેલાં શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળની ઓફિસમાં નડિયાદ પહોંચે, એવી રીતે પોતાની અરજી ટપાલમાં અગર રૂબરૂમાં મંડળના મંત્રીને મોકલાવી દેવી. ઉપરની મુકરર મુદત પછી જે ઉમેદવારની અરજી આવશે તે રદબાતલ ગણાશે.

ઉમેદવારે પોતાની અરજીમાં નીચેની વિગતો સ્પષ્ટતાથી જણાવવી.

૧. ઉમેદવારનું પૂરેપૂરું નામ તથા અટક,

૨. ઉમેદવારનું પૂરેપૂરું સરનામું,

૩. ઉમેદવાર કયા વર્ગમાંથી ઉમેદવારી કરવા ઇચ્છે છે તેની સ્પષ્ટતા, અને

૪. અરજી કર્યાની તારીખ તથા ઉમેદવારની પોતાની સહી.

### મંડળ સમાચાર

આવતા ફેબ્રુઆરી માસના છેલ્લા અઠવાડિયામાં થનારી શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળની આગામી વ્યવસ્થાપક સમિતિની ચૂંટણીની જાહેરાત અને ઉમેદવાર પત્રો સભાસદો ઉપર મોકલી આપવામાં આવ્યાં છે.

વિદ્યાલયના બાંધવા માંડેલ મકાનનું કામ શ્રી. હરિભાઈની કુશળ દેખરેખ અને શ્રી. નારણભાઈ દેસાઈના પરિશ્રમ નીચે ઝપાટાબંધ ચાલી રહ્યું છે.

### વિદ્યાલય સમાચાર

દિવાળીની રજાઓમાં વિદ્યાર્થિનીઓ ખંભાત, પાવાગઢ, નર્મદા, ઉત્કંઠેશ્વર અને ધુડિયાવાડ તરફ પ્રવાસે જઈ આવી. પ્રવાસમાં જે જે ભાઈબેનોએ કે સંસ્થાઓએ તથા સ્ટેટે તેમને મદદ કરી હતી કે જમવા રહેવા વગેરેની સગવડ કરી આપી હતી તેમનો આભાર માનીએ છીએ.

૧૦મી નવેંબરથી વિદ્યાલય ખૂલ્યું છે અને નિયમિત કામ શરૂ થઈ ગયું છે.

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
નડીઆદ, તા. ૧૫:૧૧:'૩૮

શરદ્બેન મજમુંદાર,
રાવજીભાઇ મણિભાઇ પટેલ,
મંત્રીઓ



આ પત્રિકા આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે
શ્રી. શરદ્બેન મજમુંદાર માટે છાપી, તા. ૨૦:૧૧:'૩૮

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥


| | | |
|---|---|---|
| સં. ૧૯૯૫<br>વર્ષ ૧૬ | આણંદ | પોષ<br>અંક ૩ |


## પાટીદાર મંડળ

### પાંચમી પરિષદ: ઓડ, માંગશર સુદિ ૧–૨, ૧૯૯૫
### તા. ૨૨–૨૩:૧૧:૧૯૩૮

**જુદાજ સંજોગો:** ડાકોરમાં મળેલી યુવકમંડળની પરિષદે જૂનવાણીઓને પણ સાથે લેવાનો નિર્ણય કરીને ક્ષેત્ર વિશાળ બનાવ્યું, અને 'પાટીદાર મંડળ' સ્થાપ્યું. ત્યાર પછી ઓડમાં મળેલી આ પરિષદ પહેલીજ હતી. ગયે વર્ષે પરિષદ ભરવા માટે બબ્બે વખત વિચારણા થઇ હતી, પણ કાર્યકરોને વિશેષ અગત્યનાં કામો હોવાને કારણે તે વખતે એ ભરી શકાઇ નહિ. આ વર્ષે પણ કાર્તિક સુદિ ૧૨–૧૩, તા. ૪–૫, નવેમ્બરે પરિષદ ભરવાનું નક્કી કર્યા પછી પ્રમુખશ્રીની માંદગીને લીધે બબ્બે વખત તારીખો બદલવી પડી, અને આખરે માગશર સુદિ ૧–૨, નવેમ્બર તા. ૨૨–૨૩, મંગળ–બુધે પરિષદ ભરાઇ.

**વિરોધ:** તારીખો વારંવાર બદલાયાને કારણે પરિષદ ભરાશે કે કેમ એની શંકા થવા લાગી હતી. વળી ઓડ ગામમાંથી એક વર્ગે કોઇ અગમ્ય કારણે એવી જીદ પકડી કે આ પરિષદ આપણા ગામમાં નજ ભરાય. તેઓ હઠે ચઢ્યા; ન ભરવાનું કારણ આપેજ નહિ ને માત્ર 'ઊંહુ' કરીનેજ ઊભા રહે. પરિષદની વિરુદ્ધ એમણે પ્રચાર પણ કર્યો, અને કુલીન ગણાતાં ગામોમાં જ્યાં જ્યાં એમની લાગવગ પહોંચી ત્યાં ત્યાં તેમણે લોકોને પરિષદમાં આવતા અટકાવવા યત્ન કર્યું. 'ઓડમાં કોઇની કશી તૈયારીજ નથી, કોઇને કોઇ બોલાવનારજ નથી, અને આવનારે પાછા જવું પડશે.' એવો જૂઠો પ્રચાર કરી શકાય તેટલો કરવામાં આવ્યો. આમ છતાં પરિષદ ભરાય એવું ઇચ્છનાર વર્ગે તૈયારીઓ કરવામાં લગારેય કચાશ રાખી નહિ, અને એમના અથાગ

પ્રયત્નને પરિણામેજ ઓડમાં સફળ પરિષદ ભરવાનું શક્ય બન્યું!

**તૈયારીઓ:** ગામની નજીકનાજ ખેતરમાં વિશાળ, ભવ્ય અને સુંદર મંડપ તૈયાર કરવામાં આવ્યો હતો. રહેવાની, સુવાબેસવાની, ખાવાપીવાની અને પરિષદની બેઠકની, એમ બધી જાતની ગોઠવણ ત્યાં ને ત્યાં મંડપમાંજ કરવામાં આવી હતી. પાંચમી પરિષદ હોવાથી મંડપને પાંચ દરવાજા કર્યા હતા તથા પેસતાં તેમજ અંદરના મુખ્ય રસ્તાની બને બાજુએ લીલોતરી કરી હતી. લોકો હજારોની સંખ્યામાં ભેગા થશે, બોલનારનો અવાજ બધાંને પહોંચી નહિ શકે એ ધારણાથી અવાજને દૂર દૂર પહોંચાડનાર 'લાઉડ સ્પીકર'ની પણ ગોઠવણ કરવામાં આવી હતી. આવી પરિષદો માટે મંડળે એવો કાયમનો જ રિવાજ રાખ્યો છે કે સર્વે મહેમાનોએ પરિષદને મુકામેજ ઉતારો કરવો ને ત્યાંજ રસોડે જમવું. આ વખતે પણ એજ શિરસ્તો ચોકસાઇથી જળવાયો હતો. દરેક પરિષદ વખતે જેમ દાળ, ભાત, શાકનું સાદુંજ ભોજન રખાયું હતું, તેમ આ વખતેય કાર્યવાહક મંડળના અણનમ આગ્રહને લીધે સ્વાગતમંડળે સાદુંજ ભોજન રાખવું પડયું હતું.

**સ્વાગત:** પરિષદના વરાએલા પ્રમુખ શ્રી. દાદુભાઇ દેસાઇ તા. ૨૨મીએ સવારે સાઢા આઠ વાગે મોટર મારફતે આવી પહોંચવાના હોવાથી, નડિયાદ નૂતન વ્યાયામમંદિરની વાદ્યમંડળી આ બાબતની જાહેરાત કરતી પ્રભાતમાં વહેલી ગામમાં ફરી હતી. હઠે ચડેલા લોકોને બાદ કરીને બાકીની જનતા સ્વાગત કરવા માટે ઉમરેઠ ભાગોળના 'મોટર સ્ટેન્ડ' આગળ જમા થઇ. સરઘસ નીકળવાનું હતું અને પ્રમુખશ્રીને ગામમાં ઠેર ઠેર હારતોરા થવાના હતા. નડિયાદથી મોટર આવી ખરી, પરંતુ તેમાં પ્રમુખશ્રીને બદલે તેમના નાના ભાઇ શ્રી. નરસિંહભાઇ તેમના પ્રતિનિધિ તરીકે આવ્યા. સ્વાભાવિક રીતેજ જનતાનો ઉત્સાહ થોડી ક્ષણો માટે ઓસરતો જણાયો. પણ પછી તરતજ ઉત્સાહ આવ્યો, સરઘસ નીકળ્યું, હારતોરા થયા ને પ્રમુખશ્રીના પ્રતિનિધિનું પણ ભાવભર્યું સ્વાગત થયું.

**અવળો અર્થ:** પરિષદ ભરાવાનીજ નથી, ને ભરાશે તો પ્રમુખ હાજર થશેજ નહિ એવા પ્રકારની અફવાઓ વિરુદ્ધપક્ષે ઉરાડી હતી, ને તેવામાંજ શ્રી. દાદુભાઇ માંદગીને કારણે છેલ્લી ઘડીએ ન આવી શકયા તેનો અવળો અર્થ જનતામાં થવા લાગ્યો. આ વાત તેમને કાને જતાં તેઓશ્રી માંદગીને બિછાનેથી ઊઠીને પોતાના દાક્તરને સાથે લેઇને બપોરે સાઢા ત્રણ વાગે પરિષદમાં હાજર થઇ ગયા! એમના આવ્વાથી લોકોમાં ઉત્સાહ ઉભરાયો, ને તેમનું સ્વાગત કરીને સરઘસ કાઢવામાં આવ્યું.

**સવારનું કાર્ય:** મંગળવારે સવારે કાર્યવાહક મંડળની બેઠક થઇ અને તેણે મંત્રીના નિવેદન સંબંધે તથા પરિષદમાં થવાના કામકાજ સંબંધે વિચાર કરી લીધો.

**આવેલાં ભાઇબેન:** પરિષદનો સમય સાંજના સાડા ત્રણ વાગ્યાનો હતો. ચરોતરના જ નહિ, પણ કાનમ–વાકળના ભાઇઓય આવ્યા હતા. વળી ખાનદેશમાંથી બહ્રાનપુર વગેરે સ્થળોનાં પચ્ચીસેક જણ આવવાનાં હતાં, પણ તારીખોની બદલી વારંવાર થયાથી તેઓ ન આવી શક્યાં.

**પરિષદ:** મંચ વિશાળ હતો. તેની ઉપર પ્રમુખશ્રી દાદુભાઇ દેસાઇ, સ્વાગત પ્રમુખશ્રી જશભાઇ ડાહ્યાભાઇ પટેલ, દરબાર શ્રી ગોપાળદાસ દેસાઇ, શ્રીમતી ભક્તિલક્ષ્મી દેસાઇ, શ્રી. નરસિંહભાઇ દેસાઇ, શ્રી. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ, શ્રી. દાદાભાઇ અમીન, વગેરેએ બેઠકો લીધી હતી અને આખો મંડપ ચિકાર ભરાઇ ગયો હતો, તેને લીધે મંડપની બહાર તાપમાં ઘણાં માણસોને બેસવું પડયું હતું. 'લાઉડ સ્પીકરો' ગોઠવેલાં હોવાથી દૂર દૂર પણ સાંભળી શકાય એમ હતું. બેઠકની શરૂઆત બે બેનોએ ગીત ગાઇને કરી. આવડી મોટી પરિષદમાં પણ સારી રીતે ગાઇ શકે એવી વ્યક્તિઓ નીકળવી મુશ્કેલ પડે છે એ પાટીદાર કોમની સંગીત પ્રત્યેની અભિરુચિની ઊણપનું સૂચન કરે છે.

**મંત્રીનું નિવેદન:** આ પછી મંત્રીએ પાછલાં બે વર્ષમાં મંડળે કરેલા કામનો ટૂંકો અહેવાલ વાંચ્યો હતો (પરિશિષ્ટ ૫ા.).

**સ્વાગતસમિતિના પ્રમુખનું ભાષણ:** મંત્રીના નિવેદન પછી સ્વાગત-સમિતિના પ્રમુખ શ્રી. જશભાઇ ડાહ્યાભાઇ પટેલે બધાંનું સ્વાગત કરતાં ગામના કેટલાક ભાઇઓના પરિષદ સામેના અકારણ વિરોધ માટે દિલગીરી જણાવતાં કહ્યું કે મહાસભાને પગલે ચાલવાનો દાવો કરનાર લોકો આવી પરિષદનો વિરોધ કરે એ ન સમજી શકાય એવો કોયડો છે, કારણ કે મહાસભાના કામમાં સર્વતોમુખી સુધારો હોવાથી તેમાં સમાજસુધારો, અસ્પૃશ્યતાનિવારણ, વગેરેનો સમાવેશ થઇ જ જાય છે. આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ તોપણ યુગપલટાની સાથે રિવાજ અને રૂઢિઓ પલટાવાની જ છે, અને તેથી સમજી વિચારીને જે કોમ પોતે યોગ્ય સુધારા કરશે તે જીવતી રહેશે, જે નહિ કરે તે મરશે, એ વાત પર તેમણે ખાસ ભાર મૂકયો હતો. તેમણે સ્વાગતમાં રહેલી ઊણપો માટે ક્ષમા માગી પોતાનું ભાષણ પૂરું કર્યું હતું (પરિશિષ્ટ ૫).

**પ્રમુખ માટે દરખાસ્ત:** પછી દરબારશ્રી ગોપાળદાસ દેસાઇએ પરિષદના પ્રમુખ તરીકે શ્રી. દાદુભાઇ દેસાઈને નીમવાની દરખાસ્ત રજુ કરતાં કહ્યું કે એમનું કુટુંબ જૂના સમયથી સુધારા કરતું આવ્યું છે. સન ૧૮૮૯માં શેપર્ડ સાહેબ પાસે ચરોતરના લેઉવા પાટીદારોના રિવાજોમાં સુધારો કરાવતો કાયદો કરાવવામાં એ કુટુંબે અગ્ર ભાગ ભજવ્યો હતો, અને અત્યારે પણ જૂના ને નવા મતના લોકો વચ્ચેની કડી રૂપે કામ કરવાની સ્થિતિમાં તેઓ છેજ. આ મંડળે ક્ષેત્ર વિશાળ કરીને જૂનવાણીઓને પણ સાથે લેવાનો વિચાર કર્યો છે, ત્યારે શ્રી. દાદુભાઇની સેવા બન્નેને એકજ મંચ પર ભેગા કરવામાં અને એ રીતે કોમને આગળ ધપાવવામાં ખૂબ કામ લાગશે. આવા કામને લાયક પ્રમુખ આપણને મળે છે, તેથી આપણે ખુશ થવા જેવું છે. માટે હું શ્રી. દાદુભાઇને આ પરિષદનું પ્રમુખપદ સ્વીકારવાની વિનંતી કરૂં છું, અને મને આશા છે કે આપ સૌ એને ટેકો આપશો. આ દરખાસ્તને અનુમોદન અપાયાં અને ખધાંના હર્ષ વચ્ચે શ્રી. દાદુભાઇએ પ્રમુખપદ લીધું.

**પ્રમુખનું ભાષણ:** આરંભમાં પાટીદાર કોમનું વિહંગાવલોકન કરતાં તેમણે જણાવ્યું કે આપણી કોમ ઘણી મોટી છે, વીસ લાખ જેટલી તેની વસતિ છે, ને 'કણબી' એ એનું સાચું નામ છે. અત્યારે તો આપણી કોમ નાના નાના વાડા, ગોળ વગેરેમાં વહેંચાઇને છિન્નભિન્ન દશામાં છે, ને તે કારણે કોઇ પણ કાર્ય સમગ્ર રૂપે કરી શકતી નથી. સૌ પોતપોતાના વાડા ગોળનોજ માત્ર વિચાર કરે છે, પણ સમગ્ર કોમનું હિતાહિત કોઇ વિચારતું નથી. આ જમાનામાં તો સંઘબળજ કામ કરી શકે છે; ધનબળ, જ્ઞાનબળ, ને વિદ્યાબળ એ બધાં સંઘબળને અધીન થઇને વર્તે છે. તેથી કોમ જો પોતાની ઉન્નતિ ઇચ્છતી હોય તો તેણે વાડાઓ તોડીને, ઐક્ય કેળવીને આખી કોમના હિતાહિતનો વિચાર કરતાં શીખવું પડશે. વળી આપણી કોમ સંસ્કૃતિ, કેળવણી, ધંધા કે વૈપારકામાં પણ પાછળ પડી ગઇ છે. એક રાજકીય ક્ષેત્રમાં એણે સારો ફાળો આપ્યો છે. પણ હવે તેણે બધી દિશામાં ઉન્નતિ સાધવી જોઇશે, ને એમ કરવું હોય તો તેણે પોતાના સામાજિક રિવાજો સાદા ને સરળ કરી નાખવા જોઇશે, જેથી દરેકોઇ માણસ—ગરીબમાં ગરીબ પણ પોતાનું કામ સરળતાથી ને માનભેર ઉકલી શકે. આ બધાં કામ કરવા માટે આપણી સમગ્ર કોમમાંથી જુદાં જુદાં દિલ ધરાવતાં ભાઇબેનોની એક સમિતિ થવી જોઇએ, જે આ બધી બાબતો ઉપર વિચાર કરીને તેમનો ઉકેલ આણવાનો પ્રયત્ન કરે (પરિશિષ્ટ રિ).

**આવેલા સંદેશા:** પ્રમુખના ભાષણ બાદ મંત્રીએ આવેલા સંદેશાનો સાર કહ્યો હતો, જેમાં શ્રી. માવલંકર, ડૉ. ચંદુલાલ દેસાઇ, શ્રી. નરહરિ પરીખ, શ્રી. આપાજી અમીન, શ્રી. વ્રજભાઇ વગેરે તરફથી આવેલા સંદેશા મુખ્ય હતા (પરિશિષ્ટ ધ).

**કામ ખતમ:** આ પછી 'વંદે માતરમ્' ગવાયા બાદ પરિષદનું પહેલા દિવસનું કામ પૂરું થએલું અને બીજે દિવસે સવારના નવ વાગ્યે પરિષદે ફરી મળવાનું જાહેર કરવામાં આવ્યું હતું. પછી તો નજીકનાં ગામોએથી આવેલ લોક વિદાય થઇ ગયા, અને બાકીના મહેમાનો પરિષદને રસોડે જમ્યા.

**વિષયવિચારિણી સમિતિ:** ચરોતર, વાકળ, કાનમ પ્રદેશમાંથી આવેલાં ભાઇબેનોમાંથી વિષયવિચારિણી સમિતિ નક્કી કરવામાં આવી હતી, અને તે રાતે આઠ વાગ્યે મળી હતી. આ સમિતિ મળતા પહેલાં પાટીદાર ભગિનીસમાજની સભા મળી હતી, અને તેણે ઠરાવ કર્યો હતો કે પાટીદાર મંડળ જેવું વિશાળ ક્ષેત્રવાળું મંડળ અસ્તિત્વમાં આવેલું હોવાથી હવે ભગિનીસમાજ જેવા અલગ મંડળની જરૂર નથી, અને તેથી આ સમાજને પાટીદાર મંડળ સાથે જોડી દેવો અને પોતાનાં નાણાં વગેરેનો વહીવટ પણ, અત્યારે વપરાય છે તે રીતે વાપરવાની શરતે, તેને સોંપી દેવો.

વિષયવિચારિણી સમિતિમાં બીજે દિવસે મૂકવાના ઠરાવો વિષે સારી ચર્ચા થઇ, અને એ પછી જ દરેકે દરેક ઠરાવ ઘડાયો. બાદ યોજનાસમિતિએ મંડળના બંધારણમાં સૂચવેલા ફેરફારો સંબંધે પૂરી ચર્ચા પછી ફેરફારો નક્કી કરવામાં આવ્યા. આ સભા રાતના બાર વાગ્યા સુધી ચાલી હતી.

**બીજો દિવસ:** સવારે નવ વાગ્યે ખુલ્લી બેઠક શરૂ થઇ. સવારનો પહોર હોવાથી આજુબાજુનાં ગામોના લોક આવ્યા નહોતા, એટલે સ્થાનિક તેમજ પરિષદમાં ભાગ લેવાની ખાતર જ બહારથી આવેલ ભાઇબેન હાજર હતાં. પ્રમુખશ્રી પોતાની નાદુરસ્ત તબિયતને કારણે આગલે દિવસે જ ચાલ્યા ગયા હતા, તેથી તેમની વતી તેમના નાના ભાઇશ્રી નરસિંહભાઇ દેસાઇએ કામકાજ ચલાવ્યું હતું. સભાપતિ તરીકે ચોકસાઇ, શાન્તિ ને ધીરજથી કામ લેવાની શક્તિ તેમણે સારી રીતે બતાવી. વિષયવિચારિણી સમિતિએ નક્કી કરેલા ઠરાવો એક પછી એક રજુ કરવામાં આવ્યા, તેની ઉપર ઠીક ઠીક વિવેચન પણ થયાં, ને બધા સર્વાનુમતે પાસ થયા (પરિશિષ્ટ દ).

હવે પરિષદનું કામ પૂરું થયું હતું, એટલે પ્રમુખશ્રીએ ઉપસંહાર રૂપે ઠરાવોનો સાર સમજાવ્યો હતો, તથા આ બધાં કામ કરવા સારુ મંડળને નાણાંની

મદદ કરવા માટે જનતાને વિનંતી કરી હતી. બાદ ઉપકારો ને ધન્યવાદો દર્શાવાયા પછી પરિષદ પૂરી થઇ હતી.

**સાંજની પ્રચંડ સભા:** સાંજના સાડા નવ વાગ્યે જાહેર સભા રાખવામાં આવી હતી. તેમાં તો લોક ઉભરાઇ ઊર્કયું હતું. આગલા દિવસ કરતાં આ વખતે ઠઠ વિશેષ હતી. આ સભામાં સવારે થએલા ઠરાવોમાંથી જરૂરી મુદ્દા સારી રીતે સમજાવવામાં આવ્યા હતા. આવડી મોટી મેદની હતી, ને લગભગ પાંચસો તો બેનો હતો, છતાં શાન્તિ અજબ હતી; જે કંઇ કહેવામાં આવતું તે લોકો એકચિત્તે સાંભળતા હતા.

બંને દિવસનું કામ અને લોકોનો ઉત્સાહ જોતાં એમ લાગ્યા વિના ન રહ્યું કે આવી પરિષદ વર્ષમાં એક વખત મળે તો તેથી લોકમત જરૂર કેળવાય, અને તેની પાછળ લીધેલો શ્રમ અફળ તો ન જ જાય.

શિવાભાઇ રણછોડભાઇ પટેલ
મંત્રી, પાટીદાર મંડળ

---

## પરિશિષ્ટ ચા. : મંત્રીનું નિવેદન

**પૂજ્ય પ્રમુખશ્રી, બેનો અને ભાઇઓ,**

પાટીદાર યુવકમંડળની પ્રથમ પરિષદ પૂજ્ય દરબારશ્રી ગોપાળદાસને પ્રમુખપદે નડિયાદમાં સં. ૧૯૮૫ના ચૈત્ર સુદિ ૧૩-૧૪ને રોજ મળેલી. બીજી પરિષદ સં. ૧૯૮૮ના માગશર સુદિ ૮-૯ના દિવસોમાં પૂજ્ય રાષ્ટ્રનેતા સરદારશ્રી વલ્લભભાઇ પટેલને પ્રમુખપદે આણંદમાં ભરાઇ હતી. ત્રીજી પરિષદ સં. ૧૯૯૧ના માગશર સુદિ ૧૦-૧૧ના દિવસોમાં ડૉ. ભાસ્કરરાવ પટેલને પ્રમુખપદે ઇટોલામાં મળી હતી અને ચોથી પરિષદ સં. ૧૯૯૩ના કાર્તક સુદિ ૮-૯ના દિવસોમાં શ્રી. ગગનભાઇ શંકરભાઇ પટેલને પ્રમુખપદે ડાકોર મુકામે મળી હતી.

ડાકોર પાટીદાર યુવકમંડળની પરિષદમાં મોટેરા તથા યુવકો આવેલા અને ત્યાં મોટેરાઓની સલાહથી પાટીદાર કોમમાં આ મંડળનો હેતુ પાર પડે એવા હેતુથી નિર્ણય કરી 'પાટીદાર યુવકમંડળ'નું નાનું ક્ષેત્ર વિસ્તારી તેને 'પાટીદાર મંડળ' નામ આપી તેનું ક્ષેત્ર વિશાળ કર્યું, જેથી કરીને નાના મોટા દરેક આમાં રસ લેઇ શકે. તે ઉપરથી પાટીદાર મંડળની આ પાંચમી પરિષદ સં. ૧૯૯૫ના માગશર સુદિ ૧-૨, નવેમ્બર તા. ૨૨-૨૩ના દિવસોમાં, એ

વર્ષના ગાળા પછી, ઓડ મુકામે મળે છે. સંવત ૧૯૯૪માં કાર્યવાહક મંડળે એ વખત પરિષદ ભરવાનો નિર્ણય કરી એની તારીખો નક્કી કરી હતી, પણ હરિપુરા મહાસભાની બેઠકના કાર્યમાં આ મંડળના કાર્યકર્તાઓ રોકાએલા હોવાથી અને પાછળથી ખેડા જિલ્લા લોકલ બોર્ડની ચૂંટણીમાં રોકાએલા હોવાથી નક્કી થએલી તારીખોએ પરિષદ ભરી શકાઇ નહોતી.

ડાકોર પરિષદમાં ઠરાવ નંબર ૨ થએલો કે "આ મંડળનું કામ વ્યવસ્થિત ચલાવી પાટીદાર કોમનું હિત સાધવાને અને મંડળ તરફથી જે જે ઠરાવો થાય તેનો અમલ કરવાને આ મંડળનું કાર્યાલય સ્થાપવા અને તેને અંગે એક સેવાભાવી કાર્યકર્તાને રોકવા આ પરિષદ ઠરાવ કરે છે. આ ઠરાવનો અમલ કરવાને અને તે માટે જરૂરી જોગવાઇ કરવાને નીચેના ગૃહસ્થોની યોજનાસમિતિ (વધારો કરવાની સત્તા સાથે) નીમવામાં આવે છે: શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ, પ્રમુખ; શ્રી. વેણીભાઇ પ્રભુદાસ પટેલ, મંત્રી; શ્રી. આપાજી બાવાજી અમીન, વસો; શ્રી. ભીખાભાઇ કુબેરભાઇ પટેલ, કરમસદ; શ્રી. પ્રભુદાસ ભીખાભાઇ રાય, મોટાકરાળા; શ્રીમતી શાન્તાબેન ભાસ્કરરાવ પટેલ, સોજીત્રા; શ્રી. મંગળભાઇ ગોકળભાઇ પટેલ, રણુ." આ યોજનાસમિતિએ પોતાના બેઠક બે વખત ભરી હતી. એમણે કાર્યકર્તા તરીકે પીજના એક ભાઇ રાવજીભાઇ મોતીભાઇ પટેલને રૂ. ૩૦ના લવાજમથી રોકયા. તે ભાઇ પાદરા, પેટલાદ તથા ભાદરણ તાલુકાનાં કેટલાંક ગામોએ પ્રચાર કરવા ગયા હતા. પણ બે માસ પછી સરકારી નોકરીમાં જોડાઇ ગયાથી તે ભાઇ છુટા થયા અને પછી બીજો કોઇ સેવાભાવી માણસ ન મળવાથી એ કામ કરી શકાયું નથી. યોજનાસમિતિએ બીજું કામ, મૂળ બંધારણમાં કેટલાક ફેરફાર સૂચવવાનું કર્યું હતું. હવે આ પરિષદમાં એ સૂચનાઓ સંબંધે વિચારો કરીને બંધારણમાં યોગ્ય ફેરફાર કરવાનો રહેશે.

પાટીદાર મંડળનું મુખ્ય કામ બાળલગ્ન અટકાવવાનું છેલ્લાં ચાર વરસથી ચાલે છે. એ કામ ભાઇ વેણીભાઇ બહુજ ચીવટ અને ખંતથી, પોતાના સમયનો ભોગ આપીને અને જોખમ વેઠીને પણ કરે છે, અને જે કંઇ કામ આ દિશામાં થયું છે, તેનો બધો યશ એમની ધગશને આભારી છે. એમણે મંડળ સમક્ષ પૂરી વિગતવાળો, ચોકસાઇથી ભરેલો અહેવાલ રજુ કરેલો છે. તેમાં આ પ્રવૃત્તિને અંગે થએલા ખર્ચનો પણ ચોકસ હિસાબ આપેલો છે. પાટીદાર મંડળની વિધવિધ પ્રવૃત્તિઓમાં આવા ઉત્સાહી, ખંતીલા, અને ચીવટવાળા ભાઇઓ કામ કરવા માટે મળી આવે તો મંડળની પ્રગતિ ઘણીજ ઝપાટાભેર થાય. એમના અહેવાલમાંથી જરૂર પૂરતું તારણ આગળ આપવામાં આવ્યું છે.

વળી આ કામમાં શ્રી. જમીયતરામ પંડ્યા, અંબાલાલ લલુભાઈ પટેલ, સૂર્યદત્ત જેઠતારામ ભટ્ટ, એ વકીલ ભાઈઓએ તેમજ બીજી વ્યક્તિઓએ કોઈ પણ જાતના બદલાની આશા સિવાય માત્ર સેવાભાવે પોતાનાં વખતનો ભોગ આપીને આ મંડળને મદદ કરી છે, તે બદલ આ મંડળ તેમનું ઘણું જ આભારી છે અને આશા રાખે છે કે આવા ભાઈઓ હરહમેશ આવા કામોમાં સેવાભાવે મદદ કરતા રહેશે.

પ્રથમનાં બે વરસમાં બાળલગ્નના ૨૩ કેસ આ મંડળ પાસે આવ્યા હતા. તેમાંથી ૧૧ ફરીઆદો કરવામાં આવેલી. આ બધી વિગત ડાકોર પરિષદમાં રજુ કરી હતી. છેલ્લાં બે વરસમાં ૨૦ બાળલગ્નો અને બે વૃદ્ધલગ્નના કેસની તપાસ કરવામા આવેલી. આ બાવીસ કેસોમાંના સાતમાં કોર્ટે દંડ કર્યો હતો, બે લગ્ન થતાં અટકાવવામાં આવ્યાં હતાં, ૭ લગ્ને થતા પહેલાં નોટીસો આપવાથી અટક્યાં હતાં અને સાત કેસોમાં ફરિયાદ કરવા જેવી ન લાગવાથી જવા દીધા હતા. કોર્ટના કેસોની વિગત નીચે પ્રમાણે છે:

પહેલી ફરિયાદ: પાળજ–નાપાડ બાળલગ્નમાં કોર્ટે વરના બાપ, કન્યાના બાપ અને ગોરના મળી રૂા. ૨૨૫ દંડ કર્યો હતો.

બીજી ફરિયાદ: હીરજ–આશાપુરા બાળલગ્નમાં કન્યાના બાપનો રૂા. ૭૫ દંડ કર્યો હતો.

ત્રીજી ફરિયાદ: મિત્રાલ–પોરડા બાળલગ્નમાં વરના દાદા અને કન્યાના બાપનો રૂા. ૧૫૦ દંડ કર્યો હતો.

ચોથી–પાંચમી ફરિયાદ: જલાલપુર–લીંબાસી બાળલગ્નોમાં કન્યાનાં માબાપ અને બે વરના પિતાઓનો મળી રૂા. ૨૪૦ દંડ કર્યો હતો.

છઠ્ઠી ફરિયાદ: નાપા–બોરીઆવી બાળલગ્નમાં વરના બાપનો રૂા. ૧૫૦, કન્યાની મા, બાપ અને પરણાવનાર ગોરનો દરેકનો રૂા. ૧૦૦ દંડ કરી કુલ રૂા. ૪૫૦ દંડ કર્યો હતો.

સાતમી ફરિયાદ: બેટાસી–કહાનવાડી બાળલગ્નમાં વરનાં મા તથા બાપ, કન્યાનાં મા તથા બાપ, દરેકના રૂા. ૩૦૦ દંડ કરી એકંદરે રૂા. ૧૨૦૦ દંડ કર્યો હતો.

આઠમી અને નવમી ફરિયાદમાં કન્યાનાં માબાપને વાલી તરીકે રદ કરી પાટીદાર મંડળના મંત્રી ભાઈ વેણીભાઈને વાલી તરીકે નીમવામાં આવ્યા હતા. એ બે ફરિયાદોની વિગત નીચે પ્રમાણે છે:

આઠમી ફરિયાદ પીપળાતાના પા. સોમાભાઇ બકોરભાઇની ૮ વરસની દીકરીનો વિવાહ વલાસણના પા. કાશીભાઇ તળશીભાઇ સાથે થનાર હતો. કન્યા સગીર ઉમરની હતી અને કન્યાનાં માબાપ એ લગ્નથી કન્યાના હિતને નુકસાન કરતાં હતાં, તેથી શ્રી. વેણીભાઇએ કોર્ટમાં ફરિયાદ કરી. કન્યાનાં માબાપ તથા ફોઇને કન્યાનાં વાલી તરીકે રદ કરી પોતાને વાલી તરીકે નીમવા કોર્ટમાં અરજ કરી હતી. તેથી કોર્ટે તપાસ કરી કન્યાનાં માબાપ તથા ફોઇને વાલી તરીકે રદ કરી શ્રી. વેણીભાઇને વાલી તરીકે નીમ્યા હતા અને લગ્ન નહિ કરવા તથા કરાવવા, કાશીભાઇને તથા કન્યાનાં માબાપ તથા ફોઇને મનાઇ હુકમ પહોંચાડયા હતા.

નવમી ફરિયાદ સારસાના પા. ઝવેરભાઇ ઇશ્વિરભાઇની વરસ ૧૫, માસ ૨ની દીકરી ચિ. શાન્તાબેનનો વિવાહ ઓડ ગામના વતની અને ખંભોળજ ગામના લો. બો. સ્કૂલના હેડ માસ્તર પા. સોમાભાઇ પ્રભુદાસ સાથે, જેમની ઉમર વરસ ૫૧ની વૃદ્ધ હોવા છતાં કુળવાનશાહીના મોહને લીધે, કર્યો હતો. તેથી શ્રી. વેણીભાઇએ આ વૃદ્ધલગ્ન અટકાવવા કોર્ટને અરજ કરી ને જણાવ્યું કે કન્યાનાં માબાપ આ વૃદ્ધ સાથે કન્યાને પરણાવી તેના હિતને નુકસાન કરે છે. માટે પોતાને વાલી તરીકે નીમવા અને તેનાં માબાપને વાલી તરીકે રદ કરવાં; કન્યાની પાકી ઉમર થતા સુધી તેનાં માબાપ પા. સોમાભાઇ પ્રભુદાસ સાથે લગ્ન કરાવે નહિ અને પા. સોમાભાઇ પાતે આ કન્યા સાથે લગ્ન કરે નહિ, એવો મનાઇ હુકમ આપવો. તે પ્રમાણે મનાઇ હુકમ આપવામાં આવ્યો હતો. પાછીથી કેસની સુનાવણી થતાં તેમાં કન્યાનાં માબાપે તથા સોમાભાઇએ આ લગ્ન નહિ કરવા કબુલત આપી હતી. પછીથી આ બેનનું લગ્ન નાવલીના બાવીશ વરસના યુવાન સાથે થયું હતું, તેથી બાળાએ પોતાને બચાવવા માટે મંડળને કેટલીય વાર આશીર્વાદ મોકલ્યા છે.

બે બાળલગ્નો લગ્ન પહેલાં નોટીસો આપ્યાથી અટકી ગયાં હતાં: (૧) નરસંડાના પા. પ્રભુદાસ શંકરભાઇની ૧૫ વરસની, વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલી દીકરી ચિ. ગંગાબેનનો વિવાહ બોરીઆવીના પા. પૂંજાભાઇ કિશોરભાઇના ૧૩ વરસના દીકરા ચિ. રાયજીભાઇ સાથે થયો હતો. આ કજોડાનું બાળલગ્ન અટકાવવા કન્યાના બાપ, વરના બાપ અને લગ્ન કરાવનાર ગોરને નોટીસો આપતાં, ગોરે અને વરને બાપે લગ્ન કરાવવાની ના પાડ્યાથી આ લગ્ન અટકી ગયું હતું. પછી આ કન્યાને ચકલાસીના એક યુવક સાથે પરણાવવામાં આવી હતી. (૨) સીલીના પા. મોતીભાઇ શ્રીધરભાઇની ૧૩ વરસની દીકરી ચિ. શાન્તાનો વિવાહ ખંભોળજના પા. શનાભાઇ મકનદાસ

ઉમર વરસ ૪૪ સંધે થયો હતો. શનાભાઇ પોતે મેજીસ્ટ્રેટ છે. એમને ત્રણ દીકરા અને ૧૭ વરસની દીકરી છે. મોટો દીકરો એડવોકેટ થયો છે. આ ભાઇને લગ્નના કોડ જાગ્યા. પણ નોટીસ આપ્યાથી વિવાહ અટક્યો હતો. પણ થોડા દિવસ ઉપર આ લગ્ન છાનુંમાનું પતાવી દેવામાં આવ્યું છે. જો એમ જ હશે તો બાળલગ્નનો કેસ કરવામાં આવશે. આ ઉપરાંત માત્ર લગ્ન પહેલાં નોટીસો આપ્યાથી બીજાં ચાર લગ્ન અટક્યાં છે.

પણ તાજેતરમાં ચાલેલા નડિયાદ–કરમસદ કેસમાં મેજિસ્ટ્રેટે આપેલો ચુકાદો ધ્યાન ખેંચે એવો છે: કરમસદના ભાઇ આશાભાઇ શંકરભાઇ પટેલે પોતાના ૧૧॥ વર્ષના દીકરાનું લગ્ન નડીઆદના ભાઇ પુરુષોત્તમ અંબાલાલ દેસાઇની ૧૫ વર્ષની દીકરી સાથે ગયા મે માસમાં કર્યું હતું. તે ફરિયાદમાં મેજિસ્ટ્રેટે વરના બાપને દંડની સજા ન કરતાં એક માસની કેદની સજા કરી હતી એ વાત ખાસ ધ્યાન એટલા માટે ખેંચવી હતી, કે વરપક્ષને થતો દંડ વારંવાર કન્યાપક્ષને ભરપાઇ કરવો પડતો હોય છે તેમ આ કેસમાં થઇ શકવાનું નહોતું; કારણ કે વરપક્ષને દંડ ન કરતાં કેદની સજા કરવામાં આવી હતી. અને એ તો વરપક્ષેજ અને નહિ કે કન્યાપક્ષે ભોગવવી રહી. ખરૂં જોતાં મેજિસ્ટ્રેટોએ આવા ગુનેગારોમાંથી વરપક્ષને માત્ર કેદની અને કન્યાપક્ષને કેદ અથવા ભારે દંડની સજા કરવી જોઇએ.

બાળલગ્નની ફરિયાદ કરવામાં મંડળને રૂા. ૫૨૦–૧–૯ ખર્ચ થયો છે, તે પાછળ હિસાબમાં બતાવવામાં આવ્યો છે.

ડાકોર પરિષદના થયેલા ઠરાવ નં. ૮ પ્રમાણે વડોદરાના નેક નામદાર દિવાન સાહેબને મળવા આ મંડળ તરફથી નીચેના ગૃહસ્થોનું એક પ્રતિનિધિમંડળ ગયું હતું: (૧) પા. મગનભાઇ શંકરભાઇ, પ્રમુખ, (૨) શ્રી. જમિયતરામ દયાશંકર પંડ્યા, વકીલ,. (૩) શ્રી. છોટાભાઇ ઝવેરભાઇ સુતરીઆ, વકીલ, (૪) શ્રી. અંબાલાલ લલુભાઇ પટેલ, વકીલ, (૫) શ્રી. વેણીભાઇ પ્રભુદાસ પટેલ, મંત્રી, પાટીદાર મંડળ, તથા (૬) શ્રી. નટવરલાલ માણેકલાલ દવે બી. એ. તેમણે દિવાન સાહેબ આગળ વડોદરા રાજ્યમાં બાળલગ્નનિષેધક કાયદાનો અમલ કડક કરવા નીચેની માગણીઓ કરી હતી:

૧. વડોદરા રાજ્યના સને ૧૯૦૪ના બાળલગ્નપ્રતિબંધક નિબંધમાંથી બાળલગ્ન કરવાની પરવાનગી આપતી કલમો બિલકુલ રદ કરવી, જેથી કોઇ પણ સંજોગોમાં બાળલગ્ન થઇ શકે નહિ.

૨. દિવાની કોર્ટના ન્યાયાધીશને બાળલગ્નો અટકાવવા સારૂ અગાઉથી મનાઇ હુકમ આપવાની સત્તા આપવી.

બાળલગ્ન, વૃદ્ધલગ્ન અને કજોડાનાં લગ્ન અટકાવવા આ મંડળ ખાસ કામ કરે છે, તે ઉપરના રિપોર્ટ ઉપરથી આપના ધ્યાનમાં આવ્યું જ હશે.

મરણુ પાછળનું જમણ અને કાણુમોકાણ ઘણી જગ્યાએ નાશ પામી છે અને તે રિવાજ મરણપથારીએ છે.

જાનનો ત્રીજો દિવસ તો બિલકુલ બંધ થઇ ગયો છે અને હવે એને બદલે એક જ દિવસની પ્રણાલી શરૂ થઇ છે, જે આવકારપાત્ર છે. જાનમાં જાનૈયા હવે ટોળાબંધ જતાં શરમાય છે અને હવે ઘણા થોડા જ જાય છે.

એટલે ઉપરની સૂચનાઓ સંબંધે ખાસ નોંધ લેવા જેવી એક જ બાકી રહે છે અને તે વિધવાવિવાહ સંબંધે. વિધવાવિવાહ અંગે મંડળે ખાસ કોઇ જાતના વ્યવસ્થિત પ્રયત્નો કરવાની પ્રવૃત્તિ હાથ ધરી નથી. પણ છૂટી છવાઇ કોઇ કોઇ વ્યક્તિઓએ સમાજનો વિરોધ વહોરી લેઇને પણ આવાં લગ્ન કરવાની હિંમત કરી છે. તેમાં ખાસ કરીને નારના પા. શંકરભાઇ બાબરભાઇનો તથા સુણાવના પા. પૂંજાભાઇ મનોરભાઇનો ઉલ્લેખ કરવો ઘટે

ભાઇ શંકરભાઇ વાંસદા સ્ટેટમાં ટયુબ વેલનું કામ કરે છે. સત્યાગ્રહની લડાઇમાં ભારી જેલ ભોગવી આવ્યા છે. તેમણે તા. ૫:૫:'૩૮ને રોજ જલાલપુર તાલુકાના પૂણી ગામે એક વિધવા સાથે લગ્ન કર્યું છે. તે બેન આર્યસમાજી કુટુંબનાં છે, કોઇ ગુરુકુળમાં ૭ વર્ષ અભ્યાસ કરેલો છે.

સુણાવના ભાઇ પૂંજાભાઇ ખેડા જિલ્લામાં એક વખત કાર્યકર્તા હતા. સત્યાગ્રહની લડાઇમાં સારો ભાગ લીધો હતો. હાલમાં મુંબઇમાં ગ્રામઉદ્યોગની દુકાન કરે છે. એમને કન્યા મળતી હતી, છતાં વિધવા સાથે લગ્ન કરવાના ઇરાદાથી આ લગ્ન કર્યું છે. બેન કાશીબેન પેટલાદ તાલુકાના મલાતજ ગામનાં છે. નગરે ગાડા ગામે પરણાવેલાં, પણ દશેક વર્ષ ઉપર વિધવા થયેલાં. હાલ ઉમર વરસ ૨૨ છે. એમના પિતા મગનભાઇના કુટુંબમાં પુનર્લગ્ન થતાં જ નથી, એ ખાસ વિશિષ્ટતા છે. એમના માબાપની પૂરી સંમતિથી આ લગ્ન થયાં છે. આવી જાહેર હિંમત બતાવવા માટે ભાઇ પૂંજાભાઇ, ભાઇ મગનભાઇ તથા બેન કાશીબેનને ધન્યવાદ ઘટે છે. તેમ જ ભાઇ શંકરભાઇને પણ હિંમત બતાવવા માટે ધન્યવાદ ઘટે છે.

આટલું કામ થયા છતાં હજી આ દિશામાં ઘણું કામ કરવાનું બાકી રહે છે. પણ આપણા મંડળમાં શિથિલતા આવી ગઇ છે. યુવકો ઊંઘમાં પડ્યા છે અને વડીલોને જાણે કંઇ પડી નથી. હું કોઇનો દોષ કાઢવા માગતો નથી, પણ ખરી સ્થિતિ આપની પાસે રજુ કરી છે. હવે જમાના સાથે ચાલ્યા સિવાય આમ પડી રહ્યે ચાલવાનું નથી.

આજ આપ સૌ વડીલો તથા યુવાનો અત્રે એકઠા થયા છો, તો આપણી કોમની પ્રગતિ થાય તે રસ્તો શોધી કાઢશો, નહિ તો આપણી કોમની ઉન્નતિ હવે થવાની નથી અને આપણે નાશ નોતરી રહ્યા છીએ. ટૂંકો 'દષ્ટિ છોડી આપણે સમસ્ત કોમનું હિત થાય તેવી વિશાળ દષ્ટિ કરવી પડશે.

મને આશા છે કે આપણી પરિષદના પ્રમુખશ્રી આપણી જ્ઞાતિના આગેવાનોમાંના એક આપણને મળ્યા છે. અને જેમ ભૂતકાળમાં તેમના કુટુંબે આપણને દોર્યા છે, તેમ આજે બદલાએલા જમાના પ્રમાણે એ આપણને જરૂર દોરશે અને આપણું અટકી ગએલું નાવ પાર ઉતારશે.

અને હવે આપણા મંડળનો હિસાબ વાંચીને મારું નિવેદન સંપૂર્ણ કરીશ:

**જ**

૬૦-૦-૯ શિલક 'પાટીદાર'મંદિર હસ્તક
૧૦-૦-૦ સભ્યોના લવાજમના
  ૮-૮-૦ શિવાભાઇ મારફત
  ૧-૮-૦ નરસિંહભાઇ મારફત
૪-૧૧-૬ બે વરસના વ્યાજના
  ૨-૧૧-૬ સં. ૧૯૯૩
  ૨-૦-૦ સં. ૧૯૯૪
૩-૮-૦ આર્યસુધારક પ્રેસના
૩૯-૦-૦ ભેટાસીના એક ગૃહસ્થ તરફથી
૧૭૦-૦-૦ બાળલગ્ન વિરુદ્ધ કેસો કરેલા તેમાં કમ્પેન્સેશનના સરકાર તરફથી મળેલા તે
૧૯-૪-૯ શ્રી વેણીભાઇ પ્રભુદાસ પટેલ
૫૦૧-૨-૯ મદદ ખાતે જમા
  ૧૭૯-૮-૯ શિવાભાઇ મારફત
  ૩૨૧-૧૦-૦ 'પાટીદાર'મંદિર મારફત

૮૦૭-૧૧-૯

**ઉ**

**છપામણી ખાતે**

૧૦-૦-૦ સં. ૧૯૯૩ની પત્રિકા નં. ૧
૭-૦-૦ દિવાનસાહેબ તરફ ગએલા પ્રતિનિધિમંડળના નિવેદનની નકલ ૧૦૦૦
૧૦-૮-૦ વૈશાખ ૧૯૯૩ના અંકમાં પત્રિકા નં. ૨
૭-૮-૦ સભાસદ પત્ર ૨૦૦૦
૨-૧૨-૦ પાવતી ફોર્મ ૧૦૦૦
૩-૧૦-૦ કાર્તક ૧૯૯૪, પત્રિકા નં. ૧
૩-૬-૦ પોષ ૧૯૯૪, પત્રિકા નં. ૨
૧૩-૪-૦ ડાકોર-પરિષદના પ્રમુખના ભાષણની પ્રત ૧૦૦૦
૩-૮-૦ પાવતી બુક ૪૦, આર્ય સુધારક પ્રેસને

૬૧-૮-૦

**પોસ્ટેજ ખાતે**

૪-૪-૩ 'પાટીદાર'મંદિર હસ્તે
૧૮-૭-૩ શિવાભાઇ હસ્તે

૨૨-૧૧-૬
૮૪-૩-૬ કુલ આગલે પાને

૮૪-૩-૬ પાછલા પાનનો સરવાળો

**બાળલગ્ન વિરુદ્ધ ફરિયાદો કરવા ખાતે**

૧૩-૭-૩ દાખલાં વગેરે મંગાવવા થએલો ખર્ચ, હસ્તે 'પાટીદાર'મંદિર
૧૧-૦-૦ વૃદ્ધલગ્ન અટકાવવા જતાં મોટરભાડાના, હા. શિવાભાઇ
૪૧-૦-૦ ગઇ સાલના ખર્ચના રોકડા વેણીભાઇને આપ્યા, હા. શિવાભાઇ
૧૨૬-૫-૯ ગઇ સાલના ખર્ચના રોકડા વેણીભાઇને આપ્યા, હા. 'પાટીદાર'મંદિર
૧૯૨-૪-૩ સાત કેસો કોર્ટમાં માંડેલા તેના થએલા ખર્ચના
૫૮-૧૫-૦ મનાઇ હુકમ આપી વૃદ્ધ-લગ્ન અટકાવ્યાનું ખર્ચ
૧૨-૧૫-૯ કેસોની તપાસ કરવા પાછળ થએલો ખર્ચ
૬૪-૧-૯ કેસોની તપાસ કરવામાં બીજું થએલું ખર્ચ
૧૧-૧૦-૦ પોસ્ટેજ
૨૦-૨-૯ પ્રવાસ ખર્ચ
૨૪-૧૧-૦ છપામણી
૫-૬-૦ સ્ટેશનરી ખર્ચ
૨-૪-૦ નકલોના

૫૨૦-૧-૯
૬૦૪-૫-૩ કુલ સામી બાજુએ

---

૬૦૪-૫-૩ સામી બાજુનો સરવાળો
૫૦-૪-૦ પગાર ખાતે
૨૫-૦-૦ ઇનામી નિબંધ ખાતે
૨૬-૧૫-૯ પ્રવાસખર્ચ, હા. શિવાભાઇ
૦-૭-૬ પરચુરણ ખર્ચ
૧૦૦-૧૧-૩ શિલક
૮૫-૧૩-૦ 'પાટીદાર'મંદિરમાં
૧૪-૧૪-૩ મંત્રી શિવાભાઇ પાસે

૮૦૭-૧૧-૯

ઉપરનો હિસાબ મંજુર કરવામાં આવ્યો, તા. ૨૨:૧૧:'૩૮

ગોપાળદાસ દેસાઇ

# પરિશિષ્ટ ૫ : સ્વાગતસમિતિના પ્રમુખનું ભાષણ

પૂજ્ય શ્રી દાદુભાઇ સાહેબ, પૂજ્ય દરબાર સાહેબ,

ભાઈઓ અને બેનો,

**સ્વાગત:** પાટીદાર મંડળના પાંચમા અધિવેશન વખતે આપ સર્વને ઓડ ગામ તરફથી હાર્દિક આવકાર આપું છું. ઓડ ગામ જેવામાં આવા પ્રકારનું અધિવેશન પહેલુંજ છે, એટલે અનુભવ વિનાના અમારા જેવાના સ્વાગતમાં કોઇ પણ ઊણપ આવે તો સહૃદયતાથી નિભાવી લેશો એવી આશા રાખું છું. જે સ્થળે આવું સામાજિક, રાજનૈતિક કે સાહિત્યવિષયક અધિવેશન થાય છે તે સ્થળનો ભૂતકાલિક ઇતિહાસ, જે કામ માટે અધિવેશન ગળ્યું હોય તે કામ માટે તે સ્થળના લોકોની તૈયારી, તે કામની સફળતામાં લોકોએ આપેલા પોતાના ફાળાની વિગત વગેરે કહેવાનો શિષ્ટાચાર છે. આ શિષ્ટાચારને અનુસરીને મારે ઓડ ગામ તરફથી નથી કોઇ ઇતિહાસ, નથી કોઈ તૈયારી, કે નથી કોઇ ફાળાની વાત કહેવાની. સાચું કહું તો મારે અમારી ખામીઓજ કહેવાની છે; અને એટલેજ પાટીદાર મંડળની આ પરિષદને અંગે ગુજરાતની પાટીદાર કોમની કેટલીક અગ્રગણ્ય વ્યક્તિઓને મળવાનો મોંઘો લાભ મળ્યો તેથી આનંદ થાય છે.

**ગામની દશા:** અમારું ગામ પાટીદારીઆ પટેલાઇ માટે મશહુર છે. આજથી ચાળીશ વર્ષ પહેલાં સાચી પટેલાઇ હશે, ત્યારે અઢારે કોમને રક્ષણ આપવાનું, તેમનાં સુખદુઃખમાં ભાગ લેવાનું, તેમને દુઃખે દુઃખી થવાનું સુંદર સામાજિક તત્ત્વ એ પટેલાઇમાં હશે. જે ગ્રામવ્યવસ્થા અથવા તો ગ્રામરચના તે વખતે હશે તે જરૂર આવકારદાયક હશે. પણ આજે તો ગરીબોને ચૂસવામાં, ચાર આગેવાન થઇ કોઇનું પડાવી લેવામાં, કોઇ લોકલ બોર્ડ કે સેનેટરી બોર્ડના મેમ્બર થઈ વાઘરી કે ભંગી પાસે વેઠ કરાવવામાં અમારી પટેલાઇ આવી રહી છે. એ જાણે ક્યારે લદે કે બગભગતની માફક બેસી રહેલા અમે આગેવાની કે મુખીપણું કરતાં અમારો રોટલો પેદા કરીએ. આજે અમારી દશા એ આવી છે કે અમે એક નિશાળ બાંધવામાં કે 'ફેર વેધર રોડ' લોકલ બોર્ડ કરતી હોય તો તેને માટે ગામની ભાગોળ વહેંચી લેઇએ છીએ. પરદેશગમન કરી આફ્રિકા જેવા દેશમાંથી બે પૈસા કમાઇ લાવી પોતાને ખર્ચે કોઇ પાંચ છ હજાર રૂપીઆનું લાયબ્રેરીનું મકાન ગામના ઉપયોગ માટે બાંધી આપે તો તે સ્વીકારવા અમે તૈયાર નથી. કારણ? કારણ

કદાચ એટલું જ કે એ સાધારણ પાટીદાર આવી સંસ્થા બાંધી આબરૂદાર થઇ જાય! અથવા તો તે મકાન અમૂક ભાગોળે કેમ બાંધ્યું? અરે તળાવનો આરો બાંધ્યો હોય તો તે પણ અમારા ચાર આગેવાનની લઢવાડમાં ગામ ખોઇ બેસે છે. અમારી આ અધોગતિમાં, બહારની દુનિયા શું કામ કરી રહી છે, કેમ, કેટલી અને કેવી રીતે આગળ વધી રહી છે, એ જોવાની કે જાણવાની અમને નથી સાન કે નથી ભાન. આ પરિષદ ગામમાં ભરાવાની વાત નક્કી થઇ તેને અંગે જે વાતાવરણ થએલું તે હવે તો આપ સર્વને વિદિત હશે જ. અમારા ગામની આ અવદશા માટે એ વાતાવરણ સાચેસાચું 'બેરામીટર' છે. શ્રી. મગનભાઇ શંકરભાઇ તેમજ શ્રી. રાવજીભાઈ મણિભાઇ જ્યારે આ પરિષદના હેતુઓ સમજાવવા આવ્યા ત્યારે આ પરિષદ ગામમાં નહિ ભરાવા દેવાનાં કારણો ન જણાવતાં એમની સામે જવાબો આપતાં અમે સભ્યતા ખોઇ બેઠેલા. 'અમારી ખાનદાનીને આ પાટીદાર પરિષદની બેઠક લજવે છે,' એવું કહેનાર અમોએ નરી અસભ્યતા વાપરેલી. જોકે તે માટે ગામના સમજુ લોકો નારાજ થએલા એની હું ખાત્રી આપું છું. અને સાથે અમારી એ વર્તણુંક માટે ગામ તરફથી એ બંને સદ્‌ગૃહસ્થોની માફી માગું છું. આ અધિવેશનના પ્રમુખ મહાશય જે સૌમ્ય, શાન્ત અને ગંભીર હોઇ સજ્જનતાની મૂર્તિ છે તે તો ખાનદાન કુટુંબના છે. તેમજ સારાય ગુજરાતના ગૌરવરૂપ પૂજ્ય દરબાર સાહેબ પણ પાટીદાર કોમના ખાનદાન કુટુંબના જ છે. એટલે પાટીદાર મંડળની આ પરિષદ વિરુદ્ધ અમે જે કાંઇ કર્યું હોય એ અમારી અજ્ઞાનતા જ છે.

**પાટીદાર મંડળનો ઉદ્દેશ:** કોઇ અમુક ઉદ્દેશથી જ આ મંડળ ભરાય છે એમ હું નથી માનતો. પાટીદાર સમાજની સાર્વત્રિક અને સામુદાયિક ઉન્નતિ શી રીતે થાય અથવા કરવી એનો વિચાર કરવા આ મંડળ વર્ષોવર્ષ ભરાય છે. આપણે પાટીદાર કોમની આર્થિક, રાજનૈતિક, સાહિત્ય તેમજ કેળવણી વિષયક, અને સામાજિક ઉન્નતિ કેમ, કેવી રીતે કરવી તેનો વિચાર કરવા ભેગા થઇએ છીએ. બારમાં બંધ કરવા, જાન બે દિવસ રાખવા કે પુનર્લગ્ન સંબંધી ઠરાવો માત્ર કરવા આ મંડળ મળતું નથી.

**પુનર્લગ્ન:** કેટલાકની માન્યતા એવી છે કે પાટીદાર મંડળની પરિષદ એટલે 'નાતરાં પરિષદ.' પુનર્લગ્ન સંબંધે કોઇ પણ ઠરાવ આવે તેથી ઘણો જ અણગમો કેટલાકને થાય છે, એટલું જ નહિ પણ તેમનું લોહી ઊકળી આવે છે. કોઇ કહે છે, "પૂજ્ય ગાંધીજીના સિદ્ધાન્તોને અમે તો વીશ વર્ષથી માનીએ છીએ, અમને એમાં વિશ્વાસ છે, પણ આવાં પુનર્લગ્ન જેવાં ધતિંગ અમને ગમતાં નથી, વિ વિ."

જો એમ જ હોય, તો વીશ વર્ષથી પુણ્યશ્લોક મહાત્મા ગાંધીજીના સિદ્ધાન્તોને માન આપતા હોવાનો દાવો કરનાર સજ્જને એ જ મહાન વિભૂતિનો 'ત્યાગમૂર્તિ' નામનો લેખ વર્ષો પહેલાં 'નવજીવન'માં વાંચ્યો હોત તો ઠીક થાત, તો આ પરિષદોને નાતરાં પરિષદ ના કહેત. પૂ. મહાત્માજીએ લખેલો એ લેખ આજે મારી પાસે નથી. મારી આછી પાતળી ભાષામાં એનો સાર આપું છું: ત્યાગમૂર્તિ એટલે વિધવાને આપણે જે અપશુકનિયાળ ગણીએ છીએ તેને એ પવિત્રમાં પવિત્રમાં વ્યક્તિ તરીકે શુકનિયાળ માને છે. એને પ્રણામ કરવાનું કહે છે. પણ તે કોને? કર્મસંયોગે જે વિધવા થતી હોય તેણે જો સંયમ પાળ્યો હોય, પોતાનો ધર્મ આચર્યો હોય અને સાદું અને પવિત્ર જીવન ગાળ્યું હોય તેને. આપણો અવતાર અનેક લાલચો, લાલસાઓ અને મોહ ભરેલા સંસારમાં થયો છે. એ મોહ વિ. ને આપણે જેટલો જીતીએ તેટલી આપણામાં માણસાઇ આવે, તેટલા આપણે મહાન પ્રભુ તરફ નજીક જઇએ. વિધવાદશા આ બધા પ્રકારના મોહને જીતવા માટેનો અનનો પ્રસંગ મળેલો છે. આ તકનો સદુપયોગ કરે તેવી વિધવા માટે પુનર્લગ્ન નથી. પોતાની ઇચ્છાઓને ને વિલાસી વૃત્તિઓને કાબુમાં ના રાખી શકે, જીતી ના શકે તેવી વિધવા, તેની ઇચ્છા હોય તો, ભલે પુનર્લગ્ન કરે. બીજી બાજુ આપણા સમાજે જ તેને અપશુકનિયાળ ગણીને, તેની અવગણના કરીને, તેને ફસાવી તેની અવહેલના કરીને તેનો વિધવાધર્મ પાળવા દીધો નથી. એટલે જ છૂપાં પાપ કરવા કરતાં કાયદેસર વિધિપુરઃસરનું વિધવાલગ્ન આવકારદાયક છે.

**આજની આપણી મનોદશા: તે કેવી હોવી જોઇએ?** વયોવૃદ્ધ વડીલો અંગ્રેજી કેળવણી તરફ અણગમો દાખવતા છતાં પોતાની બેનદીકરીઓને અંગ્રેજી કેળવણી આપતા જાય છે, આજથી વીશ વર્ષ પહેલાં ગામની ભાગોળ જે બેનદીકરીએ નહિ જોઇ હોય તે આજે શહેરના બોર્ડિંગ હાઉસમાં રહીને છોકરાઓના જેવી જ અંગ્રેજી કેળવણી લે છે. પહેલાં તેને પોતાના ગામ સિવાય, પોતાના રીતરિવાજ સિવાય, પોતાની ઘર કરી રહેલી માન્યતાઓ સિવાય કશાની ખબર નહોતી, જ્યારે આજે તો અંગ્રેજી કેળવણી લેતાં લેતાં રેડીઓ દ્વારા ચારખંડ ધરતીમાં શું બની રહ્યું છે તે જાણતી થઇ છે. આવા પ્રકારના વાતાવરણમાં એક બાજુ છોકરાછોકરીઓને કેળવવાં અને બીજી બાજુ 'સુધારા' શબ્દમાત્રથી ભડકવું એ આપણી દયાજનક સ્થિતિ છે; અંગ્રેજી કેળવણી લીધેલાં બધાં નાલાયક જ થતાં જાય છે, સુધરી ગયાં છે, એ આપણા રીત-રિવાજ વિરુદ્ધનું વર્તન કરે છે, આપણા ઘરડીઆઓની પ્રણાલિકા તરફ

બિલકુલ બેદરકાર છે, એ ફરિયાદ આજે અસ્થાને છે. બંધિયાર પાણીમાંથી વહેતા જળમાં વિહરતાં આજનાં યુવકયુવતીઓ તરફ તિરસ્કારની નજરે જોઇશું તો જરૂર આપણે ખત્તા ખાવાના છીએ. આનો અર્થ એ પણ નથી કે અત્યારનું ભણતર એજ સાચું છે. આ ભણતરની ઊણપો પણ હશે અને છે. આપણા દેશના વાતાવરણ ને અહીંની આબોહવા વિરુદ્ધનું દરેક પગલું આપણને નુકસાનકારક જરૂર થવાનું છે. આપણી સંસ્કૃતિ, આપણો ધર્મ, એ આપણા સામાજિક રિવાજોમાં આવી જતો નથી. (સંસ્કારી જીવનને સામાજિક રિવાજો સાથે ઝાઝુ સંબંધ નથી.)

સંસ્કારી સુખી જીવન્ બનાવવા પગલું ભરવું અને એ સુધારો ગણાય તો ભલે ગણાય. સુખી કરવા માટે સુધારો કરવો એટલે સ્વચ્છંદ નથી. વ્યક્તિસ્વાતંત્ર્યનો અર્થ સ્વચ્છંદ નથી. એ બંને પર્યાય શબ્દો નથી. સમાજમાં સ્વચ્છંદ ન હોવો જોઇએ. વ્યક્તિસ્વાતંત્ર્યને નામે જે કોઇ સ્વચ્છંદી બને તેનો જરૂર સમાજ તિરસ્કાર કરે.

**સુધારો:** પાટીદાર કોમને જ નહિ પણ કોઇ પણ કોમના કોઇ પણ સમાજને હજુ 'સુધારા' શબ્દ તરફ અણગમો છે. 'સુધારા' શબ્દની ભડક આટલી બધી શાને છે? પરિવર્તનશીલ આ જગતમાં વિદ્યુત્ વેગે અનેક સુધારા થવાના છે. આજે તો સુસવાતા વાવરા વાય છે. તે વખતે વિવેક-બુદ્ધિ વાપરી તૃણવત્ નમ્ર બની સહજમાં નમી જઇશું તો ટકી શકાશે. પણ તાડની માફક અક્કડ રહીશું તો જરૂર ઊથલી પડીશું. સૈકાઓથી કચડા-એલી આમ જનતા આજે માથું ઊંચું કરીને પોતાનું સ્વમાન જાળવવા અને પોતાના હક્ક સ્થાપિત કરવા એકપગે ખડી થઇ ગઇ છે. જમાનાથી દબાએલી સ્ત્રીશક્તિ આજે જાગ્રત થઇ છે.

આજનો જમાનો અને તેમાં થતો જતો સુધારો એ એક રમણીય મુંઝવણ છે. રમણીય લાગતી મુંઝવણ ક્યારે ગુંગળાવી મારશે એ એક કૂટ પ્રશ્ન છે. આવતો બધો સુધારો એ કુધારો કેટલો છે એ જ એક મુંઝવણ છે. જીવનમાં શિથિલતા આવતી જાય છે, સંયમ ઓસરતો જાય છે, જ્યાં જ્ઞાન છે ત્યાં ગંભીરપણું દેખાતું નથી. કેટલીક વખત વિના વંદતી જતી

કાયાપલટ કરવા માંડી છે. રાજનૈતિક કે સામાજિક સ્વતંત્રતાના સાયા હેઠળ સ્વચ્છંદતા ના ઘૂસી જાય એની તકેદારી પૂ. મહાત્માજી જેટલી કોઇએ રાખી નથી. પશ્ચિમની સંસ્કૃતિનાં દૂષણો સામે એમણે જે લાલબત્તી ધરી છે એવી બીજા કોઇએ ધરી નથી. એરોપ્લેનના આ જમાનામાં ધસારાબંધ વહેતા વિદેશી પવન સામે આર્યસંસ્કૃતિના રક્ષણ માટે એમણે જે જીવન નીચોવ્યું છે તેવું બીજા કોઇએ નીચોવ્યું નથી. પૂ. મહાત્માજી એકલા રાજનૈતિક આગેવાન નથી, સામાજિક અને ધાર્મિક આગેવાન પણ છે. અને એટલેજ એમની દૃષ્ટિએ કામ કરનાર રાજનૈતિક આગવાનો આજે સામાજિક આગેવાન પણ થતા જાય છે.

ગામના વડીલો પાસે નાને મોઢે મોટી વાતો કહેવા જેવું થાય છે, છતાં એટલું કહી દેઉં કે જમાનાથી ચાલી આવતી ખટપટથી તરબોળ એવી આગેવાની હવે ઘડીભર આ ગાંધીયુગમાં ચાલવાની નથી.

જે કોઇ સમાજનો સાચો સેવક થશે એનેજ પ્રજા આગેવાન ગણશે આજનો સમાજસેવક એ આવતી કાલનો સમાજનેતા છે. સમાજસેવા મંડળ સ્થાપી એકલા પાટીદારજ સભ્યો થશે અને પાટીદાર પરિષદ જેવી સંસ્થાઓ સામે ઝેરી અને અદેખાઇભર્યું વાતાવરણ ઉત્પન્ન કરીશું તો પ્રજાના આગેવાન નહિ થવાય. રા. કીશાકાકા કે ભાઇ શંકરભાઇ જેવા હરિજનનાં બાળકો કેડમાં ઘાલીને નિશાળ મૂકવા જાય અને આપણે મશ્કરીઓ કરીશું તો આપણું કશું ચાલવાનું નથી.

આત્મશુદ્ધિ કરવા માટે પૂ. મહાત્માજીએ જે હાકલ પાડી છે તેને સ્વીકારી લેઇને મહાન પ્રભુનો અંશ દરેક પ્રાણીમાત્રમાં છે, એ ભૂલી જઇશું તો આત્મશુદ્ધિ થવાની નથી, અહંતા જવાની નથી, અદેખાઇ ઓસરવાની નથી. સ્વાર્થ ટળવાનો નથી અને સેવાની સાચી ભાવના આવવાની નથી. સેવાના ડોળ પાછળ આગેવાની કરવાની સ્વાર્થી મમતા નહિ ત્યજી દેઇએ તો આજનો જમાનો સહન કરવાનો નથી.

આ વાત આપણી આખી કોમમાં છે, બલ્કે ઓછાવત્તા પ્રમાણમાં ગામે ગામ છે. પાટીદાર સ્વભાવે સાહસિક છે, અક્કલવાન છે, ઉદાર છે. ગમે તે કામ કરવા માટે લાયક બને તેમ છે. એનામાં વ્યવસ્થાશક્તિ છે. પણ તે ભાઇ ભાઇનેજ મારે છે. અંદર અંદરના કલહો આપણા એટલા બધા છે કે આજે આપણે કેટલી ઊંડી ખાઇમાં ધકેલાઇ રહ્યા છીએ તેનું આપણને ભાન નથી.

કોમની પ્રગતિ કેવી રીતે થાય, તેની ઉન્નતિ શામાં છે, અત્યારે આપણી

ખામીઓ શી છે વિ. સંબંધે મારે કંઇક કહેવું જોઇએ. એ સંબંધે કોઇ પણ પ્રકારની સલાહ કે વિચાર દર્શાવવાની મારી શકિત નથી, મારી ઇચ્છા પણ નથી. હું તો માત્ર એટલુંજ જાણું છું કે વિશ્વવંદ્ય મહાત્માજીના આ યુગમાં કોઇ પણ વ્યક્તિને પોતાનું જીવન ઉન્નત બનાવવું હોય, પોતાના જીવનની પ્રગતિ કરવી હોય તો તે પુરુષવિશેષે (મહાત્માજીએ) સાચો રાહ બતાવ્યો છે. વ્યક્તિની ઉન્નતિમાં કોમની, સમાજની અને દેશની ઉન્નતિ રહેલી છે. માટે મારી નમ્ર વિનંતિ એટલીજ છે કે જો બુદ્ધિના વૈભવમાં પડીશું, વ્યક્તિ-સ્વાતંત્ર્યના ઘમંડમાં દલીલોની મારામારી કરીશું અને ઉપર કહ્યો તે રાહ ભૂલીશું તો આપણે જરૂર ગોથાં ખાવાના છીએ. બુદ્ધિઘેલા ફીલસુફો કરતાં હૃદયઘેલા ભક્તોએ આર્યાવર્તની સંસ્કૃતિ આજ સુધી જાળવી રાખી છે. હિન્દુસ્થાન દેશ જીતાયો હશે, પણ તેની સંસ્કૃતિ કોઇથી જીતાઇ નથી. દેશદેશના ચક્રવર્તિ વિજેતાને આ હૃદય ઉપરના સામ્રાજ્યની કદી ઝાંખી થઇ નથી, અને એ અજ્ઞાનતામાંજ એના સામ્રાજ્યનો વિનાશ સમાએલો છે. સારાય હિન્દુસ્થાનના હૃદય ઉપર સામ્રાજ્ય ભોગવતા પૂ. મહાત્માજી બુદ્ધિને એકલી કેળવવા નથી માગતા, હૃદયને પણ કેળવવા માગે છે. એમનાં લખાણનો શબ્દે શબ્દ સાચા હૃદયનો છે. એ બુદ્ધિના બળથી નથી આવ્યો, પણ હૃદયના ઊંડાણમાંથી આવેલો છે તેથીજ એ સામા હૃદયને સ્પર્શે છે. આખી આલમના મશહૂર રાજનીતિજ્ઞોને એ પોતાના હૃદયના સત્યથી અને આત્મબળથી મહાત કરી રહ્યા છે.

**ઉપસંહાર:** (કોઇને લાગશે કે આ પ્રસંગે આ બોલવાનો કોઇ અર્થ નથી. પણ મારી નમ્ર માન્યતા છે કે આ અહીં અસ્થાને નથી.) આપણે જો આપણી કોમની પ્રગતિ કરવી હશે, આપણી ઉન્નતિ માટે સંગઠન કરવું હશે તો એકલી બુદ્ધિથી પસાર કરેલા ઠરાવોથી નહિ થાય. સમાજના કુરિવાજો કાઢી નાખી, અત્યારના જમાનાને સાનુકુળ રિવાજો સમાજ અપનાવે એટલા માટે આપણા વિરોધીઓને સહૃદયતાથી વિનવવા પડશે, સમાજનાં અનિષ્ટો સામે સવિનય બળવો કરવો પડશે. રૂઢિચુસ્તોને અને વિરોધીઓને પ્રેમથી જીતવા પડશે.

સાથે સાથે અત્યારની કેળવણીથી ભડકનાર, એ કેળવણીને અંગેજ બધા સુધારા થાય છે એવી માન્યતા ધરાવનાર જૂનવાણી પ્રૌઢ વડીલોને એક અદના વ્યક્તિ તરીકે ખાત્રી આપું છું કે પશ્ચિમની કેળવણીથી ગમે તેટલું રંગાવા છતાં આજનાં યુવકયુવતીઓને પશ્ચિમના કવિસમ્રાટ્ શેક્સપીઅરના નાટક ટેમ્પેસ્ટની મીરાન્ડા કરતાં કવિકુલગુરુ કાલિદાસની શકુંતલા વધારે ગમશે.

કુદરતનાં તત્ત્વો સામે સામનો કરવા કરતાં તપોવનનું સાદું જીવન અને કુદરતની મૈત્રી વધારે ગમશે. પશ્ચિમના સામ્યવાદ કે સમાજવાદ કરતાં ભારતવર્ષનું રામરાજ્ય વધારે પસંદ પડશે. આપણી સામે જ બની રહેલો દાખલો આપું: હિંદી રાષ્ટ્રીય મહાસભા છેલ્લાં પચાસ વર્ષથી સ્વરાજ્ય માટેની ચળવળ ચલાવી રહી છે. આશરે પાંત્રીસ વર્ષ સુધી પશ્ચિમની કેળવણીથી રંગાએલા, અતિશય વિદ્વાન, બુદ્ધિમાન અને મહાન સદ્દગત નેતાઓના હાથમાં મહાસભાની લગામ રહી. એમણે પશ્ચિમની ઢબેજ મેધાના ચમકારા દેખાડ્યા, સુંદર ભાષામાં ઠરાવો કર્યા, પશ્ચિમના કોઇ પણ મહાન વક્તાને મહાત કરે એવી વક્તૃત્વશક્તિ દાખવી, પણ પ્રજાનું રૂંવાડું પણ ફરક્યું નહોતું. જ્યારે પૂ. મહાત્માજીએ મહાસભાની નેતાગીરી લીધી અને હિન્દુસ્થાનની સંસ્કૃતિને માફક આવે એવું અમોઘ શસ્ત્ર એમણે પ્રજાને આપ્યું, પ્રજાની બુદ્ધિને નહિ પણ પ્રજાના હૃદયને જગાડ્યું ત્યારે આજની મહાસભાની ઉન્નત દશા આપણે જોઇ.

એટલે અત્યારની કેળવણીથી કે સુધારાથી ભડકવાની જરૂર નથી. આપણી ચામડીમાંથી કાંટા જેવી કોઈ પણ બહારની વસ્તુ આપણે ના કાઢીએ તો કુદરત પકવીને પણ કાઢે છે. તેમ આપણને પથ્ય નહિ હોય તે કદી ઘર કરી બેસવાનું નથી. બાકી જૂના રિવાજો બદલાઇ નવા જરૂર આવવાના છે. ગમે તેટલા આપણે રૂઢિચુસ્ત હોઇશું તોપણ સમાજનું કલેવર જરૂર બદલાવાનું છે. પણ એના આત્માના સંસ્કાર એ ને એ જ રહેવાના છે. છેવટે આપ સર્વનું અંતઃકરણપૂર્વક સ્વાગત ઇચ્છી આ પરિષદનું કામ આગળ ધપાવવા પ્રમુખશ્રીની વરણી કરવા વિનંતી કરી આપ સર્વની રજા લેઈ અત્રે વિરમું છું.



## પરિશિષ્ટ રિ : પ્રમુખનું ભાષણ

સુજ્ઞ જ્ઞાતિબંધુઓ,

આ પરિષદના પ્રમુખ તરીકે મારી પસંદગી કરી તેને માટે આપનો આભાર માનું છું. ખરી રીતે તો આપણી જ્ઞાતિના વ્યવહારના કોઇ અનુભવી ગૃહસ્થની વરણી કરી હોત તો તે ગૃહસ્થ વધારે લાયક ગણાત. કેમકે મને તો, જ્ઞાતિના વ્યવહારમાં પરોવાયેલો ન હોવાથી, ઓછો અનુભવ હોય એ સ્વાભાવિક છે. માટે મારામાં જે કંઇ ન્યૂનતા આપને જણાય તેની માફી આપવા આપ સર્વ ભાઇઓને મારી નમ્ર વિનંતિ છે.

આપણી જ્ઞાતિનું વિહંગાવલોકન પ્રથમ કરવાની મને આવશ્યકતા જણાય

છે. મૂળ કણબી જ્ઞાતિ જે ઘણી મોટી જ્ઞાતિ છે તેનો આપણે એક ઘણો નાનો સમૂહ છીએ, અને આવા નાના સમૂહમાં પણ જુદાજુદા સામાજિક વ્યવહારોના વર્તનથી પેટા ભાગ પાડેલા છે. શાસ્ત્રીય દૃષ્ટિએ જોતાં કલિયુગના અધિષ્ઠાતા દેવ શ્રી કૃષ્ણ પરમાત્મા જેમણે આધુનિક સંસ્કૃતિનો પાયો નાખ્યો તેમણે પોતે જણાવ્યું છે કે ચતુર્વર્ણો મારા ઉત્પન્ન કરેલા છે. તે હિંદુસ્થાન એકલાને માટે નથી, સર્વ દુનિયાને માટે છે તેમ મારું માનવું છે. અને દુનિયાના એકંદર વ્યવહારનું બારીકાઈથી અવલોકન કરતાં આ ભગવદ્વાક્ય અક્ષરશઃ ઘણે અંશે સત્ય છે એવું મને માલમ પડે છે. દરેક દેશમાં વિદ્વાનનો એક મોટો વર્ગ છે, ક્ષત્રિયનો એક મોટો વર્ગ છે, વ્યાપારીઓનો એક મોટો વર્ગ છે અને શુદ્રોનો પણ એક મોટો વર્ગ છે. વળી શાસ્ત્રના કથન પ્રમાણે 'સંઘે શક્તિઃ કલૌ યુગે' એટલે પૈસામિલકત વગેરે કરતાં સંઘ વધારે શક્તિશાળી છે. આપણા દેશને કમનસીબે આ શાસ્ત્રીય વચનનું ઉલ્લંઘન સર્વ વર્ણોએ કરેલું છે. અને આ બાબતને અભાવે ઘણા લાંબા સમયથી પારકા લોકોના રાજતંત્રની ધુંસરી નીચે આ દેશ આવી પડ્યો છે. અને જેટલા પ્રમાણમાં આપણે ઉલ્લંઘન કર્યું છે તેટલા પ્રમાણમાં તેની શિક્ષા ભોગવી રહ્યા છીએ. આપણી જ્ઞાતિએ તો બીજી કોઈ જ્ઞાતિ કરતાં ભાગલા વધારે સંખ્યામાં પાડ્યા છે. મૂળ કણબી જ્ઞાતિના લેઉવા, કડવા, રેવા, મતીઆ આંજણા, મહારાષ્ટ્રીય, એવી રીતે પ્રથમ ભાગ પડ્યા. પછીથી એક પેટાવિભાગ પાટીદાર, કણબી, તેર, સત્તાવીસ, છપ્પન, કાનમ, વગેરે ઘણા ભાગમાં વહેંચાઈ ગયો છે. જેમની પાસે પાટી (જમીનનો ટુકડો) હતી તે પાટીદાર કહેવાયા અને બાકીના લેઉવા કણબી રહ્યા. જ્ઞાતિવ્યવહાર માટે કેટલીક સુગમતાને ખાતર આવા વિભાગ પડ્યા હોય એમ અનુમાન કરી શકાય, પરંતુ જે પ્રથા શુભાશયથી હસ્તીમાં આવી હોય તે પ્રથાનું ધોરણ વધારે ને વધારે અમલમાં મૂકવાથી કેવળ દોષરૂપે પરિણામે છે. જે ધોરણ બુદ્ધિમાં ઊતરી શકે તેવું હોય તે ધોરણ અતિશયતાએ અનુસરવામાં દોષરૂપે પણ વર્તે છે. દાખલા તરીકે, આપણાં તેર ગામોમાં બે ભાગ પડ્યા તે એક સંગઠન હતું તેનો વિચ્છેદ કર્યો ગણાય અને એક ગુણને દોષમાં ફેરવી નાખ્યો. વળી આ છ છ ગામો છે તેમાં પણ અમુક કુટુંબોમાંજ કન્યા આપ લે કરવાનો વ્યવહાર છે. વિજ્ઞાનની દૃષ્ટિએ જોતાં આ સ્થિતિ યોગ્ય હોય એમ મને જણાતું નથી. જોકે કન્યાની તેમજ વરની ચાર ચાર પેઢી તપાસવાની પ્રથા વિજ્ઞાનશાસ્ત્રના નિયમ પ્રમાણે સારી હોય, પરંતુ સંકુચિત સમૂહમાંજ તેનો અમલ કરવાથી હાનિ છે.

હવે સંસ્કૃતિનો વિચાર કરતાં આપણી જ્ઞાતિ સંસ્કૃતિમાં ક્યાં છે એટલે

શું સ્થાન ભોગવે છે, તેનો વિચાર કરીએ. ખરી સંસ્કૃતિનાં ચિહ્ન તો (૧) કૌટુંબિક વિકાસ અને સંરક્ષણ, (૨) તે દેશની કળા, (૩) ધર્મ, (૪) તે દેશનું સાહિત્ય, (૫) રહેણીકરણી, આચારવિચાર અને (૬) ઉદ્યોગ છે. આ ઉપરથી વિચાર કરીએ તો આપણા પૂર્વજોએ મોટા પ્રમાણમાં દેશની સંસ્કૃતિનો ફાળો આપ્યો છે; પરંતુ આ જમાનામાં આપણે પાછા હઠ્યા છીએ. જોકે બાહ્ય દૃષ્ટિથી તો એમ લાગે કે આપણે વધારે સુધર્યા છીએ; પરંતુ ખરા માપથી જો માપીએ તો આપ સર્વ ભાઇઓને જણાશે કે આપણે સ્થિર સંસ્કૃતિ છોડી કંઇક આધુનિક, નાશવંત, પશ્ચિમની સંસ્કૃતિ દાખલ કરી છે, અને આ સંસ્કૃતિનાં કેટલાંક લક્ષણો આપણા વિચારોમાં અને રહેણીકરણીમાં દાખલ કર્યાં છે. પાશ્ચાત્ય સંસ્કૃતિનું તો એની જન્મભૂમિમાંજ પતન શરૂ થઇ ગયું છે. અને જે સંસ્કૃતિ ચિરસ્થાયી ના હોય તેનું પાલન કરવું ઇષ્ટ કહેવાય નહિ.

વિચાર કરતાં સ્પષ્ટ જણાઇ આવે છે કે સાહિત્ય, વિદ્વત્તા, કળા અને સામાજિક કાર્યો, જે આપણે એક ધાર્મિક વૃત્તિથી પોષતા હતા તે તરફ દુર્લક્ષ જણાઇ આવે છે. ધર્મશાળાઓ, કૂવા, તળાવો, ઓવારા, વગેરેનું જે કંઇ સુખ આપણે ભોગવીએ છીએ તે માટે આપણે કોનો આભાર માનવો? આપણો ફાળો ઓછો બલ્કે કંઇ નથી. ધર્મ તેમજ ધર્મની સંસ્થાઓ તરફ પણ એટલુંજ દુર્લક્ષ જણાઇ આવે છે. અને જેટલા પ્રમાણમાં તે તરફ ન્યૂનતા, તેટલા પ્રમાણમાં આપણે આર્ય-હિંદુ તરીકે ઓછા એ ઉઘાડું છે. વિદ્વત્તાના પોષક તરીકે આપણી જ્ઞાતિની બરોબરી કોઇ પણ જ્ઞાતિ કરી શકી નથી. મહાન કવિઓની મોટી સંખ્યા ગ્રામવિભાગમાંજ ઉત્પન્ન થએલી અને તેજ વિભાગમાં નિર્વાહ કરતી હતી. ગ્રામવિભાગમાં તેઓ હવે પોષાતા ન હોવાથી પેદા થતા નથી. જોકે ધર્મમાં નિષ્ણાત સાધુસંતની સેવા કોઇ કોઇ જગોએ જણાય છે, પરંતુ એકંદરે આપણે પાછા પડ્યા છીએ એમ કોઇ કહે તો આપણાથી ના કહેવાય નહિ.

હવે આર્થિક દૃષ્ટિએ આપણી જ્ઞાતિનું નિરીક્ષણ કરતાં આપને જણાશે કે જે ધન આપણે જમીનમાંથી મેળવતા હતા તેમાં પણ ઘટાડો થયો છે. વિઘા દીઠ ઉત્પન્ન આજથી પચાસ વર્ષ ઉપર લેઇ શકતા તે પ્રમાણમાં ઘણું ઓછું થયું છે. એક નાના ખેડા જિલ્લાનો દાખલો લઇએ તો તેના જેવાં સારાં ગામની અને શહેરોની સંખ્યા બીજે જોવામાં આવતી નથી અને એ સર્વનો નિભાવ જમીનની દોલત ઉપર હતો. જ્યારે એકંદર દોલત ઘટે ત્યારે

એની અસર સમાજના ગરીબ વર્ગ ઉપર વધારે જોવામાં આવે છે અને આ કારણથી આપણો એક મોટો સમૂહ કેવળ ગરીબ સ્થિતિમાં જોવામાં આવે છે. જોકે મૂઠીભર લોકો સારી સ્થિતિમાં હશે, પરંતુ મોટો ભાગ ઘણી ગરીબ સ્થિતિમાં છે અને ઘણાને મજૂરી કરી નિર્વાહ કરવો પડે છે. આ સ્થિતિ પહેલાં નહોતી.

રાષ્ટ્રીય ભાવના પાટીદાર જ્ઞાતિના લોહીમાં જ છે એટલે એ સંબંધે તો વારસો જાળવી રાખ્યો છે. આ ગાંધી યુગની સ્થાપના પણ મોટે અંશે આ જ્ઞાતિને આભારી છે. મહાત્મા ગાંધીજીના પ્રથમ અનુયાયીઓ તેમજ સ્વરાજ્યની લડાઇમાં મોખરે લડનાર તમો જ હતા અને મહાત્માજીનો સંદેશો ઝીલનાર પણ તમો જ હતા. જ્યારે હિંદુસ્થાન પૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરશે અને ઇતિહાસ લખાશે ત્યારે દુનિયાના એ મહાન નરના સિપાઇ તરીકે જે કામ તમે કર્યું છે, તેને માટે તમારા વંશજો મગરૂર થશે અને પોતાને નસીબદાર માનશે. વળી આપણામાંથી નામદાર વિઠ્ઠલભાઇ, સરદાર વલ્લભભાઇ અને પૂજ્ય દરબાર સાહેબે રાજક્ષેત્રમાં જે ફાળો આપ્યો છે અને જે ભોગ આપ્યો છે તેટલો મુંબઇ ઇલાકામાંથી ઘણા થોડાએ આપ્યો છે.

કેળવણીની બાબતમાં જ્ઞાતિ એકંદરે ઘણી પછાત છે. જોકે કેટલાંક મોટાં ગામોમાં કેળવણીનું પ્રમાણ ઠીક ઠીક ગણાય, પરંતુ એકંદર વસતિના પ્રમાણમાં ઘણું જ ઓછું છે, અને આ કારણને લીધે ફક્ત ખેતી સિવાય બીજા વધામાં જ્ઞાતિનું પ્રમાણ ઘણું ઓછું છે. અને કેટલાંક કારણસર ખેતીની સ્થિતિ બગડવાથી જ્ઞાતિમાં ગરીબાઇ વધારે આવી હોય તેમ જણાય છે. કેમકે ઘણાને મજૂરીનો આશરો લેવો પડ્યો છે. જોકે હમણાં હમણાં વેપાર, નોકરી, પરદેશ, વગેરેમાં કેટલાક ભાઇઓ જણાય છે; પરંતુ આપણી વસતિના પ્રમાણમાં આ સંખ્યા સરોવરમાં બિંદુ સમાન છે.

મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે આપણી જ્ઞાતિની ઉન્નતિ સાધવા સારૂ નીચેની બાબતોની આવશ્યકતા જણાય છે:

(૧) કેળવણી, (૨) ખેતીનો સુધારો, (૩) સંગઠન, આન્તર વિગ્રહ, વિભાગ વગેરેનો નાશ, (૫) પરસ્પર સહાયતા, (૬) સરળ સામાજિક વ્યવહાર, (૭) ખર્ચ ઉપર કાબુ અને (૮) ધર્મ ઉપર લક્ષ.

ઉપરની સર્વ બાબતો ઉપર વિચાર કરી કાંઇક રચનાત્મક કાર્યક્રમ નક્કી કરવા સારૂ એક માધ્યમિક સંસ્થા જોઇએ અને સંસ્થાની સાથે એના નિભાવાર્થે જરૂરિયાત પૂરતાં નાણાં પણ જોઇએ.

ઉપર મેં સામાજિક, આર્થિક, વગેરે સ્થિતિ ટૂંકામાં જણાવી છે. જ્યારે ગામ ગામના વહેવાર વિકટ અને કઠણ્ હોય, અંદર અંદર મળવાના પ્રસંગો ઘણા ઓછા હોય, ત્યારે અમુક સામાજિક ઘટના બંધાઇ હોય એ સમજી શકાય તેમ છે. પરંતુ આ સદીમાં રેલ્વે, તાર, ટપાલ, સ્ટીમર, મોટર, વગેરેએ એટલો મહત્ત્વનો ફેરફાર કર્યો છે કે કોઇ જાતના સબળ કારણ વિના સામાજિક સંકુચિત વ્યવહારોનો બચાવ કરવો મુશ્કેલ છે. વિજ્ઞાનની દૃષ્ટિએ આપણી એક ઘણી બહોળી જ્ઞાતિના દરેક વિભાગમાં અમુક પ્રકારની શિથિલતા માલમ પડે છે. માટે આપને સર્વ ભાઇઓને વિનંતી કરવાની કે આ સંબંધે પૂરેપૂરો વિચાર કરવા અને યોગ્ય સૂચનાઓ કરવા સારૂ સર્વ પક્ષની એક સમિતિની ખાસ આવશ્યકતા છે. કેમ કે કોઇ પણ સુધારો, ફેરફાર અને ઉન્નતિના ઉપાયોમાં સર્વની સહાનુભૂતિ હોવી જોઇએ એ ઉઘાડું છે. અને આવી સંમતિ સિવાય કરેલા ઠરાવો પણ કાગળ ઉપરજ રહે છે. આ સમિતિનું કાર્યક્ષેત્ર ઘણું બહોળું થશે. આર્થિક, તેમજ સામાજિક ઉન્નતિના ઉપાયો યોજવામાં અનુભવ તેમજ મનુષ્યસ્વભાવનું જ્ઞાન, વગેરે બાબતોની ખાસ જરૂર છે, માટે સર્વસામાન્ય સમિતિ હોય તો કાર્યમાં સુગમતા રહે.

——*——

## પરિશિષ્ટ ૫: પરિષદને ફત્તેહ ઇચ્છતા સંદેશા

૧. આપનો તા. ૧૪:૧૧:'૩૮નો કાગળ પાટીદાર પરિષદ માટે આમંત્રણ આપનારો મળ્યો. આભારી છું. ભાઇ દાદુભાઇ દેસાઇ જેવા પીઢ આગેવાનની દોરવણી નીચે પરિષદ સંગીન ફળ મેળવશે એમાં શંકા નથી. મારે બીજે રોકાણ હોવાથી હું આવી શકતો નથી તે માટે ક્ષમા ચાહું છું. પરિષદ સફળ થાઓ એ શુભેચ્છા સાથે,

પૂના, ગણેશ વાસુદેવ માવલંકર

તા. ૧૮:૧૧:'૩૮

૨. મન છે છતાંયે આવી શકું તેમ નથી. ગુ. લો. બોર્ડના મધ્યસ્થ મંડળને અંગે રોકાએલો છું. પાટીદાર મંડળની પાંચમી પરિષદ પાટીદાર ભાઇ બેનોને, છે તેનાથીયે વધારે ભાવનાશાળી, ચારિત્રવાન અને નિઃસ્વાર્થી દેશભક્તો બનાવવામાં મદદરૂપ થઇ પડો એજ અભિલાષા. મારા મિત્ર શ્રી. દાદુભાઇ છે ત્યાં રસ્તો સીધો છે.

ભરૂચ, ચંદુલાલ મ. દેસાઇના

તા. ૨૦:૧૨:૩૮ વંદેમાતરમ્

૩. તમારું આમંત્રણ મળ્યું. કોઈ પણ જ્ઞાતિ કે કોમી પરિષદની સફળતાનો આધાર એ વસ્તુ ઉપર રહેલો છે કે બીજી જ્ઞાતિઓ તથા કોમો સાથે એખલાસ બાંધી સમાજશરીરના જીવતાજાગતા અને જરૂરી અંગ બનવામાં પરિષદ એ જ્ઞાતિ અથવા કોમને પ્રેરે. જ્ઞાતિએ સમાજશરીરનું આવશ્યક અને ઉપયોગી અંગ બનવું હશે તો આજે તેની હસ્તી શા માટે છે એ તેણે પહેલું તપાસવું પડશે. કયા સિદ્ધાન્તને કારણે અને કયો હેતુ પાર પાડવા અમુક જ્ઞાતિ બીજી જ્ઞાતિથી અલગ હસ્તી ધરાવે છે એ આપણે વિચારવું જોઈએ. આ વિચારમાં પડતાં જ જણાશે કે આજની જ્ઞાતિઓ એ શાસ્ત્રીય ધોરણે રચાયેલી આપણી પ્રાચીન વર્ણવ્યવસ્થાની વિકૃત રૂપ છે. આજની જરૂરિયાતને પહોંચી વળે એવી સમાજવ્યવસ્થાની રચના કરવા માટે આપણે જ્ઞાતિના વાડા તોડવા પડશે અને વર્ણના શુદ્ધ સિદ્ધાન્તને ઓળખી તેના પાયા ઉપર નવેસરથી રચના કરવી પડશે. આ ભારે કાર્ય ઉપાડવામાં તમારી પરિષદ પોતાનો ફાળો આપે એવી પ્રાર્થના છે.

સાબરમતી, નરહરિ દ્વા. પરીખ
તા. ૧૬:૧૧:૩૮

૪. ... હવે જમાનો બદલાયો છે તો આપવા લેવાનાં કાટલાં જૂનાં નહિ જ લે. ઠરાવનો અમલ હાલના યુવાનો કરાવવા પ્રયત્ન, આગ્રહ કરશો. કન્યા આપવાનું ક્ષેત્ર ટૂંકું થયું છે તે માટે ખુબ વિચાર કરશો. હાલ તુરત, બાર ગામોમાંથી જે છ ગામ છુટાં પડયાં છે તે ભેળવો અને તેની નિશાની તરીકે આગેવાનો આજે જ ચાંલ્લા આપે, પછી પરણાવવાનું ઉમર થયા પછી ભલે થાય.

જો ખરેખર ઉન્નતિ ઇચ્છતા હો, સાચા ઠરાવો કરાવાના જ હોય અને ઠરાવનો અમલ કરવાનો જ હોય તો આપના જેવા આગેવાનોએ પહેલ કરી બતાવવી જોઈએ.

નહિ તો પોથીમાંનાં રીંગણાં વધુ થવાથી પરિષદોનો, ઠરાવોનો, આગેવાનો ઉપરનો વિશ્વાસ સમાજમાં ઉઠી જશે—હાંસી કરશે—ફરી આવી પરિષદો નહિ ભરાતાં મૃત્યુ પામશે તેની જવાબદારી પ્રમુખ, કાર્યવાહક મંડળ ઉપર રહેશે. ...

મહેસાણા, વરજભાઈ વાઘજીભાઈના
તા. ૨૧:૧૧:૩૮ સ્નેહવંદન

૫. ચાલુ મહિનાની તા. ૨૨—૨૩ના રોજ ભરાનારી પરિષદમાં આવવા માટેનું આપનું આમંત્રણ મળ્યું છે, જે માટે હું પરિષદનો આભાર માનું છું. પરંતુ લાંબા વખતથી ભગંદરની બીમારીને લઈને મારી નાદુરસ્ત તબીયતને

કારણે તેમાં હાજર ના રહી શકવાથી હું ઘણો દિલગીર છું. મુ. શ્રી. ભીખાભાઇ પણ તેમની નાદુરસ્ત તબિયતને કારણે મુંબાઇ હોઇ તેઓ પણ આવી શકે તેમ નથી.

સમગ્ર ન્યાતના અને સમાજના ભલા માટે વિચારોની આપ-લે કરવાને આપ સર્વે ભેગા થાઓ છો, જેથી તેમાં મારો સંપૂર્ણ સાથ વ્યક્ત કરતાં મને ઘણો આનંદ થાય છે.

ન્યાતની આબાદી રૂંધનારી વિઘાતક રૂઢિઓ દૂર કરી પ્રગતિના માર્ગમાં આગળ ધપવાના આપના પ્રયત્નો ઘણા પ્રશંસનીય છે અને હું ઇચ્છું છું કે ન્યાતને લાભકારક થાય તેવી પ્રવૃત્તિઓ ઉપાડી લેઇ પરિષદ ન્યાતને પ્રગતિને પંથે વાળે. ટૂંકામાં આ પરિષદને હું સંપૂર્ણ ફતેહ ઇચ્છું છું.

અમદાવાદ મગનલાલ ભીખાભાઇના
તા. ૨૧:૧૧:૩૮ વંદેમાતરમ્

આ ઉપરાંત નીચેના ભાઇઓના, પરિષદની સફળતા ઇચ્છતા, સંદેશા આવ્યા છે: (૬) આપાજી બાવાજી અમીન, અમદાવાદ; (૭) ચિમનભાઇ હ. અમીન, વરણામા; (૮) તુલસીભાઇ બકોરભાઇ અમીન, વડોદરા; (૯) ભાઇલાલ ઝવેરભાઇ પટેલ, મલાડ; (૧૦) ભીખાભાઇ કુબેરભાઇ પટેલ, શુકલતીર્થ; (૧૧) રંગલાલ બાવાજી પટેલ, બુર્હાનપુર; (૧૨) રેણુમિત્ર ગોકળભાઇ પટેલ, મહેસાણા; (૧૩) શંકરભાઇ ગોવિંદભાઇ પટેલ, રાજકોટ; (૧૪) શાન્તિલાલ સી. શાહ, અમદાવાદ; (૧૫) શિવાભાઇ ગણપતરામ, અમદાવાદ.

---*---

## પરિશિષ્ટ ૮ : ઠરાવો

૧. "આ પરિષદ પાટીદાર ભગિનીસમાજનાં મંત્રી શ્રીમતી શાન્તાબેન મધુભાઇ પટેલના અકાળ અવસાનની સખેદ નોંધ લે છે." પ્રમુખસ્થાનેથી.

૨. "આ પરિષદ બાળલગ્ન, મરણ પછવાડેનાં જમણવાર, પુનર્લગ્ન, વરવિક્રય અને કન્યાવિક્રય, રોવાકૂટવાનો તથા કાણમોકાણના રિવાજ, એ સંબંધેના પાછલી પરિષદના ઠરાવો માન્ય રાખે છે." દરખાસ્ત: શ્રી. પ્રભુદાસ ભીખાભાઇ રાય, અનુમોદન: શ્રી. સોમાભાઇ કિશાભાઇ પટેલ, શ્રી. વેણીભાઇ પ્રભુદાસ પટેલ, શ્રી. પુરુષોત્તમ ગોવિંદભાઇ પટેલ.

૩. "પાટીદાર કોમમાં કુલીનતાના ખોટા ખ્યાલને લીધે નાના નાના અસંખ્ય ગોળ પડી ગયા છે, તેથી કન્યા આપવા લેવાની મુશ્કેલી ઊભી થાય

છે. માટે આ પરિષદ માને છે કે કન્યા આપવા લેવાનું ક્ષેત્ર વિશાળ થાય એટલા માટે આવાં બંધન તૂટવાં જોઇએ." દરખાસ્ત: રાવજીભાઇ નાથાભાઇ પટેલ, અનુમોદન: દાદાભાઇ પુરુષોત્તમદાસ અમીન, વીરસદ.

૪. "મુંબઇની ધારાસભામાં શ્રીમતી લીલાવતી મુનશી, વડી ધારાસભામાં શ્રીમતી સુંબારાયન તથા રાજસભામાં શેઠ ગોવિંદલાલ તરફથી અનેકપત્ની નિષેધક ખરડો રજુ કરવાની નોટીસો આપવામાં આવી છે, તે ખરડાઓના સિદ્ધાન્તોને આ પરિષદ હાર્દિક ટેકો આપે છે. મુંબઇની ધારાસભામાં શ્રીમતી લીલાવતી મુનશીએ અસમાન લગ્ન નિષેધક બીલ રજુ કરેલું છે તેમાં આ પરિષદ નીચેનો સુધારો સુચવે છે: કન્યાની ઉંમરથી વરની ઉંમર બમણી કરતાં વધારે હોવી જોઇએ નહિ." દરખાસ્ત: પ્રમુખસ્થાનેથી.

૫. "હિંદુ સ્ત્રીઓને ચોક્કસ સંજોગોમાં છૂટાછેડા મેળવવાના હકને લગતા ખરડા શ્રી. ભોગીલાલ લાલાએ મુંબઇની ધારાસભામાં અને શ્રી. દેશમુખે વડી ધારાસભામાં રજુ કર્યા છે તેને આ પરિષદ આવકારે છે." પ્રમુખસ્થાનેથી.

૬. "મુંબઇ સરકારે દારૂનિષેધની કલ્યાણકારી યોજના અમલમાં મૂકવાની શરૂઆત કરી છે, તે પગલાને આ પરિષદ આવકારે છે." પ્રમુખસ્થાનેથી.

૭. "અસ્પૃશ્યતા એ હિંદુ ધર્મનું કલંક છે અને તે પહેલી તકે દૂર થવી જોઇએ, એવું આ પરિષદ માને છે, અને તેથી પાટીદાર કોમને એ કલંક દૂર કરવા વ્યક્તિગત અને સામુદાયિક રીતે પ્રયત્ન કરવાનો આગ્રહ કરે છે." દરખાસ્ત: શ્રી. દાદાભાઇ પુરુષોત્તમદાસ અમીન, અનુમોદન: સોમાભાઇ કિશાભાઇ પટેલ.

૮. "શ્રી. ફુલસિંહજી ડાભીએ મુંબઇ ધારાસભામાં પ્રેતભોજન નિષેધક અને પરઠણુ નિષેધક બીલો રજુ કરવાની નોટીસો આપી છે, તેમની ભાવના સાથે આ પરિષદ સંમત છે, અને એ બીલો ધારાસભામાં પસાર થાય એમ કરવા માટે શ્રી. ડાભી પોતાથી બનતું બધું કરશે એવી આ પરિષદ આશા રાખે છે." દરખાસ્ત: દેસાઇભાઇ નાથાભાઇ પટેલ, અનુમોદન: નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ.

૯. "જાન એક જ દિવસની હોવી જોઇએ એમ આ પરિષદ માને છે અને આ સુધારો જે વ્યક્તિઓએ કર્યો છે તેમને અભિનંદન આપે છે." દરખાસ્ત: સોમાભાઇ કિશાભાઇ પટેલ, અનુમોદન: શિવાભાઇ હરિભાઇ પટેલ.

૧૦. "આ પરિષદે પસાર કરેલા ઠરાવોનો અમલ કરવા માટે પાટીદાર જ્ઞાતિના ગૃહસ્થોની અનુમતિ મેળવવી આવશ્યક છે, એમ આ પરિષદ માને છે, માટે જ્ઞાતિના પ્રતિનિધિઓની એક સમિતિ પ્રમુખશ્રીએ નીમવી અને એવી અનુમતિ મેળવવી એમ આ પરિષદ ઠરાવે છે." દરખાસ્ત: શ્રી દરબાર સાહેબ,

અનુમોદન: રાવજીભાઇ નાથાભાઇ પટેલ.

૧૧. "આ પરિષદ ઠરાવે છે કે આ મંડળનું બંધારણ નીચે પ્રમાણે રહેશે:

'(૧) **નામ:** આ મંડળનું નામ 'પાટીદાર મંડળ' રહેશે.'

'(૨) **ધ્યેય:** આ મંડળનું ધ્યેય મુખ્યત્વે કરીને સામાજિક સુધારા સાધવાનું રહેશે.

'(૩) **સાધન:** ગામે ગામ મંડળો સ્થાપવાં અને તેમની દ્વારા પત્રિકાઓ, પુસ્તકો, વગેરે અન્ય સાધનો વડે મંડળનું ધ્યેય સફળ કરવા પ્રયત્ન કરવો.

'(૪) **સભાસદની લાયકાત:** ૧૮ વર્ષ ઉપરની હરકોઇ વ્યક્તિ વાર્ષિક લવાજમના ચાર આના આપી નીચેની ચાર પ્રતિજ્ઞાઓમાંથી બે ફરજીઆત પ્રતિજ્ઞાઓ લેઇને આ મંડળમાં સભાસદ થઇ શકશે:

'ક હું મરણનિમિત્તનું કોઇ પણ વ્યાવહારિક જમણ જમાડીશ નહિ અને જમીશ નહિ.'

'ખ હું કાણમોકાણ કરીશ નહિ.'

'ગ પૂરાં ૧૬ વર્ષથી નાની કન્યાનું અને ૨૦ વર્ષથી નાના વરનું લગ્ન કરીશ નહિ અને તેવા લગ્નમાં ભાગ લેઇશ નહિ.'

'ઘ હું એકજ દિવસની જાનમાં જઇશ.'

'(૫) **સામાન્ય સભા:** (ક) વર્ષમાં નિદાન એક વખત આ મંડળની પરિષદ મળશે.

'ખ વાર્ષિક પરિષદ પોતાના કાર્યવાહક મંડળ માટે સભાસદોની ચૂંટણી નીચે પ્રમાણે કરશે:

'પાટીદાર પ્રદેશવાળા વિભાગોમાંથી સામાન્ય રીતે દરેકને પ્રતિનિધિત્વ મળે તેવી રીતે, એકંદર ૨૦ સભ્યો ચૂંટશે, તેમાં ૫ બેનોને ચૂંટવામાં આવશે; તે ઉપરાંત એક ખજાનચી અને એક ઓડીટર નીમશે, જેઓ કાર્યવાહક મંડળમાં સભાસદ ગણાશે નહિ. આ ૨૦ સભાસદો અને પરિષદના પ્રમુખ મળી ૨૧ સભાસદોનું કાર્યવાહક મંડળ બનશે. એ મંડળને જરૂર લાગશે તો મંડળમાં વધારે સભ્યો ઉમેરી શકશે. કાર્યવાહક મંડળમાં આ ૨૧ સભ્યો ઉપરાંત પાછલા પ્રમુખો હોદ્દાની રૂએ કાર્યવાહક મંડળના સભ્યો ગણાશે.

'ગ પરિષદમાં અને કાર્યવાહક મંડળમાં બધા ઠરાવો બહુમતિથી પસાર થએલા ગણાશે અને સરખા મત થયે પ્રમુખ વધારેનો એક નિર્ણયાત્મક મત આપી શકશે.

'(૬) **મંડળનું નામ:** મૂળ બંધારણની ૮મી પેટા કલમમાં 'પાટીદાર યુવકમંડળ'ને બદલે 'પાટીદાર મંડળ' વાંચવું.

'(૭) મંત્રીઓ: (क) 'આ મંડળનો પત્રવ્યવહાર કરશે,' એ શબ્દો દાખલ કરવા, તેમજ પેટા કલમ (૪) આ પ્રમાણે ઊમેરવી: તેમજ મંડળના હેતુને બર.લાવવાને માટે જે જે રચનાત્મક કાર્ય કરવાની યોજના કાર્યવાહક મંડળ યોજે તેને યોગ્ય રીતે બર લાવવાને અને તે માટે જરૂરી પ્રચારકાર્ય કરવાને પ્રયત્ન કરશે. પાટીદાર મંડળે ડાકોર મુકામે એક કાર્યાલય સ્થાપવા તથા તેમાં એક પગારદાર સ્વયંસેવક રોકવા ઠરાવ કર્યો છે. તેવા સ્વયંસેવકને એક સહમંત્રી ગણી લેવામાં આવશે અને તેનું કામ ગામે ગામ ફરી સભાસદો કરવા, દરેક ગામમાંથી આ કામમાં દિલસોજી ધરાવે તેવા માણસો ઊભા કરવા, પરિષદના ઠરાવ પ્રમાણેનું ફંડ એકઠું કરવું, ઠરાવોની સમજણ આપવી, અને લેખ લખી લખાવી પ્રસિદ્ધ કરવા, તથા મંડળના કાર્યનો પત્રિકા દ્વારા પ્રચાર કરવો.'"

૧૨. "આ પરિષદ આવતા વર્ષને માટે નીચે પ્રમાણે કાર્યવાહક મંડળની ચૂંટણી કરે છે:

પ્રમુખ:

૧. શ્રી. દાદુભાઇ પુરુષોત્તમદાસ દેસાઇ

મંત્રીઓ:

૨. શ્રી. શિવાભાઇ રણછોડભાઇ પટેલ
૩. ,, વેણીભાઇ પ્રભુદાસ ,,
૪. ,, છોટાભાઇ સોમાભાઇ ,,

સભ્યો:

૫. શ્રી. ભક્તિલક્ષ્મી દેસાઇ
૬. ,, ડાહીબેન રાવજીભાઇ પટેલ
૭. ,, ગંગાબેન દેસાઇભાઇ ,,
૮. ,, ચંપાબેન વિઠ્ઠલભાઇ ખીન આશાભાઇ, મોટાકરાળા
૯. ,, સરોજબેન વેણીભાઇ પ્રભુદાસ પટેલ, નરસંડા
૧૦. ,, બાબુભાઇ ભીખાભાઇ પટેલ
૧૧. ,, રાવજીભાઇ મણિભાઇ ,,
૧૨. ,, નરસિંહભાઇ ઈશ્વરભાઇ ,,
૧૩. ,, પ્રભુદાસ ભીખાભાઇ રાય, મોટાકરાળા
૧૪. ,, પુરુષોત્તમ ગોવિંદભાઇ પટેલ, ચંદાસર, પોસ્ટ ડાકોર
૧૫. ,, ફુલાભાઇ હીરાભાઇ વૈશ્ય, ઇટોલા
૧૬. ,, ચિમનભાઇ હરિભાઇ અમીન, વરણામા
૧૭. ,, નાથાભાઇ મોતીભાઇ અમીન, છાણી
૧૮. ,, મંગળભાઇ ગોકળભાઇ પટેલ, રણુ
૧૯. ,, ઉમેદભાઇ નારણભાઇ પટેલ, નવાગામ
૨૦. ,, રણછોડભાઇ જકોરભાઇ પટેલ, અસલાલી
૨૧. ,, મગનભાઇ લક્ષ્મીદાસ પટેલ, ભુલાવાડી

ખજાનચી:

શ્રી. નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ

ઓડીટર:

શ્રી. ઇન્દુભાઇ ભાઇલાલભાઇ"

૧૩. "આ પરિષદ પાટીદાર ભગિનીસમાજ તરફથી આવેલા નીચે પ્રમાણેના ઠરાવોને માન્ય કરી ને સમાજને પાટીદાર મંડળ સાથે મેળવી દે છે:

'૧. આ પરિષદ ઠરાવ કરે છે કે હવેથી પાટીદાર ભગિનીસમાજને પાટીદાર મંડળ સાથે મેળવી દેવો.

'૨. આ પરિષદ ઠરાવ કરે છે કે પાટીદાર ભગિનીસમાજ પાસે હાલમાં રૂા. ૩૯૨-૭-૩ શિલક છે, તે તથા હવેથી જે પૈસા આવે તે બધા પૈસા પાટીદાર મંડળને સોંપવા, એવી શરતે કે અત્યારે વપરાય છે તે જ રીતે તેને વાપરવા, અને પાટીદાર મંડળની કાર્યવાહક સમિતિમાં જે એનો સભ્ય તરીકે આવે તેમની સૂચના પ્રમાણે બીજી રીતે પણ તેનો ઉપયોગ કરવો.'" પ્રમુખસ્થાનેથી.

૧૪. "આ પરિષદ વસો તરફથી છઠ્ઠા અધિવેશન માટેનું આવેલું આમંત્રણ સ્વીકારે છે."

શ્રી. દરબાર સાહેબે પરિષદ તરફથી સ્વાગતસમિતિનો તથા સ્વાગતસમિતિ તરફથી તેના પ્રમુખ શ્રી. જશભાઈએ પરિષદના પ્રમુખ સાહેબનો તથા પરિષદમાં આવેલાં ભાઈબેનોનો આભાર માન્યા પછી પરિષદ પૂરી થઈ હતી.



## પાટીદાર ભગિનીસમાજ પરિષદ

આ પરિષદ શ્રીમતી ભક્તિલક્ષ્મી દેસાઈના પ્રમુખપણા નીચે તા. ૨૨:૧૧:૩૮-ના સાંજના સાત વાગ્યે ઓડમાં મળી હતી, તેમાં નીચેની બેનો હાજર હતી:

| | | |
|---|---|---|
| ૧. | શ્રીમતી ભક્તિલક્ષ્મી દેસાઈ | વસો |
| ૨. | ,, દિવાળીબા નરસિંહભાઈ પટેલ | સોજીત્રા |
| ૩. | ,, કાશીબેન દાદાભાઈ અમીન | વીરસદ |
| ૪. | ,, ચંચળબેન કિશાભાઈ પટેલ | ઓડ |
| ૫. | ,, ગંગાબેન દેસાઈભાઈ ,, | ઓડ |
| ૬. | ,, મંગળાબેન મણિભાઈ દેસાઈ | સાવલી |
| ૭. | ,, શાન્તાબેન ગોરધનભાઈ પટેલ | ભાદરણ |
| ૮. | ,, કાશીબેન શિવાભાઈ ,, | ઓડ |
| ૯. | ,, ધનલક્ષ્મીબેન આદિત્યભાઈ પટેલ | થામણા |

એ પરિષદમાં નીચે પ્રમાણે ઠરાવ થયા હતા:

૬. "આ પરિષદ ઠરાવ કરે છે કે હવેથી પાટીદાર ભગિનીસમાજને પાટીદાર મંડળ સાથે મેળવી દેવો."

૨. "આ પરિષદ પાટીદાર ભગિનીસમાજનો છેલ્લાં બે વર્ષ સં. ૧૯૯૩–૯૪નો નીચે આપેલો હિસાબ મંજુર કરે છે:

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૪૩૧-૧૦-૩ | શિલક 'પાટીદાર'મંદિરમાં ઓડ પરિષદને પ્રસંગે | ૧૨૪-૧૨-૦ | બેન કમળાબેન વિઠ્ઠલભાઇ શિવાભાઇને ખાતે, સંચો મદદ તરીકે લોનથી આપ્યો તેના |
| ૧૨૩–૦–૦ | રોકડા શ્રી. ચંચળબેન કિશાભાઇ, સંચાની લોન પેટે ચૂકતે પાછા આવ્યા | ૪૬–૮–૦ | બેનોને ઓછે લવાજમે 'પાટીદાર' આપવા ખાતે ખર્ચ |
| ૧૬-૧૨-૬ | વ્યાજ બે વરસનું<br>૮-૧૨-૬ સં. ૧૯૯૩<br>૮–૦–૦ સં. ૧૯૯૪ | ૩–૮–૬ | ટપાલ ખર્ચ |
| | | ૪–૩–૦ | પ્રવાસ ખર્ચ, હા. શિવાભાઇ |
| | | ૩૯૨–૭–૩ | શિલક 'પાટીદાર'મંદિરમાં |
| ૫૭૧–૬–૯ | | ૫૭૧–૬–૯" | |

૩. "આ પરિષદ ઠરાવ કરે છે કે પાટીદાર ભગિનીસમાજ પાસે હાલમાં રૂ. ૩૯૨–૭–૩ શિલક છે, તે તથા હવેથી જે પૈસા આવે તે બધા પૈસા પાટીદાર મંડળને સોંપવા, એવી શરતે કે અત્યારે વપરાય છે તેજ રીતે તેને વાપરવા, અને પાટીદાર મંડળની કાર્યવાહક સમિતિમાં જે બેનો સભ્ય તરીકે આવે તેમની સૂચના પ્રમાણે બીજી રીતે પણ તેનો ઉપયોગ કરવો."

૪. "આ પરિષદના ઠરાવ નં. ૧ તથા ૩ પાટીદાર મંડળને મોકલવા આ પરિષદ પ્રમુખશ્રીને સત્તા આપે છે."

---*---

## જાણવાજોગ

### ૮. પ્રાથમિક શાળાઓમાં કોમીવાદનો પ્રચાર

મુંબઇ સરકાર તરફથી નીચેનું પરિપત્ર પ્રકટ થવા માટે મળ્યું છે:

"સ્થાનિક અધિકારીમંડળના નિર્બંધ હેઠળની એક પ્રાથમિક કન્યાશાળાનો મુખ્ય શિક્ષક કોમીવાદનો હાનિકારક પ્રચાર તાજેતરમાં કરતો હતો એમ સરકારની જાણમાં આવ્યું છે. કોમ કોમમાં કડવાસ ઉત્પન્ન થાય એજ માત્ર

આવા પ્રચારકાર્યનો હેતુ હોવો જોઇએ. મુખ્ય શિક્ષકની મંભાળ નીચે મૂકવામાં આવેલાં નિર્દોષ બાળકોનાં મગજમાં આની ફરેબી રીતે વિષ રેડવાના મુખ્ય શિક્ષકના પ્રયાસોને વખોડી કાઢવા માટે સખ્તમાં સખ્ત શબ્દો પણ ઓછા છે.

"આવા પ્રકારના હાનિકારક પ્રચારના કેન્દ્ર તરીકે પોતાના નિર્બંધ હેઠળની કોઇ પણ શાળાનો ઉપયોગ થાય નહિ એ જોવાની દરેક સ્થાનિક અધિકારી-મંડળની તથા તેના તાબા હેઠળની સ્કૂલબોર્ડની ફરજ છે. એટલે પોતાનાં નિર્બંધ હેઠળની શાળાઓમાં તેવું પ્રચારકામ થતું અટકાવવા માટે તથા આ કામ સારૂ કોઇ પણ શાળાનો ઉપયોગ કરવા માટે જવાબદાર શખસો ઉપર તાત્કાલિક કામ ચલાવવા માટે જરૂરી પગલાં લેવાને સઘળાં સ્થાનિક અધિકારીમંડળો તથા સ્કૂલબોર્ડોને વિનંતી કરવામાં આવે છે. જો કોઇ પણ સ્થાનિક અધિકારીમંડળ અથવા સ્કૂલબોર્ડ તેવું પ્રચારકાર્ય અટકાવવામે ચૂકશે અથવા તેવા કામ માટે જે કોઇ પણ શિક્ષક શાળાનો ઉપયોગ કરે અથવા કરવા દે તે શિક્ષકની વર્તણૂક પ્રત્યે ચસમપોશી કરશે તો તે બાબતમાં સરકાર સખ્ત રીતે કામ લેશે."

## ૯. જનતામાં અક્ષરજ્ઞાન ફેલાવવા માટે આપવામાં આવેલી ખાસ ગ્રાંટ:

મુંબઇ સરકાર તરફથી નીચેનું પરિપત્ર પ્રકટ થવા માટે મળ્યું છે:

"આ વર્ષના ફેબ્રુઆરી મહિનાની ૨૫મી તારીખે મુંબઇની લેજિસ્લેટિવ એસેમ્બ્લીમાં રજુ કરવામાં આવેલા બજેટ ઉપરના નિવેદનમાં સરકાર તરફથી હેઠળની જાહેરાત કરવામાં આવી હતી:

"'ખાનગી સંસ્થાઓ દ્વારા અપાતી પ્રાથમિક કેળવણી માટે પ્રતિ વર્ષે રૂા. ૮ લાખની વધુ રકમ ખર્ચવાનો ઇરાદો છે અને પ્રાંતમાંના કેળવણીમાં પછાત હોય તેવા પ્રદેશોને પ્રાંતમાંના કેળવણીમાં આગળ વધેલા પ્રદેશોની પંક્તિએ આણવાના ખાસ ઉદ્દેશથી તે નાણાં ખર્ચવામાં આવશે. અક્ષરજ્ઞાનની પ્રગતિની બાબતમાં, પ્રાંતના જુદા જુદા જિલ્લાઓ વચ્ચે ઘણી જ અસમાનતા છે અને સરખામણીમાં પ્રાંતમાંના જે ભાગો વધારે પછાત હોય તે ભાગોના હિત માટે આ ગ્રાંટ વપરાય તેવી સરકારની ખાહેશ છે. લોકલ બોર્ડોના શાળાઓના તેમજ ખાનગી સંસ્થાઓના શિક્ષકોને તાલીમ આપવા સારૂ આ ગ્રાંટની કેટલીક રકમ વાપરવી જોઇશે. પરંતુ સ્થાનિક પ્રયાસથી તથા ખાનગી સંસ્થાઓના પ્રયત્નોથી મંજુર કરેલી શાળાઓ સ્થપાય તેને ઉત્તેજન આપવાનું

અમારા કાર્યક્રમના આ વિભાગનું વિશિષ્ટ લક્ષણ રહેશે અને આશા રાખવામાં આવે છે કે આ ગ્રાંટનો પૂરેપૂરો લાભ ઉઠાવવા માટે પૂરતી સંખ્યામાં સ્થાનિક પ્રયાસો કરવામાં આવશે તથા ખાનગી સંસ્થાઓ જાહાર પડશે. સરકાર આશા રાખે છે કે જનતામાં કેળવણીનો પ્રચાર કરવામાં રસ લેતી ગ્રામ પંચાયતો તથા કેળવણી વિષયક સંસ્થાઓ, કાંઇક અંશે ગ્રામવાસીઓની મદદથી તથા કાંઇક અંશે આ રકમમાંની ગ્રાંટ મળશે તે ઉપરથી શાળાઓ શરૂ કરવા માટે આપમેળે જાહાર પડશે. આ યોજના કેટલેક અંશે, એક નવો અખતરો છે, પરંતુ જનતાને કેળવણી આપવા માટેના આ ક્ષેત્રમાં, પોતાની સેવા દેશને અર્પણ કરનાર, જાહેર જુસ્સાવાળા તથા આત્મભોગ આપનારા ઘણા ગૃહસ્થો છે એ અમે જાણીએ છીએ એટલે, આખા પ્રાંતમાં, જોઇતી સંખ્યામાં કેળવણીની સંસ્થાઓ શરૂ કરવા માટે આ કાર્યકરોને આ વ્યવસ્થાથી અનુકૂળતા થશે એવી અમને ખાતરી છે. આ હેતુને સાધ્ય બનાવવા માટે લોકો તરફથી સહકાર મળે તો, સરકાર આશા રાખે છે તે પ્રમાણે, ટુંક વખતમાં સંખ્યાબંધ ખાનગી શાળાઓ સ્થપાઇ જશે એટલે તેથી, અત્યારે થાય છે તેના કરતાં, વધારે કરકસરથી કેટલું કાર્યસાધક રીતે કેળવણીવિષયક કાર્ય થઇ શકે છે તે સાબિત થશે. પ્રાંતના સઘળા વિભાગોમાં આવી રીતે આપમેળે થએલા કામની કિંમત જનતામાં થએલા અક્ષરજ્ઞાનના પ્રસારના પરિણામથીજ માત્ર આંકી શકાશે નહિ. લોકોના ઉત્સાહને પરિણામે આ શાળાઓ ઊભી થશે તથા આપણા ગ્રામપ્રદેશોમાં સ્વાશ્રયની જરૂરીઆનો પ્રત્યે પ્રજા કેટલી જાગ્રત છે તે વિષે તે સૂચક બનશે. આ કાર્યક્રમમાં, પછાત વર્ગોની તથા આપણી છોકરીઓ, જે કેળવણીની બાબતમાં પછાત છે, તેની તાકીદની જરૂરીઆતોનો પૂરેપૂરો સ્વીકાર કરવામાં આવશે, એવી ઇચ્છા સરકાર ધરાવે છે.'

"૨. ઉેલા જુન મહિનામાં બહાર પડેલી છાપાંજોગી યાદીમાં, ગામડાંઓમાં લોકોમાં અક્ષરજ્ઞાન આપવા માટે જે પગલાંઓ સરકારે લેવાનું યોજ્યું છે તે વિષે પૂરેપૂરો ખુલાસો આપ્યો છે. સરકારને જણાવતાં આનંદ થાય છે કે ખાનગી પ્રાથમિક શાળાઓ સ્થાપવા માટેની તેમની અપીલના જવાબમાં, તેવી શાળાઓ સ્થાપવા માટે સ્થાનિક પ્રયાસોથી તથા સ્વાશ્રયના સિદ્ધાંત ઉપર, કેટલીક જાહેર સંસ્થાઓ તરફથી કાંઇક પ્રયત્નો થઇ રહ્યા છે. કેટલાક જિલ્લાઓમાં, દેશાભિમાની શહેરીઓએ પ્રાથમિક કેળવણીને લગની મંડળીઓ તરીકે પોતાનાં નામ અત્યાર આગમચ નોંધાવ્યાં છે અને ગ્રામવિસ્તારોમાં, જ્યાં આજ દિવસ સુધી શાળાઓ ન હતી ત્યાં, તેમણે સંખ્યાબંધ શાળાઓ ખોલી છે.

"૩. ઉપરના પેરેગ્રાફ ૨માં જણાવેલી છાપાંજોગી યાદીમાં જણાવવામાં

આવ્યું છે કે ખાનગી શખસો તથા સંસ્થાઓએ ગ્રામવિસ્તારોમાં સ્થાપેલી ખાનગી શાળાઓને, દરેકને, તેની શાળા 'માન્ય કરેલી શાળા'ની પંક્તિમાં આવી જાય એટલે તરતજ, સરકાર જે નિયમો કરશે તે નિયમો અનુસાર, ચોક્કસ ઠરાવેલી વધારેમાં વધારે રકમ સુધીની માથાદીઠ ગ્રાંટ આપવામાં આવશે. સન ૧૯૨૩ના મુંબઇના પ્રાથમિક કેળવણી બાબતના આક્ટ અન્વયે, 'મંજુર કરેલી શાળા' એટલે, જે શાળા અથવા શાળાના વિભાગમાં, પ્રાથમિક શિક્ષણ અપાતું હોય અને જે, વિદ્યમાન કાળે સ્કૂલબોર્ડ અથવા સ્કૂલબોર્ડે મંજુર કરવાની ના પાડવાથી તેના નિર્ણય ઉપર કરેલી અપીલમાં સરકારે મંજુર કરેલ હોય તે શાળા. સરકાર સમજે છે કે આ ખાનગી શાળાઓને, શરૂઆતમાં, પ્રાથમિક કેળવણી બાબતના નિયમોના ઠરાવો પાળવાનું કુદરતી રીતે મુશ્કેલ થઇ પડે અને તેથી સ્કૂલબોર્ડોને તેવી શાળાઓ મંજુર કરવાનું મુશ્કેલીભર્યું થઇ પડે. વળી એવો પણ સંભવ છે કે, સ્કૂલબોર્ડોએ ચાલુ વર્ષના બજેટમાં આવી ખાનગી શાળાઓને મોટા પ્રમાણમાં મદદ કરવાની કાંઇ પણ જોગવાઇ કરી નહિ હોવાથી વિદ્યમાન સ્કૂલબોર્ડો તેમજ આવતા સપ્ટેમ્બર અથવા અક્ટોબર મહિનામાં હોદ્દા ઉપર આવે તે નવી સ્કૂલબોર્ડો, નવું હિસાબી વર્ષ શરૂ થાય ત્યાં સુધી, આ શાળાઓને મંજુર કરવા સંબંધીના પ્રશ્નને મુલતવી રાખે. સરકારને ખાત્રી થઇ છે, કે ખાનગી શાળાઓ જ્યાં સુધી 'મંજુર કરેલી શાળાઓ'ની પંક્તિમાં ન મુકાય ત્યાં સુધી તે શાળાઓને સરકારી ગ્રાંટ મળી શકે નહિ એ શરત આકરી છે, તથા સરકારની દૃષ્ટિમાં ખાનગી શાળાઓની પ્રગતિ જલદી સાધવાનો જે ઉદ્દેશ છે તે ઉદ્દેશ તેથી માર્યો જવા સંભવ છે. તેટલા માટે, આ શરત ઢીલી કરવાની જરૂર છે અને એ દૃષ્ટિથી સરકારે એવો નિર્ણય કર્યો છે કે શરૂઆતમાં આ ખાનગી શાળાઓ ઉપર સ્કૂલબોર્ડો પાસે માન્ય કરાવવાની તથા મંજુર કરાવવાની તેમને ફરજ નાખવી નહિ અને તેઓ સ્થપાયાના પહેલા વર્ષમાં, પ્રાથમિક કેળવણીની બાબતના નિયમો ઉપર લક્ષ આપ્યા સિવાય સરકાર તરફથી સીધી ગ્રાંટ-ઇન-એઇડ આ શાળાઓને આપવી. પરંતુ, તેઓ સારૂં કામ કરે છે તથા આ શાળાઓનો વહીવટ ખંતીલા તથા ભરોસાદાર શહેરીઓના હસ્તક છે તે બાબતની તે વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને ખાતરી થવી જોઇએ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરો તેમને જે રકમો વાપરવા માટે આપવામાં આવે તે રકમની અંદર આ ગ્રાંટો મંજુર કરશે.

"૪. ઉપરના ૧લા પેરેગ્રાફમાં ઉલ્લેખ કરેલા બજેટને લગતા નવેદનમાં જણાવેલી આઠ લાખ રૂપિયાની રકમમાંથી ચાર લાખ રૂપિયાની રકમ ડિરેક્ટર

ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશનને સોંપવામાં આવશે અને ઉપરના ૧લા પેરેગ્રાફમાં જણાવેલા નિવેદનમાં સમજાવેલો ગ્રાન્ટ આપવાનો હેતુ સૌથી વધારે સફળતાથી સાધી શકાય એવા પ્રમાણમાં ડિરેકટર ઑફ ઇન્સ્ટ્રકશન તે રકમ જુદા જુદા જિલ્લાઓ વચ્ચે વહેચી આપશે. આ ગ્રાંટ આપવાનો મુખ્ય ઉદ્દેશ એ રહેશે કે બીજા વિસ્તારોની સરખામણીમાં જે વિસ્તારો કેળવણીની બાબતમાં પછાત છે તે વિસ્તારોમાં કેળવણી માટેની સગવડો કરી આપવી. દાખલા તરીકે, જે જિલ્લાઓમાં રહેતા લોકોમાં અક્ષરજ્ઞાનનો ફેલાવો ઘણો ઓછો હોય અથવા જેમાં દેશ્ય જાતિઓ જેવી જાતિઓ મોટી સંખ્યામાં રહેતી હોય તે જિલ્લાઓ ઉપર વધારે ધ્યાન આપવામાં આવશે તથા તેમને વધારે ઉદાર ધોરણે ગ્રાંટ આપવામાં આવશે. બીજા જિલ્લાઓ કરતાં સરખામણીમાં જે વધારે પછાત હોય તે જિલ્લાઓને મોટી રકમોની ગ્રાંટ આપવામાં આવશે, અને જે વિસ્તારોમાં શિક્ષણના લાભની કદર વધારે સારી કરવામાં આવતી હોય તે વિસ્તારોમાં આપવામાં આવતી ગ્રાંટોના ધોરણ કરતાં, જ્યાં ભીલ, ખિરાડ અને બીજી પછાત જાતોની મુખ્ય વસતિ હોય તે વિસ્તારોમાંની શાળાઓ માટે, વધારે ઉદાર ધોરણે ગ્રાંટો આપવામાં આવશે. એક શિક્ષકથી ચલાવવામાં આવતી શાળાને દર વર્ષે કુલ ૨૦૦ રૂપિયા કરતાં વધારે રકમની ગ્રાંટ આપવામાં આવશે નહિ.

"૫. ઉપર જણાવેલા સિદ્ધાંતો ઉપરાંત, પ્રત્યેક શાળા માટે અથવા એસોસિયેશન માટે ગ્રાંટ મંજુર કરવામાં એજ્યુકેશનલ ઇન્સ્પેકટરોએ અનુસરવા માટે હેઠળના નિયમો કર્યા છે:

"(૧) શાળા નોંધાવવા માટે જિલ્લાના સરકારના સિનિયર ઇન્સ્પેકિંટગ ઑફિસર મારફત વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરને (આ પ્રેસનોટ સાથે જોડેલી નકલ પ્રમાણેના) ઠરાવેલા નમુના મુજબ અરજી કરવી જોઇએ.

"(૨) પછી, ખાતાના ઇન્સ્પેકિંટગ ઑફિસરે તે શાળાની તપાસણી કરવી અને પોતાની તપાસણીનો રિપોર્ટ તથા મદદ માટે આપવાની ગ્રાંટ માટેની પોતાની ભલામણો તે ઑફિસરે એજ્યુકેશનલ ઇન્સ્પેકટરને લખી મોકલવી.

"(૩) શાળાનો વહીવટ લાયક માણસોની (બનેલી) મંડળીના હાથમાં છે એવી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરને ખાત્રી થાય તો તેણે હેઠળની શરતોએ, જે વર્ષમાં તે શાળા સ્થાપવામાં આવી હોય તે વર્ષ માટે, ગ્રાંટ આપવા સારૂ તે શાળાની નોંધણી કરવી:

"(ક) કોઇ પણ જાતનો ભેદભાવ રાખ્યા વગર, સમાનતાને ધોરણે તે શાળા સઘળી કોમોના લોકો માટે ખુલ્લી રહેશે.

"(ખ) શિક્ષણનું ધોરણ લગભગ, સ્કૂલબોર્ડોએ માન્ય રાખેલી 'બ' વર્ગની શાળાઓ જેવું જ હોવું જોઇએ. એજ્યુકેશનલ ઇન્સ્પેકટરને તે અભ્યાસક્રમમાં ફેરફાર કરવા દેવાનો અધિકાર છે.

"(ગ) નોકરીમાં રાખેલા શિક્ષકો લાયકાત ધરાવનાર હોવા જોઇએ. પરંતુ, ખાસ સંજોગોમાં, સરકારને લાયકાત ધરાવતા ન હોય તેવા શખસોને નોકરીમાં રાખવાની રજા આપવાનો અધિકાર છે.

"(ઘ) હેઠળ જણાવેલાં રજીસ્ટરો રાખવાં જોઇએ:

"(અ) સામાન્ય રજિસ્ટર. (બ) વિદ્યાર્થીઓની દરરોજની હાજરીનું રજિસ્ટર. (ક) માસિક પગાર-પત્રક. (ડ) ટાઇમ-ટેબલ (સમય-પત્રક). (ઇ) ઉમરના દાખલાઓ તથા શાળા છોડી દીધાના દાખલાઓની ફાઇલ. (ફ) વિઝિટરો માટેની ચોપડી. (ગ) આવક ને ખરચના હિસાબ. (હ) વિદ્યાર્થીઓની પરીક્ષા અને પ્રમોશન(ઉપરના વર્ગમાં ચઢાવ્યા બાબત)ની નોંધ. (આઇ) ફી, રજિસ્ટર વગેરે જેવાં, ખાસ પ્રસંગોએ જે દફતરો અને રજિસ્ટરોની જરૂર જણાય તે, દફતરો અને રજિસ્ટરો.

"(ङ) વહીવટ કરનાર શખસોએ (શાળાને) મંજુર કરવા માટે સંબંધ ધરાવતા સ્કૂલબોર્ડને અરજી કરવી.

"(૪) શાળા સ્થપાયાના પહેલા વર્ષમાં સાહિત્ય સરંજામ માટે અને તે ચાલુ સ્થિતિમાં રાખવા માટે હેઠળને દરે ગ્રાંટ આપવામાં આવશે, પણ તે ગ્રાંટ પ્રતિવર્ષ આપવામાં આવશે નહિ:

"(અ) શાળા નિભાવવા માટે દરેક વિદ્યાર્થી દીઠ ૪ રૂપિયા લેખે ગ્રાંટ આપવામાં આવશે અને છોકરીઓ અને પછાત વર્ગનાં બાળકોની બાબતમાં તે ગ્રાંટ ૭ રૂપિયા સુધી વધારી શકાશે. પણ શાળામાં નિદાન ૨૦ વિદ્યાર્થીઓ ભણતા હોવા જોઇએ. (બ) જો નોકરીમાં રાખેલ શિક્ષક ટ્રેઇન્ડ (તાલીમ લીધેલો) શિક્ષક હશે તો ૨૫ રૂપિયાની વધારાની ગ્રાંટ (પણ) આપવામાં આવશે. (ક) દરેક શાળા દીઠ ૩૫ રૂપિયાથી વધારે ન હોય એવી સાહિત્ય સરંજામ માટેની ગ્રાંટ આપવામાં આવશે. (ડ) એક વર્ષમાં કોઇ પણ એક શાળાને ૨૦૦ રૂપિયા કરતાં વધારે રકમની ગ્રાંટ આપવામાં આવશે નહિ.

"(૫) હાલમાં જે ગામોમાં શાળાઓ ન હોય તે ગામોમાં સ્થાપવામાં આવેલી શાળાઓને વધુ પસંદગી આપવામાં આવશે.

"(૬) (લખવા માટેના) કાળા પાટિયા સારૂ, છોકરાઓને બેસવા માટે ચટાઇઓ સારૂ, ચોપડીઓ સારૂ, નકશાઓ સારૂ, ચિત્રો સારૂ, પત્થર-પાટીઓ

સારૂ અને શીખવવા માટેનાં સાધારણ સાહિત્યો સારૂ સાહિત્ય સરંજામ માટેની ગ્રાંટ આપવામાં આવશે.

"(૭) આ શાળાઓને આપવાની ગ્રાંટો ઉપરાંત, કોઇ સ્થાનિક અધિકારી-મંડળે અત્યાર આગમચ માન્ય રાખેલી શાળાને ૩૫ રૂપિયાથી વધારે ન હોય તેવી સાહિત્ય સરંજામ માટેની ગ્રાંટ મંજુર કરી આપવાનો એજ્યુકેશનલ ઇન્સ્પેકટરને અધિકાર છે.

**"પ્રેસ-નોટના પેરેગ્રાફ ૫ના નિયમ ૧માં ઉલ્લેખ કરેલી પ્રાથમિક શાળાઓ નોંધાવવા માટે કરવાની અરજીનો નમુનો:**

"(૧) લત્તો, (૨) માલિકનું, સોસાયટી અથવા નિર્બંધ રાખનારા મંડળનું નામ, (૩) શાળા કઇ તારીખે સ્થાપવામાં આવી તે, (૪) દરેક ધોરણમાં કેટલા વિદ્યાર્થીઓ શીખે છે તેની સંખ્યા: પછાત વર્ગોના વિદ્યાર્થીઓ–છોકરા, છોકરીઓ; બીજા વર્ગોના વિદ્યાર્થીઓ–છોકરા, છોકરીઓ; એકંદર કુલ સંખ્યા, (૫) હેડ માસ્તરનું અને મદદનીશ શિક્ષકોનાં નામ, ઉમર, લાયકાત, અને ખાતાના કોઇ દાખલા હોય તો તે, (૬) શિક્ષકોને કાંઇ બીજું કામ સોંપવામાં આવતું હોય તો તે, (૭) ફીના દર, (૮) કેળવણી ખાતા સાથે પત્રવ્યવહાર કરવા માટે જવાબદાર હોય તે સેક્રેટરી અથવા પત્રવ્યવહાર કરનારનું નામ તથા ટપાલનું સરનામું, (૯) સામાન્ય શેરો."

---

## ગ્રંથપરિચય

**૨૩. નૂતન બાળપોથી:** લેખક તથા પ્રકાશક–શંકરભાઇ સોમાભાઇ પટેલ, ભાષાવિશારદ (ગુ. વિ.), મોણ્ટીસોરી અધ્યાપક, પુરુષ અધ્યાપન પાઠશાળા, વડોદરા; પૃષ્ઠ ૪૪, કેટલાંક ચિત્રો, કિંમત ત્રણ આના. મોણ્ટેસોરી શિક્ષણપદ્ધતિનો ઘોંઘાટ શરૂ થયો ત્યાર પછી બાળકો માટે શિક્ષણનું અને વાચનનું સાહિત્ય ઠીક ઠીક બહાર પડવા માંડ્યું. પણ એમાં વિવેક, વિચાર કે શાસ્ત્રીયતા જળવાયાં નથી. દુઃખની વાત છે, કે આપણા વિદ્વાનો–લેખકો શિક્ષણસાહિત્ય લખતા નથી. લખે છે, તેઓ શિક્ષણશાસ્ત્રથી દૂર હોય છે. વસ્તુસ્થિતિ એ થઇ છે, કે અધકચરા માણસો બાળશિક્ષણના અને બાળ-વાચનના સાહિત્યકારો બની ગયા છે. આ બાળપોથી અક્ષરજ્ઞાનના એક વિશિષ્ટ દૃષ્ટિકોણને અનુસરીને લખાઇ હોય એવું લાગે છે, એટલે જેનું સ્વરૂપ મળતું તેવા અક્ષરોનો ક્રમ સાથે લીધો છે, પણ પાઠમાં એ ક્રમ

જાળવી શકાયો નથી, કારણ કે તેથી શબ્દો બનાવવામાં કઠિનાઇ પડી. એમ થાય તો પછી એ શાસ્ત્રીયતાનો ક્રમ ક્યાં સચવાયો? બારાક્ષરી અલગ નહિ શીખવતાં સાથેજ લીધી છે, એટલે બાળકોને બારાક્ષરી ન ગોખવી પડે અને મહેનત પડે નહિ. મૂળ મુદ્દો એ તરી આવે છે, કે બાળક સહેલાઇથી અક્ષરો વાંચતાં શીખી જાય. માનસશાસ્ત્રનું નામ હમણાં બહુ સહેલું થઇ ગયું છે. માનસશાસ્ત્ર એટલે શું, એ પૂછીએ તો કોઇ જવાબ આપી શકે નહિ. સહેલું શું અને અઘરૂં શું, એનો કાયદો માનસશાસ્ત્રીઓ કદી ઉકેલી શકે નહિ. કોઇને એક વસ્તુ સહેલી છે, બીજાને તે અઘરી છે. આ દૃષ્ટિ સ્વીકારવામાં આવે તો દરેક બાળક દીઠ જુદીજ બાળપોથી હોવી જોઇએ. અહીં માનસશાસ્ત્ર (માનસશાસ્ત્ર એ શબ્દજ ખોટો છે. એવું કોઇ શાસ્ત્ર હોઇજ ન શકે.) કહે છે, કે બાળવર્ગમાં શિક્ષકે જાતે તૈયાર કરેલી ૫૦, ૬૦ બાળપોથીઓ હોય, તે પદ્ધતિનાં બોર્ડ હોય; તેમાંથી જે બાળક જેને પકડી લે તે વડે તેને મૂળાક્ષર શિખવવા. એકજ પદ્ધતિની બાળપોથી બધાં બાળકો માટે યોગ્ય શી રીતે ગણવી, એ આ માનસશાસ્ત્રનું નામ લેઇને બાળપોથીઓ લખનારા કેમ નહિ સમજતા હોય? સાચું તો એ છે, કે આપણે ત્યાં સમૂહશિક્ષણની પદ્ધતિ છે અને રહેવાની છે. તેમાં બાળકો સહેલાઇથી એક સાથે બેસીને કેવી રીતે અભ્યાસ કરી શકે, એજ શોધી કાઢી તે ક્રમથી સાહિત્ય યોજવું, એજ અત્યારે તો માનસશાસ્ત્રની દૃષ્ટિવાળું સાહિત્ય ગણાય. આ બાળપોથી સરસ છે. બાળકોને વ્યક્તિશિક્ષણની પદ્ધતિથી શીખવવું હોય તો ઉપયોગી થઇ પડે તેમ છે. આવા પ્રયત્નો જેટલા થાય તેટલા ઓછા છે. લેખકે શબ્દોમાં 'મંદિર' અને 'રામ'ની જૂની ધરેડ છોડી હોત તો વધારે ઠીક હતું.

જીવરામ જોષી

૨૯. ત્યાગમૂર્તિ અને બીજા લેખો: પૃષ્ઠ ૧૦+૪૨૯. કિંમત બાર આના. હિંદુ વિધવાનાં દુઃખ જોઇને મહાત્માજીનું હૃદય રડી ઉઠ્યું છે અને 'હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઇ નાખ્યા છે,' એ વાક્યથી શરૂ કરીને એમણે હિંદુ વિધવાની સ્થિતિનાં આબેહુબ ચિત્રો ચીતરવા અનેક લેખ લખ્યા છે. વિધવાએ આ હિંદુ સમાજમાં સર્વ સુખનો ત્યાગ કરવો પડ્યો છે, માટેજ મહાત્માજીએ એને 'ત્યાગમૂર્તિ' કહી છે. 'વૈધવ્ય અને વિધવાવિવાહ' ઉપરાંત 'બાળલગ્ન અને કજોડાંના પ્રશ્નો,' 'લગ્નવિષયક પ્રશ્નો' 'સ્ત્રીવિષયક પ્રશ્નો' અને 'કૌટુંબિક જીવનના પ્રશ્નો' ઉપર ગાંધીજીએ લખેલા સામાજિક લેખોનો પણ આ પુસ્તકમાં સંગ્રહ કરેલો છે. આ પુસ્તકની આ ચોથી આવૃત્તિમાં "સરવાળે ગઇ આવૃત્તિ

કરતાં આ વેળા લગભગ ૧૦૦ પાન વધે છે, અને તેનું કદ જોઇ પૂરું પણ પાકું કરવામાં આવ્યું છે. પરિણામે કિંમતમાં વધારો કરવાની જરૂર પડી છે." આપણી સામાજિક સુધારણા અને ખાસ કરીને નારીસમાજની ઉન્નતિ ઇચ્છનાર સૌ ભાઇબેનોએ આ પુસ્તક જરૂર વાંચવું ઘટે, પણ સાથેજ ગાંધીજીએ 'અભ્યાસી પ્રત્યે' કરેલી સૂચના ભૂલવી ન ઘટે, કે "મને સર્વ કાળે એકરૂપજ દેખાવાની કશી પરવા નથી. સત્યની મારી શોધમાં મેં ઘણા વિચારોનો ત્યાગ કર્યો છે ને ઘણી નવી વસ્તુઓ શીખ્યો છું. . . . મને એકજ વસ્તુની પડી છે, ને તે પ્રતિક્ષણ સત્યનારાયણની વાણીને અનુસરવાની મારી તત્પરતા છે. અને તેથી કોઇને મારાં બે લખાણોમાં વિરોધ જેવું જણાય ત્યારે, જો તેને મારા ડહાપણ વિષે શ્રદ્ધા હોય તો, એકજ વિષયનાં બે લખાણોમાંથી પાછલાને પ્રમાણભૂત માને."

**૨૫. નીતિનાશને માર્ગે:** પૃષ્ઠ ૧૫૩, કિંમત ચાર આના. લગ્નજીવનમાં જગતની તેમજ આપણી ભાવના કેવી ભ્રષ્ટ થઇ પડી છે, કામલોલુપતાને અને તેથી નીતિનાશને માર્ગે કેમ આપણે ધસ્યે જઇએ છીએ, તેનું યથાસ્થિત ચિત્ર આ ગ્રંથમાં ગાંધીજીએ આપ્યું છે અને તે માર્ગેથી પાછા વળી લગ્નને કલ્યાણમાર્ગે કેવી રીતે આપણે પળવું જોઇએ તેના ઉપાયો પણ આપણને દેખાડયા છે. આ કલ્યાણગ્રંથની આ છઠ્ઠી આવૃત્તિ છે. આપણે સૌએ—ખાસ કરીને યુવાન સ્ત્રીપુરુષોએ—આ ગ્રંથ વાંચવો જોઇએ, એટલુંજ નહિ, તેમાં બતાવેલે માર્ગે આપણે પળવુંજ જોઇએ, નહિ તો આપણો નીતિનાશજ છે.

ઉપરનાં બે પુસ્તકોના લેખક—મોહનદાસ કરમચંદ ગાંધી.

**૨૫ અપંગની પ્રતિભા:** અંગ્રેજીમાંથી અનુવાદક—મગનભાઇ પ્રભુદાસ દેસાઇ; પૃષ્ઠ ૩૬+૨૦૪, એક છબિ, કિંમત બાર આના. બે વર્ષના અરસામાં આ પુસ્તકની બીજી આવૃત્તિ નીકળે છે એજ એની લોકપ્રિયતા સાબિત કરે છે. પહેલી આવૃત્તિના પુસ્તકનો પરિચય સં. ૧૯૯૨ના આસોના 'પાટીદાર'માં આ પ્રમાણે આપ્યો હતો: "આંધળી, બહેરી ને તેથીજ મૂગી એક અમેરિકન બાલા હેલન કેલરે લખેલી આત્મકથાનો આ અનુવાદ છે. આંધળાં, બહેરાં ને મૂગાંનું જીવન કેટલું અંધકારમય અને દયામણું હોય છે એની તો સાચી કલ્પના પણ આવવી કઠણ છે. પણ એવાંનેય જ્ઞાન આપી એ અંધકારનો થોડો પણ અંશ ઓછો કરી શકાય તો તેના જીવનમાંય પ્રકાશ ને આનંદ આપી શકાય એ આ આત્મકથાથી સ્પષ્ટ રીતે જાણી શકાય છે. અને પોતાના અનુભવથી એ બાલા હેલન કેલર પોતેજ લખે છે કે "અંધારારૂપી રાતના પણ ચમત્કાર હોય છે. પ્રકાશહીન અંધારૂં એકજ છે અને તે અજ્ઞાન- તથા જડતા-રૂપી

રાતનું." આવાં અપંગને જ્ઞાન આપવાની શક્તિ આજે યુરોપ અમેરિકાએ પ્રાપ્ત કરી છે. સ્વરાજ્યનું સુખ પ્રાપ્ત કરવું ને માણવું હશે તો આપણે પણ એ શક્તિ પ્રાપ્ત કરવી જ જોઇશે. આપણા દેશમાં આંધળાં-બહેરાંની શાળાઓ છે, પણ તેને અનેક અંશે ઉન્નત કરવી જોઇશે, તો જ આપણે એ અપંગોની કંઇક સેવા સારી રીતે કરી શકીશું. આ પુસ્તક એ દિશામાં આપણી આંખ ઉઘાડે છે." આંધળી અને બહેરી હેલન કેલરે પોતે આ પુસ્તકમાં 'જોતી,' 'સાંભળતી,' એવા શબ્દપ્રયોગ શી રીતે કર્યા હશે એવી શંકા તે પરિચયમાં મેં કરેલી, તેનો સંતોષજનક ખુલાસો આ આવૃત્તિના નિવેદનમાં ભાઇ મગનભાઇએ કર્યો છે. "પુસ્તકની ગુજરાતી ભાષા સરળ છે, છતાંયે કોઇ કોઇ જગ્યાએ ખૂંચે તેવી વાક્યરચના છે, કોઇ સ્થળે અંગ્રેજી વાક્યરચનાનું જ અવલંબન છે." તે પરિચયમાં મેં જે જોડણીની ભૂલો બતાવી હતી, તેમાંથી જેની ભાઇ મગનભાઇને ખાત્રી થઇ હશે તે આ આવૃત્તિમાં સુધારી લીધી છે. "ગમે તેમ પણ આ પુસ્તક સાહિત્યમાં ખૂબ સુંદર ઉમેરો કરે છે અને દરેકે દરેક માણસે—ખાસ કરીને સમાજસેવકે તો—અતિ સેવાભાવે વાંચવું ઘટે છે, બને તો પોતાની પાસે રાખવું પણ ઘટે છે."

ઉપરનાં ત્રણ પુસ્તકના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

---

## પ્રસંગકથા

**'પાટીદાર' માસિક**

વડોદરામાં નવા સ્થપાએલા પાટીદાર કેળવણી મંડળ તરફથી યોજનાર પાટીદાર છાત્રાલય વિરુદ્ધ મેં મારો અભિપ્રાય કાર્તકના અંકમાં વ્યક્ત કરેલો, તે ઉપરથી ખિજાઇને એક ભાઇએ મને પત્ર લખ્યો છે. તેમાં તેમણે જણાવ્યું છે કે "પાટીદાર માસિકમાં—કુળવાનો, ભણેલા, પુરૂષો, જુના રિવાજ મુજબ ખર્ચ કરનારા—આવા બધા વર્ગો સામે કડવી ટીકાઓ લખ્યા સિવાય તમે બીજું કોઇ રચનાત્મક કાર્ય કરતા હો એમ જણાતું નથી." જાણે એ મોટા મનાતા લોક વિરુદ્ધ, તેમણે તુચ્છકારી કાઢેલા નાના મનાતા લોક ઉપર કરેલા અન્યાય માટે, ટીકા કરીને નરકમાં પડવા જેવું પાપ હું કરી નાખતો હોઉં એમ એ કાગળ લખનાર મોટા લોકમાંના એ ભાઇને લાગી ગયું હોય! પણ એ અને એમના માનસના સૌ લોક જાણી લે કે એથી મને નરક મળવાનું હોય તો કાલે મળતું હોય તો આજેજ મળો! એ મોટા લોકના સ્વર્ગ કરતાં નાના લોક સાથે એમના નરકમાં મને વધારે સુખસંતોષ છે!

### ‘પાટીદાર’ની ટીકા વિષે એ ભાઇનો વિરોધ

એ કાગળમાં લખેલી એવી અસંબદ્ધ વાતો છોડીને હવે એમના મુખ્ય મુદ્દા ઉપર આવું: એ ભાઇ પૂછે છે કે “ ‘પાટીદાર કેળવણી મંડળ’ સ્થપાય તેમાં તમે દેશદ્રોહ ક્યાં જોયો?” ક્રોધના આવેશમાં એ ભાઇ મારી પ્રસંગકથા સાચી રીતે વાંચી શક્યા જ નથી. મેં એ પ્રસંગકથાની શરૂઆતમાં જ લખ્યું છે: “દરેક જ્ઞાતિએ પોતાનાં દૂષણો ટાળી ભૂષણો પોષી, દેશની સમસ્ત પ્રજાને સબળ બનાવવી એ સૌનો, તેમજ પાટીદારોનો પણ, ધર્મ છે. એટલા માટે પાટીદારો પોતાના વિદ્યાર્થીઓના હિતાર્થે મંડળ સ્થાપે અને તેમને અનેક રીતે મદદ કરે એ ઇષ્ટજ છે.” મારો વિરોધ તો એ હતો અને છે કે “આજે દેશની સમસ્ત જ્ઞાતિઓ ઓગળી જઇને એક જાતિરૂપે બંધાય છે તેવે પ્રસંગે વિદ્યાર્થી જેવા યુવકધનને સમસ્ત વિદ્યાર્થીસમાજથી વિચ્છિન્ન કરી નાખવું ને તેમને માટે અલગ છાત્રાલય સ્થાપવું એ સ્પષ્ટ રીતે દેશદ્રોહ છે.” એ પત્રલેખક ફરી ધ્યાનપૂર્વક એ આખી પ્રસંગકથા વાંચે.

### ‘પાટીદાર’ પત્ર અને સંસ્થાઓ શા માટે?

છતાંયે એ પત્રલેખક પૂછે છે કે ‘પાટીદાર કેળવણી મંડળ’ સ્થપાય તેમાં તમે દેશદ્રોહ જોતા હો “તો ‘પાટીદાર’ માસિક, ‘પાટીદાર પરીષદ’ ‘પાટીદાર ભગિની સમાજની પરીષદ’ વિ. ચલાવવામાં દેશદ્રોહ નથી?” મારો સ્પષ્ટ ઉત્તર છે કે ના, નથીજ. આ માસિક પત્ર કે એ પરિષદો જ્ઞાતિને દેશસમાજથી વિચ્છિન્ન નથીજ કરતાં. આ માસિક શરૂ થયું તેજ દિવસે એણે પોતાની નીતિ સ્પષ્ટ રીતે આમ જાહેર કરી હતી: “આપણા હિંદુસમાજના જ્ઞાતિભેદ આપણને અંધારા વાડામાં પૂરી રાખે છે, એ જ્યાં સુધી આપણામાં અજ્ઞાન છે ત્યાં સુધી નહિ સમજાય. સમજાયે વાડાની દિવાલો તોડવાના પ્રયત્ન થશે, પણ એ દિવાલો એટલી જડ છે કે તોડવા જતાં પણ અનેક આઘાતો કરવા જોઇશે અને પ્રત્યાઘાતો ખમવા જોઇશે. આ વિપ્લવપ્રણાલીએ સફળ થનારને પણ હું તો અભિનંદન આપું. પણ આપણી નાતો વાડાની દીવાલો કરતાં વધીને ઊંચે જાય, ઉન્નત થાય તો ભાઇ ભાઇના હાથ પકડી શકે, હૃદય હૃદયને ભેટી શકે. એટલે ઊંચે જવાના બધી નાતોએ ··· અનેક પ્રયત્ન કરવા પડશે; જ્ઞાતિનાં પત્રો પણ આ પ્રકારનો એક વિકાસપ્રણાલીએ પ્રયત્નજ છે. આ પત્રનો હેતુ એ પણ છે: પાટીદાર ઉન્નત થાય, હાલ પડી ગએલા બધા ગોળ મિત્રભાવે એક થાય અને પોતાની, હિંદુસમાજની અને માનવસમાજની સેવામાં ભાગ લેઇ પોતાના અધિકારનું ઊંચું સ્થાન પ્રાપ્ત કરે” (‘પાટીદાર,’ વર્ષ ૧, અંક ૧,

પૃષ્ઠ ૩). અને હજીયે 'પાટીદાર' દર વર્ષને પ્રથમ અંકે મુખપૃષ્ઠ ઉપર એ હેતુનું સ્મરણ કરે છે. આ અંકમાં પાટીદાર મંડળની પરિષદના ઠરાવો છાપ્યા છે. તેમાંનો એક પણ ઠરાવ એવો નથી જે દેશસમાજથી પાટીદાર જ્ઞાતિને વિચ્છિન્ન કરતો હોય. આટલી બધી સ્પષ્ટતા છતાં એ પત્રલેખકને 'પાટીદાર' માસિક, 'પાટીદાર પરિષદ,' 'પાટીદાર ભગિનીસમાજની પરિષદ' વગેરે ચલાવવામાં દેશદ્રોહ નથી પણ દેશસેવા જ છે, એવી જો ખાતરી થતી ન હોય તો બ્રહ્મા પણ તેમને એવી ખાતરી કરાવી શકે એમ નથી એમ જ માનવું રહ્યું!

### ઓડમાં પાટીદાર મંડળની પરિષદ

માગશર સુદી ૧–૨ના દિવસોએ પાટીદાર મંડળની પરિષદ ભરાઇ ને સફળ થઇ. ન સમજાય એવે કારણે ઓડમાં અમુક ભાઇઓએ, પરિષદ ઓડમાં ભરાય તે સામે વિરોધ કર્યો, વિઘ્નો નાખ્યાં. પણ એ સૌ વિરોધને ને વિઘ્નોને ત્યાંના યુવકોએ શૌર્યથી ઝીલી બાળી નાખ્યાં ને સાબિત કરી દીધું, જે આ નવયુગ વૃદ્ધોનો નહિ પણ યુવકોનો છે. મંડપ વગેરે સ્વાગતની યોજના ને વ્યવસ્થા એ ઘડી આંખ ઠરે એવી સુંદર હતી. મંડળના મંત્રી ભાઇ શિવાભાઇના નિવેદનમાં (પૃષ્ઠ ૧૦૨) એક વાત ખૂબ આકર્ષક હતી અને તે એ કે મંડળના સહમંત્રી ભાઇ વેણીભાઇએ બાળલગ્નો અટકાવવા કેવો શ્રમ ઉઠાવ્યો છે અને કેટલાં બાળલગ્નો અટકાવ્યાં છે. સ્વાગતસમિતિના પ્રમુખ ભાઇ જશભાઇનું ભાષણ (પૃષ્ઠ ૧૧૧) અને પરિષદના પ્રમુખ–એક રીતે તો સમસ્ત જ્ઞાતિનાયે પ્રમુખ–ભાઇ દાદુભાઇનું ભાષણ (પૃષ્ઠ ૧૧૭), એ બંનેમાં જ્ઞાતિની અને દેશની સ્થિતિનું અને પોતાની ઉદાર ભાવનાનું સમર્થ દિગ્દર્શન પ્રકટ થાય છે, કયે માર્ગે મંડળે પ્રયાણ કરવું એનું દિશાસૂચન પણ મળે છે. પરિષદના ઠરાવો પણ જ્ઞાતિને ઉદારભાવે ઉન્નત થવા પ્રેરે છે.

### હડહડતું જુઠાણું

"નડીઆદ તાલુકામાં આવેલા એક સ્થળેથી એક પાટીદાર ભાઇએ એના નામઠામ સાથે અમને નીચેની હકીકત પ્રસિદ્ધ કરવા અરજ ગુજારી છે. રૂઢિચુસ્તોના ખોફનો એ વધુ ભોગ ન બને એ માટે એનાં નામઠામ અમે કાઢી નાખ્યાં છે. લાગતા વળગતાઓ આ હકીકત પર લક્ષ લે એમ ઇચ્છીએ." એવી 'સંદેશ' પત્રના તંત્રીએ નોંધ કરીને પોતાના પત્રમાં નીચેનું ચર્ચાપત્ર છાપ્યું છે: "હું ... પટેલ લખી જણાવું છું, કે ઓડ ભરાએલી પાટીદાર પરિષદ જોવા માટે હું ત્યાં ગયો હતો. તે ગામમાં પરિષદ ભરવા સામે અડધા ગામનો વિરોધ હતો અને તે પરિષદમાં એક ભાઇએ પાટીદાર જ્ઞાતિના ગોળ

નોડવા માટે ઠરાવ મૂકયો અને મને પરાણે શરમાવીને ઠરાવને ટેકો આપવા માટે કહ્યું. મેં શરમને લીધે મોટા માણસને ના ન પાડી શકવાથી ઠરાવને ટેકો આપ્યો, ઉને લીધે ગોડના કોઇ શક્તિશાળી માણસે મારી બેન (ઉમર વર્ષ ૧૮)નો વિવાહ બાંધણી કર્યો હતો તે તોડાવ્યો. હવે તેનો વિવાહ અમારા ગોળમાં કોઇ કરતું નથી. બહારનાં ગામોમાં વિવાહ માટે પરઠણ માગે છે. હું માતાપિતા વગરનો ૧૬ વર્ષનો યુવાન છું. પરિષદમાં ટેકો આપવા કહેનાર પાસે ગયો, પરંતુ તેમણે તે બાબતમાં કાંઇ કરવાની ના પાડી છે. તો હું પરિષદ ભરનારાઓને વિનંતી કરું છું કે હવે જો પરિષદ ભરો તો પાટીદારોના દરેકે દરેક ગામોના તેમજ કુટુંબોના પ્રતિનિધિઓ બોલાવીને જ પરિષદ ભરવી અને ઠરાવો કરવા, જેથી મારા જેવી સ્થિતિ કોઇની ન થાય. મારી બેન ઘણી જ દુઃખી છે, કારણ કે તેના વિવાહ માટે મને ચિંતા થાય છે અને દુઃખ થાય છે. આ માત્ર લખાણ નથી, મારી અંતરની આગ છે. કોઇ લક્ષ પર લેશો?" ચર્ચાપત્રીનું ઉપરનું લખાણ માત્ર લખાણ નથી, હડહડતું જુઠાણું છે! ગોળનાં બંધન નોડવા વિષેનો ઠરાવ ૩ પરિષદમાં ભાઇ રાવજીભાઇ નાથાભાઇ પટેલે મૂકેલો ને તેને ટેકો ભાઇ દાદાભાઇ પુરુષોત્તમદાસ અમીને આપેલો (પૃષ્ઠ ૧૨૪); બીજા કોઇએ કે ચર્ચાપત્રી જણાવે છે તેમ કોઇ ૧૬ વર્ષના યુવકે નહિજ આપેલો, એ વાત પરિષદમાં બેસનાર સૌ જણ જાણે છેજ. પોતાની વાત સાબિત કરવા માટે એ યુવક પોતાને સાચે નામે પ્રકટ થઇ, તેમને 'પરાણે શરમાવીને ઠરાવને ટેકો આપવા માટે' કહેનારનું પણ નામ કેમ પ્રકટ કરતા નથી? પણ ખરી વાત તો એ લાગે છે કે પરિષદનો વિરોધ કરી તેને વગોવનાર કોઇક વિઘ્નસંતોષીનું આ કાવતરું જ છે.

**પરિષદના ઠરાવ**

પરિષદે પાટીદારની નાતના ગોળ તોડી લગ્નક્ષેત્ર વિશાળ કરવાનો, અસ્પૃશ્યતાનું બંધન તોડી હિંદુ સમાજની એકતા કરવાનો, પોતાની કુરૂઢિઓનો નાશ કરવાનો અને આજની મહાસભા સરકારની ધારાસભામાં હિંદુઓની ઉન્નતિ સાધવા જે કાયદા થવાના છે તેને સંમતિ આપવાના સ્તુત્ય ઠરાવ કર્યા છે. વળી નાતે જે કંઇ સુધારા કરવા જેવા હોય તેને માટે નાતની અનુમતિ મેળવી શકાય એટલા માટે નાતના પ્રતિનિધિઓની સમિતિ નીમવાની પ્રમુખને ભલામણ કરતો ઠરાવ પણ કર્યો છે. અને પ્રમુખનું સ્થાન નાતમાં એવું છે કે તે જો ધારે ને ખંતપૂર્વક પ્રયત્ન કરે તો જરૂર નાતના અગ્રેસરોની ને પ્રતિનિધિઓની અનુમતિ મેળવી શકે ને નાતને ઉન્નતિને માર્ગે દોરી શકે. પ્રમુખશ્રી હવે એ કાર્ય આરંભી દેશેજ એવી આશા રાખીએ.

### અસમાન લગ્ન

બેન લીલાવતી મુનશીએ અસમાન લગ્ન અટકાવવા મુંબઇ ધારાસભામાં એવો પ્રસ્તાવ આણ્યો છે કે '૪૫ વરસથી વધુ ઉમરના પુરુષનાં ૧૮ વરસથી નાની ઉમરની છોકરી સાથે લગ્ન' અસમાન લગ્ન કહેવાય અને તેવાં લગ્ન કરનાર સજાને પાત્ર થાય. એ ઉપર પરિષદે પોતાના ૪થા ઠરાવથી સુધારો સૂચવ્યો છે કે 'કન્યાની ઉમરથી વરની ઉમર બમણી કરતાં વધારે હોવી જોઇએ નહિ.' આનો અર્થ એ થયો છે કે ૧૪ વર્ષની કન્યા સાથે ૨૮ વર્ષથી મોટો પુરુષ લગ્ન કરી શકે નહિ, અર્થાત્ એ પ્રસંગે વરકન્યાની ઉમર વચ્ચે ૧૪થી વધારે વર્ષનો ફેર હોય નહિ. પણ એ જ કન્યા સંજોગવશાત્ ૧૪ વર્ષની ઉમરે ન પરણી શકે ને ૩૦ વર્ષની થઇ જાય તો ૬૦ વર્ષના પુરુષ સાથે પરણી શકે, અર્થાત્ એ પ્રસંગે વરકન્યાની ઉમર વચ્ચે ૩૦ વર્ષનો ફેર હોય તો હરકત નહિ! ૩૦ વર્ષની કન્યા ઉમરમાં આવેલી, તેથી પોતાનું હિતાહિત સમજી શકે એવી હોવાથી ગમે તેની સાથે—૮૦ વર્ષનાની સાથે પણ—લગ્ન કરવા સ્વતંત્ર હોવી જોઇએ એમ માનો તો તે પણ યોગ્ય નથી, કારણ કે વ્યક્તિસ્વાતંત્ર્યને પ્રસંગે સમાજહિતનો પ્રશ્ન પણ સમાજે ને સરકારે વિચારવો ઘટે, જેમ ઉમરે આવેલા માણસના દારૂ પીવાના વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર સમાજહિત તરફ દૃષ્ટિ રાખીને, આજે કાપ મુકાય છે એમ. બાકી બેન લીલાવતી મુનશીના પ્રસ્તાવ ઉપર મેં તેજ પ્રસંગે ('પાટીદાર', ભાદરવો, ૧૯૯૪, પૃષ્ઠ ૫૨૭) સુધારો સૂચવ્યો હતો કે 'વરકન્યા વચ્ચેની ઉમરમાં ૧૦થી વધારે વર્ષનો તફાવત હોય તે બધાં અસમાન લગ્ન ગણાવાં જોઇએ.' અને એ જ સુધારો હજી યે મને સાચો લાગે છે, કારણ કે વરકન્યાની ઉમરનો તફાવત, પરિષદના ઠરાવ પ્રમાણે ગુણાકાર–ભાગાકારની નહિ, પણ મેં સૂચવેલા સુધારા પ્રમાણે સરવાળા–બાદબાકીની દૃષ્ટિએ જ વિચારાય—બંનેની ઉમર સાથસાથે એકસરખી જ વધે.

### પ્રેતભોજનનિષેધક બીલ

ભાઇ ફૂલસિંહજી ડાભીએ મુંબઇ ધારાસભામાં જે પ્રેતભોજનનિષેધક બીલ દાખલ કર્યું છે તે ગયા અંકમાં શબ્દશઃ આપ્યું છે અને તેની ભાવનાને પાટીદાર પરિષદે સમ્મતિ આપી છે એ સારું જ કર્યું છે. એ બીલ ઉપર ગયા અંકની પ્રસંગકથામાં (પૃષ્ઠ ૯૨) મેં સુધારો સૂચવ્યો હતો કે "(૧) કોઇ માણસના મરણ પછી તેની 'નાતનાતે'જ નહિ, પણ ગમે તેને ય આપેલું જમણ પ્રેતભોજન ગણાવું જોઇએ." તે ઉપર ટીકા કરતાં વડોદરાનું 'નવગુજરાત' પત્ર પોતાના તા. ૫:૧૨:૩૮ના અંકમાં જણાવે છે કે શ્રાદ્ધમાં

બ્રાહ્મણ જમાડવાની તેની ઇચ્છા હોય તેની "આવી ધાર્મિક માન્યતાની આડે આવવું એ સમાજની હાલની સ્થિતિમા ગેરવ્યાજબી થશે. તેથી બ્રાહ્મણ સિવાય ગમે તે નાતના બીજા કોઇને મરણ પાછળ જમાડવાની મનાઇ કરવી એ જ વ્યવહારૂ ગણાશે." જોકે શ્રાદ્ધ વગેરે ધાર્મિક ક્રિયાઓને હું તો વહેમી જ માનું છું, પણ શ્રાદ્ધની છૂટ મૂકો તોયે તેવી ક્રિયા ઉપરાંત, મરણ પાછળ અનેક પ્રસંગે માસિયો, છમાસી વગેરે નિમિત્ત કાઢીને પણ બ્રાહ્મણોને જમાડવામાં આવે છે એ તો બંધ થવું જ જોઇએ.

## જીવતક્રિયા

વળી એ બીલમાં મેં બીજો સુધારો સૂચવ્યો હતો કે "(૨) પોતાના મરણ પહેલાં પણ કેટલાક લોક જીવતક્રિયા રૂપે પોતે જીવતાં પ્રેતભોજન કરાવી લે છે, તે પણ કાયદાથી અટકાવવું જોઇએ." આ સુધારા પ્રત્યે પણ 'નવગુજરાત' પોતાના તે જ અંકમાં વિરોધ દર્શાવતાં જણાવે છે કે "આવી ક્રિયા સામાન્ય રીતે જેના સીધા વંશવારસો હોતા નથી તે જ કરાવે છે, અને સમાજમાં રહી કમાએલું ધન સમાજને જમાડવામાં વપરાતું હોવાથી, આવા જીવતા છતાં કરવામાં આવતા જમણને પ્રેતભોજન કહેવું જરા કઠણ છે. વળી આ સૂચના સ્વીકારવામાં આવશે તો સીધા વંશવારસો વગરના શખસોનું ધન તેના પિતરાઇઓના હાથમાં જશે, અને આપણામાં કહેવત છે કે 'એક પિતરાઇ, સો મણ રાઇ,' તે પ્રમાણે જીવતાં કોઇ શખસની અદેખાઇ કરનારા તથા તેને અનેક રીતે શેકી નાખનારા તે શખસના મરણ બાદ તાગડધિન્ના કરશે, જે કોઇ પણ શખસ થવા દેવા રાજી નહિ હોય. માટે પોતાના જીવતાં સીધા વંશવારસ વગરનો કોઇ શખસ 'જીવતક્રિયા'ને નામે જમાડે તો તેનો સમાવેશ પ્રેતભોજનમાં ન થાય તે જ વ્યાજબી છે."

## ભ્રમજનક દલીલ

ઉપર જણાવેલી 'નવગુજરાત'ની દલીલ ભ્રમજનક છે. 'સમાજમાં રહી કમાએલું ધન સમાજને'—અર્થાત્ પોતાના પિતરાઈઓને—જીવતાં કે મુઆ પછી' જમાડવા એ બંને એકસરખું જ જમણ છે, બંને પ્રકારમાં એક ટંકના જમણ પાછળ પૈસો વેડફાય છે. પોતે કમાએલું ધન, 'સો મણ રાઇ' જેવા પિતરાઇના હાથમાં ન જવા દેવા જેટલી અને તેને તેવી તાગડધિન્ના ન કરવા દેવા જેટલી કોઇ હિંદુઓમાં સંસ્કૃતિહીનતા આવી હોય તો તેમને માટે સારો રસ્તો એ જ છે કે તેમણે કોઇ ધર્મમાર્ગે તે ધન વાપરવું, અને આ નવજુગમાં ધર્મમાર્ગ તો રોજ રોજ નવા ઊઘડયે જ જાય છે. પણ બધા લોક પિતરાઇના હાથમાં

પૈસો ન જવા દેવા માટેજ કંઇ જીવતક્રિયા કરતા નથી, અનેક લોક તો જીવતાં આબરૂ ખાટી લેવા માટેજ જીવતક્રિયા કરે છે. અને જ્યાં ગાંધી જાનનાં જમણ ઉપર કાપ મૂકવા નીકળ્યા છીએ તે સ્થિતિમાં જીવતક્રિયાને અપવાદમા મૂકવા જેવી સૌ દલીલ ભ્રમજનક છે.

### આંકલાવમાં સુધારક લગ્ન

એક ભાઈ લખી જણાવે છે કે "આંકલાવ રહીશ પા. રણછોડભાઇ ડાહ્યાભાઇનાં લગ્ન સં. ૧૯૯૫ના માગશર સુ. ૨ને રોજ વાસણાના પા. પુરુષોત્તમ ભાઇલાલભાઇની દીકરી બેન સૂરજબેન સાથે થએલાં. આ લગ્ન આર્યસમાજના પંડિતે વિધિસર કરાવેલાં. જાનનમાં ફક્ત પાંચજ માણસો ગએલાં. વરને માટે વાહનમાં ડમણિયું રાખેલું. જાન એકજ જમણ જમી બીજે દિવસે સવારમાં પાછી આવેલી. આ સુધારક લગ્નમાં ફક્ત રૂા. ૨૫ને આશરે વરપક્ષને ખર્ચ થએલો. બંને પક્ષને સામસામી કોઈ પણ જણસ અગર પરઠણમાં આપવાનું હતું નહિ. આવાં સુધારક લગ્નનો પ્રચાર ચાલુ થાય તો જૂની રૂઢિને લીધે જે લોકો કરજના ખાડામાં આવી જાય છે તેમાંથી ઊગરે અને થોડા ખર્ચમાં સારી રીતે લગ્ન થાય. આવા સુધારક લગ્નનો સૌ દાખલો લે ને અનુકરણ કરે એવું અમે ઇચ્છીએ છીએ." આવો સુમાર્ગ બતાવવા માટે બંને પક્ષને ધન્યવાદ.

### પરઠણનિષેધક કાયદો

શ્રી ફૂલસિંહજી ડાભીએ મુંબાઇ ધારાસભામાં પરઠણનિષેધક કાયદો કરાવવા જે બીલ દાખલ કર્યું છે તેની નકલ ગયા અંકમાં પૃષ્ઠ ૮૨ ઉપર છાપી છે અને તેના ઉપર કંઇક સુધારા પૃષ્ઠ ૯૪ ઉપર મેં સૂચવ્યા છે. પણ મહત્ત્વનો સુધારો તો એ થવો જોઇએ કે વરવિક્રયની કે કન્યાવિક્રયની પરઠણ લેનારને કેદની સજા અવશ્ય થવી જોઇએ, કારણ કે બાળલગ્નને પ્રસંગે ક્રિયા કરાવનાર ગોરને દંડ થાય તો એ ગોર, બાળલગ્ન કરાવનારે તેનો દંડ ભરી દેવો, એવી શરત કરાવી લે છે ને પોતે તો સજાથી છટકી જાય છે, તેવીજ રીતે પરઠણ આપનારે પરઠણ લેનારનો દંડ ભરી દેવો એવી શરત પરઠણ આપનાર પાસે પરઠણ લેનાર કરાવી લેશે. લગ્નના પ્રસંગોમાં પરઠણ આપનારને વધારે ગરજ હોવાથી તે બિચારો એવી શરત કરશે અને તેથી પરઠણ લેનાર તો સજાથી છટકી જશે. માટે પરઠણ લેનારને કેદની સજા તો થવીજ જોઇએ.

### બાળલગ્નના અપરાધ માટે કેદની સજા

કરમસદના ભાઇ આશાભાઇ શંકરભાઇ પટેલના ૧૧॥ વર્ષની ઉમરના પુત્ર ભાઇ શંભુભાઇનું લગ્ન નડીઆદના ભાઇ પુરુષોત્તમ અંબાલાલ દેસાઇનાં

[illegible] નડીઆદમાં તા. ૩:૫:'૩૮ને [illegible] વેણીભાઈ પ્રભુદાસ પટેલે આ [illegible] પિતાઓ વિરુદ્ધ નડીઆદમાં ઑન. ફ. કલાસ [illegible] પટેલની કોર્ટમાં ફરિયાદ દાખલ કરી હતી. આ [illegible] કોર્ટમાં તા. ૧૮:૧૧:'૩૮ને રોજ નીકળી હતી. [illegible] કર્યો હતો, પણ વરના પિતાએ જણાવ્યું કે મારાં [illegible] છે, મારે બે પુત્રીઓ છે તેમના લગ્નપ્રસંગે ધાર્મિક ક્રિયા [illegible] સ્ત્રીઓની જરૂર છે, માટેજ મારા પુત્રનું મારે બાળલગ્ન કરવું પડ્યું છે. મેજિસ્ટ્રેટે ફરિયાદનો ચુકાદો આપતાં એ વરના પિતાને એક માસની સાદી કેદની અને કન્યાના પિતાને રૂ. ૫૦૦ના દંડની સજા કરી, ફરિયાદી ભાઈ વેણીભાઈને ખર્ચ પેટે રૂ. ૫૦ આપવાનો હુકમ કર્યો. મેજિસ્ટ્રેટો આવી સખ્ત સજા કરે તો એક વર્ષમાં બાળલગ્ન અટકી જાય!

### બાળલગ્ન માટે થએલી ફરિયાદ

"ઉત્તરસંડા, તા. ૨૦. ઉત્તરસંડાના પટેલ કાકુજી નાથાભાઈના ઉમર વર્ષ ૧૭ના દીકરા ભાઈલાલનું લગ્ન સુણાવના પટેલ આશાભાઈ ગોવિંદભાઈની દીકરી શાન્તાબેન સાથે સુણાવ મુકામે તા. ૯:૪:'૩૮ને રોજ કરી શારદા ઍક્ટનો ભંગ કર્યો હોવાથી ઉત્તરસંડાના પટેલ મગનભાઈ હાથીભાઈએ બોરસદના ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં ઉપરના વાલીઓ ઉપરાંત કન્યાદાન દેનાર દિવાળીબેન, લગ્ન કરાવનાર ગોર મણિલાલ અને ઉત્તરસંડાના ગોર રણછોડ ચુનીલાલ ઉપર કાયદેસર ફરિયાદ નોંધાવી છે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૩:૧૧:'૩૮).

### સામાજિક પ્રચાર

અમદાવાદ તાલુકાના ખેડૂતોમાં સામાજિક સુધારાના પ્રચારાર્થે બોરીઆવીના શ્રી. ભાઈલાલભાઈ ભીખાભાઈ પટેલે, નરસંડાના શ્રી. વેણીભાઈ પ્રભુદાસ પટેલે તથા સાંકવાના શ્રી. નટવરલાલ નાનાલાલ શાહે તા. ૧, ૨, ૩:૧૨:'૩૮ને રોજ માંકવા, રીછોલ, અકલાચા, સિંહુજ, વાંઠવાળી અને કનીજ એ ગામોમાં ખેડૂતોની સભાઓ ભરી લગ્નનાં ખર્ચ કમી કરવા, મરણ પાછળનાં ખર્ચ નહિ કરવા તેમજ કાણમોકાણ નહિ કરવા અને ચા, બીડી, વગેરે વ્યસન છોડી દેવા તથા હરિજનોનાં બાળકોને ગામની શાળામાં દાખલ કરવા વગેરે બાબતોનો પ્રચાર કર્યો હતો. 'પાટીદાર મંડળ'ની કાર્યવાહક સમિતિના સભ્યો હવે આમ ગામડાંમાં નીકળી પડે તો ત્યાં કરેલા ઠરાવ પ્રમાણે કામ થઈ શકે.

---*---

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૫ } આણંદ { માહ
વર્ષ ૧૬ } { અંક ૪

## વાડમાં છીંડું

(માગશરના અંકના પૃષ્ઠ ૬૦થી ચાલુ)

(૪)

**'લાલબત્તી'ની** ઓફીસમાં આજે ભારે ધમાલ થઇ રહી છે. પ્રતિષ્ઠાપુરના આગેવાન અને જિલ્લાબોર્ડના પ્રમુખ રાવ સાહેબ દાસને લેઇને દારૂભાઇ અને અમથાભાઇ પત્રની ઓફીસનો જાણે કબજો લેવો હોય એમ દોડી આવ્યા છે. વૃદ્ધ તંત્રી સ્વામી નિજાનંદ પોતાની ધોળી દાઢી ઉપર હાથ ફેરવતા અને પ્રભાવશાળી દષ્ટિએ સર્વત્ર નયન ફેરવતા નિશ્ચિંત બેઠા છે.

ભારે રસાકસી ચાલતી હતી.

"એ કન્યા તમારાજ કબજામાં છે, માટે અમને સોંપી દો." રા. સા. દાસ સત્તાભર્યે અવાજે બોલતા હતા.

"શ્રીયુત દાસ, હું તમને સ્પષ્ટ કહું છું કે મેં એ કન્યા જોઇ નથી. આ હકીકત સાચી હોવાથીજ હું જણાવું છું. એ વીરબાલા જો અમારા કબજામાં હોત તો એ વાત હું ગૌરવની માનત અને તમને સોંપત નહિ." તંત્રીશ્રીના શબ્દોમાં અજબ પ્રભાવ હતો.

"ભલા, તમારે ત્યાં નથી તો તેનો પત્તો આપો. તમે જાહેર સૂચના પ્રગટ કરી છે તો તે તેના સરનામા વિના તો નહિજ ને?"

બહાર એક મોટર આવી આંગણામાં અટકી. કમિશ્નરની ઓફીસના હેડ ક્લાર્ક શ્રી. જદુભાઇ એમ. બી. ઇ. આવતા હતા. રાવ સાહેબે લાગવગ પહોંચાડવામાં બાકી રાખી ન હતી.

"આવો જદુભાઇ, તમારે પણ તસ્દી લેવી પડી?" જરા ઠપકાભર્યે અવાજે સ્વામીએ સ્વાગત કર્યું.

"શું કરવું? બેનદીકરીઓની સંભાળ તો રાખવી ને?"

"સંભાળ રાખતા હો તો આવી કરુણ દશા આવે? શા માટે તેમને કૂવાતળાવનો આશરો લેવો પડે?" સ્વામીજીએ દૃઢતાથી પણ આર્દ્ર સ્વરે કહ્યું. એનો જવાબ કોઇએ આપ્યો નહિ.

થોડીક પળો શાન્ત વહી ગઇ. આખરે જદુભાઇ બોલ્યા: "જુઓ સ્વામીજી, તમે સમજુ માણસ છો, થોડામાં સમજી જાઓ. તમારું પત્ર પ્રતિષ્ઠિત છે. તેને નુકશાન પહોંચે એવું હું ઇચ્છતો નથી. બીજી બાજુ દાજીભાઇ કુળવાનોમાં પણ કુળવાન પ્રતિષ્ઠિત ગૃહસ્થ છે. એમની આબરુનો આ સવાલ છે."

"અને પ્રમોદ અમારો મર્ગો છે, પણ હજી કાચી બુદ્ધિનો છે એટલે જવા દેઇએ છીએ. અમારા મનમાં, કે ઠીક છે ઘરમેળે પતી જાય તો. બાકી એ છોકરા ઉપર તો મનુષ્યહરણનો કેસ માંડી શકાય." દાજીભાઇએ જરા દમ માર્યો.

"હરગીઝ નહિ." દૃઢતાથી સ્વામીજી બોલ્યા. બન્નેને અઢાર વર્ષ થઇ ચૂક્યાં છે. તેઓ કંઇ નાદાન નથી."

"આટલી વિગતની તો તમને માહિતી છે અને ડોળ કરો છો કે કંઇ જાણતાજ નથી." રાવ સાહેબ જરા ચીઢાઇને બોલ્યા.

"'ડોળ!' સંભાળીને બોલજો મહાશય, મારીજ ઓફીસમાં મારૂં આ અપમાન થાય છે."

"તો શું તમે એમ કહેવા માંગો છો કે તમે કંઇ જાણતાજ નથી?"

"આ પ્રશ્ન ફરીથી પુછાય છે. તમારે વિશેષ કંઇ કામ ન હોય તો હવે ઊઠી શકો છો."

તે પછી એકાદ મિનિટ કોઇ કંઇ બોલ્યું નહિ ત્યારે શ્રી. જદુરાય ગંભીરતાથી બોલ્યા: "સ્વામીજી, અમને એટલું તો જણાવો કે આ લખાણ તમારી પાસે આવ્યું ક્યાંથી?"

"લખાણ એ બેન જાતે આપવા આવે તોજ મારે પ્રગટ કરવું એમ તો નથી ને?"

"પણ આવી જોખમદારીના કામમાં પૂરા સરનામા વિના તમે છાપી શકો નહિ." રાવ સાહેબ બોલ્યા.

-"લખાણ માટે તમે જવાબદાર તો ખરા ને?" શ્રી. જદુભાઇ બોલ્યા.

"હા, લખાણ વાંધાભરેલું હોય તો મને મારી જવાબદારીનું ભાન કરાવવા, અને તમારૂં કાર્ય સિદ્ધ કરવા તમે મારા ઉપર કાયદેસર પગલાં લેઇ શકો છો."

"ના,-લખાણમાં તો કંઇ કાયદા વિરુદ્ધ નથીજ. એ જો તમે ન લખ્યું હોય તો વકીલનું હોવાનો સંભવ છે."

"હા, મંજુલાનો કેસ સારા વકીલના હાથમાં છે. તમે ફાંફાં મારશો તે નિરર્થક છે, નાતનું કંઇ વળવાનું નથી."

"ને અમે ફોડી લેઇશું. એ વકીલની અમને મુલાકાત થઇ શકશે?"

"તે હું કહી શકતો નથી. કાલે પૂછીને જણાવું." જરા રહીને સ્વામીજી બોલ્યા: "પણ ભલા તમે વર્તમાનપત્રની ઑફીસમાં ચઢાઇ લેઇને આવ્યા છો, પરંતુ જે મુખ્ય સવાલ છે—અને તે અનેક બેનોને છે, મંજુલા પૂરતો જ નથી—તેના ઉકેલ માટે કેમ કંઇ મહેનત ઉઠાવતા નથી?"

"એ તમારે જોવાનું નથી; એ કામ નાતનું છે." રાવ સાહેબે જરા ચીઢાઇને કહ્યું.

"તે તો હવે ખબર પડશે. અમે આ પ્રકરણને મૂકવાના નથી; અને ત્યારેજ તમને સમજાશે કે વર્તમાનપત્રો માટે સૌ ક્ષેત્ર ખુલ્લાં છે."

આનો જવાબ શ્રી. જદુરાયે જરા નરમાશથી આપ્યો: "સ્વામીજી બરાબર કહે છે. સરકાર મનાઇ ના કરે ત્યાં બધે વર્તમાનપત્રો પહોંચી શકે છે. પરંતુ એ વાત જવા દો. પ્રયત્ન નથી થયા એમ કહેવું તે પણ વ્યાજબી નથી. ગયે વર્ષે જ આ વિષય ઉપર ચર્ચા કરી યોગ્ય નિર્ણય કરવા મારા ઉપર એક કાર્ડ આવેલું. દિલગીર છું કે હું જઇ શકેલો નહિ."

"નહિ જઇ શકેલા ને? રાવ સાહેબ પણ નહિ જઇ શકેલા, કેમ ખરું ને? પાંચસો આમંત્રણમાંથી માંડ પચીસ જણે જવાબ આપેલો, એ જોઇ પ્રયોજક તો સાવ ઠંડાજ થઇ ગએલા!"

"તો હવે શું થાય?" રાવ સાહેબે ઉદાસ થઇ કહ્યું.

"શું થાય? ગયે વરસેજ તમે તમારા પાટવીના સાત હજાર ઉપજાવ્યા હતા, અને બે પાંચ વર્ષ પછી એથીયે વધુ આશા છે, ખરું ને?"

આ સીધા સવાલથી રાવ સાહેબ જરા ડઘાઇ ગયા, એટલે ક્રોધમાં તોછડાઇનું ભાન ન રહ્યું; એ બોલ્યા: "હવે સીધી વાત કરવી છે કે નહિ? તમારું ડહાપણ તમારી પાસે રાખી વકીલનું નામ આપી દો."

"નથી આપતો, થાય તે કરી નાખો. મારીજ ઑફીસમાં મને ધમકાવવા આવ્યા છો? નીકળો બહાર, ભાગી જાઓ. અરે કોણ છે રે બહાર!"

શ્રી. જદુરાયનું મોં પડી ગયું. કાયદેસર કંઇ થઇ શકે તેમ ન હતું. રાવ સાહેબ છેવટના બે શબ્દો બોલ્યા: "ઠીક છે, જોઇ લેઇશ. આનું પરિણામ તમનેજ

ભારે પડશે." એમ કહી જદુરાયનો હાથ ગ્રહી બહાર નીકળ્યા. દાજીભાઇ અને અમથાભાઇ પણ વીલે મોંએ પાછળ પાછળ નીકળ્યા.

૫

આ તરફ યુવકોમાં ભારે ધમાલ મચી રહી હતી. મંજુલાની જાહેર સૂચના વાંચી સાચા ઉત્સાહી યુવકોનાં લોહી તપી ઊઠ્યાં હતાં. મહાસભાની જિલ્લા કચેરીમાંથી સમિતિના પ્રમુખ શ્રી. સવાઈલાલને તેઓ ખેંચી લાવ્યા. શ્રી. સવાઈલાલે ખુશીથી તેમની ઇચ્છાને માન આપી યુવકોની આગેવાની સ્વીકારી. તેમણે આખા સવાલનો બરાબર અભ્યાસ કર્યો. આ સુંદર તકનો લાભ લેવા તેમણે કમર કસી. ગામે ગામના યુવકોને એકત્ર કરી પ્રબળ આન્દોલન જમાવ્યું. પ્રચારકાર્ય માટે એક ખાસ સમિતિ નીમી. ગામે ગામ યુવકોની સભાઓ ભરવામાં આવી. ગામે ગામના જૂનવાણી આગેવાનોએ મળી વાટાઘાટો કરવા માંડી. પંચ ભરવાનો દિવસ પણ નક્કી કર્યો. ટૂંક મુદતમાં ઘણું કરવાનું હતું એટલે મંજુલાએ આપેલી મુદત પૂરી થતી હતી ને છેલ્લો દિવસ પંચની બેઠક માટે નક્કી કરવામાં આવ્યો.

મંજુલાનો મોટો ભાઇ દિનકર એ દિવસ પહેલાં ગુપ્ત રીતે સવાઈલાલને મળી ગયો હતો. તેના આવી ગયા પછી કાર્યક્રમમાં મહત્ત્વના ફેરફારો થયા હતા અને યુવકોમાં અજબ ઉત્સાહ આવ્યો હતો. બાબત આમ હતી: દિનુને જોઇને સવાઇલાલને ખૂબ આશ્ચર્ય થએલું, અને જ્યારે તેણે ખાનગીમાં મળી કેટલીક મહત્ત્વની વાત કરી ત્યારે તેઓ ખૂબ પ્રસન્ન થયા.

"પરંતુ દિનુ, તારી પરીક્ષા તો નજીક છે ને આમ રખડવું તને પાલવશે?" સવાઇલાલે પૂછ્યું.

"હરકત નહિ. આ પણ એક પરીક્ષા જ છે. 'લાલબત્તી'માં પેલી જાહેર સૂચના વાંચ્યા પછી મંજુલા માટે મારી શોધ બહુ વધી ગઇ. મને તેને માટે ખૂબ માન ઊપજતું હતું. મારી ઇચ્છા હતી અને છે કે હું તેના મનોરથો પૂરા કરવામાં મદદકર્તા નીવડું. પાંચેક દિવસ ઉપર તેણે જ મને બોલાવ્યો. પ્રમોદ, તેનો મિત્ર ધીરુ અને નજીકમાં જ રહેતા તેના વકીલ ચમનલાલ પણ સાથે હતા. મંજુલાએ મને પોતાનો નિશ્ચય વિસ્તારથી સમજાવ્યો. હું જોઇ શક્યો કે પ્રમોદના સાથેના થોડા દિવસના નિર્દોષ સહવાસથી અને પ્રેરણાથી મારી બેનમાં કેટલી હિંમત અને શક્તિ આવ્યાં હતાં. તેણે કહ્યું: 'પંચ જો નિર્ણય ઉપર ના આવે તો અમે એ જ ગામમાં એ જ રાત્રે મધરાત પછી લગ્ન કરીએ તો જ વાડમાં છીંડું પડે. બાકી છાનાંમાનાં લગ્ન કરવાનો અર્થ અમારા પૂરતો જ રહેશે.' મેં કહ્યું: 'બહુ જોખમ છે એમાં.' ત્યારે પ્રમોદે

ગંભીરતાથી કહ્યું : 'જોખમ ભલે હોય. આપણે યુવકબળ બતાવવું છે. શ્રી. સવાઈલાલની આગેવાની નીચે યુવકો ભારે ઉત્સાહ બતાવી રહ્યા છે એવા સમાચાર અમને મળ્યા છે. સેંકડોની સંખ્યામાં ભેગા થજો. જોઈએ છીએ કોણ આપણને રોકે છે?' પ્રમોદના શબ્દોથી મારામાં હિંમત આવી અને તેમની ઇચ્છા પ્રમાણે તે જણાવવા તમારી પાસે દોડી આવ્યો."

સવાઈલાલે જરા વિચાર કરીને કહ્યું : "એજ બરાબર છે. ખરે આજે મને પ્રમોદ અને મંજુલા માટે ખૂબ માન ઊપજે છે. પંચ શું કરશે તે કહી શકતો નથી. પણ હું તો ઇચ્છું છું કે પંચ આપણને અનુકૂળ ઠરાવ ન કરે તોપણ તેમણે લગ્ન તો કરવાંજ જોઇએ. ઠરાવનો અમલ કરાવવા તેમણે કુંવારાં રહેવાની કશી જરૂર નથી. ખેર, એ એમનો અંગત સવાલ છે. પંચ જો નિષ્ફળ નીવડશે તો મધરાત પછી વડ નીચેજ તેમનાં લગ્ન કરી આપીએ ત્યારેજ આપણે યુવકો ખરા."

"બસ, હવે હું સવારના મેલમાં અમદાવાદ જઈ બેનને બધી વાત કરી કાલે રાતના તેમને અહીં આવવાની વ્યવસ્થા કરી આવું."

"ના, તમારે વેળાસર આવવાની જરૂર નથી. તમારા પિતા ચીઢાશે. તમે મોટર સાથે રહેજો. સ્વામીજીને મળીને હું બધી વ્યવસ્થા કરી રાખીશ. અમદાવાદથી સાંજના નીકળી તમારે સૌએ રાતના દશેક વાગ્યે નિયત જગાએ આવીને પડાવ નાખવો એવી વ્યવસ્થા કરીશું. ત્યાંથી મોટરમાં વડ નીચે આવતાં દશ પંદર મિનિટ લાગશે. એટલું યાદ રાખજો કે આ વાત અહીં સમિતિના સભ્યો અને ત્યાં સ્વામીજી, વકીલ અને ધીરુ સિવાય કોઇ જાણે નહિ."

તે રાત્રે યુવકોની સમિતિએ ખાનગી બેઠક ભરી ઠરાવ કર્યો: "સમિતિના ત્રણ સભ્યોએ પંચમાં હાજર રહેવું; બીજા ત્રણ જણે બહાર યુવકોમાં વ્યવસ્થા જાળવવી અને અન્ય તૈયારી કરવી. આપણું દૃષ્ટિબિંદુ પંચને સમજાવવું અને નીચેનો ઠરાવ પસાર કરાવવા ખૂબ દબાણ કરવું: 'વરકન્યાની પસંદગીનાં ક્ષેત્રનો વિસ્તાર કરવા ગોળ તોડવા.' તરતને માટે આ કાર્ય સાધ્ય ન જણાય તો સમિતિનું અંતિમ ધ્યેય ગોળ તોડવાનું હોવા છતાં હાલ તરતને માટે 'જે કન્યાનાં વડીલો વરને અભાવે ગોળ બહાર જવા ઇચ્છતાં હોય તેમને તેમ કરવાની છૂટ મળે,' એટલું પણ જો પંચ સ્વીકારે તો બસ છે. ત્રીજું, 'જ્યાં કન્યા આપવામાં હીનપત મનાતું હોય ત્યાંની કન્યા પરડણની લાલચે પણ લેઇ શકાય નહિ, લાવે તેને નાતબહાર મૂકવામાં આવે.' પંચ જો આ ઠરાવ ના સ્વીકારે તો મધરાત પછી આપણે પ્રમોદ-મંજુલાને વિધિસર પરણાવવાં."

સમિતિના આ ઠરાવની નકલ લઇ હિંદુ સવારના મેલમાં અમદાવાદ ગયો. વચમાં માત્ર એક જ દિવસ હતો. ગામે ગામના યુવકોને ખબર આપવામાં આવી. પંચ ભરાવાને દિવસે બપોર પછી હજારોની સંખ્યામાં તેઓ રાષ્ટ્રગીતો ગાતા કે ચર્ચાઓ ચલાવતા વડ નીચે એકત્ર થયા.

બુકોબા, પૂર્વ આફ્રિકા ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ

—*—

## પાટીદાર પરિષદ પછી?

**કડવાં મીઠાં** મહેરામણનાં આસને, પણ પાટીદાર પરિષદ ઓડ મુકામે ભરાઇ ગઇ! જગતને જુદે રંગે રંગવા મથતો ઓડ ગામનો યુવાન વર્ગ જીત્યો! પાટીદારની હાંસી થતી રહી ગઇ!

પ......ણ, પણ હવે...... શું?

પરિષદમાં ભાષણો થયાં, ઠરાવો થયા, કુરૂઢિઓને દફન કરવાનાં વેણ અને વચનો ઘડીભર માનવમેદનીમાં ફરી વળ્યાં!

'બારમાં બંધ કરવાં' એમ ઠર્યું, પરઠણને પણ પયગામ દેવાયો, બાળલગ્ન સામે પોકાર પાડવ્યા, વિધવાની વહારે પરિષદ ધાઇ!

અને કાગળને ચીંધરે તો ઘણુંય થયું. બાસપીક શોભાવનારી વ્યક્તિઓએ શિખામણોના સૂરો કાઢ્યા, અને વિદ્યુતે તેના પડઘા જનતાના કાનના પડદાને ઠોકી ઠોકીને સંભળાવ્યા. સારૂં થયું—બહુ સારૂં થયું. કશુંયે બાકી ન રહ્યું? પાટીદારને હતું શું તે બાકી રહે પણ?

પણ હવે સીધો પ્રશ્ન પૂછું ખરો કે? જેને હૈયે વાગે તે વિચારે, જેને રીસ ચઢે તે રીસનો ઘૂંટડો ગળી જાય, જેને લાગતુંવળગતું હોય તે ચેતી જાય.

વખત વાતોનાં વડાં કરવાનો નથી, સક્રિયતા એ કાળને વેગવંત બનાવે છે.

જ્યારે જાહેર સભા સમક્ષ પસાર થએલા ખાલી ઠરાવો—વાતો—વિવેચનો, કે વિષયવિચારણી સમિતિમાં થએલાં રસપ્રદ ચૂંથણાં—આ બધાથીયે જો સમાજ સુધરી જશે એવી મનોદશા આપણી હોય ત્યારે પરિષદ એ જનતાની સાચી સુકાની ગણાય? કે પછી જનતાને ઊંધાં ચશ્માં પહેરાવનાર એક પ્રલોભન કે બીજું કાંઇ?

બધાંય સમજે છે કે આગેવાની લેનારાઓએ જ ભગવાં ધરવાં જોઇએ. જેની દોરવણી જનતાને માન્ય હોય તેવા સમાજમાં થઇ બેઠેલા આગેવાનોએ જ પોતે સીતમના સાણુસા હલકા કરવા જોઇશે! મારે ઘેર છોકરો પરણાવવાનો

હોય ત્યારે હું કુળવાનીનો અડ્ડો જમાવતો હોઉં અને જાહેરમાં આવી ખરાબ રૂઢિઓ વિરુદ્ધ ઊહાપોહ કરીને તાળીઓ પડાવતો હોઉં, તેના કરતાં વગર ડોળે જ સીધી વાતો કરીને ચાલતું આવ્યું છે તે ચલાવનારા સારા નહિ?

કુળવાન ગણાતાઓએ આબરૂના ખીલા હળવા કરવા નહિ અને જાહેર સભાઓને ધ્રુજાવવામાં જ પૂર્ણાહુતિ માનવી, એવો જેનો આજન્મ અધિકાર ગણાતો હોય એવી વ્યક્તિઓની બીનરમાં જ્યાં સુધી આવી પરિષદોએ કુહાડાના ઘા નહિ કરતાં કેવળ વાહવાહ પોકારીને તેમની જડોને પાણીનાં સિંચન કરવાં હોય તો આવી પરિષદો ભરેલી શા ખપની?

આગેવાનો તો તેજ ગણાય, જે જનતાની સુધારણા માટે ભેખ ધરે — નહિ કે પેટ માટે, નહિ કે વાહવાહ કે તાળીઓ માટે!

માટેજ હું તો કહું છું કે પહેલાં મૂળ કાપો એટલે પછી ડાળાંના ભાર શા છે? આ તો મૂળ તરફ આંખમીચામણાં અને ડાળાંને ઝૂંડવા જેવી નીતિ જણાય છે. તેમાં કોઇનો અભ્યુદય સધાવાનો નથી.

અને આવા લેભાગુ સુધારાના ડોળીઓ જો એમ સમજતા હોય કે જનતા તેમની વાક્પટુતાના ખપ્પરમાં હોમાઇ રહી છે તો તે પણ ભ્રમ છે. માટે જ ચાહું છું કે ઇશ્વર સૌને સદ્‌બુદ્ધિથી સવેળા, જેટલું કહે તેટલું કરી બતાવવાની શક્તિ આપે.

ખૂમો પાડનારાઓએ જ પોતાને ત્યાં આવેલા પ્રસંગનો સદુપયોગ કરવો રહ્યો. વાણીશૂરા મટી કર્તવ્યશૂરા થશો ત્યારેજ તમારી કસોટી થઇ સમજજો.

તમારામાંથી કોઇ વિધુર થાઓ તો વિધવાલગ્ન કરવાનાં વ્રત લો! તમારો દીકરો વિધુર થાય તો તેનેય એ ઉપદેશ આપો! તમારી જંજાળમાં કોઇ બેનદીકરી વિધવા થાય તો તેને પુરુષાતમારૂપે ઠોકી બેસાડીને તેની ઊર્મિઓને નહિ કચરતાં જાગ્રત થવા દો! તમારા કુટુંબનો છોકરા ગરીબ પણ લાયક કન્યાઓ સાથે પરણાવો! ઊંચ અને નીચ, એ ભેદ ભૂલી જાઓ! આટલું જ સાધનસંપન્નો, આબરૂદારો, આગેવાનો, અને ઉપદેશિયાઓ કરશે તો આપોઆપ જ્ઞાતિ ગંગાને પ્રવાહે વહેશે; નહિ તો ખચીત માનજો કે તમારા જેવા જ્ઞાતિ-શત્રુઓ બીજા કોઇ નથી — અને જ્ઞાતિએ આવા સમુદાયનો બહિષ્કાર જ કરવો ઘટે.

આમાંની કોઇ હકીકત કોઇએ પોતાને શીરે ઓઢવી નહિ, મેં તો કેવળ સદ્‌બુદ્ધિથી લખ્યું છે, અને ઇશ્વર પાસે માગું છું કે 'કહે તેમ કરી બતાવે' એવી સત્પ્રેરણા સૌ કોઇને તે મહાશક્તિ અર્પે. ઇત્યોમ્

આડ મગનભાઇ વલ્લભભાઇ પટેલ

# ભાઇ વ્રજભાઇની મૂંઝવણ

**ચરોતરમાં** મોટાં ગણાતાં સાત કુળવાન ગામોમાં (ભાદરણ, કરમસદ, વગેરે) કન્યાઓ માટે વરની અછત હોવા વિષેનો પોકાર ભાઇ વ્રજભાઇએ ગયા શ્રાવણ માસમાં ('પાટીદાર' શ્રાવણ ૧૯૯૪ના અંકમાં પાન ૪૬૩ ઉપર) એક પત્રિકાદ્વારા ઉઠાવ્યો હતો.

'પાટીદાર'માં આ પત્રિકા પ્રસિદ્ધ થવા ઉપરાંત વ્યક્તિગત રીતે ૫૨૫ જેટલા કહેવાતા સુધારકોને તેમણે આ પત્રિકા પહોંચાડી. આ પોકારમાં કેટલું તથ્ય છે અને તેના દુઃખનિવારણ માટે કેવા ઉપાયો યોજવાની જરૂર છે, તેનો વિચાર કરવા દિવાળીના અરસામાં વડતાલ જેવે સ્થળે ભેગા થવાનું સૂચન પણ એ.પત્રિકામાં કર્યું હતું.

ભાઇ વ્રજભાઇને આ પત્રિકાનો જવાબ આછોપાતળો જ મળ્યો હતો, અને તેથી વડતાલમાં ભેગા થવાનું અટકી પડ્યું હતું. પરંતુ તેમ છતાંયે આ પોકારમાં કેટલું તથ્ય છે ને તેના દુઃખનિવારણ માટે કેવા ઉપાયો લેવાની જરૂર છે તેનો વિચાર કરવો આવશ્યક છે; કારણ કે આ પ્રશ્નની છણાવટ ગંભીર વિચાર માગી લે છે.

પ્રથમ તો વ્રજભાઇએ રજુ કરેલો પ્રશ્ન બહુ જ મર્યાદિત છે. આ પ્રશ્ન તેમણે ચરોતરનાં મોટાં સાત ગામોનેજ અનુલક્ષીને ઊભો કરેલો હોઇ તેમણે આ સાત ગામોમાંજ પ્રવર્તતી વરની અછતને ચીંધી છે. પરંતુ દરેક ગોળમાં-બારના કે સત્તાવીસના, પાટીદારના કે અપાટીદારના-કહેવાતા કુલીન વરની અછત નજરે પડે છે એટલે એ પ્રશ્ન સામાન્ય સ્વરૂપ પકડી શકે એમ છે. પણ ભાઇ વ્રજભાઇએ આ પ્રશ્નને મર્યાદિત સ્વરૂપે ઉપસ્થિત કરેલો હોવાથી તે રીતે તેનો વિચાર કરવો ઠીક પડશે.

ત્યારે તો પ્રથમ મોટાં સાત ગામોમાં વરની અછત ખરેખર છે કે કેમ તેનો વિચાર કરીએ. અત્યાર સુધી આપણે કન્યા આપતી વખતે ઊંચેજ જોયું છે અને કન્યા લાવવા માટે નીચેજ નજર રાખી છે. આપણી આ પ્રણાલિકાએજ ખરેખર હાલની મૂંઝવણ ઉભી કરી છે. એ પ્રણાલિકા ન પડી હોત તો હાલનો પ્રશ્ન ચર્ચવાની ભાગ્યેજ જરૂર ઉપસ્થિત થાત.

કન્યા આપવા લેવાની આ પ્રણાલિકાએ વરની અછતનો પ્રશ્ન ક્યારનોયે ઉગ્ર સ્વરૂપમાં રજુ કરી દીધો હોત, પરંતુ તેના એ કર્તવ્યમાં નીચેનાં બે મોટાં કારણોએ આડખીલી નાખવાથી તે આટલો મોડો ઊભો થયો છે. આ બે કારણો નીચે મુજબ છે:

૧. આફ્રિકા જેવાં બહારનાં સ્થળોએથી કમાઈ લાવેલાં ધનનો પરદણ આપવામાં થએલો અપવ્યય. બહારથી આવેલે આ ધને અનેક સામાજિક અનિષ્ટો પોષવામાં અને વધારવામાં મોટો ભાગ ભજવ્યો છે. પોષાએલાં આ અનિષ્ટો પૈકી કદાચ સૌથી મોટું અને વધુ પોષણ પામેલું અનિષ્ટ પરદણ આપવાનું કહી શકાય. આ ધને પરદણના ભાવ ઊંચા ચઢાવવામાં અને ગમે તેટલી મોંઘી કિંમતે (at fancy prices) વરને ખરીદવામાં મદદ કરી છે, અને વરની અછતને મોળી પાડી છે.

૨. કુળના સહેજ નીચલા થરમાંથી વરની કરાએલી પસંદગી. મૂળે તો કન્યા આપવાને પ્રસંગે દૃષ્ટિ ઊંચે નાખવામાં આવતી હતી. પરંતુ વરની અછતની જરાક ચીમકી લાગવાથી પ્રથમ પોતાનાજ થરમાં અને બાદ સહેજ નીચલા થરમાં કન્યા આપવાની શરૂઆત કોઈ કોઈએ કરી દીધાથી વરની અછત મોળી પડી છે.

છતાં વરની અછત તો છેજ, અને તેની મૂંઝવણ અનેક વૃદ્ધ અને જૂનવાણી વિચારના કન્યાપિતાઓને સતાવી રહી છે અને તેમના અંતરના ઊંડાણમાં ઉના ડામ દેઈ રહી છે. આ મૂંઝવણના ડામ વિરુદ્ધ પ્રથમ ચિચિઆરી ભાઈ વ્રજભાઈએ પાડી છે.

હવે આ મૂંઝવણ—અત્યાર સુધીની કન્યા આપવા લેવા માટેની પ્રણાલિકાએ ઊભી કરેલી મૂંઝવણ—ટાળવાના કેવા અને કેટલા ઉપાયો છે તે જોઈએ. ટૂંકામાં આ ઉપાયો નીચે પ્રમાણે તારવી શકાય:

૧. ગોળ બહારથી (કાનમ વાકળ તરફથી) કન્યા લાવવાનું બંધ કરવું. પ્રથમ કહી દેવાયું છે તેમ આપણે હમેશાં કન્યા લાવતી વખતે બહારજ નજર ફેંકી છે. સહેજ દ્રવ્યની ભૂખ લાગી એટલે આપણે કાનમ વાકળ તરફ નજર કરી, ત્યાંના ભોળાભલા અને હૃદયના મહાનુભાવમાં આપણાથી કોઈ પણ રીતે ન ઊતરે એવા ગામડીઆઓને આપણી કુળવાનશાહીની પ્રસારેલી જાળમાં પકડવા કેવા મથી રહ્યા છીએ તે કહેવાની જરૂર નથી. આપણી એ કપટલીલાની દારુણતા અનેક ગભરૂ બાળાઓએ પોતાના બલિદાનોથી વ્યક્ત કરી છે. અને દ્રવ્યની ભૂખ સંતોષવા માટે એ અજાણ્યા, અભણ ને ગામડાના સજ્જનોને છેતરવા આપણે કેવી યુક્તિઓ—પારકાના ઘરને આપણું કહી બતાવવાની, પારકાની જમીન આપણી કહી ઓળખાવવાની, આપણા બાપદાદાના પરાક્રમોને અતિશયોક્તિના રંગથી રંગી બે-લગામ વાણીમાં વર્ણવવાની, પરણતાં સુધીજ આપણા કુળના નબીરાઓને નિશાળમાં મોકલવાની, એવી એવી અનેક

યુક્તિઓ–અજમાવતા આવ્યા છીએ તે ક્યાં કોઇનાથી અજાણ્યું છે? અને આપણી આ યુક્તિઓ જ આજે આપણી છાતી ઉપર ચઢી બેસી વરની અછતનો ભીષણ પ્રશ્ન આપણી નજર સમક્ષ ધરી રહી છે. કન્યાઓની ગોળ બહારની આવક પણ વરની અછત કરી મૂકવાનું એક મોટું કારણ છે અને તેથી એ અછતની મૂંઝવણમાંથી બચવું હોય તો દ્રવ્યનો લોભ છોડી દેઇ, ઉપરની યુક્તિઓને તિલાંજલિ આપી, બહારથી કન્યા લાવવાનું સત્વર બંધ કરવું જોઇએ.

૨. કુળના નીચલા થરને પસંદગી આપવી. કન્યા આપતી વખતે હજુ પણ આપણે કુળને વધુ પડતું મહત્ત્વ આપીએ છીએ. કુળવાન વર ધને, ગુણે અને વિદ્યાએ હીન હોય તોય આપણે ઝટ ઝડપી લેઇએ છીએ. આ સ્થિતિમાં તળિયાઝાટક સુધારો આપણે કરવો જ જોઇએ. સહેજ નીચલા થરમાં કન્યા દેવાનું કોઇ કોઇએ સ્વીકાર્યું છે, પણ તેટલું બસ નથી; હજુ એથીયે નીચે ઉતરી એ નીચલા થરમાં ઇતર રીતે લાયક હોય એવા વરને અપનાવવા આપણે સૌએ તૈયાર થવું જોઇશે.

૩. આ મોટાં સાત ગામોમાં એક વર્ગ એવો છે, જે ઘણા લાંબા વખતથી કુળવાન કન્યાપિતાઓની ઉપેક્ષાને પામતો આવ્યો છે. કુળનાં થોડાંક –એકાદ બે–પગથીઆં નીચે ઊતરીએ તો આ સાત ગામોમાંયે એવા અનેક યુવકો મળી આવે છે, જે આ કહેવાતા કુલીનોને હાથે અન્યાય પામી રહ્યા છે. વધુ સ્પષ્ટતાથી કહું તો, આ સાત ગામોમાં જે હલકી અને ઊતરતી ખડકીઓ મનાય છે તે ખડકીઓમાં વિદ્યાએ, ગુણે અને ધને લાયક એવા અનેક યુવકો છે, જે ભાઇ વ્રજભાઇ જેવાની મૂંઝવણનો ઉકેલ આણી શકે, તેમ છે. અત્યાર સુધી આ કુળહીન ગણાતા વર્ગને અન્યાય થઇ રહ્યો છે. તે વર્ગને ગામડાગામથી કન્યા લાવવામાં અને પોતાની બેનદીકરીઓને માટે પતિ શોધવામાં, એમ બંને બાજુથી માર ખાવો પડયો છે અને આર્થિક ચૂસણ-નીતિના ભોગ થવું પડયું છે. ભાઇ વ્રજભાઇ અને તેમના જેવાઓની મૂંઝવણ સાચા હૃદયની હોય તો આ વર્ગના યુવકોને અપનાવવાથી તેમની મૂંઝવણનો તાત્કાળિક ઉકેલ થઇ શકે તેમ છે, અને અત્યાર સુધી અન્યાય પામેલાને ન્યાય આપવાનું પુણ્ય કમાઇ શકે તેમ છે.

૪. લગ્નક્ષેત્ર કંઇક અંશે વિસ્તૃત થાય તે અર્થે પાછળથી પડેલો છ નાનાં ગામોનો ભેદ ભૂંસી નાખવો જોઇએ. સૌ જાણે છે જ કે પ્રથમ બાર ગામનો ગોળ ઊભો થયો. આ બાર ગામના લોકો પૈકી કેટલાકની કુલાન્ધતાને કારણે તેમાં ફાટ પડી ને તરછોડાએલાં નાનાં છ ગામને તેમનાથી જૂદા પડવું પડયું. કુલીનોની

મૂંઝવણ ખરા હૃદયની હોય, તેમને તે મૂંઝવણમાંથી શુદ્ધ દિલનો પશ્ચાત્તાપ થતો હોય તો આ છૂટાં થએલાં ગામોને અપનાવી આ સાત ગામોના લોકોએ પોતાની મૂંઝવણનો પાર લાવવો આવશ્યક છે.

જોકે આ મૂંઝવણને દૂર કરવા માટે ગોળનો સમૂળો નાશ કરવાનો જલદ ઉપાય ઉદ્દામ સુધારક સૂચવી શકે એમ છે; પણ પાટીદાર મંડળની પરિષદની સફળતાના સંદેશવાહક પત્રમાં ('પાટીદાર'ના ગયા અંકના પાન ૧૨૨ ઉપર) ભાઇ વ્રજભાઇ બાર ગામોમાંથી છૂટાં પડેલાં ૭ ગામોને ભેળવવાનો ઇશારો કરે છે, તે જોતાં તેઓ આ જલદ ઉપાય લેવા ઇચ્છા રાખતા હોય તેમ જણાતું નથી. આવી પરિસ્થિતિમાં આ મૂંઝવણને દૂર કરવા કામચલાઉ અને મોળા ઉપાયો લેવાની તેમની ઇચ્છા લાગતી હોવાથી તેમને રુચે તેવા મોળા ઉપાયો મેં ઉપર પ્રમાણે સૂચવ્યા છે. અને "હાલ તુરત, બાર ગામોમાંથી જે ૭ ગામ છૂટાં પડ્યાં છે તે ભેળવો અને તેની નિશાની તરીકે આગેવાનો આજેજ ચાંલ્લા આપે, પછી પરણાવવાનું ઉમર થયા પછી ભલે થાય." એવો જે સંદેશો ભાઇ વ્રજભાઇએ પરિષદને પાડ્યો છે એના અમલની એમણે "પહેલ કરી બતાવવી જોઇએ. નહિ તો પોથીમાંનાં રીંગણાં વધુ થવાથી" એવા "આગેવાનો ઉપરનો વિશ્વાસ સમાજમાં ઊડી જશે." અને વડતાલમાં મળવાની એમની પત્રિકાની વાતોની હાંસી થશે. એવા આગેવાનો પહેલ કરી બતાવશે તો બીજા તેમને અનુસરશે અને સૌની મૂંઝવણ કંઇક ટળશે.

ગોળનો સમૂળો નાશ કરી લગ્નક્ષેત્રનો અમર્યાદ વિસ્તાર નહિ કરવામાં આવે ત્યાં સુધી આપણી મૂંઝવણનો કાયમી અને આખરનો ઉકેલ આવવાનો નથી જ; તોપણ મોળા ઉપાયોથી હાલની મૂંઝવણનો તાત્કાલિક ઉકેલ થઇ શકે તેમ છે, તેથી તેવા ઉપાયો સૂચવ્યા છે.

કયા પ્રકારના ઉપાયો લેવા તે ભાઇ વ્રજભાઇ અને તેમના વર્ગના વિચારકો ઉપર છોડું છું.

મહેસાણા — રેણુમિત્ર પટેલ

---

## લિંબાસી ગામ ગોળમાં ભળી જાય

**આજકાલ** કરતાં લગભગ વીસ પચીસ વર્ષથી લિંબાસી ગામ ગોળની બહાર રહેલું છે, તેથી કરીને તે ગામની સ્થિતિ ઘણી કફોડી હાલતમાં છે, ઘણા વખત વિચારો કરેલા કે 'લિંબાસી ગામ ગોળમાં ભળેલું હોય તો

ભવિષ્યની પ્રજાને ઘણો ફાયદો થાય. આવી રીતે વિચારો કરીને ગોળ બાંધવાનો નિર્ણય નક્કી કરેલો. અને ૧૯૩૧માં કાણીસા, સિંજીવાડા, ભુરાકૂઇ, ઊઢેળા, વગેરે ગામોનું પંચ લિંબાસી ગામમાં ભેગું કર્યું, લગભગ પાંચેક દિવસ રહી દાળભાત લાડુ ઉડાવી રૂપીઆ પાંચસોનું ખર્ચ કરી નાખ્યું. સામસામી ગોળ બાંધવાનું નક્કી કર્યું. પછી સામા ગામવાળાઓ કહે: "લિંબાસી ગામ પહેલી કન્યાઓ આપે તે પછી અમે આપીએ, 'કદાચ અમે–સામો ગામવાળાઓ–પહેલી કન્યાઓ આપીએ અને લિંબાસી ગામ પછીથી ન આપે તો શું કરીએ?" આમ વિચારી સામા ગામવાળાઓએ પહેલી કન્યા આપવાનું કબુલ કર્યું નહિ. કોઇ કહેશે કે 'મારે દીકરી છે અને દીકરો નથી, તો મારે ગોળમાં ભળવાની શી જરૂર છે? કદાચ એકાદ દીકરો હશે તો કન્યા મળી રહેશે.' આવી રીતે કોઇએ પહેલી કન્યા આપવાનું નક્કી કર્યું નહિ, છતાં લિંબાસીમાંથી એકાદ બે માણસો એવા નીકળી આવ્યા, જે 'કંઇ કરતાં લિંબાસી ગામ ગોળમાં ભળે તો બહુ સારૂં થાય,' એમ વિચાર કરી પહેલાં કન્યા આપવા કબુલ થયા અને ઊઢેળા ગામમાં બે ઠેકાણે ચાંલ્લા અપાઇ ગયા.

ચાંલ્લાઓ આપનાર ભાઇએ ગઇ સાલેજ પોતાના પુત્રનું બાળલગ્ન કર્યું છે. તેજ ભાઇએ પોતાની બે કન્યાઓના ચાંલ્લા ઊઢેળા ગામમાં આપ્યા હતા.

છેવટે કંઇ સારૂં પરિણામ આવ્યું નહિ. લિંબાસી ગામમાં હમણાં કુસંપ પેદા થયા છે. એક બીજાનું ક્યારે ખરાબ થાય, તેવા રસ્તા કેટલાક ખોળી રહ્યા છે. ગઇ સાલ જે ભાઇએ પોતાના પુત્રનું બાળલગ્ન કર્યું હતું, તેમના ઉપર અંદરોઅંદર કુસંપને અંગેજ ફરિયાદ થઇ હતી અને આ ફરિયાદમાં ઘણા ભાઇઓ તેમના પોતાનાજ કુટુંબના હતા. તેઓ ફરિયાદમાં કઇ રીતે વધુ દંડ થાય તેવા ઉપાયો ખોળી રહ્યા હતા. આમ પેટ ફાટે ત્યાં પાટા શી રીતે બંધાય?

પોતાની કન્યાઓને પરણાવવા માટે મોટા ગામમાં પરઠણ આપીને કુળના 'હીરા' ખોળી લાવે છે. અને છોકરો પરણાવવા માટે પણ લગભગ, રૂપીઆ બે હજારથી ઓછું ખર્ચ થતું નથી. આ ખર્ચ કાઢવા માટે દેવું કરવું પડે છે, અને છેવટે ઘર, જમીન, વગેરે પોતાના બાપદાદાની સંઘરેલી મિલકત સામા આસામીનાં નાણાં પેટે લખી આપવી પડે છે. આટઆટલાં પડ્યા ઉપર પાટાં પડે છે, છતાં કોઇ સમજતા નથી!

લિંબાસી ગામમાં છોકરાઓની ગણતરી કરશો તો સેંકડે નેવું ટકા છોકરાઓ કુંવારા છે. બાકીના જે દશ ટકા પરણેલા છે, તે પણ રૂપીઆ-

પંદરસોથી બે હજાર ખર્ચીને પરણેલા છે. આટઆટલું ખર્ચ કરે છે. છતાં કઇ નાતની કન્યા હશે, તે વિષે ભય રહે છે. પરણ્યા પછી એકાદ બે કન્યાઓ બીજી નાતની નીકળી છે, તેથી ઘણો પસ્તાવો થાય છે, અને તેના દાખલા મારી પાસે મોજુદ છે. કદાચ પોતાની નાતની હોય તો 'અમુક રૂપીઆ આપો ત્યાર પછી કન્યા મોકલીએ,' એમ સાંભળવું પડે છે. અને ન મોકલે તો પહેલાં ખર્ચેલા રૂપીઆ ખોવાઇ જાય છે, એટલે છેવટે આપ્યે જ છૂટકો થાય છે. આટઆટલું થાય છે, છતાં ગામમાંથી કોઇની આંખો ઊઘડતી નથી.

ઉપર જણાવવામાં આવ્યું છે કે ગોળ બાંધવા માટે સિંજીવાડા, ભુરાકૂઇ, કાણીસા અને ઉદેળા ગામનું પંચ લિંબાસી ગામમાં ભેગું કર્યું અને કંઇ સારૂં પરિણામ આવ્યું નહિ. તો પંચ બોલાવવાની અને વધુમાં રૂપીઆ પાંચસોનું ખર્ચ કરવાની શી જરૂર હતી તે કંઇ સમજાતું નથી. તો આવી રીતે ખર્ચમાંથી બચવા માટે લિંબાસી ગામ ગોળમાં ભળ્યા સિવાય ક્યાં સુધી બેસી રહેશે? માટે લિંબાસી ગામના આગેવાનો દરેક ભાઇની સલાહ લેઇ ગોળ બાંધવા લક્ષ આપશે એવી આશા છે.

કીસ (ઉગાણ્ડા) ડાહ્યાભાઈ તુલસીભાઇ પટેલ

---

## રાહતની માગણીઓ શોભાવો

છેલ્લાં થોડાંક વર્ષથી ચાલતી આર્થિક મંદીને કારણે આપણે થોડાક વખતથી સરકાર પાસેથી અનેક જાતની રાહતોની માગણીઓ કરવા લાગ્યા છીએ. આપણામાંથી ખેતી કરનારને ખેતીમાંથી નિર્વાહ જેટલીયે આવક થતી નથી, માટે આપણે જમીનમહેસુલ ઘટાડવા માગણી કરીએ છીએ. આપણા ખેડૂતો પોતાના કરજનું વ્યાજ પણ ભરી શકે એવી દશામાં નથી, તે માટે આપણે સરકાર પાસે કરજમુક્તિની યોજનાઓ માગીએ છીએ. છોકરાંને ભણાવવા માટે પૂરતા પૈસા નથી, માટે સસ્તી કેળવણીની યોજનાઓ માગીએ છીએ. માંદગીને પ્રસંગે દવા માટે પણ આપણી પાસે પૈસા નથી, માટે આપણે મફત દવાખાનાંની અને ઔષધાલયોની માગણી કરીએ છીએ. કમાવાનાં સાધનો ન હોવાથી આપણા યુવકો કામધંધા વગર રખડે છે, તેમને કામ મળે તે માટે આપણે ખેતીની અને ઉદ્યોગની ખીલવણીની યોજનાઓ અને કામધંધો તથા કમાણી કરવાનાં સાધનો માગીએ છીએ.

બીજી તરફ આપણે સામાજિક ખર્ચ વધાર્યે જઇએ છીએ. દેવું કરીને

પણ આપણે લગ્ન અને મરણ અંગેનાં ખર્ચ કરીએ છીએ. લગ્નગાળો હવે આવે છે. કોઇ માણસ આપણા લગ્નપ્રસંગો જોવા નીકળે તો ગરીબાઇને નામે આપણે કરીએ છીએ તેવી રાહતની માગણીઓ ખરી નજ માને, એવી રીતે આપણે આવા પ્રસંગોએ ખર્ચ કરીએ છીએ. આનો અર્થ એમ નથી કે આપણી બૂમો સાચી નથી. પરંતુ એક તરફ ગરીબાઇની બૂમો અને બીજી તરફ ધામધૂમથી હદ બહારનાં સામાજિક ખર્ચ—એ બેને મેળ ખાય એમ નથી. ખેડૂતોના સામાજિક પ્રસંગો જોનારને તેવી ગરીબાઇની બૂમો ખરી હોવા બદલ શંકા પડે એવો આપણો વહેવાર છે. એ અટકાવ્યા સિવાય ગરીબાઇની બૂમો બહુ શોભશે નહિ.

પાટીદાર નાતમાંથી અનેક જણ પરદેશ જઇ કંઇક ધન કમાયા છે. બીજા કેટલાક દેશમાં પણ કમાયા છે. એ લોકો પોતાને ત્યાંના સામાજિક પ્રસંગોએ પોતાની શક્તિ જોઇનેજ ખર્ચ કરતા હશે. પણ લગ્ન, મરણ કે એવા વ્યવહારના પ્રસંગોએ ખર્ચના વ્યવહાર કરતી વખતે માણસે પોતાની આજનીજ અને પોતાની એકલાનીજ સ્થિતિનો વિચાર કરવો એ વ્યાજબી નથી. વ્યવહાર એ કાયમની વસ્તુ છે, સમાજના ને નાતના બીજા ભાઇઓને સંબંધકર્તા વસ્તુ છે. એટલે દરેક સમજુ માણસની ફરજ છે કે વ્યાવહારિક પ્રસંગે બધા ભાઇઓની શક્તિ અને સંજોગો અનુસાર ઠરેલેજ ધોરણે ખર્ચ કરવાં. પહેલાંના વડીલોએ લગ્નપ્રસંગે ફક્ત રૂા. ૬૦૬ાાનુંજ ખર્ચ કરવાનો ઠરાવ કરી તે નોંધાવ્યો હતો એમ મેં થોડાજ વખત પહેલાં મુ. શ્રી. મોતીભાઇ અમીન પાસેથી જાણ્યું. આવા ઠરાવમાં નાતના તમામ કોટિના માણસોનો વિચાર થએલો છે. આવા ઠરાવ કરી તે પ્રમાણેજ, શક્તિ હોવા છતાં, રીતસર ખર્ચ કરવાનો વહીવટ નાતના આગેવાનો રાખે તોજ તેમની આગેવાની શોભે અને ટકી રહે. સાધન હોય તેને બધાના હિતને કામે ખર્ચ કરવાના અનેક રસ્તા છે અને તે રીતે ભલે ખર્ચ કરે. પરંતુ વ્યવહારમાં ઠરેલા ધોરણથી વધુ ખર્ચ નજ કરી શકે એવું કોઇ ધોરણ ઠરવું જોઇએ.

આ બાબતમાં સાંભળ્યું છે કે વાણીઆની નાત બહુ ચુસ્તપણે નાતના ઠરેલા ધોરણને વળગી રહીનેજ ખર્ચ કરે છે. પાટીદારની નાતના આગેવાનો પણ એક વખત ભેગા મળી વ્યાવહારિક પ્રસંગોના ખર્ચની હદ ઠરાવી તેજ મુજબ ખર્ચ કરવા કરાવવાનો આગ્રહ રાખે તો નાતનું ભલું થાય. બાકી ચાલે છે એમ ચાલવા દેવાશે તો નાતમાંથી મધ્યમ વર્ગ જેવો વર્ગ નાશ પામશે, આર્થિક બાબતમાં મોટો વર્ગ પાયમાલ થશે, તે ઉપરાંત ગરીબાઇની બૂમો શોભશે નહિ.

આ માટે વિચાર કરી શકે એવા નાતના સુશિક્ષિત, ધનિક તેમજ બીજા ભાઈઓને, એક વખત ભેગા મળી વ્યાવહારિક ખર્ચ કરવાની મર્યાદાઓ નક્કી કરવા, વિનંતી છે. એવું નહિ થાય તો આપણી ગરીબાઈની ખૂમો બહુ વખત ગાટે શોભશે નહિ.

વડોદરા ચિમનભાઇ મૂ. અમીન

---

## પાણીના નળ

'પાટીદાર'ના સંવત ૧૯૯૫ના માગશર માસના અંકમાં ભાઇશ્રી ચિમનભાઈ મૂળજીભાઇ અમીનનો ઉપરના મથાળાવાળો લેખ છે. તેમાં તે ભાઇ જણાવે છે કે "'વસોમાં પાણીના નળ આવે એ ગામને માટે જરૂરી અને લાભદાયી છે' એમ પ્રામાણિકપણે માનનાર ગામની તમામ નાતોના મોટા વર્ગના લોકોમાંનો હું એક હોવાથી આ વર્ગ વસોમાં નળ લાવવા કેમ પ્રયત્ન કરી રહ્યો છે, તે સમજાવવાની જરૂર લાગે છે" (પૃષ્ઠ ૬૯). ગામની **તમામ** નાતોના અને તેમાં પણ ઘણા **મોટા** ભાગના લોકો વસોમાં નળને **જરૂરી** અને **લાભદાયી** માનતા હોય તો નળની વિરુદ્ધ તતૂડી વગાડનાર હું કોણ એમ મારે જરૂર વિચાર કરવો પડે, પરંતુ પોતાને નળ જોઇએ છે કે નથી જોઇતો, એ કારણે બીજાઓને અંદર સંડોવવા અને તેમને નામે અભિપ્રાય આપવો એ બીનજવાબદાર માણસનું કર્તવ્ય ઠરે છે.

૨. ભાઇશ્રી ચિમનભાઇની ઉપરની હકીકત ખરી છે કે કેમ તે જોવા, આ સંબંધે વસોની સુધરાઇએ નળ સંબંધે જે ઠરાવો કર્યા છે તે જોવાની જરૂર છે. કહેવાતા લોકનિયુક્ત સભાસદો પણ કેવા બીનજવાબદાર છે, તે એ ઠરાવો ઉપરથી માલૂમ પડે છે. નળ સંબંધે પ્રથમ ઠરાવ સુધરાઇએ તા. ૨૪:૮:'૩૭ને રોજ કર્યો. તેમા મને હકીકત મળી છે તે પ્રમાણે નવ સભાસદો નળની તરફેણમાં હતા અને ચાર વિરુદ્ધ હતા, એટલે બહુમતિથી ઘરમાં કનેક્શન લેનાર માટે વાર્ષિક રૂ. ૧૪ ને સ્ટેન્ડ પોસ્ટથી પાણી લેનાર માટે વાર્ષિક રૂ. ૪ના દરનો શરતી ઠરાવ પાસ થયો. પણ સુધરાઇની ઓફીસમાં બેસી સભ્યોએ કરેલા આ ઠરાવની પ્રજામાં જાણ થતાં ઊહાપોહ ચાલ્યો, એટલે શાણા સભ્યોએ પ્રજામત જાણવાની કૃપા કરી, પ્રથમ એક માસની મુદત આપી. તે મુદતમાં નળ વિરુદ્ધની આશરે ૧૨૦૦ સહીવાળી અરજી સાદર થઇ, પણ મને સમાચાર સાંપડે છે તે પ્રમાણે નળની તરફેણવાળા લોકો પોતાનો

અભિપ્રાય નંધાવી નહિ શક્યા હોવાથી પ્રથમની મુદતને વધારી તા. ૩૦:૧૧:'૩૭ની છેવટની મુદત રાખી. આ દરમિયાન આશરે ૧૫૦ સહીવાળી, નળ જેને જોઈએ છે તેવા લોકોની, અરજી આવી. મેં પણ વિરોધ દર્શાવતી મારી અરજી તા. ૩૦:૧૧:'૩૭ને રોજ પેશ કરી. આ ઉપરથી સુધરાઈએ તા. ૨૪:૧૨:'૩૭ને રોજ, કેટલાક સભ્યો તટસ્થ રહેતાં અને કેટલાક વિરુદ્ધ પડતાં, બહુમતિથી નળ નહિ લાવવાનો આખરી ઠરાવ કરી નાખ્યો. પરંતુ પારકે પૈસે જેને નળ જોઈએ છે તેવો લાગવગવાળો વર્ગ એટલેથી કંઈ જંપે કે? તેમણે મે. રા. રા. સુબા સાહેબ તરફ એક અરજી પેશ કરી. તેઓ સાહેબે સુધરાઈના વિચાર વાસ્તે સુધરાઈ ઉપર તે અરજી રવાના કરી. પરિણામ શું આવ્યું? પરિણામ જોવા વાચકને 'ચરોતર' માસિકનો જૂન, ૧૯૩૮નો અંક જોવાની વિનંતી છે. તેના 'વસો વિભાગ પત્રિકાના' પૃ. ૧૯૮-૯૯ ઉપર 'વસો ગામ **સમસ્ત** માટે વૉટર વર્ક્સ કરવા સંબંધે સુધરાઈએ કરેલો ઠરાવ,' એ મથાળાના કોઈ અજ્ઞાત લેખકના લેખમાં જણાવવામાં આવ્યું છે કે નળની વિરુદ્ધનો 'સુધરાઈનો ઠરાવ **પ્રગતિ** વિરુદ્ધનો હોવાથી બધી હકીકત નવેસર તપાસી ફરીથી વિચાર થવા આખું પ્રકરણ તેઓ સાહેબે (સુબા સાહેબે) સુધરાઈ તરફ પાછું મોકલ્યું. તે ઉપરથી તા. ૪:૬:'૩૮ ને શનિવારે સાંજના ૪-૩૦ વાગ્યે સુધરાઈની એક સાધારણ સભા ભરવામાં આવી. **આ પ્રસંગે વૉટર વર્ક્સના ખાસ નિમાયતી કેટલાક સદ્‌ગૃહસ્થો પણ સભામાં હાજર રહ્યા હતા.**" આ પ્રમાણેની '**બે વિરુદ્ધ દશ મતે ઠરાવ પસાર થયો**' વાળી વિજયઘોષણા પ્રસિદ્ધ થઈ. શું કરે બિચારા સભ્યો! પેલા સદ્‌ગૃહસ્થોનો તેમને વળગ્યો પડ્યો, એટલે તેમના તેજથી અંજાઈ બહુમતિથી નળ લાવવાનો ઠરાવ થયો હોય, એ તો એમજ હોય! બંદૂકને કુંદે ઠરાવ નથી કરાવ્યો એટલોજ સંતોષ. આને પ્રગતિ કહેતા હો તો મુબારક હો એ પ્રગતિ આપને!

૩. 'પાટીદાર'ના પૃષ્ઠ ૭૧ ઉપર ભાઈ ચીમનભાઈ જણાવે છે તે પ્રમાણે ગામના જુવાન વર્ગે કાકલુદીભરી વિનંતિ નળનો વિરોધ કરનાર ભાઈઓને કરી. પરિણામે "નળનો વિરોધ કરનાર ઘણાના મત બદલાયા અને પરિણામે નળ લાવવાનો ઠરાવ મંજૂર થયો." ઘણા માણસો તે કયા? પ્રજાવર્ગના મતદાર કે સુધરાઈના સભ્યો? ખરી હકીકત તો એ છે કે જે ઉપર જણાવી તે ૧૫૦ સહીવાળી અરજીમાં વિરુદ્ધ અરજી કરનારમાંના પણ કેટલાકને સમજાવી સહીઓ લીધી છે, એમ વિરોધ કરનારનું કહેવું છે. સત્ય

હકીકત શી છે, તે જોવા સુધરાઇમાં ગે એ દિવસ -આંટા માર્યા છે, પણ મારા ફેરા નિષ્ફળ ગયા છે, એ વાત મારે નિશ્ચયપૂર્વક જણાવવી નહોતી, છતાં સત્ય હકીકત જાણવાની તસ્દી લેઇ આવા લેખ લખવા જોઇએ તે જાતના આરોપમાંથી બચવા રાગદ્વેષ રહિત આ વાત નોંધું છું. જે ઠરાવ મંજુર થવાનું આમાં ભાઇશ્રી ચિમનભાઇએ જણાવ્યું છે, તે તા. ૪:૬:'૩૮નો નળની હિમાયત કરનાર સદ્ગૃહસ્થોની રૂબરૂ—તેમના તેજમાં તણાઇને થએલો ઠરાવ.

૪. સમસ્ત ગામની પ્રજાને નામે આ પ્રકારનું લખાણ થાય અને વિરોધ કેટલો છે, એ વાત ઉપર ઢાંકપિછોડો થાય એ હકીકત જવાબદાર માણસ વાસ્તે બિલકુલ શોભાસ્પદ નથી. એ ૧૫૦ સદ્ગૃહસ્થોને નળ લાવવા હોય તો બીજા કોઇથી કે મારાથી તેમને બાળી ન શકાય. પ્રસૂતિની પીડા વંધ્યાને ન હોય; એમને શું દુઃખ છે તે તો એજ સારી રીતે જાણે, બીજાને શી ખબર? તે લોકો નળ લાવે, કૂવા ખોદાવે, હેન્ડ પંપ મુકાવે, તેમાં બીજાને શું? પણ નળનો વિરોધ કરનાર ઉપર કૃપા કરી આમ બળજોરી ન કરશો, તેમને ખર્ચે નળ લાવવાની દાનત ન રાખશો, તેમને આડુંઅવળું સમજાવી સહીઓ આપે તેમ ન કરશો. આપણે હવે સમજવું જોઇએ કે રૂ. ૨૫ના વ્યાજમાં આખું વરસ મીઠું ને ખારૂં પાણી ન ભરાવી શકાય. હવે તો પાણીઆરીને ઓછામાં ઓછા વાર્ષિક રૂ. ૨૫, ઉપર સાલ્લો ને ગણ દાણા ફોગાના આપીએ ત્યારેજ તે લોક પાણી ભરી શકે, નહિ તો આપણને ન ગાંઠે. ખાસડું દેખાડી કામ કરાવવાના દિવસો ગયા! ઓછે પૈસે નળનું પાણી મેળવવા વાસ્તે, તેમજ મબલખ પાણી વાપરવાના ભેખથી ગરીબોને ભોગે નળની માગણી થાય તે વ્યાજબી નથી. એ સુનંદા ૧૫૦ સહીવાળાઓને નળ પોતાને ખર્ચે જોઇતા હોય તો વિરોધી વર્ગ તેમને એમ નહિ કહે કે તમે ગામ છોડીને ચાલ્યા જાઓ. આપણું ઉભયનું સુખદુઃખ સાથે સર્જાએલું છે, માટે તો આપણે વર્તમાન પ્રગતિના સમયમાં સાથે વસો ગામમાં જન્મ્યા છીએ. તમારે પોતાને ખર્ચે નળ લાવવા હોય તો તંદુરસ્તીને ભોગે પણ વિરોધી વર્ગ તમને સહાય થશે.

૫. દેખાદેખી કરી પ્રગતિ સાધવા જતાં પગ ભાગી જશે, તેનાથી પણ સાવધ રહેવાની જરૂર છે. 'બીજા ગામોમાં નળ ને વસોમાં નહિ? બીજા ગામોમાં પ્રસૂતિગૃહો ને વસોમાં નહિ? બીજા ગામોમાં મહિલા પુસ્તકાલયો ને વસોમાં નહિ?' 'વસોમાં સહકારી બેંક ને અમારે ત્યાં નહિ? વસોમાં બેંગોની બેંક ને અમારે ત્યાં નહિ? વસોમાં કેળવણી મંડળ ને અમારે ત્યાં નહિ?' આ જાતની મનોદશા આ કહેવાતી પ્રગતિને જવાબદાર છે. આવી

સંસ્થાઓમાં દમ પણ શી રીતે આવે? અનુભવી ને વૃદ્ધ પુરુષો કહે છે કે વસોમાં નળ આવે તો કન્યાઓ બહારથી વધારે આવે. ધર્મજમાં નળ નથી. વસોની કન્યાઓ પહેલાં ધર્મજ નહોતી જતી. હવે જવા માંડી છે કે કેમ? શા કારણથી? ત્યાં નળ છે તેમાં?

૬. વસોમાં નર્યા પાટીદાર નથી વસતા, એ સદ્‌ભાગ્યની વાત છે. એકજ કોમની બહુધા વસતિ અન્ય કોમોને વિનાશક છે, એમ મારો અનુભવ કહે છે. વસોમાં પાટીદાર, બ્રાહ્મણ, વાણીઆ, લુહાણા, વાળંદ, ઘાંચી, મોચી, કડીઆ, મુગન, શેખ, ભાવસાર, કુંભાર, ગોલા, ધોબી, મુસલમાન, ગરાસીઆ, કાછીઆ, ભોઇ, કણબી, સુથાર, લુહાર, તપોધન, ઢેડ, ચમાર, બારૈયા, વાઘરી, છીપા, વહોરા, લોટીઆ વહોરા, બારોટ, સોની, ગઢવી, દરજી, માળી, ડબગર, ખત્રી, દલાલ—આમ બહુવર્ણી ને બહુ ધંધાદારી વસતિમાં પાટીદાર કેટલા? પરાણે પાંચસો ઘર. તેમાં વળી જેમનાં બૈરાં પાણી ભરવા નથી જઇ શકતાં તેમની સંખ્યા કેટલી? દાળમાં હીંગ જેટલી. આ હીંગ જેટલી વસતિનાં બૈરાં વાસ્તે સમગ્ર ગામના લોકોને માથે નળ ને ગટરોનો અસહ્ય બોજો ઠોકવો, એ વસોના સેવાભાવી ને નિઃસ્વાર્થ યુવકવર્ગને બિલકુલ શોભાસ્પદ નથી. યુવકવર્ગને નામે ગરીબોનું શોષણ, ભાઇઓ! ન કરશો.

૭. શારીરિક મહેનતથી જુવાન તે બીતો હશે? અમને મહેનતનો ને સમયનો બચાવ જોઇએ છે, આ જાતની દલીલ વર્તમાન જુવાન વર્ગની ન હોઇ શકે. એ તો પ્રખર જીવન ગાળનારો હોય તો જ આ હાડમારીના સમયમાં પોતાનું પેટીઉં મેળવી શકે. ભાઇ ચિમનભાઇ પોતાની દૃષ્ટિએ તમામ જુવાન વર્ગને ન જુએ તેવી મારી સલાહ છે. ગાંધીયુગનો જુવાન ખડતલ હોય, પાંચદશ ગાઉ ચાલી નાખે, મોટરની માગણી ન કરે, ગાડામાં બેસવાનું મળે તોય નભાવી લે, ખાવાનું ન મળે તોય ચલાવી લે, ટાઢતાપ ન જુએ, આરામ-ખુરશી ઉપર બેસી માત્ર તરંગો ન કર્યો કરે, જમીન ખેડવામાં હીણપત ન માને, પોતાનું દશ શેર વજન સ્ટેશન ઉપર લેઇ જવામાં એને શરમ ન આવે. યુવાન સ્ત્રીઓનું પણ તેવું જ. એ પોતાનાં કપડાંની પસંદગીમાં રંગ કરતાં પોત પ્રથમ જુએ, એના પતિને વલોણાવારે સોનીને ત્યાં ન જવું પડે, એ પોતાના ઘરને માટે કૂવાનું પાણી જાતે ભરી લાવે, એનાં છોકરાંને કે એના પતિને દળવાનું લેઇને મોબીને સંચે ન જવું પડે. 'Dignity of labour' સંબંધે જેવું પ્રવચન થાય કે લેખ લખાય તેવુંજ ઉભયનું વર્તન હોવ. મહેનતથી ડરતો વસોનો જુવાન વર્ગ વસોની કેળવણીની સંસ્થાઓમાં ભણતાં બાળકો ઉપર કેવી અસર કરશે? સ્ત્રીઓને પાણી ભરવાનો ત્રાસ છે, માટે

નજાનું સમર્થન કરવું એ ઊલટું હાનિકારક છે. બેઠેલ જીવન, સ્ત્રી કે પુરુષનું, રસહીન છે. મનુષ્ય કર્મ – શ્રમ – કરવાને માટે જ સર્જાએલો છે. कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः એ શ્રુતિવાક્ય પણ કામ કરતાં સો વર્ષ જીવવાનો વિધિ આપે છે. સમયનો વ્યાયામ કરી એનો અત્યારનો જુવાન વર્ગ શામાં ઉપયોગ કરશે, એની તો મને શંકા છે. શ્રમ કરનાર માણસજ આબરૂદાર ગણાશે, એવા જમાનાના મને ભણકારા વાગે છે. ભાદરણની અંદર પાંચ મણની ગુણ ઊંચકનાર ધૂળો ને વસોની અંદર મોતીરામ મારવાડીની કોઇ દયા ખાતું હોય તો હું તેનેજ દયાપાત્ર ગણું છું. એ મજૂરીઆત વર્ગ ન હોય તો આપણું પાણી કોણ ભરે? આવા ઉપકાર કરનાર વર્ગની રોજી છીનવી લેઈ ઊલટા તેમને માથે નળવેરો ઠોકવા જેટલા કૃતઘ્ની તો આપણે નજ બનીએ.

૮. "પહેલાં દશ પંદર હજાર રૂપીઆમાં આવાં ગામોને સરકારી હાઇ સ્કૂલો મળતી. તેનો લાભ પેટલાદ, સોજીત્રા, ભાદરણ જેવાં ગામોએ વખતસર ચેતીને લીધેલો. તે વખતે વસો ગામ 'હાઇ સ્કૂલની ગામમાં જરૂર છે કે કેમ?' એનો નિર્ણય ન કરી શક્યું." આ પ્રમાણે 'પાટીદાર'ના પૃ. ૭૦ ઉપર ભાઇશ્રી ચિમનભાઇ લખે છે. નિર્ણય તો કરી શકત, પણ પંદરવીસ હજાર રૂપિયા આપે એવો કયો પાટીદાર કે બ્રાહ્મણ હતો? અન્ય ગામોમાં એકજ જણની ઉદારતાથી તે સંસ્થાઓ થઇ છે. ગાદીનું ગામ કહેવાતું હોવા છતાં વસો ગામ પૈસેટકે તો ગરીબ ને વાણીઆશી છે, એવી મતલબનો આરોપ ભાદરણની પ્રજા મને સંભળાવે છે. ખરી વાતમાં ખાર શો?

૯. ગામડાંનો ચેતનવંતો વર્ગ ધીમે ધીમે શહેરો તરફ જતો અટકે એટલા માટે "આવા વર્ગની નજરે જીવનની જરૂરીઆત અને તે માટેનાં સાધનો લાવી એ વર્ગને માટે ગામડાં આકર્ષક બનાવવાં પડશે." આવી જાતની દલીલ ભાઇ શ્રી. ચિમનભાઇ પૃ. ૭૧ ઉપર કરે છે. દલીલ ઠીક છે, પણ ગામડાં આકર્ષક કોની દૃષ્ટિએ બનાવવાનાં? વિકૃત દૃષ્ટિવાળા મનુષ્યની દૃષ્ટિએ કે ગામડાંમાં વસતી મોટા ભાગની પ્રજાની દૃષ્ટિએ? ભાઇશ્રી ચિમનભાઇની દૃષ્ટિ આગળ વસો, ભાદરણ, ધર્મજ, જેવાં ગામ તરવરે છે કે નાનાં ગામડાં? નાનાં ગામની જરૂરીઓતો શી છે તે તો તેમને પૂછતાં જણાય. આપણી વિકારી દૃષ્ટિ ત્યાં કામ નહિ લાગે. અને તેનો ઉપયોગ કરવા જતાં ગામડાંને પાયમાલ બનાવીશું. ચેતનવંતો વર્ગ ગામમાં બધાં સાધનો – સુંદર સીમેન્ટનાં મકાનો, વિશાળ રસ્તાઓ ને ઉપર પાણીના છંટકાવ, સ્કૂલો, લાયબ્રેરીઓ, પોસ્ટ ઓફીસો, સ્ત્રીપુરુષોનાં જુદાં દવાખાનાં, વગેરે, વગેરે – ભાળવા છતાં એ ખારો શું? ગામની ચાર ભાગોળોમાં રહે આ સાધનો આવવાનાં છે! દેહાતી

લોકોને તેમની પોતાનીજ દષ્ટિએ સુખ છે. ગામડાંને વિશાળ ભાગોળોની જરૂર છે, ભાગોળે તેમને ખરવાડની જરૂર છે (તેને વાસ્તે તો સરકારે ગામઠાણ વધાર્યે જ છૂટકો), આંગણે ઢોર બાંધવાને છૂટા ચોકની જરૂર છે, તેમનાં ગાડાં રાખવા મોકળાશની જરૂર છે, તેમને ઉકરડા નાખવા આંગણામાંજ જગ્યા જોઇએ. ધનવાનો પોતાનું ધન તિજોરીમાં પોતાની છાતી ઉપર રાખે કે બેંકમાં સહીસલામત રાખે, ત્યારે ગરીબ ખેડૂતનું ધન દૂર દૂર ભાગોળે વેડફાય, એ કોના ઘરનો ન્યાય? જે વખતે ખેડૂતવર્ગને મદદરૂપ થઇ ખેતીની આબાદી થાય તેવાં પગલાં ભરવાં જોઇએ, તે વખતે ખેતીની રહીસહી આબાદીને બરબાદ કરનારાં આડકતરી રીતે પગલાં ભરાય, એ બિલકુલ શોભારપદ ને આશાજનક નથી. ગામડાંને જોઇએ પીઢેરી–છાણથી લીંપેલાં ઘર (સીમેંટનાં નહિ), સાર્વધર્મિક મંદિર–નડિઆદના સંતરામ જેવું; એમને જોઇએ એક શાહુકાર, એમને જોઇએ મીઠા કૂવા, એમને જોઇએ એક નિશાળ ને ભણેલું ભૂલી ન જવા માટે જીવનને ઉન્નત કરનાર એક પુસ્તકાલય ને અનુભવી વૈદ્ય.

૧૦. વસોમાં વૉટર વર્ક્સનું અંદાજી ખર્ચ ભાઇશ્રી ચિમનભાઇ આશરે ત્રણ લાખ રૂપિયા ધારે છે. ત્રણ લાખમાં વસો ગામના વિસ્તારના પ્રમાણે ખર્ચ થઇ રહે, એમ હું પોતે ધારતો નથી. છેવટની મંજુરી મળ્યા પછી ને અંદાજી એસ્ટીમેટ થયા પછી જો લડાઇ જાગે તો વસોના બાર વાગી જવાના! ભાવો એકદમ ચઢી જવાના. સોનાના ભાવ હજુ એવડા નથી થયા, પણ નળ વગેરેના તો કેટલા ગણા વધે તે તો વેપારીઓની ને માલ પૂરો પાડનાર કંપનીઓની તે વખતની મનોદશા ઉપર અવલંબે છે. ભાદરણ વિસ્તારમાં શેઠાણીના ચાંલ્લા જેટલું, તેમાં પણ માત્ર ડ્રેઇનેજ(ગટરો)નો અંદાજ સરકારરાહે એક લાખ એંશી હજાર-રૂપિયાનો છે. તે હિસાબે વસોને તો ૨ાા લાખ કરતાં ઓછા ન જોઇએ. નળ સાથે એકંદર ખર્ચ પાંચ લાખ કરતાં ઓછું ન આવે. લડાઇ જાગે તો કેટલું આવે એ તો રામ જાણે! ભાદરણમાં તો ઘણે લાખે સમયે ત્રીજી સાલેજ બે સખી ગૃહસ્થોની સખાવતને પરિણામે ગરીબોને, સ્ટેન્ડ પોસ્ટથી પાણી ભરનારને મુક્તિ મળી છે; પણ ગટરોનો ભાવિ વેરો તેમને ફરીથી મૂંઝવી રહ્યો છે. ભાઇશ્રી ચિમનભાઇ ધારે છે તેટલોજ ખર્ચ થશે એમ માની લેઇ આપણે ચાલીએ. સરકાર અર્ધી મદદ આપે તો દોઢ લાખ રૂપિયાનું સરકારનું દેવું કરવું પડે. દેવું કરીને બાપનું બારમું પણ ન થાય એવી સલાહ આપનાર મળે, પણ આટલું મોટું કોઇ શાહુકારનું નહિ–ખૂદ સરકારનું કરજ કાઢી નળ લેવાય, એમાં ના કહેનાર સુધરાઇના હાજર ૧૨ સભ્યોમાંથી માત્ર ૨ મળે એ બિનજવાબદારીનો અચ્છો નમૂનો! દોઢ

લાખ રૂપિયાનું કરજ ૫૦ વર્ષે પૂરૂં ફેડવાનું સરકાર ઠરાવે ને સેંકડે ચાર ટકા પ્રમાણે વ્યાજ લે તો દર સાલ હપ્તાના ભરવાના રૂા. ૩૦૦૦ થાય, તે ઉપરાંત પ્રથમ વર્ષે વ્યાજના રૂા. ૬૦૦૦ થાય. નળની નિભાવણી ખર્ચ દર વર્ષે રૂા. ૪૦૦૦થી ઓછું ન આવે. ભાદરણમાં વાર્ષિક રૂા. ૩૦૦૦ આવે છે. ગટરોનું વાર્ષિક નિભાવણી ખર્ચ કેટલું આવશે તેનો હજુ ભાદરણને અનુભવ નથી, કારણ કે ત્યાં ગટરોનું કામ હજુ ચાલુ છે; પણ વસો માટે રૂા. ૫૦૦૦ વધારે ન કહેવાય. આ પ્રમાણે એકંદર વાર્ષિક ખર્ચ રૂા. ૧૮૦૦૦નું થાય. હવે ઘરો ઉપર તેની ફાળવણી કરીએ. ભાઇશ્રી ચિમનભાઇનેજ હિસાબે ચાલીએ: "લગભગ ૩૦૦૦ ઘરમાંથી, ઘરગાંનળ નહિ લેનાર લગભગ ૨૫૦૦ ઘર પૈકી લગભગ ૧૦૦૦ ઘરોને દર વર્ષે ૪થી ૫ રૂપીઆ અને બીજાં પાંચસો સાતસોને બે રૂપીઆ કર આપવો પડશે. ૫૦૦-૭૦૦ ઘરને કરની માફી આપી શકાશે" (પૃ. ૭૨). આ હિસાબે વધારેમાં વધારે રૂા. ૫ વાર્ષિક ગણતાં એક હજાર ઘરનો રૂા. ૫૦૦૦ વેરો આવે. વધારેમાં વધારે સંખ્યા લેતાં બીજાં ૭૦૦ ઘરનો વાર્ષિક વેરો રૂા. ૨ પ્રમાણે રૂા. ૧૪૦૦ આવે. આ પ્રમાણે સ્ટેન્ડ પોસ્ટથી પાણી લેનાર તમામ વર્ગોનો વેરો રૂા. ૬૪૦૦ થયો. હવે રહ્યાં, ભાઇશ્રી ચિમનભાઇ ધારે છે તેવાં, કનેકશન લેનાર ઘર ૫૦૦. તે ઉપર વર્ષ દિવસે રૂા. ૧૮૦૦૦-૬૪૦૦=૧૧૬૦૦, એટલે કનેકશન દીઠ રૂા. ૨૩ ભરવા પડે. આટલો ભાર (મારે હિસાબે તો તેથી પણ ઘણો વધારે) નળવેરો ભરનાર ના મળે. ૧૫૦ સહીવાળા પણ છટકે તો નહિ ને? અને રૂા. ૧૪માં કનેકશન લેવાના શરતી ઠરાવનું શું થાય? ભૂલ માલૂમ પડે તો ઠરાવ હજુ સુધારી શકાય છે. સ્ટેન્ડ પોસ્ટથી પાણી ભરનાર, ભાઇ ચિમનભાઇના જાદુઇ હિસાબથી લલચાશે નહિ. વસોમાં વધારેમાં વધારે ઘરવેરો રૂા. ૫ છે. તે વધારવાના સઘળા પ્રયાસો વ્યર્થ ગયા છે. પરિણામે તેમનો બોજો ગરીબ વર્ગ ઉપરજ પર્યા કર્યો છે. ચાલુ સાલે સુધરાઇના સભ્યો પૈકીના કોઇએ વેરો ઓછો આપવો પડે એટલા માટે, અનેક ઘરને એક મિલકત તરીકે નોંધાવ્યાં નથી એમ, કોણ પૂરવાર કરી શકશે? ત્યારે પોતાને આવતો રૂા. ૨૩નો વેરો ભારે પડનો હોવાથી તે ઓછો કરી માત્ર બે કે ત્રણ રૂપિયાનો તફાવત રાખી બધો વેરો સ્ટેન્ડ પોસ્ટથી પાણી લેનારને માથે ઓઢાડશે, એમાં કોઇને કાંઇ શંકા છે? કાગળ ઉપર દિલસોજી બતાવનારા ગામમાં ઘણા છે, પણ પોતે ખર્ચ વેઠી ગરીબોને રાહત આપે એવો તો ભવિષ્યમાં કોઇ જનની જણે ત્યારે ખરૂં. (અહીં એક અપવાદ કરવાનું મન થાય છે, પણ તેમનું દાન કેવળ ગરીબોનેજ વાસ્તે નહિ હોવાથી અપવાદ નથી કર્યો.)

૧૧. વસોમાં નળ આવે તો વસો ગામના કારીગર ને મજૂર "વર્ગનાં કેટલાંય કુટુંબોને ઓછામાં ઓછા સો બસો રૂપિયા કમાવાનું મળશે," એવી ભાઈ ચિમનભાઇની દલીલ લલચાવનારી છે. ખરેખર ત્યારે તો કમાણીના વ્યાજમાંજ નળવેરો ભરાય. આવાં કામોના કોણ્ટ્રાક્ટ મોટા કોણ્ટ્રાકટરોને મળે છે. તે લોકો અનેક ઠેકાણે આવાં કાર્યમાં પ્રવીણતા પામેલા હોય છે. તે પોતાનાજ કારીગરો ને મજુરો રાખે છે. જે તે સ્થળના રાખે તો આપણા હરામી લોકો એમને ચોળાવે. અહીં ભાદરણમાં એ કામે મજૂર વગેરે ગુજરાત બહારના છે. કમાણી થતી હોય તો માત્ર કલાલને. એટલે મજૂર, કારીગરોની દાઢ રખે સળકે.

૧૨. સુધરાઇના સભ્યો, આપે વધુમતિથી નળ લાવવાનો ઠરાવ તો કર્યો, તે કરવામાં આપની સ્વતંત્ર બુદ્ધિ ઉપર ખાનગી સદ્‌ગૃહસ્થોની હાજરીનું આવરણ પણ થયું હશે. નળના આવવાથી આપને ને આપના ભાવી વારસોને લાભહાનિ તો થશેજ. આપની ફરજ છે કે સુધરાઇના સભ્યોએ મતદાર વર્ગના અભિપ્રાય મુજબ ચાલવું જોઇએ. પણ તમને ચૂંટનાર પ્રજામતની અવગણના કરી તમે તમારો સ્વતંત્ર અભિપ્રાય ભળતોજ આપ્યો હોય તો જરૂર તમે પ્રજાદ્રોહનું કલંક વહોરો છો ને ઈશ્વરના કોપના હકદાર થાઓ છો. કોઇએ ઇજારો નથી રાખ્યો અથવા રજિસ્ટર નથી કરાવ્યું કે તેના વારસ પેઢી દર પેઢી ધનવાન રહી શકશે. કાલે કેવી સ્થિતિ થશે તેનો કોને ખ્યાલ છે? કદાચ આપણાં કૃત્યને વાસ્તે આપણા પોતાનાજ વારસો આપણને શાપ આપે. હજુ વડીપાપડ વંઠી નથી ગયાં. ગમે તે વખતે ઠરાવો ફેરવી શકાય છે. એમાં આપને કશું સમજાવવું પડે તેવું છે? સરકાર એમ ને એમ પૈસા નહિ ધીરે. ઉપજખર્ચના ટાંટીઆ મેળવી આપવા પડશે. નવી ચૂંટણીમાં આપ કદાચ ન પણ આવો અને પાછળથી પસ્તાવું પણ પડે, માટે વેળાસર ચેતજો. તે વખત જે તે સભ્યોને માથે તે કામ પડવાનું છે, માટે આપણે શું, એમ કહી બીન જવાબદાર ન બનશો. કૂવા ખોદાવવામાં ખર્ચ થશે, પાણી કેવું આવશે તે તો કોણ જાણે છે? થોડો ખર્ચ કર્યા પછી સરકાર ગળું પકડશે, નહિ છુટાય. હાર્યો જુગારી બમણું રમે તેના જેવું થશે!

૧૩. નળની અડચણોનો શો ખ્યાલ આપું! હમણાંજ નવેમ્બરની આખરે પાટનગર વડોદરામાંજ નળની પાઇપ તૂટતાં પ્રજાને ને ભાઇશ્રી ચીમનભાઇને પણ જે અનુભવ થયો છે, તેના માત્ર પેપરોમાંથી ટૂંકા ઉતારા આપું: "રાત તો જેમ તેમ કાઢી. સવારે મોં ધોવા પાણી ન મળે. લોકોએ રાતના પતરાળાંમાં

ખાધું. કારણ કે વાસણ ધોવા પાણી નહિ. ફ્લશિંગ જાજરૂવાળા કાગળ ઢાંકી જાજરૂ જવા ગયા. ઘણી એનોને પાણી ખેંચતાં ન આવડે. તેમના પુત્રો કે પતિઓ કૂવે જઇ પાણી ખેંચી આપતા અને બેનો માથે બેડું લેતાં ન આવડે માટે બગલમાં પાણીનો ઘડો ઊંચકી ઘેર જાય. આ દશ્ય અનેરૂં અને જોવા લાયક જેવું હતું. શહેરમાં જેના ઘરમાં કૂવા હતા તેમણે લોકો માટે કૂવા ખુલ્લા મુક્યા. લોકો મનમાં ઉપકાર માની પાણી લેઇ જવા લાગ્યા. આનું નામ શહેરી જીવનની પરાધીનતા" ('મુંબઇ સમાચાર,' તા. ૩૦:૧૧:'૩૮, પૃષ્ઠ ૪). હોય; એમજ હોય. સુખદુઃખની વિકારી ભાવના આને માટે જવાબદાર છે. જેમ જેમ માણસની જરૂરીઆતો વધશે તેમ તેમ તે મનુષ્ય વૈજ્ઞાનિક સાધનોની ચુડમાં વધારે ને વધારે સપડાશે. જીવન જેટલું કુદરતથી દૂર તેટલી પરાધીનતા વધારે. ડાહ્યા અને નૈસર્ગિક જીવનમાં ઊછરેલા મનુષ્યો મનુભગવાનની માફકજ કહે:

सर्वं परवशं दुःख सर्वमात्मवशं सुखम् ।
एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः ॥ (મનુ. ૪:૧૬૦)

વળી, यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धि प्रसादजम् ॥ (ગીતા ૧૮:૩૭)

જેટલું હાથે થાય તેટલું જાતે કરો, અને જેમાં પ્રથમ દુઃખ છે તેજ પરિણામે સુખદાયી છે. આ વાતની અવગણના કરવાથી વિપરીત ફળ આવે તે સ્વાભાવિક છે. નળ જરા મોડો થતાં ભાદરણના મહોલ્લાઓમાં ઘરઘરની સ્ત્રીઓ બૂમો પાડે છે ને 'નળવાળાનું સત્યાનાશ જજો!' કહે છે, અને નળ આવતાં 'વાગી વાગી સ્વયંવરમાં હાક, હો નળ આવ્યો રે!' એવી બૂમો સાંભળવાનું સદ્‌ભાગ્ય કોને જોઇએ!

૧૪. આ ઉપરાંત નળની પાઇપ તૂટી કે ગટરમાં કાંઇ ભરાયું ને પાણી જતું બંધ થયું તો એક આનાની ટીકીટ ચોઢી અરજી કરવી પડશે ને એક રૂપિયો ચાંલ્લાનો—લાગતનો—ભરવો પડશે. તે ભર્યા પછી કેટલા ધક્કા ખાશો ત્યારે સુધરાઇનો માણસ આવશે ને પૂછશે કે તમને ક્યાં દુઃખે છે? પછીનું બધું ખર્ચ અરજ કરનારને માથે રહે છે.[૧]

ભાદરણ ચતુરભાઇ પુરુષોત્તમદાસ ખેડુત

---

૧. આવા સ્થાનિક પ્રશ્નો વિષે લાંબા લેખ લેવા પાલવે નહિ, માટે પ્રશ્ન ઉપસ્થિત કરનાર ભાઇ મગનભાઇનો આવેલો લેખ લીધા પછી આ સંબંધે લેખો બંધ કરવામાં આવશે. —તંત્રી

## ૧૦. ગૂજરાત વિદ્યાપીઠ–વાર્ષિક ફાળા માટે વિનંતી

પૂજ્યશ્રી ગાંધીજીની સલાહ પ્રમાણે ગૂજરાત વિદ્યાપીઠે એવો ધારો રાખેલો છે, કે દર વરસના પોતાના ખરચની રકમ વરસે વરસે પ્રજા પાસે માગી લેવી. તે ધારા પ્રમાણે ચાલુ વર્ષના ખર્ચ પેટે હું ગૂજરાતનાં ભાઇબહેનો પાસે રૂ. વીસ હજાર માટે વિનંતી કરું છું. ગુજરાતનાં રાષ્ટ્રીય જીવનમાં વિદ્યાપીઠે જે સેવા કરી છે એ બતાવવાની જરૂર ન હોય. એટલે વાર્ષિક ફાળા માટેની આ વિનંતી કરતી વખતે તે કયાં કામો માટે કરવામાં આવે છે એટલુંજ ટૂંકમાં જણાવીશ. વિદ્યાપીઠમાં હાલ ચાલતા કામ વિષે જેમને વિશેષ જાણવાની ઇચ્છા હોય તે વિદ્યાપીઠના મહામાત્રને લખીને જાણી શકશે.

ગયા વર્ષની જેમ ગ્રામસેવાનું વિદ્યાપીઠનું કામ તેને માટેની ખાસ સમિતિ સંભાળે છે, અને તે કામને માટે જરૂરી નાણાંની જોગવાઇ સ્વ. શ્રી. નગીનદાસ અમુલખરાય ગ્રામસેવા ટ્રસ્ટમાંથી થાય છે. એટલે તે કામને માટે નાણાંની વિનંતી કરવાની રહેતી નથી.

૧૯૩૫થી ચાલતા ગૂજરાત વિનયમંદિરનું કામ ધીમે છતાં સ્થિર પગલે આગળ વધતું જાય છે. અત્યારે ચાલી રહેલી કેળવણીની પુનર્ઘટનામાં પ્રયોગરૂપે તે વિદ્યાલયમાંથી કાંઇક વિચારસામગ્રી ને અનુભવો પણ મળે એવી પાકી આશા રખાય છે. એટલે, જોકે પ્રારંભમાં તે સત્યાગ્રહી ખેડૂતોનાં બાળકોનીજ દૃષ્ટિએ ખોલવામાં આવેલું છતાં, વિદ્યાપીઠના સંચાલકો તેને સ્વતંત્રરૂપે પણ ચાલુ રાખવા જેવું માને છે. એના ખર્ચની રકમ વાર્ષિક રૂા. ૯,૦૦૦ છે.

વિદ્યાપીઠના જોડણીકોશની ત્રીજી આવૃત્તિ પ્રજા આગળ મુકાઇ ગઇ છે. હવે તેની ચોથી ને વધારે સંપૂર્ણ આવૃત્તિનું કામ વિદ્યાપીઠે હાથ પર લીધું છે. તેને અંગે વ્યવસ્થિત કોશ-કાર્યાલય ચલાવવામાં આવે છે અને ત્રણ ચાર સેવકો તે કામમાં લાગેલા છે.

ઉપરાંત, આપણા પ્રાંતમાં રાષ્ટ્રભાષા–પ્રચારના કામને મદદ થાય તે ઇરાદે, રાષ્ટ્રભાષાનો એક નાનકડો કોશ તૈયાર કરવા જેવો ગણાય. તે કામ આ વરસમાં કોશ-કાર્યાલયે ઉપાડયું છે. અને થોડા માસમાં તે પુસ્તકરૂપે ગૂજરાત આગળ મુકાશે.

કોશ-કાર્યાલયની આ પ્રવૃત્તિનું વાર્ષિક ખર્ચ લગભગ રૂા. ૪,૦૦૦ છે.

ગૂજરાત વિદ્યાપીઠના કીમતી ગ્રંથાલયની સૌ ગુજરાતીઓને ખબર છે.

તે ગ્રંથભંડારને ઉપયોગી રાખવો હોય તો તેમાં થોડોઘણો પણ નવો ઉમેરો પ્રતિવર્ષ થવો જ જોઇએ. એવા નવા ઉમેરાનું તથા ગ્રંથપાલનનું મળીને વાર્ષિક ખર્ચ લગભગ રૂા. ૩,૫૦૦ જેટલું હાલમાં થાય છે.

વિદ્યાપીઠનાં પ્રકાશનોનું કામ વિદ્યાપીઠનાં અન્ય કાર્યોમાં રોકાયેલા સેવકો જ કરતા રહે છે. અને એ પ્રકાશનો નવજીવન કાર્યાલય મારફત પ્રસિદ્ધ કરવામાં આવે છે. એટલે પ્રકાશન ખાતે અલગ કે ખાસ ખર્ચ માગવાનું રહેતું નથી.

આ ઉપરાંત વિદ્યાપીઠ-કાર્યાલય તથા બહાર કામ કરતા સેવકો અને મકાનોનું સમારકામ તથા ધોળામણી વગેરે ખાતાંમાં મળીને વાર્ષિક રૂા. ૪,૫૦૦ જેટલો ખર્ચ છે. આમ કુલ ખર્ચ રૂપીઆ વીસેક હજાર જેટલું છે. આટલી નાની રકમ ગુજરાતનાં ભાઇબહેનો વિદ્યાપીઠને આંગણે પહોંચાડીને, તે ઉપરાવવા જવા માટેનો વિદ્યાપીઠના સંચાલકોનો સમય બચાવશે એવી મારી ઉમેદ છે; અને દરેક ગુજરાતી ભાઇબહેન પોતા તરફથી ફૂલ નહિ તો ફૂલની પાંખડી ગૂજરાત વિદ્યાપીઠના મહામાત્રને અમદાવાદ મોકલી આપશે એવી મારી સૌને વિનંતિ છે.

તા. ૨૫:૧૨:'૩૮
અમદાવાદ

**વલ્લભભાઇ પટેલ**
પ્રમુખ, ગુજરાત વિદ્યાપીઠ મંડળ

## ૧૧. ખેડા જિલ્લાના લેઉઆ પાટીદારોમાં થતાં લગ્નમરણનાં ખર્ચને અંકુશમાં રાખવા માટેના નિયમો

જાહેર સૂચના નં. ૩૮૨, જ્યુ. ડી.; ૨૯મી જાન્યુઆરી ૧૮૮૯.

મુંબઇ ગેઝેટ, ૧૮૮૯, ભાગ ૧. પૃષ્ઠ ૭૬,
જાહેર સૂચના નં. ૬૮૨, ગવર્નમેણ્ટ ઓફ ઇંડિયા,
હોમ ડિપાર્ટમેણ્ટ, ૩જી ઓક્ટોબર ૧૮૮૯થી સુધાર્યા પ્રમાણે

ઇ. સ. ૧૮૭૦ના ૮મા કાયદાની ૩જી કલમ અન્વયે, હિંદુસ્થાનના ગવર્નર જનરલ ઇન કાઉન્સીલ તરફથી મંજુર થયા પ્રમાણે, ખેડા જિલ્લાના લેઉઆ પાટીદારોમાં થતાં લગ્નખર્ચને અંકુશમાં રાખવા માટેના નીચેના નિયમો સઘળા લોકોને જાણ થવા માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે:

આ નિયમો તા. ૧ ફેબ્રુઆરી, સને ૧૮૮૯થી અમલમાં આવશે અને ખેડા જિલ્લાનાં તમામ ગામોનાં લેઉઆ પાટીદારોને લાગુ પડશે.

## નિયમો:

લગ્નપ્રસંગે અને તેની સાથે સંબંધ રાખતાં દરેક ક્રિયા અથવા વ્યવહાર સંબંધે ખર્ચ કરવાનું ધોરણ નીચે પ્રમાણે રહેશે અને તે ઉપરાંત બીજી કોઇ પણ પ્રકારની રકમ આપવી નહિ અથવા લેવી નહિ.

૧. કન્યાના પિતા અથવા પાલક તરફથી અપાતી પરઠણ રૂા. ૧થી રૂા. ૨૫૦ કરતાં વધારે નહિ જોઇએ, અને તેમાં નીચેની રકમોનો સમાવેશ થશેઃ

ક. **ચાંલ્લો** (જેના સ્વીકારથી વિવાહસંબંધ પૂરો બંધાય છે તે જણાવતી રકમ),

ખ **વસન્ત** અથવા કન્યાના હિતને માટે મુકાતી અમાનત રકમ; પણ આ રકમમાં **અબામણ**નો સમાવેશ થતો નથી.

૨. ઉપર જણાવેલા **અબામણ**ની હદ નીચે પ્રમાણે ઠરાવવામાં આવે છેઃ

કન્યાના પિતા તરફથી આપવાના રૂા. ૧થી રૂા. ૧૪–૮–૦ સુધી અને વરના પિતા તરફથી આપવાના રૂા. ૧થી ૩૦–૮–૦ સુધી.

૩. જાન અને તે સંબંધેના ખર્ચની હદ નીચે પ્રમાણે ઠરાવવામાં આવે છેઃ

જાનમાં ૧૦૦ માણસથી અને ૧૦ વાહનથી વધારે લેઇ જવાં નહિ અને એ જાનને, એ રહે તે આખા વખતમાં, ત્રણ જમણથી અને બે હાજરીથી વધારે ભોજન જમાડવું નહિ. અને એ સઘળા વખત માટે દરેક ઘોડા દીઠ ૧૦ શેરથી વધારે અને દરેક બળદ દીઠ છાથી વધારે દાણો આપવો નહિ.

આ પ્રસંગે જમાઇઓનેજ ભેટની રકમ આપી શકાશે અને તે પણ દરેકને રૂા. ૨થી વધારે નહિ.

ક. માર્જીનમાં બતાવેલાં ગામોના લેઉઆ કુટુંબના પુરુષનું લગ્ન ખેડા જિલ્લાના બીજા કોઇ પણ ગામના કુટુંબની કન્યા સાથે થાય તે પ્રસંગે ઉપર કલમ ૩માં બતાવેલી જાનમાં ૨૦થી વધારે માણસ અને ૨થી વધારે વાહન લેઇ જવાં નહિ અને એ જાનને એક જમણથી અને એક હાજરીથી વધારે ભોજન જમાડવું નહિ.

(માર્જીન: નડીઆદ, કરમસદ, ઓડ, ઉત્તરસંડા, સુણાવ, અલિંદ્રા)

૪. કન્યાના લગ્નને પ્રસંગે તેના કુટુંબના માણસોને જમાડવાનો ખર્ચ રૂા. ૧૨૫થી વધારે થવો જોઇએ નહિ.

૫. કન્યાને પહેલે આણે વળાવતાં નીચે જણાવેલી હદ કરતાં વધારે ખર્ચ કરવો નહિઃ

क કોથળાના રૂા. ૧થી રૂા. ૧૧ સુધી,

ख કન્યાને તેડવા આવનાર માણસોને દક્ષિણાના સઘળા ગણીને રૂા. ૧થી રૂા. ૩ સુધી,

ग કન્યાને માટે તેલ, સુખડું અને સોપારી વગેરે સઘળું ગણીને રૂા. ૩થી વધારે નહિ.

૬. બીજે આણે વળાવતાં સર્વ પ્રકારના વ્યવહારના ગણીને રૂા. ૩થી વધારે આપવા નહિ અને તેડવા આવનાર માણસોને રૂા. ૧-૮-૦થી વધારે દક્ષિણાના આપવા નહિ.

૭. વર અથવા તેના સંબંધીઓ કન્યાને ઘેર પહેલી વાર જાય ત્યારે ચાંલ્લાના રૂપિયા નીચે બતાવેલી હદ સુધીજ આપવા:

क વરને રૂા. ૧થી રૂા. ૧૫ સુધી,

ख વરના પિતાને, તેની માતાને, બેનને, દાદાને અને દાદીને દરેકને રૂા. ૧થી રૂા. ૫ સુધી.

૮. દીકરીની પહેલી કન્યાના લગ્નને પ્રસંગે નીચે બતાવેલી હદ કરતાં વધારે ખર્ચ થવું જોઇએ નહિ.

क માગેરાના રૂા. ૧થી રૂા. ૭૫ સુધી,

ख ચૂંદા-પાનેતરના કુલ રૂા. ૧થી રૂા. ૨૫ સુધી;

અને દીકરીના બીજા કોઇ બાળકના લગ્નને પ્રસંગે એકંદરે કુલ ખર્ચ રૂા. ૧૦થી વધારે થવું જોઇએ નહિ.

૯. વરના પિતા, માતા, દાદા, દાદી અથવા કન્યાના પિતા અને તેની માતા, એમાંના કોઇ એકના મરણપ્રસંગે કન્યાપિતા પાસેથી નીચે બતાવેલી હદ કરતાં વધારે કંઇ લેઇ શકાશે નહિ:

क પાઘડી-શેલા અને બારસ, એ બંનેના મળી રૂા. ૧થી રૂા. ૧૧ સુધી,

ख કાગળાનો રૂા. ૧.

૧૦. વરના મરણપ્રસંગે પોથના રૂા. ૨થી અને છાબડીના રૂા. ૩થી વધારે લેવા નહિ.

૧૧. ચીઠીઓ સંબંધે, દર ચીઠીએ રૂા. ૧ કરતાં વધારે આપવું નહિ અને એકંદરે ચીઠીઓ માટે કુલ રૂા. ૭૫ કરતાં વધારે ખર્ચ કરવું નહિ.

૧૨. સાધારણ પ્રસંગોએ રીતસરનું ખાવું વગેરે લેવામાં અથવા કન્યા અને જમાઇ જુદું ઘર માંડે ત્યારે તેમને કન્યાનો પિતા પોતાની ઇચ્છાથી મદદ આપે તે લેવામાં ઉપરના નિયમોથી બાધ આવતો નથી; પણ એ માગવાનો

તે ત્રણ જમણ આપવાં અને બે વખત હાજરી કરાવવી. જાનમાં આવેલાં વાહન વાસ્તે જેટલા દિવસ જાન રહે તેટલા દિવસ સુધી દર રોજ ઘોડા દીઠ ચંદી શેર ૧૦ તથા બળદની જોડ દીઠ દાણો શેર ૭ાથી વધારે આપવું નહિ.

**ત્રીજી કાનુન:** વાર તહેવારને દિવસે મીઠાઇ વગેરે આપવા લેવાને હરકત નથી. તેમજ જ્યારે ધણી ધણીઆણી જુદું ઘર માંડે તે વખતે કન્યાના બાપની ઇચ્છા પૈસા સંબંધે મદદ અગર દેનગી કરવાની હોય તો તે કરવાનો અથવા તે વરકન્યાએ લેવાનો કાંઇ પ્રતિબંધ નથી. આવી મદદ અગર દેનગી જુવારાનું નિમિત્ત બતાવી હક્ક તરીકે માગી શકાશે નહિ.

**ચોથી કાનુન: આ નિયમ વિરુદ્ધ જો કોઇ ચાલશે તો વર્ગ પહેલાના માજીસ્ટ્રેટની રૂબરૂ કામ ચાલી તે રૂ. ૧૦૦૦ એક હજાર સુધી દંડની અગર ૭ માસ સુધી આસન કેદની અગર એ બંને શિક્ષાને પાત્ર થશે.**

**પાંચમી કાનુન:** પરિશિષ્ટમાં બતાવેલા ખર્ચ કરતાં કોઇને જાદે ખર્ચ કરવાનું હોય તો તેમણે પ્રથમ સુબા તરફ અરજ કરી તેમની પરવાનગી મેળવ્યા વગર કરવો નહિ.

**છઠ્ઠી કાનુન:** આ હુકમનું જોઇએ તેવું સારૂં પરિણામ થવું એ વાત ઘણે ભાગે પાટીદાર લોકો ઉપરજ રહે છે અને તેઓ પોતાના ફાયદા સારૂ થાય તેટલું સારૂં પરિણામ થવા માટે કરશે એમ ઉમેદ છે.

તા. ૨૫મી માહે જુન, સન ૧૮૮૯.

**શ્રીમંત મહારાજા સાહેબની આજ્ઞાથી**
(સહી) જયસિંગરાવ આંગ્રે
મા. નિ. સરસુબે

## ૧૩. બાળલગ્ન વિષે હકીકત મોકલનારને

હાલમાં લગ્નગાળો ચાલુ થયો છે અને આ જિલ્લામાંથી તથા આજુબાજુના જિલ્લાઓમાંથી બાળલગ્નો થયાના અનેક સમાચાર મળે છે, તે સમાચાર લખનાર ઘણે ભાગે પોતાનાં નામઠામ વગર અગર ઉપનામથી કાગળો લખે છે. એ કાગળોમાં વર કે કન્યાનું નામ, તેમની જન્મતિથિ, લગ્ન કરાવનાર ગોર, વગેરે ફરીઆદ કરવા માટે જોઇતી હકીકત પણ પૂરતી હોતી નથી. આથી તેવા કાગળો લખનારને સૂચવવામા આવે છે કે ફરીઆદ કરવા જેટલી પૂરતી હકીકત મેળવવા માટે અમારે પત્રવ્યવહાર કરવો પડે તે માટે કાગળ લખનારે પોતાનું

નામઠામ ચોક્કસ જણાવવું. તે નામ કોઇ પણ માણસને જણાવવામાં આવતું નથી, માટે કોઇ જાતની બીક સિવાય પોતાના નામ સાથે બાળલગ્ન વિષેના કાગળ લખવા.

ચાલુ સાલે બાળલગ્નનિષેધક કાયદામાં સુધારો થયા પ્રમાણે બાળલગ્ન થતા અગાઉ મનાઇ હુકમ આપવાથી બાળલગ્ન થતું અટકી શકે છે, માટે લગ્નની તારીખથી એક અઠવાડીઆ પહેલાં વરની અને કન્યાની જન્મતારીખો, વરનાં અને કન્યાંનાં માતાપિતાનાં નામ, ગામ, અને લગ્ન કરાવનાર ગોરનાં નામ; તથા લગ્ન નક્કી થયું છે એવું કહેનાર એક પુરાવો આપનારના નામ સાથે મને રૂબરૂમાં મળવાથી, કોર્ટમાં ફરીઆદ કરી તે બાળલગ્ન અટકાવવા પ્રયત્ન કરીશ. વૃદ્ધલગ્ન વિષેની પણ અગાઉથી ખબર મળશે તો તે અટકાવવા તજવીજ થશે.

**નરસંડા,** **વેણીભાઇ પ્રભુદાસ પટેલ,**
તા. નડીઆદ મંત્રી, પાટીદાર મંડળ

—*—

## ચર્ચાપત્ર

### ૨. પરઠણનિષેધક નિબંધ

માગશર માસના 'પાટીદાર'માં પૃષ્ઠ ૮૨–૮૩ ઉપર 'પરઠણનિષેધક નિબંધ,' જે હવે પછી ધારાસભામાં રજુ થવાનો છે તે આપેલો છે. તેમાં શો સુધારો કરવા જેવો છે, તેની સૂચના આપના તરફથી તેજ અંકમાં કરેલી છે. તે ઉપરાંત નીચે મુજબ સુધારો કરવા જેવો છે:

સદરહુ કાયદાની ૪થી કલમમાંથી પરઠણ આપનારને ગુનેગાર ગણવાનો ભાગ કાઢી નાખવો જોઇએ. કારણ કે આજ સુધી લાંચ લેનારને સજા કરવા સંબંધે કાયદો છે, છતાં લાંચ તો છડેચોક લેવાયેજ જાય છે. તેનું કારણ એ છે કે એ કાયદામાં લાંચ લેનાર અને આપનાર બંનેને ગુનેગાર ગણેલા છે. લાંચ આપતી વખતે માણસો ગરજને લીધેજ આપે છે. અને ત્યાર પછી પણ લાંચ આપનાર પણ ગુનેગારજ ગણાય છે, તેથી લાંચ આપનાર ફરીઆદ કરી શકતો નથી. આ કાયદામાં પણ તેમજ થવા સંભવ છે. પરઠણ આપતી વખતે ગરજને લીધેજ આપે છે અને તે લેનાર અને આપનાર બેની વચ્ચેનો જ સવાલ છે. તેથી જો આપનાર નાકબુલ થાય તો ત્રીજા જણથી સાબિત થવું મુશ્કેલ છે. અને આપનાર તો કાયદાની રીતે ગુનેગાર ગણાય, એથી તો

તે ફરીઆદ કરવા જાય તો ઊલટો દંડાય અને વખતે સજાને પાત્ર પણ થાય. તેથી તે તો ફરીઆદ કરે જ નહિ અને વખતે બીજો કોઇ ફરીઆદ કરે તો પણ તે દંડનું અને સજાનું જોખમ ખેડી સાચી બાબત કહેવા તૈયાર થાય પણ નહિ. પરિણામે આ એક જ કલમથી આખો કાયદો નકામો થઇ જાય તેમ છે. તેથી જો સાચે જ વરવિક્રય અથવા કન્યાવિક્રય બંધ કરવાની ઇચ્છાથી કાયદો કરવાનો હોય તો પરઠણ આપનારને જે સજા ઠરાવી છે, તે કલમ રદ કરવી જોઇએ. અથવા તો તે કલમમાંથી સજાનો ભાગ કાઢી નાખી તથા ખોટી ફરીઆદ ન કરી શકે તેટલા માટે દંડની રકમ તદ્દન નજીવી એટલે ફક્ત રૂપીઆ પચાસ જેટલી રાખવી જોઇએ, જેથી ખોટી ફરીઆદ થશે નહિ અને ખરી હકીકત બહાર આવવા પામશે.

આ ઉપરાંત કેટલીક જ્ઞાતિઓમાં નાતરાનો (પુનર્લગ્ન)નો રિવાજ છે અને તેમાં પણ મોટી રકમો લેવાય છે. તેનો પણ આ કાયદામાં સમાવેશ થવો જોઇએ. જોકે કાયદાની કલમ (૨) ખમાં તેનો સમાવેશ થાય છે, તેવું જણાય છે, તે છતાં તે બાબત સ્પષ્ટ થવી જોઇએ.

ધંધુકા, જીવરાજ ભગવાનદાસ પટેલ

### ૩. મરણખર્ચ- અને પરઠણ-નિષેધક બે બીલ

શ્રી. દાભી આ બે બીલો આગામી ધારાસભામાં દાખલ કરવાના છે. તે બે બીલો ગુજરાતમાં આગેવાન અને કુળાભિમાની કોમોની સ્થિતિમાં અનેરો સુધારો જરૂરથી કરશે.

૨. આ જમાનામાં પ્રત્યેક માણસને પોતાના કુટુંબનો નિર્વાહ કેમ કરવો તે પ્રશ્ન મૂંઝવી રહ્યો છે, ૯૦ ટકા માણસો પોતાનું ગુજરાન ઘણી મુશીબતે નિભાવે છે, તેમાં જો કોઇ માણસ એક કે બે પુત્રીનો પિતા થાય તો તેનું કમભાગ્ય! તેની આખી જિંદગી દેવામાં ડૂબી જાય છે અને તેથી તે પોતાની ભાવિ પ્રજાને અશિક્ષિત રાખે છે અગર તો નિર્બળ બનાવે છે. આ બધા માટે સમાજ જવાબદાર છે.

૩. અસલ પરઠણનો આંકડો રૂ. ૩૦૧ હતો, આજે તે વધીને ૫૦૦૦ સુધી ગયો છે. કુલીનની આકુસોનું સમાજના લગ્નબજારમાં લીલામ થાય છે અને સૌથી વધુ કિંમત આપનાર તેને ખરીદી જાય છે, જે આકુસ પાછળથી અનુભવે ખાટી અગર તો સડેલી પણ નીકળે છે.

૪. પાટીદાર જ્ઞાતિમાં મરણ પાછળ રૂ. ૬૦૦થી ૩૦૦૦ અને લગ્ન

પાછળ રૂા. ૩૦૦૦થી ૧૨૦૦૦ સુધીનો ખર્ચ થાય છે. આ ખર્ચ લગભગ ફરજિયાત થઇ પડેલો છે. માણસની ઇચ્છા ને સ્થિતિ ન હોવા છતાં સમાજના સાણસા, જ્ઞાતિના પ્રચલિત રિવાજો, સંજોગો અને ભૂતકાળના જીવનમાં પડેલા ખોટા સંસ્કારો તેને વિનાશને માર્ગે દોરી જાય છે.

૫. ચરોતરના પાટીદારો કહે છે: "વાઘના વાડા ન હોય, બકરાંના જ હોય." પણ હવે તેમણે જાણવું જોઇએ છે કે આપણી કોંગ્રેસના રાજ્યમાં સાર્વભૌમ સત્તાના સિંહો પણ પિંજરામાં પુરાઇ ગયા છે, સમાજ સત્યાગ્રહ કરે છે, એને કોંગ્રેસનો પૂરો સાથ છે. મુઠીભર કુલીન માણસોએ સમજવું ઘટે છે કે તેમની મર્યાદાની મુદત પૂરી થઇ ગઇ છે અને શ્રી. દાભીએ નોટિસ બજાવી દીધી છે.

૬. આ બીલો પાસ કરતા પહેલાં અંદરની કલમો સાવચેતીથી ઘડવાની જરૂર છે, કારણ કે કુલીન માણસો પરઠણને બદલે દાગીનાની રકમ વધારી દેશે, દાગીના દસ કે પાંચ હજારના માગશે ને લગ્ન પૂરું થતાં બજારમાં વેચશે.

૭. મરણ પાછળ બેનદીકરીઓને ચાંદીના અગર તો બારસના રૂપિયા ને વાસણ વહેંચવામાં આવે છે, તેનો ખર્ચ તેમજ દીકરીના લગ્ન પાછળ પરઠણ, જમણ, દાગીના, કપડાં, સર્વેનો ખર્ચ મર્યાદિત રીતે નક્કી થવો જોઇએ; તોજ આ સળગતી અને અધોગતિએ પહોંચતી કોમો બચી જશે.

૯. આ બન્ને બીલોનો ભંગ કરનાર સામે કડક પગલાં લેવાવાં જોઇએ અને સખ્ત કરવામાં સરકાર પોતેજ સત્તા નહિ વાપરશે તો શારદા બીલમાં જેમ હજુયે પોલ ચાલે છે તેવું પોલ આ બીલોમાં ચાલશે.

મુંબઇ એ. સી. પટેલ

## ૪. વાકળ કાંનમ સરહદ લેઉઆ પાટીદાર-પંચના અગ્રેસર ભાઇઓને વિનંતી

વાકળ કાંનમ સરહદ લેઉઆ પાટીદાર પંચમાં હણુળી, ઉમેર, નોબાર ડીમોજ, ભાણખેતર, ગવાસદ અને માસર, આટલાં ગામો આવેલાં છે. આ જથો આજથી લગભગ ત્રીસેક વર્ષ ઉપર બંધાએલો. તે સંવત ૧૯૭૮માં તૂટી જવા જેવો થઇ ગયો હતો, પણ આગેવાન ભાઇઓને કંઇ સમજ પડવાથી ઉમેર ગામે ભેગા થયા અને ફરી પાછો સુધારો કરી જથો બરાબર રીતે ચાલુ કર્યો અને તેથી જથાના દરેક પાટીદાર ભાઇને સારો લાભ મળ્યો છે. વળી પાછો બે ત્રણ વર્ષથી ફરી સડો પેઠો છે અને કન્યાઓ જથા બહાર આપી દેવાવા માંડી છે. આથી બધાય ભાઇઓને પસ્તાવાનો વખત આવશે અને પાછો

ખાસડાંમાં બેસવાનો સમય આવશે. માટે પોતાના જ્ઞાતિહિતનો વિચાર કરી ફરી સુધરો કરી બરાબર ગોળ ચલાવશો તો પરમાત્મા સુખી કરશે. ત્યારે આગેવાન ભાઇઓ તથા પંચના બીજા ભાઇઓ ચેતશે કે?

હુણખી, તા. જંબુસર **ધનજીભાઇ હાથીભાઇ પટેલ**

## ૫. 'નૂતન બાળપોથી'ની સમાલોચના

પોષના 'પાટીદાર' અંકમાં ૧૩૪મા ઉપર ગ્રંથ પરિચયમાં 'નૂતન બાળપોથી'ની સમાલોચના કરતાં ભાઇ જીવરામ જોષી શરુઆતમાંજ લખે છે. વાંચો પેરેગ્રાફ પહેલો.

અંતમાં સમાલોચના પૂરી કરતાં તે ભાઇ લખે છે. વાંચો પેરેગ્રાફ છેલ્લો.

એકજ પુસ્તકની સમાલોચનાના એ બે પેરેગ્રાફો વાંચી જોજો. પરસ્પર કેટલા વિરોધી છે? એની પરથી એમ સમજાય છે કે સમાલોચનકારે જે ચોપડીની સમાલોચના કરી છે તેને વિષે તેમને વાંધો નથી. એ તો સારીજ છે એમ એ પોતેજ કહે છે. તો પછી ચોપડીની સમાલોચનાની શરુઆત કરનો વિરોધી પેરેગ્રાફ લખવાનો કોઇ હેતુ? તુલનાત્મક દૃષ્ટિએ છે? જો એમ હોય તો એવા ભાવ કેમ નથી ઊઠતો?

મોંટીસોરી પદ્ધતિ અને એ પદ્ધતિ શીખનાર શિક્ષકોએ લખેલાં પુસ્તકો પ્રત્યે તે વિવેકવાળાં નથી, વિચારવાળાં નથી, શાસ્ત્રીય નથી એ એમનો આરોપ છે. અને એ આરોપ એમણે એક મોંટીસોરી શિક્ષકે લખેલી ચોપડીની સમાલોચનામાં વ્યક્ત કર્યો છે. કે જે ચોપડી તો તેમને સારી લાગી છે.

સમાલોચનની દૃષ્ટિએ પણ જોઇશું તો એ ભાઇનું આ વિવેચન અહીં કેટલું અસંગત છે એ જણાઇ આવશે.

હવે માનો કે મોં. પદ્ધતિ, શિક્ષકો કે એ શિક્ષકોએ લખેલાં પુસ્તકો પ્રત્યે ભાઇ જીવરામને પ્રમાણિક મતભેદ કે વિરોધ હોય પણ તો એ વિરોધ એમણે બીજે જતાવવાની તક લેવી જોઇએ. પણ એટલી દાખવવી જોઇતી સમજ નથી તો એમની દૃષ્ટિમાં આવી કે પાટીદારના તંત્રીશ્રીની[1] એ નવાઇ પમાડે તેવી વાત છે.

-*-

૧. કોઇ પણ પત્રનો તંત્રી પત્રમાંના લેખોના બધા વિચારો સાથે સહમત ન હોય, છતાં તેણે તો એ લેખોથી તટસ્થજ રહેવું ઘટે. જેના તેના લેખોમાં માથું મારે તો આ ચર્ચાપત્રમાંજ એટલાં બધાં એવાં સ્થાનો છે, જેની ઝડતી લીધા વિના ન રહેવાય. —તંત્રી

અત્યારના માનસશાસ્ત્ર અને એમને બારગો ચંદ્રચંદ હોય એમ લાગે છે. કોઇ વસ્તુ વિષે લખતાં લેખકને એ વસ્તુનો સંપૂર્ણ અભ્યાસ હોવો જોઇએ એમ ભાઇ જીવરામ કહે છે. એમ નથી બન્યું એટલે અધકચરા માણસો બાળશિક્ષણના અને બાળવાચનના સાહિત્યકારો બની ગયા છે.

ભાઇ જીવરામનું આ કહેવું એટલું વધારે પડતું છે કે એ વસ્તુ એમની જાત પર જ આવી પડે છે. શિક્ષણ સાહિત્યના પંડિત તરીકે જાણે એ આ નિવેદન કરે છે, પણ એ નિવેદન કરતા પહેલાં તેઓ પોતાનો અભ્યાસ શો છે? શિક્ષક તરીકેનો અનુભવ શો છે? શિક્ષણશાસ્ત્રી તરીકે કેટલા પ્રયોગો કર્યા છે તે જણાવશે?

એમના કહેવા મુજબ મોં. પદ્ધતિનો ધોંઘાટ શરૂ થયા પછી જે બધી જ ચોપડીઓ વિવેક વિનાની, વિચાર વિનાની કે અશાસ્ત્રીય છે એમ હોય તો એનો અર્થ એ જ થયો કે એ બધી ચોપડીઓ એમની દષ્ટિએ નાખી દેવા જેવી છે. અને એમ જ જો એમને લાગ્યું તો તાજેતરમાં એમણે શ્રી. મોતીભાઇ અમીનની દેખરેખ હેઠળ કરેલા બાલસાહિત્યના વિવેચનમાં કેમ એનો ઉલ્લેખ નથી કર્યો? આ વસ્તુની ખરી ચર્ચા કરવા જેવું ને લખવા જેવું તો ત્યાં વધુ શોભત.

બાળશિક્ષણ ને બાળસાહિત્યની સ્થિતિ આજે ઓડી બામણીના ખેતર જેવી થઇ પડી છે. એને વિષે જે તે માણસો ગમે તે વિચારો ફેંકે છે. પછી તે તેને યોગ્ય હોય કે ન હોય. એમ ન થાય એટલા માટે જ આ ચર્ચાપત્ર લખવાનું મને સૂઝયું છે.

રાજકોટ સોમાભાઇ ભાવસાર

**નોંધ:** પ્રશ્નનો તુરત જ નિકાલ આવી જાય એ દૃષ્ટિએ ઉપરનું ચર્ચાપત્ર ભાઇ જીવરામ જોષીને બતાવતાં તેમણે નીચેનો ખુલાસો કર્યો છે. —તંત્રી

મેં 'નૂતન બાળપોથી'ના લખેલા પરિચયની ભાઇ સોમાભાઇએ ઉપર મુજબ ટીકા કરી છે. કોઇ પણ વિષય ચર્ચાય અને વિવેકદષ્ટિથી વિચારાય એ ઉત્તમ છે. ભાઇ સોમાભાઇએ એ રીતે ટીકા લખી હોત તો જરા શોભત. ગુસ્સે થઇ જઇને 'મોન્ટેસોરી શિક્ષક' કે 'માનસશાસ્ત્ર' ઉપરનો કટાક્ષ સહન ન થતાં આમ ઊતરી પડવું એ કોઇ પણ સમજદાર માણસને ન શોભે. મોન્ટેસોરી પદ્ધતિના કહેવાતા શિક્ષકો લખે તે ખરાબ જ, એવું કહેવાનો મારો આશય જ નથી અને એવો અર્થ તો મેં આપેલા પરિચય ઉપરથી કોઇ કરી પણ ન શકે. શાસ્ત્રીયતા જળવાતી નથી એ મુદ્દો છે. બીજો મુદ્દો છે માનસશાસ્ત્રનો.

માનસશાસ્ત્રનું નામ લેઇને પુસ્તકો લખાય છે ત્યાં કઇ રીતે માનસશાસ્ત્રનો ઉપયોગ કરવો એ સમજ્યા વિના એ શબ્દનો દુરુપયોગ થતો જોવાય છે, એ પૂરતું જ મેં કહેલું છે. એવો દોષ થતો હોય તો કહેવું પણ જોઇએ. તેમાં મોણ્ટેસોરીપ્રેમીઓએ ઊતરી પડવા જેવું કંઇયે નથી. હા, જ્યાં આપણે મતભેદ હોય ત્યાં વિચાર કરીએ. જે પેરેગ્રાફ પરસ્પરવિરોધી હોવાનું ભાઇ સોમાભાઇ લખે છે એ પેરેગ્રાફો પોતે જ ફરીને વાંચી જાય. આખું લખાણ વાંચે તો તેઓ સમજી શકશે કે એનો શો અર્થ નીકળે છે. હું તો ઇચ્છું છું કે શાસ્ત્રીય ચર્ચામાં કોઇ પણ ઊતરે. મેં જે ટીકા કરી છે તે એ જ હેતુથી કે કોઇ ભાઇ એની વિવેકદૃષ્ટિથી આલોચના કરે. પણ આ તો ગાળાગાળીનો પ્રસંગ આવ્યો કહેવાય. આથી તો આપણી સંકુચિત ને અભિમાની વૃત્તિનો કે પછી આપણી સમજનો નકશો અંકાય. બાકી તો ભાઇ સોમાભાઇના ચર્ચાપત્રનો કશોય જવાબ આપવા જેવું નથી રહેતું. તેમને મોણ્ટેસોરી શિક્ષકનું નામ લેવા માટે ખોટું લાગ્યું હોય તો માફી માગું છું. હું કોઇને ખોટી રીતે વગોવવાના વિચારનો નથી. વિચારવિનિમયને બદલે ગાળાગાળી તો ત્યારે કરીએ, જ્યારે આપણામાં એ જાતની છત ન હોય અને ગુસ્સો આવતો હોય. એવી મનોવૃત્તિને હું અનુચિત સમજું છું.

જીવરામ જોષી

—*—

## ગ્રંથપરિચય

**૨૬. વિરાજવહુ** (શરદબાબુ પ્રણીત): બંગાળીમાંથી અનુવાદક — મહાદેવ હરિભાઇ દેસાઇ; પૃષ્ઠ ૧૪ + ૧૬૦, કિંમત દસ આના. શરદ્બાબુની નવલકથાઓ બંગાળી સાહિત્યમાં પ્રખ્યાત છે. તેમની અનેક નવલકથાઓના અનુવાદ ગુજરાતી ભાષામાં થયા છે, અને તે લોકપ્રિય થઇ પડ્યા છે. એ અનુવાદોની શરૂઆતનો આ અનુવાદ છે. વિરાજ પતિપરાયણ હિંદુ પત્ની છે, પણ તેનો ભોળો, સહૃદય છતાં વ્યસની પતિ નીલામ્બર તે પત્નીના હૃદયને બહુ સારી રીતે સમજી શકતો નથી; તેની સહજ કઠોરતાથી વિરાજનું હૃદય ચિરાય છે અને આત્મહત્યા કરવા એ નદીતટે ચાલી જાય છે. પતિ ઉપરના રોષને લીધે વ્યભિચારી રાજેન્દ્રને શરણે જવા તે વિચારે છે અને મછવામાં જાય છે પણ ખરી; પણ અંતપળે તેને ભાન આવવાથી તે આત્મહત્યા કરવા નદીમાં પડે છે. તે મરતી નથી, પણ પાણીને ભયંકર આઘાતે વિરૂપ થઇને બહાર નીકળે છે; વળી શરદી પણ લાગે છે, પરિણામે તેને ક્ષય થાય છે. રખડતાં રખડતાં પાછી પતિને

મળે છે અને તેની ક્ષમા ઇચ્છે છે. ઉદાર પતિ તેના અપકૃત્ય માટે ક્ષમા આપે છે. અંતે રોગથી પીડાતી પત્ની પતિના ખોળામાં માથું મૂકી મરણશરણ થતાં પોતાને ધન્ય માને છે. હિંદુ સમાજની આ સુંદર કથાનો આ અનુવાદ આપ્યા માટે અનુવાદકને ધન્યવાદ ઘટે છે. અનુવાદ એટલો લોકપ્રિય થયો છે કે તેની આ ત્રીજી આવૃત્તિ કાઢવી પડી છે. અનુવાદની ભાષા સરળ ને સુંદર છે, છતાં ભાઇ મહાદેવભાઇ જેવા દક્ષ લેખકને હાથે થએલા કેટલાક વિચિત્ર શબ્દપ્રયોગો જોઇ આશ્ચર્ય થાય છે: નારીજાતિમાં 'ઊખડી' પડી (પૃષ્ઠ ૧૭, ૧૯, ૬૨, ૭૨, ૧૦૬, ૧૨૬, ૧૩૯, ૧૫૪, વગેરે) અને નરજાતિમાં 'ઊખડો' પડી (પૃષ્ઠ ૧૧૬, ૧૨૦, વગેરે) શબ્દો છે, એનો અર્થ 'ઢળી' પડવાનો હોય એમ જણાય છે. પણ એવો શબ્દપ્રયોગ ગુજરાતના મોટા ભાગમાં વપરાતો જાણ્યો નથી, અનુવાદકના સુરત પ્રદેશમાં વપરાતો હોય તો હું જાણતો નથી. 'કર્યે' ચાલશે નહિ,' એને બદલે 'કરેલે ચાલશે નહિ,' તેવી જ રીતે 'થયે'ને બદલે 'થએલે,' 'નાખ્યે'ને બદલે 'નાખેલે' (પૃષ્ઠ ૩૧), 'બોલ્યે'ને બદલે 'બોલેલે' (૪૦), 'સાંભળ્યે'ને બદલે 'સાંભળેલે' (૪૨, ૬૩), 'રહ્યે'ને બદલે 'રહેલે' (૧૪૬), એવા પ્રયોગ પણ વપરાતા જાણ્યા નથી. "જ્યારથી જુદાં રસોડાં કર્યાં ત્યાર પછી ચારેક દહાડા પછી" એ વાક્યપ્રયોગમાં 'જ્યારથી' શબ્દ નિરર્થક છે. 'તેટલા જ મૃદુ સ્વરે' (૫૧), એને બદલે 'તેટલે જ મૃદુ સ્વરે' અને 'રૂંધાયેલા કંઠે' (૫૪), એને બદલે 'રૂંધાયેલે કંઠે' જોઇએ. "એક છરી ઉપર બીજી છરી મારીને રોતી રોતી બોલી" (૭૩), એમાં 'છરી'નો શો અર્થ થતો હશે? તેમ જ "તેનાં બધાં ચહેનાં દાદાની સાથે જ ચાલતાં" (૧૨૭), એમાં 'ચહેનાં'નો શો અર્થ થતો હશે, એ હું જાણતો નથી. મહાદેવભાઇ જેવા શિષ્ટ લેખક આવા અશિષ્ટ પ્રયોગ ન વાપરે તો સારૂં નહિ?

૨૭. આશ્રમભજનાવલિ: સંગ્રાહક—સ્વ. નારાયણ મોરેશ્વર ખરે; પૃષ્ઠ ૨૮૮. કિંમત બે આના. આ પુસ્તકની ૧૨મી આવૃત્તિ પ્રકટ થઇ છે એ જ એની લોકપ્રિયતા સૂચવે છે. હિન્દુ સંસ્કૃતિના વિકાસમાં ભક્તોએ જેવો ફાળો આપ્યો છે તેવો બીજી કોઇ પણ વસ્તુએ યા વ્યક્તિએ આપ્યો નથી એમ કહીએ તો અતિશયોક્તિ નહિ ગણાય. વિધવિધ ભાષાઓ બોલનાર હિન્દ મૈયાનાં સંતાનો આશ્રમભજનાવલિમાંથી પોતાને યોગ્ય આધ્યાત્મિક આહાર અને આનંદ મેળવી શકે એવો સંગ્રહ એમાં કરેલો છે. 'ઇશ્વર એક છે અને ભક્ત લોકો પોતપોતાની રુચિઅનુસાર એની ઉપાસના કરે છે,' એ વાત લક્ષમાં લેઇ આ સંગ્રહ કરવામાં આવ્યો છે. દિવસના દરેક ચોઘડિયામાં રાગની દૃષ્ટિએ

અનુકૂળ પડે એવાં ભજનો અને ગીતો આપ્યાં છે અને કયા રાગને માટે કયો સમય અનુકૂળ છે એ પણ જણાવી ગાનારનું કામ સરળ કરી આપ્યું છે. સંસ્કૃત શ્લોકો, હિન્દી, બંગાળી, ગૂજરાતી અને મરાઠી ભજનો ઉપરાન્ત અંગ્રેજી ભજનો આપી 'માનવતા'ની ઉચ્ચ ભાવના આગળ અંગ્રેજો અને હિન્દીઓ વચ્ચે કોઈ પણ જાતનું વૈમનસ્ય નથી, એ પણ પૂ. મહાત્માજીના આ આધ્યાત્મિક બંધુએ સારી રીતે બતાવી આપ્યું છે. રાષ્ટ્રઉત્થાનને આ સમયે હિન્દની સ્વદેશભાવનાને પ્રેરક અને પોષક એવાં સ્વદેશભક્તિનાં ગીતોનો પણ આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. પૂજ્ય મહાત્માજીના આધ્યાત્મિક બંધુ સ્વ. નારાયણ મોરેશ્વર ખરેએ ખરેખર આ રીતે માનવજાતિની સેવામાં કંઇ ઓછો ફાળો આપ્યો ન ગણાય.

ગદ્રે

**૨૮. સંગીતની પ્રાથમિક માહિતી**—લેખક: સ્વ. નારાયણ મોરેશ્વર ખરે; પૃષ્ઠ ૩૦, કિંમત બે આના. સંગીત દ્વારા સ્વ. નારાયણ મોરેશ્વર ખરેએ ગૂજરાતની જે સેવા કરી છે તે ખરેખર પ્રશંસનીય છે. સંગીતમાં પ્રવેશ કરનારાઓને આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઇ પડે એવું છે. હાલમાં પ્રચલિત એવા લગભગ બધા રાગોની પ્રાથમિક માહિતી ઘણીજ સરળ રીતે તેમાં આપી છે. ગાન્ધર્વમહાવિદ્યાલયની ગૂજરાતની શાળાઓમાં આ પુસ્તક પાઠ્યપુસ્તક તરીકે રખાયું છે. ચરોતર એજ્યુકેશન સોસાયટીના સંગીતવર્ગમાં પણ આ પુસ્તકનો ખાસ ઉપયોગ કરતાં તે વિદ્યાર્થીઆલમને ઘણુંજ ઉપયોગી માલૂમ પડયું છે અને તેમાં રહેલી સરળતાથી તે વિદ્યાર્થીપ્રિય પણ બન્યું છે. અત્યાર સુધીમાં ગૂજરાતની જનતાને અનુકૂળ એવા બધા રાગોની માહિતી આ પુસ્તિકામાં એકત્ર કરી છે. સ્વરશિક્ષણની શરૂઆતથી માંડીને તે તાલવિચાર સુધીના બધા શાસ્ત્રીય વિભાગોની વિદ્યાર્થીઓને અનુકૂળ એવી શૈલીમાં શાસ્ત્રીય માહિતી આપી છે. સંગીતશાસ્ત્રમાં પ્રવેશ કરનારાઓએ આ પુસ્તકની જરૂર સહાયતા લેવી ઘટે છે.

ગદ્રે

ઉપરનાં ત્રણ પુસ્તકના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

**૨૯. ઝાંખાં કિરણ:** લેખક અને પ્રકાશક—રતિલાલ નાથાલાલ શાહ, રાયપુર, બગડાવાડ, ૨૫૪૨, અમદાવાદ; પૃ ૬૪, કિમ્મત છ આના. પુસ્તક સામાન્ય પ્રકારની અતિશય ટૂંકી વાર્તાઓનો સંગ્રહ છે. કુલ દશ વાર્તાઓ છે. તેમાંથી 'વેર' તથા 'ધ્રુવ–ધ્રુવા' એ બે વાર્તાના પ્રસગો પુરાણમાંથી લીધા છે. બીજી પાંચ વાર્તાઓ સામાજિક છે. 'વિમલા' નામની વાર્તાનું વસ્તુ ભિક્ષુ ઉપગુપ્તના 'અભિસાર'ના જીવનપ્રસંગને કંઇક અંશે

મળતું છે. 'હાય બેકારી'માં એક બેકારની અવદશાનું—તેના જીવનના કરુણ અંતનું ચિત્ર આલેખવામાં આવ્યું છે. લેખનશૈલીમાં રહેલી ક્યાગ્ર-લક્ષમાં રાખી સંગ્રહનું નામ 'ઝાંખાં કિરણ' આપ્યું છે એટલી નમ્રતા સારી છે; પણ ઝાંખાં ઝાંખાં તોય કિરણ, તેમાંથી સૂર્યોદયની આશા અને ઉત્સાહ તો જરૂર મળે. આ સંગ્રહ દ્વારા આશા અને ઉત્સાહ સાંપડશે કે કેમ તે શંકા પડતી વાત છે.

કાન્તા

**૩૦. યુરોપમાં કુટુમ્બજીવન:** લેખક—રા. જ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ; પૃષ્ઠ ૩૨. લેખક ચાર માસ જેટલા ટૂંકા સમય માટે યુરોપને પ્રવાસે ગએલા ત્યારે ત્યાંના કુટુંબજીવનનું જે અવલોકન કરેલું તેનું ટૂંકું વર્ણન આ પુસ્તિકામાં કર્યું છે. એમનું અવલોકન ગંભીર અને તલસ્પર્શી છે. આપણામાંના કેટલાકો યુરોપનું સૌ સોના જેવું લાગે છે, કેટલાકને હિંદુસ્થાનનુંજ સૌ સોના જેવું લાગે છે; પણ સાચી વાત એ છે કે આપણા સમાજજીવનમાં જે કંઇ સારૂં છે તે સંગ્રહીને, યુરોપનું જે કંઇ સારૂં હોય તે પણ સ્વીકારવું જોઇએ. લેખકે ત્યાંના કુટુંબજીવનની અપૂર્ણતાઓ સારી રીતે જોઇ છે ને તેનું આંધળું અનુકરણ કરતાં આપણને વાર્યા છે. છતાં ત્યાંનું જે એમને સારૂં લાગ્યું છે તે પણ સ્વીકારવા ભલામણ કરી છે. આ પુસ્તિકામાં પ્રકાશકનું નામ અને કિંમત આપી હોત તો જિજ્ઞાસુ વાચક તે ખરીદી શકત.

**૩૧. અખંડ યૌવન અથવા આરોગ્યમય જીવનકલા:** અનુવાદક ને પ્રકાશક ડૉ. રવિશંકર ગણેશજી અંજારિયા, ગાંગરોળ (કાઠીઆવાડ); પૃષ્ઠ ૧૮૪, બે છબિઓ, કિંમત ૧॥ રૂપીઓ. ગૂજરાતના જે બે ચાર ડૉકટરોએ પોતાના જ્ઞાનનો લાભ સમાજને ચરણે ધર્યો છે તેમાંના ડૉ. રવિશંકર અંજારિયા એક છે. અનુવાદની ભાષા ભાવવાહી નથી, અંગ્રેજી ઉપરથી તરજૂમો કરતાં લખાણમાં કિલષ્ટતા આવી ગઇ છે. નિસર્ગોપચાર વિષે લખાએલાં આવાં પુસ્તકોની ભાષામાં ભાવ અને વેગ હોય તો તે વાચકના દિલને હચમચાવી મૂકે.

અનુવાદક પોતે ડૉકટર છે, પરંતુ આપણા ડૉકટરોની પેઠે તે દવાઓના પૂજારી નથી, ઊલટા તે તો આપણને કુદરતી જીવન તરફ વળવા આગ્રહ રાખતા હોય એમ પુસ્તક ઉપરથી લાગે છે. અનુવાદક પોતે હમણાં કેવળ ફળ ઉપરજ રહેતા લાગે છે. એમનો પોતાનો 'ફળ ઉપર રહેવા પછી છપમે વર્ષે પડાવેલો ફોટો' પુસ્તકમાં આપેલો છે. ડૉકટરો તરફ લેખકનો અને અનુવાદકનો કટાક્ષ સર્વત્ર જોવામાં આવે છે. પૃ. ૧૪૦ ઉપર '૨૫થી ૬૫ વર્ષની અંદરના જુદાં જુદાં કામ કરનારાનું મરણપત્રક, દર એક હજારે'

આપેલું છે. તેમાં દાક્તરોનું આયુષ્ય ખેડૂતો, મજૂરો, વકીલ બારિસ્ટરો કરતાં ઘણું ઓછું છે એમ દર્શાવેલું છે. ખાટકી કરતાંજ ડૉકટરો લાંબું જીવે છે, એમ દર્શાવેલું છે. અનુવાદક પોતે લખે છે: "જ્યારે જેમાં સૌથી ઓછાં મરણ થવાં જોઇએ તે દાક્તરો, જે પોતે દુનીઆને તંદુરસ્ત રાખવાનો ફાંકો –ખોટું અભિમાન ધરાવે છે તે, **પોતેજ** વહેલા મરે છે, ભાગ્યેજ **સિત્તેર** વર્ષ પણ જીવે છે. જુઓ, તપાસો અને કારણ શોધો" (પૃ. ૧૪૦).

પૃ. ૧૪૬ ઉપર ફળના શા શા ફાયદા છે એ દર્શાવેલું છે: "(૧) કેરી, અનેનાસ અને પોપૈયું ખાઓ, તો કદી અપચોજ નહિ થાય. (૨) કેળાં ખાઓ તો કદી બંધકોશજ ન થાય. (૩) દ્રાક્ષ ખાઓ તો કદી લોહીની અશુદ્ધિ ન થાય, લોહી શુદ્ધજ રહે. (૪) ટમાટા ખાઓ તો કદી પાંડુરોગ Anaemia નજ થાય. (૫) જામફળ ખાઓ તો કદી પેટમાં જીવડા (Worms) નજ પડે. (૬) નારંગી ખાઓ તો કદી કલેજાના (Liver) રોગ ન થાય. (૭) લીંબુનો રસ પીઓ તો પિત્ત કદી ન વધે. (૮) બધી જાતનાં ફળ ખાઓ તો દાક્તરની કદી જરૂર ન પડે." લેખકનાં આ અને આવાં મંતવ્યો વિવાદાસ્પદ છે, છતાંય આવાં પુસ્તકો આપણા રોગિષ્ટ સમાજમાં વધુ વંચાય તો દવાપ્રિય રોગીઓ આવા વાચનથી જરૂર લાભ ઉઠાવશે એમ મને લાગે છે.

અનુવાદક પોતે ડૉકટર છે, વૃદ્ધ અનુભવી છે, નિસર્ગના ભક્ત છે, ઉત્સાહી છે, તો તેમની પાસેથી આવા અનુવાદો કરતાં સ્વતંત્ર સર્જનની અપેક્ષા પ્રજા જરૂર રાખે. ગૂજરાતના ડૉકટરો હિંદના ઉત્તર પ્રાંતના ડૉકટરોની સરખામણીમાં ઘણાજ દરિદ્ર દેખાય છે. સ્વ. ડૉ. ત્રિભુવનદાસ, સ્વ. ડૉ. વીરજી ઝીણા તથા આ અનુવાદક ડૉ. રવિશંકર અંજારિયા જેવા ગણ્યાગાંઠ્યા ડૉકટરો સિવાય ગૂજરાતનો કોઇ ડૉકટર ભાગ્યેજ કંઇ લખે છે. બંગાલી ભાષામાં ડૉ. રાધાગોવિંદ કારે (એકલે હાથે) લખેલું થોકબંધ સાહિત્ય જોઇએ છીએ (જેની અનેક આવૃત્તિઓ થઇ ગઇ છે, હજી નીકળ્યે જાય છે), ત્યારે ગૂજરાતના ડૉકટરોમાં વિદ્યાવ્યાસંગ નથી કે ઉત્સાહ નથી એમ માનવા મન વળે છે. આશા છે કે ગૂજરાતના ડૉકટરો પોતાના જ્ઞાનનો લાભ પ્રજાને આપવા સત્વેળા જાગ્રત થાય. પૈસામાં અને મોટરોમાંજ મશગૂલ રહેતા ડૉકટરો સાંસ્કૃતિક ફાળો નહિ આપશે તો વિદ્યાની વગોવણી થશે અને એટલે અંશે તેમની પ્રતિષ્ઠા પણ ઘટશે.

પુસ્તકમાં ભૂલો ઘણી રહી ગઇ છે, વાંચતાં કંટાળો આવે એવી ભાષા છે. બીજી આવૃત્તિ વખતે આ બધું સુધારી લેવા અમારી અનુવાદકને નમ્ર વિનંતી છે.

બા. ગ. વૈદ્ય

# પ્રસંગકથા

## કંપાલામાં વહૂ ઉપર જુલમ

કંપાલાથી એક બેનના નામનો કાગળ આવ્યો છે. એ બેને પોતાનું પૂરું નામ આપ્યું નથી. એ કાગળમાં એ બેન જણાવે છે કે ત્યાંના સ્ટેશન ઉપર નોકરી કરતા એક પાટીદાર ભાઇ પોતાનાં કાકીથી શિખવણીથી પોતાનાં પત્ની ઉપર ખૂબ જુલમ ગુજારી રહ્યા છે, એ કાકી પોતે પણ એ બેન ઉપર જુલમ ગુજારે છે. કાગળ લખનાર બેન શું એમ આશા રાખે છે કે એવી હકીકત 'કેન્યા ડેલી મેલ'માં કે 'પાટીદાર'માં એ બધાંનાં નામઠામ સાથે છપાવવાથી સ્થિતિ સુધરી જશે ને એ બેન ઉપરનો જુલમ અટકી જશે? ના, એમ નહિ જ બને, ઊલટો વધશે. કંપાલામાં આટલાં બધાં પાટીદાર ભાઇબેન છે, તેઓ પરદેશ ગયાથી નિશાળ હૃદયનાં હોય એમ માનીએ, છતાં એ બેનની કોઇ દયા ખાઇ આનો કંઇ પણ ઉપાય ન કરી શકતાં હોય તો માસિકમાં છાપવે કંઇ વળવાનું નથી. આથી એ પત્ર છાપવો યોગ્ય નથી માન્યો. વળી પત્ર લખનાર બેને પણ પોતાનું પૂરું નામ આપવું જોઇએ તે આપ્યું નથી અને કાગળની બે બાજુએ ન ઊકલી શકે એવી કાર્બન કોપી મોકલી છે એ કારણે પણ એ કાગળ છાપી શકાયો નથી. શક્ય હોય તો સાચો ઉપાય એ જ છે કે લખનાર બેને કંપાલાનાં ભાઇબેનોને એકઠાં કરીને આ વિષે ઉપાય લેવાની યોજના કરવી જોઇએ.

## કોલેજકન્યાનો કરુણાજનક આપઘાત

"જબલપુર, તા. ૧૧મી જાન્યુઆરી. ખંડવા ખાતેથી સ્નેહલતાના આપઘાતનો દાખલો લેઇને લગ્ન અંગેની પહેરામણી સંબંધમાં વાલીઓની મુશ્કેલી દૂર કરવાના આશયથી કોલેજમાં ભણતી એક યુવતીએ આપઘાત કર્યાના કરુણાજનક સમાચાર મળે છે. એમ જણાય છે કે ઉજ્જન ખાતેની માધવ કોલેજના એક વખતના પ્રિન્સીપાલ સ્વ. તાટકેની પુત્રીએ પોતાનાં કપડાં ઘાસતેલમાં બોળીને પછી તેને સળગાવી મૂકીને જીવનનો અંત આણ્યો હતો. આ કરુણાજનક બનાવની અત્યાર સુધીમાં જે વીગતો મળી છે તે ઉપરથી જણાય છે કે કન્યાના થનારા પતિ તરફથી લગ્નને અંગે માગવામાં આવેલી મોટી રકમની પહેરામણીથી તેના વાલીઓ મુશ્કેલીમાં મુકાયા હતા, તેની કન્યાને ખબર પડતાં ઘણું દુઃખ થયું હતું. વાલીઓને આ મુશ્કેલીમાંથી મુક્ત કરવા માટે તેણે પોતાના જીવનનો અંત આણવાનો આ માર્ગ પસંદ કર્યો અને પરિણામે બળી મુઈ!" ('મુંબઇ સમાચાર,' તા. ૧૩ : ૧ : ૧૯૩૯).

## મુક્તિનો સાચો માર્ગ

કૉલેજની કન્યા આવે પ્રસંગે આત્મહત્યા કરી બેસે એ તે કંઇ મુક્તિનો સાચો માર્ગ છે? ભણેલી ગણેલી બેનો આવો અપમાર્ગ લે ત્યારે સમાજની અભણ બેનોની દશા શી? એમણે તો એની સામાન્ય બેનો અને સમસ્ત સમાજને સાચો માર્ગ દેખાડવા પહેલ કરવી ઘટે. એ બેનને પોતાનાં કપડાં ઘાસતેલમાં બોળતાં ને તેમને દીવાસળી ચાંપતાં કેવી ભયંકર માનસિક વ્યથા થઇ હશે, અરેરે! એનો કંઇયે ખ્યાલ આ નિષ્ઠુર સમાજને અને ધનલોભી લોકોને એથી કંઇ આવવાનો છે? એ બેન કૉલેજની કન્યા, ત્યારે તો સહેજે કલ્પના થાય કે એનો થનારો પતિ પણ કૉલેજનો યુવક હોય. અને ત્યારે એવા ભણેલા યુવકો પણ પોતાના 'સસરાના ગજવા ઉપર મીટ માંડે ત્યારે આપણી અવદશાનો તે કંઇ અવધિ!' યુવકો, તમે તો દેશનું સંસ્કારી જનબળ, તમારા ઉપર તો દેશની ઉન્નતિની સર્વ આશાઓ, અને તમેજ તમારે ધનલોભે આવી કુમળી બાળાઓનો ભોગ લો, ત્યારે તો દેશની સર્વ આશાઓ ધૂળમાંજ મળે ને? પણ કન્યાઓએ જો સાચો ઉપાય લેવો હોય તો તેમણે કન્યામંડળ સ્થાપીને પ્રતિજ્ઞા લેવી ઘટે કે જે વર લગ્નની પરઠણ માગે તેનો સદા બહિષ્કાર કરવો, અને પરઠણ ન માગે એજ વર સાથે લગ્ન કરવું. કૉલેજની કન્યાઓ પણ આટલું ન કરી શકે તો પછી થઇજ રહ્યું! ગયા વર્ષના માહના અંકમાં ભાદરણનાં બેન કમળાબેન નારાયણભાઇ પટેલે '૭ ગામવાળાની ભયંકર ભૂલ' નામે લેખ લખીને પ્રતિજ્ઞા લીધી છે, એ માર્ગે કૉલેજની કન્યાઓ, ચાલતી થાઓ, ને જોશો કે તમારો માર્ગ સરળ થઇ જશે.

## દટાએલા કાયદા

બાકી સરકાર ગમે એટલા કાયદા કરશે, તોયે સમાજના ભ્રષ્ટ માણસો તો પોતાનો સ્વાર્થ સાધવા ગમે તે યુક્તિપ્રયુક્તિથી એ કાયદા તોડવાના જ જવાના. ભાઇ ફૂલસિંહજી ડાભીએ સૂચવેલો કાયદો ધારાસભામાં પસાર થશે. તોયે તેમાં નિષિદ્ધ કરેલી પરઠણ એક કે બીજી રીતે ગુપ્ત કે પ્રકટ રીતે ધનલોભીઓ લેવાનાજ. એમ એ કાયદાને નિરર્થક કરવાના જ અને સમાજની દીકરીઓને ઘાસતેલમાં કપડાં બોળી બળી મરવાની ફરજ પાડવાનાજ. પચાશેક વર્ષ ઉપર, ખેડા જિલ્લાના અને વડોદરા પ્રાન્તના લેઉવા પાટીદારોનાં લગ્નમરણનાં ખર્ચ ઉપર અંકુશ મૂકનારા જે કાયદા થએલા અને પછી જે દટાઇ ગએલા તે આ અંકમાં પૃષ્ઠ ૧૬૯થી છાપ્યા છે. તે કાયદા થયા ને તેને સરકારે તુરત અમલમાં મૂક્યા કે પાટીદારોમાં દોડધામ મચી રહી હતી. સરકારી

તપાસ આવે કે વધારેના જનૈયા સંતાઇ જાય અને કેટલાકને કન્યાપિતા પોતાના સગા તરીકે જણાવે. જો એ કાયદાની સખ્તાઇ થોડાંક વર્ષ ચાલી હોત તો એ સુધારો કાયમનો થઇ જાત. પણ જ્યાં પાટીદારોને પોતાનેજ પરવા નહિ, ત્યાં સરકારને શી પરવા હોય! હવે નવો કાયદો થાય છે ને ત્યારે એ નવા ને પેલા દટાઇ ગએલા કાયદાનો અમલ પાટીદાર મંડળનું કાર્યવાહક મંડળ સખ્તાઇથી કરે તો બહુ લાભ થાય. એ મંડળની પરિષદ ઓડમાં ભરાયે બે માસ વીતી ગયા છે, પણ એણે ત્યાંના ઠરાવો વિષે આજ સુધી કંઇ કર્યું નથી. હવે તો ભાઇઓ, જાગો; એ સિવાય ઉદ્ધાર નથી; ના, નથીજ.

### પામોલના પાટીદારો અને હરિજનો

આજની મહાસભાની સરકાર આપણુ સૌનું હિત સમાનભાવે કરવા પ્રયત્ન કરી રહી છે અને તેથી આપણા હરિજન ભાઇઓને પણ સમાનભાવે કેળવણી આપવા પ્રયત્ન કરી રહી છે. પ્રજાના કરમાંથી ચાલતી શાળાઓમાં હરિજનોને સમાનભાવે બેસીને કેળવણી લેવાનો તેમણે હક સ્વીકારીને તે પ્રકારના કાયદા કર્યા છે, પણ તેથી સવર્ણો ફડફડી ઊઠયા છે અને હરિજનોનાં બાળકોને સાર્વજનિક શાળાઓમાં ન પેસવા દેવાના અનેક છળપ્રપંચ કરી રહ્યા છે. અનેક જિલ્લાઓમાં તેમજ ખેડા જિલ્લામાં પણ એવા દાખલા બન્યા છે. કેટલાંક ગામ તો અણસારેજ સમજી ગયાં છે, પણ પામોલના લોક ના સમજ્યા ત્યારે ત્યાંની શાળા બંધ થઇ. આથી તો તેમનાંજ બાળક આપત્તિમાં આવી પડ્યાં, એટલે હરિજન બાળકોને શાળામાં બેસવા દેવાનું ગામલોકે સ્વીકાર્યું ને શાળા ઊઘડી. પણ ગામલોકે હરિજન બાળકોને ડરાવવા માંડ્યાં, એટલે શાળાને હરિજન વાસમાંજ બેસાડવાનો હુકમ થયો. આથી ગામલોક ગભરાયા, પોતાનાં બાળકોને હરિજન વાસમાં કેમ મોકલાય? વડા પ્રધાન શ્રી. ખેર અને મહેસુલી પ્રધાન શ્રી. મોરારજીભાઈ અહીં આણંદ આવ્યા ત્યારે ગઇ તા. ૧૪મીએ રાત્રે પામોલના કેટલાક પાટીદારો એ વિષે ફરિયાદ કરવા તેમને મળ્યા, ત્યાંના કેટલાક હરિજનો પણ ત્યારે ત્યાં હતા. ગામનાં વસવાયાં સામે ડોળા કાઢીને બોલતા હોય એમ પ્રધાનો સામે પણ તતડાવીને એ પાટીદારો બોલવા લાગ્યા. શ્રી. ખેરે શાન્ત ભાવે તેમને ઉત્તર આપ્યો કે "આમ ચઢ્યું ચઢ્યું શું બોલો છો? જરા સબુરાઇથી બોલો, તમે હરિજનોને સતાવો છો એની તો આથીજ ખાત્રી થાય છે. એમને નથી સતાવતા એમ ખાત્રી થશે ત્યારેજ શાળા તમારા વાસમાં આવશે. અમારે તો પાટીદાર ને હરિજન સૌ સરખા." પટલ પડી ગએલે ને વીલે મોંએ પાછા ગયા!

## માતરના સવર્ણો અને હરિજનો

પ્રધાનોના આ પ્રવાસમાં માતરના સવર્ણો પણ એવા જ ઝંખવાણા પડ્યા. "તા. ૧૫મી જાન્યુઆરી. માતર ખાતે આવતા અગાઉ વડા પ્રધાન શ્રી. ખેરે સાંભળ્યું હતું કે ગામની નિશાળમાં હરિજનોએ પોતાનાં બાળકોને ભણાવવા માટે આગ્રહ કર્યાથી સવર્ણ હિંદુઓએ હરિજનોનો બહિષ્કાર કર્યો હતો. આ બહિષ્કારમાં રોજની જરૂરીઆતની વસ્તુઓ હરિજનોને વેચાતી પણ ન આપવાનો અને તેમને કામકાજ પણ ન આપવાનો સમાવેશ થાય છે. વડા પ્રધાન અને મહેસુલી પ્રધાન ઓન. શ્રી. મોરારજી દેસાઇના આગમનની કાગને ડોળે સવર્ણ હિંદુઓ રાહ જોઇ રહ્યા હતા. પણ પ્રધાનોએ આવતાની સાથે જ જ્યારે, હરિજનોને તેમણે અન્યાય કર્યો હતો તે માટે, તેમના પુષ્પહારો સ્વીકારવાની ના પાડી ત્યારે તેમને આશ્ચર્ય થયું હતું. વડા પ્રધાને સવર્ણ હિંદુઓને વધુમાં જણાવ્યું હતું કે તમોએ હરિજનોનો બહિષ્કાર કરવાનું પસંદ કર્યું છે, પણ અમે તો હરિજન ભાઇઓને મળવા માગીએ છીએ. આથી નયનોમાં હર્ષનાં આંસુ સાથે હરિજનોએ પ્રધાનોનો જે સત્કાર કર્યો હતો તે દૃશ્ય ખરેખર હૃદયસ્પર્શી હતું" ('મુંબઇ સમાચાર,' તા. ૧૭:૧:'૩૮). બંને પ્રધાનો પછી હરિજન વાસમાં ગયા હતા, અને ત્યાં જઇ હરિજન ભાઇઓના પુષ્પહાર મહાનંદે સ્વીકાર્યા હતા. પામોલના અને માતરના સવર્ણો, ખાસ કરીને પાટીદારો શું પોતાને આ પ્રધાનો કરતાંયે વધારે પવિત્ર હિંદુ માને છે? ના, એ તો આપણી પુરાણી જડતા જ છે, બાકી હૃદયે તો આપણા કરતાંયે અનેક હરિજનો વધારે પવિત્ર છે. ભાઇઓ, સ્વરાજ્ય લાવવું હશે ને સારી રીતે ભોગવવું હશે તો ભાઇ ભાઇ પ્રત્યેનો આ તુચ્છકાર ને તિરસ્કાર કાઢ્યે જ છૂટકો છે.

## ચોરીઓ, પોલીસ અને પ્રજા

નાની મોટી સૌ ફરિયાદોનો નિકાલ સરકાર જ કરે એવી આપણી વૃત્તિ બંધાઇ ગઇ છે. જિલ્લાઓમાં ચોરીઓ ને લૂંટફાટો થતી ને થાય છે. એનાં મુખ્ય કારણોમાં પ્રજાની ગરીબાઇ છે ને એ ગરીબાઇ ટાળવી એ તેનો મુખ્ય ઉપાય છે. પણ એ સમાજવાદનો પ્રશ્ન અત્યારે છણ્યે કંઇ ફળે નહિ. ત્યાં સુધી થતી ચોરીઓ ને લૂંટફાટો કેમ અટકે એ જ પ્રશ્ન છે. પહેલાં તો ચોરી થતાં પોલીસ અમુક શકદારને પકડતી, તેને માર માર્યાથી કોઇ કોઇ વાર ચોરી પકડાતી. આથી પોલીસનું એવું માનસ બંધાઇ ગયું કે શકદારને માર્યા વિના ચોરી પકડાય જ નહિ. પણ મહાસભાની સરકાર થતાં એમ માર મારનાર પોલીસને સજા થવા લાગી, એટલે એ લોકે માન્યું કે આમ સજા ખાઇને ઘેર બસવું તેના કરતાં ચોરી ન પકડવાની નાલાયકી સારી. અને આમ પોલીસની કડકાઇ

ઓછી થતાં ચોરીઓ વધારે થવા લાગી, ત્યારે વળી પ્રજાએ જોરથી કિકિયારીઓ પાડવા માંડી. શકદારને પોલીસ મારે એ તો કોઇ ન ઇચ્છે, પણ ત્યારે આવા પ્રસંગોમાં પ્રજાનો કંઇ ધર્મ નહિ? ચોરને પકડવામાં પ્રજાએ પોલીસને મદદ કરવી ઘટે. કેટલાક લોક તો જાણવા છતાં, કચેરીમાં ધક્કા ખાવા પડશે એ બીકે, પોલીસને કંઇ બાતમી આપતા નથી, અને પછી ચોરી પકડાતી નથી એ માટે પોલીસ સામે ફરિયાદ કરે છે. આવા માણસોએ પોતાની નિર્બળતા છોડી પોલીસને સહાય થવું ઘટે. અને વળી સાચો ઉપાય તો એ છે કે ગામેગામ સ્વયંસેવકોનું એવું દળ ઊભું થાય, જે વારાફરતી રાત્રે ચોકી કરે. આપણે વળી પોલીસની એવી ઓશિયાળી શી? મર્દાઇ તો એમાંજ છે ગામના વીર યુવકોની!

## રાજકોટમાં સ્રીશક્તિ

પુરુષોમાં તો શું, સ્રીઓમાં પણ મહાત્માજીએ એવી શક્તિ મૂકી દીધી છે, જે જોઇને જગતના ભલભલા જોદ્ધા પણ મોંમાં આંગળી ઘાલે! પોતાને ક્ષત્રિય માનનાર રાજકોટના ઠાકોર અને પોતાને અંગ્રેજબચ્ચો માનનાર દિવાન કેડલ પણ એ શક્તિથી હારી ગયા છે. બિચારા કેડલના તો ધોળામાં ધૂળ પડી ગઇ ને ઊભી પૂંછડીએ વિલાયત ભણી રાત લેઇને ભાગવું પડ્યું! જે શક્તિ આજે ભલભલાનાં રાજ્યને ધૂળ ફાકતાં કરે છે તે શક્તિ હોય તો યુવકો અને યુવતીઓ ચોરથી તે ડરતાં હશે ને તેવે પ્રસંગે પોલીસ ને સરકાર સામે તે જોઇ રહેતાં હશે?

## અને આપણાં દેશી રાજ્યો

અને મહાત્માજીએ જગવેલી પ્રજાશક્તિનો પરચો રાજકોટે ચાખ્યો છે, એટલે દેશનાં બીજાં-દેશી રાજ્યોએ ચેતી જવું જોઇતું હતું. પણ હજીયે એ પ્રજાશક્તિને ટાળવા કંઇ કંઇ છળપ્રપંચ કરી રહ્યાં છે. નથી તો એ કંઇ અંગ્રેજી રાજ્યવહીવટથી શીખતાં, નથી તો મહાસભાના રાજ્યવહીવટથી શીખતાં, નથી તો પ્રજાશક્તિથી જાગતાં. અરે, એ તો એમનો જૂનો સ્વભાવ પડી ગયો છે. અમદાવાદના ધનિક શેઠીઆ પ્રજાને સુધારવા માટે ત્યાંની સાર્વજનિક સંસ્થાઓને મોટાં દાન આપી રહ્યા હતા, છતાં તે સમયના દેશી રાજા પોતાનાં રાજ્યોમાં કંઇ સુધારા કરતા નહોતા, એ જોઇને કોઇ લેખકે આજથી ૮૩ વર્ષ ઉપર આમ લખેલું: "લખવાને ઘણી દીલગીરી ઊપજે છે, કે અમારી વાતો સાંભળીને કેટલાક રાજાઓ કાંઇ સુધારામાં દીલ ઘાલતા નથી. અને પાવૈને જોગ પાનો ચડે નહિ, તેમજ તેઓના મનમાં કાંઇ અસર થતી નથી. લોકોમાં એક ગપ ચાલે છે કે એક સમે હીજડાનું

મોહોટું ટોલુ ગંગાજીયે ગયું અને મનમાં એવી ઇછા કરી કે આપણે ગંગાજીમાં પડીને મરીયે તો બીજે ભવ રાજા થૈએ. એમ વિચારીને ડુબી મુવા. તેઓ જ આ વખતમાં હિંદુસ્થાનમાં કેટલેક ઠેકાણે જન્મ્યા હોય એવું સંભવે છે.

"સવૈયો.

"જે પ્રથિપાળ ચહે ત્રિય પારકિ, લંપટ રાક્ષસ એ જ લંકાંનો ॥
થાય અન્યાય પિડાય પ્રજા, ન જુવે નજરે નૃપ અંધ જહાંનો ॥
દેશ સુધાર પોકાર કરે, પણ પાવઇને ન ચડે કદિ પાનો ॥
મૂછ ઊગી પણ તૂછમતી, ન ભણ્યો નૃપ તે પશુ પૂછ વિનાનો ॥ ૧"

('બુદ્ધિપ્રકાશ,' પુસ્તક ૩, માહે મે, સને ૧૮૫૬, સંવત ૧૯૧૨ના ચૈત્ર, આંક ૫મો, પૃષ્ઠ ૮૫). ત્યારે હવે દેશી રાજાઓએ સુખસંપે જીવવું હોય તો મહાસભાનો સંદેશો ઝીલી લેઇ પ્રજાનો વિશ્વાસ મેળવી લેવો.

## મહાસભાવાદીઓની નિર્બળતા

એક બાજુ મહાસભાવાદી પ્રધાનો પ્રજાકલ્યાણમાં પોતાનું સર્વ બળ વાપરી રહ્યા છે, ત્યારે અનેક મહાસભાવાદીઓ એ ધ્યેય ચૂકી પોતાની અભિલાષાઓ પૂરી પાડવાના પ્રયત્ન કરી રહ્યા છે. ગામડાંના લોકને તેમની પોતાની રીતે રાજકીય શિક્ષણ આપવાના હેતુએ મહાત્માજીએ ગામડાંમાં મહાસભા ભરવાની યોજના કરી અને તેથી તેના વાર્ષિક અધિવેશન પાછળ રૂ. ૫૦૦૦થી વધારે ખર્ચ ન જ થવું જોઇએ એવી સૂચના કરી. પણ મહાત્માજીને પગે માથું અડાડનાર તેમના મહાસભાવાદી શિષ્યોને એની ઓછી જ પરવા છે! એમણે તો ગામડાંમાં મહાસભા ભરીને પોતે ગામડાંને રંગે રંગાવું જોઇતું હતું, તેને બદલે ગામડાંના લોકને શહેરી જીવન દેખાડી તેનું પ્રલોભન આપ્યું. ગામડાંના લોક પોતાના પાડોશી દબાઇ જાય એવું ખર્ચ ચડસાચડસી કરીને કરે, તે અટકાવવા પરઠણ- અને પ્રેતભોજન-નિષેધક કાયદા આજની મહાસભા સરકાર કરી રહી છે. ત્યારે મહાસભાવાદીઓ પોતે જ પાછલું અધિવેશન દબાઇ જાય એવો ખર્ચ નવા અધિવેશનમાં કર્યે જાય છે. હરિપુરા મહાસભાના પ્રમુખને ૫૧ બળદના રથમાં સત્કાર્યા, ત્યારે આ વેળા ત્રિપુરી મહાસભાના પ્રમુખને ૫૨ હાથીના રથમાં સત્કારવાના છે! અને આવતી મહાસભાના પ્રમુખના રથને ૫૩ શું જોડાશે? વળી આવતા અધિવેશનમાં જનાર મહાસભાના પ્રતિનિધિઓની ચૂંટણીને પ્રસંગે લગભગ એકે એક સ્થળે એવા તો 'અસત્યના પ્રયોગો' અને અનેક સ્થળે એવા તો 'હિંસાના પ્રયોગો' પ્રવર્તી ગયા છે કે મહાત્માજી એ સૌ જાણે તો ઊભા સળગી જાય! દેશના ગુરુજનો, દેશને એથી તમે શું

શિક્ષણ આપો છો એ વિચારશો? હવે પ્રશ્ન એમ સમજતી થશે કે 'ખાદી'નું લેબલ મારીને ગમે તેમ કરીએ તોય વાંધો નહિ!

## વિદ્યાપીઠને દાન

છતાં નિરાશ ના થઇએ. ગાંધીજીની ભાવનાનો પ્રચાર કરવા અમદાવાદમાં જે ગૂજરાત વિદ્યાપીઠ સ્થપાએલું, તેણે બહુ આશાપ્રદ યુવકો દેશને આપવા માંડેલા; પણ ૧૯૩૦ના ને ૧૯૩૨ના સત્યાગ્રહમાં એ વિદ્યાપીઠ હોમાઇ ગએલું. પરદેશીઓ સાથે વિગ્રહ ચાલતો હોય તે સમયે દેશમાં અસ્ત્રશસ્ત્રનાં કારખાનાં બહુ દક્ષતાથી ચાલતાં રહેવાં જોઇએ. એ કારખાનાંના કારીગરો જ અસ્ત્રશસ્ત્ર પકડી લડવા દોડે તો પછી નવી યુદ્ધસામગ્રી પેદા થાય નહિ અને સેના હારીને પાછી આવે. આમ ગમે તેવે આપત્પ્રસંગે શિક્ષણસંસ્થાઓ તો ચાલતી રહેવી જ જોઇએ, કારણ કે એ સંસ્થાઓમાંથી નીકળતા વિદ્યાર્થીઓ દેશનું આત્મબળ યુદ્ધને માટે તૈયાર કર્યે જાય છે. એજ હેતુએ આજે ચીન–જાપાનના યુદ્ધને પ્રસંગે ચીનાઓએ પોતાનાં વિદ્યાપીઠો છેક પશ્ચિમમાં નિર્ભય સ્થાને મોકલી દીધાં છે. આપણું ગૂજરાત વિદ્યાપીઠ પણ યુદ્ધમાં ન હોમાયું હોત તો સારૂં, તેનું બીજું કારણ એ પણ છે કે એ સંસ્થા ફરી સ્થપાયા છતાં પાછી પૂર્વના જેવી પ્રભાવશાળી કરવાને ખૂબ પરિશ્રમ કરવો પડશે. એનું ૧૯૩૭–૩૮નું નિવેદન ગયું છે તે ઉપરથી જણાય છે કે એ પાછલો પ્રભાવ મેળવવા તરફ દૃષ્ટિ રાખી રહ્યું છે. પણ તેને પૈસાની ખૂબ તાણ છે. વર્ષે દહાડે એને રૂા. ૨૦૦૦૦ની જરૂર છે અને તે માટે સરદારશ્રી વલ્લભભાઇ પટેલની વિનંતી આ અંકમાં પૃષ્ઠ ૧૬૮ ઉપર પ્રકટ થઇ છે. સૌએ પોતપોતાના ગજા પ્રમાણે આપણી એ સંસ્થાને આપવું જ જોઇએ અને ધનવાનોએ તો એ માગણીને છવી કાઢવી ઘટે.

## બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ

આણંદ ચરોતર એજ્યુકેશન સોસાયટીના સહકારથી તેનાજ મકાનમાં ગઇ તા. ૧૪–૧૫મીએ બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ આપણા વયોવૃદ્ધ અને પ્રખર વિદ્વાન શ્રી. આનંદશંકર ધ્રુવને પ્રમુખપદે ભરાઇ. એની સ્વાગત-સમિતિના પ્રમુખ રા. બ. ગોવિંદભાઇ દેસાઇ હતા. ગઇ તા. ૧૪એ પરિષદની ઉદ્‌ઘાટન ક્રિયા મુંબઇ ઇલાકાના વડા પ્રધાન શ્રી. ખેરને હસ્તે થઇ હતી. પરિષદની સાથે પુસ્તકાલયપ્રદર્શન પણ હતું, તેની ઉદ્‌ઘાટન ક્રિયા ત્યાર પછી આપણા વિદ્વાન અધ્યાપક શ્રી. રામનારાયણ પાઠકને હસ્તે થઇ હતી. આ સૌ વિદ્વાનોએ પ્રેરણાજનક વ્યાખ્યાનો આપ્યાં. ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવા તેમજ તેને માર્ગદર્શક થવા માટે ગુજરાત પુસ્તકાલય

છે: એક દહાડો શ્રી. મોતીભાઇ સાહેબે ઑફિસમાં આવીને મને બનેલા પ્રસંગની વાત કરી પોતે અમુક સ્ટેશનેથી ત્રીજા વર્ગના ઉતારૂ તરીકે મુસાફરી શરૂ કરેલી અને અમુક સ્ટેશનેથી અમુક સ્ટેશન સુધી બીજા વર્ગના ડબામાં મુસાફરી કરેલી એમ D. T. S.ને લખી જણાવી ભાડાના તફાવતની રકમ મોકલી આપવાનું ફરમાવ્યું, જે સાંભળી મારી સાથે બધાય આશ્ચર્યચકિત થએલા!

ખાનદાન ગણાતા ને સાહેબના સ્વાંગમાં દોડધામ કરતા અનેક ઉતારૂઓ વગર ટીકીટે ઉપલા વર્ગમાં ચઢઉતર કરતાં અને પકડાઇ જવાને પ્રસંગે અપમાનિત થતાં મુંબઇની લોકલોમાં તેમ બીજી ગાડીઓમાં વખતોવખત નજરે ચઢે છે. તેમની સાથે સરખામણી કરતાં શ્રી. મોતીભાઇ સાહેબની આ નેકી ને સત્યનિષ્ઠા ઉપર મારી માફક જનતા પણ વારી જાય તો નવાઇ નહિ.

આથી ઊલટો પણ એક કિસ્સો બન્યાનું યાદ છે. બીજા વર્ગની ટીકીટ હોવા છતાં ત્રીજા વર્ગમાં મુસાફરી કરી હોવાનું જણાવી દરભાડાના તફાવતનું રિફંડ માગેલું ને તે મળેલું.

૯. ખાતાના અધિકારી તરીકે તેઓ ડિસ્ટ્રિક્ટમાં ફરતા ત્યારે તેમનો મુકામ રેસ્ટ હાઉસમાં, ધર્મશાળામાં વા સરકારી ઉતારામાં થતો અને રસોઇપાણીની વ્યવસ્થા હમેશાં પોતાને જ ખર્ચે કરાવતા. આ એમનો સામાન્ય ક્રમ હતો ને તે ઠેઠ લગી ચાલુ રહેલો. સ્થળે સ્થળે એમના ઓળખીતાઓ અને પ્રશંસકો હોવા છતાં અને તેમના તરફનો આગ્રહ છતાં તેઓ કોઇને ત્યાં પરોણા તરીકે ઊતરતા નહિ, તેમાંના કોઇની પાસે કશી સગવડ પોતે કરાવી હોય તો તે મુકામ છોડતી વખતે હિસાબ ચૂકવી દેતા. વાહનની જરૂર પડતી હોય તો તેનો દર પણ અચૂક ચૂકવી દેતા. આ ક્રમમાં, અંગત મિત્રો સિવાય, કદીયે અપવાદ પડેલો નહિ. ડિસ્ટ્રિક્ટમાં સામાન્ય રીતે બે સિપાઇ અને એક કારકુન એમની સાથે હમેશાં ફરતા. એ સર્વના મુકામની તેમ ભોજનની વ્યવસ્થા એમની પોતાની જ સાથે અને એમને પોતાને જ હિસાબે રહેતી. રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી ચાલતા શિક્ષણવર્ગોને અંગે કે પરિષદોને પ્રસંગે જવાનું થતું તે વખતે સગવડની ખાતર એમનું જમવાનું પરિષદને કે શિક્ષણવર્ગને રસોડે થતું તો બધાય દિવસોનું કેવળ પોતાનું જ નહિ પણ પોતાના કારકુન સિપાઇઓ ઉપરાંત પોતાના તરફના કોઇ મેમાનમિત્ર હોય તે બધાનું ય બિલ પોતે અચૂક ચૂકવી દેતા. એમનો આ ક્રમ ઠેઠ લગી નભી રહેલો.

૧૦. અધિકારી તરીકેનો કરપ કે સત્તાની જોહાકી સ્વ. શ્રી. મોતીભાઇ સાહેબમાં કદાપિ કોઇએ ભાળી નહિ હોય. એમના સહવાસમાં આવતા પૂર્વે 'અધિકારી–અમલદાર' એ શબ્દમાત્રથી અજાણ્યાના મનમાં ભડક ભલે પેદા

થઇ હોય, પણ એક વાર તેમના પરિચયમાં આવ્યા પછી થોડીક વાતચીતને અંતે તેમના પ્રત્યે આપ્તભાવજ પેદા થતો, એની સાખ એમના સહવાસનો લાભ પામેલ એક એક વ્યક્તિ પૂરશે, એવી મારી ખાત્રી છે. શ્રી. મોતીભાઇ સાહેબ પહેરવેશમાં જેટલા સાદા તેટલાજ વર્તાવમાં પણ સાદા ને સરળ હતા. બીજા અમલદારની હકુમતે ચઢતાં દંડાઇ જવાનો કે ઘેર બેસવાનો પ્રસંગ આવે એવા કિસ્સાઓમાં પણ એમનો સત્તાનો સોટો ગાજ્યો કે મિજાજ ખરચ્યો જાણ્યો નથી. એક વખતની વાત છે: શ્રી. મોતીભાઇ સાહેબ સાથે મકાનવાળા એક ગ્રામપુસ્તકાલયની મુલાકાતે જવાનો લાભ મને અને બીજા મિત્રોને મળેલો. મુલાકાત અગાઉથી ઠરેલી નહોતી, એટલે તે સ્થળના કાર્યકર્તાઓને તેની ખબર નહોતી. સાંજને વખતે મુકામને સ્થળેથી પગે ચાલતા બેઅઢી માઇલ દૂર આવેલા તે ગામના પુસ્તકાલયના મકાન પાસે જઇને ઊભા રહ્યા. મકાન બંધ હતું તે ખાસ માણસ મોકલીને ઉઘડાવ્યું. અંદર ટેબલ ઉપર નહોતું એકે છાપું કે માસિક, ખુરશીઓ ગમે તેમ અસ્તવ્યસ્ત પડી હતી, દરેક ચીજ ઉપર ધૂળના થર જામેલા હતા, તે ઉપરથી સહજ દૃષ્ટિએ સમજી શકાતું હતું કે કેટલાય દિવસોથી પુસ્તકાલય ઊઘડ્યું નથી. પગથિયાં ચઢતાં આંગણામાંય વનસ્પતિ ઊગી હતી ને પદસંચારનું ચિહ્ન સરખું જણાતું નહોતું. અને તેમ છતાં વિઝીટ બુકમાં ચારજ દિવસ પહેલાંની તારીખનો એક મોટા અમલદારનો પુસ્તકાલય જોઇ સંતોષ પામ્યાનો શેરો હતો! આવી દુર્દશા જોઇ મોતીભાઇ સાહેબને દિલગીરી તો અવશ્ય થઇ. કાર્યકર્તાઓને બોલાવી એમની ફરજનું ભાન મીઠા શબ્દોમાં એમણે કરાવ્યું, છતાં ગુસ્સાનો ઉદ્રેક કે સત્તાનો દમામ સરખો દેખાડ્યો નહિ, એટલુંજ નહિ પણ વિઝીટબુકમાં વિરુદ્ધ શેરો કરવા જેટલી પણ નસિયત, સાથેની મંડળી પૈકી એક બે જણની સૂચના છતાં, ન કરવાની ઉદારતા દેખાડેલી. એ પ્રસંગ મારા મનમાં બરાબર કોતરાઇ રહ્યો છે ને જ્યારે જ્યારે તે સાંભરે છે ત્યારે ત્યારે क्षमा वीरस्य भूषणम् એ સૂત્રની યથાર્થતા તાજી થાય છે.

ઓફિસમાં એમના હાથ તળે કામ કરનાર કોઇ પણ કારકુનને ગમે તેવા વાંક માટે પણ એમણે કદાપિ દંડ્યો તો શું પણ ધમકાવ્યો સરખો નથી. બાકી જગતમાં સર્વત્ર એવોજ પ્રકાર માલમ પડે છે કે કારકુનો કે નોકરોનો પરિશ્રમ યશરૂપી નિચોડે તો તેના માનઅકરામના કે શાબાશીના ભોક્તા અમલદાર બને અને તેમાં જો ખોડખાંપણ જણાય ને ઠપકો કે સજા ભોગવવાનો પ્રસંગ આવે તો હલકામાં હલકી પાયરીના નોકરને ખોળી કઢાય અને 'પાડાને વાંકે પખાલીને ડામ'ની નીતિ અમલમાં મૂકાય! આનાથી ઊલટોજ પ્રકાર

સદ્ગત શ્રી. મોતીભાઇ સાહેબના હાથ તળે કામ કરનાર નોકરવર્ગે સદા ય અનુભવેલો. નાની યા મોટી હરેક પ્રકારની જવાબદારી, કારકુનની અણસમજ, ગેરસમજ કે ગફલતને કારણે, આવી પડે તોપણ તેઓ પોતે જ સ્વીકારી લેતા ને કારકુનની વા નોકરની આડે પોતે ઢાલ સમા ઊભા રહેતા!

એમની ભલમનસાઇ ને મોટાઇની વાત શી કરવી? એમની આજ્ઞાનું દેખીતું અપમાન કરનારનું વા એમના માર્ગમાં વિઘ્ન ઉપસ્થિત કરનારનું પણ વખત આવ્યે પોતે ભુંડું તો ન જ કરે, પણ પોતાને હાથે કલ્યાણ થતું હોય તો તે કરવાને પણ કદી ચૂકે નહિ,- એવો અનુભવ છે.

૧૧. પુસ્તકાલયખાતાના ડાબા જમણા હાથરૂપ થઇ પડેલાં રાજ્યપુસ્તકાલય મંડળ અને પુ. સ. સ. મંડળ એ બંને સદ્ગત શ્રી. મોતીભાઇ સાહેબની જ કલ્પના અને યોજનાનાં ફળ. રાજ્યનાં પુસ્તકાલયોની દિનપ્રતિદિન વધતી જતી સંખ્યાના કામને પહોંચી વળવાની ઊલટ કારકુનો દાખવતા ને એમના પોતાના મૂક દાખલાથી જ. ખાતાનું કામ કરવામાં પુસ્તકાલયપ્રવૃત્તિને આગેકદમ કરાવવાને, એમણે નથી જોયાં દહાડો કે રાત, નથી જોયો તહેવાર કે રજાનો દિન! માંદગી અને શારીરિક નાદુરસ્તીના સમયમાં ખાટલે પડ્યા પડ્યા પણ 'જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય' સ્થપાએલું જોવાની પોતાની મહત્ત્વાકાંક્ષા પૂર્ણ થએલી તો નહિ, પણ નિદાન તેનો સંદેશ શાળાવાળાં ગામે પોતાની નિવૃત્તિનાં વર્ષમાં પહોંચતો કરી દેવાની મહેચ્છા, પુસ્તકપેટી સાથેનાં વાચનાલયો પૂરાં પાડીને પાર પાડી દેખાડવા કાજે તેમણે જે જહેમત ઉઠાવેલી તે તો ન ભૂલાય એવી છે. એમની લથડી ગએલી તબિયત આ નિવૃત્તિ પૂર્વેના પરિશ્રમને કારણે વધારે લથડવા પામેલી, એમ કહેવામાં સહજ પણ અતિશયોક્તિ નહિ થાય. ક્યાં નિવૃત્તિએ સીધાવતાં અમલદારોનો ચઢેલી તમામ રજાઓ સાંગોપાંગ ભોગવી લેવાનો સામાન્ય શિરસ્તો, અને ક્યાં શ્રી. મોતીભાઇ સાહેબની પોતાની લથડતી તબિયતની પણ પરવા કર્યા વગર પોતાની માનીતી પ્રવૃત્તિને ગામે ગામ પહોંચતી કરવાની ધગશ અને છેક છેલ્લી ઘડી સુધીની ભાવનાભરી સેવા!

૧૨. નોટ પેડ થઇ આવતો પત્રવ્યવહાર સામાન્ય રીતે કોઇ પણ સરકારી કચેરીમાં સ્વીકારાતો નથી, એવો ખર્ચ નાખવાની સવડ યા સવલત પણ ભાગ્યે હોય છે. પુસ્તકાલય ખાતા સાથે સંબંધ ધરાવતાં આમ પુસ્તકાલયના બિન-અનુભવી કાર્યકર્તાઓ તરફથી એવાં કેટલાંય લખાણ આવતાં! તેમને પાછાં ધકેલી પુસ્તકાલયના કાર્યને ઢીલમાં નાખવા ઉપરાંત આર્થિક ભીડ અનુભવતાં પુસ્તકાલયને ખર્ચના વધુ ખાડામાં નહિ ઉતારવાની તાકીદ તેમણે પોતાની ઓફિસના કારકુનોને આપી હતી, એટલું જ નહિ પણ તેને યથાર્થ રીતે

વ્યવહારમાં આવવા માટે ખાસ 'નોટ પેડ' થઇ આવેલ લખાણના સ્વીકાર માટે જ પોતાના ખિસ્સામાંથી બે પાંચ રૂપિયા આપી રાખવાનો તેમનો કાયમનો ક્રમ હતો. ઉપરાંત પુસ્તકાલયોને મોકલવાનાં પાર્સલો સ્ટેશનેથી મંગાવવાના કે ત્યાં પહોંચાડવાના વૈતરાના કે વાહનભાડાના ખર્ચના પ્રશ્નની ગૂંચ ઊભી થતાં તેનો નિકાલ પણ પોતાના પદરથી આણી દેતા!

૧૩. વાચનભૂખ્યાં કોઇ પણ ભાઇબેનને સેણ્ટ્રલ લાયબ્રેરીનો લાભ લેવાની ઇચ્છા થતાં ને તેને નિયમ પ્રમાણે કોઇએ જામીન થનાર ન મળતાં તે જો શ્રી. મોતીભાઇ સાહેબ પાસે આવી ચઢતાં, તો તત્કાળ પોતે જામીનનું ફોર્મ ભરી આપીને પોતે જામીન થઇ તેને વાચનની અનુકૂળતા કરી આપતા! જેનો કોઇ જામીન નહિ તેવાં વાચનભૂખ્યાંના જામીન શ્રી. મોતીભાઇ! આમ તો કેટલાંના ય જામીન તેઓ થએલા, ને તેને પરિણામે કેટલી ય વાર ઓળવાએલાં વા પાછાં નહિ ફરેલાં પુસ્તકોની કિંમત પોતાના પદરથી બિનકચવાટે તેમણે ભરી દીધેલી. પોતે જેના જામીન થયા હોય તેનાં નામનિશાનની નોંધ રાખી કે રખાવી હોય તો તેમનો પત્તો મેળવી શકાય ને? આવે વખતે 'વિશ્વાસે જ વહાણ ચાલે છે' અને 'જામીન થવાની મારી આ નીતિથી વર્ષમાં બે પાંચ રૂપિયા મારે કદાચ ઘસાવું પડે, પણ તેથી બીજાં કેટલાંકને વાચનનો લાભ તો મળે છે ને?' અને 'ઓળવાયલું પુસ્તક જ્યાં પણ હશે ત્યાં એનો ઉપયોગ તો થતો હશે જ ને?' આવી મતલબનાજ ઉદ્‌ગારો તેમને મુખેથી સુહાસ્ય નીકળતા સૂણ્યા છે.

૧૪. પેટલાદ મહાલને કેળવણી, આરોગ્ય તેમજ સામાજિક ક્ષેત્રોમાં નમુનેદાર બનાવવાની એમની ધગશ ખરેખર અદેખાઇ ઉપજાવે એવી હતી. એમના વતન વસોમાં તો એમણે નાનકડું કેળવણી સંસ્થાન જ જમાવી દીધું છે! અને ચરોતરના કેન્દ્ર સમું આણંદ પણ એમનું માનીતું કાર્યક્ષેત્ર! એ ઉભય કેન્દ્રોની વિવિધ પ્રવૃત્તિઓ નિહાળનારના મન ઉપર ઊંડી છાપ પડ્યા વગર ન જ રહે. આ વિવિધ પ્રવૃત્તિઓના જવાબદાર સુકાનીઓ ભલે બીજા હોય, પણ એમના ઇતિહાસમાં ઊંડા ઊતરનારને તો શ્રી. મોતીભાઇ સાહેબનું જ વ્યક્તિત્વ ને બુદ્ધિવૈભવ પ્રત્યક્ષ થયા વગર નહિજ રહે. એઓશ્રીની અનેકવિધ અન્ય પ્રવૃત્તિઓનો ખ્યાલ તે તે ક્ષેત્રમાં કાર્ય કરતા બીજા ભાઇઓ સુંદર રીતે આપી શકે, પરંતુ મારા મન ઉપર સદ્‌ગત શ્રી. મોતીભાઇ સાહેબની જે એક ઉદાત્ત ભાવનાએ ઊંડી અસર કરી છે, તે તેઓશ્રીની વડોદરા રાજ્યના ફરજિયાત કેળવણીના કાયદાને પરિણામે દંડાતાં ગરીબ અને અજ્ઞાન માબાપો ઉપરનો એ બોજો, પેટલાદ મહાલમાંથી તો નિદાન, સદંતર બહિષ્કૃત કરી

દેખાડવાની મહેચ્છા, તેને માટે તેમણે આદરેલી કોશિષ, અને નિવૃત્ત જીવનમાં વધારે વેગપૂર્વક ચલાવેલી પ્રવૃત્તિ હતી.

તેમની એ મહેચ્છા પાર પડે તે પહેલાંજ કરાળ કાળે તેમને ઝડપી લીધા એ પેટલાદ મહાલનું અને વડોદરા રાજ્યનું જ નહિ, બલ્કે સમસ્ત ગુજરાતનું દુર્દૈવ જ!

૧૫. છેવટે, મારા જીવનમાં કદી વિસરાય તેવો નથી તે પ્રસંગ નીચે ઉતારી વિરમું છું:

૧૯૩૦ની રાષ્ટ્રીય લડતમાં ગિરફતાર થએલા રાજકેદી તરીકે હું અમદાવાદની સિવિલ હોસ્પીટલની ચાલીમાં, પોલીસ પહેરા વચ્ચે, એક ખાટલામાં જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતો પડ્યો હતો. તેવામાં એક સવારે સદર હોસ્પીટલના એક મોટા દાક્તર મી. પટેલ, જેમને અમારા વોર્ડ સાથે કંઇયે સંબંધ નહોતો, તે આવીને મારી પૂછપરછ કરવા લાગ્યા ને કંઇ અનુકૂળતા જોઇતી હોય તો તેમને સંદેશો મોકલાવવાનું મારાં આત્મજનોને ભલામણ કરી ગયા. આ અણધારી ઉદારતાની શોધ કરતાં માલમ પડયું કે એ દાક્તર સાહેબ શ્રી. મોતીભાઇ સાહેબના શિષ્ય હોવાનું સદ્‌ભાગ્ય ધરાવતા હતા અને તેમના ઉપર મારી સંભાળ લેવા સંબંધેનો પૂજ્ય શ્રી. મોતીભાઇ સાહેબનો પત્ર આવેલો હોવાથી જ એ દાક્તર સાહેબની સહાનુભૂતિ ખેંચવાને હું ભાગ્યશાળી બન્યો હતો.

આ પ્રસંગનું સ્મરણ જ્યારે જ્યારે થઇ આવે છે, ત્યારે ત્યારે સદ્‌ગત શ્રી. મોતીભાઇ સાહેબે પોતાનાં કરી માનેલાં માણસો માટેનો તેમનો એ મમતાભર્યો ચાહ અને તેમની સંકડામણમાં સહાયભૂત થવાની સદ્‌ભાવના માટે શિર ઝૂકયા વગર નથીજ રહેતું.

વંદન હો ગુજરાતના એ મૂગા પણ સાચા સેવકને!

વડોદરા નાજુકલાલ નંદલાલ ચોકસી

---

## સદ્‌ગત શ્રી. મોતીભાઇ અમીન

**ચરોતરના** જ્વલન્ત પ્રાણ, પુસ્તકાલયપ્રવૃત્તિના સંસ્થાપક; ચરોતર એજ્યુકેશન સોસાએટી, આણંદ; પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વસો કેળવણી મંડળ, વગેરે ચરોતરની કેળવણીવિષયક તમામ પ્રવૃત્તિનું રાત્રિદિવસ રટણ કરનાર, પૂજ્ય મોતીભાઇ સાહેબનો આત્મા ગઇ તારીખ ૧:૨:'૩૯, સંવત

૧૯૯૫ના માહ સુદ ૧૨ ને વાર બુધને દિવસે આ દુનિયામાંથી માટીની કાયા છોડીને ચાલ્યો ગયો.

તેમના દુઃખદ અવસાનથી તેમના સંસર્ગમાં આવેલી કોઇ પણ એવી વ્યક્તિ નહિ હશે, જેને ભારે આઘાત નહિ થયો હોય, જેનું હૃદય ભારે થયું નહિ હોય, જેને સમાચાર સાંભળતાં જ ભારે ગ્લાનિ અને શોક થયાં નહિ હોય!

પૂજ્ય મોતીભાઇ સાહેબ, તેઓશ્રી મારા એકલાના જ નહિ પણ ઘણાના, જેમના જેમના સંસર્ગમાં તે આવેલા તેમાંના ઘણાના, જેઓએ તેમની વિદ્યાની યોજનાઓનો લાભ લીધો તેમાંના તમામના, ચરોતરના જ નહિ પણ ચરોતર બહારના, હિંદુસ્થાનમાં વસનારા ઘણાઓના, આફ્રિકા યુરોપ અને અમેરિકામાં પણ ચરિતાર્થ માટે વસતા અગર અભ્યાસ કરતા ઘણાઓ જેમના પરિચયમાં તે આવેલા, તેઓ તમામના તે પૂજ્ય જ હતા.

તેઓ એક સામાન્ય માનવી ન હતા. પરિચયમાં આવેલા તમામ જાણે છે અને અનુભવ્યું છે કે ક્રોધનું તો નામ જ તેમનામાં ન હતું. તેમના પરિચયમાં આવવાના મને પણ ઠીક ઠીક પ્રસંગો પ્રાપ્ત થએલા. મેં તેમનામાં ક્રોધ કોઇએ વખત જોયો નથી. પરસ્ત્રીને માતા અને બેન સમા માનનાર તે અનન્ય પુરુષ હતા. સ્વપ્ને પણ તેમને ખોટા કુત્સિત વિચારો નહિ આવ્યા હશે તે એમને જાણનાર, એમના સાન્નિધ્યમાં રહેનાર, તમામ એકીમતે કહી શકે તેમ છે. પૈસાનો લોભ પણ તેમનામાં નહોતો. તેમના પગારના પૈસા, તેમના ખાનગી પૈસા કે મિલકત જે હતી કે આવતી તેનો વ્યય લોકોપકારક કામોમાં અને ઘણે ભાગે વિદ્યાવૃદ્ધિનાં કાર્યોમાં જ થતો. મોહ એમને હતો અને તે જે લોકો સેવાભાવથી કામ કરનારા હતા અને તેમને 'સેવાભાવથી કામ કરનાર' જણાતા તેમના ઉપરનો મોહ કહો કે પ્રેમ, નિઃસ્વાર્થ પ્રેમ દાખલારૂપ હતો.

આવા ઋષિ, મહાન્ પુરુષ હાલના કળિકાળમાં મળવા મુશ્કેલ છે, તેવા પુરુષ જાય તેથી કોને આઘાત ન લાગે?

તેઓ માત્ર કેળવણી વિષયના જ પ્રખર પૂજારી નહોતા, સામાજિક કાર્યોમાં સને ૧૯૨૭ની અતિરેલને પ્રસંગે પેટલાદ તાલુકામાં અને જ્યાં ત્યાં તેમણે કાર્ય કર્યું હતું તે અજોડ હતું.

પાટીદારની અધોગતિ અટકાવવા તેમણે અનેક પ્રયત્ન કર્યા છે. મરણપરણ પાછળ ખોટાં ખર્ચ કરવાના તે કટ્ટા શત્રુ હતા. પાટીદારનું કુળાભિમાન ઓછું થાય, તેમની સામાજિક, આર્થિક અને નૈતિક સ્થિતિ સુધરે તે માટે પાટીદાર મંડળની શરૂઆત કરનાર પણ તેઓ જ હતા.

વડોદરા રાજ્યની હાલની પુસ્તકાલયપ્રવૃત્તિ તેમજ ચરોતરની અને ખાસ કરીને પેટલાદ-ભાદરણ મહાલોની કેળવણી તેઓ ન હોત તો હાલ જે છે તે ન હોત.

સને ૧૯૧૨માં હું પેટલાદ હાઇ સ્કૂલમાં અને બોર્ડિંગ હાઉસમાં તેમને મળવા ગયો ત્યારે તેમનો પ્રથમ પરિચય થએલો, પણ અંગત પરિચય નહિ. પુસ્તકાલયના કામને પ્રસંગે જ્યાં તેમનું જવું થાય ત્યાં કોઇના મહેમાન થવું નહિ એવો સર્વસામાન્ય તેમનો સિદ્ધાન્ત હતો, છતાં મારી નોકરીનાં વરસોમાં હું જ્યાં હોઉં ત્યાં તેવે પ્રસંગે મારા મહેમાન થવાનું મને સદ્દભાગ્ય એક કરતાં અધિક વખતે પ્રાપ્ત થએલું. ત્યારે તેમની સાદાઇ, સરળતા, વખતસર કામ કરવાની રીત, રાતદિવસ લોકોના ભલા માટેની કોઇ ને કોઇ યોજનાઓ વગેરેનો કંઇક કંઇક ખ્યાલ મને આવતો. નિરક્ષરતા કેમ ટાળવી, છોકરાઓનો ફરજીઆત દંડ કેમ ન થાય અગર કેમ કમી થાય, તે બાબત તેઓ ઘણો વિચાર કરતા અને છોકરાંઓની નિયમિત હાજરી થાય, માબાપો પાસે વખતસર રજા લેવડાવાય તેવી સરળ યોજનાઓ કરતા.

સને ૧૯૨૫ પછી મારો અને તેમનો અંગત પરિચય થયો અને સને ૧૯૩૦થી વધ્યો.

તેમનામાં અજબ ગુણ તે એ હતો, કે તેઓ દરેક માણસના ગુણોને જ જોતા. માણસમાત્ર ભૂલને પાત્ર છે, પણ જે જે માણસો તેમના પરિચયમાં આવતા તે તે માણસોના હંસના ન્યાયને ધોરણે સારા ગુણો તરફ જ તેઓ આકર્ષાતા. 'સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે' એ એમનો અજાયબ ગુણ હતો અને તેમની યોજનાઓની સરળતાનો ઘણો આધાર તેમના આ અત્યુત્તમ ગુણ ઉપર રહેલો હતો.

વડોદરામાં કમાટી બાગને નાકે, રામજી મંદિરમાં ચરોતર બોર્ડિંગ હાઉસના તે મુખ્ય સંચાલક. વડોદરામાં નોકરી અર્થે રહ્યા ત્યાં સુધી તે ત્યાં રહેતા અને ત્યાર પછી પણ જીવતા સુધી વડોદરામાં તેમનું નિવાસસ્થાન પણ રામજી મંદિર જ હતું. કોઇ જરૂરના કામકાજને પ્રસંગે મારો અને તેમનો વડોદરામાં મળવાનો પ્રસંગ રામજી મંદિરમાં જ થતો. સવારના ૭ વાગ્યાના અરસામાં જ્યારે જ્યારે હું ત્યાં જતો ત્યારે ત્યારે તેઓ કામ ઉપર જ એટલે કંઇક લખતા કે વાંચતા જ હોય. સવારમાં વહેલા ઊઠવાની તેમને ટેવ હતી અને વહેલા ઊઠનાર તેમને બહુ પસંદ પડતા.

તેમની મહેમાનગીરી પણ જાણવા જેવી હતી. તેમને ત્યાં તેમની સાથે

રહેવાનો પણ થોડો પ્રસંગ મને મળેલો. કામને માટે આવો, કામ કરી ચાલ્યા જાઓ. વાત પૂરતી વાત, નકામી વાત નહિ. જગતાનું હમેશાં સૂદું અને સત્ત્વગુણી. વડોદરામાં તેઓ ન હોય ત્યારે રામજી મંદિરના મેડાના તેમના નિવાસસ્થાનના બહારના ઓરડાનો ટોલ્લો તે તેમના તાળાની કૂંચીનું સ્થાન. તેમના જાણીતા મહેમાન તે કૂંચીનું સ્થાન જાણે જ. મુંબઇથી, અમદાવાદથી, કાઠિયાવાડથી, ગમે ત્યાંથી કોઇ આવે. તેઓ ઘેર હોય તો તો વાંધો જ નહિ; ન હોય, કામગીરી ઉપર બહાર ગયા હોય, તો ટોલ્લેથી કૂંચી લેઇ મકાન ઉઘાડે, રહે, નહાય ધુએ, બોર્ડિંગ હાઉસના રસોડામાં જમે, કામકાજ પરવારી તાળું બંધ કરી ટોલ્લે કૂંચી મૂકી ચાલ્યા જાય. આવી તેમની મહેમાનગીરી હતી.

નરસિંહ મહેતાનું ભજન 'વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે' એ અક્ષરે અક્ષર તેમના જીવનને લાગુ હતું. તેઓ ખરેખર નરસિંહ મહેતાના ભજન પ્રમાણેના વૈષ્ણવજન હતા.

આવા પુરુષના મૃત્યુથી કોને શોક ન થાય! માટીના માનવીની કાય માટી માંહે મળી ગઇ છે, પણ તેમનો દિવ્ય આત્મા જ્યાં જ્યાં તેમના જીવંત દેહના આત્માનો સંચાર થતો, જ્યાં જ્યાં તેમની યોજનાઓ ઘડાતી, અને જેમના જેમના જીવનમાં તેમની યોજનાઓથી પ્રત્યક્ષ કે પરોક્ષ યત્કિંચિત્ વિકાસ થયો છે, પ્રકાશ પડ્યો છે, ત્યાં ત્યાં અમર છે, અમર રહેશે. પ્રભુ તેમના આત્માને સંપૂર્ણ શાન્તિ આપો એજ પ્રાર્થના.

કોઠી, વડોદરા — વકીલ હાથીભાઇ અમથાભાઇ પટેલ
મહાશિવરાત્રી, સં. ૧૯૯૫ — હસ્તાક્ષર નિષ્ણાત

---

## સ્વ. મોતીભાઇ અમીનનું સંસ્મરણ

न खलु स उपरतो यस्य वल्लभो जनः स्मरति । એ દૃષ્ટિએ પૂજ્ય મોતીભાઇ સાહેબનું અવસાન તે કેવળ સ્થૂળ દેહોત્સર્ગ, ભાવનારૂપે તો તે હયાત છે. એમની ભાવના પવિત્ર હૃદય, શુદ્ધ ચારિત્ર અને સ્ફટિક જેવા પ્રામાણિકપણામાંથી જન્મી હોવાથી વિશેષ કલ્યાણકારક થઇ છે. છતાંય તે ભાવના તેમના સંસર્ગમાં આવનાર માનવગણની હયાતી સુધીની, એમ કહેતાં કાંઇ વાંધો આવે? જગતમાં સૌ નશ્વર છે: સ્થૂળરૂપે તો હોય જ, પણ ભાવનાને ય આ પ્રગતિના જમાનામાં ચિરત્વ સંભવતું નથી. એ વિચારજ ખેદ ઉપજાવે છે. અને વિશેષ ખેદ તો તેથી થાય છે કે પરિવર્તનને બુદ્ધિપૂર્વક વેગ આપવામાં આવે છે.

સારી વસ્તુને સંઘરવામાં અને નઠારીને ત્યજવામાં શોભા છે; છતાંય જાણ્યે અજાણ્યે ઘાપડી ભેગી થયળ જકાઇ જાય છે.

એમણે ઘણુંય માનવબાળને રંગ્યાં છે, અને એ રંગરેજનું કામ તેમણે 'પેટલાદ બોર્ડિંગ હાઉસ'થી શરૂ કર્યું, એમ કહેવામાં અડચણ નથી. એ સંસ્થાની ભાવના 'પેટલાદી' શબ્દમાં સમાઇ જતી. 'પેટલાદી' એટલે સાદાઇ, સ્વદેશી, પ્રામાણિકતા, દેશસેવા, સેવાપરાયણતા અને કર્તવ્યનિષ્ઠાનું ઘોતક. કૈ. શ્રીમંત મહારાજા સાહેબે જેલના મકાનને સદ્ગત મોતીભાઇ સાહેબને હસ્તક સોંપી પેટલાદ અને વડોદરા રાજ્યને એક રીતે સમગ્ર ગુજરાતમાં ને હિંદમાં શોભાવ્યું. સમગ્ર ગુજરાતનું ને કેળવણીનું ને સંસ્કારનું કેન્દ્રસ્થાન બન્યું. અને એમની ભાવનાથી સુવાસિત થએલા ગુજરાતના બાળકોએ વડોદરા રાજ્યનો હિંદભરમાં અને દરિયાપારના દેશોમાં પરિમલ પમરાવ્યો. એ સંસ્થા એક વખતનું અમારૂં ઋષિકુળ: બ્રાહ્મમુહૂર્તમાં ઊઠવાનું; બીડી પીવાની, નાટક જોવાની, શયનઘંટ પછી દીવો બાળવાની સખ્ત મનાઇ; વાચનસમયમાં સંપૂર્ણ શાન્તિ; ગામમાં અગ્નિ થતાં સ્થળ ઉપર દોડી જઇ જનતી સેવા ઉઠાવવાની, કાચા વિદ્યાર્થીઓને તૈયાર કરવાની કાળજી; બહારના વાચન પ્રત્યે અભિરુચિ, જીવનચરિત્રના વાચન પ્રત્યે ઝોક, વાગ્વર્ધિની સભાઓ, વારાફરતી બાગ પાવાનું કામ અને સવારના પહોરમાં પૂ. કરુણાશંકરનો ગુજરાતી વર્ગ, અરસપરસ બંધુભાવ, લીમડાઓની શીળી છાયા, બહાર રમવાનું ખુલ્લું ચોગાન અને આ ઉપરાંત ગૃહપતિની એકાદ વિદ્યાર્થીને સાથે લેઇ ફેરણી; આ બધું અત્યારે કથાવશેષ થયેલું જોઇ ઊંડો ખેદ થાય છે. પૂજ્ય સાહેબના આત્માને કેટલો ગેબી ખેદ થયો હશે અને જેની વરાળ સરખી તેમણે કાઢી નથી. એ તેમની તિતિક્ષા.

પુસ્તકાલયપ્રવૃત્તિની શરૂઆત પેટલાદ બોર્ડિંગથી થઇ. મિત્રમંડળ લાયબ્રેરીના કાર્યકર્તા ધર્મજના ભાઇ અંબાલાલ તેમની ભાવના પ્રમાણે તે યંત્ર ચલાવતા. તેમની પુસ્તકાલયપ્રવૃત્તિ જોઇ કૈ. શ્રીમંત મહારાજા સાહેબે સને ૧૯૧૧માં તે ખાતે તેમની વરણી કરી. તે સ્થળ ઉપર રહી તેમણે શ્રીમંતની તે પ્રવૃત્તિને વેગ આપી રાજ્યની શોભા હિંદભરમાં વધારી. તે રાજસેવક હતા તેટલાથી જ રાજ્યની શોભા વધી નથી, પરંતુ સાથે સાથે તે લોકસેવક પણ હતા, તેથી યે તેજ શોભા વધવા પામી છે. કોઇ પણ રાજ્યના અમલદારને એમનું દષ્ટાન્ત નજર આગળ આમરણ રાખવા જેવું છે. એ રાખવામાં જ રાજા અને પ્રજા– ઉભયનું હિત છે. કેવળ અમલદારી અતડી લાગે છે, તેવા અમલદારોથી પ્રજા

ભડકે છે; પરિણામે રાજસેવા કે લોકસેવા સફળ થતી નથી. જો કાંઇ ઊગરતું હોય તો તે અમલદાર આત્માની અધોગતિ. વિચક્ષણ મહારાજા સાહેબે તેમની મૂગી સેવાની કદર પણ ક્યાં નથી કરી? તેમણે કૃપાવન્ત થઇ રૂા. ૧૫૦૦ની થેલી બક્ષિસ આપી, અને રૂા. ૭૫નો માસિક પગાર—અંગત પગાર તરીકે વધારી આપ્યો. છતાંય જાહેર રીતે તે થેલી લેવાની નામરજી બતાવી, તે તેમની શોભામાં વૃદ્ધિ કરે છે. 'જો અમારામાં લાયકાત હશે તો રાજાઓ પણ અમને પોતાના મુગટમા રાખશે,' એ ઉદાત્ત વચન તેમના જીવનમાં ચરિતાર્થ થયેલું આપણે જોઇએ છીએ.

શિક્ષક તરીકેનું એમનું જીવન બહુ ટૂંક સમયનું, છતાંય આમરણ. પેટલાદ હાઇ સ્કૂલમાં ઉપલા વર્ગોમાં ગણિતનો તે વિષય લેતા. તેને વાસ્તે તૈયારી કરવા ન્હાઇને દડદડતે માથે નિયમિત બોર્ડિંગની ઑફીસમાં બેસી જતા. વર્ગમાં અંગ્રેજી ભાષામાં બેન્જામીન ફ્રાન્કલીનનું જીવનચરિત્ર વાંચતા અને તેની ગરીબાઇનું વર્ણન કરતાં (he was at his best) સાચેજ તે ખીલતા. કેળવણીનો પ્રચાર અને અજ્ઞાનની જડ કાઢવી, આ બે તેમના મુખ્ય વિષય. સમાજસુધારો, સહકાર, ખેતી, દેશી વણાટ પ્રત્યે કાળજી, વગેરે ગૌણ બન્યાં હતાં. મરતાં સુધી એ કેળવણીકાર જ રહ્યા હતા. અનેક પ્રયોગો તેમણે કર્યા, છતાંય એ સૌ લોકરુચિને અનુસરીને. જૂની ઘરેડમાં પડેલો સમાજ સંપૂર્ણ રીતે વર્ધાની કેળવણીની યોજના સ્વીકારશે કે કેમ તે શંકા રહે છે. શિક્ષક તરીકે અને પછી પણ લોકનું અજ્ઞાન દૂર કરવા તથા તેમને સાચી સમજ આપવા તેમણે બનતા પ્રયાસો કર્યા છે. જુગાર રમાતો ને સહન નહોતા કરી શકતા. વળી પરપોટિયા વિમા કંપનીઓથી કે આંકફરકમાં લોકોને પાયમાલ થતા જોઇ તેમનો દયાળુ જીવ કકળી ઊઠતો. લોકોને સમજાવવા સભાઓ ભરતા, પત્રિકાઓ પ્રગટ કરતા. છતાંય જે કામમાં પોલીસની ચોકી નિષ્ફળ નીવડે તે કામમાં તેમને જશ ખાટવાનું લલાટમાં ક્યાંથી લખેલું હોય!

વિદ્યાર્થીઓ સાથેના સમાગમથી અને બેન્જામીન ફ્રાન્કલીન જેવાનાં ચરિત્રો ઉપરથી તેઓ એ નિર્ણય ઉપર આવ્યા હતા કે કોઇ પણ લાયક વિદ્યાર્થી ગરીબાઇને કારણે ભણતો અટકી ન પડવો જોઇએ. આ ભાવનાથી પ્રેરાઇ તેમણે અહીંતહીંથી મિત્રો પાસેથી ઉછીનાં નાણાં મેળવી 'પેટલાદ લોન ફંડ'ની સ્થાપના કરી. મનુષ્યસ્વભાવમાં તેમની એટલી અજબ શ્રદ્ધા કે એ ફંડનાં નાણાં વગર વ્યાજે, વગર જામીનગીરીએ, વગર ખાતે અને વગર વિમાની પોલીસીએ—માત્ર નૈતિક જવાબદારી ઉપર ધીરાતાં. તે શ્રદ્ધા કુપાત્રે નહોતી

એમ તે લોન લેનાર વિદ્યાર્થીઓએ સિદ્ધ કરી બતાવ્યું છે. પણ તેમાંય તે વિદ્યાર્થીઓ સાથેનો તેમનો ગાઢ સંબંધ કારણભૂત છે. પાછળથી સ્થપાએલ 'ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ'માં તે શ્રદ્ધાને તેટલી સફળતા નથી મળી, તેનુ કારણ મનુષ્યસ્વભાવ ઉપરાંત તે વિદ્યાર્થીઓ સાથેના તેમના તેટલા ગાઢ સંબંધનો અભાવ છે. એ વાત મંડળના સંચાલકો ધ્યાનમાં રાખે તો ઠીક.

તેમને સંતાનમાં એક પુત્રી સૂરજબેન હતાં. ચિ. ભાણાભાઇને જન્મ આપી તે સને ૧૯૧૩માં વિલય પામ્યાં. તે વખતે તેમની આંખમાંથી અશ્રુ પડેલાં સાંભળ્યાં. એમનાં જનેતા આંખોને રોગે લગભગ અપંગ હતાં એટલે તેમને સ્ત્રી હતાં અપરમાતા સદ્‌ગત હરખાબા. કોણ જાણે છે કે પૂજ્ય મોતીભાઇ સાહેબ તેમના સાવકા પુત્ર થાય? માતા હરખાબા પુત્રવત્સલ હતાં અને પુત્ર પણ માતૃભક્ત હતા. પોતે આપનિવેદી હોવા છતાંય પુત્ર તેમને સગવડ કરી આપવામાં ક્યાં મણા રાખી છે? અંગત આદર્શને વ્યવહારમાં સુમેળ સાધવા પડે છે. यद्यपि शुद्धं लोकविरुद्धं नाचरणीयम्। એ સૂત્રને વારસામાં મૂકનાર આદ્ય શંકરાચાર્યે સંન્યસ્ત લીધા પછીય પોતાનાં માતુશ્રી મરતાં જાતે અગ્નિસંસ્કાર કરી સુમેળ ક્યાં નથી સાધ્યો? તેમ ગોસાંઇજીના આચાર્યોને પૈસા આપવામાં પાપ માનતા હોવા છતાં માતૃભક્ત પૂજ્ય મોતીભાઇ સાહેબે માતાની ઇચ્છાને અધીન થઇ કાંઇ પૈસા આપ્યા હોય તો તેમાં તેમણે ઉપરનો સુમેળ સાધ્યો છે, એમ જ કહેવાનું રહે છે. માતા હરખાબા ક્યાં નહોતાં જાણતાં કે પુત્ર સુધારક છે અને પોતાના આચાર્ય પ્રત્યે તેને અણગમો છે? છતાંય અપરમાતાએ અંત કાળે પુત્રમાં શ્રદ્ધા રાખી જે વેણ કાઢ્યું, તેનું પાલન કરનાર તો જગતમાં સુપુત્ર કહેવાશે. તેમના વિલયમાં દર્શાવેલા पुन्नाम्नो नरकात् त्रायते स पुत्रः એ તાત્કાલિક ધર્મને ઠોકર મારનાર અને એકપત્નીવ્રતનો સ્વીકાર કરનાર પાટીદારવર્ગમાં તો માત્ર ગણ્યાગાંઠ્યા—નહિ જેવા જ જડે. પુત્રથી જ સ્વર્ગ મળતું હોય તો ભીષ્મપિતામહનું ને સેવાવ્રતધારી હનુમાનનું શું થયું હશે? અત્યારે જે કોઇને સ્મૃતિ લખવાની હોય અને પાટીદાર સમાજની નાડ પરખી તેમને રુચે તેવી રીતે લખવાની હોય તો લખેઃ

प्रतिवर्षममिनवां कन्यां यो गृह्णाति ददाति च।
ध्रुवा तस्य गतिर्भवति सपुत्रस्यापुत्रस्य वा॥

(પાટીદાર વાંઝિયો હોય કે ઘરમાં પરણેલા ત્રણ ચાર બડઘા જેવા દીકરા હોય છતાંય દર વર્ષે તાજી તાજી કન્યા પરણનાર અને તેને કન્યા દેનાર એ

જમાઇસસરાની ગતિ રજિસ્ટર્ડ જ!) તો શું તે સનાતન ધર્મ થઇ જાય? વર્તમાન વિષયલોલુપ પાટીદાર સમાજના ચોકઠામાં આ તેમની એકપત્નીવ્રતની ધર્મભાવના બંધબેસતી થશે કે? થાય તો સુભાગ્ય.

સાચા કામ કરનાર હશે તો પૈસાને અભાવે કામ અટકી નહિ પડે. આ તેમની બીજી ભાવના હતી. આ ભાવનાથી પ્રેરાઇ કોથળીમાં પૈસો ન હોય છતાં ક્યાં ક્યાં ગદાર બાંધી હજારોનાં કામો તેમણે જીવનમાં આદર્યાં હતાં, અને પૈસા આવી પણ મળતા. પરંતુ આ પ્રમાણે સૌ કોઇ ન કરી શકે. પ્રામાણિકપણું, સાચા ગોઠીઆઓ, કાર્યદક્ષતા અને પ્રથમ પ્રાપ્ત કરેલી પ્રતિષ્ઠા, એ ભારે મૂડી ગણાય. એ હોય તો નાણું પાછળથી આવી મળે. વસોની કેળવણીની સંસ્થાઓ તેમણે આવી જ રીતે જમાવી, જોકે હજુ તે પગભર નથી થઇ. એમની સૌ સંસ્થાઓ દેવામાં જ હોય. એક કામનું દેવું હજું પૂરું ય થયું ન હોય, ત્યાં તેમણે બીજું કામ ઉપાડયું જ હોય. એ રીતે જ એમણે જીવનભર કામ કર્યું છે. આવી રીતે જેને કામ કરવું હોય તેને સૌનું મન સાચવવું તો પડે જ. આમ કરવામાં કોઇને તેમની ભીરુતા જણાઇ હોય, તો તે ડર લોકમતનો નહિ, પરંતુ કાર્યહાનિનો. જવાબદારી એવી જ હોય છે.

ઉપર જણાવ્યું તેમ જીવનચરિત્રોનો તેમનો શોખ ભારે હતો. તે પ્રકારનું સાહિત્ય પ્રેરણાત્મક હોવાથી તેમનો એ શોખ સ્થાને હતો. શિક્ષક તરીકે જીવનચરિત્રોના વાચનનો બોધ કરતા. લાયબ્રેરીખાતામાં ગયા પછી પણ તે સાહિત્ય તરફનો તેમનો પ્રેમ કાયમ રહ્યો અને પુસ્તકાલય મંડળ તરફથી લેવામાં આવતી પરીક્ષાઓમાં પણ તે પુસ્તકોને પ્રાધાન્ય મળતું. તાજેતરમાં શરૂ કરાવેલી 'કિશોરચરિત્ર માળા' પણ આ શોખનું જ સ્થૂલ પરિણામ. આવા પુસ્તકપ્રેમીને પણ તત્વજ્ઞાનનાં પુસ્તકો તરફ કાંઇક ઓછી રુચિ જણાતી. એમના જીવનને જો ધર્મભાવનાએ સ્પર્શ કર્યો હોત તો તેમનું આધ્યાત્મિક જીવન સોનામાં સુગંધ ભળ્યા જેવું થયું હોત અને અનેકનું તેવું કર્યું હોત.

ભાદરણ, તા. ૫:૩:'૩૯ ચતુરભાઇ પુરુષોત્તમદાસ ખેડૂત

---

## કેટલાક સાહસશૂર પાટીદારો

ઉદારચિત્ત પાટીદારોનાં રેખાચિત્રો ઘણાંય લખાયાં હશે—લખાતાં પણ હશે. છતાંય મને લાગે છે કે મારો અનુભવ હું પણ જાહેર કરું તો તે એક રૂઢિ તરીકે આવકારપાત્ર ઠરશે. આ નીચેની હકીકતો મોરી જાણ અને

અનુભવને આધારે જ લખવા પ્રેરાયો છું એટલે સંભવ છે કે ઘણાય સાહસિક પાટીદારોનાં સૂચનો રહી જતાંય હશે; તો આશા છે કે જે જાણતા હોય તેવા આ વિષયમાં રસ લેતા ભાઈઓ આવી અંધારામાં છુપાએલ વ્યક્તિઓને પ્રકાશમાં લાવીને અન્યને તેમનાં કાર્યો દ્વારા કંઈ દોરવણી મળે તેવો પ્રયાસ કરશે.

પોતાના વસવાટ કે બાપૈયા સ્થળમાં રહીને કાર્યો કરી રહેલા કે ધંધો કરતા ભાઈઓનો આમાં સમાવેશ નથી.

**ચાલો ત્યારે ઘરઆંગણે–ચરોતરથી શરૂઆત કરીએ:**

૧. વસોના વતની સ્વર્ગસ્થ મોતીભાઈ નરસિંહભાઈ અમીન રહેણી, કરણી અને પહેરવેશથી એક સાચા પાટીદાર પણ હતા. તેમની પ્રવૃત્તિઓ એટલે ચરોતરનો વિદ્યાબાગ. ગાયકવાડ રાજ્યનાં પુસ્તકાલયોના પ્રાણ, અનેક અનાથ વિદ્યાર્થીઓના માર્ગદર્શક, વગર બીકે સાચું વદનાર વેદાન્તી અને કેળવણીકાર. તેમનો જોટો ચરોતરમાં નથી, ગુજરાતે નથી, મુંબઈએ નથી, દેશેય નથી. દિલનો ધનિક, કોઈ પણ કેળવણીના અખતરામાં એક્કો. તેનો અવાજ એટલે સાચો જવાબ. આવો એક પાટીદાર આજ પૃથ્વી ઉપરથી ચાલ્યો ગયો છે, તેનાં કર્તવ્યોની હારમાળાઓ આજ તેની પાછળ આંસુઓ સારે છે.

૨[1]

**હવે હિંદમાં–ગુજરાત બહાર**

૧. તમે કલકત્તા જાઓ અને કોઈને પૂછો કે "ગુજરાતી બાબુને ત્યાં જવું છે, સ્થળ બતાવશો?" તરત જ જવાબ મળશે કે "હાં બાબુજી, કેનિંગ સ્ટ્રીટ મધ્યે–જી. અંબાલાલની કું. છે." આ જી. અંબાલાલ એટલે ગોવિંદભાઈ અને અંબાલાલ બન્નેય સુણાવના, સગા ભાઈઓ છે અને કલકત્તામાં પ્રથમ નંબરે ચાઈનો વેપાર કરે છે. ચાવલ પણ મોટા પાયા ઉપર પરદેશ ચઢાવે છે. 'કંઈ નહિ મૂડી,' એવી હાલતમાંથી આ કંપની આજ લાખોનો વેપાર કરે છે. મેં જાતે તેમનાં ભરતિયાં જોયાં છે. તેમનો વેપાર સત્યનો છે. પાટીદારોનું નામ તેગણે કલકત્તામાં રાખ્યું છે. કલકત્તા જાય તે દરેકને આ કથનની પરીક્ષા કરવા મારી ભલામણ છે. નામ તો કોઈ પણ રસ્તે કાઢી શકાય, પરંતુ સત્ય રસ્તે સાચો વેપાર કરનાર આ પેઢી પાટીદાર નામને યથાર્થ કરે છે.

૨. આવા જ એક ભાઈ નામે હાથીભાઈ પટેલ દિલ્હીમાં દીકા છે. તેમના નામ માટે શંકા રહે છે; પણ વતની ચીખોદરાના છે અને તંબાકુનો

---

૧. અહીં મારો પોતાનો ઉલ્લેખ છે, જે વિષે કંઈ પણ જણાવવું મને ઉચિત ન લાગ્યાથી તે ઉલ્લેખ મૂકયો નથી. તંત્રી

વેપાર કરીને રોજી મેળવે છે. 'દિલ્હીમાં હું ચરોતરનો પાટીદાર છું અને ખોટી કમાણી કે દિલ્હીની ડગળાઈ કરું તો ચરોતર લજવાય,' એવી માન્યતાવાળા આ ભાઈ સમક્ષ કયા પાટીદારનું મસ્તક ન નમે?

૩. ખંભોળજ-ઉત્તરસંડાનો સુમેળ તે યુ. ડી. પટેલની કું. આ કું. એંકોલામાં છે, દરિયા પાર આફ્રિકામાં પણ છે. ખંભોળજના વતની ચતુરભાઈ મંગળભાઈ પટેલ. થોડું ભણેલા, થોડું બોલનારા. ખાલી હાથે મુંબાઈ ગએલા, પણ અત્યારે લાખોનો વેપાર કરે છે અને હાલમાં ઉગાન્ડામાં જાતકમાઈએ જીનેરી પણ ચલાવે છે.

૪. ઉત્તરસંડાના વતની પટેલ મોતીભાઈ લલુભાઈ મીલજીન સ્ટોર્સમાં સારી કમાણી કરતા હતા. વરાડ તેમનું કેન્દ્ર હતું. પરંતુ મુંબાઈને રંગે રંગાતાં સટ્ટામાં જરા પરવારી ગયા, છતાં ય અંજનગામમાં ધી ગુજરાત કોટન જીનીંગ ફેકટરીને નામે 'ભાગ્યું ભાગ્યું તો ય ભરૂચ' એ ન્યાયે ગુજરાતનું નામ ટકાવી રહ્યા છે. અંજનગામમાં જઈને કહો કે 'પટેલ' એટલે 'પટેલ મોતીભાઈ.' આવી નેક તેમણે ત્યાં સાચવી છે.

૫. ઓડના વતની અંબાલાલ ઝવેરભાઈ પટેલ—મેટ્રિક નાપાસ થતાં હતાશ થયા. માબાપનાં મહેણાં પાર વગરનાં હતાં, એટલે મુંઝાયા. ડ્રૉઈંગના શોખીન હતા, એટલે વડોદરા મહારાજા આર્ટ સ્ટુડીઓમાં ફોટોગ્રાફી શીખ્યા. અંતે ગોધરા ડાકોર સ્ટુડીઓ કાઢયો. ઘેરથી તો પૈસો મળે નહિ, એટલે હાથે રબ્બરના સિક્કા બનાવી કમાણી કરી તેમાંથી ફોટોગ્રાફીનાં સાધન વસાવતા. આખરે દેશમાં હતાશ થઈને આફ્રિકા ગયા. ત્યાં મોમ્બાસાવાળા સી. ડી. પટેલ ફોટોગ્રાફરને ત્યાં નોકરીએ રહ્યા. આઠમો એડવર્ડ જ્યારે પ્રિન્સ ઑફ વેલ્સ હતો ત્યારે આફ્રિકે આવેલ, તે સમયે તેની પ્રવૃત્તિઓનું ચલનચિત્ર આ ભાઈએ ત્યાં લીધું અને તે સફળ થયું. પછી તો એ ભાઈને સીનેમાનો રંગ લાગ્યો. નોકરી છોડી મુંબાઈ આવ્યા. 'કૃષ્ણ ફિલ્મ કું.'માં કેમેરામૅન થયા. બે ત્રણ સારાં ચિત્રપટો કાઢયાં. ત્યાંથી 'શારદા' અને ત્યાંથી કુદકો માર્યો 'સાગર'માં. આમ નોકરી કરે અને ઘેર ફોટોગ્રાફીને લગતું કામ કરે. તારાપુર પરણેલા. તેમનાં પત્ની અને સાળો પણ કામ કરવા લાગે. સેન્ડહર્સ્ટ રોડ ઉપર દુકાન કરી. બે વર્ષ બાદ કોટમાં શાખા ખોલી. હવે સ્વતંત્ર ધંધો કરે છે. 'ટ્વેંટીએથ સેંચુરી ફોક્સ'ના એક ફોટોગ્રાફર પણ છે. મુંબાઈમાં એ અગ્રગણ્ય ફોટોગ્રાફર મનાય છે. 'ટાઇમ્સ'માં તેમનાં કેટલાં ય ચિત્રો છપાય છે. પરદેશનાં અસંખ્ય ચિત્રોનાં પ્રદર્શનમાંથી ચાંદ અને પ્રમાણપત્રો મળ્યાં છે.

અને આથી વધારે તો પ્રત્યેક હિંદીને મગરૂબ થવા જેવું એ છે કે તે ભાઇ ટૂંકમાં 'ટ્વેંટીએથ સેંચુરી'ને ખર્ચે અમેરિકા જનાર છે. ત્યાં 'હોલીવુડ'માં The rains came નામના વિશ્વવિખ્યાત પુસ્તકનું ચિત્રપટ થનાર છે, તેમાં બધો ચિતાર હિંદુસ્થાનમાં ગત જળપ્રલય થયો તેનેજ લગતો હોવાથી તે ભાઇ હિન્દી ઢબનાં આભૂષણો કેમ પહેરાય તે બતાવવા ત્યાં જાય છે. આ સાથે તેમના પર્યટણથી તેમને જે લાભ થશે તે જુદો. આમ વગર મૂડીનો, માબાપથી તરછોડાએલો, આ સાહસિક યુવક આજ લાખોપતિ થઇ ગયો છે. તે મારો બાલમિત્ર હતો અને હજી છે તે માટે મને તો અભિમાન થાય છે.

**ચાલો ત્યારે ઊડો હવે પરદેશમાં**

૧. આફ્રિકાના રસ્તાઓમાં જ્યારે સિંહનાદો થતા તેવે સમયે ૧૯મી સદીના અંતમાં કરમસદના ભાઇ મંગનભાઇ ત્યાં ગયેલા. રેલ્વેમાં રહેલા, રેલ્વેના રાજા થએલા. ત્યાંની રેલ્વેમાં ભાઇ મગનભાઇ કહે તેજ થાય. ખરૂં પૂછો તો તેમનેજ પ્રતાપે આફ્રિકામાં–ખાસ કરીને કેન્યામાં–વધારે પડતા પાટીદારો જવા લલચાએલા. ગમે તે ગામનો પાટીદાર એટલે આજે મગનભાઇનો મહેમાન અને આવતી કાલે તો રેલ્વેનો નોકર. આવી કુમક તે ભાઇની હતી. આજે તે ભાઇ હયાત નથી, પણ પૂર્વ આફ્રિકામાં કોઇ પાટીદાર તેમને ભૂલ્યો નથી અને ભૂલશે પણ નહિ. પાટીદારોના હિતાર્થે તેમનાં ઘરબાર ખુલ્લાં હોવાથી તેઓ કશું કમાઇ પણ શકેલા નહિ, છતાંય આજ પાટીદારોના દિલમાં તે પૂજ્ય ગનાય છે. આથી વધારે બીજી કમાઇ શી હોય?

૨. કેન્યામાં અને ખાસ કરીને મોમ્બાસામાં હિન્દી કોમનો લાડીલો–સાચોલોકસેવક અને નાયક–સૌનો માનીતો ચાંગાનો વતની એક પાટીદાર છે. તેમનું નામ ભાઇ અંબાલાલ ભાઇલાલભાઇ પટેલ. આખે નામે કોઇ પિછાને નહિ, પરંતુ 'એ. બી. પટેલ' બોલ્યા એટલે બેડો પાર. બી. એ., એલએલ. બી., બેરિસ્ટર બનીને મોમ્બાસા આવ્યા. ત્યાં પ્રેકટીસ શરૂ કરી. ગોરા લોકોને હાથે થતાં હિન્દીનાં અપમાન તેમને હૃદયે વાગ્યાં અને એમણે રાજકીય બાબતોમાં ઝંપલાવ્યું. આફ્રિકામાં ભાઇ જે. બી. પંડયા નામે તેમના દોસ્ત એક હિન્દી નાયક છે. તેમને રંગે રંગાઇને ભાઇ અંબાલાલ આજે સાચા નેતા થયા છે. ત્યાંની ઇંડિયન એસોશિયેશનમાં, કોંગ્રેસમાં અને બીજી અનેક સંસ્થાઓમાં ભાઇ અંબાલાલની સેવાઓ કાયમ છે. કોઇ સંસ્થા એવી નહિ હોય, જેમાં તેમની સેવા ન હોય–સરકારી સમિતિમાં પણ ખરા. પ્રજાને પડખે નીડરપણે ઊભવામાં પ્રથમ નંબર તેમનોજ. 'પટેલ' નામને યથાર્થ કરનાર આ મહાપુરુષોથી

મહાનુભાવે જો પોતાની પ્રેકટીસમાંજ માથું ઘાલી રાખ્યું હોત તો આજે ૧૦ લાખે નહિ પણ ૨૫ લાખે પહોંચ્યા હોત, પણ પૈસા કરતાં તેમને હિન્દીનામ વહાલું છે. ગગનવિહારનો એ દશકા પહેલાંનો ઇતિહાસ તપાસતાં માલમ પડે છે કે વિલાયતથી આફ્રિકા સુધી હવાઇ જહાજમાં મુસાફરી કરનાર પણ આજ સાહસિક વીર હતા. સમસ્ત પાટીદારોમાં આ તેમનું ઉડ્ડયન પ્રથમ હતું અને હજીયે છે. આજે પણ તમે નિરાશ થયા હો, કોઇ સામાજિક કે રાજદ્વારી બાબતમાં મૂંઝાતા હો, તો તેમની મુલાકાત લો એટલે ગૂંચવાએલા કોકડાનો અંત આવી જવાનો. કોઇ પણ વાંધાજનક બાબતમાં એ. બી. પટેલની નિમણૂંક થઇ એટલે ફેંસલો સાફ. અને આજે પણ જ્યારે જ્યારે લોકસમૂહમાં રસાકસ થાય ત્યારે સૌની નજર તેમની જ તરફ ઢળે છે. ચાલુ સાલમાં તો એ ત્યાંની ઇંડિયન નેશનલ કોંગ્રેસના અધ્યક્ષ–સુકાની–છે. ધારાસભાના લોકલ મેમ્બર પણ છે. આમ છતાંય એમના જેટલો નિરભિમાન માણસ મોમ્બાસામાં ભાગ્યેજ કોઇ હશે. તરુણ સાથે તોફાની, આધેડ સાથે ગંભીર. આવા આ પાટીદાર સુપુત્રથી ત્યાંના અને દેશના પાટીદારોએ મગરૂર થવા જેવું છે. ધન્ય છે આવા પાટીદાર નાગતારકને!

૩. હવે વાણિજ્ય તરફ ઢળીએ: સુણાવના વતની ભાઇઓ સોમાભાઇ બી. પટેલ અને છોટાભાઇ એસ. પટેલ. આ ઉભયની જોડી એટલે સાહસનો ઝરો. 'હિમ્મતે મર્દા તો મદદે ખુદા' એ તેમનું સૂત્ર છે. અંબાલાલ સારાભાઇ જેવા અમદાવાદી શેઠને સાથી તેમણે આફ્રિકામાં 'કંપાલા જનરલ એજંસી' સ્થાપી. આજે તે પેઢીનાં અનેક જીન ત્યાં છે. રૂના વેપારમાં એ પાવરધા છે. હવે તો મુંબાઇમાં પણ સ્વસ્તિક મીલના સંચાલક થયા છે. એટલાથી સંતોષ નહિ માનતાં અમદાવાદમાં કેલીકો, જ્યુબીલીમાં ભળીને તેમણે હિન્દભરમાં સદરહુ મીલોનો એક્કો જમાવ્યો છે. આમ પંતુજીપણામાંથી સાચે હૃદયે સાચા વેપારી થનાર આ જોડીનો દાખલો બેનમુન છે. નીડરપણાના, એટલે કે શહેનશાહ પાસેય તેમને ડર નહિ એવા પાટીદારશાહીના સાચા શોખીન પણ ખરા, છતાંય સોમાભાઇ બી. પટેલ એટલે સાગર જેવા ગંભીર.

૪. ઓડના વતની ભાઇ ગોરધનભાઇ બી. પટેલ આફ્રિકામાં રેલ્વેમાં નોકરી કરે છે. કરમસદના સ્વ. ભાઇ મગનભાઇનો વારસો આ ભાઇમાં ઊતર્યો છે એટલું ટૂંકું વર્ણન તેમને માટે વ્યાજબી થઇ પડશે.

૫. મોમ્બાસામાં 'સમાજસેવામંડળ' નામે સંસ્થા છે. નિરાધારોના આધાર થવું એ એ સંસ્થાનો ઉદ્દેશ છે અને તે સંસ્થાના સાચા સૂત્રધાર–

અને આથી વધારે તો પ્રત્યેક હિંદીને મગરૂબ થવા જેવું એ છે કે ને ભાઇ ટૂંકમાં ટ્વેન્ટીએથ સેંચુરી'ને ખર્ચે અમેરિકા જનાર છે. ત્યાં 'હોલીવુડ'માં The rains came નામના વિશ્વવિખ્યાત પુસ્તકનું ચિત્રપટ થનાર છે, તેમાં બધો ચિતાર હિંદુસ્થાનમાં ગત જળપ્રલય થયો તેનેજ લગતો હોવાથી તે ભાઇ હિન્દી ઢબનાં આભૂષણો કેમ પહેરાય તે જતાવવા ત્યાં જાય છે. આ સાથે તેમના પર્યટણથી તેમને જે લાભ થશે તે જુદો. આમ વગર મૂડીનો, માબાપથી તરછોડાએલો, આ સાહસિક યુવક આજ લાખોપતિ થઇ ગયો છે. તે મારો બાલમિત્ર હતો અને હજી છે તે માટે મને તો અભિમાન થાય છે.

## ચાલો ત્યારે ઊડો હવે પરદેશમાં

૧. આફ્રિકાના રસ્તાઓમાં જ્યારે સિંહનાદો થતા તેવે સમયે ૧૯મી સદીના અંતમાં કરમસદના ભાઇ મગનભાઇ ત્યાં ગયેલા. રેલ્વેમાં રહેલા, રેલ્વેના રાજા થએલા. ત્યાંની રેલ્વેમાં ભાઇ મગનભાઇ કહે તેજ થાય. અરે પૂછો તો તેમનેજ પ્રતાપે આફ્રિકામાં—ખાસ કરીને કેન્યામાં—વધારે પડતા પાટીદારો જવા લલચાએલા. ગમે તે ગામનો પાટીદાર એટલે આજે મગનભાઇનો મહેમાન અને આવતી કાલે તો રેલ્વેનો નોકર. આવી કુમક તે ભાઇની હતી. આજે તે ભાઇ હયાત નથી, પણ પૂર્વ આફ્રિકામાં કોઇ પાટીદાર તેમને ભૂલ્યો નથી અને ભૂલશે પણ નહિ. પાટીદારોના હિતાર્થે તેમનાં ઘરબાર ખુલ્લાં હોવાથી તેઓ કશું કમાઇ પણ શકેલા નહિ, છતાંય આજ પાટીદારોના દિલમાં તે પૂજ્ય મનાય છે. આથી વધારે બીજી કમાઇ શી હોય?

૨. કેન્યામાં અને ખાસ કરીને મોમ્બાસામાં હિન્દી કોમનો લાડીલો—સાચોલોકસેવક અને નાયક—સૌનો માનીતો ચાંગાનો વતની એક પાટીદાર છે. તેમનું નામ ભાઇ અંબાલાલ ભાઇલાલભાઇ પટેલ. આખે નામે કોઇ પિછાને નહિ, પરંતુ 'એ. બી. પટેલ' બોલ્યા એટલે બેડો પાર. બી. એ., એલએલ. બી., બેરિસ્ટર બનીને મોમ્બાસા આવ્યા. ત્યાં પ્રેક્ટીસ શરૂ કરી. ગોરા લોકોને હાથે થતાં હિન્દીનાં અપમાન તેમને હૃદયે વાગ્યાં અને એમણે રાજકીય બાબતોમાં ઝંપલાવ્યું. આફ્રિકામાં ભાઇ જે. બી. પંડયા નામે તેમનાં દોસ્ત એક હિન્દી નાયક છે. તેમને રંગે રંગાઇને ભાઇ અંબાલાલ આજે સાચા નેતા થયા છે. ત્યાંની ઇંડિયન એસોસિયેશનમાં, કોંગ્રેસમાં અને બીજી અનેક સંસ્થાઓમાં ભાઇ અંબાલાલની સેવાઓ કાયમ છે. કોઇ સંસ્થા એવી નહિ હોય, જેમાં તેમની સેવા ન હોય—સરકારી સમિતિમાં પણ ખરા. પ્રજાને પડખે નીડરપણે ઊભવામાં પ્રથમ નંબર તેમનોજ. 'પટેલ' નામને યથાર્થ કરનાર આ મહાપુરુષાથી

મહાનુભાવે જો પોતાની પ્રેક્ટીસમાં જ માથું ઘાલી રાખ્યું હોત તો આજે ૧૦ લાખે નહિ પણ ૨૫ લાખે પહોંચ્યા હોત, પણ પૈસા કરતાં તેમને હિન્દીનામ વહાલું છે. ગગનવિહારનો બે દશકા પહેલાંનો ઇતિહાસ તપાસતાં માલુમ પડે છે કે વિલાયતથી આફ્રિકા સુધી હવાઇ જહાજમાં મુસાફરી કરનાર પણ આજ સાહસિક વીર હતા. સમસ્ત પાટીદારોમાં આ તેમનું ઉડ્ડયન પ્રથમ હતું અને હજુયે છે. આજે પણ તમે નિરાશ થયા હો, કોઇ સામાજિક કે રાજદ્વારી બાબતમાં મૂંઝાયા હો, તો તેમની મુલાકાત લો એટલે ગૂંચવાયેલા કોકડાનો અંત આવી જવાનો. કોઇ પણ વાંધાજનક બાબતમાં એ. બી. પટેલની નિમણૂંક, થઇ એટલે કેંસલો સાફ. અને આજે પણ જ્યારે જ્યારે લોકસમૂહમાં રસાકસ થાય ત્યારે સૌની નજર તેમની જ તરફ હોય છે. ચાલુ સાલમાં તો એ ત્યાંની ઇંડિયન નેશનલ કોંગ્રેસના અધ્યક્ષ—સુકાની—છે. ધારાસભાના લોકલ મેમ્બર પણ છે. આમ છતાંય એમના જેટલો નિરભિમાન ગાયુગ મોમ્બાસામાં ભાગ્યેજ કોઇ હશે. તરુણ સાથે તોફાની, આધેડ સાથે ગંભીર. આવા આ પાટીદાર સુપુત્રથી ત્યાંના અને દેશના પાટીદારોએ મગરૂર થવા જેવું છે. ધન્ય છે આવા પાટીદાર નામતારકને!

૩. હવે વાણિજ્ય તરફ વળીએ: સુણાવના વતની ભાઇઓ સોમાભાઇ વી. પટેલ અને છોટાભાઇ એસ. પટેલ. આ ઉભયની જોડી એટલે સાહસનો અવતાર. 'હિમ્મતે મર્દા તો મદદે ખુદા' એ તેમનું સૂત્ર છે. અંબાલાલ સારાભાઇ જેવા અમદાવાદી શેઠને સાથી તેમણે આફ્રિકામાં 'કંપાલા જનરલ એજંસી' સ્થાપી. આજે તે પેઢીનાં અનેક જીન ત્યાં છે. રૂના વેપારમાં એ પાવરધા છે. હવે તો મુંબઇમાં પણ સ્વસ્તિક મીલના સંચાલક થયા છે. એટલાથી સંતોષ નહિ માનતાં અમદાવાદમાં કેલીકો, જ્યુબીલીમાં ભળીને તેમણે હિન્દભરમાં સદરહુ મીલોનો એક્કો જમાવ્યો છે. આમ પંતુજીપણામાંથી સાચે હૃદયે સાચા વેપારી થનાર આ જોડીનો દાખલો બેનમુન છે. નીડરપણાના, એટલે કે શહેનશાહ પાસેય તેમને ડર નહિ એવા પાટીદારશાહીના સાચા શોખીન પણ ખરા, છતાંય સોમાભાઇ વી. પટેલ એટલે સાગર જેવા ગંભીર.

૪. ઓડના વતની ભાઇ ગોરધનભાઇ વી. પટેલ આફ્રિકામાં રેલ્વેમાં નોકરી કરે છે. કરમસદના સ્વ. ભાઇ મગનભાઇનો વારસો આ ભાઇમાં ઉતર્યો છે એટલું ટુંકું વર્ણન તેમને માટે બ્યાજબી થઇ પડશે.

૫. મોમ્બાસામાં 'સમાજસેવામંડળ' નામે સંસ્થા છે. નિરાધારોના આધાર થઇ એ એ સંસ્થાએ [illegible] તે સંસ્થાના સાચા સૂત્રધાર—

આરંભથી અંત સુધી રહેનાર એક પાટીદાર–ગામ ઉત્તરસંડાના વતની ભાઇ સોમાભાઈ હાજીભાઇ પટેલ–આજે પણ ત્યાં રહીને પાટીદાર નામને 'રે ખેડુત તું ખરે જગતનો તાત ગંણાયો' એ મળેલા ઇલકાબને સાર્થક કરે છે. વિદ્વાન પણ છે. આ લેખકને લેખનકળામાં પરોવનાર આજ વ્યક્તિ છે.

૬. પી. ડી. પટેલની કુ.ની વાત તો લખી દીધી છે. તેમાં સાચી સેવાઓ અર્પીને અદના સેવક તરીકે કામ કરનાર વડોદના વતની ભાઇ મનોરભાઇ પટેલ છે. મુંબઇમાં હતા ત્યારે મેં કોટમાં જોએલા. આજે જિંજામાં રહીને તેજ કુ.નું સંચાલન કરે છે અને તેમનીજ મહેનતને સદરહુ કંપનીએ આજે ત્યાં જીનેરી કાઢી છે, તેમાં આ સાહસિક ભાઇનો હિસ્સો છે. ટૂંકમાં સાચી દાનતે ને સાહસવૃત્તિએ આગેકદમ કરનારમાં તેમનો સમાવેશ થાય છે.

૭. દક્ષિણ આફ્રિકામાં ધર્મજના વતની ભાઇ ભાઇલાલભાઇ પટેલ દરબાનમાં છે. સીલ્કના વેપારી છે. પાટીદારો માટે પ્રાણ દેવાની તમન્ના રાખે છે. નોકરીમાંથી શેઠાઇ ઉપર આવ્યા છે, છતાંય શાન્ત છે. પાટીદારો ઉપર આવતાં સંકટોમાં તે ઢાલરૂપ મનાય છે.

૮. અને સાહસશૂર પાટીદાર આટલેથી કાંઇ અટકે તેમ ઓછો જ છે? વાણિયો અગમબુદ્ધિ મનાય, પરંતુ તેનેય ટપી જનાર ભાઇ મરઘાભાઇ પટેલે તો લંડનમાં હોટેલ કાઢીને પાટીદારનો વિવેક ત્યાં ટકાવી રાખ્યો છે. સાહસબળે આ ખેડૂત આજે પૈસાદાર બન્યો છે, છતાંય વિવેકમાં એક્કો મનાય છે.

અંતમાં, જે જાણું છે તે જણાવવાનો પ્રયત્ન કરી છૂટચો છું. કોઇને અન્યાય થયો હોય તો માફ કરે. આથીય અધિકતર અનેક પાટીદાર જવાહરો હશે. સાંભળ્યાં છે એવાં નામ, પણ ઊંડો અભ્યાસ નહિ હોવાથી કર્ણવાતોના પડઘા અત્રે પાડતાં પાછો પડ્યો છું; એટલે કોઇ ભાઇ આવા ઢંકાએલા સાહસિક પાટીદારોનાં નામ આગળ લાવશે તો તેય અસ્થાને નહિજ કરે.

મોગ્બાસા, હાલ ઓડ ભગનભાઈ વલ્લભભાઇ પટેલ

—*—

## વાડમાં છીંડું

(પોષના અંકના પૃષ્ઠ ૧૫૦થી ચાલુ)

(૬)

**મંજુલાએ** આપેલી મુદતનો આજ છેલ્લો દિવસ હતો. પંચનું સ્થળ ત્રાદિતજ ગામમાં પસંદ રાખવામાં આવ્યું હતું. પાછલે પહોરે ગામની ધર્મશાળામાં બધા

એકત્ર થવા. દાઉભાઇ અને અમથાભાઈ તો હતા જ. સવાઇલાલ અને રાવસાહેબ પણ હતા. દરેક ગામદીઠ પાંચ પાંચ પ્રતિનિધિઓ આવ્યા હતા. બીજા કેટલાક પ્રેક્ષક તરીકે આવ્યા હતા. સુધારક પ્રતિનિધિઓની સંખ્યા પણ ઓછી ન હતી. જૂના વિચારના પ્રતિનિધિઓમાંથી પણ ઘણા કંઇક થવું તો જોઇએ જ એવો મત ધરાવતા હતા. કયા પક્ષની બહુમતિ થશે તે સ્પષ્ટ કહી શકાય તેમ ન હતું.

ત્રણચાર હુકામાં તમાકુ બળતી હતી. રાવસાહેબે પંચગોરને ઇસારો કર્યો એટલે તેણે શરૂઆત કરી.

'ભાઇઓ સાંભળો, આપણી નાતના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થની દીકરીના નિશ્ચયને તમે જાણો છો. મૂંઝવાડા ભરેલી પરિસ્થિતિથી પણ તમે બધા વાકેફ છો. એ સ્થિતિમાં નાતના બંધારણ વિરુદ્ધ થતા આ કાર્યને વ્યક્તિગત ગણી છોડી દેવું કે બંધારણને ફેરવવું એ આપણી સામે સવાલ છે. પ્રતિષ્ઠાપુરના કેટલાક ગૃહસ્થોની ખાસ વિનંતિથી આ પંચ બોલાવવામાં આવ્યું છે.''

"આ સવાલને વ્યક્તિગત ગણી છોડી દેવા પાલવે તેમ નથી, એ વ્યક્તિગત સવાલ રહેતો નથી. અનેકની મૂંઝવણનો એ સવાલ છે અને તે પ્રમાણે તેના ઉપર વિચાર થવો ઘટે." સવાઇલાલે પૂર્તિ કરી.

મુખી ગરબડદાસ ખોંખારો કરીને બોલ્યા: "કન્યાના બાપને જે કહેવાનું હોય તે પહેલું સાંભળવું જોઇએ."

"આબરૂ તો સૌને વહાલી હોય." કન્યાના પિતા દાઉભાઇ ધીમેથી બોલ્યા. "અને એ આબરૂને લીધે જ અમારી મૂંઝવણનો પાર નથી. વરની અછત છે એમાં શંકા નથી. તેને માટે કંઇક થવું તો જોઇએ જ. ઊતરતા પક્ષની કન્યા લેવામાં ન આવે તો આ મુશ્કેલી લગભગ નાબુદ થઇ જાય એમ મારું માનવું છે. કન્યા તો ઊતરતા પક્ષમાં આપવા જવાય જ નહિ. એ ગામડીઆ સાથે હું મારી દીકરીને કોઇ પણ ભોગે પરણવા દેઇશ નહિ."

રાવસાહેબે હવે હુકો ગરબડદાસને આપી ખોંખારો કર્યો અને બોલ્યા; 'એજ બરાબર છે. બીજો ઉપાય જણાતો પણ નથી. પણ એમાં મુશ્કેલીઓ બહુ નડવાની. પ્રથમ તો એ કે જેમને ગોળમાંથી કન્યા મળતી નથી તેમને બહાર જવા દેવા પડશે. બધાનાં કુળ કંઇ સરખાં હોતાં નથી. ગોળમાં જ જો આવો અપવાદ રાખવો પડે એવી સ્થિતિ હોય તો ઠરાવનો બરાબર અમલ શી રીતે થવાનો?"

"વાત સાવ સાચી છે." સવાઇલાલે જુસ્સાથી શરૂ કર્યું. "કન્યાને અભાવે ગોળ બહારથી ઘણાને કન્યા લાવવી પડે છે. ભલા ત્યારે એ જ

ન્યાયે વરને અભાવે ગોળ બહારથી વર લાવવાની રજા આપો ને? જેમ પહેલી વસ્તુ મરજીઆત છે તેમ આ બીજી વસ્તુ પણ મરજીઆત કરો. સૌ સરખેવટે કન્યાની આપલે કરે તો આવી વિષમ સ્થિતિ ઊભી થવાનો સંભવ જ નથી. નબળા પાસા વાળા મોટે ઘેર કન્યા આપવા દોડે છે, ત્યારે તેમને બહાર શોધવા જવું પડે છે ને? ગોળમાં હોવા છતા તેઓ કન્યા લાવવામાં પૈસા ખરચે છે અને કન્યા દેવામાં પણ ખરચે છે. ત્યારે સૌ પોતપોતાના દરજ્જામાં જ આપ લે કરે તો? સુવર્ણ નિયમ તો એ છે કે જ્યાં કન્યા આપવામાં બાધ જણાતો હોય ત્યાંની કન્યા લેવી નહિ, એટલે બધા સંબંધ આપમેળે સરખેવટે થઈ જશે."

"ભાઈ, આ બધી વાતો મોંઢે શોભે તેવી છે." ગરબડદાસે કહ્યું. "આજકાલના છોકરા તો તમે જાણો છો ને? ભણેલી ગણેલી કે પછી રૂપાળી નખરાળી કન્યા જોશે. નહિ જુએ ગોળ કે નહિ જુએ ઘર. પછી આવા ઠરાવ કરો કે ના કરો."

"હા, ગાબાપ તો એમ જ કહેવાનાં કે છોકરાંની ઇચ્છા, અમે શું કરીએ? અને પછી અંદરખાનેથી પરઠણના સોદા! તમે શું કરી શકવાના આવા માણસોને? છોકરાને રોકી શકાશે? ત્યારે શું છોકરાને વાંકે બાપને ન્યાતબહાર મૂકાશે?" રાવસાહેબે જરા તાપથી કહ્યું.

"આ પણ સાચી વાત છે. મારો પ્રશ્ન એટલો જ છે કે છોકરો ઇચ્છામાં આવે ત્યાં પરણે, ન રોકાય. જોકે વાસ્તવમાં હજુ આ સ્થિતિ આવી નથી, છતાં માની લઈએ કે આવી છે, તો એથી ઊલટું કન્યાનો શો ગુનો? તેને ભણેલો ગણેલો કે મનગમતો વર મળી આવ્યો હોય તો તેને તેની સાથે કેમ પરણવા ન દેવી? નિયમો બધા કન્યા પૂરતા જ? એકપક્ષી જ?"

મુખી ગરબડદાસનો હવે જાણે પિત્તો ગયો: "અલ્યા, એમાં તું શું પૂછે છે? મરદ તે મરદ અને બાયડી તે બાયડી!"

"બધો વાંક ગામડીઆનો છે." એક અર્ધદગ્ધ સુધારકે કહ્યું. "શા માટે તેઓ મોટી રકમો આપી વર લેઈ જાય છે અને આપણા ગોળમાં અછત કરી મૂકે છે? તમારા મોંમાં કોઈ લાડવો મૂકે અથવા તો રાજીખુશીથી ખિસ્સામાં રૂપીઆની નોટો મૂકે તો તમે ના કહેશો? અને એમાં તમારો વાંક શો? અલબત એ આપનારને તમે મૂર્ખ કહી શકો છો. પણ ત્યારે મૂર્ખાઓએ શોધવું જ રહ્યું. એમાં કોઈ શું કરે? પતંગીઆં જાતે જઈને દીવામાં પડે તેને કોણ રોકશે? તમારે હિસાબે તો દીવો જ હોલવી નાખવો એવી વાત થઈ! આબરૂદારોની આબરૂ સહેજમાં નથી બંધાઈ, તેનો પણ ઇતિહાસ છે."

"ભલે માની લો કે ગામડીઆ તો મૂર્ખ છે, પણ એમની મૂર્ખાઇનો લાભ ઊઠાવનાર તમે ડાહ્યા, ખરા, પણ પાકા શઠ." સવાઇલાલના સાથીદાર બળવંતરાયે કહ્યું.

"કોઇના ઉપર કોઇ જાતનો આક્ષેપ કરવાથી આપણું કામ સરવાનું નથી." સવાઇલાલે સમાધાનવૃત્તિથી બોલવા માંડ્યું. "ગામડીઆ મૂર્ખો અની પૈમાને મૂકી તમારા દીકરા લેઇ જાય છે. હાંલ્લાં ખખડતાં હોવાથી તમે તમારો 'ટટનો હીરો' વટાવો છો. તમારો હીરો 'ટટ'નો જ છે તે એ ગામડીઆને ખબર નથી એટલા એ મૂર્ખ છે. પણ તેની આ મૂર્ખાઇ તે બચાવ નથી તેમ જ ઘસાઇ ગએલા કુળવાનોને પૈસાની જરૂર છે, માટે જ આમ ચાલવું જોઇએ એ પણ બચાવ નથી. સવાલ તો એ છે કે ચારથી છ આની વર બહાર જાય છે અને તેથી વરની અછત વધી પડી છે, આ સ્થિતિમાં મૂંઝાતાં કન્યાનાં વડીલો માટે નાત શું કરવા માગે છે? છોકરાના પૈસા ઉપજાવી છોડી માટે તેણે દુઃખી થવું કે? એક જ ઉપાય છે: તમે તો છોકરાના પૈસા ઉપજાવવાનું બંધ કરો અથવા છોકરીઓને પણ ફાવે ત્યાં પરણવા પરણાવવા દો."

"કોઇ મૂંઝાતું નથી. જરા મોડું વહેલું સૌ આવી મળે છે." રાવસાહેબના સાગરીત વહેરીભાઇ બોલ્યા. "બતાવો ને કુંવારી રહીને કઇ કન્યા ડોશી થઇ? આ વાંઢા તો કેટલાય મરી જાય છે, પણ છોડીઓ તો બધીયે પરણીને ઠેકાણે પડી જાય છે. અને દાજીભાઇ તો અમથા મૂંઝાય છે. લો ને ભાઇ, મારે વર શોધી લાવવાનું કામ મારે માથે?"

"અમને ખબર છે તમારી નજર ક્યાં છે તે. વડોદરા રાજ્યના પેલા વહીવટદાર ગંડ્યા તે જગ્યાને?" બળવંતરાયે કહ્યું.

"હા, હા, એ જ, કેમ કંઇ કમ છે?"

"ના, ઉમરે તો જરાય કમ નથી, ખાસ્સાં ૪૫ વર્ષ થયાં છે અને પૈસા, આબરૂ, સત્તા પણ કાંઇ કમ નથી!"

"એટલે તું શું કહેવા માગે છે?" મુખી-ગરબડદાસ રાડ પાડી બોલ્યા. "ડોળા કાઢે છે તે બી જઇશું?"

"ના, તમારે કે રાવસાહેબને બીવાનું શું છે, ભલા ભમવાને કન્યા જ નથી આપી ત્યાં? વળી મોટા દીકરાના પાંચ સાત હજાર ઉપજાવ્યા છે અને બીજાના લઉ ઉપજાવવાના છે!" બળવંતરાયે ખાસ્સે કટાક્ષભર્યે અવાજે કહ્યું.

"એટલે? અલ્યા, તારે કહેવું છે શું? કોઇના બાપની ચોરી તો નથી

કરી ને? કે ખાતર તો નથી પાડયું ને? અમારી આબરૂને પૈસા મળે છે."

હવે પંચની એ સભામાં વ્યવસ્થા રહી નહિ અને ઘોંઘાટ વધી પડ્યો. સૌ અંદર અંદર ફાવે તેમ બોલવા લાગ્યા. બહાર જમણુ પણ તૈયાર હતું, સાંજના ૭ વાગી ગયા હતા. આથી રાત્રે દશ વાગ્યા ઉપર બેઠક મુલતવી રહી.

( ૭ )

જમીને જ્યારે દશેક વાગતાં પંચની બેઠક ફરીથી મળી ત્યારે બંને પક્ષ પોતપોતાના અલગ નિર્ણય ઉપર મક્કમ થઈને આવ્યા હતા અને તેથી બેઉ પક્ષ જોરમાં હતા. રાવસાહેબે અને મુખી ગરબડદાસે પોતાના પ્રભુત્વ નીચેના માણસો સાથે નક્કી કરી નાખ્યું હતું કે 'કન્યાને મેળવી લેઈ પરણાવવાની જવાબદારી તેઓમાંના કેટલાક ઉપાડી લેશે. આખીયે બાબત સામાન્ય છે અને નાહકનું મોટું રૂપ આપવામાં આવ્યું છે. જો એ કન્યા જાતે પાછી ના આવે તો સમજવું કે પેલા ગામડિયા છોકરા સાથે તેને પહેલેથીજ સંબંધ હતો અને બધું ધાંધળ દેખાવ પૂરતું તેમજ પ્રસિદ્ધ અને ખોટી સહાનુભૂતિ મેળવવા માટે હતું.' દાજીભાઈ અને અમથાભાઈ પણ ક્રમને એમાં જોડાયા.

આ મુદ્દા ઉપર વિરોધપક્ષે માત્ર ધાંધળજ કર્યા કર્યું અને એમ ૧૧॥ વાગી ગયા ત્યારે અગાઉથી નક્કી કર્યા પ્રમાણે સવાઈલાલે એક ટૂંકા ભાષણ સાથે પ્રશ્ન રજુ કર્યો: "ભાઈઓ, મારૂં કહેવું બે મિનિટ જરા શાન્તિથી સાંભળો, પછી પંચને ઠીક પડે તેવો નિર્ણય કરે. મંજુલાબેને આપેલી મુદતનો આજે છેલ્લો દિવસ છે; કહો કે છેલ્લો અર્ધો કલાક બાકી છે. આપણે એક ગંભીર પ્રશ્ન ઉપર વિચાર કરવા બેઠા થયા છીએ. એ પ્રશ્ન નાનોસૂનો નથી. ગોળના પંચને મારો એ સવાલ છે કે મોટા પ્રમાણમાં વર બહાર ચાલ્યા જાય છે એ ખરી હકીકત હોય અને તે છેજ અને બીજી બાજુ કન્યાઓ ગોળમાંજ આપવાની હોય તો વર ખૂટે કે ન ખૂટે?"

"સૌ આવી મળે છે. સેંકડો વરસ એમ ને એમ ગયાં." મુખી ગરબડદાસ વચમાં બોલી ઊઠયા.

"કાકા, આવી મળે તે કયાં સુધી? દરેક વસ્તુને હદ હોય છે."

પાછા ગરબડદાસ વચમાં બોલ્યા: "ભાઈ, હદ આવશે ત્યારે એની મેળે બધું થશે. તું અને હું કોણ? કર્તાહર્તા શ્રી હરિ છે."

"હદ આવતાં નાશ પણ થાય. શરીરમાં રોગ વધતો હોય તો તેની દવા કરી અટકાવીએ નહિ તો તો શ્રી હરિયે શું કરશે? મૃત્યુજ. મારી નમ્ર વિનંતી

છે કે પોતાનો સ્વાર્થ આડે લાવ્યા વિના વિચાર કરો. દુઃખી બાળાઓ અને મૂંઝાતાં માબાપનો પણ વિચાર કરો. મારો ઠરાવ એ છે કે ગોળમાં કન્યા ન મળવાથી જેમ ગોળ બહારથી કન્યા લાવવાની છૂટ છે તેમજ ગોળમાં વર ન મળવાથી જેને ગોળ બહાર કન્યા પરણાવવી હોય તેને પણ છૂટ છે."

"આ તો ગોળના મૂળ ઉપર ઘા થશે. ગોળનું બંધારણ ક્યાં રહ્યું?" રાવસાહેબે ગુસ્સાથી કહ્યું.

"તો પછી એવો ઠરાવ કરો કે 'જ્યાં કન્યા આપવામાં વાંધો હોય ત્યાંની કન્યા કોઇ પણ કારણે લેવી નહિ.' આથી સુરખેવટે સંબંધ બંધાશે અને ગોળ મજબુત થશે."

"તમારૂં ડહાપણ રહેવા દેઇ બેશી જાઓ. કુળવાનના છોકરાને પરણ્ નહિ મળે તો એ કુળવાન રહેશે કેમ? ભગવાને પાંચ આંગળીઓ પણ સરખી નથી ઘડી. સંસારમાં કોઇ મોટું હોય, કોઇ નાનું હોય. પૂર્વેનાં જેવાં કર્મ. મોટાં નાનાં તો રહેવાનાં જ." વાઘજીભાઇએ તપી ઊઠીને કહ્યું.

"આ બધી ખેંચતાણ કે ભંગાણ પોતપોતાના સ્વાર્થને લીધે છે. સ્વાર્થ ત્યજ્યા વિના આનો ઉકેલ આવવાનો નથી." સવાઇલાલના સાથીદાર પ્રાગજીભાઇ બોલ્યા.

હવે ભંગાણ પડાવવા સિવાય રાવસાહેબ અને તેમના સાગરીતો માટે બીજો ઉપાય નહોતો. બહુમતિ જુવાનીઆઓની હતી અને દબાણ વધતું જતું હતું. આગળથી જાણે નક્કી હોય તેમ વાઘજીભાઇ ડોળા કાઢી બરાડી ઊઠયા: "તું શું જોઇને બોલવા ઉભો થયો છે અલ્યા પરાગલા? તારી કાકી તો નાતરાની છે!" કહી પ્રાગજીભાઇને તેમણે ધક્કો માર્યો.

હવે પંચમાં હો હો થઇ ઊઠી. કોઇ કંઇ તો કોઇ કંઇ, ફાવે તેમ બોલવા લાગ્યા. ઘડીઆળમાં બારના ટકોરા પડ્યા. સવાઇલાલના ઇશારાથી એમનો ત્રીજો સાગરીત બળદેવ હવે ઊભો થયો અને બુલંદ અવાજે બોલ્યો: "ગૃહસ્થો, અમારે હવે છેવટની એકજ વાત કહેવાની છે. મંજુલાબેને આપેલી મુદત હવે પૂરી થઇ છે. પંચ કોઇ નિર્ણય ઉપર આવ્યા વિના વેરાઇ જાય છે. આથી આજે રાત્રે આજ ગામની ભાગોળે વડ નીચે પ્રમોદ સાથે મંજુલાનાં લગ્ન વિધિપૂર્વક થશે. અમે મુચકો પડકાર આપીએ છીએ કે કોની મગદુર છે કે તે અટકાવે? જેને તેમાં ભાગ લેવો હોય તે ત્યાં આવે." આ શબ્દો પૂરા થતાં એ આખો પક્ષ ઝપાટાબંધ ત્યાંથી ચાલ્યો ગયો. પંચમાં જાણે બોમ્બ પડ્યો! સમાચાર અણધાર્યા હતા. પ્રતિષ્ઠાપુર આઠ દસ ગાઉ દૂર હતું; ગોળનાં

કરી ને? કે ખાતર તો નથી પાડ્યું ને? અમારી આબરૂને પૈસા ગજે છે."

હવે પંચની એ સભામાં વ્યવસ્થા રહી નહિ અને ઘોંઘાટ વધી પડ્યો. સૌ અંદર અંદર ફાવે તેમ બોલવા લાગ્યા. બહાર જમણ પણ તૈયાર હતું, સાંજના ૭ વાગી ગયા હતા. આથી રાત્રે દશ વાગ્યા ઉપર બેઠક મુલતવી રહી.

( ૭ )

જમીને જ્યારે દશેક વાગતાં પંચની બેઠક ફરીથી મળી ત્યારે બંને પક્ષ પોતપોતાના અલગ નિર્ણય ઉપર મક્કમ થઇને આવ્યા હતા અને તેથી બેઉ પક્ષ જોરમાં હતા. રાવસાહેબે અને મુખી ગરબડદાસે પોતાના પ્રભુત્વ નીચેના માણસો સાથે નક્કી કરી નાખ્યું હતું કે 'કન્યાને મેળવી લેઇ પરણાવવાની જવાબદારી તેઓમાંના કેટલાક ઉપાડી લેશે. આખીયે બાબત સામાન્ય છે અને નાહકનું મોટું રૂપ આપવામાં આવ્યું છે. જો એ કન્યા જાતે પાછી ના આવે તો સમજવું કે પેલા ગામડિયા છોકરા સાથે તેને પહેલેથીજ સંબંધ હતો અને બધું ધાંધળ દેખાવ પૂરતું તેમજ પ્રસિદ્ધ અને ખોટી સહાનુભૂતિ મેળવવા માટે હતું.' દાજીભાઇ અને અમથાભાઇ પણ ક્રમને એમાં જોડાયા.

આ મુદ્દા ઉપર વિરોધપક્ષે માત્ર ધાંધળજ કર્યા કર્યું અને એમ ૧૧॥ વાગી ગયા ત્યારે અગાઉથી નક્કી કર્યા પ્રમાણે સવાઇલાલે એક ટૂંકા ભાષણ સાથે પ્રશ્ન રજુ કર્યો: "ભાઇઓ, મારૂં કહેવું બે મિનિટ જરા શાન્તિથી સાંભળો, પછી પંચને ઠીક પડે તેવો નિર્ણય કરે. મંજુલાબેનને આપેલી મુદતનો આજે છેલ્લો દિવસ છે; કહો કે છેલ્લો અર્ધો કલાક બાકી છે. આપણે એક ગંભીર પ્રશ્ન ઉપર વિચાર કરવા ભેગા થયા છીએ. એ પ્રશ્ન નાનોસૂનો નથી. ગોળના પંચને મારો એ સવાલ છે કે મોટા પ્રમાણમાં વર બહાર ચાલ્યા જાય છે એ ખરી હકીકત હોય અને તે છેજ અને બીજી બાજુ કન્યાઓ ગોળમાંજ આપવાની હોય તો વર ખૂટે કે ન ખૂટે?"

"સૌ આવી મળે છે. સેંકડો વરસ એમ ને એમ ગયાં." મુખી ગરબડદાસ વચમાં બોલી ઊઠયા.

"કાકા, આવી મળે તે ક્યાં સુધી? દરેક વસ્તુને હદ હોય છે."

પાછા ગરબડદાસ વચમાં બોલ્યા: "ભાઇ, હદ આવશે ત્યારે એની મેળે બધું થશે. તું અને હું કોણ? કર્તાહર્તા શ્રી હરિ છે."

"હદ આવતાં નાશ પણ થાય. શરીરમાં રોગ વધતો હોય તો તેની દવા કરી અટકાવીએ નહિ તો તો શ્રી હરિયે શું કરશે? મૃત્યુજ. મારી નમ્ર વિનંતી

છે કે પોતાનો સ્વાર્થ આડે લાવ્યા વિના વિચાર કરો. દુઃખી બાળાઓ અને મૂંઝાતાં માબાપનો પણ વિચાર કરો. મારો ઠરાવ એ છે કે ગોળમાં કન્યા ન મળવાથી જેમ ગોળ બહારથી કન્યા લાવવાની છૂટ છે તેમ જ ગોળમાં વર ન મળવાથી જેને ગોળ બહાર કન્યા પરણાવવી હોય તેને પણ છૂટ છે."

"આ તો ગોળના મૂળ ઉપર ઘા થયો. ગોળનું બંધારણ ક્યાં રહ્યું?" રાવસાહેબે ગુસ્સાથી કહ્યું.

"તો પછી એવો ઠરાવ કરો કે 'જ્યાં કન્યા આપવામાં વાંધો હોય ત્યાંની કન્યા કોઈ પણ કારણે લેવી નહિ.' આથી સરખેસરખે સંબંધ બંધાશે અને ગોળ મજબુત થશે."

"તમારું ડહાપણ રહેવા દઈ બેસી જાઓ. કુળવાનના છોકરાને પરણવું નહિ મળે તો એ કુળવાન રહેશે કેમ? ભગવાને પાંચ આંગળીઓ પણ સરખી નથી ઘડી. સંસારમાં કોઈ મોટું હોય, કોઈ નાનું હોય. પૂર્વેનાં જેવાં કર્મ. મોટાં નાનાં તો રહેવાનાં જ." વાઘજીભાઈએ તપી ઊઠીને કહ્યું.

"આ બધી ખેંચતાણ કે ભંગાણ પોતપોતાના સ્વાર્થને લીધે છે. સ્વાર્થ ત્યજ્યા વિના આનો ઉકેલ આવવાનો નથી." સવાઈલાલના સાથીદાર પ્રાગજીભાઈ બોલ્યા.

હવે ભંગાણ પડાવવા સિવાય રાવસાહેબ અને તેમના સાગરીતો માટે બીજો ઉપાય નહોતો. બહુમતિ જુવાનીઆઓની હતી અને દબાણ વધતું જતું હતું. આગળથી જાણે નક્કી હોય તેમ વાઘજીભાઈ ડોળા કાઢી બરાડી ઊઠ્યા: "તું શું જોઈને બોલવા ઉભો થયો છે અલ્યા પરાગલા? તારી કાકી તો નાતરાની છે!" કહી પ્રાગજીભાઈને તેમણે ધક્કો માર્યો.

હવે પંચમાં હો હો થઈ ઊઠી. કોઈ કંઈ તો કોઈ કંઈ, ફાવે તેમ બોલવા લાગ્યા. ઘડીઆળમાં બારના ટકોરા પડ્યા. સવાઈલાલના ઇસારાથી એમનો ત્રીજો સાગરીત બળદેવ હવે ઊભો થયો અને બુલંદ અવાજે બોલ્યો: "ગૃહસ્થો, અમારે હવે છેવટની એક જ વાત કહેવાની છે. મંજુલાબેનને આપેલી મુદત હવે પૂરી થઈ છે. પંચ કોઈ નિર્ણય ઉપર આવ્યા વિના વેરાઈ જાય છે. આથી આજે રાત્રે આ જ ગામની ભાગોળે વડ નીચે પ્રમોદ સાથે મંજુલાનાં લગ્ન વિધિપૂર્વક થશે. અમે ખુલ્લો પડકાર આપીએ છીએ કે કોની મગદુર છે કે તે અટકાવે! જેને તેમાં ભાગ લેવો હોય તે ત્યાં આવે." આ શબ્દો પૂરા થતાં એ આખો પક્ષ ઝપાટાબંધ ત્યાંથી ચાલ્યો ગયો: પંચમાં જાણે બોમ્બ પડ્યો! સમાચાર અણધાર્યા હતા. પ્રતિષ્ઠાપુર આઠ દસ ગાઉ દૂર હતું; ગોળનાં

## મંત્રીઓ

શ્રી. બાપાજી બાવાજી અમીન, વસો
,, આશાભાઇ નરસિંહભાઇ પટેલ, આણંદ
,, છોટાભાઇ ખુશાલભાઇ પટેલ, નાર
ડૉ. મૂળજીભાઇ મોતીભાઇ પટેલ, કમ્પાલા
શ્રી. ચતુરભાઇ કાશીભાઇ પટેલ, નાઇરોબી

**સમિતિની ઑફિસ:** ચરોતર ઍજ્યુકેશન સોસાયટી, આણંદ.

ફંડની રકમ એકઠી થયા પછી, તેમાં રૂા. ૧૦૦ અને તે ઉપરાન્તની રકમો આપનાર ગૃહસ્થોની સભા બોલાવી તેની સમક્ષ સમિતિએ ફંડનો હિસાબ, હેવાલ અને સ્મારક માટેની યોજના વગેરે મંજૂરી માટે રજૂ કરવાં."

આ ઠરાવ થયા પછી મંત્રીઓએ સ્મારક ફંડ એકઠું કરવાનું કામ હિંદમાં તેમજ આફ્રિકામા શરૂ કર્યું છે અને આ છપાય છે તે વખતે પૂજ્ય ઠક્કર બાપા તરફથી રૂા. ૧૦૧ ફાળામાં આવી ગયા છે અને ડૉ. મોતીભાઇ પટેલે રૂા. ૧૫૦૦ અને ભાઇ છોટાભાઇ બાવાજી પટેલે રૂા. ૫૦૧ આપવાનું જાહેર કર્યું છે.

આ ફંડ સંબંધે સર્વ પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો:

ચરોતર ઍજ્યુકેશન સોસાયટી,
આણંદ, તા. ૧૩-૩-'૩૯

**આશાભાઇ નરસિંહભાઇ પટેલ**
મંત્રી, સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડ

---*---

## ગ્રંથપરિચય

**૩૨. કેળવણીનો કોયડો:** લેખક—મોહનદાસ કરમચંદ ગાંધી; પૃષ્ઠ ૨૦+૪૮૭ કિંમત રૂા. એક. 'ખરી કેળવણી'ના અનુગામી આ પુસ્તકમાં ગાંધીજીએ કરેલા કેળવણીના વિવિધ પ્રયોગોના ઇતિહાસ એમનેજ હાથે લખાએલા વાંચવા મળશે; ગૂજરાત વિદ્યાપીઠના કુલપતિ તરીકે વિવિધ પ્રસંગોએ તેમણે કરેલાં પ્રવચનોમાં દેશવ્યાપી કેળવણીની કલ્પના ઉપર રચાએલા પ્રયોગોનો ઇતિહાસ વાંચી શકાશે; અને બાકીના લેખો આ ઇતિહાસની પાછળ રહેલી કલ્પનાનાજ પોષક છે એમ જોઇ શકાશે. વર્ધાયોજના જીવનભર વિચારેલા અને અનુભવથી કસેલા તત્ત્વદર્શનનું ફળ છે, એમ આ પુસ્તક વાંચવાથી વાચકના મગજમાં અવશ્ય ઊગશે. અને ત્યારેજ ગાંધીજીએ વર્ધાની શિક્ષણપરિષદને અંતે ઉચ્ચારેલા નીચેના વચનની યથાર્થતામાં એને શ્રદ્ધા બેસશે: "મેં અત્યાર સુધી હિંદુસ્તાનને જે અનેક વસ્તુઓ આપી એ બધીમાં

આ કેળવણીની યોજના અને પદ્ધતિ ભારેમાં ભારે વસ્તુ છે અને હું નથી માનતો કે આના કરતાં વધારે સારી વસ્તુ હું આપી શકીશ." જેના તપોબળથી અને વ્યવહારૂ પ્રયત્નોથી આખા દેશની સૂરત પલટાવા લાગી છે, તે ગાંધીજીના વિચારો મનન કરવા યોગ્ય છે એમ કહેવાની ભાગ્યેજ જરૂર હોય. પરંતુ દેશની કેળવણીમાં મૌલિક પલટો કરવાના પ્રયત્નો શરૂ થયા છે તેવે વખતે આ વિચારો યથાર્થ રીતે સમજાય એ અત્યંત આવશ્યક છે. કેળવણી વિષેના આપણા સર્વ વિચારો અંગ્રેજી પુસ્તકો દ્વારા આપણને મળતા રહ્યા છે, તે એટલે સુધી કે આ વિચારોની લઢણમાંજ ભણેલો વર્ગ કેળવણીને સમજવા ટેવાએલો છે, અને આ પુસ્તકના વિચારોની ચર્ચા પણ એવોજ વર્ગ કરશે, એટલે એમાંના વિચારોની તુલના કરતા પહેલાં વાચકે કેળવણી વિષેના પ્રચલિત વિચારોને ઘડીભર દૂર રાખી લેખકની માનસિક ભૂમિકાએ પહોંચી વિચાર કરતાં શીખવું પડશે. ગાંધીજીનાં સર્વ વિધાનો સત્ય અને અહિંસાનાં તત્ત્વો ઉપર રચાએલાં હોય છે; તેમની સર્વ યોજનાઓ સમસ્ત દેશની—એના કરોડો નાગાંભૂખ્યાં માનવીઓની—પ્રકૃતિ અને જરૂરીઆતો લક્ષમાં લેઇ કલ્પેલી હોય છે; અને આ પુસ્તકમાંના વિચારો માત્ર આંકડાશાસ્ત્રના જ્ઞાન ઉપર નહિ, પણ વ્યવહારૂ પ્રયોગોના પ્રત્યક્ષ અનુભવને આધારે ઘડાએલા છે. આ ત્રણ હકીકતો લક્ષમાં રાખી આ પુસ્તક વાંચવામાં આવશે તો જણાશે કે ગાંધીજીએ દેશ સમક્ષ એક સ્વતંત્ર સંસ્કૃતિની કલ્પના મૂકી છે, અને તે પ્રજાવ્યાપી કરવાના માર્ગ દેખાડ્યા છે. **પુરુષોત્તમ છ. શાહ**

**૩૩. વર્ધા શિક્ષણ યોજના:** પૃ. ૧૦+૨૨૩, કિંમત દસ આના. ઉપરના પુસ્તકમાં 'વર્ધાની યોજના' નામે છેલ્લો વિભાગ છે. એમાં આ યોજનાની કલ્પના કેવી રીતે ઉદ્દ્ભવી, એનો શો અર્થ થાય, કેળવણીની આજની પદ્ધતિથી તે કેવી રીતે જુદી પડે છે, વગેરે પ્રશ્નોની ચર્ચા આવી જાય છે. આ નવીન પુસ્તકમાં એ વિચારો ઉપર રચાએલી દેશવ્યાપી પ્રાથમિક કેળવણીની રૂપરેખા આપેલી છે. વર્ધા શિક્ષણપરિષદમાં નીમાએલી ઝાકીર હુસેન સમિતિએ પ્રસિદ્ધ કરેલ નિવેદનનો તથા અભ્યાસક્રમનો—'Basic National Education'નો—આ ગુજરાતી અનુવાદ છે. 'વર્ધાશિક્ષણ-યોજના'નો જન્મ કેવી રીતે થયો ત્યાંથી માંડી એના મૂળભૂત સિદ્ધાન્તો, એનાં ધ્યેયો, એનો અભ્યાસક્રમ, એને માટે શિક્ષકો કેવા જોઇએ, વગેરે વિષયોનો એમાં સમાવેશ થાય છે. તત્ત્વચર્ચાની ભૂમિકાએથી ઊતરી આ યોજના હવે અજમાયશને પંથે પડી છે. અને એનું રહસ્ય સમજવા માટે ગુજરાતી ભાષામાં

સત્તાવાર પુસ્તક આ પહેલવહેલું જ પ્રસિદ્ધ થાય છે. સૈકાઓના અંધકાર પછી નવીન ભારતના નિર્માણ માટે દેશનેતાઓએ ઘડેલી કેળવણીની યોજના અને તેનો અમલ કરવાના અનેકવિધ પ્રયત્નો—આ બધું એટલું અપૂર્વ છે કે સામાન્ય માણસને એનું રહસ્ય સમજાવું ઘણું મુશ્કેલ છે. 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'એ લખ્યું હતું તેમ દેશના એક મહાન પ્રશ્નના ઉકેલ માટે પ્રથમ' પ્રયાસને સમજાએલો આ તો હજુ પ્રથમ જ શબ્દ છે! મતલબ કે આ યોજનાની રૂપરેખા છે, એનું કાયમી સ્વરૂપ તો વર્ષોને અનુભવે ઘડાશે. પણ ભાવિ ભારતના નિર્માણમાં જેને રસ હોય અને જેઓ એને માટે પ્રવૃત્તિએ ચલાવી રહ્યા હોય તેમને માટે આ પુસ્તકોના વિચારો અને તેની અજમાયશ માટે થતી પ્રવૃત્તિઓનો ઊંડા અભ્યાસ કરવો એ એક કર્તવ્ય મનાવું જોઇએ. આપણી યુનિવર્સિટીઓ ને ટ્રેઇનિંગ કૉલેજોમાં આ પુસ્તકો કોઇ પહોંચાડશે? **પુરુષોત્તમ છ. શાહ**

**૩૪. વર્ધા કેળવણીનો પ્રયોગ:** લેખક—નરહરિ દ્વારકાદાસ પરીખ; ૪ ૨૨+૧૦૭, કિંમત ૭ આના. આ પુસ્તકમાં, વર્ધા કેળવણીનો પ્રયોગ કરવા માટે આણંદ તાલુકાના ચામણા ગામમાં સ્થાપેલી શાળાનો ત્રૈમાસિક અહેવાલ પ્રથમનાં ૨૨ પૃષ્ઠોમાં આપ્યો છે. અત્યારે તો એ પ્રયોગ સફળ થતો દેખાય છે, પણ એ પ્રકારની કેળવણીની સાચી ભાવનાનો જેને ખ્યાલ ન હોય તેને એમાં સમજ ન પણ પડે. પછી (૧) અભ્યાસક્રમ, (૨) વર્ધા શિક્ષણ યોજના, (૩) વર્ધા શાળા અને ગામ, તથા (૪) શિક્ષણ તાલીમ વર્ગ, એ વિષે ચાર પ્રકરણ આપ્યાં છે. એ યોજના પ્રમાણે શિક્ષણ આપનાર શિક્ષકો બહુ થોડા છે, એટલે હમણાં જ અમદાવાદમાં ગૂજરાત વિદ્યાપીઠ તરફથી શિક્ષણ તાલીમ વર્ગ સ્થાપવામાં આવ્યો છે. એ વર્ગ તરફથી શિક્ષકો તૈયાર થશે ત્યારે જ એ પ્રયોગો વિષે અભિપ્રાય બાંધી શકાશે, ત્યાં સુધી આ નવા ક્ષેત્રમાં થતા પ્રયોગ તરફ આપણે ધીરજથી જોવું ઘટે. ઉદ્યોગોમાં માત્ર કાંતણપીંજણનેજ સ્થાન આપ્યું છે, પણ શક્યતા પ્રમાણે ખેતીને વધારે મહત્ત્વ આપવું જોઇએ, કારણકે વસ્ત્ર કરતાંયે અન્ન વધારે દેશવ્યાપી ઉદ્યોગ છે. વળી સુથારી, લુહારી વગેરે ઉદ્યોગને પણ અવગણવા ન જોઇએ. ખાસ કરીને એટલા માટે કે બધાં બાળકોની વૃત્તિ એક જ ઉદ્યોગ તરફ ન હોય, તેમને વિવિધતા જોઇએ જ. શરીરશ્રમ તરફ બાળકને પૂજ્ય વૃત્તિ થાય એ પણ આ યોજનાનો એક હેતુ છે. યુરોપમાં શરીરશ્રમ પ્રત્યે તિરસ્કાર નથી, અને ત્યાંની શાળાઓમાં ઉદ્યોગ દ્વારા બુદ્ધિ ખિલવવા ગિડેને જેવા બુદ્ધિની રમતો હોય છે. ત્યારે યુરોપ અમેરિકાની શાળાઓના અભ્યાસક્રમનો

અભ્યાસ કરીને પણ આપણી શાળાઓમાં ઉત્પાદક ઉદ્યોગો દ્વારા જ્ઞાનેન્દ્રિય ને કર્મેન્દ્રિય કેળવાય એવા અભ્યાસક્રમ તરફ પણ દૃષ્ટિ રાખવી ઘટે.

૩૫. હિમાલયનો પ્રવાસ: લેખક–દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; પૃષ્ઠ ૨૪+૩૯૫: કિંમત એક રૂપિયો. આ પુસ્તકનો પરિચય આ માસિકના સં. ૧૯૯૦ના શ્રાવણના અંકમાં પૃષ્ઠ ૪૭૦ ઉપર આમ આપ્યો છે: "સં. ૧૯૮૧થી શરૂ કરીને લેખક ધીરે ધીરે આજે હિમાલયના પોતાના પ્રવાસનું વર્ણન કરી રહે છે. અને એ ધીરે ધીરે લખાએલું વર્ણન બહુ ઠરેલ ભાવે લખાયું છે. એમની અવલોકનશક્તિનો લાભ આપણને ઠામ ઠામ મળ્યે જાય છે. જાત્રા કયે હેતુએ કેવી રીતે કરવી એ વિષેની લેખકની ભાવનાનું છેલ્લું પ્રકરણ 'ફલશ્રુતિ' ખાસ વાંચવા જેવું છે. જે કોઇ પ્રવાસરસિક ભાઇબેન આ પુસ્તક વાંચશે તે સૌ એમાંથી કોઇ ને કોઇ ફળ પામશે જ એમાં સંશય નથી." પછી ચોથી આવૃત્તિનો પરિચય ગયા શ્રાવણના અંકમાં પૃષ્ઠ ૪૬૮ ઉપર આપતાં આમ જણાવેલું: "આ આવૃત્તિની શરૂઆતમાં 'જીવનની તાજગી' રૂપે ગ્રંથનો પરિચય આપ્યો છે તેમાં પૃષ્ઠ ૪ નીચે 'આર્ય' શબ્દનો ધાતુ 'અર્=ખેડવું' આપ્યો છે. મારી પાસેના સર્વે સંસ્કૃત શબ્દકોશોમાં એ શબ્દનો ધાતુ 'ऋ =જવું' આપ્યો છે અને अर् ધાતુ તો કોઇ કોશમાં દેખાતો જ નથી। ગ્રંથમાં લેખકે પોતાના પ્રવાસમાર્ગનો નકશો આપ્યો હોત તો ગ્રંથ વધારે રસિક બનત." આ પાંચમી આવૃત્તિમાં 'આર્ય' શબ્દનો એજ ધાતુ આપ્યો છે અને મેં ઉઠાવેલી શંકા વિષે કંઇયે ખુલાસો કર્યો નથી, પણ પોતાના પ્રવાસમાર્ગનો નકશો આપ્યો છે અને વળી પુસ્તકને અંતે ૮૧ પૃષ્ઠનું ટિપ્પણ ઉમેર્યું છે (જો કે તેમાં પણ કેટલાક સંસ્કૃત શબ્દોની વ્યુત્પત્તિ શંકાસ્પદ છે), એટલે આ આવૃત્તિની કિંમત ચાર આના વધારવી પડી છે. ૭ સાત માસમાં તેની ચોથી આવૃત્તિ ખપી જાય ને આ પાંચમી આવૃત્તિ કાઢવી પડે એ આ પુસ્તકની લોકપ્રિયતા સિદ્ધ કરે છે અને વળી આ પ્રકાશનમંદિરનાં પુસ્તકો બહુ સસ્તાં છે એ પણ તેનાં પુસ્તકોની વધારે આવૃત્તિઓ નીકળવાનું કારણ છે.

૩૬. વિશ્વશાંતિ: લેખક–ઉમાશંકર જોષી; પૃષ્ઠ ૩૯, કિંમત બે આના. શ્રી. ઉમાશંકર જોષીના સુપ્રસિદ્ધ ખંડકાવ્ય 'વિશ્વશાંતિ'ની આ ત્રીજી આવૃત્તિ છે. કાવ્યનો વિષય એવો ઉદાત્ત છે અને એનું નિરૂપણ એટલું સુંદર, મધુર, વિવિધ રસભર્યું અને કવિત્વપૂર્ણ છે કે આ કાવ્ય છએક વર્ષ ઉપર પહેલીવાર પ્રગટ થયું ત્યારે એક ઊગતા કવિએ એ રચ્યું હતું એ કારણે ગુજરાતી વાચકવર્ગ એના ઉપર મુગ્ધ થયો હતો, અને સ્વ. નરસિંહરાવભાઇ જેવા કડક વવેચકના એના ઉપર આશીર્વાદ ઊતર્યા હતા. ત્યાર પછી તો ભાઇ ઉમા-

શંકરનો કાવ્યસંગ્રહ પણ પ્રસિદ્ધ થયો છે, અને આનુભવિક ગુજરાતી કવિઓમાં એમને સ્થાન મળી ચૂકયું છે એટલે આ કાવ્યનો વિશેષ પરિચય કરાવવાની જરૂર નથી. અધિકારી વાચક એને શોધીને પણ વાંચશે, અને વાંચનાં ઉત્તમ કાવ્યરસ પીધાનો આનંદ અનુભવશે. ૧૯૩૦ની દંડી કૂચ; તે પછીનો સત્યાગ્રહ સંગ્રામ; પરિણામે ગાંધી-ઇરવિન કરાર; અને ત્યાર પછી ગાંધીજીનું ગોળમેજી પરિષદમાં જવું. આ બનાવોના વાતાવરણમાં આ કાવ્યનો જન્મ થયો છે, અને એને સમજવા માટે આ વાતાવરણનો પરિચય આવશ્યક છે. સમય જતાં ભવિષ્યના વાંચનારને આ મદદની જરૂર વિશેષ લાગશે, માટે હવે પછીની આવૃત્તિમાં આ દૃષ્ટિએ જરૂરી ટિપ્પણ દાખલ કરવામાં આવે એ ઇષ્ટ છે.

**પુરુષોત્તમ છ. શાહ**

ઉપરનાં પાંચે પુસ્તકના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

૩૭. **ઉપદેશસાર**—શ્રીરમણમહર્ષિના સંસ્કૃત તથા અંગ્રેજી અનુવાદો ઉપરથી સમવૃત્ત ભાષાન્તર: પ્રકાશક—શ્રીનિરંજનાનંદ સ્વામી, સર્વાધિકારી શ્રી રમણાશ્રમમ્, તિરુવણ્ણામલૈ, દક્ષિણ ભારત; પૃષ્ઠ ૧૪, કિંમત દોઢ આનો; મળવાનાં ઠેકાણાં—નવજીવન કાર્યાલય, અમદાવાદ તથા મુંબઈ; હરિજનબંધુ કાર્યાલય, પૂના ૪; પ્રસ્થાન કાર્યાલય, ખાડીઆ, ચાર રસ્તા, અમદાવાદ. શ્રીરમણમહર્ષિનું નામ ગુજરાતીઓને તદ્દન નવું તો નથી જ. શ્રી અરવિંદનાં દર્શનાર્થે જનારાઓમાંના ઘણા શ્રીરમણ આશ્રમના પવિત્ર અને શાન્ત વાતાવરણનો લાભ ઉઠાવે છે. મહર્ષિની સાધનકથા અતિરમ્ય અને રોમાંચક છે, છતાં તેઓશ્રીનો અતિ ટૂંક પરિચય પુસ્તકમાં આપેલો હોવાથી અહીં તે આપવો ઇષ્ટ ધાર્યો નથી. ગુજરાતી સાહિત્યમાં મહર્ષિનાં પુસ્તકો રજુ કરવાનો આ પ્રથમ પ્રયત્ન છે અને તેથી આવકારને પાત્ર છે. મહર્ષિનું વિસ્તૃત જીવનચરિત્ર ગુજરાત જલદી પામો. પરમસત્યની શોધ માટે ભારતવર્ષમાં ભ્રમણ કરી રહેલા, યુરોપીય મુસાફર પૉલ બ્રંટને મહર્ષિને જગત સમક્ષ પણ રજુ કરી દીધા છે. આ લઘુ પુસ્તકમાં મહર્ષિના 'ઉપદેશસાર'નું સમવૃત્ત ભાષાન્તર આપવામાં આવ્યું છે. સંસ્કૃત અને અંગ્રેજી અનુવાદોને આધારે ભાષાન્તર કરવામાં આવ્યું છે. પુસ્તકમાં મહર્ષિનો તથા આશ્રમનો ટૂંક પરિચય, 'ઉપદેશસાર'નું ત્રીસ કડીનું એક પદ, ટિપ્પણો તથા અંતમાં મહર્ષિના પુસ્તકોની સૂચિ આપવામાં આવ્યાં છે. શરૂઆતમાં તેઓશ્રીની છબિ પણ મૂકી છે. અનુવાદ તથા ટિપ્પણો તેઓશ્રી પાસે તપાસાવી લીધેલાં છે. પુસ્તકના નામ પ્રમાણે આમાં સમગ્ર વેદાન્તતત્ત્વનો સાર એક જ પદમાં આપી દીધો છે. અત્યારના બુદ્ધિપ્રધાન જમાનામાં

માનવબુદ્ધિ જીવ, જગત અને બ્રહ્મનો વિચાર તથા ચિંતન કરતાં કરતાં પરબ્રહ્મમય શી રીતે થઈ શકે તેનો સાધનક્રમ આમાં સમાવેલો છે. પદનો ઢાળ મૂળ તામીલ ગીતનોજ રાખ્યો છે, તેને ભૈરવી રાગમાં ગાવાની ભલામણ કરવામાં આવી છે. છપાઈ સુઘડ અને સ્વચ્છ છે. અંગ્રેજી અનુવાદ સાથે સાથે આપવામાં આવ્યો હોત તો ઠીક થાત. મૃ. તલાટી

૩૮. હિંદુસ્તાનની ગરીબાઈ (સ્વ. દાદાભાઈ નવરોજીકૃત): સંપાદક–ગોપાળદાસ જીવાભાઈ પટેલ; પ્રકાશક–મગનભાઈ પ્રભુદાસ દેસાઈ, મહામાત્ર, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; પૃષ્ઠ ૨૦૧, કિંમત ચૌદ આના. મિ. ડિગ્બીએ અંગ્રેજીમાં લખેલા Prosperous British India પુસ્તકનું ગુજરાતીમાં 'આબાદ હિંદુસ્તાન' નામે પુસ્તક આજ સંપાદકે સંપાદિત કરેલું. તેનો પરિચય ગયા વર્ષના માહના અંકમાં પૃષ્ઠ ૧૮૨ ઉપર આપ્યો છે. બરાબર આજ પ્રકારની વસ્તુસ્થિતિ દેખાડતું પુસ્તક Poverty and Un-British Rule in India હિંદના દાદા સદ્‌ગત દાદાભાઈએ સ. ૧૯૦૧માં લખેલું તેનો આ પુસ્તક સારાનુવાદ છે. એ પુસ્તક અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયું ત્યારેજ મેં કહેલું કે દાદાજીએ પુસ્તકનું નામ આપવામાં ભૂલ કરી છે: Un-British નહિ, પણ British જ શબ્દ રાખવો જોઈતો હતો, કારણકે અંગ્રેજી રાજ્ય એવું રામરાજ્ય છેજ નહિ કે હિંદુસ્તાનમાંના તેના રાવણરાજ્યને ચિતરવાને માટે 'અન-બ્રીટિશ' શબ્દ મૂકવો પડે! અંગ્રેજો વેપારી તરીકે આ દેશમાં આવ્યા, વેપારથી દેશને સારી રીતે ચૂસી શકાય એટલા માટે તેમણે અહિં રાજ્યસત્તા જમાવી ને પછી રીતસર દેશને ચૂસવા માંડ્યો. એ સ્થિતિ સમજનાર મિ. ડિગ્બી, શ્રી. રમેશચંદ્ર દત્ત અને શ્રી. દાદાભાઈ જેવાએ ઘણી મે બૂમો પાડી, છતાં હજી અંગ્રેજોની ચૂસણનીતિ એ ને એજ પ્રકારે ચાલી રહી છે. ગાંધીજીએ આનો એકમાત્ર ઉપાય આદર્યો છે: સ્વરાજ્ય. પુસ્તકને અંતે ભાઈ નગીનદાસ પારેખે સદ્‌ગત દાદાભાઈનું ટૂંકું જીવનચરિત્ર આપ્યું છે, એ ઠીકજ કર્યું છે. ભાષાન્તરની ગુજરાતી ભાષા સરળ છે. મોટી રકમોના આંકડા ૧૯,૦૦૦,૦૦૦ એમ અંગ્રેજી પદ્ધતિએ નહિ, પણ ૧,૯૦,૦૦,૦૦૦ એમ દેશી પદ્ધતિએ મૂકવા ઘટે. 'સશક્ત'ને (પૃ. ૧૯) બદલે 'શક્ત' જોઈએ. 'શ્રાપ'ને (પૃ. ૯૦, ૧૬૮) બદલે 'શાપ' જોઈએ. 'છે કે, જે' (પૃ. ૧૭૪, ૧૭૫, ૧૭૬, ૧૭૭, ૨૦૦)એ પ્રયોગમાંનો 'કે' નિરર્થક છે. દેશની આર્થિક સ્થિતિ સમજનાર એકે એક ભાઈએ આ પુસ્તક વાંચવું ઘટે.

૩૯. Hyderabad Administration: Presidential Address by Mr. M. S. Aney at All India Aryan Congress, Sholapur,

શ્રી. ખંડેરાવનાં વિધવા શ્રી. જમનાબાઈ પાસે ચાલાક ને બુદ્ધિશાળી ૧૨ વર્ષના એ ગોપાળરાવને દત્તક લેવરાવ્યા અને તેમને સયાજીરાવ નામ આપી તેજ સાલમાં વડોદરાની ગાદીએ બેસાડ્યા. સર ટી. રાજા માધવરાવ અને મિ. ઇલિયટ જેવા રાજકુશળ શિક્ષકોને હાથે કેળવણી પામીને એ નવા મહારાજા તેજસ્વી થયા. સ. ૧૮૮૧માં તેમણે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. પછી તો એમણે પોતાની પ્રજાને સુધારવા અને સુખી કરવા નવાં નવાં કાર્ય આરંભ્યાં ને નવા નવા કાયદા કરવા માંડ્યા. સયાજી સરોવર બાંધીને વડોદરાની પ્રજાને પાણીનું સુખ કરી આપ્યું. વડોદરામાં કોલેજ અને કલાભવન જેવી કેળવણીની સંસ્થાઓ સ્થાપી. મફત અને ફરજિયાત કેળવણીની યોજના કરી. પ્રજાનું જ્ઞાન વધારવા પુસ્તકાલયની સંસ્થા સ્થાપી. અંત્યજોની કેળવણી માટે વ્યવસ્થા કરી. અને આ સૌ સંસ્થાઓને પ્રગતિ આપવા દેશપરદેશથી બાહોશ અને નિપુણ પુરુષોને વીણી આણ્યા. બાળલગ્નપ્રતિબંધક કાયદો, જ્ઞાતિત્રાસનિવારણ કાયદો, દીક્ષાપ્રતિબંધક કાયદો, હિંદુશાસ્ત્રમાં સુધારો, અંત્યજોદ્ધાર, વગેરે અનેક સામાજિક સુધારાની પણ યોજનાઓ કરી. આ સર્વ કાયદા અને યોજનાઓ આખા હિંદુસ્થાનમાં પ્રથમ જ વાર યોજનાર આ વડોદરાનરેશ જ હતા અને તેથી તે વિષેની તેમની ખ્યાતિ સમસ્ત હિંદુસ્થાનમાં જ નહિ, પણ યુરોપ-અમેરિકા સુધી યે પ્રસરી ગઇ.

### સુધારાની નિષ્ફળતા

પણ એમની સુધારાની યોજનાઓ મોટે ભાગે નિષ્ફળ નીવડી છે. નાદુરસ્ત તબિયતને કારણે કે બહાને એમને યુરોપમાં જ પડી રહેવાનો મોહ જાગ્યો. પોતાની ગેરહાજરીમાં રાજ્યવહીવટ ચલાવવા રાજ્યમાં મરાઠા ને પરદેશી અમલદારો ભર્યા, શંખપાળ જેવા અપરાધીને પણ જેલમાંથી છોડી અધિકારી બનાવ્યો. પ્રજા પ્રત્યેની સહાનુભૂતિ વિનાના એ સત્તાપ્રિય અધિકારીઓને હાથે શ્રીમંતની સૌ યોજનાઓ અવગતિ પામી. ફરજિયાત કેળવણી હોવા છતાં એ રાજ્યમાં અંગ્રેજી રાજ્ય કરતાં ભણતરના ટકા વધ્યા નથી, ઊલટા તે કાયદાએ લોક દંડાયે જાય છે. વડોદરાની કર્વે કોલેજની ગ્રેન્ટ બંધ કરીને સ્ત્રીકેળવણીને ફટકો માર્યો છે. બાળલગ્નપ્રતિબંધક કાયદાને અંગે અપરાધીઓને બે બે રૂપિયાના નજીવા દંડ કરીને કાયદાને હાસ્યાસ્પદ બનાવ્યો છે, અને વળી રાજ્યે તો બાળલગ્ન કરનાર પોતાના અમીર-ઉમરાવોને રિવાજ પ્રમાણે ચાંલ્લા-પોશાક આપી બાળલગ્નને ઉત્તેજન આપ્યું છે! મહાસભાના રાજ્યતંત્રની નીચે અહીં આણંદમાં જ મામલતદાર કચેરીમાં એક અંત્યજ પટાવાળો નીમાયો છે અને લો. બો. શાળામાં એક ભંગીભાઇ શિક્ષક નિમાયો છે, એવું એ રાજ્યમાં

હજી એ નથી બન્યું. અંગ્રેજી રાજ્યના ખેડૂત ઉપર જમીનમહેસૂલનો ભાર અતિશય છે એ તો પ્રસિદ્ધ છે, પણ વડોદરા રાજ્યના ખેડૂત ઉપર તો એથીયે વધારે છે, એ વાત એ બે રાજ્યની સરહદનાં ગામોની જમીનમહેસૂલ સરખાવવાથી તરત જણાય છે.

**પ્રજામંડળ**

અંગ્રેજી રાજ્યના અનુકરણનો દેખાવ કરવા માટે વડોદરાનરેશે પોતાના રાજ્યમાં ધારાસભા સ્થાપી, પણ એનાં લક્ષણ દેખી લોકે તો એને રાંધાસભા કહી! કરના ભારણથી અને બીજી અનેક રીતના ગેરવહીવટથી પ્રજા રિબાય છે એ જોઇને પ્રજાનાયકોએ પ્રજામંડળ સ્થાપ્યું અને એ પ્રજામંડળે રાજા પાસે લોકશાસનના વહીવટની માગણી કરી. એ માટે એકેક માસ ઉપર સરદાર વલ્લભભાઇને પ્રમુખપદે વડોદરામાં લોકસભા ભરાવાની હતી, પણ એથી મરાઠાઓને પોતાના હાથમાંથી રાજસત્તા સરી જતી લાગી અને કેટલાક મરાઠા ગુંડાઓએ કાવતરું રચી એ સભા તોડી પાડવા તોફાન કર્યું; લોકને માર્યા ને લૂંટયા, સ્ત્રીઓને પણ ના જોઇ! જાણે શ્રીમંતના સુધારા ઉપર કલંક ચઢાવવું હોય કે પછી એ રીતે શ્રીમંતનું સ્મારક કરવાનું હોય!

**સાચું સ્મારક**

શ્રી. સયાજીરાવ પછી તેમના પૌત્ર શ્રી. પ્રતાપસિંહ ગાદીએ આવ્યા છે. દાદાનું સાચું સ્મારક કરવું હોય તો એમણે, અંગ્રેજી રાજ્યથી આગળ ન જઇ શકાય તોય, એ રાજ્યતંત્રનું સાચું અનુકરણ કરવું ઘટે. પ્રજાને લોકશાસનનો અધિકાર આપે અને વડોદરા રાજ્યને 'ગાયકવાડી'ને નામે ચોંટી બેઠેલું અને અહુણાજ પેલા ગુંડાઓએ તેના ઉપર સીલશિક્કો મારીને પ્રદર્શિત કરેલું કલંક ધોઇ નાખે. પણ આ દોઢ મામમાં એ નવા મહારાજાએ જાહેર કરેલા સુધારા અને બક્ષીસો લગભગ પોકળ દેખાય છે અને પ્રજામંડળે જ તે વિષે પોતાનો સ્પષ્ટ અસંતોષ પ્રસિદ્ધ કર્યો છે. આખા દેશના તેમજ વડોદરાના પણ રાજા સમજે કે સમસ્ત દેશની તેમજ દેશી રાજ્યોની પણ પ્રજા હવે જાગી ઊઠી છે. રાજા રોજ જલેબી ઉડાવે અને પ્રજા રોટલો જ માગે તોય પત્થરનો ટુકડો જ નાખે હવે તે સંતુષ્ટ થવાની નથી, ના નથી જ!

**રાજકોટ અને મહાત્માજીનો અનશન સત્યાગ્રહ**

પણ આપણા દેશી રાજાઓ જાણે ઔરંગઝેબના જમાનામાં રાજ્ય કરતા હોય તેમ પ્રજા ઉપર હજી જુલમ કર્યે જ જાય છે, હજી એ નવા જમાનાનો પ્રકાશ ઝીલી શકયા નથી. આંટીમાં આવ્યે રાજકોટનરેશે પ્રજા-પ્રતિનિધિઓના હાથમાં રાજતંત્રની લગામ સોંપવાનું વચન આપ્યા પછી

પેલા પીગરવાળાની ભૂંડી સલાહથી એમણે વચનભંગ કર્યો ને ફરી ગયા! સામાન્ય પ્રજાજન વચનભંગ કરે તો સમાજમાં એની આબરૂ જાય, ત્યારે આ તો રાજા થઈને વચનભંગ કરે એ તો કેટલું ભયંકર! મહાત્માજીને આથી આઘાત થયો. રાજાને સમજાવવા એ તુરત જ રાજકોટ ઊપડ્યા, પણ ભૂંડા પીગરવાળાની ભૂંડી સલાહને વળગી રાજા ના જ સમજ્યા. પરિણામે મહાત્માજીએ સત્યાગ્રહ સંગ્રામ આરંભી ઉપવાસ આદર્યા. સમસ્ત દેશમાં હાહાકાર વર્તી રહ્યો! અંગ્રેજી વર્તમાનપત્રોએ તો એ રાજાને પદભ્રષ્ટ કરવાની પણ અંગ્રેજ સરકારને સૂચના કરી. એ વૃદ્ધ ને જર્જરિત દેહ ઉપવાસ સામે કેટલોક ટકે! અને છતાં મહાત્માજી તો, રાજાની સાન ઠેકાણે ન આવે ત્યાં સુધી, ઉપવાસ કરવાને દૃઢનિશ્ચય હતા. પાંચ દિવસને ઉપવાસે તો સમર્થ અંગ્રેજ સરકાર પણ ડોલી ઊઠી, રાજા પાસે તેનું વચન પળાવવાની શરતે વાઇસરાયે ઉપવાસ છોડવાની પ્રાર્થના કરી ને તેમને દિલ્હી નોતર્યા. મહાત્માજી એ પ્રાર્થના સ્વીકારીને મહાસભાના મહત્ત્વના અધિવેશન ઉપર ત્રિપુરી જવાનું માંડી વાળીને પણ દિલ્હી ગયા છે. ખરેજ આવા રાજાઓને પદભ્રષ્ટ કરવા જ જોઈએ અને હું તો ઘણું વર્ષોથી માની રહ્યો છું કે સ્વરાજ્યપ્રાપ્તિમાં એક આડખીલી રૂપે રહેલાં સર્વ દેશી રાજ્યોને ખાલસા કરી દેવાં ઘટે—ભારતદેવીની લાલ કસુંબલ સાડી ઉપર કાશ્મીરથી ત્રાવણકોર સુધી પડેલા હળદરના આ પીળા ડાઘાને જોઈએ તો પ્રચંડ ઔષધથી પણ ધોઈ નાખવા ઘટે!

### મહાસભાનું ત્રિપુરી અધિવેશન સફળ

આ માર્ચ માસની તા. ૧૦, ૧૧, ૧૨ના દિવસોમાં ત્રિપુરી ખાતે મહાસભાનું અધિવેશન થયું. પ્રમુખની ચૂંટણીને કારણે ને પરિણામે દેશના મહાસભાવાદીઓમાં મતભેદ પડ્યો ને બે પક્ષ પડ્યા. તેને પરિણામે અધિવેશનમાં વખતે ભંગ થાય એવી શંકા પણ ઊભી થઈ હતી. એ અનિષ્ટ પરિણામ અટકાવવાની ફિકરે હજાથી અત્યંત માંદવાડ હોવા છતાં પણ પ્રમુખ શ્રી. સુભાષચંદ્ર બોઝ અધિવેશનમાં હાજર થયા. અંગ્રેજ સરકાર દેશને માથે ભૂંડું ફેડરેશન ઠોકવાની તૈયારી કરી રહી છે, તેવી કટોકટીને પ્રસંગે મહાસભામાંનો આન્તર કલહ આત્મહત્યારૂપ નીવડે એ સ્થિતિ બન્ને પક્ષ સમજી ગયા ને મહાત્માજી ઉપર વિશ્વાસ મૂકી દેશના નાવનું સુકાન મહાત્માજીના હાથમાં મૂકવાનો ઠરાવ બહુમતે મંજૂર થયો. આમ આ પ્રસંગે તો, સુરતની નાની આવૃત્તિ થયા છતાં, સફળતા મળી જ, પણ તે મહાત્માજીને નામે; અને સાથે એ પણ જણાઈ આવ્યું કે મહાત્માજી ન હોય તો આપણી શી દશા થાય! અને એ વૃદ્ધ ને જર્જરિત દેહ તે ક્યાં સુધી પહોંચવાનો! આપણી અવદશાનું કારણ

નેતાઓનો સત્તામોહ અને તેને પરિણામે પેઠેલો મહાસભામાં સડો. આ સડો ગ્રામ-, તાલુકા-, જિલ્લા- અને પ્રાન્ત-સમિતિ, એમ સર્વત્ર પ્રસરી રહ્યો છે, એ ગમે તેને દેખાઇ આવે એમ છે. મહાત્માજી એ સડો કાઢી નાખવા બૂમો માર્યે જાય છે, પણ સત્તાપ્રિય નાયકોને મહાત્માજીની કયાં પડી છે! આજે આપણે નહિ સમજીએ તો કાલે ભીંત માથું મૂકી રોવાનો વખત આવવાનો છે!

**મદ્યનિષેધ અને પ્રૌઢશિક્ષણ**

મહાસભાના પ્રધાનોના હાથમાં જ્યારથી ઇલાકાનો વહીવટ આવ્યો છે ત્યારથી તેમણે પ્રજાહિતનાં કાર્યો કરવા માંડયાં છે. મદ્યપાને પ્રજાજનોનાં જીવન—આર્થિક અને માનસિક જીવન—કોતરી ખાધાં છે. આપણા પ્રધાનો એ વાત તો કયારનાય જાણતા હતા અને રાજસત્તા ઉપર આવતાંજ તેમણે એ રોગનો નાશ કરવા સખ્ત ઉપાયો યોજ્યા, ધનવાનો ઉપર કર નાખીને પણ દારૂમાંથી મળતી પેદાશ ફેંકી દીધી. આથી દારૂના વેપારીઓ અને ધનવાનો બબડી ઊઠયા, પણ પ્રજાસેવક પ્રધાનોએ તો પોતાની દૃષ્ટિ સામે પ્રજાસેવાજ રાખી એ સ્વાર્થીઓને અવગણ્યા, એ માટે એમને ધન્યવાદ ઘટે છે. પણ વળી પ્રધાનો જાણે છે કે પ્રજામાં જ્યાં સુધી જ્ઞાનપ્રચાર ના થાય ત્યાં સુધી કાયદાને બળે કરેલો સુધારો દેહદોજ રહે છે. જ્ઞાનપ્રચારનું મુખ્ય સાધન અક્ષરજ્ઞાન છે અને એટલા માટે એમણે પ્રૌઢશિક્ષણની યોજના કરી. મદ્યનિષેધની અને પ્રૌઢશિક્ષણની યોજનાનો લાભ ગુજરાતમાં અમદાવાદ અને સુરત જિલ્લાના લોકનાયકો સારી રીતે ઉઠાવી રહ્યા છે. બીજા જિલ્લાઓમાં, તેમજ ખેડા જિલ્લામાં પણ, એ વિષે શિથિલતા જણાય છે. ચૂંટણી વખતે જાગરણ ને પછી નિદ્રા, એ પણ મહાસભામાં સડાનું એક કારણ છે, એમ આપણા નેતાઓએ જાણવું ઘટે.

**કાચો પારો અંતે નાજ પચ્યો**

મહાસભાની સરકારના પ્રધાનોએ પ્રજાહિતની યોજનાઓ કરવા માંડી છે એટલુંજ નહિ, પણ પાછલી સરકારે પ્રજાને કરેલા અન્યાયો પણ ટાળવા માંડયા છે. સ. ૧૯૩૦ના અને ૧૯૩૨ના સત્યાગ્રહસંગ્રામમાં જે શૂરા ખેડૂતોએ સરકાર સામે બાથ ભીડી જમીનમહેસૂલ નહિ ભરેલી, તેમની જમીનો તે સરકારે જપ્ત કરી દીધેલી અને વેચી દીધેલી. એવી પવિત્ર જમીનો ઉપર કોણ હાથ નાખે? કેટલાક સ્વાર્થીઓએ એ જમીનો પાણીને મૂલે ખરીદી લીધેલી! મહાસભાની સરકારે આજે એ જમીનો પાછી ખરીદી લેઇ તેના મૂળ માલેકોને પાછી આપી છે. બારડોલી તાલુકામાં મહાત્માજીએ અને બોરસદ તાલુકાના રાસ ગામમાં સરદાર વલ્લભભાઇ પટેલે મહાસભા તરફે એ જમીનો તેમના મૂળ

માલેકોને આપવાની શુભક્રિયા ગયા માસમાં કરી છે. ખેડૂતોની શ્રદ્ધા આથી મહાસભા ઉપર એવી વજ્રલેપ થઈ છે, કે હવે ગમે ત્યારે સત્યાગ્રહસંગ્રામ જાગે ત્યારે તેઓ નિર્ભયતાએ તેમાં ઝંપલાવે.

### બારડોલી તાલુકાના ગુલામોની મુક્તિ

મહાસભાએ પ્રજાને ન્યાય અપાવવા જે પુણ્યકાર્ય કર્યાં છે, તેમાં બારડોલી તાલુકાના ગુલામોની મુક્તિ એ સૌથી મહત્ત્વનું છે. સુરત જિલ્લાના આદિવાસીઓ કાળીપરજને નામે ઓળખાય છે, સારા લોકોએ એ નામ સુધારીને તેમને રાનીપરજનું નામ આપ્યું. એ લોક ત્યાંની ખેડૂત પ્રજાની અર્ધી ગુલામગીરી ભોગવી રહ્યા હતા. થોડુંક કરજ પોતાના શેઠ પાસેથી લે એટલે એ એનો આખો જન્મારો ગુલામ! મહાસભાના પ્રયત્નથી એમની એ ગુલામગીરી તૂટી છે. તા. ૨૬:૧:૩૯ને રોજ મળેલે પંચે ઠરાવ્યા પ્રમાણે તે પોતાના શેઠથી મુક્ત થઈ ગમે ત્યાં મજૂરી કરવા જઈ શકે અને એ મજૂરીના પૈસાથી અમુક દરે શેઠનું દેવું વાળી શકે. વળી મહાસભાના તેમના સહાયકોએ તો તેમને 'હળપતિ'નું રૂપાળું નામ પણ આપ્યું છે! હળ વિનાના અથવા કોઈકને હળે મજૂરી કરતા એ લોકને 'હળપતિ' કહેવા, એ તો રસ્તાના ભિખારીને ધનપતિ કહેવા જેવું થાય! જુદાં ને બનાવટી નામનો આટલો બધો મોહ મહાસભાવાદીઓને પણ શો!

### રૂશ્વતખોરી દબાવી દેવાના મહાસભાવાદી સરકારના પ્રયાસ

"હેઠળના દરજ્જાના (સબૉર્ડિનેટ) નોકરોમાં જ્યાં જ્યાં રૂશ્વતખોરીની બદી હોય ત્યાં ત્યાંથી તે બદી નાબુદ કરવાના પ્રયાસો મુંબઈ સરકાર કરી રહી છે. ખાતાંઓના ઉપરીઓને, તેમના તાબા હેઠળના નોકરોના સંબંધમાં રૂશ્વતખોરીની ફરિયાદો બાબત તપાસ ચલાવવા માટે તાત્કાળિક પગલાં લેવાની ખાસ સૂચનાઓ આપવામાં આવી હતી તથા છેલ્લા છ મહિનામાં, એટલે કે જાન્યુઆરીથી જુન મહિના સુધીમાં, તેવા કેટલા કિસ્સા બન્યા તથા તે કિસ્સાઓના સંબંધમાં તપાસનું પરિણામ શું આવ્યું તે જણાવનારાં તે છમાસિક નિવેદન સરકારને મોકલી આપવાનું ફરમાવ્યું હતું. એ હુકમ અનુસાર, જુદાં જુદાં ખાતાં તરફથી, સન ૧૯૩૮ના જુન મહિનાની ૩૦મી તારીખે પૂરા થએલા અર્ધા વર્ષ માટેનાં છમાસિક નિવેદનો આવ્યાં," તે સરકારે પ્રકટ કર્યાં છે અને રૂશ્વતખોરી માટે કયા સરકારી નોકરને કેવી સજા કરી છે તે તેમાં જણાવ્યું છે. પ્રજા આથી સમજે કે કોઈ સરકારી નોકરને રૂશ્વત લેવાનો કે માગવાનો હક નથી અને કોઈ માગે તો તેના ઉપરી અધિકારીને તરત જણાવી દેવું.

**નગરઉદ્યોગ**

નગરોના ઉદ્યોગોનાં મોટાં મોટાં કારખાનાંથી દેશમાં બેકારી વિસ્તરતી જાય છે. મીલો લાખો મણ કપડાં રોજ ઓકયે જાય છે તોય દેશના મોટા ભાગના લોક અર્ધનગ્ન દશામાં રખડે છે, શિયાળાની રાતે ટાઢમાંથી બચવા એમની પાસે કપડાનો ટુકડો નથી! ગાંધીજી દેખવે તો કપાસ પીલનારાં, પણ સાચી રીતે તો માણસ પીલનારાં એ કારખાનાં જોઇને ગાંધીજી ત્રાસી ઊઠયા છે, ગાંધીજી એ કારખાનાંનો વિરોધ કરી રહ્યા છે અને ગ્રામઉદ્યોગનો પ્રબળ પ્રચાર કરી રહ્યા છે. કારખાનાંની પીલણનીતિને સ્પષ્ટ કરતા લેખો—'યંત્રની મર્યાદા' સંબંધે લેખો—શ્રી. નરહરિભાઇ પરીખ કેટલાક વખતથી 'હરિજન-બંધુ'માં લખ્યે જાય છે, ત્યારે બીજી બાજુથી સાત મહાસભાવાદી પ્રાન્તોનાં ઉદ્યોગખાતાંની સમિતિ દિલ્હીમાં મળીને હિંદમાં મોટરો, વિમાનો અને રેડિયો, વગેરે બનાવવાનાં કારખાનાં સ્થાપવાના નિર્ણય ઉપર આવી લાગે છે. પરદેશથી આવતા આ પ્રકારના માલની અટકાયત કરવા આવાં કારખાનાં સ્થાપવાનું ઇષ્ટ લાગતું હશે, પણ એ કારખાનાંમાં માણસ તો પીલાશે જ. ત્યારે ગાંધીજીની મોટાં કારખાનાં વિરુદ્ધની ભાવના અને આ ઉદ્યોગસમિતિની કારખાનાં સ્થાપવાની ભાવના વચ્ચે મેળ શી રીતે બેસાડવો? ઘાસતેલની પેઠે દિવેલ પણ બળી શકે એવાં ફાનસ શોધવાં, વગેરે અનેક ઉદ્યોગોથી ગ્રામઉદ્યોગને લાભ થાય અને પરદેશી માલ આવતો અટકે, એમ નહિ?

**સાવધાન, ઉદ્યોગસમિતિ!**

આ ઉદ્યોગસમિતિએ બહુ સાવધાન રહેવાનું છે. જે કારખાનાંની એ હિમાયત કરે છે તે સીધી કે આડકતરી રીતે આપણા દેશના ગ્રામઉદ્યોગો તથા ગૃહઉદ્યોગો ઉપર હવે વધુ આક્રમણ ન કરે એટલું જ નહિ, પણ કાંઇક એમને પોષક થાય એવા રસ્તા શોધવા એ પ્રયત્ન કરે તો જ તે સાર્થક નીવડવાની છે, નહિ તો અનર્થકારી થવાનો ભય છે. વળી અનિવાર્ય આવશ્યક હોય એવા મોટા ઉદ્યોગો સ્વદેશમાં સ્થપાય એટલું બસ નથી, પણ એ ઉદ્યોગો દ્વારા થોડા મૂડીદારોનેજ લાભ ન થતાં, આમવર્ગને લાભ થાય એવી યોજના કરવા તરફ પણ ઉદ્યોગસમિતિએ ધ્યાન આપવું જોઇશે. ન. હ્રા. પ.

**પાટીદાર મંડળ**

ઊંવારસદમાં 'લેઉવા પાટીદાર હિતવર્ધક મંડળ' સ્થપાયું છે. તેનાં ધારા-ધોરણ મળ્યાં છે તે ઉપરથી જણાય છે કે જ્ઞાતિનાં, ને બને તો પરજ્ઞાતિનાં પણ, બાળકોની ઉન્નતિને અર્થે એ મંડળની યોજના છે. એ મંડળના સ્થાપનારાઓએ સમજવું જોઇશે કે માત્ર મંડળ સ્થાપ્યે ને તેનાં ધારાધોરણ

છપાવ્યે આપણું કંઈ વળવાનું નથી, તેને માટે સક્રિય કાર્ય કરનાર અમુક ભાઈબહેનોએ તેની પાછળ પાગલ થવું જોઈશે. બાકી તો કંઈ નહિ વળે. એક જ ઉદાહરણ: સમસ્ત ગુજરાતનું 'પાટીદાર મંડળ' છેવટનાં કેટલાંક વર્ષથી તો વાર્ષિક પરિષદ ભરીને આખું વર્ષ સોડ તાણીને સૂઈ રહે છે. છેવટની ઓડ પરિષદ માગશરની શરૂઆતમાં ભરાઈ તેમાં ૧૦મો ઠરાવ છે કે "આ પરિષદે પસાર કરેલા ઠરાવોનો અમલ કરવા માટે પાટીદાર જ્ઞાતિના ગૃહસ્થોની અનુમતિ મેળવવી આવશ્યક છે, એમ આ પરિષદ માને છે. માટે જ્ઞાતિના પ્રતિનિધિઓની એક સમિતિ પ્રમુખશ્રીએ નીમવી અને એવી અનુમતિ મેળવવી એમ આ પરિષદ ઠરાવે છે." પણ એ પરિષદ ભરાયે આજે ચાર ચાર માસનાં વહાણાં વહી ગયાં છે, છતાં મંડળના પ્રમુખશ્રી દાદુભાઈ દેસાઈ, એ ઠરાવની દરખાસ્ત મૂકનાર દરબારશ્રી ગોપાળદાસ દેસાઈ અને બીજા સૌ કાર્યકર્તા પોતપોતાને કામે એવા વળગી ગયા છે કે એ ઠરાવ તરફ કે મંડળની પ્રગતિ તરફ ઊંચી આંખ કરીને જોવાનીયે એમને કોઈને પરવા નથી! અને ફંડને અભાવે તો બાળલગ્ન કરનાર ઉપર ફરિયાદો કરવાનું યે હવે ભાઈ વેણીભાઈથી બનવું કઠણ થઈ પડ્યું છે! લોક પછી આવાં મંડળોની ને તેના કાર્યકર્તાઓની મશ્કરી કરે તેમાં કંઈ નવાઈ!

## સદ્ગત ભાઈ મોતીભાઈનું સ્મારક

આ અંકમાં પૃષ્ઠ ૨૭૩ ઉપર સદ્ગત ભાઈ મોતીભાઈના સ્મારક માટે થએલી યોજના છપાઈ છે. સૌ ભાઈબહેનો એમના સ્મારક ફંડમાં મુક્ત હસ્તે પૈસા ભરે. કમમાં કમ એક લાખ રૂપિયા થાય તો જ એમણે આદરેલાં-પણ અધૂરાં મૂકેલાં સેવાકાર્ય સફળ કરી શકાય. પુસ્તકાલયના તો એ પ્રાણદાતા હતા અને તેથી આણંદ, ચરોતર એજ્યુકેશન સોસાયટીને અંગે ગુજરાતનું મધ્યસ્થ 'શ્રી. મોતીભાઈ અમીન સ્મારક પુસ્તકાલય' સ્થપાય તો એમનું ચિરંજીવ સ્મારક થયું ગણાય. વડોદરા 'ચરોતર બોર્ડિંગ હાઉસ'માં એમનું તૈલચિત્ર મૂકાયું એ જાણે ઠીક છે; પણ એવી જડ મૂર્તિઓ ઉપર ધનનો બહુ વ્યય થવો ન ઘટે. 'મારી પાછળ કશું યે મૂર્ત સ્મારક ના કરશો' એવી સૂચના આર્યસમાજના સ્થાપક સ્વામીશ્રી દયાનંદ સરસ્વતી પોતાના શિષ્યોને કરી ગએલા. ત્રિપુરી મહાસભાને પ્રસંગે પર્વત ઉપર ગાંધીજીની પર હાથની ભવ્ય પ્રતિમા કોતરવાની યોજના થએલી, તે ગાંધીજીની જ સૂચનાથી બંધ રાખવી પડેલી. મૂર્ત સ્મારકો કરતાં અમૂર્ત સ્મારકો પ્રજાના જીવન ઉપર વધારે ગંભીર અસર કરે છે એ ના ભૂલીએ. છતાં સ્મારકસમિતિ ઉપર શ્રદ્ધા રાખીને એ સ્મારકફંડમાં લાખ રૂપિયા તો ભરી જ દેઈએ.

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

**મંડળ સમાચાર:** શ્રી. વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ ઉપર શ્રી. વલ્લભભાઇ હાથીભાઇ દેસાઇએ માંડેલા દાવાનો નિકાલ ઓ. મેજિસ્ટ્રેટ શ્રી. ડાહ્યાભાઇ દેસાઇભાઇ દેસાઇએ આણી દીધો છે અને બન્ને પક્ષ વચ્ચે સમાધાન થઇ ગયું છે. ઇલેક્ટ્રિક કંપનીને પરવાનો મળતાં વિદ્યાલયમાં વિજળીના દીવા અને પાણીનો પંપ ચાલુ થઇ ગયાં છે.

તા. ૨૬:૨:'૩૯ને રોજ જાહેર થયા પ્રમાણે, નવી વ્યવસ્થાપક સમિતિની ચૂંટણીમાં કુલ ૧૪ ઉમેદવારો પૈકી નીચે દર્શાવેલા દશ ઉમેદવારો ચૂંટાવામાં સફળ થયા છે:

| | |
|---|---|
| ૧. શ્રી. ગોપાળદાસ અંબાઇદાસ દેસાઇ | ૬. શ્રી. ગોકુળદાસ દ્વારકાદાસ તલાટી |
| ૨. ,, ભક્તિલક્ષ્મી ગોપાળદાસ દેસાઇ | ૭. ,, ચુનીલાલ રમણલાલ સરૈયા |
| ૩. ,, દાદુભાઇ પુરુષોત્તમદાસ દેસાઇ | ૮. ,, દાદાભાઇ પુરુષોત્તમદાસ અમીન |
| ૪. ,, રાવજીભાઇ મણિભાઇ પટેલ | ૯. ,, અંબાલાલ પ્રભુદાસ ચોકસી |
| ૫. ,, મગનભાઇ શંકરભાઇ પટેલ | ૧૦. ,, ભોગીલાલ નાથાલાલ ચોકસી |

## ફંડ:

ભેટ

| | | |
|---|---|---|
| શ્રી. જમનાલાલજી બજાજ હસ્તે પરચુરણ ભેટના આવેલા, ગાંધી સેવાસંઘ મારફતે મળ્યા તે, વર્ધા | | ૨૮૦-૧૧-૦ |
| પટેલ ફૂલાભાઇ શંકરલાલની કુ., હા. શ્રી મોતીભાઇ, બ્રાહ્મણગામ | | ૩૧-૦-૦ |
| શ્રી. કાશીભાઇ મકનદાસ પટેલ, | ,, | ૨૫-૦-૦ |
| ,, ગોવીભાઇ ભુલાભાઇ ,, | ,, | ૨૫-૦-૦ |
| ,, શનાભાઇ હાથીભાઇ ,, | ,, | ૨૫-૦-૦ |
| ,, શનાભાઇ શંકરભાઇ ,, | ,, | ૨૬-૦-૦ |
| ,, છોટાભાઇ રણછોડભાઇ ,, | ,, | ૧૧-૦-૦ |
| ,, જેઠાભાઇ હરિભાઇ ,, | ,, | ૧૧-૦-૦ |
| ,, પુરુષોત્તમ હરિલાલ મોદી | ,, | ૧૧-૦-૦ |
| ,, અમૃતલાલ ચુનીલાલ શાહ | | ૭-૦-૦ |
| ,, ચુનીલાલ બેચરદાસ ,, | ,, | ૫-૦-૦ |
| ,, જેઠાભાઇ ભવાનભાઇ પટેલ | ,, | ૫-૦-૦ |
| ,, ઝવેરભાઇ ગોપાળભાઇ ,, | ,, | ૫-૦-૦ |
| ,, ભાઇલાલભાઇ નારણભાઇ પટેલ, | ,, | ૫-૦-૦ |
| | | ૪૬૭-૧૧-૦ |

**સભાસદ લવાજમ**

| | | |
|---|---|---|
| શ્રી. છોટાભાઇ ચતુરભાઇ પટેલ, | બ્રાહ્મણગામ | ૧૦૧–૦–૦ |
| ,, મૂળજીભાઇ રામદાસ ,, | ,, | ૧૦૧–૦–૦ |
| ,, છગનલાલ શંકરભાઇ ,, | ધર્મજ | ૧૨–૦–૦ |
| ,, પુરુષોત્તમ મોતીભાઇ ,, | સોજિત્રા | ૧૨–૦–૦ |
| ,, મોતીભાઇ મથુરભાઇ ,, | આણંદ | ૧૨–૦–૦ |
| | | ૨૩૮–૦–૦ |

**શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટી મારફતે મળેલા**

| | |
|---|---|
| સૌ. સમજુબા ગોવિન્દભાઇ દેસાઇ કન્યાકેળવણી ઉત્તેજન ફંડના વ્યાજના, પુસ્તકોમાં વાપરવા માટે | ૨૦–૦–૦ |
| શ્રી. દિવાળીગૌરી ચુનીલાલ પટેલ સ્મારક ફંડના વ્યાજના, શિષ્ટવાચનની પરીક્ષા, પ્રવાસ, રમતની હરિફાઇ, બાળઉછેર સંબંધે પત્રિકાઓનું પ્રકાશન, વગેરે બેનોની પ્રગતિ થાય તેવી પ્રવૃત્તિમાં વાપરવા માટે | ૪૨–૮–૦ |
| સ્વ. શ્રી. હરખાબા સ્મારક ટ્રસ્ટ ફંડના વ્યાજના ચાલુ ખર્ચમાં વાપરવા માટે | ૫૬–૨–૦ |
| શ્રી. સૂરજબેન કન્યાકેળવણી ફંડના વ્યાજના ચાલુ ખર્ચમાં વાપરવા માટે | ૧૯–૬–૯ |
| | ૧૩૮–૦–૯ |

કુલ રૂ. ૮૪૩-૧૧-૯

ફાગણ માસની પત્રિકા નં. ૮માં સ્વીકારાએલા ૨૯૯૬૯–૨–૦

**૩૦૮૧૨–૧૩–૯**

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
નડીઆદ, તા. ૧૭:૩:'૩૯

**શારદાબેન મજમુંદાર,**
**રાવજીભાઇ મણિભાઇ પટેલ,**
મંત્રીઓ

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે શ્રી. શારદાબેન મજમુંદાર માટે છાપી, તા. ૨૦:૩:'૩૯

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

| | | |
|---|---|---|
| સં. ૧૯૮૫ વર્ષ ૧૬ | આણંદ | વૈશાખ અંક ૭ |


## આરોગ્યની દૃષ્ટિએ જ્ઞાતિભોજન

**આરોગ્યની** દૃષ્ટિએ જ્ઞાતિભોજનમાં ત્રણ દોષ સ્વાભાવિક રીતેજ રહેલા છે: (૧) અસ્વચ્છતા, (૨) અનિયમિતતા, અને (૩) ધમધમાટ.

પહેલો દોષ—મુખ્ય દોષ—અસ્વચ્છતા. તે એટલી હદ સુધી, કે કોઇ સુજ્ઞ ડોક્ટર કે વૈદ્ય જુએ તો નજ જમે. અરે! રસોઇ બનાવનાર રસોઇયો પોતે પણ (કેટલીક વખત તે) ભોજન જમતો નથી.

હવે આ અસ્વચ્છતા કેવી રીતની તે આપણે વિચારીએ. ઘરનાં માણસો એટલું બધું સીધું પોતે તૈયાર કરી શકે નહિ, તેથી ફળિયાની સ્ત્રીઓ એકઠી થઇને કરે. વળી રસોઇ કરવામાં પણ તેમજ થાય. ફળિયાના પુરુષો લાડુ વાળવા લાગે, શાક સુધારે. હાથ, ચપ્પુ, ધોયા વિના ગમે તેવે હાથે, ગમે તેવા ચપ્પુથી શાક સુધારે; તે સડેલું હોય તો સડેલું, તેને કોણ બરાબર તપાસે! રસોઇ કરવામાં ઉઘાડું પાણી વાપરે; દાળ ઉઘાડી રાખે, તેમાં (દિવસે) માખી, (રાત્રે) પતંગિયાં વગેરે પડે તે તો જાણે ઠીક છે, પરંતુ કોઇક વખત દાળમાં સાપ, ગરોળી વગેરે પણ પડે છે. કદાચ ભોગજોગે તેવું બન્યું હોય અને એંઠવાણમાં તે પીરસવામાં આવે તો શું પરિણામ આવે? પીરસનારા હાથ ધોયા વિના પીરસે તેનો તો જાણે હિસાબજ નહિ! ગમે તેટલી સંભાળ રાખવામાં આવે તોપણ ઘરના જેટલી સ્વચ્છતા જ્ઞાતિભોજનમાં તો ક્યાંથીજ આવે?

બીજો દોષ અનિયમિતતા, એટલે જમવાના દરરોજના વખતમાં ફેરફાર. દરરોજ આપણે જે વખતે જમતા હોઇએ તેના કરતાં જ્ઞાતિભોજનમાં મોડું કે વહેલું હોય, એટલે ખરી ભૂખ—કુદરતી ભૂખ લાગે ત્યારે નહિ, પણ ભૂખ મરી જાય ત્યારે કે (ભૂખ) લાગ્યા વિના જમવાનું.

ત્રીજે હોય ધમધમાટ, એટલે ખૂબ—હદ બહાર—નાખેલાં મરચાં. શું કરે બિચારો જ્ઞાતિભોજન કરાવનાર! તેને ઘેર ખૂબ મરચાં પડ્યાં હોય અને ઘર નાનું હોવાથી ક્યાં મૂકે? તેથી (જ્ઞાતિભોજન વખતે) દાળશાકમાં જ—તે તેને માટે યોગ્ય સ્થાન હોવાનું ધારી—નાખે. જેને બહુ જ મરચાં ખાવાનો અભ્યાસ હોય તેને તો સારું જ લાગે, એવા તો ઊલટા જરા ઓછાં મરચાં નંખાયાં હોય તો રસોઇ વખોડી કાઢે. બહુ મરચાં ખાવાથી રોગ થાય. બહુ મરચાં ખાવાથી તમોગુણ વધે—એ જોકે દેહના આરોગ્યને બહુ નહિ, પરંતુ આત્માના આરોગ્યને બહુ નુકશાન કરે છે.

આરોગ્યના દૃષ્ટિએ જ્ઞાતિભોજનના દોષો વિષે કાંઇ વિશેષ કહેવાનું હોય નહિ, કારણ કે સર્વ જણ જ્ઞાતિભોજનના તો ભોગિયા છે જ.

અણઘડ માણસો તો બિચારા (આનું પરિણામ—આરોગ્યને કેટલું નુકશાન પહોંચે છે તે—જાણ્યા વિના) આવું જમે, પરંતુ આજના જમાનાનાં સુધરેલાં યુવકયુવતી પણ (આરોગ્યની કિંમત જાણ્યા પછી પણ) આવું જમે છે એ જોઇને મને તો તેમની મૂર્ખતા ઉપર ખૂબ જ હસવું આવે છે.

મારા ધારવા પ્રમાણે તો (કદાચ) અણઘડ માણસોએ જ આવો (જંગલી) —જ્ઞાતિભોજનનો—રિવાજ પાડ્યો હશે.

ભાદરણ કમલા નારાયણભાઈ પટેલ

—*—

## ગુજરાતનો એક જ્યોતિર્ધર

**ગુજરાત** સમસ્તમાંથી અજ્ઞાનનું અંધારું મિટાવવાનો આજીવન ભગીરથ પ્રયત્ન કરનાર, ચરોતરની ઊગતી પ્રજાના ઘડતરમાં અણમૂલો ફાળો આપનાર, પોતે અપુત્ર હોવા છતાં ચરોતરના અનેક સુપુત્રોની સ્નેહાંજલિ ઝીલવા ભાગ્યશાળી બનનાર, સંસ્કાર સેવા અને ત્યાગની જ્વલંત મૂર્તિ, ગુજરાતનો એક પ્રખર કેળવણીકાર, ગુજરાતનો એક સાચો જ્યોતિર્ધર તા. ૧:૨:'૩૯ને રોજ અસ્ત પામ્યો છે. મૃત્યુસમયે અનુપમ શાન્તિ ભોગવનાર એ કર્મવીર પોતાના મૃત્યુથી અનેક મિત્રો, પ્રશંસકો અને ધર્મપુત્રોને શોકસાગરમાં ડુબાડી દીધા છે.

મુંબઇમાં ઊછરેલો અને કેળવણી પામેલો હોવાથી સદ્ગત શ્રી. મોતીભાઇ સાહેબનાં સેવાકાર્યોની ફોરમથી હું બહુ મોડા સુધી અજાણ હતો. સને ૧૯૨૫માં મુંબઇ છોડી ચરોતરના નાર ગામમાં મેં વસવાટ શરૂ કર્યો ત્યારથી

આ કર્મમગ્ન મહાપુરુષની અજોડ લોકસેવાની છાપ મારા મન ઉપર પડવા માંડી.

એમની પુણ્યશાળી પ્રવૃત્તિ મેં દૂરથી જ નિહાળી છે. એ પ્રવૃત્તિના દેવનાં દર્શન દૂરથીજ – મંદિરના ગર્ભદ્વારની બહારથી જ – મેં કર્યાં છે. સને ૧૯૨૫થી તે ૧૯૩૯ સુધીનાં ચૌદ વર્ષના લાંબા ગાળામાં ચાર જ વખત હું એમના પ્રત્યક્ષ પરિચયમાં આવ્યો છું. અને છતાંયે આ ચાર પ્રસંગોની સ્મૃતિ કદીયે ન ભુલાય એવી મનોરમ રીતે અંતરમાં ઘડાઇ ગઇ છે.

સને ૧૯૨૭નો ઓગસ્ટ માસ હતો. સમસ્ત ગુજરાતમાં રેલસંકટે કાળો કેર વર્તાવી દીધો હતો. એ દૈવી આપત્તિથી અનેક ગુજરાતીઓએ પોતાનું સર્વસ્વ ગુમાવી દીધું હતું. તેવે સમયે નારમાં રેલસંકટથી કેટલા જણને કેટલું નુકશાન થયું છે, કોને કેવા સ્વરૂપની કેટલી મદદ આપવા જેવી છે, વગેરે તપાસ કરવા શ્રી. મોતીભાઇ સાહેબ નાર આવ્યા હતા. એ પુણ્યશાળી લોકસેવકનું પ્રથમ દર્શન તે વખતે મને થયું હતું. કામના ભારણને લીધે અને એકજ રાતનો મુકામ હોવાથી અમારે વિશેષ વાતચિત થઇ શકી નહોતી. માત્ર સરસ્વતીના પરમ ઉપાસક એ વીરપુરુષનાં પ્રથમદર્શન એ ટૂંક મુલાકાતમાં તે રાત્રિએ મને થયાં હતાં.

કંઇક વધારે પરિચય કરાવનારો બીજો પ્રસંગ બન્યો સને ૧૯૨૯ના એપ્રિલ માસમાં. ચાર માસ માટે વડોદરામાં મારે રહેવાનું થયું. વિચાર થયો કે આ ચાર માસમાં કંઇક મધ્યવર્તી પુસ્તકાલયનો લાભ લેઇ લેઉં. તપાસ કરતાં માલુમ પડયું કે જામીનગીરી સિવાય આ પુસ્તકાલયમાંથી પુસ્તકો મળી શકતાં નથી અને તેથી જામીન કયાંથી કોને શોધવા એ મૂંઝવણ ઊભી થઇ. તુર્ત જ શ્રી. મોતીભાઇ સાહેબ યાદ આવ્યા. તે વખતે તેઓ અમદાવાદી પોળમાં લેઉઆ શેરીમાં રહેતા હતા. તેમને ઘેર હું તેમને મળ્યો. ઓળખાણ તો નહિ જેવું જ હતું. મારી મૂંઝવણ રજુ કરતાં તેમણે વિનામંકોચ ફોર્મ ઉપર સહી કરી આપી. હું તુર્ત જ ઊઠવા જતો હતો, મને તેમ કરતો જોઇ તેમણે બેસાડયો અને ત્રણેક કલાક સુધી તેમણે મારી સાથે ચરોતર અને ચરોતરના પુત્રોના ઉત્કર્ષ સંબંધે ચર્ચા કરી. વચમાં, હું ચાહ પીતો નહોતો એટલે વઘારેલા મમરાથી મારો સત્કાર કર્યો. ત્રણ કલાકના આ પુણ્યમય પરિચયે તેમના 'સેવાધર્મીલા' સ્વભાવને ઓળખવામાં મને પુષ્કળ મદદ કરી. ચરોતરમાંથી નિરક્ષરતા કેવી રીતે દૂર કરવી, ચરોતરના પુત્રો ધનસમૃદ્ધ જ નહિ પણ વિદ્યાસમૃદ્ધ પણ શી રીતે થાય, ચરોતરનો ફરજિયાત શિક્ષણ પામેલો વર્ગ ભણેલું ભૂલી ન જાય તેટલા સારૂ શું શું કરવું તેનું અહોરાત્રી ચિંતન

કરનાર, અને તે ચિંતનને પરિણામે સૂઝે તેવાં પગલાં એકલે હાથે લેનાર, વડોદરાના સદ્ગત મહારાજા સાહેબ સર સયાજીરાવ મહારાજના સાચા અને લાડીલા સેવક—તેમનું લૂણ અજબ રીતે હલાલ કરનાર સહૃદય સેવકનાં મને ને વખતે એમનામાં દર્શન થયાં. એ અતુલ સ્વામિભક્તિની કદર મોડી મોડી પણ જ્યારે ૧૯૩૧-૩૨માં થએલી સાંભળી ત્યારે હૈયું નાચી ઊઠયું.

ત્રીજો પ્રસંગ પણ વડોદરામાંજ બન્યો. મારા મિત્ર ભાઇ હાથીભાઇ વકીલને ત્યાં હું બેઠો હતો. રસ્તા તરફ નજર કરતાં રસ્તાની સામી બાજુએ થઇને શ્રી. મોતીભાઇ સાહેબને જતાં પ્રથમ ભાઇ હાથીભાઇએ અને પાછળથી મેં દીઠા. ભાઇ હાથીભાઇએ કહ્યું: 'મોતીભાઇ સાહેબ જાય છે, બોલાવીશું?' મેં કહ્યું: 'હા, બોલાવોને,' એટલું કહીને અમે બંને જણ ઊઠયા, એમના રસ્તા આડા ઊભા રહી ઘરમાં આવવા વિનંતી કરી અને ઘરમાં બોલાવી લાવી બેસાડયા. ભાઇ હાથીભાઇએ મારું ઓળખાણ કરાવ્યું. તુરતજ મને તેમણે પ્રશ્ન કર્યો: 'તમે તો બ્યારા હતા ને?' મેં કહ્યું: 'હાલ મારી બદલી સરસુબા ઓફીસમાં બદલી થઇ છે.' તેમણે કહ્યું: 'ત્યારે તો ઠીક!' તેમની આવી સ્મૃતિથી હું તો વિસ્મય પામ્યો. હું બ્યારા બદલાયો હતો તેની મમતાભરી સ્મૃતિ તેમના જેવા મહાન્ અમલદારના હૈયામાં સંઘરાઇ રહી હશે એવું તો મેં સ્વપ્ને પણ નહિ કલ્પેલું. જે વ્યક્તિના હિતમાં પોતે રસ લેતા હોય તે કયાં છે, શું કરે છે, અને તેનો ઉત્કર્ષ થાય છે કે કેમ, તેની સતત કાળજી અને 'ચોકી' રાખવાની તેમની ટેવ તે વખતે મને જણાઇ આવી.

છેલ્લો અને ખાસ જ ટૂંકો પ્રસંગ બન્યો કરમસદના સ્ટેશન ઉપર. દિવાળીની રજાઓમાં હું કરમસદ આવ્યો હતો. સવારમાં હું હમેશની ટેવ પ્રમાણે સ્ટેશન ઉપર ફરવા ગએલો. સ્ટેશન ઉપર હતો ને પેટલાદ તરફથી ગાડી આવી તે જોતો ઊભો રહ્યો. બરાબર મારી સામેની બારી તરફ નજર કરી તો શ્રી. મોતીભાઇ સાહેબને દીઠા. પાસે જઇ નમસ્કાર કર્યા અને ડાકોર પરિષદનો સમય હોવાથી મેં સહજજ પ્રશ્ન કર્યો: 'ડાકોર જાઓ છો?' તેમણે કહ્યું: 'હા, તમે ક્યારે આવશો?' મેં કહ્યું: 'મને રજા મળી શકે એમ નથી એટલે અવાશે નહિ.' સહેજ નિરાશ થઇ એ બોલ્યા: 'સરકારી નોકરીનું કામ એવું છે.'

આમ ચારજ પ્રસંગોએ સદ્ગતના પરિચયમાં હું આવેલો, છતાં આ ચાર પ્રસંગોને મારા જીવનના ધન્ય પ્રસંગો હું ગણું છું. આ ચારે પ્રસંગોની ભીતરમાંથી તેમની ચરોતરભક્તિના મહાગુણનાં દર્શન મને થયા કરે છે. 'ચરોતર મારું છે, હું ચરોતરનો છું,' 'ચરોતરના પુત્રો નરશાર્દૂલ થઇ

જગતના મહાચોકમાં ક્યારે પીરહાક વગાડે,' એનાજ વિચારો તેમના મગજમાં અહર્નિશ ઘૂમ્યા કરતા.

આવા આ મહાપુરુષનું, તેમના જીવનભરના સત્કૃત્યોને છાજે તેવું સ્મારક રચવાની પ્રાથમિક શરૂઆત થઇ ચૂકી છે. ચરોતરના પુત્રોના હિતનો વિચાર કરી કરીને જેમણે પોતાનું જીવન વીતાવ્યું છે, જેમના હિત ખાતર પોતાનું જીવન નીચોવ્યું છે, તેમનું સાચું સ્મારક રચવું–તેમનાં આદર્શ અધૂરાં ન રહે એમ કરવું, એ દરેક ચરોતરવાસીની ફરજ છે. ચરોતરનો દરેક પુત્ર એ ફરજ અપનાવે!

સદ્ગતના આત્માને પ્રભુ અમર શાન્તિ આપે!

કરમસદ, તા. ૨૮:૩:'૩૯ રેણુમિત્ર પટેલ

---

## જગુ ફેરિયો

### (૧)

**સવારના** સાત વાગ્યા હતા. પૂર્વ દિશામાં સૂર્યદેવ ડોકિયાં કરી રહ્યા હતા અને ગગનપંથે ધીમે–અતિ ધીમે પગલાં દેતા હતા. ખેડૂતસ્ત્રીઓ વાસીદાના ટોપલા માથે લેઇ ગામને પાદરે ઊકરડે નાખવા જતી હતી. ખેડૂતો બળદ લેઇ ખેતરે જતા હતા. ગામડાનાં બાળકો આમ તેમ નાચતાં કૂદતાં હતાં. એવે સમયે રાગરાગિણીથી સાદ પડ્યોઃ

'ચણા ને મમરા ને ખજૂર ને કોપરાં;
લેઇ લેઈ ખાઓ, આવો ને છોકરાં.'

સર્વ છોકરાં બોલી ઊઠ્યાં: "એ જગુ ફેરિયો આવ્યો. ચાલો ખજૂર કોપરાં લેઇએ."

જગુ મારવાડી જૈન વાણિયો હતો. તે આણંદમાં કેટલાંય વરસથી રહેતો હતો. ત્યાંથી આજુબાજુનાં ગામડાંમાં ચણા, મમરા, ખજૂર, કોપરાં, મીઠું, મરચું, વગેરે કોથળામાં લેઇ ફેરી કરવા જતો; તેથી સૌ કોઇ તેને જગુ ફેરિયો કહેતું. તેની ઉંમર આશરે ચાળીશેક વરસની હતી, પણ ફેરી કરી કરીને તે ડોસા જેવો થઇ ગયો હતો. તે દરરોજ વહેલો ચાર વાગ્યે ઊઠી દાતણપાણી કરી, નાસ્તા માટે થોડું સુખડું લેઇ ધારેલે ગામે સૂર્ય ઊગતા પહેલાં પહોંચી જતો. પોતાની વસ્તુઓના વેચાણ બદલ તે કદી પૈસા લેતો નહિ; પણ મહામોલું અનાજ બમણું, ત્રણ ગણું લેતો. જગુને તો આવતાંય

ભાર અને જતાંય ભાર ઊંચકવો પડતો. તે ફેરીમાં સારું કમાતો અને તેમાં ચારપાંચ છોકરાં અને બૈરીનું સારી રીતે પોષણ કરતો. એમ છતાં તે વધુ કમાવાનો રસ્તો શોધતો હતો.

"જગુ શેઠ, જગુ શેઠ, તમારો કોથળો અહીં ઉતારો. આ છોકરાંએ તો જીવ ખાધો." ચંચળે બૂમ પાડી.

ચંચળ એ મકન ખેડૂતની સ્ત્રી હતી. તેમને ત્યાં ગેંડા જેવા બે બળદ ખેતી કરતા હતા, હાથણી જેવી બે ભેંસો દૂઝતી હતી. તેમને પ્રભુનાં આપ્યાં એક દીકરો અને એક દીકરી હતાં. એ ખેડૂત કુટુંબ સર્વ રીતે સુખી હતું.

જગુ કહે: "આલો, ચંચળબા, દિવાળીબા, હેતાબા, જેને જે જોઇએ તે લો."

કોઇ દાળ, કોઇ ચોખા, કોઇ બાજરી શેર બશેર લેઇ જેને જેટલું જોઇએ તે પ્રમાણમાં સાટું કરવા જગુ પાસે આવ્યાં.

ચંચળ કહે: "જગુ શેઠ, તમારો તે કંઇ અવતાર કહેવાય? સળરકે વહેલા ઊઠી ફેરી કરવા નીકળો તે સાંજે અંધારું થતાં ઘેર પહોંચો. ભૂખ્યા ને તરસ્યા તમારાથી કેમ રહેવાય છે? અમારે તો દહાડામાં ત્રણ વાર ખાવા જોઇએ."

હેતા કહે: "અને બિચારી શેઠાણીને બપોરે ખાવાનુંય નહિ ભાવતું હોય, ખરું ને!"

જગુ કહે: "હોવે સ્તો બા, પણ શું કરીએ! પેટ લાગ્યું તે કંઇ પેદા કર્યા વિના છૂટકો છે? આ ફેરી એ મારી ખેતી."

ચંચળ કહે: "પણ જગુ શેઠ, હું કહું એમ કરો તો ના ફાવે?"

જગુ કહે: "શું બા?"

ચંચળ કહે: "જુઓ, અમારા એક ઘરની પછીત રસ્તા ઉપર પડે છે, ત્યાં બારણું મુકાવીએ તો દુકાન થાય એમ છે. તમે અમારા નવાગામમાં રહેવા આવો. તમારે વળી આ ગામ અને પેલું ગામ કરવું એ શું!"

હેતા કહે: "જગુ શેઠ, આ ચંચળના ઘરમાં તમને ઠીક ફાવશે. તમારે શાકભાકડાંની તો અમારા નવાગામમાં ખોટ જ નહિ. ઘીદૂધ તો મફત જોગ મળે. અમારા ગામમાં તમે થોડું કમાઓ તોય ચાલે."

ચંચળ કહે: "બપોરે છોકરાંના બાપ ઘેર આવશે એટલે હું પૂછી જોઇશ. હમણાં ગામમાં ફરો. આજે સુખડું અમારે ત્યાં ખાજો. હું ચોકખું પાણી ભરી મૂકીશ."

નવાગામમાં એક પણ દુકાન ન હતી, એટલે જ્યારે જ્યારે જગુ અહીં આવતો ત્યારે ત્યારે તેને સારું વેચાણ થતું. આ કારણને લીધે ચંચળની

વાત તેને ગળે ઝટ દેઈ ઊતરી ગઈ અને વિચારમાં ને વિચારમાં ગામમાં ફેરી કરવા નીકળી પડ્યો.

(૨)

સૂરજ દેવ માથે ચઢ્યા એટલે મકન પટેલ ખેતરમાંથી ઘેર આવ્યા. તેમને ચંચળે કહ્યું: "આ પેલો જગુ ફેરિયો આવે છે ને?"

મકન કહે: "તે શું છે?"

ચંચળ કહે: "મારું એમ કહેવું છે કે એ રોજ આણંદથી ફેરી કરવા નીકળે છે. એ બિચારો જૈન રહ્યો એટલે સૂરજ આથમતા પહેલાં જો પોતાને ઘેર ન પહોંચે તો તેની સાથે તેનાં બૈરાંછોકરાંને પણ ભૂખ્યે પેટે સૂવું પડે.

મકન કહે: "તેમાં તું શું કરવાની હતી?"

ચંચળ કહે: "આપણા નવા ઘરને રસ્તા ઉપર બારણું મુકાવીએ તો એ ત્યાં દુકાન કરે. આપણને પણ વરસ દહાડે પાંચ પચીસ ભાડાના મળે."

મકન કહે: "પણ વાણિયાનો વિશ્વાસ ન રખાય."

ચંચળ કહે: "આપણે તો ઘરજ ભાડે આપવાનું છે ને? તેની પાસે ભાડાચિઠ્ઠી લખાવી લેઈશું, પછી શું?"

મકન: "ઠીક, જગુ શેઠને આવવા દે એટલે વિચાર કરીએ."

જગુ ફેરી કરીને બપોર થતાં મકન પટેલને ઘેર આવ્યો. તેણે સુખડું ખાધું. પછી ગડમથલ કરતાં દુકાનનું બાર મહિને વીસ રૂપીઆ ભાડું ઠરાવી જગુ પોતાનાં બૈરાંછોકરાં તથા સરસામાન લેવા આનંદમાં ને આનંદમાં આણંદ તરફ રવાના થઈ ગયો.

જગુના ગયા પછી મકનને કંઈ કંઈ તર્કવિતર્ક થવા લાગ્યા; પણ પોતે વેણ આપ્યું તે આપ્યું, તે પાછું ન લેવાય, એ હિસાબે તેણે મન મારી દુકાન તૈયાર કરાવવા માંડી.

(૩)

સારું મુહૂર્ત જોઈ જગુએ નવાગામમાં દુકાન માંડી. એનો નેસ્તીનો ધંધો ધમધોકાર ચાલવા માંડ્યો. છોકરાંને તો ગામમાંજ દુકાન થઈ એટલે તેમને ચવાણું લેવાનું ઠીક ફાવ્યું. જગુએ પણ બરફી, જલેબી, પતાસાં, કળીલાડુ, વગેરે મીઠાઈ બનાવી વેચવાની કળા વાપરી. આખુંય ગામ તેની દુકાનેથી માલ ખરીદવા લાગ્યું. આજુબાજુના ગામડાંના લોકો પણ તેની દુકાનેજ માલ ખરીદવા આવતા. માણેકઠારી પૂર્ણિમાને દિવસે તમે ડાકોર ગયાં છો? ત્યાં મંદિરમાં પૈસા વરસે છે તેમ જગુની દુકાને પૈસા વરસવા લાગ્યા. જગુને ત્યાં

હવે લક્ષ્મીએ વાસ કરવા માંડચો હતો.

મકન પટેલનાં છોકરાં તો જ્યારે જે ખાવું હોય તે જગુની દુકાનેથી પૈસા બે પૈસાનું ઉધારે લાવવા ટેવાઇ ગયાં હતાં. ચંચળ પણ હાથમાં પૈસા ન હોય એટલે મીઠું, મરચું, ઘઉં, ગોળ, વગેરે જ્યારે જોઇએ ત્યારે ઉધારે લેઇ જતી. એવી રીતે તો ગામમાં કેટલાંય માણસો ઉધારે માલ ખરીદવા ટેવાઇ ગયાં હતાં. ઉધારે માલ દેતો તેમને ત્યાંથી જગુને દૂધ, શાક, વગેરે મફત જોગ મળવા લાગ્યાં. એકંદરે નવાગામ તેને ફળદાયી નીવડ્યું.

આઠેક માસ વીત્યા અને દિવાળી આવી. દિવાળી આવતાં પહેલાં જગુએ ઉઘરાણીનું કાગળીઉં તૈયાર કર્યું. કોઇના પાંચ, કોઇના પચીસ, કોઇના ચાળીસ, તો કોઇના સો દોઢસો રૂપીઆ બાકી લેણા નીકળ્યા. મકન પટેલને ઘરભાડું જતાં દોઢસો દેવાના હતા. કોઇએ દેવું પૂરી રીતે ભર્યું, કોઇએ અર્ધું આપ્યું અને બાકીનાનું ખાતું પાડી આપ્યું, કોઇએ મોસમમાં આપવા કહ્યું તો કોઇએ પોતાની વહાલસોઇ જણસ વેચી અથવા ગીરો મૂકી જગુશેઠના પૈસા પૂરા કર્યા. મકન પટેલ તો જગુનો મેળાપી રહ્યો, એટલે તેમની પાસેથી જગુએ ફક્ત દોઢસો રૂપીઆનું ખાતુંજ પડાવી લીધું.

( ૪ )

આમ બે ચાર વર્ષ વીત્યાં. કોઇથી જગુશેઠનું લેણું અપાતું તો કોઇથી અધૂરૂં રહેતું. જગુએ બાકી રહેલું લેણું વસુલ કરવા માટે નવો રસ્તો શોધી કાઢ્યો. તે ધીમે ધીમે માગતા પેટે ખેડૂતોનાં ઘરજમીન સાનમાં લખાવી લેવા લાગ્યો. વરસ પણ એકબીજાને ખાતાં આવ્યાં. કેટલાય લોકો જૂનું દેવું પતાવી શક્યા નહિ, ત્યાં નવું દેવું આપવાની તો વાતજ કયાંથી! ઘણાંખરાં માણસો જગુનાં આભારી થયાં, તેની આંખમાં સમાવા લાગ્યાં. ગામનો તે આગેવાન ગણાવા લાગ્યો. નાતમાં, કુટુંબમાં કે પંચમાં જગુ કહે તે સવા વીસ, એવું થવા લાગ્યું. જગુનો પગ પૂરેપૂરો જામી ગયો. જે ખેડૂતથી જગુનું માગતું પૂરૂં ન થતું તે પાંચ સાત વરસે કંટાળીને તેને પોતાનાં ઘરજમીન વેચાણ કરી આપતો. મકન પટેલનું દુકાનવાળું ઘર એ રીતે દેવામાં ડૂલી ગયું.

આટઆટલું થતું તે લોકો પોતાની આંખે જોતા, પણ તેઓ જગુની જાળમાં એટલા બધા ફસાયા હતા કે કોગે કર્યા છૂટી શકતા નહિ. એક દસકાની આખરે તો તે પચીસેક વીઘાં જમીન, ચારેક ઘર અને બે હજાર રોકડા રૂપીઆ નવાગામમાંથી સંપાદન કરી શક્યો. જે ગામમાં ખેડૂત આખી જિંદગીભર ચોમાસે કડકડતી ઠંડીમાં કે ધગધગતા ઉનાળામાં જીવનનું નૂર હોમી તનતોડ

મહેનત કરતાંય એક પૈસો પણ બચાવી શકતો નહિ, તે ગામમાં જગુ થોડા સમયમાં ખાસ્સો માલદાર થઇ પડયો. પચાસ વર્ષની ઉમ્મરેય તેના ચહેરા ઉપર લાલી દેખાવા લાગી.

જગુએ બીજાં દશ વરસ ખેંચી કાઢયાં, એટલામાં તો તેણે પચીસેક હજારની મૂડી ભેગી કરી. તેણે ખેતીના ધંધાની સાથે ધીરધારનો ધંધો સારી રીતે કરવા માંડ્યો. અમુક માણસો સિવાય આખુંય ગામ તેને આધીન થયું. તેણે તેમનાં ઘરજમીન મેળવવા નવીન રીત અખત્યાર કરી. કોઇને સો બસો ધીર્યા હોય તો તેનું વ્યાજ પણ તે વરસ આખરે માગતો નહિ અને મિલકતની કિંમત કરતાં વ્યાજ સાથે મૂડી વધી જતી ત્યારે તેની તે માગણી કરતો. એવી રીતે ખેડૂતો દેવામાં ઘસડાવા લાગ્યા અને ઘરજમીન વેચાણ આપતા થયા.

(૫)

જગુની પાંસઠ વરસની ઉમરે તેની સ્ત્રી મરણ પામી ત્યારે આખાય ગામની સ્ત્રીઓ તેને ઘેર રોવા કૂટવા આવી. જગુને હવે લકવાનો રોગ શરૂ થયો. તેનું આખું શરીર કંપવા લાગ્યું. તેનાથી પથારીમાંથી ઊઠી શકાતું પણ નહિ. તેના મોટા દીકરા ભગુની જુવાનીમાં આવેલી સ્ત્રી તો તેને પાણીનો લોટો ય આપતી નહિ અને ડોસાને જોતાંજ તેને ત્રાસ છૂટતો.

જગુને આટલી ઉમરે અડધો ડઝન દીકરા અને બે દીકરીઓ છે. તેને પોતાની સેવા કરતાં પોતાના વંશવિસ્તારની વધારે પડી છે. તે પથારીવશ થયો છે, પણ દીકરાને ઘેર દીકરો જોઇ શાન્તિ પામે છે. તેણે ગામમાં દશેક ઘર અને સો વીઘાં જમીન પોતાના કર્યાં છે. પાંચેક ઘર તો અવ્યવસ્થાને લીધે ખંડિયેર અવસ્થામાં પડયાં છે; પણ દીકરાને શિખામણ દે છે કે ઘર-જમીનમાં વધારો કરજો, પણ ભીખ માગવાની વખતેય તેને વેચતા નહિ.

નવાગામના લોકોએજ ઘણા ઘણા આગ્રહથી જગુને પોતાના ગામમાં વસાવ્યો હતો. હવે તે માલદાર થયો છે; અને તેમ છતાંય તે અને તેના દીકરા લોકોને ચૂસવામાં બાકી રાખતા નથી. એટલે સ્વાભાવિક રીતે સર્વની આંખમાં તેઓ ખૂંચી રહ્યા છે; છતાં કોઇ તેમને છેડી શકતું નથી. વળી કોઇ એમ વિચાર કરે છે કે 'આ જગુનો એક દીકરો પરણેલો છે, તેને ચાર દીકરા છે અને આ બીજાય પરણશે એટલે છના થવાના છત્રીસ. અરે! એમ તો દસમા ભાગનું ગામ તેમને રહેવા જોઇશે અને જમીનનો એક ટુકડો પણ કોઇના હાથમાં રહેવાનો નહિ.'

ગામના લોકો અનેક યુક્તિઓ વાપરે છે, પણ જગુની જાળમાંથી કોઇ છૂટી શકે તેમ નથી. કોણ જાણે ગામનું શું થવાનું હશે!

ખેડવા (હાલ મોખાસા) ભાઇલાલભાઇ લલ્લુભાઇ પટેલ

# શું લખું?

સામાજિક પત્રોમાં કોઇ પણ સમાજસુધારાના વિષય ઉપર લખતા પહેલાં 'શું લખું?' એ વિચાર લખનારને ખળભળાવી મૂકે છે. 'આ લખું કે તે? આમ લખીશ તો સમાજને ફાયદાકારક થશે કે તેમ લખીશ તો? મારી લખવાની ગુંજાશ શી? મારા લખાણથી તંત્રીજી ખીજશે કે રીઝશે? વાંચનાર આલમ લખનાર વિષે શો વિચાર કરશે? મારું લખાણ કોઇકને રુચશે, કોઇકને નહિ પણ રુચે.' આવા આવા ઘણા વિચાર લખવાનું શરૂ કર્યા પહેલાં લખનારના મગજમાંથી પસાર થઇ જવા જોઇએ. સિદ્ધહસ્ત લખનારને આમ નહિ થતું હોય.

સાધારણ રીતે લખનારે વિષયને છણીને, સુધારાને પુષ્ટિ મળે તેવા ધ્યેયથી, બધી બાજુનો પુખ્ત વિચાર કરીને, વાંચેલી તથા અનુભવેલી વાતોને તોળીને, વાંચનારની બુદ્ધિ ઝીલી લે તેવું, વાંચનાંજ વાંચનારના મન સોંસરૂં નીકળી જાય તેવું, તેના હૃદયને વલોવીને નાખે તેવું, તેના જ્ઞાનતંતુઓને હચમચાવી મૂકે તેવું, દરેક વાક્ય વાંચતાંજ સાધારણ વાંચનારથી સમજી શકાય તેવી ઢબે દાખલાદલીલોથી તેની સમજશક્તિ ઉપર અસર ઉપજાવે તેવું સારું લખાણ લખવું એ મારી સમજ પ્રમાણે સમાજને ફાયદો કરે. દાખલા તરીકે ગાંધીજીની લખવાની શૈલી વાંચનારને ફાયદાકારક ગણાય, તેવીજ રીતે સરદારના ભાષણની શૈલી સાંભળનારને જણાય છે.

હવે જુદા જુદા પાટીદાર લેખકો કોમની ઉન્નતિ માટે 'પાટીદાર'માં શું લખે તે વિચારીએ:

**૧. ખેતીવાડીનો સ્નાતક:** જમીનની જાતો શાસ્ત્રીય રીતે તપાસી કેવી જમીનમાં કેવા પાક સારો તથા વધારે ઊતરે તે જણાવે. કઇ મોસમમાં કયો પાક વધારે તથા સ્વાદિષ્ટ થાય, તેમજ કેવી રીતે કમોસમે પાક લેઇ તેના વધારે પૈસા ઉપજાવી શકાય, પાણી દરેક પાકને કેવી રીતે અને કેટલું આપવું, કેવું ખાતર કેવા પાકને વધારે ફાયદો પહોંચાડે, જમીન ઊતરી ગઇ હોય તેને કેવી રીતે સુધારવી, પાકને લાગુ પડતા રોગોનો કેવી રીતે નાશ કરવો, અરસપરસ સહાયક મંડળો સ્થાપવાથી પાકના પૈસા કેવી રીતે વધારે ઉપજાવી શકાય, ખેતીનાં ઓજારો સંબંધે માહિતી, વધારે પાક લેવા માટે કઇ જાતનાં ઓજારોનો ઉપયોગ કરવો તેની શાસ્ત્રીય રીતે તપાસ, છણાવટ અને આંકડા સાથે માહિતી આપે. પશુપાલન, પુરાણી અને નવી દૃષ્ટિએ, દેશપરદેશની સરખામણી સાથે, ઓછે ખરચે વધારે લાભદાયક થાય તેવી રીતે.

. વિજ્ઞાની: ખેતીવાડીના સ્નાતકોની જે જે ભૂલો થતી દેખાય તે તે વિજ્ઞાનનાં પરિણામોથી સુધારી સમજી શકાય તેવી સાદી ભાષામાં બેઓ લખી સ્નાતકોને તથા ખેડૂતોને સાચે રસ્તે દોરે, તેમજ ખેતી અને વેપાર સંબંધે દુનિયાના આગળ વધતા વિજ્ઞાનને તુરતમાંજ ઉપયોગી થાય તેવી રીતે સાદી ગુજરાતી ભાષામાં સમજાવે.

૩. ઇજનેર: ઘરની તથા જમીનની માપણી કેવી રીતે કરવી તે સાધારણ માણસો સમજી શકે તેવા લેખ લખે. ઘરની તથા જમીનની કિંમત કેવી રીતે આંકવી તે પણ જણાવે. વરાળથી તથા વિજળીથી સંચા ચલાવનો ઇજનેર ખેતરોમાં નાનાં યંત્રોનો ઉપયોગ થોડે ખર્ચે કેવી રીતે કરી શકાય તે સંબંધે લેખો લખી શકે.

૪. કારીગર: જે જે કારીગર જે જે વસ્તુઓ બનાવતો હોય તેની માહિતી લેખોથી સાદી ભાષામાં આપી શકે. પોતે અભણ હોય તો ભણેલા માણસને ધંધાની માહિતી તથા ખૂંચો વગેરેની સમજ પાડીને લેખ લખાવી શકે.

૫. સમાજસુધારક: સમાજસુધારા માટે તો 'પાટીદાર'ની ધગશ જાણીતીજ છે; એટલાજ માટે તે જીવે છે એમ કહીએ તો ચાલે. આ બાબતમાં પણ છૂટા સમાજસુધારકો ભેગા મળીને મરણ, પરણ, ઘૂમટો, આપ-લેના વહેવાર, કુળવાનશાહીના કારમા કેર, પાટીદાર સમાજમાં વિધુર તથા વિધવાની સ્થિતિ, કાણમોકાણ, વગેરે સંબંધે રિવાજો ઉપર વાદવિવાદ કરી, એકે એક વિષય ઉપર છણાવટ કરી, સમસ્ત સમાજને ફાયદો કરે તેવી રીતે છાંટી છાંટીને સમાજની આંખો ઉઘડી જાય તેમ સચોટ લેખો લખે. હાલનાં સમાજસુધારક મંડળો આટલે લાંબે ગાળે પણ જોઇએ તેવી પ્રગતિ સાધી શક્યાં નથી. મંડળોને વિજળીક બળોની જરૂરીઆત છે એ વાત જેટલી ખરી છે તેટલીજ ભવિષ્યની પરિષદોએ વિચારવા ગોગ્ય છે.

૬. શિક્ષક: આની ફરજ તો સમાજમાં ભારેમાં ભારે ગણાય. જેવી રીતનું શિક્ષણ તેવી રીતનો સમાજનો પલટો. સુધારા કુધારા સંબંધે બાળપણમાં ચોકખા નિર્દોષ મન ઉપર અસર થાય તેટલી કોઇ પણ કાળે થઇ શકે નહિ. આજનાં બાળકો આવતી કાલનો સમાજ છે. તેમનું ઘડતર મોટે ભાગે શિક્ષકો ઉપર આધાર રાખે છે. અનુભવી શિક્ષકો બાળકોને જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે ત્યારે તે સંબંધે શિક્ષણ આપે, એટલુંજ નહિ પણ તેઓ બાળકો માટે તેમજ પ્રૌઢો માટે સચોટ લેખો લખે. જ્યાં સુધી સમાજમાં વિધવાવિવાહ આમ-તોરથી અપનાવવામાં આવે નહિ ત્યાં સુધી વિધવાઓને બાળકેળવણી

સંબંધે સાચું શિક્ષણ આપી તેમને હસ્તક બાળકેળવણી સોંપાય તો સમાજ-સુધારાને ઘણો વેગ મળે.

૭. **વેપારી:** કેટલાંક વરસ ઉપર પાટીદાર બીલકુલ વેપાર કરી જાણતો નહિ, પણ આજ પરિસ્થિતિ તદ્દન પલટો લેઇ રહી છે. કેટલાક ભાઇઓ હવે સારી રીતે વેપાર કરવા લાગ્યા છે. સારા સારા વેપારીઓની પણ એક સભા મળે અને પાટીદારની દૃષ્ટિએ વેપારી નીતિરીતિ, ફાયદા ગેરફાયદા, વખત કવખત, કયા વેપારમાં કેટલા પૈસાની જરૂર, વગર પૈસે કયા વેપાર થઇ શકે, ધીરધાર કેમ અને કેવી રીતે કરવી જોઇએ, સટ્ટાથી સટ્ટો કરનાર ઉપર તથા સમાજ ઉપર શી અસર થાય, એવી એવી બાબતો ઉપર વાદવિવાદ કરી વિચારી 'પાટીદાર' મારફતે સચોટ રીતે સમાજ આગળ મૂકવા માટેના જરૂરી લેખો.

૮. **વૈદ્ય ડૉકટર, ઢોરના તથા માણસના:** બધા વૈદ્ય ડૉકટરો ભેગા મળી ખાણીપીણાની બાબતમાં ઊહાપોહ કરી પાટીદાર જે અનાજ ફળફળાદિ પકવે તેનો ઉપયોગ ગરીબાઇ ધ્યાનમાં લેઇ કેટલો અને કેવી રીતે કરવાથી તેને વધારે ફાયદો પહોંચે, રોગ લાગુ ન પડે તે માટે કેવા આચારવિચારથી તેણે રહેવું જોઇએ, કોઇ રોગ લાગુ પડે તો તેને સહેલાઇથી અને વગર ખરચે કેવી રીતે મટાડવો, રોજબરોજ કામમાં આવતી દવાઓની યાદી, દવાઓ કેવી રીતે સંઘરી રાખવી, કયાં ઓસડિયાં કેટલો વખત સારાં રહે, સાદા આરોગ્યના નિયમો, વગેરેની તેમની મંડળીમાં છણાવટ થાય; ત્યાર પછી સમાજ આગળ સચોટ રીતે એ હકીકત મૂકવી. ઢોરના વૈદ્ય ડૉકટરોએ પણ તેજ પ્રમાણે વાટાઘાટને અંતે બધી માહિતી પૂરી પાડવી.

૯. **વકીલ:** ખેડૂતોને લગતા કાયદાની માહિતી તેમને સહેલાઇથી સમજાય તેવી રીતે લેખોથી આપી શકે. કોઇ કોઇ વખતે 'પાટીદાર'માં આવા લેખો આવે છે પણ ખરા. હાલમાં ઘડાતા તથા ભવિષ્યમાં ઘડાનારા કાયદાનો ઘટસ્ફોટ કરીને ખેડૂતોને સાદી ભાષામાં સમજાવે.

૧૦. **સાહિત્યકાર:** સારા સારા શક્તિશાળી માણસો છાંટી છાંટીને લેખો લખે તો તેઓ આગળ ઉપર સાહિત્યકાર અને ધરખમ સાહિત્યકાર પણ થઇ શકે એમાં અચંબો પામવા જેવી વાત નથી. હાલમાં જે સાહિત્યનિપુણો છે તે તો જરૂર કોઇ પણ સામાજિક બાબત ઉપર જ્યારે લખવા ચાહે ત્યારે લખી શકે. તેઓ એવી શૈલીમાં લખી શકે કે આપણી ઉપર તેમના લખાણની અસર વહેલી થાય.

૧૧. **ઇતિહાસજ્ઞ:** આમની પણ એક સભા ભરાય. પાટીદારની ઉત્પત્તિ,

કયાંથી આવ્યા, કયે રસ્તે આવ્યા, કયારે આવ્યા, ખેતીનો ધંધો શરૂ કર્યો ત્યાર પહેલાં કયો ધંધો કરતા હતા, કઇ જાતિમાંથી પાટીદાર કોમ ઊતરી આવી—ક્ષત્રિયમાંથી કે વૈશ્યમાંથી, ક્ષત્રિય કોમમાંથી ઊતરી આવી હોય તો લડાઇનો ધંધો કયારે બંધ કર્યો અને ઉતરોત્તર કયો ધંધો કરતા થયા, વૈશ્યમાંથી ઊતરી આવ્યા હોય તોપણ ખેતી પહેલાં કોઇ ધંધો કરતા હતા કે કેમ, મૂળ સ્થાનમાંથી કયાં કયાં ગયા, જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાંના લોકોનો અરસપરસ સંબંધ કયાં સુધી જળવાઇ રહ્યો અને કયારથી બંધ થયો, હાલમાં એ એકજ વંશના માણસો કયાં કયાં છે અને આશરે કેટલા, વગેરે માહિતી લેખો ઉપરથી, ભગ્નાવશેષો ઉપરથી, કિંવદંતીઓ ઉપરથી, જૂનાં લખાણો ઉપરથી તથા વહીવંચાના ચોપડા ઉપરથી મેળવી છણાવટ કરી તે સંબંધે લેખો લખે, જેથી આપણે કોણ હતા અને કોણ છીએ, આપણા રીતરિવાજો પહેલાં કેવા હતા અને હાલ કેવા છે તે જણાય અને બધા છૂટા છૂટા છીએ તે ભવિષ્યમાં એક થઇ આખા હિંદુસ્થાનના હિંદુઓની એકજ કોમ થવામાં આપણે ફાળો આપતાં સુગમ પડે.

લખવાની વૃત્તિ, નિશ્ચય અને મહાવરો એ બધાં 'શું લખું?' એ પ્રશ્નનો તોડ જરૂર કરશે.

ભણતાં પંડિત નીપજે, લખતાં લહિયો થાય;
ચાર ચાર ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય.

અજમેર — શંકરભાઇ ઝવેરભાઇ પટેલ

---

## લગ્નમાં વાજિંત્રો

સંગીતનો પ્રભાવ પ્રાણીમાત્ર ઉપર પડે છે. ફૂંફાડા મારતો ઝેરી શેષનાગ મોરલીના નાદમાં તલ્લીન થઇ જઇ, મદારીના હાથમાં પકડાઇ જાય છે. મોરલીનો નાદ તેના ડંખ દેવાના સ્વભાવને ભુલાવી દે છે. શ્રીકૃષ્ણની વાંસળીએ વ્રજનાં અનેક નરનારીઓને વશ કર્યાં હતાં, ગાયો અને વાછરડાંને પોતાની પાછળ ફરતાં કર્યાં હતાં. સંગીતનો જાદુ અનેક હૈયાંને થનગનાવે છે. અનેક માનવીઓનાં દિલને જીતી લે છે. સંગીત આખા વાતાવરણને બદલી નાખે છે.

માણસજાતે પોતાના જીવનને અનેક જુદી જુદી રીતે વહેવડાવ્યું છે. તેમાંથી અનેક જુદી જુદી રૂઢિઓ પડી છે. એવી સારીમાઠી રૂઢિઓને અનુસાર વાતાવરણ ઉપજાવવા સંગીતનો ઉપયોગ કર્યો છે. ઘર આગળ પુત્રનો જન્મ થતાં ગીતો ગવડાવે છે, ગરણ થતાં મરશિયો ગવાય છે.

માણસજાતને જીવનમાં અનેક પ્રસંગો આવે છે, પણ જન્મ, મરણ અને લગ્ન એ ત્રણ પ્રસંગો અતિમહત્ત્વના છે. તેમાંય-લગ્નનો પ્રસંગ એક રીતે જુદો પડી જાય છે. કારણ કે જ્યારે માણસ જન્મે છે, ત્યારે તે બાળક હોય છે એટલે તે પ્રસંગનો લહાવો પોતે ભોગવી શકતો નથી, પણ તેનાં સગાંસંબંધીઓ ભોગવે છે. મરણપ્રસંગે આ દુનિયામાં તેની પાછળ શું થાય છે, તેની તેને ખબરેય પડતી નથી. માત્ર લગ્નનો જ એક એવો પ્રસંગ છે કે ત્યારે પોતાનાં સગાંસંબંધી, મિત્રોદોસ્તોની સાથે રહીને પોતાની એક મહત્ત્વની જીવનઘટનાનો લહાવો પોતે ભોગવી શકે છે.

ગરીબમાં ગરીબ અને તવંગરમાં તવંગર માણસો લગ્ન વખતે જુદાં જુદાં વાજિંત્રોનો ઉપયોગ કરે છે. દરેક નાતના લોકો વાજિંત્રોનો ઉપયોગ કરે છે. એટલે લગ્નપ્રસંગે વપરાતાં વાજિંત્રો એ માત્ર કોઈ નાતનો કે કોઈ એક માણસનો સવાલ નથી, પણ આખી માનવજાતિ માટે સરખો મહત્ત્વનો છે.

પાટીદારની નાતમાં ઢોલ અને શરણાઈઓ પહેલેથી વપરાતી હશે, પણ પાછળથી દેખાદેખી બેન્ડનો ઉપયોગ થવા લાગ્યો. સુધારાવાદી જુવાનોએ અતિશય ખર્ચ થતાં હોવાને કારણે બેન્ડને બંધ કરવા પ્રયત્નો કર્યા અને સફળ થયા, ઢોલ અને શરણાઈ પાછાં આવ્યાં. પણ તે તો 'ધારાળિયું' ગણાયું, કેટલાકને 'બાંડું' લાગ્યું હશે, એટલે તાછાં આવતાં થયાં. જે નાતોમાં લગ્નના વરઘોડાઓમાં ધૂમ પૈસો ખર્ચાય છે એ નાતોવાળા તો બેન્ડ, તાછાં, ઢોલ કે જે મળી શકતું હોય, તે બધું લાવે છે.

જાન જમવા માટે વેવાઈને માંડવે જાય છે. ઢોલી પોતાના ઢોલ ઉપર દાંડિયો પીટતો પીટતો પગના તાલ સાથે ઝડપભેર રમણે ચઢે છે. જાનૈયાઓની સામે જોઈ પાછળ પગે ધીરે ધીરે હઠતો હઠતો હાથના હાવભાવ કરે છે. વળી પાછો એક હાથે ઢોલ પકડી બીજે હાથે દાંડિયો પીટતો પીટતો ચક્કર ચક્કર ફૂંદડી ફરે છે. પગે બાંધેલા ઘુઘરાનો રણુંરણુ અવાજ તેમાં ભળી જાય છે. આમ ઢોલી પોતાની બધી કળા જાનૈયાઓ આગળ ઠાલવે છે. શરણાઈઓનો સૂર તેમાં સાથ પૂરે છે. ઘડીભર જાનૈયાઓનાં ચિત્ત ઢોલીના દાંડિયા સાથે ચોંટી જાય છે અને તેમનાં દિલ વારી જાય છે.

જરાક આગળ વધો. તાછાં વાળા પોતાની દાંડી જોરથી પીટવા માંડે છે અને એનો બેસૂરો અવાજ કાનના પડદાને ચીરી નાખે છે. અનેકનાં મોંની રેખાઓ બદલાઈ જાય છે. વિચાર થાય છે કે સંગીતમાં અને વાજિંત્રોમાં આ તાછાંને કોણે મૂક્યાં હશે? એ કઈ સંસ્કૃતિએ નીપજાવેલાં હશે? એ કઈ

સંસ્કૃતિનું ફળ હશે? એ ધંધો કરનારા મોટે ભાગે મુસલમાનો હોય છે, એટલે એમ થઇ જાય કે એ મુસ્લીમ સંસ્કૃતિનું વાજિંત્ર હશે! પણ એમ થાય કે જે સંસ્કૃતિએ અકબર જેવા બાદશાહ આપ્યા, તાજમહાલ જેવી ઇમારત આપી, સ્થાપત્ય કળામાં નવી ભાત પાડી, તે સંસ્કૃતિ આપણને આવું વાજિંત્ર આપે! એ કેમ બને?

તેથીયે વધારે હસવા જેવું તો વરકન્યા પરણવા બેસે છે, ત્યારે થાય છે. જાન જમવા બેઠી હોય છે. તાછાંવાળા દૂર બેસે છે. માંડવામાં મંગળ ઘડી આવી પહોંચે છે. એ મંગળ ઘડી માટે તાછાં વગાડવાનો હુકમ છૂટે છે. તાછાં વાગે છે. પણ એ બેસૂરા અવાજ થોડો વખત ચાલે, ત્યાં તો અંદરથી 'ના'નો હુકમ આવે. પણ એ દૂર બેઠેલાઓને સંભળાય શી રીતે?

તાછામાં નથી કળા, નથી સૂરોની મિલાવટ કે નથી તેમાં સંગીત.

જે સુધારાવાદી જુવાનોએ બેન્ડને અતિખર્ચને કારણે દૂર હઠાવડાવ્યાં, તે જુવાનો સંગીતના હાર્દને કચડી નાખનાર આ તાછાંને શા માટે ન હઠાવે? તેની એકે એક દાંડી સંગીતની ઇમારતને તોડી પાડે છે.

ગાત્ર અવાજ, ઘોંઘાટ કે કોઇ પણ જાતની મિલાવટ વિનાના સૂરો—એ સંગીત નથી. લોકરુચિ પણ આજે વિકૃત દશાને પામી છે. એ લોકરુચિને કેળવવી એ પણ એક અગત્યનું કામ છે. સારા સંસ્કારી કેળવાએલા ગાયકો અને સંગીતકારો આજે ગુજરાતનાં અગ્રગણ્ય ગણાતાં ભરૂચ, અમદાવાદ, વડોદરા અને સુરત જેવાં શહેરોમાંથી મળવાનો સંભવ છે. આવા યોગ્ય ગાયકોને લગ્નપ્રસંગે, તેમને કાંઇક મહેનતાણું આપીને, બોલાવવા અને તે દ્વારા લોકોની અભિરુચિને નવીન દિશામાં વાળવી એ અગત્યનું કામ છે.

ઢોલીઓની કળાને સંઘરવા જેવા છે. તેને નવે ચીલે વહેવરાવી શકાતી હોય તો વહેવરાવવી જોઇએ. દરેક કળામાં ભણેલાગણેલા અને સંસ્કારી યુવકો પડે છે, એટલે તે કળાનું મહત્ત્વ ઘણું વધી જાય છે અને તેની યોગ્ય કદર પણ થાય છે.

ભારતવિદ્યાલય, કરાડી મણિભાઇ પટેલ

---

"સંગીત, ... વગેરે લલિત કળાઓ જો મર્યાદામાં રહે તો તે પ્રજાને નિર્દોષ મનોરંજન, જ્ઞાનપ્રાપ્તિ તથા ભાવનાવિકાસનાં સાધન બને; જો મર્યાદા છોડી જાય, તો એ દારૂ, અફીણ જેવાં હાનિકર વ્યસનો થાય."

('ગાંધીવિચારદોહન,' ૧૪૩) ગાંધીજી

# ત્રણ પ્રસંગો

## ( ૧ )

'રામુ, મોટર કેમ અટકાવી?' સત્તાધારી અવાજ આવ્યો.

'શેઠ, કોઇ અજાણ્યુ, નિર્ધન, ગરીબ, નિર્દોષ ભિક્ષુક મોટરનો ભોગ બન્યો છે.'

'અરે! ••• જવા દે. અહીં નિર્જન વનમાં કોણ જોનાર છે? આગળ ધપાવ. શા માટે એ લોક અહીંતહીં રખડે છે?'

ખરેખર સર્વે સ્થળો સત્તાધારી આમલદારો અને શેઠિયાઓને માટે જ સર્જાયાં છે!

રામુ છેવટે હિંદુ–ગરીબ હિંદુ જ હતો. નીચે ઊતરી ભોગ બનેલ ભિક્ષુકની ભાવભીની આગતાસ્વાગતા કરવા તત્પર થયો; પણ એક બાજુ સત્તા ને બીજી બાજુ પોતાની ગરીબ હાલત યાદ આવતાં મોટરમાં બેશી આગળ ધપ્યો.

'મુખ! અને તે વળી ભિક્ષુ કોને? ક્યાંથી? ક્યા પુર્વજન્મનાં પાતકોને પરિણામે આવી પતિત પરિસ્થિતિ એ પામે છે!' શેઠના મનમાં આમ તરંગો ઉદ્ભવ્યા.

હજારો ચિંતાઓ અને હજારો રૂપીઆની રેલમછેલ આગળ ગરીબોની સ્થિતિનો ખ્યાલ આવા મૂડીદારોને કયારે આપશે?

## ( ૨ )

"અરે ભાઇ ક્યાં લગણ!" એક ગ્રામવાસી અભણ ભાઇએ છેલ્લી ફેશનના ટાપટીપિયા એક યુવકને ગાડીમાં પ્રશ્ન કર્યો.

"હં. મિસ્ટર ••• હં ••• હં ••• હં કાકા. જુઓને મારે જરાક બરોડા–વડોદરા સુધીજ જવું છે." પ્રશ્નનો જવાબ આપતાં ખિસ્સામાંથી એ યુવક કાંસકો કાઢી માથાના વાળમાં આકૃતિ પાડવા લાગ્યો.

"અરે ભાઇ, તમે કેવા પાટીદાર–કડવા કે લેઉઆ?"

"હાં કાકા, શું પૂછ્યું? ••• અમે લેઉઆ પાટીદાર. આ જરાક કોલેજમાં અભ્યાસ કરવાનો એટલે આમ રેશમી સુટમાં રહેવું પડે."

"ઠીક ભાઇ, જમાનો નચાવે તેમ નાચો. કમાવાની શક્તિ ન મળે અને ખર્ચ લખલૂંટ. બાપ પોતાની આબરૂ ઉપર દેવાં કરી, જમીન વેચી કે ગીરો મૂકી, ઘર લખી આપી અને છેવટે પેટે પાટા બાંધીને તમને સંતોષે! જરાક તો વિચાર કરો." અને આમ તીખી ધારવાળી વાગ્ધારા વહેવા મંડી.

યુવક શરમાયો અને પોતાના પિતાની પરિસ્થિતિ પ્રેક્ષવા પ્રયત્ન કરવા લાગ્યો.

ખરેખર વસે છે આજે આ સમાજમાં આવો આપની આબરૂ ઉપર તાગડધિન્ના કરતો યુવાન શિક્ષિત વર્ગ!

( ૩ )

"અરે હા, કનુ, જરાક આમ તો નજર કર. પેલા ખૂણામાં કેવાં બગલા જેવાં સફેદ ખાદીનાં કપડાં પરિધાન કરી બેઠેલા ગાંધીવાદી યા તો સમાજવાદી સુધારકો ચા અને સીગારેટને ન્યાય આપી રહ્યા છે!" મેં કહ્યું.

"ખરેખર, ભાઇ! આપણે તો જ્યાં લગણ પરણીએ—પરણાવાઇએ નહિ ત્યાં લગણ, એટલે કે જ્યાં લગણ સૂતર કાંતનાર બે જણ ન થઇએ ત્યાં લગણ ખાદી પહેરવી જ નથી." કનુએ પ્રત્યુત્તર આપ્યો.

"જો કનુ, તારો વિચાર ગમે તેવો હોય, પણ આમ ઉપરથી સુધારક બની આવો દંભ શા માટે કરતા હશે! મદ્યાસભાવાદી પક્ષમાં અગ્રગણ્ય ગણાય અને હોટેલ સિવાય ચાલે નહિ, તો પછી પ્રજા ઉપર કેવી અસર થાય?" મેં કહ્યું.

આ પ્રમાણે વર્તમાનમાં ત્રીજો દંભી વર્ગ પણ ઠીક ઠીક પ્રગતિ કરી રહ્યો છે.

થામણા વિજયકુમાર પટેલ

—*—

## વૃદ્ધાને પરણ-વા

**લગનગાળો** આવે છે અને જાય છે; આ સમયજ એવો છે કે પરણેલા તેમજ કુંવારા પુરુષોને પરણવાની ઇચ્છા સ્વાભાવિક ઉદ્ભવે છે. પરણવાને બિલકુલ નાલાયક, એવા પણ પુરુષોને એ લાલચનો અવધિ હોતો નથી અને લગનગાળામાં તેવી ઇચ્છાવાળા મહાપુરુષો, કનૈયા કાન જેવા થઇને ફરે છે, પોતે જેમ બને તેમ વધુ યુવાન દેખાવાનો પૂરતો પ્રયત્ન કરે છે. પચીસ વર્ષની અંદરની ઉમરનો યુવક આમ કરે એ સ્વાભાવિક છે, પરંતુ પચાસથી સાઠ વર્ષની ઉમર છતાં પણ, પરણવાની ઇચ્છાવાળા પોતે યુવાન જેવા દેખાવાનો પૂરતો પ્રયત્ન કરે છે! પ્રયત્ન કરવા છતાં પણ પોતે જુવાન નથીજ દેખાતા, તથાપિ પરણવાની લાલચ તેઓ નથી છોડી શકતા. કારણ કે 'કંઇ લાખો નિરાશામાં, અમર આશા છુપાઇ છે.' કોઇ કવિનું એ કલ્પનાસૂત્ર તેઓને સત્યની આગાહી કરતું જીવંત લાગે છે. અરે, તેમનું જો ચાલે તો પંડિત મદનમોહન માલવીઆજીને વૃદ્ધાવસ્થામાં તંદુરસ્તી આપનાર યોગીની પણ મુલાકાત લેવા ચૂકે નહિ,પરંતુ સાધારણ રીતે આ યોગીની ભાળ નથી તે સારૂં છે. વળી ગુજરાતમાં એ મહાન તપસ્વી બુઢ્ઢાઓને ફરીથી જુવાન બનાવી, પરણી શકે એવી લાયકાતની

બક્ષીસ આપશે કે કેમ તે હજુ સુધી જણાયું નથી. જો એ મહાન યોગી ગુજરાતનાં કુળવાન ગામોની મુલાકાત લે તો પરણુ-વાના વળગાડવાળા બુઢ્ઢાઓ જુવાની આપવાના બદલામાં, તે તપસ્વીના પગ ધોઇને પી જવા માટે ખડે પગે તૈયાર રહેવા પણ ચૂકે નહિ!

કન્યાનાં માબાપો પણ વિચાર કરતાં નથી. કહેવત છે કે 'આંધળાને હૈયાકૂટા મળી આવે' એવા જર્જરિત ખોખાને પોતાની કન્યા આપતાં તેમનું હૃદય જરા પણ 'અરે'ની લાગણી અનુભવતું નથી એ નવાઇ છે. કન્યાનાં માબાપોને પૂછીએ, કે ભાઇ આમ શા માટે કરો છો? ત્યારે તેમના તરફથી જવાબ મળે છે કે 'ઉમર જોકે વધારે છે પણ શરીરે મજબુત છે, એટલે વાંધો નહિ; અને કુળ પણ ઊંચામાં ઊંચું છે, પૈસા પણ મારા છે.' આ બધું ઓછું પડતું હોય તેમ, પાછા વધુમાં તેઓ જણાવે છે કે 'છોકરી રોટલે રડતી તો નહિ આવે.' પણ બીજી રીતે એનો ભવ બળી ગયે કૂટતી આવશે! ઓ ક્રૂર માબાપો, હવે તો સમજો, કે ગરીબ ગાય જેવી તમારી પુત્રીઓને શા માટે પત્થર ઉપર પટકો છો? કે પછી એકાએક અટકી ગએલા કોઇના સંસાર-વેલાને સાંધો ચઢાવી, સંસારવેલાને વધાર્યાનું પુણ્ય મેળવ્યું એમ માનો છો? અને આ પુણ્યના બદલામાં સ્વર્ગનો દરવાજો તમને દેખાય છે? કે પછી અગાઉના વખતમાં લોકો માતા વગેરેને પશુઓનો ભોગ આપતા તેમ તમે પણ સમાજના એ બળિયાકાકાને તમારી દીકરીનું બલિદાન આપો છો? યાદ રાખજો કે ગરીબ દીકરીની હાય લાગતાં તમારૂં મૂળ પણ નહિ રહે, બલકે તમારૂં નામનિશાન રહેશે કે કેમ એજ શંકા છે, માટે હવે સમજો.

પચાસ અને સાઠ વર્ષની ઉમરે પરણુવા તૈયાર થનાર ઓ વૃદ્ધો, તમે તો 'યા હોમ કરીને પડો, ફત્તેહ છે આગે' એમજ ધાર્યું છે કે શું? તમે જાડા દેખાતા હો, કુળવાન હો, પૈસાવાળા હો, એટલે તમે ઘણાજ શક્ત છો એમ માનો છો? તમે જાડા છો અગર કુળવાન છો, સાથે સાથે પૈસાવાળા હો એમ જગત કદાચ માનશે; પરંતુ આટલી મોટી ઉમરે, શક્ત છો એમ જગત કદી ન માને. આટલી ઉમર હોવા છતાં પણ પોતાનામાં એ શક્તિ છે, એવું માનનારને મારી સલાહ છે કે ઘરનાં બારણાં બંધ કરીને વધારે નહિ તો દશ વખત ઊઠ બેસ કરો. ગમે તેવા પ્રયત્નો કરવા છતાં પણ તમે જરાય જુવાન દેખાતા નથી, એ તો રસ્તે જનાર કોઇ પણ તટસ્થ કહેશે.

કન્યાનાં માબાપો, તમે જરા વિચાર કરો કે પિસ્તાળીસ વર્ષની ઉમરથી વધુ ઉમર થએલાઓનો વીમો, વીમા કંપની પણ લેતાં વિચાર કરે છે, કારણ

કે અમુક રકમ ખોટી રીતે વેડફાઇ જવાની તેને ભીતિ રહે છે. તો ઓ કન્યાનાં માબાપો, તમારી દીકરીના સૌભાગ્યનો વિચાર તો કરો!

બેનો, તમને તો હું શું કહું? કારણ કે 'દીકરી ને વળી ગાય, દોરે ત્યાં જાય'! છતાંયે જ્યાં સુધી તમે બંડ ઉઠાવશો નહિ, ત્યાં સુધી સમાજને ભાન આવવાનું નથી ને તમારો ઉદ્ધાર થવાનો નથી; ના નથી જ!

સોજીત્રા — મનુભાઇ મોતીભાઇ પટેલ

---

## પાટીદારની ધીકતી મૂંઝવણ

આખી પાટીદાર કોમમાં જ્યાં ત્યાં મૂંઝવણ અનુભવાય છે. તેનાં આન્દોલનો આફ્રિકામાં પણ જોઇ શકાય છે. મૂંઝવણરૂપી ભઠ્ઠીના અંગારામાં ઘણી સુકોમળ અને નિર્દોષ બાળિકાની આહુતિ અપાઇ ચૂકી, અપાય છે ને અપાશે. ખીલેલી કળીઓની સમાજને ક્યાં પડી છે? આજે કળી ખીલે, કાલે ને વિકસિત થાય, પણ તે છતાં સમાજની તેના ઉપર કારમી નજર!

આજના લગ્નનો સચોટ અર્થ માનવને મંદિરે ગંદિરે ધીકતી અંગાર-ભઠ્ઠી, એટલે વેડફી નાખનાર કે વંકાવી દેનાર ભવસાગર! ઉત્સાહ- અને શક્તિ-વિહોણાં માયકાંગલાં શરીરો, કંગાલિયતને લીધે વેડફાઇ જતાં જીવનો, અયોગ્ય લગ્નો, ક્ષીણ પુરુષત્વ, વેડફાતું નારીત્વ, શોષક ધાર્મિક વ્યવહારો, નિર્બળ રાષ્ટ્રભક્તિ, એ આજના મૂંઝવતા પ્રશ્નો છે. સમાજસુધારામાં અનુકૂળ ખંડનાત્મક પ્રવૃત્તિઓ સાથે રચનાત્મક પ્રવૃત્તિઓ સતત ચાલુ કરવી જ પડશે. અત્યારે સમાજની રચનાત્મક શક્તિમાં કંટાળાજનક શ્રીગુરુ અને ઉત્સાહને ઓગાળી નાખે તેવી મતભિન્નતા છે. પણ જેને નૂતન સર્જનની તાલાવેલી લાગી છે, તેણે જવાબદારીઓથી કંટાળી જઇ તે તરફ ચશ્મપોશી કર્યે નહિ ચાલે.

આજના યુવાનનું લક્ષણ વિશિષ્ટ પોષાક અને દલીલબાજીની શક્તિ છે. યુવાનમાં વૃદ્ધની કુનેહ અને ભાવિની કલ્પનાદૃષ્ટિ નથી. જીવનવ્યવહાર અને આદર્શ સાધના એ બન્નેમાં નિષ્ફળ નીવડેલો યુવાન ગૌરવના સ્થાન ઉપરથી ગબડી પડે છે. આવતી કાલને સર્જકે આ વસ્તુ ઉપર નિર્ણયો કરવા પડશે. એણે કુંદનસમ ચારિત્ર્ય રચી, સાધકની ચોકસાઇથી ને જ્વલંત ઉગ્રતાથી પ્રકાશવંત ભાવિ તરફ દોટ મૂકવી પડશે. દંભના કિલ્લા તોડી આન્તર વિકાસનાં કિરણોને બહાર વેરવાં પડશે. આ બધુંય થશે ત્યારે એનામાં યૌવનનો વેગ, જીવનસાફલ્યની ભાવના અને નિર્લેપવૃત્તિ વિકસી ઉન્નતિને માર્ગે લેઇ જતી સાહસિકતા પ્રગટશે.

અત્યારે સગપણમાં કુળ જોવાય છે, લાગવગ જથો અને પૈસો જોવાય છે, વય ને ગ્રહરાશિ જોવાય છે. પરંતુ ગુણ, વિદ્યા ને સ્નેહસૌન્દર્યને પસંદગીમાં સ્થાન નથી અપાતાં. ખુલ્લી આંખે જે દેખે છે, બુદ્ધિ જે સમજી શકે છે અને સારાસાર વિચારતી વિવેકશક્તિ જે સૂચવે છે, તે તમામ પ્રત્યે પાટીદાર સમાજ બિલકુલ બેવફા બને છે.

આજની યુવતી તે આવતી કાલની આર્ય વીરાંગના થશે, ભાવિ પ્રજાને પ્રોત્સાહન આપી દેશસેવાર્થે અર્પણ કરશે. આજના પાટીદાર સમાજની યુવતી હૃદય- ને આત્મ-વિહોણાં જીવન જીવી રહી છે. સમાજને નારીત્વના રક્ષણ માટે ક્યાં ભાન છે! તેમના જીવનની અંતર્વ્યથાનો પડઘો કોણ ઝીલી શકશે? વીરલાઓ, સુધારાની વેદી ઉપર સાચા જીવનની આહુતિ અર્પી સ્ત્રીજીવન ઉર્ધ્વગામી બનાવો. સમાજમાં કેળવણીની લગામ ઢીલી પડી ગઇ છે. યુવકોનાં જીવન ધીકતી સંમારગૂંચવણોમાં સંકળાઇ ગયાં છે. મૂંઝવણનો કોયડો ઉકેલનારં આજના યુવકો છે. જો તેઓ સમાજની અભેદ્ય સંકુચિતતા છેદી વિશાળતા ને પૂર્ણ વેગ આપશે, નારીહૃદયને સંપૂર્ણ ઓળખશે ને વીરત્વ સાચવશે તો એ કોયડો ઝટ ઉકેલાશે.

લક્ષ્યગામી કાર્યતત્પરતા, અવિચ્છિન્ન ઉત્સાહ અને ઊછળતું જોમ ધરાવનાર વ્યક્તિ સંસારનું સ્વરૂપ બદલવામાં મહત્ત્વનો ભાગ ભજવી શકે છે. યુવક જગતનું દૈવી ધન છે. પ્રત્યેક રાષ્ટ્ર પુનર્જીવન માટે પોતાના યુવકો તરફ મીટ માંડે છે, તો અનેક વ્યથાઓથી વ્યથિત આ સમાજ પોતાના યુવાનો તરફ મીટ કેમ ના માંડે?

લગ્નસંસારે એવાય વીરલાઓ જોશો, જેઓ પોતાની ફૂલકળીને ગૃહકુંજે કકળતી રાખીને કેટકેટલાં પુષ્પોને અજીઠાં કરવામાંજ જિન્દગીની 'મોજ' માનતા હોય છે. ખડખડ પંચમ બની ગએલા પાકાં પાનવાળાં સૂકા વૃક્ષને પરણવાનો વા વળગે છે અને કોઇ લીલીછમ કુમળી લતાના રસમસ્ત જીવનને વનવગડે બાળી મૂકે છે! ટૂંકમાં જ્યાં સૂર્યમુખી છે ત્યાં સૂર્ય નથી, ચન્દ્ર છે ત્યાં ચકોરી નથી.

પાટીદાર સમાજનું પૃથક્કરણ કરતાં માલમ પડશે કે સમાજનું દરેક અંગ વ્યાધિગ્રસ્ત છે અને ચિંતાની ભઠ્ઠીમાં શેકાઇ રહ્યું છે. આવા કઠિન સંજોગોમાં ખરેખર માબાપોનાં જીવન દીકરીઓનાં લગ્નની વ્યાધિમાંજ ઘસડાઇ જાય છે. તેમનું પોતાનું જીવન નિરસ્વાદ બન્યાથી તેઓ સ્વેચ્છિત આદર્શો પૂરાં કરી શકતાં નથી. બાળકોને પૂરી કેળવણી મળી શકતી નથી. નવયુવાનોમાં મનુષ્યત્વ ક્ષીણ થતું જાય છે.

ચરોતરના પાટીદારો ભલે માનતા કે હમણાં દીકરાઓનો સારો ભાવ આવ્યો છે, આફ્રિકાવાસીઓ સારો ભાવ આપશે. પણ તેમને અહીંની સ્થિતિનું જ્ઞાન કે ભાન જરાયે આવતું નથી. દીકરીઓના લગ્નની મૂંઝવણનું સાક્ષાત્ પ્રતિબિંબ પાટીદાર કોમના આફ્રિકાવાસીઓમાં પણ જોવામાં આવે છે. પાટીદાર પરિષદના સભ્યોને એકજ વિનંતિ કરૂં છું કે દરેક ગામમાં નવયુવકોની સમિતિ નીમી સંસારસુધારણામાં કંઇ પગલાં ભરી મૂંઝવણો દૂર કરે. આજના યુવાનોનાજ હાથમાં તેની ચાવી છે. લગ્નના ખર્ચમાં ઘટાડો કરે. જૂનાપુરાણા ચાલતા આવેલા રીતરિવાજોમાં પણ તદ્દન સ્પષ્ટ સુધારો કરી ભાવિ યુવકોને કંઇ નવીન ચેતન પૂરવા ધગશની ઝૂંબેશ ઉઠાવે. લગ્નનું ખર્ચ છેક મર્યાદિત કરી દેવું જોઇએ. આમ થવાથી નાનાં કુમળાં ભાવનાશાળી કિશોરકિશોરીની કેળવણી માબાપોના જીવનમાં એક અગ્રગણ્ય મહત્ત્વનો ભાગ થઇ પડશે ને તેથીજ યુવકોમાં કંઇ જાગ્રત ભાવના જાગશે અને સમાજમાં કંઇક સંસ્કારી ચિનગારી પ્રગટશે.

આજના રાક્ષસી ભીષણ રિવાજોને છિન્નભિન્ન કરી નવા સર્જક ને હિતકર સુધારા ઘડી, કોમનું સંગઠન કરી, જાતિભાન ઉત્પન્ન કરવું તેજ શ્રેયસ્ ને પ્રેયસ્ છે.

સમાજસુધારકો અત્યારે જે મૂંઝવણ અનુભવી રહ્યા છે, તેને જો પૂરેપૂરી દૂર કરવા કોમ ટેકો ને સાથ નહિ આપે તો સમાજ પોષાણુવત્ થઇ પોતાનું નૈતિક બળ ઘટાડશે.

નકુરૂ (કેનીયા) ચંદુભાઇ ચતુરભાઇ પટેલ

—*—

## હોળી

દિવાળી ગઇ ને હોળી આવી. દિવાળીમાં શાન્તિની જ્યોત પ્રગટાવતા ઘીના દીવા જોયા ને હોળીમાં હોળીના ભડકા પણ જોયા. દિવાળી પછી પાટીદાર જ્ઞાતિની પાટીદાર પરિષદ ને ભગિનીસમાજ ઓડમાં મળ્યાં. ઠરાવો કર્યા, પણ અમલ અધૂરા રહ્યા ને સમાજમાં હોળીના ભડકા દેખાયા.

અમલ અધૂરા શાથી રહ્યા ને હોળીના ભડકા સમાજમાં શાથી દેખાયા, તેનાં કારણો શોધતાં આપણને વાર લાગે તેમ નથી. જે કુળવાનો સમાજને કબજે કરી બેઠા છે, તેઓ પોતાના પેટ ઉપર કાપ પડવાથી, બાપનું નામ જવાને બહાને કે કુળનું નાક કપાવાને બહાને એવા સુધારા સ્વીકારવા હજી

તૈયાર નથી. તૈયાર ક્યાંથી હોય? વગર કમાયે પારકાની કન્યા સાથે હજાર બે હજારની માલમતા ગુમાવવા તૈયાર કેમ હોય? ભલે આ કુળવાનો તો સ્વાર્થને કારણે આપણી વાત ન સ્વીકારે, પણ એ જ કુળવાનોએ માની લીધેલા કુળહીનો પણ ક્યાં સમજે છે? શા માટે પોતાની સગી આંખે આંધળા થઇ પોતાની કુમળી કન્યાઓ એ સ્વાર્થીઓને ત્યાં આપી કાયમનું ગુલામીખત લખી આપે છે? આમ ગુલામીખત સ્વીકારી લેવાથી તે કુળવાનો માતેલા સાંઢની માફક ફાટયે જ જાય છે! પણ વખત પલટાયો છે, યુવકો ઊંચી કેળવણી લેતા થયા છે ને સમાજમાં પોતાનું તથા સ્ત્રીનું ક્ષેત્ર વિચારતા થયા છે. તેથી આ પ્રથા ઓછી થવા લાગી, છતાં લાગ મળ્યે જ્યારે ફાવ્યા ત્યારે બાપલીઆએ તેજી લગાવી! આમ ભરનીગળ ચાલુ રહેતાં બિચારી નિર્દોષ વહૂઓની કિંમત જૂની પ્રણાલિકા પ્રમાણે ઉંદરડી કરતાંયે હલકી થઇ ગઇ. એને પરિણામે ભાગ્યે જ કોઇ કૂવો બેનોના શબથી બચ્યો હોય! છતાં ક્યાંય કોઇ ભાઇ કૂવામાં પડયા સાંભળ્યા નથી! કહેવાતા કુળવાનોનાં કુટુંબો તપાસતાં ભાગ્યે જ કોઇ કુટુંબ એવું મળી આવશે, જેમાં કુમળી કળી જેવી બેનોનો ગળથુથીમાં જ અંત આવ્યો નહિ હોય! હાય સમાજ! તું ક્યારે સમજીશ!

આટઆટલા ખત્તા ખાધા છતાં, ગોઝારા સમાજ, તને ભાન નથી આવવાનું? બીજી અનેક દિશામાં આગળ આવતી નાતને પોતે હાથે કરી વળગાડેલાં બંધન છૂટતાં નથી. તેનું કારણ અજ્ઞાન સિવાય બીજું કાંઇ નથી અને આ જ અજ્ઞાનને કારણે ઊભી કરેલી મુશ્કેલીઓથી સુધારાને નામે પાટીદાર સમાજને અલીગઢનાં ને મીસરનાં તાળાં વાગી ગયાં છે. તેનો લાભ અપવાદવાળાં કુટુંબોએ લીધો, કુળહીન પાટીદારો પરવારી ગયા, છતાં જાગવાની ફુરસદ નથી મળતી. કુંભકર્ણને જગાડનાર જન્મ્યા, પણ આવાઓને જગાડનાર સમાજમાં ખરે ન જન્મ્યા. હજી જાગો, તમારી ભૂલ તપાસો ને ભૂલ્યા ત્યાંથી ફરી ગણો. કુળમૂઢો, હજી તમને કુળનો મોહ છે, એટલે એ મોહિની એટલેથી નહિ જાય. એને બંડની જરૂર છે. તમે જાગો તો બંડ કરવાવાળા તૈયાર છે. તમારી સામે છાતી ઠોકીને કહે છે, છતાં કાં સાંભળતા નથી? ગળીએલ બળદ જેવા થઇ બેસી રહો નહિ પાલવે. જાગી ઊઠો, નહિ તો તમારી નાડ તપાસી ડામ દેવાના ઠરાવો પાટીદાર પરિષદોમાં થઇ ગયા છે. જાગશો એટલે અજ્ઞાનનું પડળ ખસી જતાં કુળવાનશાહી વિદ્વાના અને સંસ્કારના રૂપમાં ફેરવાઇ જશે. માટે બીજાનું જોઇને પણ ચીલો કાપતાં શીખો તો કંઇ બચવાની આશા રહે.

પોતાથી ઊંચા ગનાતા કુળવાનોને કન્યા આપીને પોતાની મેળે જ કુળહીન

જાનનાર અને માનનાર, કાન હોય તો સાંભળજો, આંખ હોય તો જોજો, બુદ્ધિ હોય તો સારાસારનો વિચાર કરજો અને તમારી દીકરીના સુખદુઃખનું સરવૈયું કાઢી જોજો. તમને ન આવડે તો સાંભળો :

(૧) પારકાની મહેનત ઉપર જીવનાર ભાગલાં હાડકાંવાળાને ત્યાં તે તમારી દીકરીને ખાવાપીવાનું શાશ્વત સુખ શું હોય?

(૨) ઓઝલપડદા અને ખોટા ઢોંગ આગળ તેને શારીરિક તંદુરસ્તીનું સુખ ક્યાંથી હોય?

(૩) મહેણાંટૂણાંની તડામાર આગળ તેને ઉત્સવનો આનંદ ક્યાંથી હોય?

(૪) માવડીઆ પતિઓ આગળ માર, દાંતીઆં અને કૂવે પડવા સિવાય બીજો પતિપ્રેમ કેવો હોય!

(૫) સાસુસસરાના ને નણંદભોજાઇના દોર આગળ સ્વતંત્રતા ક્યાંથી હોય!

ત્યારે શું એકેય સુખ નહિ? ના. છતાં એક સુખ તો છેજ: કૂવે પડી હમેશની શાન્તિ લેવાનું સુખ! એ સુખ લેતી હજારો વહૂઓના હાહાકાર સૌ કોઇના સાંભળવામાં આવે છેજ!

અને બદલામાં કુળહીન પોતે શું સુખ ભોગવે છે તેની પણ નોંધ લેવી જોઇએ. છોકરાને નવટાંક દૂધ આપતાં કુળહીન થપ્પડ લગાવે, પણ કન્યા પરણાવવાની આવી કે પછી ભલે છોકરા માટે રહેવા ઘર કે ખેડવા ખેતર ન રહે, ટકો દોઢ ટકો વ્યાજ બેસે, પણ પરઠણ તો પહેલી! દીકરીના સાસરીઆ પક્ષના તમામને, ભાણાભાણીની પ્રજા સુધી, દાપાં ને પહેરામણી આપવીજ પડે! તાંબાપિત્તળની માટલીઓ અને વળી અંદર મિઠાઇ. આમ બે દિવસ તાગડધિન્ના થાય, વરવેવાઇ પહેરામણીઓ લેઇ ઘર ભેગા થાય અને પાછળ ઘેર છોકરો ધૂળ ચાટતો થાય. આ બધું કરે તોપણ ન મળે દીકરીને સુખ કે ન મળે દીકરીના બાપને સુખ. બન્ને પક્ષના હુક્કા ભરવાનું ને ધક્કા ખાવાનું તો બિચારા દીકરીના બાપનેજ માથે! વેવાઇને ઘેર જાય તોપણ ખાસડાંમાં બેસે ને વિવેકની ખાતર હુક્કો ભરી લાવે, પોતાને ઘેર વેવાઇ આવે ત્યારે તો છૂટકોજ નહિ. આમ કુળહીનો કૂના થઇ ધૂળ ચાટતા થાય છે.

હવે દીકરો પરણાવવાનો હોય તો તેનું કેમ? સમાજ સારો સપીલો એટલે જે નામના ને કામના મેળવવા દીકરી પાછળ પાણીની માફક પૈસા બરબાદ કર્યા તે વ્યર્થ ગયા! નામના મળી નહિ અને પૈસેટકે ખાલી થયાથી છોકરો પરણાવવાની કામના પણ સિદ્ધ થઇ નહિ. હવે છોકરો કુંવારો રહેવાની ચિંતા એટલે હાર્યો જુગારી બમણો રમે, એ રીતે રહેવાનું ઘર પણ ખોઇ

નાખી ગમે તેવાને પૈસા આપી છોકરો પરણાવી નાખે. પસંદગી સિવાયના આવા મસાણીઆ લાડુમાં ઇલાયચીનો સ્વાદ ક્યાંથી હોય? એટલે છોકરાને સુખ પણ ક્યાંથી હોય? તેમાં વળી જો કંઇ કુદરત કોપી ને મરી જાય તો બારજ વાગ્યાને?

આવી કફોડી સ્થિતિ આપણી નાતની આવી ગઇ. છતાંય કોઇ કુળહીન કહે કે 'અમને તો કન્યાઓ મળે છે, ગરીબ અમારૂં અનુકરણ શા માટે કરે છે?' તેમને પૂછવાનું કે તમે કયા વાડાનાં બી? તમારા ભાઇ ને તમારામાં શો ફરક? તમે નહિ પરવાર્યા હો તો પહેલો છોકરો પરણી ગયો હશે, દીકરી પરણાવશો એટલે ઉપરનાં કારણોથીજ પરવારી જશો. કારણ કે કુળવાનોની નીતિ તમારે માટે ઊલટી નહિ થાય. જ્યાં આવકમાં શૂન્ય હોય ને જાવકમાં હજારોની નોટો ઊડતી હોય, ત્યાં ગમે તેટલું સ્થાયી ધન હોય તોપણ તે સાફ થયેજ છૂટકો! વળી પાપના ભાગીદાર તો તમારા ભાઇ કરતાં તમે વધારે છો તે ખાસ લક્ષમાં રાખજો.

આપણી નાત જો ગરીબી ભોગવતી હોય તો ઉપરનાં કારણોથી છે એ સ્પષ્ટ છે; તેમ ન હોય તો તનતોડ મહેનત કરનાર, દેશવિદેશ રખડી ધન ઉપાર્જિત કરનાર આટલે વર્ષે પણ ગરીબ કેમ રહે? આપણી આજુબાજુની પ્રજા આર્થિક સ્થિતિમાં વધી ગઇ, જ્યારે આપણે ગરીબાઇમાં આગળ વધી ગયા! કારણ કે નાથથી નથાએલ બળદની માફક આપણે રૂઢિઓથી નથાઇ ગયા છીએ. પરિણામે ગરીબાઇ ભોગવાય છે. ઉપાય શો? એકજ, જાગો, પ્રભુ લેખે રૂઢિઓનાં બંધન તોડવા સમાજના રણક્ષેત્રમાં ખુલ્લા પડો.

કોઇ કહેશે કે 'કહેવું સહેલું છે, પણ કરવું મુશ્કેલ છે.' ના, તેમ નથી. સમાનતામાંજ સુખ છે, એ વાત નિર્વિવાદ છે. પણ તમને તમારા કરતાં ઊંચા માની લીધેલાની લાતો ખાવાનું મન થાય છે, એટલેજ એ શંકા કરો છો. સમાનતામાં જે સિદ્ધિ સહેજે અનુભવાશે તે અસમાનતામાં ખોળતાંય નહિ જડે. સમાન સ્થિતિનો માણસ વખત આવ્યે તમને અમૂલ્ય મદદ કરશે, કારણ કે તે પોતાની જાત પ્રમાણે તમારી કિંમત આંકે છે. તમારી કન્યાને તે સ્વપુત્રી પ્રમાણે ગણશે ને તેને કોઇ પણ જાતનો ત્રાસ ન આપતાં, તેની હરેક સગવડ સાચવશે. એવી પરવા કુળવાનને નથીજ, માટેજ સમાનતામાં સાર છે. પછી જેનો પોતે થઇને લગ્નગ્રંથી રચે, તો સમાજનું ક્ષેત્ર વિશાળ છે, ગમે ત્યાં નાતમાં ભલે વરે.

વળી લાકડે માંકડાં વળગાડેલ જોડાંથી ઉત્પન્ન થતી પ્રજામાં નથી તેજ,

નથી બુદ્ધિ, નથી વિવેક, નથી આચારવિચાર કે વહેવાર. યોગ્ય ઉમરનાં શારીરિક સમાનતાવાળાંજ જોડાં સુખી થવાનાં એ વાત નિર્વિવાદ છે. તેમની લાયકાત તેમને ખેંચી લેવાની, તેમાં તમારે બિલકુલ તસ્દી લેવી નહિ. જમાનો પલટાયો છે. યોગ્યતા હશે તો આપોઆપ વગર ખર્ચે, તમારી દલાલી વિના, જોડાઇ જશે. આ તો ગાંધીયુગ છે. વિદ્યાની કદરવાળો અને સ્વતંત્રતાપ્રિય જમાનો છે, માટે જૂઠા આડંબરોને કે ગુલામીને સ્થાન નહિ રહે તે ચોક્કસ જાણજો. સમાજને અધોગતિને પંથે લેઇ જનારી ખરી જડ આજની લગ્નપ્રથા છે. તેમાં પ્રગતિ કરવાથી બીજી તમામ કુરૂઢિઓ આપમેળેજ બંધ થઇ જશે. પોતાની પ્રજાને પુત્રપુત્રીના ભેદ સિવાય, સમાન દૃષ્ટિથી શકય ત્યાં સુધી કેળવણી આપવી એ આપણી ફરજ છે. કારણ કે આજનાં પુત્રપુત્રીઓ એ આવતી કાલના સમાજના સ્તંભો છે.

આપણા સમાજને આવા વિધવિધ જાતના સડા લાગુ પડેલા છે તેને પરિણામે કંઇક લોકોનાં જીવન ફના થઇ ગયાં છે. તેજ આપણા સમાજની ભડભડ બળતી હોળી છે. તેમાંથી બચવા બચાવવા પ્રયત્ન કરવો એ મનુષ્ય તરીકે દરેકની ફરજ છે. હવે વખત આવ્યે યુવકો ચીલો કાપતાં શીખે, સમાજ તેને પ્રેરણા આપે તો જરૂર સમાજમાં હોળીને બદલે દિવાળીજ પ્રકટે.

કોટણા (તા. કરજણ) મોતીભાઇ કુબેરભાઇ પટેલ
હુતાશની, ૧૯૯૫ (આંધળી નિવાસી)

---

## ખોટું બચાવનામું

'વસો-ધર્મજમાં નળ' એ મથાળાવાળા લેખથી કેટલાકના પેટમાં શૂળ ઊપડયું લાગે છે. કેટલાક બોલીનેજ રહ્યા છે, કેટલાકે પોતાનું પોત 'પાણીના નળ' દ્વારા પ્રકાશ્યું છે. 'વસોમાં પાણીના નળ આવે એ ગામને માટે જરૂરી અને લાભદાયી છે' એમ પ્રામાણિકપણે માનનાર ગામની તમામ નાતોના મોટા વર્ગના લોકોમાંનો 'પાણીના નળ'નો લેખક જે દલીલો કરે છે તે 'વસો-ધર્મજમાં નળ'ની દલીલનો જવાબજ નથી. જેઓનાં બૈરાં ઘરગથુ કામ જાતે કરવામાં શરમાતાં નથી, એ વર્ગમાંના કેટલા નળને માગે છે એ તો જણાવ્યુંજ નથી. ત્યારે તો મારો આક્ષેપ છે કે ઉપલા વર્ગવાળાજ નળને વધારે માગે છે. આંધળીની દયાએ પરણવાનો દાવો કરનારની હાલત જ્યારે એ આંધળી જાણે છે કે દેખતીને પરિવાર ન થતો હોવાથીજ મને પરણી લાવ્યા

છે, ત્યારે પરણનારે આંધળીના આંધળાપણાની કાંઇ દયા ખાધી નથી એમ તે સમજે છે. એમાં જેટલો પરોપકાર પરણનાર બતાવે છે તેટલો જ પરોપકાર નળ લાવનારા ગરીબ વર્ગ ઉપર બતાવે છે.

નળના સમર્થનમાં જે દલીલો ધ્રૂજતે–કંપતે હૃદયે 'પાણીના નળ'વાળા ભાઇએ કરી છે તેમાં તો કંઇ માલ જ નથી. નિશાળોના દાખલાની અહીં જરૂર જ નથી. કુંડીને બદલે હવે કૂવે સગવડ મળવા લાગી એટલે જાણે વહેલા ન ઊઠ્યા તેથી કુંડીને બદલે કૂવે સગવડ લેવી પડી, પણ એ ભાઇ જાણે કે એમાં નળની સગવડનો સવાલ ક્યાં છે? કોઇ મફત ઝેર આપે તો શું મફત મળે છે માટે ખાવું? વાત તો એ છે કે અત્યારે કંઇક સરકારી સગવડ, કંઇક ગામનું ભંડોળ એકઠું કરી લોકોને ઘેર એક એક નળનો હાથી બાંધવાનો છે. એ હાથીના ખોરાકની (કરની) જોગવાઇ પહેલી કરો ને પછી જખ્ખે નળ આપો તોય અમને વાંધો નથી.

'મારા રાજ્યમાં વીજળીબાઇ અજવાળું પૂરૂં પાડે છે, મારા રાજ્યમાં ઘેરે ઘેર પાણીના નળ છે, ગામમાં ગટરો છે, મહોલ્લે મહોલ્લે ફરજિયાત શિક્ષણ અપાતી શાળાઓ છે, વાચનાલયો છે, રેલ્વેનાં સાધનો છે, બળદગાડીઓને બદલે મોટર બસો દોડતી થઇ છે, એક્કાને બદલે ટેક્ષીઓ (ભાડાની મોટર ગાડીઓ) ચાલુ થઇ ગઇ છે,' વગેરે તો રાજ્યના લોકોની આંખમાં મરચાં નાખી જગતની દૃષ્ટિમાં રાજ્યનો કારભાર ઘણો ઉજ્જવળ છે અને પ્રજા ઘણી સુખી છે એ બતાવવાનું છે, પ્રજા નાહકની માથું ઊંચકે છે એમ ગેરરસ્તે દોરવવાનું સાધન છે. એટલે સરકાર નળ સારૂ સગવડ આપતી હોય ને ગામના મોટા લોક તે સગવડ લેઇ ભંડોળ એકઠું કરતા હોય તો તે બેઉ આંધળીને પરણનારના જેટલાજ પરોપકારી (સ્વાર્થી) છે એમાં જરાય શક નથી.

નિશાળોમાં, હાઇસ્કૂલોમાં, મોટી મોટી ફી ભરી મૅટ્રિક પાસ કરીને એ વિદ્યાર્થી કેટલું ઉકાળવાનો છે, એ મોંઘી કેળવણી આપનારા જુએ છે ખરા કે? કોણ મૅટ્રિક થઇ શકશે? એક ઓરડીના બાર માસના ભાડાના જેટલી મોટી ફી એક મહિનાની! અને પાસ થયા પછી કમાણીનું તો ઠેકાણું જ નહિ. એટલે આ મૅટ્રિકનું ભણતર પણ મૂડીવાદી પદ્ધતિએ એટલા માટે મોંઘું કર્યું છે અને રાજ્યની સગવડ પણ એટલા માટે છે કે મૂડીવાદ પોષાતો જાય અને શ્રમજીવીઓ શ્રમ જ કર્યા કરે! નહિ તો ગરીબોને મૅટ્રિક ભણવા છેક સસ્તી ફી કેમ કરતી આપતા નથી? આવકવેરાના પ્રમાણમાં ફી લેવાનું કેમ રખાવતા નથી? તો જાણીએ કે આંધળીને દયાએ પરણનાર છે ખરા.

યુવાનોનું માનસ તપાસી નળની યોજનાને આગળ કરવી એ મૂર્ખતા છે. મારા લેખમાં કોઇ વિદ્વત્તા ન જોનારાને હું કહું છું કે તમને વિદ્વત્તા ન જણાતી હોય તો ભલે, એવી વિદ્વત્તા તમારી પાસે રહેવા દો; પણ એમાં નરી દલીલોની સચોટતા અને વ્યાજબીપણું લાગે છે, છતાં કબુલ કેમ કરતા નથી? આજના યુવાનોને હવામાં કિલ્લા બાંધવા છે, રસ્તે જનાર સાથે પ્રેમ કરવો છે, માબાપોને પૈસે કોલેજોમાં મજાઓ ઉડાવવી છે, ઊજળે લુગડે-ઉઘાડે માથે ફરવું છે. એમને માથે ભવિષ્યમાં વધારે કરનો બોજો ન પડે, સરકારી સગવડ ઓછી ન થઇ જાય તેટલા માટે નળની જરૂર છે, એ કોણ માનશે? મારા લેખને વાચકો ધ્યાનથી ફરી વાંચશે તો એમને જણાશે કે નળનો વિરોધ કેમ કરવામાં આવ્યો છે. નળજ નહિ, મારે તો ગામડાંમાં મુંબઇ કરતાંય વધારે જાહોજલાલી જોવી છે, પણ ગરીબોને ભોગે તો નહિજ.

'કર તો વધારે ભરીનેય નળ લાવશે.' અમો તો જોઇ શકીએ છીએ કે કર ભરવાની તાકાતજ રહેવાની નથી. મારો મુદ્દો એ છે કે આપણે જ્યાં સુધી ખેડૂતો પકવે તે કાચી પેદાશના ભાવ સારામાં સારા ન અપાવીએ, એ પેદાશને વેચતાં ખર્ચ પહોંચી વળવા જેટલું અને ખાધખોરાક સારૂં કંઇક બચત રહે એવી પરિસ્થિતિ ઊભી ન કરીએ ત્યાં સુધી કરનો બોજો ઊંચકવાની વાતો કરનારા મોંઢામાં સોનાનો ચમચો લેઇ જન્મ્યા હોય એટલે એમને અસહ્ય કરના બોજાથી મરતા માણસોને ખ્યાલ શી રીતે આવે? જૂનાવાણીએ જેટલું ખાધું છે એટલું નવવાણી જોઇ પણ શકતી નથી તો પચાવવાની વાતજ ક્યાં રહી! એ વાણીનો ઉપયોગ તો બીજાઓની લૂંટ માટે થાય છે. ગામડાંમાં સંડાસની સગવડ, પાણીના નળ, વીજળીના દીવા ને સિનેમા-નાટકનાં થિયેટર ન મળવાથી ગામડાના લોકો શહેર તરફ વળે છે એવું કહેનારા જનતાને ઠગે છે. ગામડાના લોકો શહેર તરફ ગયા હોય તો પેટનો ખાડો પૂરવા માટેજ. 'પાણીના નળ'નો લેખક વસો છોડી વડોદરા, હું વસો છોડી પૂના ઉપરની સગવડોને અભાવે વતન છોડી દૂર નથી બેઠા, પણ વસોના કરતાં કંઇક વધુ કમાવા ને ભોગવવા! ગામડાના ચેતનવંતા વર્ગને શહેરો તરફ જતો અટકાવવા પાણીના નળની કે આટાની ઘંટીની કે ચોખા ખાંડવાના હલરની કે વીજળીના દીવાની સગવડથી લોભાવવા જે વર્ગ જરૂર જોતો હોય તે વર્ગજ એ કરનો બોજો ઉઠાવે તો અમને વાંધો નથી.[1] પણ વાત તો એમ

*———

૧. "ધર્મજ-રેસ્ટેડ પોસ્ટ ફ્રી (મફત) કરવાની શરતે લેટર વર્કસ કરવા ઠરાવ સુધરાઇએ ના. સુબાની સમજાવટથી કર્યો છે" ('નવગુજરાત' તા. ૧૦:૪:'૩૯).

છે કે શહેરનો ઉજળીઆટ વર્ગ, અમનચમને ચઢેલો વર્ગ, ઘરમાંજ શૌચ-વિધિની પડેલી આદતોવાળો વર્ગ ગામડામાં જાય છે ત્યારે તેને એ વસ્તુઓ વિના ચાલતું નથી, માટે એને ગામડાને શહેર બનાવવું છે. અનુભવીઓ પોકારે છે કે 'ગામડામાં પાછા ફરો,' ત્યારે 'પાણીના નળ'નો લેખક ઊલટુંજ બારી મારે છે. એ સ્વાર્થ નથી તો બીજું છે શું?

પાણીના નળની આવશ્યકતા માટે ચાર આઠ આનાના દોરડાનો બચાવ અને ઘરગથુ કામના ભારે બોજામાંથી એક પાણીનો બોજો ઓછો કરવાની દલીલ કેટલી બેહુદી છે! જે વર્ગ માટે મારી દલીલો છે તે વર્ગને તો દોરડાનાય પૈસા નથી આપવા પડતા. અને આપવા પડતા હોય તોય આઠ આનાના દોરડાના બચાવ માટે ૪–૬ રૂપીઆ કર ભરવાનું કહેવું કે એવી યોજનાઓ ઘડવી એ બુદ્ધિને શું કહેવું? એમાં એમનો નર્યો સ્વાર્થજ નજરે પડે છે, લોકના નુકસાનનોજ વેપાર ખેડાય છે–ખેડાવાય છે. મૂળ વાતને વિસારી દઈને, કુલીન–અકુલીન નહિ, પણ સર્વસાધારણ વર્ગ માટે નળ છે એમ ભાસ કરાવવામાં ગેરદોરવણી શા માટે કરવામાં આવે છે? નળ લાવનારની તરફેણમાં બહુ જન-સમાજ કરતાં લઘુમતવાળાઓએ ઊભા કરેલા ખાંધીઆ મૂઠીભર જેટલા હશે એ ભૂલવું જોઈતું નથી. સ્ત્રીઓના ઉપર ગામડામાં પડતા બોજામાંથી એકાદો ઓછો કરવાનું બહાનું એ નળ ન હોય! બોજા ઓછા કરવા હોય તો પહેલાં તો મોટાં ઘરની સ્ત્રીઓની ગુલામી ટાળવાના પ્રયત્ન કરવાની જરૂર સૌથી પ્રથમ છે.

કો-ઓપરેટીવ બેંકો, ક્રેડિટ સોસાયટીઓ કાઢવાનો ઉદ્દેશ ગરીબ ખેડૂતોને જ સહાયભૂત–તેમના પડતે ભાવે વેચાઈ જતા માલના ઊંચા દામ અપાવી મદદરૂપ–થવાનો જણાવાયો હતો; પણ તેનો ખરો લાભ કોણે લીધો? કોણ લે છે? કેટલા, કોણે હોઈયાં કરી દીધા! કાગળ ઉપર બતાવાતું કોઈ કામ ગરીબો માટે કહેવાય છે, પણ એની યોજના પાછળ મૂડીવાદીઓજ છુપાએલા હોય છે, તેજ વધુ લાભ એ ગરીબોને ભોગે લે છે. તેમાંથી હવે ગરીબ વર્ગ, શ્રમજીવી વર્ગ બચે એજ મારો ઉદ્દેશ વિરોધ કરવામાં છે.

નળ લાવવામાં રોકાતું નાણું અને તેમાંથી ઉપજતું વ્યાજ કે ઉત્પન્ન કોઈ વ્યક્તિના ઘરમાં જવાનું છે એમ કોણ કહે છે? અમે તો એમ કહીએ છીએ કે એ રોકાતી મૂડી વડે મળનો લાભ ગરીબોને બોજારૂપ થશે અને મૂડીવાદીઓને સગવડ રૂપ થશે. કારણ કે મોટાઓને પાણી માટે પૈસા તો આપવાજ પડે છે; ઘરનાં બૈરાંથી બેડું લવાતું નથી, તેથી પાણિયારી તો જોઈએ! એટલે ગરીબોનો રોટલો છીનવી લેઈ તેઓ ચકલીએ પાણી ભરશે,

જ્યારે ગરીબ વર્ગ જેને મફત પાણી મળે છે, બૈરાં ધમકે પાણી ભરી લાવે છે, એને નળના પાણી માટે વધારે કમાવું પડશે! બાળકને પાશેર દૂધ નહિ આપે, પણ નળના બીલ માટે જોગવાઇ કરવી જ રહી. મારી આખી યે દલીલ એવી છે કે જે વસ્તુ જગતમાં માનવી માટે મફત મળવા નિર્માણ થઇ છે તેના ઉપર કર નાખી અનિચ્છા છતાં સગવડ કરી આપવી એ મહાન ગુનો છે. પાણી ને પવન તો જ્યાં જાઓ ત્યાં મળશે, પણ તેને અંકુશમાં લાવી એના ઉપર મીટરો બેસાડી પૈસા લેવા એટલે મફત મળતી ચીજો બંધ થઇ અને એને માટે વધારે કમાવું રહ્યું. આટલી સીધી વાત ગામના ધુરંધરો ન સમજે અને 'નળનું નાડું' પકડી બેસે એ ખોટું જ્યાવનામું નહિ તો બીજું શું? એમાં પક્ષાપક્ષનો સવાલ જ કયાં છે? એ તો સિદ્ધાન્તનો સવાલ છે.

ગામની સુખાકારી માટે ગટરો ભલે આવે, એ કંઇ નળની આવશ્યકતા નથી બતાવતી. એ ગટરોનું પાણી કયાં કાઢવામાં આવશે? તેની આજુબાજુના પ્રદેશોમાં કેટલી ભયંકરતા ઊભી થશે! શહેરોમાં રહેનારા ગામડાના જીવનને જ્યારે સરખાવે છે ત્યારે ગામડું દૂધપાક જેવું વહાલું લાગે છે; પણ ગામડામાં કરે શું એ સવાલ છે. માટે જો ગામડાં શહેરમાં ફેરવી નાખવાં હોય તો નળ, વીજળી, પંપ કે ચક્કીથી નહિ બને; એને માટે તો ખેડૂતોની ને શ્રમજીવીઓની આર્થિક સ્થિતિ સુધરે તેવી યોજનાઓ કરવી જોઇશે. ગામના નળથી, વીજળીથી, પંપથી કે ચક્કીથી ગામની આર્થિક સ્થિતિ આંકવા કરતાં કપડેલત્તે, ખાધેપીધે ગામ લોકો કેટલા સુખી છે એ જોવાથી અંકાશે. બેંકોમાં પડેલી પુરાંતો તરફ જોઇ દેશની આર્થિક સ્થિતિનું માપ ન કાઢતાં દરેકના ઘરમાં શું રહે છે તે જોવાથી જણાશે.

અને પછી એ માપમાં જો ગામ માર્ક મેળવે તો નળ તો શું પણ વીજળીની ટ્રામો દોડાવોને! એટલે મારો વિરોધ નળ બાબતમાં શા માટે છે તે 'વસો-ધર્મજમાં નળ' વાળો મારો લેખ ફરીથી વાંચી જોતાં અને એમાં *ઉપસ્થિત કરેલા મુદ્દાઓનો જવાબ આપતાં સમજાશે. જૂનવાણીની દૃષ્ટિએ* નવવાણીની જરૂર છે. એ પછી સિદ્ધ કરે. એ વાણીનો ફરક રહેવાનો એની ના નથી, પણ નવવાણીને વાણીનાં વાગ્બાણુજ છોડવાં હોય તો તે આ યુગમાં નહિ નભે.

નળ લાવવામાં અમુક વર્ગનો આગ્રહ હોય, કુલીન–અકુલીનનો સવાલ છે એમ સમજી 'પાણીના નળ'નો લેખક આક્ષેપ કરતો હોય, તો મને પરવા નથી. બાકી ક્યારેય એ ભાઇ કુલીન–અકુલીન માટે વાટાઘાટ કરવા તૈયાર

હોય તો હું પણ તૈયાર જ છું, પણ પોતાની પાસે મને મહાત કરવા જેટલાં પેદાં નહિ હોવાથી કંઇ વળવાનું નથી, કહી માંડવાળ કરવી એ શોભતું નથી. મારો તો અત્યારે ય દાવો છે કે કુલીનો કન્યાઓને નથી પરણતા, પણ કન્યા સાથે મળતા પોટલાને પરણે છે. અકુલીનની કન્યા લેવામાં કુલીનતા નથી હણાતી, કારણ કે હજારો લૂંટી ખાવા મળે છે, પણ વગર પૈસે એ ને એ જ" કન્યા લેવામાં કુળ હણાઇ જાય છે! એ વર્ગવાળો શું મોઢું લેઇ વાદવિવાદ કરવા બેસે! ત્યારે તો લખું છું કે એ કુળવાનોને વધારે પૈસા લેઇ આવતી વહુવારૂ માટે નળની પહેલી આવશ્યકતા છે, શ્રમજીવી માટે નહિ.[1]

પૂના — મગનભાઇ ઈશ્વરભાઇ પટેલ

—*—

## સ્વ. મોતીભાઇ અમીન સ્મારક ફંડ

### C/o ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ

**લખાવેલી કુલ રકમ રૂા. ૧૧૨૨૩**
**તે પૈકી રોકડ મળેલી રકમ રૂા. ૪૦૦**

**સૂચના:** જેમની રકમો સમિતિના કાર્યાલય–ચ. એ. સોસાયટીમાં આવી ગઇ છે તેમના નામ આગળ * ફુદડી મૂકવામાં આવી છે. બાકીની રકમો સમિતિના કાર્યાલયમાં આવવી બાકી છે.

૧૫૦૧ ડૉ. મોતીભાઇ દેસાઇભાઇ પટેલ (નાવલી), અમદાવાદ
૧૨૫૨ સ્વ. શેઠશ્રી ખુશાલદાસ ગોકળદાસ પટેલના વારસો (નડિયાદ) અમદાવાદ
  ૫૦૧ શેઠશ્રી ચુનીલાલ ખુશાલદાસ પટેલ
  ૭૫૧ ,, ધીરજલાલ ખુશાલદાસ પટેલ અને બીજા ભાઇઓ
૧૦૦૧ શ્રી. છોટાભાઇ શંકરભાઇ પટેલ (સુણાવ), મુંબાઇ
૧૦૦૧ ,, ભાઇલાલભાઇ શંકરભાઇ પટેલ (ભાદરણ), પૂના
૧૦૦૧ ,, રાવજીભાઇ કશીભાઇ પટેલ (નડિયાદ), મુંબાઇ
૫૦૧ ,, છોટાભાઇ મોતીભાઇ પટેલ (પલાણા), મુંબાઇ
૫૦૧ ,, કીલાચંદ દેવચંદ શેઠ (પાટણ), મુંબાઇ
૫૦૧ ,, છોટાભાઇ બાવાજીભાઇ પટેલ, (વીણા), અમદાવાદ

*———

૧. માઘ માસના અંકમાં 'પાણીના નળ' વિષેના લેખને અંતે જણાવ્યા પ્રમાણે હવે આ સ્થાનિક પ્રશ્નની ચર્ચા બંધ કરવામાં આવે છે. —તંત્રી

૩૦૧ શ્રી. હેમચંદ મોહનલાલ ઝવેરી, મુંબાઇ
૨૫૧ ,, ડાહીબેન છોટાભાઇ પટેલ (પલાણા), મુંબાઇ
૨૫૧ ,, શંકરભાઇ જોરાભાઇ અમીન (વીરસદ), મુંબાઇ
૨૫૧ ,, તુલસીભાઇ વલ્લભદાસ પટેલ (ધર્મજ), મુંબાઇ
૨૦૧ ,, છોટાલાલ ગણપતરામ દેસાઇ, મુંબાઇ
૨૦૧ ,, શંકરલાલ જેઠાલાલ પરીખ, મુંબાઇ
૧૫૧ ,, મનસુખલાલ બી. ચોકસી (બોરસદ), મુંબાઇ
૧૦૧ ,, બાપાભાઇ કુબેરભાઇ પટેલ (કરમસદ), શુકલતીર્થ
*૧૦૧ ,, અમૃતલાલ વિ. ઠક્કર (ભાવનગર), દિલ્હી
૧૦૧ ,, ચંદુભાઇ રાવજીભાઇ પટેલ, (સોજીત્રા), આણંદ
*૧૦૧ ,, આશાભાઇ નરસિંહભાઇ પટેલ (સુણાવ), આણંદ
૧૦૧ ,, અંબાલાલ ચુનીલાલ અમીન, મુંબાઇ
૧૦૧ ,, કેવળદાસ કીલાભાઇ શાહ, મુંબાઇ
૧૦૧ ,, છોટાભાઇ ખુશાલભાઇ પટેલ, નાર
૧૦૧ ડૉ. ચુનીભાઇ શંકરભાઇ પટેલ (પલાણા), મુંબાઇ
૧૦૧ મેસર્સ સી. આર. કોન્ટ્રાકટર એન્ડ કું., મુંબાઇ
૧૦૧ શ્રી. નારણભાઇ નરસિંહભાઇ દેસાઇ (નડિયાદ), આણંદ
૧૦૧ ,, પરીખ બાપુલાલ નીકમલાલ, મુંબાઇ
૧૦૦ એક સજ્જન, અમદાવાદ
૫૧ ડૉ. મગનભાઇ ડાહ્યાભાઇ પટેલ (સોજીત્રા), વડોદરા
૫૧ શ્રી. જશભાઇ મોતીભાઇ પટેલ (સોજીત્રા), મુંબાઇ
૫૧ ,, જશભાઇ જેઠાભાઇ અમીન (તારાપુર), મુંબાઇ
૫૧ રા. બ. રણછોડભાઇ બી. પટેલ (સારસા), મુંબાઇ
૫૧ શ્રી. મથુરભાઇ ઝવેરભાઇ પટેલ, મુંબાઇ
૫૧ ,, મગનભાઇ વાપજીભાઇ પટેલ, ,,
૫૧ ,, મોતીભાઇ મથુરભાઇ પટેલ (ચિખોદરા), આણંદ
૫૧ ,, રાવજીભાઇ ચતુરભાઇ પટેલ (નડિયાદ), આણંદ
* ૫૦ ,, ગોવર્ધનભાઇ ભાઇલાલભાઇ પટેલ (ભુરાકોઇ), વીરમગામ
* ૫૦ શેઠશ્રી શંકરપ્રસાદ ભોગીલાલ ચકુલાલ વડનગરવાળા, અમદાવાદ
૨૫ શ્રી. છોટાભાઇ નારણભાઇ પટેલ (નાપાડ), શુકલતીર્થ
૨૫ ,, ત્રિભુવનદાસ ગોકળદાસ પટેલ (સાંધી), મુંબાઇ
* ૨૫ ,, ચુનીલાલ રામચંદ્ર શેલત (ઉમરેઠ), પૂના

૨૫ શ્રી. છોટાભાઈ મોતીભાઈ અમીન, મુંબાઈ
૨૫ ,, જેઠાભાઈ મૂળજીભાઈ પટેલ, મુંબાઈ
* ૨૫ ,, ભોગીલાલ રણછોડભાઈ ગોર, અમદાવાદ
૨૫ ,, મણિભાઈ ઈશ્વરભાઈ પટેલ, મુંબાઈ
૨૫ ,, માનચંદ કુબેરચંદ વડનગરવાળા, મુંબાઈ
૨૫ ,, આપાભાઈ જી. દેસાઈ, મુંબાઈ
૨૫ ,, એચ. બી. પરીખ, મુંબાઈ
૨૫ ડૉ. હીરાલાલ ડી. પટેલ (સોજીત્રા), મુંબાઈ
૨૫ ,, હીરાલાલ શંકરભાઈ પટેલ (સોજીત્રા), મુંબાઈ
૨૫ શ્રી. મૂળજીભાઈ ચતુરભાઈ પટેલ (નડિયાદ), મુંબાઈ
૨૫ ,, ચતુરભાઈ જીજીભાઈ પટેલ, મુંબાઈ
૨૫ ,, રામભાઈ ગલાભાઈ પટેલ (ચિખોદરા), આણંદ
૨૫ ,, મગનભાઈ ખુશાલભાઈ પટેલ (ગઝેરા), આણંદ
૨૫ મેસર્સ સી. સી. મહાજન એન્ડ કંપની, મુંબાઈ
૨૫ શ્રી. મણિભાઈ સોમાભાઈ પટેલ, મુંબાઈ
૧૫ ,, વિઠ્ઠલભાઈ હાથીભાઈ પટેલ, મુંબાઈ
૧૫ ,, રણછોડભાઈ મથુરભાઈ પટેલ (સાંઢાસાલ), આણંદ
૧૫ ,, ધીરજલાલ છગનલાલ મોદી (સુરત), મુંબાઈ
૧૧ ,, છોટાભાઈ સોમાભાઈ પટેલ, મુંબાઈ
* ૧૧ ,, આશાભાઈ શિવાભાઈ પટેલ (પંડોળી), બેંગ્લોર
* ૧૧ ,, ત્ર્યંબકલાલ માણેકલાલ શુક્લ (આણંદ), કલકત્તા
૧૧ ,, કાશીભાઈ બીખાભાઈ પટેલ (સોજીત્રા), મુંબાઈ
૧૧ ,, મોહનલાલ પી. પટેલ, મુંબાઈ
૧૧ ,, હરિલાલ ગણપતરામ શાહ (પ્રાંતીજ), આણંદ
૧૧ ,, હનુમાનભાઈ વેણીભાઈ પટેલ, આણંદ
* ૧૧ ભરૂચ જીલ્લા વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિમિટેડ, ભરૂચ
૫ શ્રી. મણિભાઈ શિવાભાઈ પટેલ, મુંબાઈ
૫ ,, પુરુષોત્તમ મોતીભાઈ પટેલ, મુંબાઈ
૫ ,, ડાહ્યાભાઈ મથુરભાઈ પટેલ, મુંબાઈ
* ૫ ,, રમણલાલ ગોવર્ધનદાસ શાહ, ડેસર
* ૫ ચલાલા સેવક મંડળ, મુંબાઈ
૫ શ્રી. રમણલાલ ઇચ્છાશંકર જોષી, પાર્લે

૫ શ્રી. પ્રભુદાસ ભાઈલાલભાઈ પટેલ, પાર્લે
૫ ,, ચતુરભાઈ શિવાભાઈ પટેલ, પાર્લે
૫ ,, અંબાલાલ પુરુષોત્તમદાસ પટેલ, સાન્તાક્રુઝ
૫ ,, મણિભાઈ જમનાદાસ સરૈયા, અમદાવાદ
૫ ,, મણિભાઈ મોતીભાઈ દેસાઇ, પાર્લે

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા. ૧૨–૪–'૩૯ | આશાભાઇ નરસિંહભાઇ પટેલ મંત્રી, સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડ



## જાણવાજોગ

### ૧૪. વ્યાયામશાળાઓને સરકારી મદદ

વ્યાયામશાળાઓ માન્ય રાખવાને અને તેમને ગ્રાન્ટ્સ-ઇન-એઇડ (મદદ માટેની ગ્રાન્ટ) આપવા બાબતના કાનુનો મુંબઇ સરકારે બહાર પાડયા છે.

માન્ય રાખેલી શાળાઓ અથવા કૉલેજો સાથે જોડાયેલી ન હોય તેવી વ્યાયામશાળાઓને, ખાસ સંસ્થાઓ તરીકે, માન્ય રાખવામાં આવશે અને ગ્રાન્ટ-ઇન-એઇડ કોડના ભાગ ૭ અન્વયે ગ્રાન્ટ આપવાને માટે તેમને નોંધવામાં આવશે.

માન્ય રાખવા માટે અને ગ્રાન્ટ્સ-ઇન-એઇડ મળવા માટેની અરજી હિસાબી વર્ષની શરૂઆત પહેલાં, એટલે કે એપ્રિલ મહિનાની ૧લી તારીખ પહેલાં, ત્રણ મહિના આગમચ સંબંધ ધરાવતા એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને કરવી જોઇએ. ચાલુ વર્ષે સદરહુ સંસ્થાઓ એવી અરજીઓ કરી શકે તે માટે વખત ટુંકો રહ્યો છે તે હકીકત ધ્યાનમાં લેતાં, આ શરત જતી કરવામાં આવશે. સઘળી માન્ય રાખેલી વ્યાયામશાળાઓએ ગ્રાન્ટ-ઇન-એઇડ કોડના કાનુનો અનુસરવા પડશે અને તે વ્યાયામશાળાઓ, એજ્યુકેશનલ ડિપાર્ટમેન્ટના (કેળવણી ખાતાના) અધિકારીઓની તપાસને માટે ખુલી રહેશે. માન્ય રાખેલી વ્યાયામશાળાને તેના નોકરમંડળ, સરંજામ વગેરેના નિભાવ માટે તેને થતા ખર્ચના વધારેમાં વધારે ચોથા ભાગ જેટલી રકમ ચાલુ રાખવા માટેની ગ્રાન્ટ તરીકે આપવામાં આવશે. પરંતુ કેટલીક શરતોને અવલંબીને ગ્રાન્ટ-ઇન-એઇડ આપવામાં આવશે, એટલે કે, તેનો વહીવટ શખસોની કાયેલ મંડળીને હસ્તક હોવો જોઇએ અને તેમણે કોમી વિખવાદને ઉત્તેજન મળવાનો સંભવ હોય એવી ચળવળોમાં ભાગ લેવો જોઇએ નહિ, કાંઇ પણ ભેદભાવ વગર સઘળી

કોમોને માટે તે ખુલ્લી હોવી જોઇએ અને તેણે પુરતા લાયકાત ધરાવનાર અધ્યાપકો રાખવા જોઇએ. તે ઉપરાંત, તે વ્યાયામશાળાઓમાં સરકારે ઠરાવેલા શારીરિક શિક્ષણ માટેના અભ્યાસક્રમ પ્રમાણે શિક્ષણ આપવું જોઇએ. તેની ઇમારતો અને મકાનો આરોગ્ય જળવાય એવે સ્થળે હોવાં જોઇએ અને તે, તેમાં સારી રીતે હવાની આવજા થાય એવાં અને ચોકખાં હોવાં જોઇએ. દરેક નવા દાખલ થનારા તથા તેના સઘળા સભ્યોની વૈદકીય તપાસ માટે તેણે બંધ કરવો જોઇએ અને ઓછામાં ઓછા ૨૦ સભ્યોએ દરરોજ હાજર રહેવું જોઇએ. છેલ્લી શરત એ છે કે દરેક વ્યાયામશાળાએ તેની આવક અને ખરચનાં દફતરો અને હિસાબ રાખવાં જોઇએ.

## ૧૫. ગ્રામ્ય સુધારણા સપ્તાહ

### ગ્રામ્ય જનતા જોગ અપીલ

નામદાર મુંબઇ સરકારની ઇચ્છા અનુસાર ખેડા જિલ્લામાં ગ્રામોદ્ધાર પ્રવૃત્તિને અંગે જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ સાહેબની સલાહ લેઇને નીચેના આઠ દિવસો જુદી જુદી પ્રવૃત્તિઓ માટે મુકરર કરવામાં આવ્યા છે:

| | |
|---|---|
| તા. ૨૦–૨૧ એપ્રિલ ૧૯૩૯ વૈશાખ સુદ ૧–૨ | ગામનાં તળાવો ખોદવા, ઊંડાં કરવા, પાળો દુરસ્ત કરવા અને કૂવાઓ સાફ કરવા માટે. |
| તા. ૨૭મી જુન ૧૯૩૯ અષાઢ સુદ ૧૧ | ખેતરોમાં ઝાડ રોપવા માટે. |
| તા. ૧લી જુલાઇ ૧૯૩૯ અષાઢ સુદ ૧૫ | વાડાઓમાં તુળસી રોપવા માટે. |
| તા. ૧૮–૧૯ સપ્ટેમ્બર ૧૯૩૯ ભાદરવા સુદ ૫ અને ૬ | ગામના રસ્તાઓ દુરસ્ત કરવા તથા વાડા સાફ કરવા માટે. |
| તા. ૭મી નવેમ્બર ૧૯૩૯ આસો વદ ૧૧ | ઘરો અને ચોક સાફ કરવા અને ગ્રામ્ય સફાઇ કરવા માટે. |
| તા. ૧૨મી નવેમ્બર ૧૯૩૯ કાર્તક સુદ ૧ | રમતગમત, મેળાવડા, સંવાદો, ભજનમંડળી, રાસગરબા વગેરે. |

ઉપર પ્રમાણેના આઠ દિવસોનો કાર્યક્રમ નક્કી થયો છે. તો તે પ્રમાણે અમલ કરવા જાહેર પ્રજાને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે. પ્રજામાં જાગૃતિ લાવવા માટે અને તેમને ગ્રામોદ્ધારના કાર્યમાં રસ લેતા કરવા માટે મજકુર કાર્યક્રમ નક્કી થયો છે. તો દરેક ગામના આગેવાનો અને સદ્‌ગૃહસ્થો આવા જનસેવાના કાર્યક્રમની પોતાના બંધુજનોને સમજ આપી પોતે જાતે તથા તેમની પાસે

કાર્યક્રમને સંપૂર્ણપણે અમલમાં લેવાય તેવાં પગલાં લેશે એવી આશા રાખવામાં આવે છે.

S. B. Vaidya,
કલેકટર, જિલ્લે ખેડા,
અને પ્રમુખ,
ગ્રામ્ય સુધારણા મંડળ

## ૬૬. આફ્રિકા આવતા નવા પાટીદાર ભાઇઓને

ખાસ કરીને પૂર્વ આફ્રિકામાં આપણા ચરોતરનાં અનેક પાટીદાર ભાઈબેનો વસે છે; અને હજી પણ અનેક નવા ભાઇઓ હિન્દમાં નિરાશ અને નિરુત્સાહ થઇને તે તરફ આવે છે.

મારા મુંબઇના આ સમયના વસવાટ દરમ્યાન હું જોઇ શક્યો છું કે હાલમાં કેટલાક પેસેંજર એજંટોએ પૈસા પડાવવાની પણ એજંસી રાખેલી છે. નવા ભાઇઓને કાનુન મુજબ આફ્રિકાનાં બંદરોએ ઊતરતા પહેલાં ડીપોઝીટ ભરવાની હોય છે, જે તે ભાઇ સ્થાયી થતાં યોગ્ય પ્રમાણપત્રો રજુ કરવાથી સરકાર પાછી આપે છે.

વધુ તપાસ કરતાં માલુમ પડ્યું છે કે કાયદેસર રીતે તો આવી ડીપોઝીટ જે દેશમાંથી પેસેંજર જાય તેજ દેશના અધિકારીઓ વસુલ કરે છે. પરંતુ આફ્રિકા માટે તો મેં જોયું છે કે ત્યાંનાં ઇમીગ્રેશન ખાતાંજ આવી બાંહેધરીની રકમ વસુલ કરે છે.

ત્યારે મુંબઇમાં 'તમોને સ્ટીમર ઉપર ચઢતાં અડચણ નહિ આવે અને ડીપોઝીટ પણ અત્રે ભરવી નહિ પડે,' એવી રાહતને નામે કેટલાક અજાણ્યા નવા ભાઇઓ પાસેથી ૧૦થી ૧૫ રૂપીઆ સહેજે પડાવી લેવાય છે. આમ છતાંય આફ્રિકાને આંગણે તો ડીપોઝીટ ભરવાનીજ રહે છે. મુંબઇના બફારામાં બફાઇ મરવાનું પણ રહે છે. પીળી પાઘડીના ટોણાટપલા પણ મહાસભાના રામરાજ્યમાંય સાંભળવાના કે સહેવાના રહે છે. ૧૦ રૂપરડીનો સિપાઇ બૈરાંછોકરાંને ધક્કા લગાવે તે તો નફાના!

અને આ બધુંય ચાલ્યું આવે છે તેમાં દોષ કોનો? ખરૂં પૂછો તો આવી પ્રથાઓને પોષણ દેનાર પેસેંજરોનોજ! સાધનવાળાને રૂા. ૫, ૧૦ કે ૧૫નો હિસાબ નહિ, પણ દેશમાં ખાતાં પાડી આપીને ઘરનાં ઘરેણાં, ઘર કે જમીન જામીન તરીકે આપીને પૈસા ઉપાડી આશાની હેલમાં જતા નવા પાથિકને આ પ્રથા કેટલી બધી વિકરાળ દિસતી હશે તેનો ખ્યાલ આપણે કદી કરીએ છીએ ખરા?

ત્યારે આવા આ મૂઢ ગુમડાનો ઉપાય શો? તેના ઉપર નસ્તર મૂકવું જ રહ્યું ને!

હિન્દની સંસ્થાઓ તો આરંભે શૂરી છે એવો આરોપ હું સ્વાનુભવે ચોક્કસ મૂકું છું. પરંતુ પૂર્વ આફ્રિકાના પ્રવેશદ્વાર મોમ્બાસાગાં જાતિના કે રંગના ભેદભાવ સિવાય સર્વસામાન્ય સેવા કરનાર 'સમાજસેવા મંડળ' નામે એક જીવતી જાગતી સંસ્થા છે, જેનું કર્તવ્યજ અર્ધપંથે અટકનારને આંગળીનો ટેકો દેવાનું છે. તે સંસ્થાને દરેક ભાઈએ વિનાસંકોચ, વગર બીકે, બેધડક રીતે પોતાની મુસાફરીની અતિશયોક્તિ વગરની સાચી તકલીફો લખી દેવી, જેથી એ સંસ્થા તે માટે જે પગલાં ભરશે તેથી તમારી પછીથી આવનાર કેટલાય નવા ભાઈઓના પંથ સાફ થઈ જશે.

ટૂંકમાં આફ્રિકા જનાર કોઈ પણ વ્યક્તિ અગર અમલદાર કે સંસ્થાઓને નાહકની એક રાતી પાઈ પણ આપવાની રહેતી નથી. અને જો કોઈને આથી વિરુદ્ધ અનુભવ થાય તો તે ભાઈની પવિત્ર ફરજ છે કે તેણે મોમ્બાસાની ઉપલી સંસ્થાને સત્ય હકીકત લખી મોકલવી.

મોમ્બાસા (હાલ ઓડ) મગનભાઈ વલ્લભભાઈ પટેલ

---

## ગ્રંથપરિચય

૪૦. **ગાંધીજીની સાધના:** લેખક રાવજીભાઈ મણિભાઈ પટેલ; પૃષ્ઠ ૨૩+૪૮૦, ગાંધીજીની છબિ, કિંમત સવા રૂપિયો. દક્ષિણ આફ્રિકામાં શ્રી. મોહનદાસ કરમચંદ ગાંધી બૅરિસ્ટર તરીકે નોકરી કરવા ગયા. ત્યાંના દેશબાંધવોનાં દુઃખ ને ગુલામી જોઈ તેમનો આત્મા કકળી ઊઠયો અને તેમની મુક્તિને અર્થે અવિરત કાર્ય દ્વારા તથા પોતાની શારીરિક, માનસિક ને આધ્યાત્મિક સાધના દ્વારા સત્યાગ્રહનું અમોઘ શસ્ત્ર શોધ્યું. સરકારને મહાત કરી, પ્રજાનાં દુઃખો દૂર કર્યાં. મોહનદાસમાંથી 'ભાઈ' બન્યા. સાદાઈ, ખડતલપણું ને સ્વાશ્રયના ધોરણ ઉપર રચાએલો 'ફિનિક્સ આશ્રમ' સ્થાપ્યો ને ત્યાં જેટલાં સ્ત્રી, પુરુષો ને બાળકો રહ્યાં તે બધાં એકજ કુટુંબનાં સંતાન માફક જીવન ગાળવા લાગ્યાં. આવું કૌટુમ્બિક જીવન જીવતાં ભાઈ રાવજીભાઈ 'ભાઈ'ના સંબંધમાં આવ્યા અને તેમણે જે જોયું, જાણ્યું તે પોતાની 'યાદશક્તિને આધારે' આ પુસ્તકમાં લખ્યું છે. લખેલાં પ્રકરણો 'મહાત્માજી'ને વાંચી સંભળાવ્યાં છે. તેમની સૂચનાથી ઘટના સુધારાવધારા પણ કર્યા છે અને વધુમાં તેમની આજ્ઞા મુજબ ભાઈ છગનલાલ ગાંધીને પણ તપાસવા આપેલાં. વિષય પોતેજ सत्यम्, शिवम्,

સુંદરમ્ છે અને તેમાં વળી સોનામાં સુગંધ ભળે એમ પૂ. કાકા સાહેબે પ્રસ્તાવના લખી છે. આ પુસ્તકનાં ઘણાંય મોહક ને બોધપ્રદ પ્રકરણોનો ઉલ્લેખ કરવાનું મન થાય, પરંતુ ટૂંકાણમાં લખવાનું એટલે એ અશક્ય છે. પરંતુ કહેવું જોઈએ કે આ પુસ્તક જ્યાં જ્યાં ગુજરાતી ભાષા વંચાની હોય એવાં હરેક ઘરમાં, પુસ્તકાલયોમાં, શાળાઓમાં હોવું જોઈએ, કારણકે શ્રી. મોહનદાસ—એક સાધારણ માણસ આપકર્મે, સદા જાગ્રત રહીને, જે સત્ય ને કલ્યાણપ્રદ જણાયું તેને, જીવને જોખમે પણ, જીવનમાં ઉતારીને અતિનમ્ર ભાવે સેવાર્થે જીવનને અર્પણ કરીને 'મહાત્મા' બન્યા, એનું સરસ વર્ણન તેનાં જુદાં જુદાં જીવન-પાસાં સાથે આ પુસ્તકમાં વાંચવા મળે છે. પુસ્તકના નામ પ્રમાણે ગાંધીજીએ 'સાધના' કરી, માનવીમાંથી મહાત્મા બન્યા અને દુનિયાને કોયડો ઉકેલી આપ્યો કે પુરુષોત્તમ થવું એ હરેક માનવી સારુ શક્ય છે, પરંતુ એને સારુ જીવનમાં અસાધારણ સાધનાની જરૂર છે. પૂ. કાકા સાહેબે લખ્યું છે તેની સાથે સંમત છીએ કે "પણ અત્યારે દુર્દૈવે સાધનાનિષ્ઠા કંઇક ઝાંખી પડી છે. તત્ત્વદર્શન અસ્પષ્ટ થયું છે. શ્રદ્ધા ડહોળાઇ ગઇ છે. એવે વખતે ગાંધીજીની આ સાધના ગફલતમાં પડેલાઓને ખબરદાર કરશે અને બેખબર લોકોને નવી દૃષ્ટિ આપશે." પોતાને 'સત્યાગ્રહી,' 'ગાંધીવાદી,' 'કાર્યકર્તા' કહેવડાવનારને અમે આ પુસ્તક વાંચવા ખાસ ભલામણ કરીએ છીએ, જેથી તેમની 'જીવનસાધના' તેઓ વિચારી શકે. ન. દ.

૪૨. જીવનસંસ્કૃતિ (સામાજિક અને સંસ્કૃતિવિષયક લેખો): લખનાર—દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; પૃષ્ઠ ૨૦+૮૧૬, કિંમત અઢી રૂપીઆ. ગાંધીજીના શિષ્યમંડળમાં જે વિરલ ચિંતકો અને વિવેચકો છે, તેમાંના લેખક છે. આપણી પ્રાચીન સંસ્કૃતિનો અને શાસ્ત્રોનો એમનો અભ્યાસ બહુ સૂક્ષ્મ છે અને હિતબુદ્ધિએ એનું તારણ એમણે સુંદર રીતે કર્યું છે. આજે આપણી પ્રાચીન સંસ્કૃતિમાં ક્યાં ક્યાં વિકૃતિ પેઠી છે એનું પણ સૂક્ષ્મ તારણ એમણે કર્યું છે. એ બધા સંબંધે પોતાના વિચારો આ પુસ્તકમાં એમણે (૧) સંસ્કૃતિ, (૨) સમાજના પાયા, (૩) વર્ણ અને જ્ઞાતિ, (૪) સંસારસુધારો, (૫) ગામડાના પ્રશ્નો, (૬) ગરીબાઇનો પ્રશ્ન, (૭) શ્રમજીવીઓ, (૮) સમાજ-સેવાની પ્રવૃત્તિઓ, (૯) પ્રાસંગિક અને પ્રકીર્ણ તથા (૧૦) હરિજનસેવા, એમ ૧૦ ખંડમાં પ્રદર્શિત કર્યા છે. તેમાં આપણને ભાવિ જીવન માટે અનેક સૂચનાઓ કરી છે ને યોજનાઓ બતાવી છે. બેશક તેમાંની ભાવનાઓ અને કલ્પનાઓ સુંદર છે, પણ તેમાંની કેટલીક હજી અનુભવ માગે છે; ત્યાં સુધી વ્યાવહારિક ન કહેવાય. કેટલીક કલ્પનાઓમાં અતિરેક છે. આખા પુસ્તકની

ચર્ચા હિંદુ સંસ્કૃતિ વિષે છે એટલે પુસ્તકનું નામ 'હિંદુ સંસ્કૃતિ' આપ્યું હોત તો વધારે સફળ ગણાત. ઘણા વિચારો ટૂંકમાં સમાવી શકાત, પણ લાઘવશૈલીને એ માનતા લાગતા નથી. ભાષા ઉપરથી લેખકને કોઇ મહારાષ્ટ્રીય માની શકે જ નહિ એવી રીતે એમણે ગુજરાતી ભાષાને હસ્તગત કરી દીધી છે; બેશક, 'સલૂકાઇ'ને બદલે 'સલોખાઇ' (પૃષ્ઠ ૨૯૪) જેવા ભૂલભર્યા શબ્દપ્રયોગ બહુ વિરલ પ્રસંગે કર્યા છે. ગાંધીજીની છાયામાં આવ્યા પછીના – સ. ૧૯૧૭થી '૩૭ સુધીના અને તેમાંય વિશેષ કરીને ૧૯૩૦ના સત્યાગ્રહ-સંગ્રામ પછીના – લેખોનો આમાં સમાવેશ છે. મને એ લેખો બહુ સારા લાગ્યા છે. દરેક ગુજરાતીએ – ખાસ કરીને સત્યાગ્રહસંગ્રામમાં પડેલાં ભાઇબેનોએ – આ પુસ્તક વાંચવું જ ઘટે, જાણવું જ ઘટે કે આપણી સંસ્કૃતિ માત્ર સંગ્રામમાં જ સમાપ્ત નથી થતી.

**૪૨. કાવ્યપરિચય ભાગ ૨,** ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ પુ. ૧૦: સંગ્રાહક – રામનારાયણ વિ. પાઠક અને નગીનદાસ ના. પારેખ; પૃષ્ઠ ૧૬ + ૨૬૭, કિમ્મત ૧૨ આના. અગીઆર વર્ષના લાંબા ગાળા બાદ આવા ઉપયોગી સંગ્રહની બીજી આવૃત્તિ નીકળે એ ગુજરાતી કાવ્યોના અભ્યાસીઓની ઊણપ પૂરવાર કરે છે. પ્રથમ આવૃત્તિ અને આ બીજી આવૃત્તિ વચ્ચેનાં વર્ષોના ગાળામાં જે નવાં કાવ્યોનો ફાલ ઊતર્યો છે, તેમાંથી પણ પસંદ કરીને કાવ્યો આ પુસ્તકમાં લીધાં છે. પહેલી વખતે અધૂરું રહેલું ટિપ્પણ આમાં સંપૂર્ણ રીતે આપ્યું છે. નરસિંહથી શરૂઆત કરી આધુનિક કવિઓ સુધીના અનેકનાં કાવ્યો, રસવૃત્તિને પોષી ઉચ્ચ અભ્યાસ માટે ભૂખ પ્રદીપ્ત કરે તે રીતે, વાનગી રૂપે બરાબર ઐતિહાસિક ક્રમ જાળવીને મૂક્યાં છે. માધ્યમિક શાળામાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીને લક્ષમાં રાખી આ સંગ્રહ યોજાયો છે; તેથી તેમને કાવ્યો સમજવાની દૃષ્ટિ પ્રાપ્ત થાય, રસવૃત્તિ સર્વતોમુખી બને અને તેમનું હૃદય તથા બુદ્ધિની ગ્રહણશક્તિ ઉચ્ચ અભ્યાસ માટે કેળવાય એવાં પરલક્ષી કાવ્યોને વિશેષ પસંદગી આપવામાં આવી છે. કાવ્યોની ગોઠવણી, કવિઓના વિચાર, શૈલી અને ભાવની દૃષ્ટિએ તુલના થઇ શકે એ રીતે કરી છે. ગુજરાતી સાહિત્યમાં મધ્યમ વર્ગના સ્વતંત્ર અભ્યાસી કાજે તથા માધ્યમિક શાળામાં પાઠ્ય પુસ્તક તરીકે ઉપયોગી થઇ પડે તેવું, આ સંગ્રહ કરતાં ઉચ્ચ પ્રકારની ગુણવત્તા ધરાવતું હજી સુધી બીજું એકે પુસ્તક નથી, અને તેથી આની ઉપયોગિતા ઘણી વધી જાય છે. સરકારી પાંચમા અને છઠ્ઠા ધોરણમાં આ પુસ્તકને પસંદગી અપાય એ બહુ જ ઉચિત છે. સંગ્રહમાં ભાષાશુદ્ધિ તથા જોડણીની પણ સૂક્ષ્મ કાળજી રાખવામાં આવી છે. કાન્તા

ઉપરનાં ત્રણ પુસ્તકના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ

**૪૩. મદાલસા,** એક ખંડકાવ્ય: લેખક—ગોવિન્દ હ. પટેલ, પ્રેમંજ; પ્રકાશક—ગોરધનભાઇ કિશોરભાઇ પટેલ, નંદાનંદ, અલકાપુરી, વડોદરા; પૃષ્ઠ ૧૬+૯૨, કિમ્મત દશ આના. માર્કણ્ડેય પુરાણમાંથી વસ્તુ લેઇ પ્રેમાનંદે પોતાની રસવૃત્તિને અનુકૂળ તેમાં ફેરફાર કરી ગુજરાતી ભાષામાં 'મદાલસા આખ્યાન' લખ્યું છે. આ જ વસ્તુ ઉપર ખંડકાવ્ય લખવાનો ગુજરાતીમાં આ બીજો પ્રયત્ન છે. કવિએ છંદોવૈવિધ્ય અને અતિ ઉચ્ચ ભાષા દ્વારા, આધુનિક ઢબમાં કાયાપલટ કરી નાખી કથાને નૂતન સ્વાંગ સજાવી ગૌરવવંતી બનાવી છે. કાવ્ય વાંચતાં એટલી તો પ્રતીતિ જરૂર થાય છે કે કવિ ચિન્તનશીલ ને સંસ્કારી છે. કથનકળાને જીવનવિચારણાના સાધન તરીકે જ વાપરી છે તેથી તે ગૌણ બને છે અને કાવ્યકલાને હાનિ પહોંચાડે છે. રસ અને ઉપદેશ બંનેનો સુંદર સુમેળ સધાયો નથી. કાવ્યમાં કયાંય ચારુતાભર્યું આહ્લાદક વર્ણન કે ભવ્ય પ્રસંગનું અતિ ઉત્કૃષ્ટ આલેખન નજરે નથી પડતું. કવિને કદાચ તેવી પરવા નહિ હોય, પરંતુ તેવાં વર્ણનો હોત તો કાવ્યમાંનો બોધભાર હળવો બની કળા અને ઉપદેશ બંનેનું સમતોલપણું જળવાત. કવિની અતિસંસ્કૃતમય ભાષા એકદમ ધ્યાન ખેંચે તેવી છે. કોઇ પણ ગહન વિષયની વિચારણા અર્થે ભાષામાં સરળતાની અનિવાર્ય આવશ્યકતા છે. તેમાંય ગાંધીજીના આ ભાષા-સરળતાના યુગમાં આવી ક્લિષ્ટ ભાષાવાળું કાવ્ય ઓછો જ આદર પામે. કાવ્યને અંતે ટિપ્પણ તથા શબ્દકોશ આપેલાં હોવા છતાં અર્થગ્રહણમાં અતિ-મુશ્કેલી પડે છે, અને તેથી કાવ્ય સર્વભોગી ન બનતાં પંડિતભોગી જ બન્યું છે. કેટલાક શ્લોકોને કવિએ સર્વતોભદ્ર, ચક્રબંધ વગેરે વિવિધ ચિત્રબંધમાં ગોઠવ્યા છે. આ ગોઠવણી માટે કવિના ભેજાએ સારી પેઠે શ્રમ વેઠ્યો હશે, પરંતુ તેથી તેમણે ભાષાને ખૂબ મચરડી છે અને કલામાં વૃદ્ધિ ન થતાં ઊલટું રસમાં ક્ષતિ થયો છે. આનો અર્થ એવો તો નથી જ કે કાવ્ય તદ્દન સૌન્દર્ય-વિહીન વરતું છે. કેટલાક રસપ્રધાન સુંદર શ્લોકો, અતિઉત્કૃષ્ટ માતૃપદનું જગતમાં સ્થાનદર્શન અને તાત્ત્વિક દૃષ્ટિએ જીવનવિચારણા વગેરે સુતત્ત્વોને કારણે આ એક સમર્થ ખંડકાવ્ય બન્યું છે તે નિઃસંશય વાત છે. કાન્તા

**૪૪. અટકચાળા વાંદરા:** પૃષ્ઠ ૮૪, કિમ્મત ૭ આના. પ્રાથમિક શાળાના પહેલા ધોરણમાં ભણતાં બાળકો માટે આ પુસ્તક યોજાયું છે. બાલ વાંદરસેનાના માનસને અનુકૂળ પડે તેવી સુંદર શૈલીમાં બે વાંદરાનાં નવ અટકચાળાં રૂપે નવ વાર્તાઓની આ વાર્તામાળા બની છે.

**૪૫. સહેલી વાતો:** પૃષ્ઠ ૫૬. કિમ્મત ચાર આના. તદ્દન ટૂંકી અને

નહિ લાગતાં અસલાલી મુકામે એક સગીર વયની છોકરી સાથે લગ્ન કરવા તૈયાર થયા છે. આ છોકરીએ પણ લગ્ન કરવા ના પાડી છે તેવું મારા સાંભળવામાં આવેલું છે, પણ તેની દાદ કોઇએ સાંભળી નથી. આથી અસલાલીના યુવકોની ફરજ થઇ પડી છે કે જે લગ્ન છોકરી નાપસંદ કરે છે તે લગ્ન અટકાવવાં જોઇએ અને તે માટે સખ્ત ઝુંબેશ ઉપાડવી જોઇએ. અસલાલી, તા. ૭:૪:'૩૯, લી. એક પાટીદાર યુવક" ('ગુજરાત સમાચાર' તા. ૧૪:૪:'૩૯). આ હકીકત લખી મોકલનાર 'પાટીદાર યુવક' અને બીજા સૌ યુવકોનો આવે પ્રસંગે સ્પષ્ટ ધર્મ છે કે આવાં વૃદ્ધલગ્નમાં હોમાવાને ના ઇચ્છતી બાળાઓને ગમે તે ભોગે પણ બચાવી લેવી જોઇએ. એ કન્યાની ઇચ્છા હોય તો તેને ઉઠાવી જઇ સલામત સ્થળે આશ્રય આપવો જોઇએ, એ માટે સરકારી કાયદાએ સજા થતી હોય તો સામી છાતીએ તે સજા સ્વીકારી લેવી જોઇએ. લોહીનો આવો વેપાર કરનાર માબાપ હશે, ત્યાં સુધી યુવકોએ પોતાનો આવો પ્રચંડ ધર્મ બજાવવો જ જોઇશે, નહિ તો એવાં લગ્ન ના પાડનાર વીરબાળાઓ પણ આ ભ્રષ્ટ સમાજની લગ્નવેદી ઉપર હોમાયે જ જશે. યુવકો, તમે આવી બેનોને ન બચાવો તો એ કોની આશા રાખે? હવે લગનગાળો બેઠો છે, અને ઉનાળાની રજા પણ આવી છે, ત્યારે એ રજાઓનો લાભ લેઇ તમારો ધર્મ બજાવી લો. દેશની ઉન્નતિ તમારા જ હાથમાં છે.

### રાષ્ટ્રીય સપ્તાહ

જલિયાંવાલા બાગની અંગ્રેજી 'કત્લે આમ'થી દેશ સમસ્તમાં હાહાકાર વર્તી રહ્યો હતો! ત્યારે દેશ સમસ્તને પોતાની પરાધીનતાનું ભાન થયું. મહાત્માજીની પ્રેરણાથી દેશસમસ્તે સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની પ્રતિજ્ઞા કરી અને એ કતલદિન—તા. ૬ એપ્રિલથી એક સપ્તાહ સુધી સ્વતંત્રતાની ઉપાસના કરવાનું ઠરાવ્યું, તેમાં રચનાત્મક કાર્ય કરવાનું ઠરાવ્યું—ખાસ કરીને ખાદી ખપાવવાનું ઠરાવ્યું. દેશસમસ્તમાં એ સપ્તાહ મહાનંદે ઊજવાયું એમ વર્તમાનપત્રો વાંચ્યાથી જણાય છે. સુરત જિલ્લા સ્કૂલ બોર્ડના ચેરમેન ભાઇ કલ્યાણજી મહેતાએ તો આખા જિલ્લાની શાળાઓના શિક્ષકોને તે સપ્તાહમાં ગ્રામસુધારણા કરવાની સૂચના આપી દીધેલી અને એ સપ્તાહ પૂરું થતાં દરેક શાળાના શિક્ષક પાસેથી તેમણે એ સપ્તાહમાં કરેલા ગ્રામસુધારણાના અહેવાલ પણ માગ્યા છે. એ જિલ્લામાં, એ સપ્તાહને પ્રસંગે મુંબઇ સરકારના પ્રધાનો પણ આવીને લોકને ઉત્સાહ આપી ગયા. ખેડા જિલ્લામાં ગ્રામસુધારણા વિષેની આવતી દિવાળી સુધીની યોજના કલેક્ટરે પ્રસિદ્ધ કરી છે તે આ અંકમાં પૃષ્ઠ ૩૨૨ ઉપર છાપી છે. જિલ્લાના સૌ કાર્યકર્તાઓએ—ખાસ કરીને યુવકોએ—એ હિતયોજનાનો

અમલ કરવો ઘટે. એ યોજના સ્વરાજ્યશિક્ષણનું એક અંગ છે.

**અંગ્રેજ સરકાર અને મહાસભાની સરકાર**

'ઊંટ મરે તોય એનું મોં મારવાડ ભણી.' હિંદી પ્રજાનું ગમે તે થાય તોય અંગ્રેજ સરકારનું મોં વિલાયત ભણી, આપણું ગમે તે થાય તોય એને તો આ દેશમાંથી પૈસા ઊઝરડીને વિલાયતમાં પોતાનાં બૈરીછોકરાંને અમનચમન કરાવવાં છે, એટલે આ દેશની પ્રજાનું હિત સાધવા શા માટે એ કાળજી રાખે? આજથી ૮૩ વર્ષ ઉપર 'બુદ્ધિપ્રકાશ'માં 'હું છું તમારૂં શુભ ઇચ્છનાર સ્વદેશી મિત્ર' નામે કોઇ અજ્ઞાત લેખકે તે વખતની કંપની સરકારને આમ પ્રાર્થના કરેલી: "હવે હું દયાળુ સરકારને સંભળાવું છું કે આ કેફી તથા ઝેરેરી વસ્તુઓને બંધ કરે, ને રહીયતનું કલ્યાણ ઇછીને તથા લાખો મનુષ્યના જીવના ઘાત થાય છે, તેઓને બચાવે. દારૂ, તાડી, ગાંજો, ભાંગ, ઇત્યાદિ કેફી દુકાનોને ઊડાડી નાંખવી કે લોકો સુખી થાય, ને સરકારને આશીશ દે" ('બુદ્ધિપ્રકાશ,' પુસ્તક ૩, માહે અકટોબર સને ૧૮૫૬, સંવત ૧૯૧૨ના આસો, આંક ૧૦મો, પૃષ્ઠ ૧૮૦). ૮૩ વર્ષ સુધી અંગ્રેજ સરકારે જે પાપ સામે આંખ મીંચી રાખી, તે પાપ ઉપર, મહાસભાનું રાજ્ય થતાં, આપણા પ્રધાનોએ એકે તડાકે પ્રહાર કર્યો. હજી તો કાચું સ્વરાજ્ય છે; પાકું થતાં કેટલું કલ્યાણજનક થશે એ વિચારીને આપણે સઘળું બળ પાકું સ્વરાજ્ય લેવા માટે વાપરવામાંજ આપણું કલ્યાણ છે.

**પ્રૌઢશિક્ષણ**

આપણા દેશમાં સેંકડે લગભગ ૯૨ ટકા માણસો નિરક્ષર છે. ગાંધીજી કે મહાસભા ગમે એટલા પ્રયત્ન કરે, પણ આવી પ્રચંડ નિરક્ષરતામાં આપણું સાચું હિત સાધી શકે નહિ, કારણ કે જ્ઞાનનું મુખ્ય સાધન તો અક્ષરજ્ઞાન છે. અને તેથીજ મહાસભાના હાથમાં ઇલાકાના રાજ્યની લગામ આવી કે તુરતજ આપણા પ્રધાનોએ નિરક્ષરતા ટાળવાના ઉપાય કરવા માંડ્યા. નિરક્ષરતાના આવા મોટા સમુદ્રને ઉલેચવો અશક્ય લાગે અને વખતે નિરાશા પણ થાય. છતાં રુશિયા જેવા સાચું સ્વરાજ્ય ભોગવતા દેશ તરફ દૃષ્ટિ માંડીએ તો એ નિરાશાનાં વાદળ ઓગળી જાય. રુશિયાની સ્થિતિ વીશ વર્ષ ઉપર, નિરક્ષરતાની બાબતમાં, આપણી હાલની સ્થિતિ જેવીજ હતી. છતાં ગયાં વીશ વર્ષમાં રશિયાએ પ્રચંડ પ્રયત્ન કરીને એવી સ્થિતિ કરી મૂકી છે કે આજે એ દેશમાં ૯૫ ટકા માણસો સમક્ષર (સમ+અક્ષર=વાંચી લખી શકે એવાં. 'સાક્ષર' શબ્દનો અર્થ બીજોજ થતો હોવાથી, 'નિરક્ષર' શબ્દની સાથે 'સાક્ષર' નહિ, પણ 'સમક્ષર' શબ્દ યોજવો મને ઠીક લાગ્યો છે.) થયાં છે, અને એ દેશે

સ્ત્રીઓનો ભવ એળે જતો હશે. આજના કેટલાય શ્રીમંતો આવો લાહવો લૂંટે છે. આમાં પોતાની મોટાઇ બતાવવાનો પણ આદેશ હશે. પણ આથી અનેક સ્ત્રીઓને તથા અન્ય પુરુષોને અન્યાય થાય છે અને એમનાં જીવન એમ દુઃખીજ અવસ્થામાં વેડફાઇ જાય છે. હજારોને દુઃખે એક વ્યક્તિનો શોખ પૂરો કરવો એ મહાપાપમાંથી બચવા એના પ્રતિબંધની ખાસ જરૂર છે, એમ હવે તો સૌ કોઇ માને છે.

અનેકપત્ની કરવાનું મૂળ કારણ એક યા બીજી રીતે વિકારવૃત્તિ છે. સ્નેહલગ્ન પણ વિકારવૃત્તિમાંથી જન્મવા પામ્યાં છે. ગાન્ધર્વ ને પૈશાચ લગ્નનું તો મૂળ એજ ગણાય. જગતનાં અનેક દુઃખો પૈકી ૫૦ ટકા—અરે તેથીયે વધુ—દુઃખો તો કામવાસનાથીજ અસ્તિત્વમાં આવ્યાં છે. આજનાં સ્નેહલગ્ન પણ શુદ્ધ સ્નેહથી થવા પામ્યાં હોય, એવું બહુધા ઓછું હોય છે. ઓચિંતા મેળાપમાં બાહ્ય ભપકાના દંભથી તથા કૃત્રિમ સૌન્દર્યથી અંજાઇ સ્નેહલગ્નો થાય છે. આવા સ્નેહલગ્નની પ્રથાથી જોડાએલ દંપતી પછી જ્યારે બાહ્ય ભપકાના દંભ તથા કૃત્રિમ સૌન્દર્ય નિહાળે છે, ત્યારે પોતે કરેલી એ કાર્યમાં નરી મૂર્ખતા છે એમ માની એ નરનારી છૂટાં પડે છે. પછી એ પુરુષ દ્વિરેફની જેમ અનેક સ્ત્રીપુષ્પો પાછળ ભ્રમણ કરી મૂકે છે. આવાં મોહલગ્ન ખરેખર પાશ્ચાત્ય દેશોની વિકૃતિમાંથી પેદા થવા પામ્યાં છે, અને તેમાં વિકારવૃત્તિ સિવાય બીજો ઉદ્દેશજ નથી, તેમજ તેમાંથી અનેક પત્નીઓ કરવાની પ્રેરણા જાગી રહે છે. પુરુષ આમ અનેક સ્ત્રીમિત્રો કરે છે, સગવડ પડ્યે તેને પત્નીપદ આપે છે, અને જગતનાં અન્ય નરનારીને હાનિ કરે છે તેમજ મૂળ પત્નીને અનેક દુઃખો મહન કરવાની ફરજ પાડે છે. સ્ત્રીજીવનનો આમ ભાગીને ભુક્કો કરી નાખે છે.

આજે મોટે ભાગે એવા પ્રકારનાં લગ્નો થાય છે, જેમાં પરણનાર વરવધૂની બિલકુલ સંમતિ લેવામાં આવતી નથી. અરે, કેટલીયે વખત તો પરણનાર વરવધૂનાં માબાપો નહિ, પણ કુટુંબનાં વડેરાંઓ એ કૃત્ય કરી દે છે. એમાંય વળી આવાં લગ્નો એવે બાળવયે કરી દેવામાં આવે છે કે તેથી પરણનાર વરવધૂને ખબર પણ હોતી નથી કે તે એકબીજા જોડે લગ્નગ્રંથીથી જોડાએલ છે કે કેમ. વરવધૂ પુખ્ત વયે એકબીજાના નિકટ સંબંધમાં આવે છે તે વખતે તેમનામાં નથી હોતી વયની સમાનતા, નથી હોતી કેળવણીની સમાનતા કે નથી હોતી ઇતર સમાનતા. હવે આવી સ્થિતિમાં એ જીવનો પ્રેમમય અને એ ક્યાંથી સંભવે? આમ લગ્નનો ઉદ્દેશ આટલેથીજ ભાગી

પડે છે, અને કુટુંબકલહ તથા સાથે સાથે જીવનકલહ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે. આમ મારી મયરડી ભેગાં કરેલાં સ્ત્રીપુરુષોનાં જીવન રઝળી પડે છે. હવે પુરુષ તો બીજી પત્નીની શોધમાં પડે છે અને લાવે છે પણ ખરો; પણ સ્ત્રીને તો બીજો પુરુષ કરવાનો અધિકાર નહિ, તેથી તેનું બિચારીનું જીવન નષ્ટ થાય છે!

એવુંજ વૃદ્ધલગ્નને કારણે પણ બને છે. પૈસેટકે મસ્ત વૃદ્ધો શક્તિએ પણ પોતે તગડા છે, એમ દુનિયાને બતાવી બાલારાજા બની લગ્નોની લહેર લૂંટે છે. નવી નાની પત્નીથી હરખાય છે. પત્ની તેવા વૃદ્ધ પતિના નિકટ સંબંધમાં આવે છે અને તેના પુરુષાર્થની ખરી કિંમત આંકે છે. તે જીવનને ફના ગણી, સમાજને શાપ આપી, માતાપિતાને હૃદયની ઊની જ્વાળાથી દઝાડે છે. આવા અમૂલ્ય સ્ત્રીરત્નના જીવનનું બલિદાન પેલા વૃદ્ધદેવોને આહુતિ રૂપે આપ્યા માટે માબાપ પછી માથું કૂટે છે. એક પૈસાની હાંડલી ખરીદ કરતાં આંગળાંનાં ટેરવાં તોડવા પ્રયત્નશીલ બનનાર માબાપ આવા જીવનના સોદા કરતાં અટકશે કે?

ઉપર મુજબ આદિકાળથી અને આવાં અનેક કારણોથી ઘુસી ગએલો આ અનેકપત્ની લગ્નનો કુરિવાજ ખરેખર તુચ્છ છે. આથી નથી સ્ત્રી-જાતિને ફાયદો, નથી પુરુષવર્ગનો ઉદ્ધાર. સમાજનો આ તો નર્યો સડો કહેવાય. આમ તો સ્ત્રીત્વ લજવાય. સ્ત્રીઓએ તો આ સામે સવિનય સત્યાગ્રહ કરવોજ ઘટે. અને એ દીવા જેવું ચોકખું છે કે સ્ત્રીને લગતા પ્રશ્નો સ્ત્રીજાતિજ જ્યારે છણતી થશે અને તેનો સામનો કરવા કમર કસશે ત્યારેજ તેનો જલદી અંત જરૂર આવશે. પણ તેમ થતા સુધી વાટ જોવાય નહિ. એવાં અધમ લગ્ન અટકાવવા સરકારે સમાજની વહારે ચઢવું જોઈએ અને કાયદો કરવો જોઈએ. આનંદની વાત છે કે હાલ શ્રી. લીલાવતી મુનશીએ એ કાયદો કરાવવા મુંબઈ સરકારની ધારાસભામાં બીલ આણ્યું છે. આ બીલને સમાજે અને ખાસ કરીને સ્ત્રીસમાજે અનુમોદન આપવું ઘટે. ઇલાકાની એકે એક સ્ત્રીસંસ્થાએ આ સંબંધે અનુમોદનના ઠરાવ કરીને શ્રી. લીલાવતી મુનશી તરફ મોકલવા ઘટે.

ભાણ્ડુ, રાયબેન મોહનલાલ પટેલ,
તા. મહેસાણા મુખ્ય શિક્ષિકા, કન્યાશાળા

---*---

## ક્રાન્તિને કિનારે[1]

ચરોતરના પ્રતિષ્ઠિત ગણાતા એક ગામને પાદરે સાયંકાલે એક મોટર બસ આવી અને તેમાંથી એક પછી એક ૭ યુવકો ટપોટપ ઊતરી પડયા. સામે જ તળાવ હતું. તળાવને ઘસાઇને સડક હતી અને તે સડકની હારે વડ-પીંપળનાં વૃક્ષો મનોહરતા અને ભયંકરતા વધારતાં અડગ ઊભાં હતાં.

આવેલા યુવકોએ કોઇ વિચિત્ર વસ્ત્રો ધારણ કર્યાં હતાં. એ દરેકના હાથમાં ચામડાની થેલી લટકતી હતી. ગામને પાદરે એક ચબુતરો હતો. એ ચબુતરો જૂનવાણી વિચારોનું છેલ્લું પ્રતિનિધિત્વ જાણે ન ધરાવતો હોય, તેમ ત્યાં પ્રતિદિન પાંચ ૭ વૃદ્ધો આવતા. ગામમાં કોની કન્યા કેટલી ઉમરની છે, કોને ત્યાં બારમું થયું નથી, તેમજ કોણે બાંપદાદાની આબરૂ વાસીદે વાળી છે, એવા જ ચર્ચાસ્પદ ને ગૂઢ વિષયોનો તેઓ વિવાદ ચલાવતા.

આજે ગામના એક આબરૂદાર ગૃહસ્થને ત્યાં લગનની ધામધૂમ હોવાથી પેલા ચબુતરાએ જૂનવાણી પ્રતિનિધિત્વ ધરાવતા મહાશયો સારી સંખ્યામાં ભેગા મળ્યા હતા. વાતોનો રસ અને હુક્કાની લહેજત, એ બે વસ્તુથી સામે આવેલી મોટર છેક ઊભી રહી ત્યાં સુધી તેમનું ધ્યાન ખેંચાયું નહોતું. પણ જ્યારે 'એ કાકા! જરા ખસજો, સામે ગોતરડો આવે છે,' એમ ઝળહળતી મશાલોના પ્રકાશમાં સાંભળ્યું એટલે એક પછી એક એ બધા સ્થંભો ખસી ગયા!

પણ એ પૂરા ખસે ન ખસે ત્યાં જ 'ધડડડડ' કરતો રાક્ષસી અવાજ સંભળાયો. ક્ષણભર સાર્વત્રિક શાન્તિનો સંચાર થઇ ગયો. સ્તબ્ધ બનેલી ગોતરડાની મહિલાઓ તો કયારનીયે અવાક્ બની ગઇ જ હતી. બધે 'આ શું,' 'શું થયું એ?' એ અને એવા અનેક શંકાશીલ પ્રશ્નો નીકળવા લાગ્યા. વ્યવસ્થિત ગોઠવાએલી હારો છોડી નાસાનાસ તો કયારનીએ થઇ ચૂકી હતી. સર્વત્ર ભયંકર શાન્તિ પથરાઇ હતી. પેટ્રોમેક્સથી ઝળહળતું તેજ અને તેમાં ચિત્રવિચિત્ર રંગબેરંગી સાડીઓ નવીન ને સુશોભિત ભાસતાં હતાં. અને ઘડીભર જોનારને વિચારવા જેવું પણ હતું કે આ તે 'બેકારી કે બાદશાહી?'

'ધડડડડડડ......ધડડડડડ, ધડડડડ!' ફરી એકસામટા ત્રણ અવાજ થયા અને પેલી મહિલાઓએ દોટાદોટ કરી મૂકી. ગભરાએલી નારીઓ સૌ સૌને

---

૧. આ વાર્તા કલ્પિત છે. પણ તેમાંની કલ્પના આગામી દોઢ દસકા બાદનું કદાચ એક સત્ય ચિત્ર બને તો નવાઇ નહિ, એટલે વાર્તાનો સમય દોઢ દસકા બાદનો ગણવો.

ફાવે તેમ નાસવા લાગી. અને એ નાસાનાસમાં ને ખૂમરાણમાંજ 'ભૂં • ભૂં' ભૂં • ભૂં,' કરતી મોટર બસ ઊપડી ગઈ.

એક બાજુ કેટલીક મહિલાઓ દૂર જઈ બૂમો પાડવા લાગી: "એ કમળાબેનને, કાન્તાબેનને ને બીજાં બે ચારને ઊપાડી ગયા!"

અને 'કોને?' 'કોણ ઊપાડી ગયું?' એ પ્રશ્નોની પરંપરા થવા લાગી. જોતજોતામાં મંગળ સ્થાને સ્મશાનની ભયાનકતા વ્યાપી રહી. રડારોળ, કળકળાટ અને રુદનની લહરીઓ ચોમેર પથરાઇ. આખું ગામ કુતૂહલવૃત્તિથી પ્રેરાઇ એકઠું થઇ ગયું. તપાસ થઇ. તપાસને અંતે ૭ કુમારિકા ને એક નવોઢા ગણી કુલ સાતનાં હરણનો આંકડો થયો!

ગામના આબરુદાર કુટુમ્બની કન્યાઓને આમ ગામ વચ્ચેથી ઉપાડી જનાર આ યુવકો કોણ હશે? તેમણે શા માટે આ કૃત્ય કર્યું હશે? એ ગંભીર ને કૂટ પ્રશ્નો વિષે સૌ કોઇ પોતાને ફાવે તેમ મત બાંધવા લાગ્યા. 'અપહરણના કિસ્સાઓ બંગાળમાં ને સરહદ પ્રાન્તોમાં રોજના ને છેક સ્વાભાવિક બન્યે જાય છે, પણ ચરોતરમાં આ ચેપ? આ તો હડહડતો કળજુગ! અરેરે! આ સુધારાથી તો તોબા! પૃથ્વી રસાતાળ જવા બેઠી છે!' આવી અનેક લોકવાણી ફરતાં બધાં ગામોમાંયે સંભળાવા લાગી.

અને આજે આ ગામથી તો કાલે પેલે ગામથી સમાચાર આવવા લાગ્યા. હજી તો આ ગામમાંથી ગએલી કન્યાઓનો પત્તો મળ્યો નથી ત્યાં તો ચરોતરનાં બીજાં ગામોમાંથી પણ એજ બોકાણના સમાચાર છૂટવા લાગ્યા!

"કેમ વિઠ્ઠલભાઇ, આ તમારા બાર ગામમાં એ બોમ્બ ફૂટયા ને?"

"જવા દો એ વાત! આ ગઇ કાલેજ અમારા ગામમાંથી પોણો ડઝન કુમારિકાઓને ઊપાડી ગયા અને સાથે એક સણસણતો કાગળ આપી ગયા છે કે: 'સાવધાન! સડેલા સમાજ, અને એ સમાજને અવિશુદ્ધ ઇચ્છતા જૂનવાણી કુલીનો, વેળાસર ચેતી જાઓ અને આ ગોળની વાડમાં છીંડાં પાડો, નહિ તો આ સ્થિતિ માટે તૈયાર રહો. આના જવાબદાર તમે અને તમારો સમાજ છે.'"

"અરેરે! વિઠ્ઠલભાઇ, ગજબ થયો! સંભળાય છે કે આ જુવાનિયાઓ આવી રીતે કન્યાઓને ઉપાડી જઇ હલકા ને કુલહીન ગામડીઆઓ સાથે પરણાવી દે છે. અને દિલગીરી તો એ ઊપજે છે કે મહાસભા દિનપ્રતિદિન વધુ સત્તાશીલ બનતી જાય છે, છતાં આવા ગંભીર પ્રશ્નો સામે આંખમીંચામણાં કરે છે. તેમાં વળી આ 'પાટીદાર પરિષદ' નામનું નવું લફરૂં ભાત ભાતના

તાયફા કરે છે! અને ભાઇ, આ તે કાંઇ ઓછા શેરની વાત છે.કે આ અમારા બાપાના કુળનું નાક કાપી આ અમારા થડિયાની કન્યાને ગામડાંનાં કણબી-કાછિયાં જેવાંને પરાણે પરણાવી દેવી! અમે તો લાજી મરીએ છીએ. નાક ખોઇ બેઠા! અને હોડ પણ જવા બેઠા! કોઇ પણ રસ્તો જડતો નથી."

"વ્રજભાઇ, તમારું કહેવું વ્યાજબી છે. પણ પેટ પાકે ત્યાં પાટો ક્યાં બાંધીએ? આપણાજ જ્ઞાતિભાઇઓ જ્યારે આ નાલાયકોને ઉત્તેજન આપી રહ્યા છે, ત્યારે બીજો ઉપાય શો? હવે તો હોડ સાચવવા હોય તો બેજ માર્ગ રહ્યા છેઃ પ્રથમ કાં તો આ ગોળને ચડમૂળથી તોડી ખૂલ્લા કરી દો, અગર તો ધિંગાણાં કરો કે કેશરિયાં.

"ત્યારે આપણે પંચ બોલાવીએ અને આ માટે ઘટતા ઉપાયો કરીએ તો?"

"પણ પંચ તો ગડદા જેવું બની ગયું છે. આપણાં પંચો એ તો માત્ર વેશધારી મડદાં છે. એમાં પ્રાણસંચાર કરવો જોઇએ અને તે પણ આડંબર નહિ. એમાં સંગીનતા ને સક્રિયતા લાવીશું તોજ આપણે કાંઇક કરી શકીશું. બાકી આમ વાતો કરવાથી આ પરિસ્થિતિ અટકવાની નથીજ."

"ઠીક ત્યારે, આપણે તે માટે ગામમાં જઇ ચર્ચા કરીશું, ચાલો."

અને એ મધ્યમ વર્ગના ગાર્તંડો ગામમાં ગયા!

*

"પણ તમે આ ભાઇને ચાહો છો?"

"ના."

"આ લગ્ન અમારાથી નહિ થઇ શકે. ચાલો, તમે?"

"ના, હું પણ ચાહતી નથી."

"તમે?"

"ના મા'રાજ, હુંય નહિ."

"આ શો ગોટાળો છે? રમણભાઇ!"

"આચાર્ય, એ સૌ હજી આ યુવાનોથી અપરિચિત છે. હજી તેમના દરેકના હૃદયમાં કુલીનતાનું ઘમંડ છે, તેમજ ભય પણ ખરો; ત્યારે આ બધાં લગ્ના મુલતવી રાખવાં પડશે."

"ત્યારે પ્રથમ અહીં આવ્યા પહેલાં આપે તે દરેક સાથે નક્કી નહોતું કર્યું?"

"કરેલું, પણ તે ખરા અંતઃકરણનું તો નહિજ."

"એમ કેમ?"

"માફ કરજો. અમારી ટોળી આવી કન્યાઓનાં અપહરણ કરી કુલીન

સાથે અકુલીનનાં અને અકુલીન સાથે કુલીનનાં લગ્ન કરાવી દે છે."

"એટલે શું બળાત્કારે?"

"હા, એમ જ."

"આપ જાણતા નથી કે આપણા આર્ય ધર્મમાં આવાં લગ્નોનો નિષેધ છે?"

"આચાર્ય, આપ આર્યસમાજી છો, એટલે આપને માટે હું માન ધરાવું છું, પણ મને જાણીને ખેદ થાય છે કે આ સડી ગએલા શાસ્ત્રની ઉટાંગ વાતો માટે તમારો પણ આવોજ મત છે!"

"નહિ નહિ રમણભાઇ, આ કાંઇ સેભાલુ બ્રાહ્મણોના ગપાટા નથી, પણ હું જે વાત કરી રહ્યો છું, તે આદર્શ લગ્નસંસ્થાની અને તેને અંગે ઊભી થતી ધાર્મિક ફરજની. જેને 'આર્ષ' વિવાહ કહે છે તે આર્ષ વિવાહ માટે ભારતવર્ષ એક સમયે પ્રખ્યાત હતો. જ્યારે કુમાર-કુમારિકાઓ સંવનનથી એક બીજાને ચાહતાં, ને માતાપિતાની સંમતિથી લગ્નમંથાથી જોડાતાં. પણ અફસોસ, આ કમભાગ્ય ભારત ઉપર આવેલી અનેક આફતોએ એની એ ઉજ્જ્વળ કારકીર્દિ ઉપર કલંક ચઢાવ્યું છે. અને તે તેની પડતીનો કરુણ ફેજ છે. આજે સંવનન શોધ્યાંયે જડતાં નથી! આજે કુલીનતાને નામે રાક્ષસી લગ્નો થઇ રહ્યાં છે. આજનાં લગ્નો એટલે વ્યવસ્થિત વ્યભિચાર!"

"અને તેથી જ અમે આ પ્રથા સામે બળવાની જેહાદ પોકારી છે." ભયંકર ત્રાડ પાડી રમણલાલ બોલ્યા.

"પણ ભાઇ, એ સમાજનાં બંધન તોડવાં એ કાંઇ બચ્ચાંના ખેલ નથી. અને તમે લીધેલો આ માર્ગ આદર્શ નહિ, પણ ભ્રષ્ટ ઉલ્કાપાત છે."

"ત્યારે શું આ બંધનો તોડવા કોઇ બીજો સચોટ ઉપાય છે?"

"હા, છે. પણ તે ઉપાય તમારા જેવાના આત્મભોગની અપેક્ષા રાખે છે!"

"આત્મભોગ! આચાર્ય, હાથમાં માથું લેઇ ફરનાર રજવીરોથી જ આ કટાઇ ગએલા હિંદુસ્થાન ઉપર તેજનાં રશ્મિ ફેલાયાં છે એ શું આપ ભૂલો છો?"

"પકડો, પકડો. એ જ બદમાસો છે." હજી રમણભાઇ પુરું બોલે તે પહેલાં જ પોલીસની એક જબરદસ્ત ફોજ આચાર્યસહ કન્યાઓને ઘેરી ઊભી.

"એ જ નરાધમો, એ જ બદમાસો છે, જેમણે મારી કમળાનું હરણ કર્યું છે. આજે તેમને ખબર પડશે કે કુલીનતાનો પ્રતાપ કેવો હોય છે."

"કોણ, રાજરત્ન?"

"હા! આચાર્ય, તમે પણ બદમાસોમાં ભળ્યા લાગો છો. અમે તમોને આવા નહોતા જાણતા. યાદ કરો, તમે જ્યારે પ્રથમ આ આર્યસમાજ મંદિ

માટે ફંડ ઉઘરાવતા હતા ત્યારે મેં કેટલી મદદ કરેલી? કેટલું દાન આપેલું? અને અમારાં નાણાંનો આ ઉપયોગ?'

"મનમોહનરાય, આપ રાજરત્ન છો, તેથી પ્રજારત્ન છો જ એમ માનવાને મુદ્દલ કારણ નથી. તેમ આપ જે સત્તાના રાજરત્ન છો તે સત્તા એ કાંઇ પ્રજામતના વાદથી વિશેષ નથી, એ રખે ભૂલતા."

"બસ કર, ભામટા!" આવેશથી રાજરત્ન બોલ્યા.

અને એ બધી ફોજ સુધારક સંઘને લેઇ પોલીસ સ્ટેશન તરફ વળી.

*

"પણ હું તો એ જાણવા માગું છું કે આવી રીતે અપહરણો કરવાનો હેતુ શો?"

"હેતુ, એ જ કે સામાજિક બંધનો તોડવાં."

"અને આ પ્રકારે તે બંધનો તૂટે ખરાં?"

"જરૂર. ત્યાગી સમાજસેવકો અહિંસાત્મક પ્રયોગો સાથે નિર્વિકાર હિંસા, શાન્ત હિંસા ભેળવી આ પ્રયોગ સિદ્ધ કરી શકે એ અમારી કલ્પના નહિ, પણ વાસ્તવિક માન્યતા છે."

"હા! હા! હા! નિર્વિકાર હિંસા! કેવો શબ્દપ્રયોગ! અને રમણભાઇ, આ કામ કાયદા વિરુદ્ધ થાય છે તેમ તમે માનો છો?"

"કાયદા વિરુદ્ધ કેમ કહી શકાય? કાયદાની તમારી વ્યાખ્યા મુજબ ગમે તેમ, અમારી વ્યાખ્યા મુજબ નહિ જ. કાયદો એટલે સમૂહે સમૂહના હિતાર્થે, રક્ષણાર્થે યોજેલા નિયમો તે કાયદો, અને તેનો અમલ એટલે લોકશાસન."

"એટલે શું આ રાજ્યના કાયદા મુજબ તમે તમારૂં કૃત્ય વ્યાજબી માની શકો?"

"પ્રથમ કહું કે તમારૂં રાજ્ય જે કાયદા ઘડે છે, તેમાં સમૂહના હિતનો વિચાર કરતું નથી તેમ સમૂહના હિતાર્થે કરેલા કાયદા રાજ્ય પાળતું યે નથી. રાજ્યે કરેલો બાળલગ્નનિષેધક કાયદો ધારાપોથીમાં મીઠી નિદ્રા લે છે! ફરજિયાત શિક્ષણપ્રથા ખુલ્લી અધોગતિ નોતરે છે! અને છૂટાછેડા કે અન્ય સામાજિક ત્રાસનિવારણ નિબંધો સંતાકૂકડીની રમતો રમે છે! અર્થાત્ તમારૂં રાજ્ય કાયદા પાળતું નથી, પણ કાયદાના કુશકા ખાંડે છે! અને અમારા જ દામથી પોષાતા રાજ્યના અમલદારો અમને લાંચરુશ્વતથી રંજાડે છે! અરે આ રાજ્ય........."

"અત્રે હું યાદ આપું છું કે તમે નામદાર કોર્ટનું ને રાજાનું ભયંકર અપમાન કરી રહ્યા છો." વચ્ચે જ મેજિસ્ટ્રેટ ટેબલ પર હાથ પછાડી બોલ્યા.

"અને હું તે જવાબદારી જાણી સમજીનેજ બોલી રહ્યો છું." રમણલાલે જવાબ આપ્યો.

"તમારી ઉપર હું તહોમતનામું ફરમાવું છું. તમારે આવતી મુદતે તમારા બચાવના સાક્ષીઓ હાજર કરવા." અને એટલું બોલી મેજિસ્ટ્રેટ કોર્ટ છોડી ચાલ્યા ગયા.

મુદતને દિવસે મેજિસ્ટ્રેટે ફેંસલો વાંચ્યોઃ "આરોપી નં. ૩નો ગુનો ભયંકર છે; તેણે એક આબરૂદાર કુટુમ્બની પરિણીતાને ભગાડી જઇ અક્ષમ્ય ગુનો કર્યો છે. આરોપી નં. ૧, ૨, ૪, ૭નો ગુનો માત્ર તેમની સુધારાની ઘેલછાઓ થએલો છે. આરોપી નં. ૫, ૬ એ નિર્દોષ યુવાનો આ ટોળીમાં ફસાઇ પડેલા ને છેકજ નિર્દોષ વર્તનના ખાનદાન કુટુંબના નબીરાઓ છે. તેમણે પોતાનો ગુનો કબુલી તાજને તેના કામમાં સરળતા કરી આપી છે. આ ટોળીના મુખ્ય આગેવાન અને આ ભયંકર કાવત્રાના સંયોજક રમણભાઇ આ સર્વ પરિસ્થિતિ માટે જવાબદાર છે, જેથી હું તેમને આ રાજ્યમાંથી દશ વર્ષ માટે હદપાર કરું છું. નં. ૫, ૬ને નિર્દોષ જાહેર કરી છોડું છું. અને નં. ૧, ૨, ૪, ૭ને એક વર્ષની સાદી જેલની સજા કરું છું. અને બાકી રહેલા નં. ૩ને દોઢ વર્ષની સખત જેલની અને બસો રૂપિયાના દંડની સજા કરું છું." 'ઇન્કિલાબ ઝિંદાબાદ' એ ઘોષણાથી કોર્ટનું ચોગાન ગર્જી ઊઠયું.

"કમળા, તું અહીં ક્યાંથી?" રાજરત્ને કોર્ટમાં જ પોતાની પુત્રીને જોઇ પૂછ્યું.

કમળા સ્તબ્ધ ઊભીજ રહી. શરમથી તેણે નીચું જોયું.

"અને તારી સાથેનો આ યુવાન કોણ છે?"

"એ વડોદરા પાસેના ... ગામના પ્રખ્યાત સુધારક છે અને મારા પતિ છે." કમળાએ સહેજ ઊંચું જોઇ કહ્યું અને તે સાંભળી ક્રોધથી રાજરત્ને કમળાને એક તમાચો ચોડી દીધો!

ઉત્તરસંડા રાવજીભાઇ સોમાભાઇ પટેલ

---

## લગ્નવિવરણ

સર્વે પ્રાણીઓમાં મનુષ્ય ઉત્કૃષ્ટ છે. તેનામાં બુદ્ધિચાતુર્ય અને આત્મબળ વધારે છે. આથી તેણે વાસનાઓને સંયત કરવા અને આધ્યાત્મિક પવિત્રતા સાચવવા લગ્નની યોજના કરેલી છે. મનુષ્યજાતિના વિકાસ અને ઉત્ક્રાન્તિ સાથે લગ્નો સુવ્યવસ્થિત બન્યાં.

માનવજીવનનો સૌથી અગત્યનો પ્રસંગ લગ્નપ્રસંગ છે. લગ્નથી સ્ત્રીત્વના અને પુરુષત્વના નૈસર્ગિક આકર્ષણને વિશુદ્ધ સ્વરૂપ મળે છે. પ્રાચીનકાળમાં કે અર્વાચીન કાળમાં, સુધરેલી પ્રજાઓમાં કે નહિ સુધરેલી પ્રજાઓમાં, લગ્નપ્રસંગને મહોત્સવ ગણવામાં આવ્યો છે. નૂતન સર્જનનું એ પહેલું પગથિયું છે. જેટલું આ પગથિયું વધારે દઢ અને મજબૂત એટલું કોમનું, રાષ્ટ્રનું અને જગતનું વધારે શ્રેય.

દરેક દેશમાં લગ્નને વધારે પવિત્ર બનાવવા તેને ધાર્મિક સ્વરૂપ આપવામાં આવ્યું છે. ધાર્મિક ક્રિયા વિનાના લગ્નને કોઇ સમાજ લગ્ન તરીકે સ્વીકારતો નથી. હિન્દુ ધર્મના મત પ્રમાણે વરના સાતમા પિતૃ અને કન્યાના પાંચમા પિતૃ સુધીમાં કોઇ પણ જાતની સગાઇ ન હોય એવાં લગ્નો થવાં જોઇએ. બીજા ધર્મોમાં આ પ્રમાણે જોવામાં આવતું નથી. ઇતર ધર્મોમાં તો બે ભાઇનાં, બે બેનનાં કે ભાઇબેનનાં બાળકો લગ્નસંબંધથી જોડાઇ શકે છે. માનસશાસ્ત્રની દૃષ્ટિએ આ લગ્નો ઊંચા પ્રકારનાં નથી. સ્ત્રી અને પુરુષ જીવનરથનાં બે ચક્રો છે. આ બે ચક્રોનો જેટલો વધારે સુમેળ સધાય તેટલો લગ્નનો આદર્શ વધારે સચવાય.

પશ્ચિમના દેશોમાં ઘણુંખરૂં પ્રણયલગ્નો (Love Marriage) જોવામાં આવે છે. આ લગ્નોમાં સ્ત્રી અને પુરુષ એક બીજાને ઓળખતાં હોય છે, એક બીજાને ચાહતાં હોય છે, એક બીજાના ગુણદોષ જાણતાં હોય છે. આ ભૂમિકા જોતાં આ લગ્નો વધારે સુખદ લાગે છે. છતાં આશ્ચર્યની વાત તો એ છે કે એ દેશોમાં પ્રત્યેક વર્ષે લાખોની સંખ્યામાં છૂટાછેડા લેવામાં આવે છે. આનું કારણ શું? વડીલોની સમ્મતિ સિવાય, યૌવનના સ્વચ્છંદમાં કરેલાં લગ્નો સાચાં પ્રણયલગ્નોને બદલે મોહલગ્નો થઇ પડે છે અને છેવટે છૂટાછેડા લેવા પડે છે. એમનાં લગ્નોમાં બાળલગ્નોને સ્થાન નથી, એમનામાં કિશોરી સાથે વૃદ્ધનું લગ્ન થાય એવું પણ જોવામાં આવતું નથી; આપણે આ વસ્તુઓ તેમની પાસેથી જરૂર અપનાવવી જ પડશે.

આપણામાં વરની પસંદગી વડીલો કરી લે છે. આ પસંદગીમાં કન્યાનો અભિપ્રાય ભાગ્યેજ પૂછવામાં આવે છે. સોળ વર્ષની કિશોરી કેવો પતિ ઇચ્છે? कन्या वरयते रूपम् । એ નિયમાનુસાર કન્યા સ્વરૂપવાન પતિની આશા રાખે. યુવાન સ્ત્રીઓને હમેશાં તેજસ્વી અને યુવાન પુરુષો ગમે છે. એવો પતિ મળતાં સ્ત્રી હમેશાં આનંદમાં રહે છે. એને ઠેકાણે કોઇ આધેડ વા વૃદ્ધ, જેને પિતા અથવા દાદા કહેવાનું મન થાય એવા માણસને બેસાડી દેઇ પરણાવી દેતાં કન્યાનું હૃદય હમેશને માટે રડી ઊઠે છે.

બાળલગ્નો પણ ઘણાંજ જોવામાં આવે છે. પરણવું એટલે શું, પરણવાની જવાબદારી શી છે, એ નં જાણતાં બાળકોને પરણાવી દેવાં એ કેટલું મૂર્ખાઈભર્યું છે! પ્રાચીન કાળમાં જ્યારે સ્વયંવરો યોજાતા હશે ત્યારે બાળલગ્નો નહિજ હોય. કારણ કે આઠ દશ વર્ષની બાળા કયા પતિને પસંદ કરવો એ નજ સમજી શકે. મધ્યયુગમાં જ્યારે વિદેશીઓના આર્યાવર્ત ઉપર હુમલા થવા લગ્યા ત્યારે સ્ત્રીઓનું શીલ સચવાય, એ હેતુથી બાળલગ્નો કરવામાં આવતાં,[1] પરંતુ હાલના જમાનામાં એવો કોઈ ભય નથી, ત્યારે શા માટે આ કુરિવાજ ચાલુ રાખવો? સપ્તપદી જેવી ઉમદા ભાવનાઓ જે આર્યોએ જગતને આપી એ આર્યો બાળલગ્નોના કે વૃદ્ધલગ્નોના હિમાયતી હતા એમ કેમ કહેવાય? હાલમાં પરણાવનાર કયો ગોર એ પવિત્ર ભાવનાઓને સમજી શકે છે? તો પછી પરણનાર માટે શું પૂછવું?

હિન્દુઓમાં વિધવાનો પ્રશ્ન તો સળગતોજ ઊભો છે. જેને બાળવયમાં પરણાવી હોય, જેણે પોતાના પતિને જોયો પણ ન હોય, એવી સ્ત્રીને ફરીથી લગ્ન કરવાની છૂટ તો કોણ જાણે ક્યારે મળશે? આધેડ કે મૃત્યુને કિનારે ઊભેલા વૃદ્ધ ઉમરવાળા હૃદયવિહોણા માણસ જ્યારે પરણવા જાય ત્યારે કંઈ બગડી જતું હોય એમ આપણા સમાજને લાગતું નથી. 'ભાઈ, શું કરે? બિચારો બે વખત પરણ્યો, પણ ઘેર ઘોડિયું બંધાયું નથી, આથી મોટી ઉમરે પરણવા જવું પડે છે.' આપણા લોકોની આ દલીલ! જાણે પ્રજાનો વંશ જવાનો હોય! હિન્દુસ્થાનમાં માણસો ખૂટી જવાના હોય! એટલે એ ૬૦ વર્ષે નવાં ઘોડિયાં બાંધવા નીકળા પડ્યા છે!

'ભાઈ! આ કોની જાન? વરરાજા જરા મોટી ઉમરના દેખાય છે.'

'આ ના ઓળખ્યા? આ તો બાપાના ઘરના. અમારા ગામના સૌથી વધારે કુળવાન. ઘેર બે છોકરા છે અને છોકરાને ઘેર પણ છોકરાં છે, પણ ઘરભંગ થયા ત્યારે કરે શું? એ તો બાપા ઘરના!'

શું તમારા કુળવાન! લોલુપતાના કીડાઓ! નહિ હૃદય, નહિ ભાવના, નહિ પવિત્રતા, નહિ મનુષ્યત્વ, નહિ પરમાર્થ; નર્યો સ્વાર્થ, નરી વાસના, નર્યું પશુતાભર્યું જીવન! માણસ પશુ બને ત્યારે એ પશુના દરજ્જાનો નથી, પરંતુ પશુથીયે હજારગણો નીચ છે. આવા તમારા કુળવાનો ઓળખ્યા,

---

૧. આ વાત છેકજ સાચી નથી, પરદેશીઓ આ દેશમાં આવતા પહેલાં પણ રામાયણમાં અને સ્મૃતિઓમાં પણ બાળલગ્નનાં વિધાન છે, છતાં બાળલગ્ન નિષિદ્ધ તો છેજ, એમાં કશી શંકા નથી. —તંત્રી

ભાઇ! ઓળખ્યા!

બાળલગ્નો તો ન જ થવાં જોઇએ. સાથે સાથે વૃદ્ધોનાં લગ્નો કોઇ પણ રીતે ન જ થવાં જોઇએ. પોતાની ગાય જેવી, ફૂલ જેવી ૧૫ વર્ષની બાળાને કોઇ વૃદ્ધ, જર્જરિત ગાત્રોવાળા માણસ સાથે પરણાવતાં એ માબાપોને કંઇ દિલમાં લાગતું ય નહિ હોય? એમનાં પત્થર જેવાં હૃદયો દીકરીનાં આંસુથી સહેજ પણ નહિ ભીંજાતાં હોય?

જો કોઇ વિધવાના પુનર્લગ્નની વાત બહાર આવે તો આપણા સમાજને બધી પવિત્રતા ઊડી જતી હોય એમ લાગે છે, સૂર્ય ઠંડો પડી જતો લાગે છે! વિધવા એ જ જાણે કરુણાનું મૂર્તિમંત સ્વરૂપ છે. આખા જગતમાં હિન્દુ સમાજની વિધવા જેવી દયાજનક સ્થિતિ કોઇની નથી. મહાત્મા ગાંધીજી કહે છે તે પ્રમાણે સાચે જ 'હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઇ નાખ્યા છે.'

બાળલગ્નો કે વૃદ્ધલગ્નોથી ઉત્પન્ન થએલી પ્રજા નિર્માલ્ય, નિસ્તેજ અને નિર્બળ હોય છે. આવી પ્રજા રાષ્ટ્રનું સ્વાતંત્ર્ય કેવી રીતે જાળવી શકે? ઉન્નતિ કેવી રીતે પ્રાપ્ત કરી શકે? આવાં લગ્નો અટકાવવા મરી ફીટવું એ પ્રત્યેક યુવાનની ફરજ છે.

લગ્નપ્રસંગનો ખર્ચ એ પણ એક પ્રશ્ન છે. ઘર વેચી, જમીન વેચી, અરે કન્યાવિક્રય કરી લગ્નપ્રસંગે પોતાની શક્તિ ઉપરાંત ખર્ચ કરવો એ મૂર્ખાઇની પરાકાષ્ટા નથી તો બીજું શું? અલબત એ ખરૂં છે કે ખેડૂતનું જીવન એ સૂકા રણ જેવું છે અને એમાં આ એક જ એવો પ્રસંગ છે, જે એ રણમાં રસદ્વીપ બનાવે. આ પ્રસંગે એને આનંદ મળવો જ જોઇએ. પરંતુ જ્યારે આ આનંદ પોતાની પ્રિય પુત્રીનું ખૂન કરાવે છે ત્યારે આનંદ નહિ રહેતાં આનંદની હોળી બની રહે છે.

એક બીજાને ચાહતાં સુશિક્ષિત કુમારકુમારિકા, વડીલોની સંમતિ લેઇ લગ્ન કરે તો એ લગ્નો અત્યંત સુખદ અને સમાજને આદર્શરૂપ થઇ પડે. યૌવન એ જીવનની વસન્ત છે, એ જ યૌવન રાષ્ટ્રનું હૃદય છે. જે દેશના યુવાનો વીર્યવાન, સત્યપ્રિય, અને આદર્શ હોય છે, તે દેશ ઉન્નતિને શિખરે હોય છે. તે દેશનો કીર્તિભાનુ જગતનાં રાષ્ટ્રોમાં ઝળહળતો હોય છે. કિન્તુ આવા યુવાનો વૃદ્ધલગ્નોથી, બાળલગ્નોથી કે છૂટા છેડા માગી લેનારાં મોહલગ્નોથી ન જ ઉદ્‌ભવે. ઉપર કહેલાં આદર્શ લગ્નોથી જ એવા યુવાનો રાષ્ટ્રને મળે. દિનપ્રતિદિન આવાં આદર્શ લગ્નો વધે એ જ અભિલાષા!

સુણાવ (હાલ મોમ્બાસા) ડાહ્યાભાઇ આશાભાઇ પટેલ

# સટોરીઆ સમજશે?

લગ્ન એટલે જીવનનો મુખ્ય માંગળિક પ્રસંગ, આજે માબાપ એને ગાને છે સટ્ટો! સટ્ટો એટલે ધારણા. મનુષ્યજીવન ધારણાઓથી શરૂ થાય છે અને ધારણાઓમાં લય પામે છે. ટૂંકમાં જીવનનાં સૌ કાર્યોમાં ધારણાઓજ હોય છે. ખાવા પીવામાં, બેસવા ઊઠવામાં, દાક્તરહકીમની દવા ખાવામાં, ભુવાજોષી અને તાંત્રિકો પાસે દોરાધાગા કરાવવામાં, નાના મોટા વેપારમાં, ઘોડાની રેસોમાં, સોનાચાંદીના અને રૂના સટ્ટાઓ જેવા જીવનના હરેક કાર્યમાં શું છે? કેવળ ધારણાઓજ. આપણી સરકાર પણ આવતી સાલનું બજેટ તૈયાર કરે છે તે પણ ધારણાઓજ ને?

આ બધી ધારણાઓ લગ્ન રૂપી ધારણા આગળ કંઈયે હિસાબમાં નથી, કારણ કે ઉપલા સૌ સટ્ટાઓમાં જો હાનિ આવી પડે તો એક યા બીજી રીતે તેમાંથી મુક્ત થવાની છટકબારીઓ સરકારના કાયદામાં અગર તો ધર્મનાં થોથાંમાં પણ છે; પરંતુ લગ્ન રૂપી સટ્ટામાં જો નિષ્ફળતા મળી તો તેમાંથી મુક્ત થવાને સરકારી કાયદામાં અગર તો ધર્મશાસ્ત્રોમાં પણ એક જાતની છટકબારી રાખવામાં આવી નથી. અને તેથી હજારો યુવકોનાં અને યુવતીઓનાં જીવન માબાપોની ધારણાઓથી થએલાં લગ્નોને પરિણામે ઘણી વખત નીરસતામાં પરિણમેલાં અત્યારે જોઇ શકાય છે. જે યુવકે અગર યુવતીએ વિવાહદિવસ સુધી પરસ્પરને કોઇ દિવસ મુદ્દલ જોયાં તો ના હોય, પરંતુ નામેય સાંભળ્યાં પણ ના હોય તેવાં અજાણ્યાં યુવક અગર યુવતીનાં કેવળ દુલાલીઆઓનાં કરેલાં વખાણભરેલાં ભાષણો ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને લગ્નો કરવામાં આવે છે. તેવાં સટ્ટાનાં લગ્નોનું શું પરિણામ પાછળથી આવશે અને આવ્યું છે તેનો કોઇ પણ દિવસ નિરાંતે બેસીને તેમનાં માબાપોએ સહેજે વિચાર કર્યો છે? અત્યાર સુધીનાં લગ્નોનું સરવૈયું જોતાં મને તો લાગે છે કે તેમણે કરેલાં કાર્યોનું પરિણામ શું આવ્યું છે તે જોવા જેટલી તેમની પાસે ફુરસદજ હોતી નથી. જો તેઓ જોતા હોત તો તેમની લગ્ન કરી આપવાની પદ્ધતિમાં જરૂર ફેરફાર કર્યો હોત.

મને તો લાગે છે કે જ્યારે તેઓ પોતાનાં બાળકોના જીવનના સટ્ટા ખેલે છે ત્યારે જરૂર ભાન ભૂલી જતા હશે અને જરૂર તેમની દશા મદારીની મોરલીના ગાનથી મણિધર શેષનાગના જેવી થતી હશે. નહિ તો તે ભૂલી ના જાય કે નવાણું ટકા સટોરીઆ તૂટે ત્યારે એક સંધાય. અત્યારે આપણા સમાજનાં લગ્નોમાં પણ નવાણું લગ્નો નિષ્ફળ નીવડે છે, ત્યારે એકાદ અકસ્માતથી

ફળીભૂત થઇ જાય છે. આ બધાનું કારણ કેવળ ધારણાઓથી અને દુભાષીઆઓની હંસવાણીએ પોતાના મનનું સમતોલપણું ગુમાવવાથી આવે છે.

તો શું સમાજના મોટા સટોરીઆ (મુરબ્બીઓ) નવી ખૂલતી લગ્નની મોસમમાં પોતાનાં બાળકોના જીવનના સટ્ટા ખેલવા મૂકી દેઇ તેમને પરિપક્વ અવસ્થાએ પહોંચવા દેઇ, તેમને પોતાનેજ પોતાના જીવનનો સુયોગ સાધવા દેશે, જેથી પોતે પોતાને મનગમતા જીવનસાથીને શોધી કાઢી પ્રભુતામાં પગલાં માંડી શકે? જો યુવકયુવતીઓ પોતાના જીવનનો સુયોગ રચી પ્રભુતામાં પગલાં મૂકે તો આ જગત કેવું શોભે?

લખાવાડ, નડિયાદ રાવજીભાઇ મૂળજીભાઇ પટેલ

---

# ખેડૂતોનું રક્ષણ

**મહાસભા** સરકાર આવી ત્યારથી અને તે પહેલાં, આખા હિંદુસ્થાનમાં, ખેડૂતોનો ઉદ્ધાર કરવા તરફ ઘણા લોકોનું લક્ષ દોરાયું છે. જૂદી જૂદી જાતના પ્રયત્નો અને પ્રયોગો જુદી જુદી દિશામાં કરવામાં આવે છે; પરંતુ હાલની સ્થિતિનું મૂળભૂત કારણ પરદેશી સરકાર છે એ દીવા જેવું ચોકખું બધાને સમજાયું છે.

પરદેશી સરકારની સાથે પરદેશી કાયદા આવ્યા. પ્રથમ હિંદુસ્થાનમાં ગામે ગામ સ્વરાજ્ય હતું. જમીન જે ખેડે તેની માલકીની હતી. માત્ર રક્ષણ માટેનો કર લેવાતો. પરદેશી સરકારના આગમન સાથે જમીનનો માલકી હક્ક ખેડૂતનો ગયો. ખેડૂત માલેક મટી દર વર્ષે ઠરેલો આ કર ભરે ત્યાં સુધી માલકી હક્ક રહે તેવો મણોતિયો થયો.

બ્રિટીશ સરકારના આગમન પહેલાં મુદતનો કાયદો નહોતો. લોકોની માન્યતા એવી હતી કે કોઇ શાહુકારનાં નાણાં લીધાં હોય તે દેણદારે ભરી પૂરીને ચુકાત કરવાં જોઇએ. દેણદારથી ચુકાત ન થાય તો શાહુકારને ત્યાં બળદ તરીકે કે કોઇ બીજા જાનવર કે જીવ તરીકે જન્મ લેઇને પણ નાણાંની ચુકાત કરવી પડે, પૂરેપૂરી ચુકાત કર્યા સિવાય દેણદારના જીવને મોક્ષ મળે નહિ એવી માન્યતા હતી. અને તે માન્યતાને લીધેજ હિંદુ નિબંધ પ્રમાણે બાપનું દેવું વાળવાની 'ધાર્મિક' ફરજ દીકરાના ઉપર હજી પણ રાખેલી છે.

પરંતુ બ્રિટીશ સરકાર સાથે મુદતનો કાયદો આવ્યો. ત્રણ વર્ષની મુદતમાં કે ૭ વર્ષની મુદતમાં—અમુક ઠરેલી મુદતમાં લહેણદાર દાવો ન કરે તો દેણદાર

પાસેથી લહેણું વસુલ થઇ શકે નહિ. પરિણામે કોઇ પણ સંજોગોમાં જૂના વખતથી દેવામુક્ત થવાની દેણદારની મનોદશા નષ્ટ થવા લાગી અને યેન કેન પ્રકારેણ કોઈ પણ કારણથી કાયદામાં કરેલી મુદત કેમ ચુકાવાય તેની જ મુખ્ય કાળજી લેણદાર કરવા લાગ્યો. આમ દેણદારની ચોરદાનત થઇ. દેણદારની અને અને ખેડૂતની શાખ (credit) જતી ગઇ.

જે શરાફી પેઢીઓ અગર વેપારી પેઢીઓ લોકોનાં નાણાં જમા લેઇ ખેડૂતોનેજ ધીરધાર કરતી તેમાં ખેડૂતોની શાખ જવાથી ને બેંકો, પોસ્ટ ઓફીસ સેવિંગ બેંક વગેરે નીકળવાથી કરોડો રૂપીઆની નાણાંની જમાવટ તે બેંકોમાં થવા લાગી. પરિણામે ખેડૂતોને મળતી તેટલી રકમો ઓછી થઇ. ખેડૂતોને ખેતી વગેરેને કારણે નાણાં મેળવવાની મુશ્કેલી વધી.

બ્રિટીશ સરકાર અને ગાયકવાડ સરકાર તરફથી નાણાંની આપલે માટે સહકારી મંડળીઓ ઊભી કરવામાં આવી. પરંતુ ખેડૂત લોકોના અજ્ઞાનને કારણે, કરકસર અને સ્વાશ્રયના સિદ્ધાન્ત નહિ સમજવાને કારણે અને કામ કરનારા પ્રામાણિક સ્વાર્થત્યાગી સેવાભાવી માણસો મળવાને અભાવે, બ્રિટીશ અને ગાયકવાડી રાજ્યમાં સહકારી મંડળીઓથી લોકોને ફાયદો થવાને બદલે મોટે ભાગે નુકશાન થયું છે.

હાલના વખતમાં ખેડૂતો માટે હિમસંકટ, રેલસંકટ, દુષ્કાળસંકટ, તીડસંકટ, વગેરે સંકટ દર બે ત્રણ વર્ષે આવતાં હોવાથી તેમજ ભાવસંકટ એટલે ખેતીના માલના ભાવ મંદા થવાથી ખેડૂતોની દુઃખદ સ્થિતિમાં ઉમેરો થયો છે.

આ બધી મુશ્કેલીમાં ચરોતરના પાટીદારોમાં દીકરી અને દીકરા પરણાવવાની મુશ્કેલી પણ ઓછી ત્રાસદાયક નથી. દીકરી અને દીકરા પરણાવવાના મંગળ —શુભ પ્રસંગોને હાલને રિવાજે ઘણાજ અમંગળ—અશુભ બનાવી દીધા છે. મોટાં ગામોમાં નાનાં ગામોની કન્યાઓ જતી હોવાથી મોટાં ગામોમાં કન્યાઓને વર મળવા મુશ્કેલ થઇ પડ્યા છે, જ્યારે વગર બંધાએલાં કેટલાંક નાનાં ગામોમાં કન્યાઓ મળવી મુશ્કેલ થઇ પડી છે. કહેવાતાં મોટાં ગામોમાં વર મેળવવા પૈસા ખર્ચવા પડે છે, વગર બંધાએલાં હડધૂત થએલાં ગામોમાં કન્યા મેળવવા પૈસા ખર્ચવા પડે છે.

બ્રિટીશ સરકારના આગમન પહેલાં ગામે ગામ સ્વરાજ્ય હતું, અર્થાત્ ગામે ગામ ખાવા પૂરતું અન્ન, પહેરવા પૂરતાં વસ્ત્ર પેદા થતાં. સરકારને રક્ષણકર લેવા સિવાય ગામની અંદરની બીજી કોઇ પણ બાબતમાં, સામાજિક અને ગામની અંદરોઅંદરની વ્યવસ્થાની બાબતમાં, ગામના ઉત્પન્-

ખર્ચની બાબતમાં હાથ ઘાલવા કારણ નહોતું. બલ્કે રક્ષણકર લેવા સિવાય બીજી તમામ બાબત ગામની વ્યવસ્થા ગામજ કરતું. પહેલાં ગામના તમામ કજીઆ ગામજ ચુકવતું. તે વખતે ગામના એક, બે કે પાંચ આગેવાનોની આમન્યા આખું ગામ રાખતું. ગામનાં કામ ગામજ કરતું. પરંતુ હાલના જમાનાને કારણે કહો કે કેળવણી અને કાયદાના તંત્રજાળને કારણે કહો, ગામની પ્રથમની વ્યવસ્થા છિન્નભિન્ન થઇ ગઇ છે. આખા ગામ ઉપર પ્રભાવ પાડે તેવા ગામમાં કોઇ મોટેરા માણસો રહ્યા નથી, અગર છે તો તેમની આમન્યા કોઇ માનતું નથી. સંપૂર્ણ સ્વરાજ્યની સંસ્થાઓ ગામે ગામ હતી તે નષ્ટ કરી હાલનું પંચાયતિયું ડખલગીરીવાળું સ્વરાજ્ય સ્થાપ્યાથી દુઃખ થયું છે.

પહેલાં ગામે ગામ સંપ હતો. હાલ ગામે ગામ સંપ તો નથીજ, પણ ઘરે ઘરમાં કુસંપ પેઠો છે. અને સ્થિતિ એ આવી છે કે કોઇ સારો બુદ્ધિશાળી કે પ્રભાવશાળી માણસ પોતાના ગામમાં રહેવા ઇચ્છતો નથી. રહેવાની ઇચ્છા થાય તો ગામના લોકોમાં ઇર્ષ્યાનું બળ એટલું વધી ગયું છે કે તેમના જેવી રહેણીકરણી, રીતભાત રાખ્યા સિવાય ગામના લોકો તેને રહેવા દે તેમ નથી, આચારવિચારમાં કે કોઇ પણ બાબતમાં તેમના કરતાં જુદો પડે તે તેમનાથી સહન થાય તેમ નથી. ગામડાંની સ્થિતિ હાલ આ છે.

ઉપરાંત ખેડુતોના રક્ષણ માટે બ્રિટીશ સરકાર અને વડોદરા રાજ્ય તરફથી છેલ્લાં થોડાં વર્ષોમાં ખેડુતસંરક્ષણ નિબંધ, ખેડુતકરજ નિયમન નિબંધ, કરજ-સમાધાન મંડળ નિબંધ, વગેરે જેવા કાયદાઓ અમલમાં આવવા લાગ્યા છે. વડોદરા રાજ્ય તરફથી તો શરાફ નિબંધનો મુસદ્દો પણ બહાર પડયો છે.

આ બધા નિયમોની અસર માત્ર એકજ થવાની છે કે હવે ખેડુતને શાહુકારે નાણાં આપવાં નહિ. ખેડુતને ભૂલેચૂકે નાણાં આપ્યાં તો ખેડુતે તે નાણાં પાછાં નહિ આપવાની અથવા આપવાનું લંબાવવાની બધીય સરળતા અને સુગમતા હાલના કાયદાથી થાય છે. શાહુકારે નાણાં ધીરવાની ભૂલ કરી તેને પરિણામે તેણે સમાધાન મંડળોમાં ને અદાલતોમાં જઇ, ગમે તેવી પરિસ્થિતિમાં અપમાનિત થઇ પૈસા ખાતર પાછળ દિવેલની માફક ખર્ચ કરી હુકમનામાંજ કરાવી લેવાનાં. હુકમનામાં કરાવી લીધા પછી હુકમનામાંના પૈસા મેળવવાની મુશ્કેલીનો તો પારજ નથી. અર્થાત્ ખેડુતોને હવે નાણાં મળવાનાં નથી એમ જણાય છે.

બેંકો ને પોષ્ટ ઓફિસોમાંથી તો ખેડુતોને નાણાં મળતાંજ નથી, મળવાનાં પણ નથી. સહકારી બેંકો અને સહકારી પેઢીઓમાંથી લોકો નાણાં લે છે

અને સરકારની તગાવી ખેડૂતને મળે છે. શાહુકારને ત્યાં નાણાં લેવા આપવા, નાણાં પરત આપવાનું લંબાવવા, વગેરેમાં અને બીજી કેટલીક બાબતોમાં જે રાહતો મળે છે તે રાહતો તગાવીના નિયમના અમલથી કે સહકારી પેઢીઓમાં મોટે ભાગે મળતી નથી. સહકારી પેઢીઓમાં સેવાભાવી સ્વાર્થત્યાગી માણસોને અભાવે સહકારી પેઢીની ચૂડમાં જે જકડાયો, તેની પણ જમીન ને ઘરબાર વેચાઇ ગયાના અને તે બેકાર થઇ ગયાના દાખલા જોઇએ તેટલા મોજુદ છે.

અને વડોદરા રાજ્યના ચાલુ સાલના માર્ચ માસમાં બહાર પડેલો શરાફ-નિબંધનો મુસદ્દો પસાર થાય તો (૧) પરચુરણ ઘી, તેલ, મસાલો વેચનાર ઉધાર માલ આપે તો તે કરજ ગણાય, (૨) અને કરજ ધીરનાર અને તેના કાયદેસર વારસ વકીલ તથા તેમાં હિતસંબંધ પ્રાપ્ત કરનારા પણ શરાફ ગણાય. (૩) રાંડીરાંડ ડોશીઓ પણ વ્યાજે લેવાના આશયથી પોતાની ખાનગી બચતની મૂડી સગાંવહાલાંમાં કોઇને ધીરી હોય તો તે પણ શરાફ ગણાય. અને (૪) નોંધવાની લાગત સરકારમાં ભરી શરાફ તરીકે નામ નોંધાવ્યું ન હોય તો (૫) પૈસા પાછા લેવા માટે વગર નોંધાએલા કોઇ પણ ઇસમનો દાવો ચાલે નહિ. (૬) શરાફ તરીકે નામ નોંધાવ્યા છતાં તે દેણદારને વખતોવખત હિસાબ રજીસ્ટરથી મોકલે નહિ અગર હિસાબ આપી પાવતી લે નહિ અગર શરાફનું કપટ ન્યાયાધીશીમાં જણાય તો સુબા શરાફ નોંધણીનો દાખલો રદ કરી શકે. (૭) વટાવ, કાપણી-છોડામણી, વગેરે લીધાનું જણાય તો શરાફને સજા થાય.

આ શરાફનિબંધ અમલમાં આવે તો સરકારે ધીરેલું કરજ, સરકાર સંમતિથી નીકળેલી સંસ્થાએ ધીરેલું કરજ, પોષ્ટ ઓફિસ સેવિંગ્ઝ બેંક, કંપની નિબંધ અન્વયે નોંધાએલી કંપની, અગર તો સહકારી મંડળીઓના કરજનેજ શરાફનિબંધ લાગુ થવાનો નથી. બીજા બધા ઇસમોએ કે સંસ્થાઓએ ધીરેલા કરજ માટે શરાફનિબંધ લાગુ છે, અર્થાત્ ગામડાના વેપારીઓ, દળણાં દળીને બચાવેલી મૂડી વાળી વિધવાઓ અને ગામડાના શાહુકારોએ નાણાં ધીરવાં નહિ; ધીરવાં તો પાછાં નહિ લેવાની ઉદારતા રાખીનેજ ધીરવાં, ધીર્યા પછી નાણાં પાછાં ન આવે તો તેની કાળજી રાખ્યા વગર ધીરવાં!"

ખેડૂતમાં પાટીદારનો પણ સમાવેશ થતો હોવાથી, પાટીદારનો ખેતી સાથે અને ખેડૂત સાથે નિકટ સંબંધ હોવાથી, શરાફનિબંધ લાગુ થાય તો તેની અસર શાહુકાર અને પાટીદાર—ખેડૂત સર્વને સરખી થવાની હોવાથી આ દિશામાં પણ લોકો વિચાર કરતા થાય, એટલા માટે આ લેખ લખ્યો છે.

કોઠી ચાર રસ્તા, વડોદરા, તા. ૧૯–૫–૩૯ } વકીલ હાથીભાઇ અમથાભાઇ પટેલ
હસ્તાક્ષર નિષ્ણાત

# ઊગતે સ્વરાજ્યે

**વહેલી** સવારથી કાપડ ઓકતી સ્વરાજ્ય મીલે સાડાપાંચ થતાં જીવલેણ ચીસ પાડી. એ અસહ્ય દર્દથી કંટાળી તેનો આત્મા એ સ્થૂલ શરીરમાંથી પલાયન થયો હોય તેમ બધા ગતિમાન અવયવો બંધ પડ્યા. દરદીની ભાડુતી સેવા કરતી નર્સો દરદીનું મરણ થતાં વગરચિંતાએ છૂટકારાનો દમ ખેંચી ચાલવા માંડે છે, એમ મીલ કામદારો પણ નાસી છૂટયા. સૌથી પાછળ માધુ વિચારની ધૂનમાં અમળાતે પગે ચાલતો હતો.

"માધુ! ઘર તો ખુલું છે." આગળ ચાલતા કામદારોમાંથી પાંચ દશ જણે ઊભા રહી પાછળ આવતા માધુને કહ્યું.

"જો તો ખરો, કેવું સરસ ધોળીને બનાવ્યું છે!" એક જણે થએલો ફેરફાર બતાવ્યો. પણ ધૂની માધુને ઓછુંજ કોઈનું સાંભળવું હતું! કોઈનાય બોલવા તરફ લક્ષ આપ્યા સિવાય તે ચાલ્યો ચાલ્યો એ ઘરમાં ગયો. રોજના જેવાં આજે ત્યાં કચરો ને ગંદકી ન હતાં. ચૂનાથી ધોએલી દિવાલ વિશેષ પ્રકાશ ફેંકતી હતી. સોનેરી અક્ષરે લખેલાં પાટીઆં ચારેય દિવાલ ઉપર લટકતાં હતાં, પરંતુ તેથી નિરક્ષર માધુને મન ચિત્રામણ સિવાય બીજો ખ્યાલ આવે તેમ ન હતો. અભણુનેય સમજાય માટે સાથે સાથે ચિત્રો પણ ચોટાડેલાં હતાં. બેસવા માટે ડબ્બા ઉપર ગોઠવેલાં ગંદા પાટીઆંને બદલે સ્વચ્છ બાંકડા મૂકેલા હતા. આમ પહેલાંનું બાહ્ય શરીર બદલાયું હતું, એટલુંજ નહિ પણ આત્માય પલટાયો હતો. હમેશના ખંધીલા ને લુચ્ચા શેઠને બદલે બે ખાદીધારી યુવકો હતા અને માધુના જેવા બીજા ચારપાંચ જણ પણ હતા. યંત્રવત્ માધુ બેઠો. તેના ટેવાએલા મનને તો કોણ જાણે, પરંતુ આંખને તો શાન્તિ વળી.

"ભાઈ, લેશો?" ખાદીધારી યુવકે વિચારમાં બેઠેલા માધુને પ્યાલો ધર્યો અને સાથે બીજાઓને પણ પ્યાલા આપ્યા.

"થુ, થુ, થુ!" સહેજ પીતાંની સાથે માધુએ થૂંકવા માંડ્યું. હાથમાંથી પ્યાલો નીચે પડ્યો. કાચના કટકા કૂદી કૂદીને દૂર પડ્યા. આખાય ખંડમાં દૂધના છાંટાએ ભાત પાડી.

"ભાઈ, શું થયું?" પેલે યુવકે પૂછ્યું. માધુની સાથેના બે જણ દૂધ ગટગટાવી ગયા, બીજા બેએ ઓછું ફાવ્યું તે અર્ધું બાકી રાખ્યું અને એકે સહેજ ચાખીનેજ મૂકી દીધું.

'હરામખોર!' 'સાલા!' 'દેવાળિયા!' 'નાગા!' એવાં એવાં સ્વરિતવચન

સાંભળેલા કાનને 'ભાઈ!' શબ્દમાં મીઠાશ લાગી. એ ભલાઈની લાગણીએ હૃદયના તારને ઝણઝણાવ્યા. પડેલા કાચના કટકા વીણી લીધા. બીજે યુવકે ભીના કપડા વતી ખંડ સાફ કર્યો, ત્યારે માધુના હૃદયમાંથી પણ 'ખોટું કર્યું,' એવો અવાજ આવ્યો. પણ જેમ પ્રજાનો અવાજ અમલદારો રાજાના કાન સુધી પહોંચે તે પહેલાં દાબી દે છે એમ પોતાનું આધિપત્ય નષ્ટ થાય એ બીકે તેનું મન હૃદયના શુદ્ધ અવાજને રુંધી રાખતું હતું.

"અમે પીતા એમાં સરકારના બાપનું શું જતું હતું?" નિરાશ થએલા માધુએ લવવા માંડ્યું.

"સરકારને શું છે? એના હાથમાં હતું ત્યાં સુધી તો એણે ચાલવા દીધું. પણ હવે ગાંધીવાળા આગળ સરકારનું કયાં ચાલે છે?" બીજાએ કહ્યું.

"ગાંધીવાળાને તો અમારું પૂરું કરવું નથી પડતું ને? ભૂખ્યે મરતાં હોઈશું તો અમે! એમાં એમના બાપનું શું જતું હતું!" માધુ સહેજ ચગ્યો.

"દારૂનું ઝેર તમે પૈસા ખર્ચીને પીતા હતા. ઊલટું સરકારે વગર પૈસે દૂધ પાવા માંડ્યું." એક યુવકે સમજ પાડી.

"સરકારનો વાંક શું કરવા કાઢો છો? બધું તમારા ગાંધીવાળા કરે છે એમ જ કહોને!" બીજાએ કહ્યું.

પેલે યુવકે સરકાર અને ગાંધીવાળા વચ્ચેનો સંબંધ સમજાવતાં કહ્યું: "ગાંધીવાળા અત્યારે રાજ્ય ચલાવે છે એટલે સરકાર કહેવાય."

"જો, મારા બેટા! બધાય સ્વાર્થી! આપણે જાણતા કે ગાંધીવાળા લોકોના ભલા માટે લડે છે. અને હવે તો સરકાર થઈ બેઠા!" માધુ બોલ્યો.

"સરકાર થાય ત્યારેજ ખરું ભલું કરી શકાય ને? આ દારૂ બંધ કર્યો તેથી કેટલા લોકો સુખી થશે?" પેલે યુવકે સરકારની સત્તાનો ફાયદો બતાવ્યો.

અત્યાર સુધી શાન્ત બેઠેલે એક જણે કહ્યું: "ભાઈ, ભલું તો ખરું. દારૂ પીનારાય સમજે છે કે પોતે પાયમાલ થાય છે. પણ નબળા મનના એટલું જ. કાયદો થયો એટલે બધાય સમજશે."

"આ મોટી સમજની પૂંછડી!" માધુ ઉશ્કેરાયો.

અત્યાર સુધી ગમ્મત ખાતર બહાર માધુની રાહ જોતા પાંચ દશ જણ ઊભા હતા તે નજીક આવ્યા. માધુને ઉશ્કેરાએલો જોઈ એક જણ બોલ્યો: "માધુ! એ....એ...એ.."

"હા....આ...આ.." બધાએ ઊપાડી લીધું.

ઉશ્કેરાએલો માધુ બહાર મારવા દોડે તે પહેલાં પેલા બે યુવકો વચ્ચે

પડ્યા અને પેલાને સમજાવતાં એકે કહ્યું: "ભાઇઓ, તમારે તો દારૂનિષેધના પવિત્ર કાર્યમાં અમને સહાયતા કરવી જોઇએ. આમ કરવાથી તો દારૂડીઆ ખિજાય ને નુકશાન કરી બેસે."

એકે સલાહ આપતાં કહ્યું: "અમરતી સરકાર હવે આવાં 'દારૂનિષેધ પ્રચારગૃહ' રાખે છે."

"કેમ?"

"કેમ શું? હવે પ્રચારની શી જરૂર છે! કાયદો થયો એટલે એમની મા પરણાવીને પીતા બંધ થશે." બીજાએ કાયદાની સત્તા બતાવી.

"આમ અપશબ્દથી તો આપણે આપણું કાર્ય મુશ્કેલ બનાવીએ છીએ. સત્તા કરતાં પ્રેમથી માણસ કાયમનો વશ થાય છે."

પેલા ભાઇ બોધ આપે તે પહેલાં માધુને ખેંચી બધા ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં એકે કહ્યું: "આ વખતે ગંગાભાભી પગાર દેખશે."

"હજુ તો સરકાર ઉપરની રીસ ગંગાભાભી ઉપર કાઢશે." બીજાએ ભવિષ્ય ભાખ્યું.

"એ તો એ ગરીબ છે. બીજી કો'ક હોય તો એના માથામાં આપે!" ત્રીજાએ ઉમેર્યું.

"આપવા વાળી તો મરી ગઇઓ!" માધુ બોલ્યો.

"પેલા રૂડાનો માર નાં સહન થયો ત્યારે જીવી એક વખત એની છાતી ઉપર ચઢી બેઠી, તે હવે નામ દેશે!" એકે મારનો ચમત્કાર બતાવ્યો.

"ને કહ્યું કે 'ખબરદાર! જો દારૂ પીધો છે તો, ઘરમાંજ નહિં પેસવા દેઉં!'" બીજે કહ્યું.

"તે હવે પીશે!" ત્રીજાએ પૂરું કર્યું

"એ રૂડાના જેવા બધા બાયલા ભાળ્યા કે શું!" માધુ તડુક્યો.

"હજાર વાર!" એકે જવાબ આપ્યો ને બધાય તેને ઉશ્કેરીએલો મૂકી હસતા હસતા ચાલતા થયા.

× × ×

"બા! ખાવું છે!" એ ત્રણ વાર કેશવે પોતાની માને કહ્યું. પણ જાણે સાંભળતી જ ન હોય તેમ ગંગા બેસી રહી.

"બા! આપ ને?" છેવટે કેશવ સાલ્લાનો પાલવ ખેંચવા લાગ્યો.

"લે આપું." આમ કહેતાંની સાથે ધબાક કરતો ગંગાનો હાથ કેશવની પીઠ ઉપર પડ્યો. માર ખાઇ તૃપ્તિના ઓડકાર આવતા હોય તેમ કેશવ

ડૂસકાં ભરવા લાગ્યો.

રમવા ગએલી નાની મણિ રડતા ભાઈને જોઈ માને પૂછવા લાગી: "બા, બા, ભાઈ કેમ રડે છે?"

નિર્દોષ બાળકીના પ્રશ્નથી ગંગાનો રહ્યો સહ્યો ડૂમો નીકળી ગયો ને છૂટે મોંએ રડવા લાગી.

નાની મણિ કોટે વળગી કહેવા લાગી: "બા, બા, તું શું કામ રડે છે?" પણ ગંગા પોતાનું રુદન ન રોકી શકી

"ઉ....ઉ...ઉ.." કરતી મણિનાં આંસુ ગંગાના ગાલ ઉપર પડ્યાં. માનું રુદન કયા બાળકને આંસુ નહિ લાવતું હોય?

રડતે સાદે ગંગા બોલી: "બેટા! તું શું કામ રડે છે?" ગંગાએ સાલ્લા વતી આંખ લૂછતાં કહ્યું: "હું મારું દુ:ખ રડું છું, બેટા! અને મારે પેટે આવી તમારેય રડવાનું રહ્યું." ગંગાનું દુઃખ કોણ સમજતું હતું? સાત વર્ષનો કેશવ ને ચાર વર્ષની મણિને શી ખબર કે દુઃખ શી વસ્તુ હશે?

ગંગાને જન્મ આપી એની મા મરી ગઈ હતી. એને પૂરાં પાંચેય વર્ષ નહિ થયાં હોય ને એનો બાપ કૂવા ઉપર કોશ ઝીલતાં શરત ચૂકયો, પછી કૂવો કંઈ ચૂકે? પાણીમાં પડેલો એક વખત ઉપર આવે એવું સદ્‌ભાગ્ય એના નસીબમાં ન હતું. ઊંડી બખોલમાં માથું પેસી ગયું. ચાર કલાકે મહામુશીબતે એને શોધી કાઢયો. બધાં છોકરાં લોકોનાં ટોળા એમાં જોવા ગયાં હતાં, તેમાં ગંગાય હતી.

"બિચારી છોકરીની શી વલે!" દરેકને નાની ગંગાની દયા આવતી.

"એ બા, ગંગાનો બાપ મરી ગયો." સમજણ વગરનાં બાળક ગમ્મત કરતાં હોય તેમ બોલતાં. ગંગા ટગર ટગર જોયા કરતી. જ્યારે એને અગ્નિ-સંસ્કાર કરવા લેઈ ગયા, ત્યારે તો તે ચીસે ચીસ પાડવા લાગી: "મારા બાપાને ના બાંધી જશો." એમ બૂમો પાડતી એ રહી ને લોક એના બાપને સ્મશાનમાં લેઈ ગયા.

પછી તો ગંગા મોસાળમાં રહેવા ગઈ. પણ નસીબ બે ડગલાં આગળનું આગળ! દિવસ ઊગે ને મામીનો મેથીપાક મળે!'

"ઓ...બાપ..રે.મરી ગઈ! ...ઓ..બાપ..રે.મરી ગઈ!" આખો મહોલ્લામાં કાન ફાટી જાય એવી ચીસો સંભળાતી હતી. હાથ બાંધેલી ગંગા ખીંટીએ લટકતી હતી ને ઉપરથી માર પડતો હતો.

"બોલ! હવે કોઈ વખત ફોડીશ?" મામીની ગર્જના સંભળાતી હતી.

"મને જવા દો. કોઇ દિવસ નહિ ફોડું." પાણી ભરતાં ઘડો ફૂટેલો તેની એ સજા હતી. બાળપણનાં સુખી સંસ્મરણો સંભારી માનવી કેટલો આનંદ મેળવે છે? ત્યારે દુઃખી સ્મરણો જ જેના ભાગ્યમાં હોય તેને બાળપણ કેવું લાગતું હશે?

આમ થોડા દિવસ વીત્યા પછી એક દિવસ મામીએ પોતાના પતિને કહ્યું: "સાંભળો છો કે?"

"શું છે!"

"જરા આમ આઘા તો આવો."

"કહે ને, શું છે?"

"આ મારી માએ સંદેશો મોકલ્યો છે."

"શાનો!"

"કે ગંગા હવે મોટી થવા આવી."

"તેમાં તારી માને શી પંચાત!" ગંગાનો મામો બોલ્યો.

"લો વળી, સગાંનો જીવ તો બળેસ્તો! મારી માસીની ભાણી છે ને!"

"તે શું છે તારી માસીની ભાણીનું!" મામાએ કંટાળીને પૂછ્યું.

"ભાણીની જેઠાણી પેલી દતા, આપણો બળલો મરી ગયો ત્યારે કાણે આવી હતી. આખું ગામેય કહેતું હતું કે જબરી કૂટનારી!"

"ભસતી હોય તે ભસી નાખ ને!"

"હું કૂતરી છું? આ મોટા રાજકુંવર ના જોયા હોય તો! મારે મન જાણે છોકરી ઠેકાણે પડે. એ દતાના ભાઇનો છોકરો અમદાવાદ રહે છે." મામીએ જરા મિજાજ ઠેકાણે રાખી વાત કરી.

"આ પેલો દારૂડીઓ માધુ ને?"

"ઓ...હો...હો...આટલો બધો મિજાજ શો! દારૂ તો મોટા મોટા સાભ લોક પીએ છે. એની જોડે ગંગાનું ચોકઠું બેસાડવાનું છે." મામીએ સ્પષ્ટ વાત કરી.

"ગામમાં ઘર નહિ ને સીમમાં ખેતર નહિ. એનો બાપ મરી ગયો તે પાછળ બારમું કરવાનું તો મળ્યું નહિ!" મામાએ તેનું તળિયું તપાસવા માંડ્યું.

"એ મહિને ત્રીસ લાવે છે."

"ને બધાનોય દારૂ ઢીચી જાય છે."

"એ તો બધાય એકલા હોય ત્યાં સુધી એવા. લફરું વળગ્યું એટલે સીધો સટ થઇ જશે."

અને છેવટે એક દિવસ ગંગા માધુની થઇ.

ભાવિ સુખનાં સ્વપ્ન સેવતી ગંગા અમદાવાદ આવી. શહેરને એક છેડે ભંગીવાસથીયે ભુંડી ચાલીમાં માધુ રહેતો હતો. સાત ફૂટથી લાંબી નહિ એવી એક અંધારી ઓરડીને બારણે માધુના કબજાનું આનાવાળું તાળું લટકતું હતું. ઓરડી ખુલી થતાં ગંગાએ શું જોયું? કલાઇ વિનાની એક થાળી, વાટકી અને એલ્યુમીનિયમની એક તપેલી, લોટો ને પ્યાલો. અનાજમાં ચોખાના ડબ્બામાં ખશેર ચોખા, પણ તેમાંય ઉંદર મૂતર્યા હતા. બિલાડે દાળનો ડબ્બો ઊંધો વાળ્યો હતો. ઘેરથી આણેલી ગોદડી ફાટી ગઇ હતી.

સ્વગૃહે આવતાં ગંગાને પ્રથમ પ્રશ્ન થયો: 'પાંચ વરસથી રહે છે, પણ કશું છે જ નહિ?'

બીજી ક્ષણે તેણે મન વાળ્યું; "નોકરીયે કૂતરા જેવી ને! વહેલા ઊઠીને નાસવું પડે ને અંધારે ઘેર આવવાનું. ધીમે ધીમે સૌ નવું લાવીશું."

આમ ગંગાએ ગૃહસ્થાશ્રમ માંડયો.

"અત્યાર સુધી શું કરો છો?" રાત્રે નવ વાગ્યે આવતા માધુને ગંગા પૂછતી.

"થાક્યા પાક્યા ધીમે ધીમે આવીએ તે વાર થાય," માધુ જવાબ આપતો.

"મીલ કેટલા વાગ્યે બંધ થાય છે?" અજાણી ગંગા પૂછતી.

"એનું કશુંય ઠેકાણું નહિ. સાતેય થાય ને આઠેય થાય." નાના બાળકને ઊંડાં ભણાવતો હોય તેમ માધુ કહેતો. અજાણી ગંગા શરૂઆતમાં સાચું માનતી. માધુ દારૂની ખબર ન પડે તેમ પીને મોડી રાતે આવતો.

ઘરમાં અનાજ ખૂટતાં ગંગા પૂછતી: "પગાર આવ્યો?"

"હજુ વાર છે."

ઘણાય દિવસ કંટાળી તે પૂછતી: "કેટલે દિવસે પગાર મળે?"

ભોળી ગંગાને ભમાવવા માધુ જવાબ આપતો: "એનું કશુય ઠેકાણું નહિ. શેઠની જેવી સગવડ." ગામડાંમાં મજૂરોને સગવડે મળતા પૈસાની માફક અહીં પણ હશે, એમ ગંગા સમજતી. પણ આવું અજ્ઞાન ક્યાં સુધી ટકે?

ધીમે ધીમે માધુ પીધેલ હાલતમાં ઘેર આવવા લાગ્યો ને વગરવાંકે ગંગાને મારતો પણ ખરો. દુઃખી ગંગા ભાગ્યને દોષ દેતી ચોધાર આંસુએ રડતી. ગમે તેવી અસહ્ય પરિસ્થિતિ પણ ટેવથી સહ્ય બને છે. ગંગા આ પરિસ્થિતિથી ટેવાઇ ગઇ.

"તમે આ ખોટી લત નથી મૂકવાના?" માધુને ખુશમિજાજમાં જોઇ ગંગા કોઇ વખત ટકોર મારતી.

"ગંગા, ખરું કહું? તે વખતે પઠાણની બીકે હું સંતાતો ફરતો હતો ને તેં કાનના વેઢા વેચી પૈસા આપ્યા, ત્યારે મને ખરે એમ થએલું કે હવે જાણે કોઇ દિવસ ના પીઉં. પણ લાલચું મન નથી માનતું."

ગરીબ બની માધુ જ્યારે આમ કહેતો ત્યારે ગંગાને લાગતું: 'છે તો બિચારો ભલો, પણ વ્યસને ભૂંડો કર્યો છે.' અને આથી તો રોજ એ પ્રાતઃકાળે ઊંચે આકાશ તરફ મીટ માંડી કહેતી: 'પ્રભુ! એમને બચાવજે.'

આમ તો દશ વર્ષ વહી ગયાં. બે બાળકની એ મા થઇ હતી, ત્રીજાની થવાની તૈયારીમાં હતી, પણ માધુની એ લત ના છૂટી તે નાજ છૂટી. બે વખત તો મારથી ગંગાનો હાથ ઊતરી ગયો. કેટલીયે ટંકો અનાજ વગર ગઇ હશે. માધુની એક ગાંદગીમાં તો એણે ઘરમાં રહ્યાંસહ્યાં વાસણ પણ વેચી દીધાં. માધુને એ લતમાંથી મુક્ત કરવા તે રિસાઇને ગામ જતી રહી, પણ તે એકનો બે ના થયો તે નાજ થયો.

ઓચિંતું એક સવારે તેણે સાંભળ્યું કે સરકાર અમદાવાદમાં દારૂ બંધ કરે છે. પીઠાં બધાં બંધ થવાનાં, દારૂ પીનારને સજા થવાની. ભક્તને ભગવાન મળ્યે જેટલો આનંદ થાય, તેથીયે અધિકો આનંદ ગંગાને થયો।

"સરકારનું ભલું થજો!" વાત સાંભળી ગંગાએ કહ્યું.

વાત કહેનાર બોલ્યો: "એ તો ગાંધીવાળા સરકાર થયા ત્યારે."

"દુનિયાનાં દુઃખ દૂર કરવા ભગવાને અવતાર લીધો છે અવતાર! ગાંધીજી તો દેવ છે દેવ! દારૂનું દુઃખ દૂર થયું એટલે ધીમે ધીમે બીજાં પણ દુઃખ ઓછાં થશે." આનંદના આવેશમાં ગંગા બોલતી હતી. તેને થયું કે જરૂર તેની અરજી પરમેશ્વરે સાંભળી.

પણ દરિયો તરી કિનારે ડુબે એમ એક દિવસ ગંગાએ કર્યું. આજે દારૂનિષેધનો પ્રથમ દિવસ હતો. દારૂના દૈત્યને આજે શહેરમાં બાળ્યો હતો. પણ ગંગાના ઘરમાં ખાવા કરવા-બળતણ ન હતું. લાકડાંવાળો પૈસા માગતો એટલે નવાં લેવા જવાની તેની હિંમત ન ચાલી. એવામાં કેશવે ખાવાની હઠ લીધી. આવતા સુખને પગલે તેનામાં દુઃખ સહન કરવાની શક્તિ નષ્ટ થઇ હોય તેમ દુઃખનો આ છેલ્લો દિવસ સહન ન કરી શકી. અકળાઇને વગર વાંકે તેણે પુત્રને માર્યો. નાની મણિની આંખ લૂછતી હતી એવામાં માધુ આવ્યો, રોજના કરતાં વહેલો. આજે તેનું મોં વાસ મારતું ન હતું. પણ તેનો મિજાજ ઠેકાણે હોય તેમ લાગતું ન હતું.

કોટ ખીંટીએ ભરાવવા જતાં નીચે પડ્યો. દારૂ ન મળવાથી ચડેલી

રીસ તેણે નિર્જીવ કોટને લાત મારીને કાઢી. તે બાળકો તથા ગંગા તરફ આંખ કાતરી બહાર જઇ બેઠો. જાણે એમનેજ પાપે દારૂનિષેધ ન થયો હોય તેમ માધુને કર્યું.

'જોઉં તો ખરી!' એમ વિચારી ગંગાએ કોટનાં ખિસ્સાં તપાસવા માંડ્યાં. આજ થએલો આખોય પગાર અકબંધ હતો. પીઠું બંધ થવાનું હોવાથી પીઠાવાળે તો પહેલેથીજ પૈસા ચૂકતે કરી લીધા હતા. દારૂમાંથી વધે ત્યારે બીજે દેવું કરે ને? એટલે આજે પગારમાંથી એક પાઇ પણ વપરાએલી ન હતી. પંદર રૂપિયા ચાર આના ખિસ્સામાંથી નીકળ્યા. ગંગાના આત્માએ જીવનમાં આજ પહેલ વ્હેલો અકથ્ય આનંદ અનુભવ્યો. એ સાંજે આખુંય કુટુંબ સંતોષથી કંસાર જમ્યું!

* * *

ચૈત્રી પૂનેમનો ચંદ્ર આકાશની અટારીએ રમવા નીકળ્યો હતો. રૂપેરી ચાંદનીમાં નાનાશા ઘરની પતરાંની અગાસી ઉપર બેસી એક કુટુંબ આનંદ કરતું હતું. મણિ અને કેશવ પતરાં ઉપર પગ પછાડતાં હતાં. ગંગાના ખોળામાં નાનો જયુ હસતા ચંદ્રને જોઇ હસતો હતો.

"આખે દેશે દારૂનિષેધની પહેલી જયંતી ઊજવી." માધુએ કહ્યું.

"આપણેય આપણા જીવનની પહેલી જ જયંતી જોઇ ને?" ગંગાએ પ્રશ્ન કર્યો.

"આપણેજ કેમ? કેટલાંયે દુઃખી કુટુંબોની આ પહેલી સુખી જયંતી હશે." માધુએ ભૂલ સુધારી.

આજ છ માસથી માધુ અને તેનું કુટુંબ અંધારી ઓરડી ખાલી કરી આ નાના પણ પ્રકાશ અને સગવડ વાળા ઘરમાં રહેતું હતું.

"ગંગા! તેં બહુ દુઃખ વેઠ્યું હોં!" માધુએ કહ્યું.

"ને છેવટે પરમેશ્વરે આપણી સામે જોયું." ગંગા બોલી.

આમ પતિપત્નીની વાતમાં કેશવ માથું મારતાં બોલ્યોઃ "બાપુ! તમે પહેલાં મારી બાને બહુ મારતા, ખરૂં ને?" અને કેશવ બોલી રહે તે પહેલાં, તો મણિ બોલીઃ "ને બાપુ ના હોય ત્યારે બા કેટલું રડતી?"

"હવે તો બા સારૂં સારૂં ખાવાનું ને સારાં સારાં કપડાં આપે છે." કેશવે કહ્યું.

"પેલા ઘરમાં રહેતાં ત્યારે તને, ખાવા માગ્યું ત્યારે, બાએ કેવો માર્યો હતો, યાદ છે?" મણિએ ભૂતકાળ-યાદ કર્યો.

"અને ત્યાં તો નિશાળ પણ ન હતી. અહીં તો પાસેજ નિશાળ. હવે

તો મને બજારનાં બધાંય પાટીઆં વાંચતાં આવડે છે."

બને પતિપત્ની-નિર્દોષ બાળકોની વાતો સાંભળ્યે જતાં હતાં. તેમાં નાની મણિએ પૂછ્યું, "બાપુ! હવે મારી બાને મારશો?

માધુએ હસતાં જવાબ આપ્યો: "હવે તો તારી બા માર ખાય તેવી નથી તો!"

"બાપુ, તમને મારે તો?" કેશવે કહ્યું અને હાસ્યના ચોમેર પડઘા પડ્યા. એ પડઘાનેય બેદીને ખોળામાં હસતો બચુ જાણે કહેતો ન હોય કે "એ તો હું આવ્યો ત્યારથી મારી બીકે બાપુ મારવાનું ભૂલી ગયા, હાં કે!"

"ચું...ચું...ચું..." કરતાં ગંગાએ બચુના ગાલ ઉપર ચુંબનનો વરસાદ વરસાવ્યો. આકાશની છેક ઊંચી અટારીએ બેઠો બેઠો ચંદ્ર હસી રહ્યો હતો.

નેદ્રા, તા. પાદરા — ઈશ્વર પેટલીકર

---

## આપણે અને આપણાં વ્યસનો

**સહજ** વિચાર કરતાં સૌ કોઇને સમજાશે કે જેમ આપણા સમાજને આદર્શ પંથે જવામાં ઘણી કુરૂઢિઓ અંતરાયરૂપ છે તેમ આપણી શારીરિક, માનસિક, બૌદ્ધિક અને આર્થિક શક્તિઓની ખીલવણીમાં દારૂ, સટ્ટો, અફીણ, ચાહ, બીડી, પાનસોપારી, વગેરે વ્યસનો અંતરાયરૂપ છે. છતાં આજે તે વ્યસનો આપણે સામાન્ય બનાવ્યાં છે.

જેને આપણે નીચ માન્યો છે એવો મજૂરવર્ગ દારૂ પીએ છે, પણ આખો દિવસ લોહીનું પાણી થાય તેવી મજૂરી કરીનેજ આ વર્ગને પોતાનું બહોળું કુટુંબ પાલવવાનું હોય છે. આમ મજૂરીથી તેઓ થાકીને લોથ થઇ જાય છે અને કંટાળે છે. આથી ઊપજતો કંટાળો દૂર કરવા તેઓ ઓસડ તરીકે દારૂનો આશ્રય લે છે, કારણ કે તેઓને સમજાયું હોય છે કે દારૂ એ એવી કેફી ચીજ છે કે જ્યાં સુધી માણસ તેના નશામાં રહે ત્યાં સુધી તે પોતાનાં સૌ દુઃખ વીસરી જાય છે. જોકે તે વાત માની લેવાય છે, પરંતુ તેનાથી તેઓનાં દુઃખો દૂર થવાને બદલે વધે છે તે સમજવાને તેમની પાસે જ્ઞાન નથી. આમ અજ્ઞાનથી ઔષધરૂપે દારૂ પીનાર મજૂરવર્ગ ઘરબાર વિનાનો થઇ રોગિષ્ટ બની પોતાની જીવનનૌકાને વાવંટોળે ચઢાવી ખરાબા સાથે અથડાવી સંસારસાગરમાં અધવચજ ભાગી ચૂરેચૂરા કરી નાખે છે. મજૂરવર્ગ કેળવાય, તેને પગાર સાથે આરામ અને આનંદની પૂરતી સગવડો અપાય, તો દારૂના રાક્ષસનો નાશ સરળ બને.

મજૂરવર્ગ જ દારૂનું અસ્તિત્વ સાચવી રાખે છે એમ તો નજ કહેવાય. આજે તો પોતાને સુશિક્ષિત અને ભણેલગણેલ સમજનાર વર્ગ પણ દારૂ પીતો થવા માંડ્યો છે. દેશમાં અને તેમાં વળી આપણા સમાજમાં તેઓનું પ્રમાણ ઓછું હશે, પરંતુ આફ્રિકાવાસી સુશિક્ષિત હિંદીઓએ તે પ્રમાણને એટલું બધું વધારી દીધું છે કે દારૂ પીવો તે તેમને સામાન્ય થઇ ગયું છે. પોતાની સુશિક્ષિતતાનો દુરુપયોગ કરી તેમણે દારૂને અંગ્રેજોની ભાષામાં 'વ્હિસ્કી,' 'બિયર' નામથી ઓળખાવી દારૂ શબ્દ ઉપર સોનેરી ઢોળ ચઢાવ્યો છે! 'અમે દારૂ નથી પીતા, પરંતુ શરદી દબાવવા વ્હિસ્કી પીએ છીએ. વ્હિસ્કી એ ઔષધ છે, દારૂ નથી.' કેટલી બધી શઠતા! પૈસાની સગવડ હોય તો વ્હિસ્કી, નહિ તો બિયર અનેક આફ્રિકાવાસી હિન્દીઓને પીધા સિવાય ચાલતું નથી. આમ આ વ્યસન પાછળ લાખો રૂપિયા ખર્ચાઇ જાય છે. આ વ્યસન ફક્ત આટલેથીજ બસ નથી કરતું, પણ હજારો રોગો ઘસડી લાવી લાખો રૂપિયા દવાઓમાં ખર્ચાવે છે. છતાં શરીર તો રોગિષ્ટજ રહે છે. આમ ક્રૂર છતાં પોતાના વહાલસોયા આ વ્યસનનું અસ્તિત્વ જાળવવા આવા ભાઇઓ પાયા વિનાની હજારો દલીલો કરે છે. ખરેખર આ વ્યસનના રક્ષણ માટે કોઇ પણ જાતની દલીલ કરવી તે શાણા અને સુજ્ઞ માટે શરમની વાત છે. આ બાબતમાં સમજુ વર્ગ વિચાર કરતો થાય તો આ વ્યસન પાછળ ખર્ચાતા લાખો રૂપિયા વડે આપણા દેશની હજારો હિતજનક સંસ્થાઓનું પોષણ થઇ શકે. સાથે સૌનું અંગત હિત પણ સધાય. આશા છે કે મહાસભાની સરકાર આ બદીના નિષેધમાં ફળીભૂત થાય.

બાળક, યુવાન અને વૃદ્ધ સ્ત્રીપુરુષોને, તવંગર હોય કે ગરીબ હોય, અભણ હોય કે ભણેલ હોય તો પણ સૌને ચાહ, પાનસોપારી, બીડી વગેરેનું વ્યસન ખોરાકની જેમ સામાન્યજ થઇ ગયું છે. પથારીમાંથી સવારમાં રડતા ઊઠતા બાળકના મુખમાંથી 'બા મને ચા!' એ શબ્દો આપણે સાંભળીએ છીએ. શું બાળક ચા માટેજ રડતું હશે? રડતા બાળકને શાન્ત કરવા, 'લે ચા આપું, રડ ના,' એ શબ્દોનો ઉપયોગ માતાપિતાઓ કરે છે એટલે બાળક તેમજ બોલવા અને રડવા ટેવાઇજ ગયું હોય છે. શાળાઓમાં પણ આજે 'બા, મને ચા પા!' એવા પાઠ શિખવાય છે. ઘર અને શાળા એ ચોવીસે કલાકનું બાળકો માટે શિક્ષણસ્થાન છે, એટલે આમ બન્ને ઠેકાણેથી ચા પીવાની ટેવને પોષણ મળી રહે છે. આથી યુવાની પામતા અગાઉજ તેનું શરીર અપચાને કારણે નબળું થતું જાય છે. યુવાનીમાં ચાના ગેરફાયદા

સમજાયા છતાં પડેલી ટેવને દૂર કરતાં મુશ્કેલીઓ આવે છે. વત્સલ માતા-પિતાઓએ તો અવશ્ય બાળકોને આવું વ્યસન ન જ પડવા દેવું જોઇએ.

ગરીબ ભાઇઓની દલીલ હોય છે કે અમને લૂખા રોટલામાં દૂધથી પાલવતું નથી, માટેજ આ પીએ છીએ. ગરીબની મુલાકાતે જનાર સેવાભાવીઓ આ દલીલમાં વખતે સહમત થાય એ દેખીતું છે. પરંતુ ભાઇઓ, લૂખા રોટલામાં ઘી દૂધનો એક છાંટો પણ હજારો પ્યાલા ચા કરતાં વધારે મહત્ત્વનો છે, એ આપણે ભૂલવું ન ઘટે. પાણીના સો ચમચામાં દૂધના દશ ચમચા નાખી તેમાં ખાંડ અને હજારો ગરીબ હિંદીના લોહીના પરસેવાથી બગીચામાં તૈયાર થએલી ચાહના મિશ્રણને બરાબર ઉકાળાય છે. તેજ ઊકળતું મિશ્રણ હજારોના પેટમાં જઇ પાચનશક્તિનો નાશ કરી નાખે છે! આ સમજવા છતાં સમજુ વર્ગ પણ આ વ્યસન નથી છોડતો તે નવાઇ ઉપજાવે છે!

બીડી કે હૂક્કો પીધા સિવાય જાજરૂં નથી સાફ આવતું એવી દલીલથી ઘણાઓ આ વ્યસનનું રક્ષણ કરે છે. કેટલાક તો વળી કહે છે કે જો બીડીના વ્યસનનો નાશ કરવામાં આવે તો તમાકુ પકવવાના અને બીડી બનાવવાના ધંધામાં પોષાતા હજારો ખેડૂતો અને મજૂરો ધંધા વગરના થઇ જાય! આવી દલીલો પાયા વિનાની છે તેની સમજુતી આપવાનીજ ન હોય, છતાં એ તો ખુલ્લે ખુલ્લું છે કે તે ધંધા જતાં ખેડૂતો અને મજૂરો ધંધા વગરના નથીજ રહેવાના. કદાચ એ શંકાને કોઇ સ્થાન આપે તોપણ જે વ્યસનથી લાખો પાયમાલ, અરે! ફના થઇ ગયા છે અને થઇ જાય છે તે વ્યસન જતાં થોડા હજારો ધંધા વિનાના થઇ જતા હોય તો બેશક થવા દેવા જોઇએ. બાળકને બીડીના વ્યસન માટે માતાપિતાઓ અને શિક્ષકો માર મારે છે. એમ બાળક અટકતું હોય તો તે ઠીક છે, પરંતુ માતાપિતાઓ અને શિક્ષકો પોતે નિર્વ્યસન રહીને સારૂં દૃષ્ટાન્ત આપે તે વધારે સરળ અને કોઇ પણ જાતની શંકા વિના સફળતાનો રસ્તો છે.

માન્ચેસ્ટર મીલનું લાલ કિનારનું ધોતિયું, ચાયના કાર્ડનો કોટ, રેશમી ખમીસ અને કાશ્મીરી ટોપી પહેરી હોય, તોપણ તે નવજુવાન ફાંકડો ફક્કડ તો ત્યારેજ કહેવાય, જ્યારે હોઠ અને જીભ રાતાં બનાવવા મોંમાં પાન-સોપારીનો ડૂચો રાખે અને બે આંગળી વચ્ચે સફેદ સીગારેટ રાખી મોંએ પી નસકોરે ધૂણી કાઢે! પરંતુ આવાં વ્યસનથી તો તેઓના શરીર ઉપરનું નૂર નાશ પામી પીળું ને ફિક્કું થઇ ગયું હોય છે. તે ખામી દૂર કરવા માટે પણ આવા વ્યસનો છોડવાં ઘટે.

ઊંઘાડવા માટે નાનાં બાળકને અફીણની ટેવ પાડવામાં આવે છે. વત્સલ માતાપિતાઓને ભલે બાળકને અફીણ ખવરાવવાથી ફાયદો લાગતો હોય, પરંતુ તેથી ગંભીરમાં ગંભીર ગેરફાયદો એ છે કે શારીરિક ગેરફાયદા ઉપરાંત કોઇ વખત તે ન મળે તો તેને મૃત્યુના મોંમાં સુવું પડે. શરૂઆતથી જ બાળકને અફીણ ન ખવડાવાય તો બાળક તંદુરસ્ત થાય અને અફીણ જેવી મોંઘી ચીજના બદલામાં દૂધ ઘી મળી જાય. આ વ્યસન મોટાઓને પણ છે, પરંતુ તે વ્યસન અનેક વ્યસનની માફક નુકસાનકારક છે, તે કેમ નહિ સમજતા હોય?

એકના આઠ રૂપિઆ લેવાની આશામાંને આશામાં સટ્ટો રમનારાઓ પાયમાલ થઇ જાય છે. આજ આવશે, કાલે આવશે, ફરીથી લાગશે, એવી આશામાં ને આશામાં બિચારા પોતાનાં ઘરેણાં પણ વેચી નાખે છે, છતાં અંતે તો ખાખી બંગાળીજ બને છે અને એ નીચ ધંધાને પોષી જીવનને ભયના મુખમાંજ ધકેલે છે. આવી બેકાખાઉ અનીતિમાં પાયમાલ નહિ થતાં મહેનતથી ખાવાની નીતિ અમલમાં મૂકવી જોઇએ. અને આજ નહિ તો કાલે દરેકને મૂકેજ છૂટકો છે.

આમ બધાં વ્યસનોને ઇજ્જારો પુરુષોએ લીધો હોય એમ જો સ્ત્રીઓ તે વ્યસન રાખે તો તેમને તિરસ્કારાય છે. પતિદેવ તો તાડન કરવા મંડી જાય છે. 'ડાહી સાસરે ન જાય અને ગાંડીને શિખામણ આપે,' એ સૂત્રનું અસ્તિત્વ આમ સાચવી રાખે છે. બેનો, તમે દારૂ, બીડી, સટ્ટો વગેરે રાક્ષસી વ્યસનો નહિ રાખી ભારતમૈયાની પવિત્રતાનો છેડો તો પકડી રાખ્યો છે. પરંતુ તમારેય ચાહ, પાનસોપારી જેવાં વ્યસનો છોડી પવિત્રતાનો એ છેડો મજબૂત પકડવો જોઇએ. અને પછી તમારા પતિદેવને અને બાળકને સંકટ વેઠીને પણ દરેક વ્યસન છોડાવો તો તમ જેવી પવિત્ર માતાઓનો પુરુષની નીતિ ઉપર અનુપમ ઉપકાર થાય.

આપણે આવાં અનેક વ્યસનોથી આપણી માનસિક, શારીરિક, બૌદ્ધિક અને આર્થિક શક્તિઓ ક્ષીણ બનાવીએ છીએ અને બેકારી સાથે નિર્ધનતાને નોતરાં આપીએ છીએ. જો આપણે આ દરેક વ્યસન છોડીશું તો આપણા અનેક રોગો અને આર્થિક ભીડ આપોઆપજ અદૃશ્ય થશે.

મોમ્બાસા (પલાણા) મોહનભાઇ ગિરધરભાઇ પટેલ

---

## થોડીક ઘરની વાતો

આપણો દેશ ઘણોજ ગરીબ છે, એ વાત તો હવે બધાંને જાણિતી થઇ છે. આ ગરિબાઇ દૂર કેમ થઇ શકે તે બાબત દેશદાઝવાળા માણસોએ વિચારો પણ કર્યા છે દેશનો ઉદ્યોગધંધો વધે તો દેશની ગરિબાઇ ઓછી થાય એ સૌએ જાહેર કર્યું છે. તે ઉદ્યોગધંધો વધારવામાં આપણને સરકારની મદદ જોઇએ, પણ તેવી મદદ અંગ્રેજ સરકાર તરફથી આપણને મળી શકે તેમ નથી, માટે તે સારૂ અન્ય ઉપાય યોજવા જોઇએ. આ ઉપાયોમાં મુખ્ય ઉપાય સૌને એ સુઝયો છે કે લોકોએ પોતેજ દેશના હુન્નરઉદ્યોગોને ઉત્તેજન આપવું જોઇએ. આ હેતુથીજ 'સ્વદેશી'ની હીલચાલ શરૂ થઇ છે. દેશના દરેક પ્રાન્તમાં 'સ્વદેશી સમિતિ'ઓ ઊભી થઇ છે. આ સમિતિઓ લોકોને ફક્ત સ્વદેશી જ માલ વાપરવાની પ્રેરણા કરે છે, અને તે સંબંધે ઉપયોગી માહિતી આપે છે. ચાલુ ઉપયોગની ઘણીખરી ચીજો આપણા દેશમાં બને છે. કદાચ કોઇ ચીજ ના બનતી હોય કે ના મળી શકતી હોય તો તે ચીજ વગર ચલાવવું જોઇએ, પણ પરદેશી ચીજ ખરીદીને દેશનું નાણું દેશની બહાર નાજ મોકલવું જોઇએ. દાખલા તરીકે, આપણામાં સ્ત્રીઓ સૌભાગ્યચિહ્ન તરીકે કાચની બંગડીઓ પહેરે છે. જો સ્વદેશી બંગડીઓ ના મળતી હોય તો હાથીદાંત કે લાકડાની ચૂડીઓ વાપરવી જોઇએ. આ તો એક દાખલો છે. પણ આ રીતે સ્વદેશીની ખાતર આપણા રીતરિવાજોમાં પણ ફેરફાર કરવો જોઇએ. કહેવાય છે કે સ્ત્રીઓ રૂઢિચુસ્ત હોય છે, પણ હવે સાબિત થયું છે કે સ્ત્રીઓ દેશભક્ત પણ છે. એટલે દેશને ખાતર તેઓ જરૂર રૂઢિનો તેમજ સગવડનો ત્યાગ કરી શકે છે. સ્ત્રીઓએ સમજવાની જરૂર છે કે સ્વદેશીના ઉપયોગથી દેશહિત સાધી શકાય છે. આ વાત સ્ત્રીઓ સમજશે તો પછી તેઓ ચાલુ રિવાજો પણ બદલી શકશે. કપડાંલત્તાંમાં તેમજ દરેક ચીજમાં ખરીદી કરતી વખતે તે ચીજ સ્વદેશી છે એવી ખાત્રી કર્યા પછીજ તે ખરીદવી. એવું સર્વત્ર થશે તો દેશની ગરિબાઇ ઘટશે.

બીજી વસ્તુ ધ્યાન રાખવાની જરૂર છે કે છેલ્લાં દશ વર્ષથી ઘંટી પોતાનું સ્થાન ધીરે ધીરે ગુમાવતી જાય છે, અને લોટ દળવાની મીલો વધતીજ જાય છે. આ લોટ તંદુરસ્તીને બગાડનાર છે, તેના પુરાવામાં એટલુંજ કહેવું બસ છે, કે મીલમાં દળાએલ લોટ સત્ત્વ વગરનો થઇ થોડા વખતની અંદર ઊતરી જાય છે, કારણકે તેમાંનાં પોષક તત્ત્વોનો નાશ થઇ ગએલો હોય છે. આ લોટની રોટલીમાં સ્વાદ પણ હોતો નથી. આ તમામ ગેરફાયદા કરતાં પણ

સૌથી મોટો ગેરફાયદો તો એ છે, કે મીલની ઘંટીએ ગરીબ બેનોની આજીવિકા ઉપર જબરો કાપ મૂકેલો છે. ગામડાંની અંદર મોસમ વખતે મોટા ખેડૂતોને ઘણા પ્રમાણમાં રોટલા મજૂરોને પૂરા પાડવાના હોય છે, જ્ઞાતિભોજન વખતે પણ લોટની મોટા પ્રમાણમાં જરૂર પડે છે. આ બધું કામ પહેલાં અનેક બેનો ઘંટી વડે દળીને કરતી. આ પ્રમાણે થતાં જે તે સ્થળનો પૈસો જે તે સ્થળે રહેતો; મહેનતથી તેમની તંદુરસ્તી પણ ઠીક રહેતી અને પૈસા પણ મળતા.

છેવટના દિવસો સુધી દળવાથી સગર્ભા બાઇઓને પ્રસવવેદનાની પીડા બહુ સહન કરવી પડતી નથી. હિસ્ટીરિયાના દરદોથી પીડાતી બેનોને ઘંટીની કસરતથી ઘણોજ ફાયદો થાય છે. ગરીબ બેનોને માટે તો ઘંટી આજીવિકાનું સાધન હોઇ તે આશીર્વાદરૂપ છેજ. આવી અનેક બેનોને તેથી લાભ થયાનો મને અનુભવ છે. આ ગરીબ પણ ઉત્તમ ચારિત્રવાળી બેનોને હું ખરા દિલથી એક નહિ પણ અનેક વાર નમસ્કાર કરૂં છું.

સાથે સાથે બીજી વસ્તુ પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે. પ્રાઇમસ સ્ટવથી બળી જવાના અકસ્માતો છેલ્લાં પાંચ વર્ષથી મોટી સંખ્યામાં થાય છે. આ અકસ્માતો મુંબઇ શહેરમાં અને ગુજરાતી સ્ત્રીઓમાં મોટા પ્રમાણમાં થાય છે. કોઇ પણ ઉપાયે આવાં અકાળ મરણ અટકાવવાં જોઇએ. આવા સંખ્યાબંધ અકસ્માતોથી સૌએ ચેતવણી લેવી જોઇએ. દરેક જણ કેટલીએક વાર એમ ધારે છે કે 'બેદરકાર લોકોને અકસ્માત થાય. અમે તો સ્ટવનું કામ સંભાળીને સમજણથી કરીએ છીએ, એટલે અમને કશો ભય નથી.' આવા અભિમાનથી કોઇક વાર વધારે બેદરકારી આવે છે. પ્રાઇમસ સ્ટવની બનાવટ જ એવી છે કે તેમાં અકસ્માતનો સંભવ છે. પ્રથમ થોડો સ્પીરીટ સળગાવીને તેને ગરમ કરવો પડે છે. આમાં જોખમ છે. ત્યાર પછી અંદર હવા ભરવા માટે પંપ કરવો પડે છે. ત્યારે વળી ઘણી વાર ગાસતેલ ઊભરાય છે અને ભડકો થાય છે. કોઇ વાર જરૂર કરતાં વધારે હવા ભરાઇ જાય છે ત્યારે પણ અકસ્માતનો ભય રહે છે. વળી સ્ટવનો ભડકો ખુલ્લોજ રહે છે, તેની આસપાસ કોઇ પણ જાતનું ઢાંકણ નથી; એટલે સ્ત્રીઓના લુગડાંની ફડક કોઇ વાર પકડાઇ જાય છે. આમ ઘણી રીતે આ સ્ટવ જોખમભરેલા છે. આવા જોખમભરેલા સ્ટવ વાપરવા નહિ એ વધારે ડહાપણભર્યું કામ છે. ખોટે આત્મવિશ્વાસે રહેવામાં શાણપણ નથી. થોડીક અગવડ વેઠીને પણ સગડી તથા કોલસાથીજ ચલાવી લેવું. જલદી દેવતા પાડવા માટે તપાસ કરીને ચોરીઆના કોલસા મેળવવા. તેનાથી જલદી દેવતા પડશે. પછી બાવળના કોલસા જલદી સળગશે. વળી

પ્રાઇમસ સ્ટવ અને તેવા બીજા સ્ટવ પરદેશી આવે છે, અને તેમાં ગાસતેલ બળે છે તે પણ પરદેશી છે. ગાસતેલ સમૂળું બંધ નથી જ થવાનું, પણ જેટલું ઓછું વપરાય તેટલું સારૂં. આપણી સગડી અને આપણા કોલસા શુદ્ધ દેશી છે. તે વાપરવાથી ઘણા દેશભાઇઓને રોજી મળે છે. આગ ઉવનું જોખમ ઓછું કરવા માટે તેમજ દેશના હિતની ખાતર પ્રાઇમસ સ્ટવનો ત્યાગ કરીને, અગવડ વેઠીને પણ, કોલસાનો ઉપયોગ કરવાની જરૂર છે.

પલાણા, તા. ૯:૮:'૩૮ — રાવજીભાઇ લલ્લુભાઇ પટેલ

---

## પત્ર

### ૧. ખેડા જિલ્લા શિક્ષકસમાજના માનવંત સભ્યોને ખુલ્લો પત્ર

શિક્ષકસમાજને ખુલ્લો પત્ર લખવો એટલે નાને મોઢે મોટી વાત. જૂનવાણી માનસને આમાં વિવેકની ખામી જણાશે, ઉદ્ધતાઇની ગંધ આવશે. પરંતુ જ્ઞાનસુધા માટે વિદ્યામંદિરે પ્રથમ પગલી પાડતાં જે સમાજના કેટલાક સુજ્ઞ અને સંસ્કારી સભ્યોએ મને વિદ્યાદાન દેઇને આજીવન ઋણી બનાવ્યો છે, તેજ સમાજ સામે તેમના દાનનો ઉપયોગ કરી રહ્યો છું તે બદલ સર્વ કોઇ ઔદાર્ય દાખવશે.

આપના માનવંત પ્રમુખના ઘોર અધઃપતનના સમાચાર 'પાટીદાર'ના જેઠ માસના અંકની 'પ્રસંગકથા' દ્વારા જાણતાંજ હું ચમકી ઉઠ્યો! પાટીદાર સમાજનાં તેમજ આપ સર્વ સભ્યોનાં પણ ચક્ષુ ખુલી ગયાં હશે. હું તમને સૌને પૂછું છું કે અસમાન વ્યક્તિઓ વચ્ચે કંચન સમો વિશુદ્ધ દૈવી પ્રેમ કદી સંભવે ખરો? મસ હાથે મીંઢળ શોભે ખરૂં? એક આશાભરી ગભરૂ બાળાનું સૌરભમય યૌવન–જીવનસર્વસ્વ–વૃદ્ધાવસ્થાના મહાનલમાં હોમાતું જોતાં તમારા સમાજના કોઇ સભ્યનું રૂંવાડું પણ ન ફરક્યું? કેટલી ઘોર નિષ્ક્રિયતા! પંચાવન વરસની સીમા પૂરી થતાં ખુદ સરકાર પણ દામના ઊતરેલા ઘોડા જેવા ગણીને ફરજમાંથી મુક્ત કરે છે, તો દર પળે એ સીમા તરફ ધસી જતા આપના પ્રમુખની જીવનસંધ્યાએ કઇ સેતાની લાલસા અતૃપ્ત રહી ગઇ? મસોખાંના મંદિરસમા ક્ષણભંગુર દેહની સંધ્યાના સોનેરી રંગોને કાલીમાની પીંછી મારતાં તેમનો કયો પુરુષાર્થ ઝળકી ઊઠ્યો?

જેનો સરદાર આંધળો તેનું લશ્કર કૂવામાં! શિક્ષકસમાજના માનવંત

પ્રમુખ મહાશયે, પ્રજાએ વ્યંગમાં અર્પેલ, 'પંતુજી'ના બિરુદને પોતાના અધમ કૃત્યથી કાજળનો ઢોળ ચઢાવી વધુ કાજળઘેરું બનાવ્યું. હવે તો દરેક સભ્ય માનવતાની ખાતર આવા નાલાયક પ્રમુખશ્રીને ખુરસી ખાલી કરવા ફરજ પાડે, દરેક ક્ષેત્રમાં તેમનો ઉગ્ર બહિષ્કાર પોકારે, તેમ જ શક્ય હોય તેટલાં સખ્ત આન્દોલનો ઉપાડી એ માર્ગભૂલ્યા પ્રમુખની સાન ઠેકાણે લાવે. આથી પ્રમુખના પાપનું પ્રાયશ્ચિત્ત તમારાથી થઈ શકશે, તેમ ભવિષ્યને માટે સુંદર દૃષ્ટાન્ત થઈ પડશે.

'આવાં સેંકડો વૃદ્ધલગ્ન થઈ ગયાં–થતાં જાય છે.' આ એક જ દલીલને આપને પક્ષે સ્થાન છે. ભવિષ્યમાં થશે કે કેમ તેનો નિર્ણય તો આવતી કાલનો સમાજ કરશે. કારણ કે રોજબરોજ આપણે સાંભળીએ છીએ કે શ્રીયુત 'સોમાભાઈ જેવાં કેટલાંક વૃદ્ધ જર્જરિત ભાનભૂલ્યાં ખોખાં યુવકોના સખ્ત વિરોધથી અથવા કાયદાના ફરમાનથી લીલે તોરણેથી હાંસીપાત્ર દશામાં પાછાં ફરે છે. ઉજ્જ્વલ ભાવિની આ શુભ શરૂઆત છે. આજે પળેપળે સંક્રાન્ત થતા સમાજમાં તમારું સ્થાન, ફરજ અને ધ્યેય દૃષ્ટિ સમીપ હશે તો એ દલીલ પણ પ્રાણ વિનાની જણાશે.

શિક્ષક–વિદ્યાગુરુ એટલે દેશના ભાવિનો વિધાતા, ત્યાગની અને સંયમની પવિત્ર તેજોમય મૂર્તિ. મહાસભા અને પ્રજાકીય સરકારો કરતાં પણ તેની જવાબદારી વધુ મહાન છે. મેકોલેની કેળવણીમાંથી ઉત્પન્ન થતા માયકાંગલા અને દુર્બળ તેજોવિહીન કારકુનોની આજે સમાજને અને દેશને જરૂર નથી. જરૂર છે આઝાદીનાં મૂલ્ય ચૂકવનાર સંયમી, નિઃસ્વાર્થ, નવલોહિયા યુવાનોની. એ માગણી પૂરી કરવાની તાકાત અને આત્મબળ તમારે મેળવવું જ જોઈશે. સરકાર આજે કેળવણીનું આખું સ્વરૂપ મૂળમાંથી જ બદલી નાખવા ઇચ્છે છે. નવા પ્રયોગો શરૂ થઈ ચૂક્યા છે. હવે શિક્ષક તેને અનુરૂપ નહિ બને તો સરકાર કેવી રીતે આગળ વધી શકશે? શિક્ષક એટલે સમાજનો ઘડવૈયો. પુસ્તકિયું–પોપટિયું જ્ઞાન આપવામાં તેની ફરજ પૂર્ણ થતી નથી. ભાવિ સમાજનેતા, પ્રતિષ્ઠિત નાગરિક અને માતાની ગુલામી શૃંખલા તોડનારા બહાદુરો ઘડવાની અતિમહાન જવાબદારી શિક્ષકને શિરે છે.

અજ્ઞાન, વહેમ, મોજશોખ અને ભોગવિલાસમાં ખદબદતા ગઈ કાલના રૂઢિચુસ્ત લોકજીવન વિકસાવી તેને આજની ગૌરવભરી સ્થિતિએ લાવવામાં શિક્ષકે રાત્રિદિવસ કે નોકરીના કલાકો સામે પણ નથી જોયું. તેણે પોતાનો આત્મા નીચોવી નાખ્યો છે. ત્યારે જેણે પોતાની સંસ્કૃતિનાં અમી સારામે જમન

ઉપર વહેતાં કરેલાં, તે દેશનો શિક્ષક રુશિયાથી પણ વધુ જ્વલંત પ્રતિષ્ઠા ન મેળવી શકે?

તથાપિ જો ઘડવૈયાના દૃષ્ટિપડળમાં સ્વાર્થ, લોલુપતા, વિષયવાસના અને રંગરાગની આસમાની સુલતાની ચમકતી હશે તો તેનું સર્જન કેટલું વિપરીત હશે? આવતી કાલની આશાસમાં નિર્દોષ કુમળાં બાળક ઉપર બાલ-વયમાં રાજકીય, સામાજિક વિષયો સંબંધે જે અસર થાય છે તેમાંથી પુખ્ત ઉમરે કદી મુક્ત થઈ શકાતું નથી. તેમનામાં ઉચ્ચ સંસ્કારનાં બીજનું આરોપણ શિક્ષકજ કરી શકે છે.

પગાર, પેન્શન, એલાવન્સ તથા દરજ્જાનો સ્વાર્થ સાધવા પ્રજાકીય સરકાર સામે મોરચા માંડવાજ શિક્ષકસમ્મેલનનો જન્મ નથી એમ બતાવવું જોઈએ. સંમેલનો વખતે દેશની ભાવિ આશા સમાં કુમળાં બાળકોનું-આવતી કાલના નાગરિકોનું હિતાહિત ભૂલવું જોઇતું નથી. પગારકાપ વગેરે માટે સરકાર સામે ઉપવાસ આદરવા તેના કરતાં તેજ શસ્ત્રનો ઉપયોગ શિક્ષકોના શુદ્ધીકરણ માટે કરવો એ શિક્ષકસમાજને વધુ શોભાસ્પદ થઈ પડશે. ચારિત્રહીન અને દુષ્ટ રિવાજોને પોષનારા સભ્યોને વીણી વીણીને દૂર કરવા જોઈએ.

અંતમાં પ્રજા ઇચ્છે છે કે નીચેની બાબતો આપના બંધારણમાં તાત્કાલિક સ્થાન મેળવે અને તેનું કડકપણે પાલન કરવાની દરેક સભ્યને ફરજ પાડવામાં આવે:

૧. કડક શિસ્તપાલન.

૨. હાનિકારક તથા કેફી પીણાંઓનો સદંતર ત્યાગ. (અમદાવાદમાં તાજેતરમાંજ એક ગુરુજી અફીણના બંધારણી જાહેર થયા છે!)

૩. સામાજિક વિષયો અંગે સખ્ત-અતિસખ્ત બંધનો.

૪. ગામડાંમાં રહેતા સભ્યોની-ગ્રામીણોની નૈતિક, આર્થિક, સામાજિક તથા ખેતીવિષયક મૂંઝવણોમાં માર્ગદર્શક અને સાચા સલાહકાર બને.

૫. બની શકે તેટલાં નિરક્ષર બંધુભગિનીઓને સાક્ષર કરી તેમનામાં રાષ્ટ્રભક્તિનો મહામંત્ર ફૂંકે.

શિક્ષક-ઉપદેશક પરોપદેશે पाण्डित्यम्‌ની ભાવના છોડી પોતેજ ગર્શાસચી બની પ્રજાને ઉન્નતિને શિખરે લેઇ જતે અતિ દુષ્કર માર્ગે આગે કૂચ કરશે તો આવતી કાલનું પ્રભાત કેટલું તેજોમય હશે!

૪૬, સિરમ્યાન (ગલાયા) હું છું આપનો નમ્ર શિષ્ય,
તા. ૮:૬:૧૯૩૯. ફુલાભાઈ પુરુષોત્તમ પટેલ

## ૨૩. હિંદમાં વપરાતા મોટરો

હિંદના જુદા જુદા પ્રાન્તોમાં અને દેશી રાજ્યોમાં તા. ૧:૧:'૩૮ને રોજ ચાલુ હતી તે મોટરોના આંકડા નીચેના કોઠામાંથી જાણી શકાય છે:

| પ્રાન્ત | ખાનગી મોટરો | ટેક્ષીઓ | બસો | લોરીઓ | મોટર સાયકલો | કુલ |
|---|---|---|---|---|---|---|
| બંગાલ | ૧૮,૮૮૩ | ૧,૮૮૧ | ૧,૪૪૨ | ૩,૧૧૮ | ૧,૦૦૫ | ૨૬,૩૨૯ |
| મુંબઇ | ૧૭,૯૬૩ | (ગણત્રી બસમાં) | ૪,૪૧૨ | ૪,૦૩૦ | ૧,૪૫૯ | ૨૭,૮૫૫ |
| મદ્રાસ | ૧૪,૨૧૭ | ૨૯૯ | ૪,૧૧૯ | ૧,૫૦૭ | ૧,૩૪૪ | ૨૧,૪૮૬ |
| યુક્ત પ્રાન્તો | ૧૨,૦૧૧ | ૪૪૭ | ૨,૯૨૮ | ૩૯૮ | ૯૩૩ | ૧૬,૭૧૭ |
| બ્રહ્મદેશ | ૧૨,૯૬૨ | (ગણત્રી કારમાં) | ૩,૯૬૭ | ૨,૬૫૩ | ૧,૦૩૧ | ૨૦,૬૧૩ |
| પંજાબ | ૫,૨૮૩ | ૪૦૨ | ૨,૭૫૩ | ૨,૬૫૦ | ૭૫૮ | ૧૧,૮૪૬ |
| બિહાર | ૪,૭૮૦ | ૩૫૬ | ૬૩૮ | ૪૨૨ | ૪૮૭ | ૬,૬૮૩ |
| ઓરિસ્સા | ૬૬૨ | (ગણત્રી બસમાં) | ૨૮૮ | ૭૦ | ૫૭ | ૧,૦૭૭ |
| મધ્ય પ્રાન્તો | ૪,૧૩૯ | " | ૧,૮૨૫ | (ગણત્રી કારમાં) | ૬૮૦ | ૬,૬૪૪ |
| સિંધ | ૨,૪૬૯ | (ગણત્રી કારમાં) | ૮૧૭ | (ગણત્રી બસમાં) | ૪૦૦ | ૩,૬૮૬ |
| આસામ | ૨,૭૦૫ | ૨૩૮ | ૭૧૨ | ૯૮૫ | ૧૪૩ | ૪,૭૮૩ |
| સરહદ પ્રાન્તો (આશરે) | ૨,૧૩૦ | ૧૨૫ | ૭૩૦ | ૬૭૦ | ૩૬૦ | ૪,૦૧૫ |
| દિલ્હી | ૨,૨૪૩ | ૧૪૦ | ૪૭૫ | ૩૫૫ | ૩૫૦ | ૩,૫૬૩ |
| અજમેર મેવાડ | ૬૦૮ | ૨૪ | ૧૧૮ | ૧૪ | ૭૩ | ૮૩૭ |
| કુર્ગ (આશરે) | ૯૦ | ૧૦ | ૩૫ | ૨૫ | ૮ | ૧૬૮ |
| બ્રિટીશ હિંદમાં કુલ | ૧,૦૧,૧૪૫ | ૩,૯૨૨ | ૨૫,૨૫૯ | ૧૬,૮૯૭ | ૯,૦૭૯ | ૧,૫૬,૩૦૨ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| હૈદરાબાદ | ૩,૬૦૯ | ૩૨૫ | ૩૫૦ | ૩૧૩ | ૩૬૯ | ૪,૯૬૬ |
| મહિસુર | ૨,૬૯૭ | ૧૫૮ | ૭૫૨ | ૪૩૦ | ૪૦૯ | ૪,૪૪૬ |
| ત્રાવણકોર | ૧,૫૮૩ | ૧૭૯ | ૧,૦૮૧ | ૪૫૪ | ૬૦૩ | ૩,૯૦૦ |
| ગ્વાલિયર | ૧,૨૧૬ | ૨૭૪ | ૬૨૩ | ૧૯ | ૬૮ | ૨,૨૦૦ |
| પતિયાળા | ૧,૨૫૪ | ૫૮ | ૧૬૫ | (ગણત્રી ખસમાં) | ૧૧૬ | ૧,૫૯૩ |
| જયપુર | ૭૭૬ | ૭૬ | ૩૪૧ | ૨૩ | ૩૦ | ૧,૨૪૬ |
| વડોદરા | ૫૬૬ | ૪૭ | ૪૭૯ | ૧૨૯ | ૧૫ | ૧,૨૩૬ |
| જોધપુર | ૫૮૦ | ૬ | ૬૮ | ૧૨૨ | ૫૩ | ૮૨૯ |
| કોચીન | ૪૫૦ | ૮૦ | ૧૯૫ | ૩૦ | ૫૦ | ૮૦૫ |
| પુદુકોટાઇ | ૪૧૯ | ૭ | ૧૦૩ | ૧૧ | ૫ | ૫૪૫ |
| ભોપાલ | ૩૮૩ | ૫૧ | ૭૭ | ... | ૨૨ | ૫૩૩ |
| કોલ્હાપુર | ૨૨૮ | ... | ૩૦૯ | ૧ | ૧૧ | ૬૦૯ |
| ઉદેપુર | ૧૭૩ | ૧૩ | ૬૨ | ૧૦ | ૧૪ | ૨૭૨ |
| ભાવનગર | ૧૯૧ | ૨૨ | ૧૯ | ૨૭ | ૯ | ૨૬૮ |
| સાવંતવાડી | ૧૭ | ૧૨૩ | ૧૨૯ | ... | ... | ૨૬૯ |
| પોરબંદર | ૪૭ | ૩૯ | ૩૦ | ૯ | ... | ૧૨૫ |
| રાજકોટ | ૮૫ | ૯૮ | ૭ | ... | ૯ | ૧૯૯ |
| ભાવલપુર | ૬૩ | ... | ૧૦ | ૧ | ૧૧ | ૮૫ |
| વાંસવાડા | ૪૧ | ૧૦ | ૪ | ૨ | ૧ | ૫૮ |
| બીજાં રાજ્યો (અંદાજે) | ૩,૨૬૩ | ૨૮૨ | ૬૮૪ | ૩૪૮ | ૩૮૪ | ૪,૯૫૧ |
| આખા હિંદમાં કુલ | ૧,૨૮,૭૮૮ | ૫,૭૭૦ | ૩૦,૭૪૭ | ૧૮,૯૮૬ | ૧૧,૨૫૮ | ૧,૮૫,૪૪૭ |

## ચર્ચાપત્ર

### ૬. આફ્રિકાના પેસેંજરો વિષે

'પાટીદાર' માસિકના વૈશાખના અંકમાં પૃ. ૩૨૩ ઉપર ભાઇ મગનભાઇએ 'આફ્રિકા આવતા નવા પાટીદાર ભાઇઓને' જણાવ્યું છે કે, "કાયદેસર રીતે તો આવી ડીપોઝીટ જે દેશમાંથી પેસેંજર જાય તેજ દેશના અધિકારીઓ વસુલ કરે છે. પરંતુ આફ્રિકા માટે તો મેં જોયું છે કે ત્યાંના ઇમીગ્રેશન ખાતાંજ આવી બાંહેધરીની રકમ વસુલ કરે છે."

આમાં ડીપોઝટ માટે લાંચ લેવાની ફરિયાદનો નિર્દેશ છે. ખરૂં જોતાં વસ્તુસ્થિતિ જૂદી છે. મુંબઇ સરકારે કાનુનથી, નવા પેસેંજરો માટે ડીપોઝીટ લેવા ઠરાવ્યું છે. એમાં સરકારનો હેતુ સ્પષ્ટ છે. ગમે તેવા નિરાધારો રખડી પડે તો તેમની વ્યવસ્થા માટે એ ડીપોઝીટ અનિવાર્ય હોય તે સ્વાભાવિક છે. એથી વિરુદ્ધ જે પેસેંજરો પાસે એ ડીપોઝીટ મૂકવાનાં નાણાં ન હોય તેઓ ૧૦થી ૧૫ રૂપિયા આપી ડીપોઝીટમાંથી બચી જાય છે! નૈતિક રીતે આ પ્રથા સામે બચાવ છેજ નહિ. તે લાંચ સત્તાવાળાઓ તેમજ પેસેંજર એજંટો ભાગીદારીથી વહેંચી લે છે.

આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે લાંચનું મૂળ પેસેંજરોની સગવડ છે! આ સગવડનો બચાવ ગરીબ હિંદુસ્થાનીઓ માટે હોય તો એ છે, કે મુંબઇ સરકારે એ ડીપોઝીટની પ્રથા સદંતર નાબૂદ કરવી જોઇએ. આવા જાહેર ઊહાપોહથી કાયદો સખ્ત થતાં બિચારા ગરીબ પેસેંજરો વધુ મુશ્કેલીમાં મુકાશે. તેથી હિતેચ્છુ ગંડળોએ આ વિષે સરકારનું ને ખાસ કરી ગૃહસચિવ શ્રી. મુનશીનું ધ્યાન ખેંચવાની જરૂર છે, જેથી પેસેંજરોની બીજી અનેક હાડમારીઓ દૂર કરી શકાય.

વળી ભાઇ મગનભાઇ એજંટોનો નિર્દેશ કરતાં 'કેટલાક' લખી ભ્રમ ઉપજાવે છે. વસ્તુતઃ કોઇ એજંટો એ બદીમાંથી મુક્ત નથી. તેઓ પણ બહુ દોષપાત્ર નથી એમ મારા અનુભવથી મેં જોયું છે, કોઇ પણ પેસેંજર પાસેથી બળાત્કારે કે ફોસલાવી એ રૂપિયા લેવાતા નથી, જેને ડીપોઝીટના રૂપિયા મૂકવાની ઇચ્છા હોય તે મૂકી શકે છે.

વિશેષમાં ભાઇ મગનભાઇ લખે છે "૧૦ રૂપરડીનો સિપાઇ બૈરાંછોકરાંને ધક્કા લગાવે તે નફાના!" તે માટે પોલીસ કેટલેક અંશે દોષપાત્ર હશે ખરી, પણ હિંદીઓ શિસ્તપાલનમાં ક્યારે સમજે છે? કેટલીક વખત તો આ બાબત ફરિયાદો શરમજનક હોય છે. એ માટે પેસેંજરોનો દોષ ગૌણ માની સત્તા સામે કે મહાસભાના રાજ્ય સામે આંખો ફાડવી એ વધુ પડતું છે.

અગાઉ આ વિષે અત્રથી અમે માનનીય શ્રી. ખરેનું પણ ધ્યાન ખેંચેલું, તેમણે એ માટે ઘટતો બંદોબસ્ત કરવા જણાવેલું. અને એ લક્ષમાં લેઇ તે માટે બંદરના અધિકારીઓ વધુ શિસ્તથી કામ લે છે. બાકી રહેલી મુશ્કેલીઓ દૂર કરવા પેસેંજરોએ માણસાઇ કેળવવી જોઇએ. ઉપરાછાપરી પડવાનો, ધક્કાધક્કીનો ને ગાળાગાળીનો ક્રમ છોડી સભ્યતાપૂર્વક વર્તતાં શીખવું જોઇશે.

બુટેમ્બા (ઉગાણ્ડા) રાવજીભાઇ સોમાભાઇ પટેલ

—*—

## સ્વ. મોતીભાઇ અમીન સ્મારક ફંડ

સૂચના: જેમની રકમો સમિતિના કાર્યાલય—ચ. એ. સોસાયટીમાં આવી ગઇ છે તેમના નામ આગળ * ફુદડી મૂકવામાં આવી છે. બાકીની રકમો સમિતિના કાર્યાલયમાં આવવી બાકી છે.

૧૫૩૬૯—૨—૦ ગયા અંકમાં સ્વીકારેલા
૫૦૧ શ્રી. ચીમનભાઇ મોતીભાઇ પટેલ (ભાદરણ), વડોદરા
૫૦૧ ,, તુળશીભાઇ નરસિંહભાઇ પટેલ (પીજ), જિંજા
૨૫૧ રાજમિત્ર ભાઇલાલભાઇ દાજીભાઇ અમીન (વીરસદ), વડોદરા
૧૫૧ શ્રી. ચતુરભાઇ મંગળદાસ પટેલ (ખંભોળજ), પાર્લા
*૧૫૧ ,, કરસનદાસ હરગોવિંદદાસ
૧૦૧ ,, મનોરભાઇ શિવાભાઇ પટેલ (વડોદ), મુંબાઇ
*૧૦૧ રા. બ. ગોવિન્દભાઇ હાથીભાઇ દેસાઇ (નડિયાદ), વડોદરા
૧૦૧ ,, છોટાભાઇ ભાઇલાલભાઇ પટેલ (ધર્મજ), ,,
૧૦૧ ,, તુળશીભાઇ જોઇતાભાઇ અમીન (ભાદરણ), ,,
૧૦૧ ,, મગનભાઇ શંકરભાઇ પટેલ (ભાદરણ), ,,
૧૦૧ ,, હીરાભાઇ શામળભાઇ અમીન, તારાપુર
*૧૦૦ ડૉ. મૂળજીભાઇ શિવાભાઇ પટેલ (ધર્મજ), સાન્તાક્રુઝ
*૧૦૦ શ્રી. શેઠ હરખચંદ મોતીચંદ શાહ, ચોરવાડ
૫૧ ,, અંબાલાલ બાવાજી પટેલ, રામોલ
*૫૧ ,, મોહનલાલ હરગોવિંદદાસની કંપની, મુંબાઇ
૫૧ ,, વાઘજીભાઇ નારણભાઇ અમીન, તારાપુર
૨૫ ,, ગોવર્ધનભાઇ હાથીભાઇ પટેલ (સોજીત્રા), પાર્લા
*૨૫ ,, જે. એમ. પટેલ એન્ડ કંપની, મુંબાઇ
*૨૫ ,, એસ. બી. પારેખ, મુંબાઇ

*૧૫ ,, ગોપાળદાસ છોટાલાલ કોઠારી (દાસરા), મુંબાઇ
૧૫ ,, કાન્તિલાલ ગોવર્ધનભાઇ પટેલ (સોજીત્રા), પાર્લા
*૧૧ ,, પુરુષોત્તમદાસ લલુભાઇ બીન રેવનદાસ (ઉત્તરસંડા), મુંબાઇ
*૧૧ ,, નગીનદાસ પુરુષોત્તમ પટેલ, મુંબાઇ
*૧૧ ,, ડાહ્યાભાઇ બાપુજીભાઇ પટેલ, પીજ
૫ ,, ફુલાભાઇ મોતીભાઇ પટેલ (ઉત્તરસંડા), મુંબાઇ
*૫ ,, ઇશ્વરભાઇ ઉમેદભાઇ પટેલ ,, ,,
*૫ ,, ઉમેદભાઇ નરસિંહભાઇ પટેલ, વાંદરા
*૫ ,, નાનુભાઇ વસનજી દેસાઇ, મુંબાઇ
*૫ ,, ફુલાભાઇ મોતીભાઇ પટેલ, ,,
*૨ ,, જેઠાભાઇ માનદાસ પટેલ, વડાવલી (તા. ચાણસ્મા)
*૨ ,, ભગવાનદાસ સાંકળચંદ પટેલ, જેતલવાસણા, તા. વિસનગર
*૧ ડૉ. મોહનલાલ પી. પટેલ
*૧ શ્રી. કરસનદાસ રેવાભાઇ પટેલ, રણુંજ, તા. પાટણ
*૧૦૭ ,, હારીજ ગામમાંથી (પ્રાન્ત મહેસાણા)
*૭૫ ,, ઝાડા ગામમાંથી (તા. પેટલાદ)
*૭૪॥ ,, વડનગર ગામમાંથી (પ્રાન્ત મહેસાણા)
*૬૯ ,, રાજકોટ બાલઅધ્યાપન મંદિર મારફત
*૩૧ ,, ચાણસ્મા ગામમાંથી (પ્રાન્ત મહેસાણા)
*૨૮ ,, બલોલ ,, ,,
*૨૭ ,, ધીણોજ ,, ,,
*૨૧ ,, ઉનાવા ,, ,,
*૧૯ ,, બહેચરાજી ,, ,,
*૧૫ ,, મણુંદ ,, ,,
*૧૪॥ ,, બાલીસાણા ,, ,,
*૧૪॥ ,, લાંઘણુજ ,, ,,
*૮॥ ,, પીલુદરા ,, ,,
*૮ ,, ભાન્ડુ ,, ,,
*૭ ,, કુણઘેર ,, ,,
*૪॥ ,, રણુંજ ,, ,,

કુલ રૂ. ૧૮૫૭૫-૧૦-૦

## પ્રસંગકથા

### તારાપુરમાં સાદું લગ્ન

તારાપુરના ભાઇ ચુનીભાઇ ડુંગરભાઇ અમીન બી. એ. છે, સમાજસેવક છે, સુધારક વિચારના છે. એમનાં પુત્રી બેન કાન્તાબેન ૨૨ વર્ષનાં છે અને L. C. P. S.ના ચોથા વર્ષમાં અભ્યાસ કરે છે. ગઇ તા. ૨૫:૪:'૩૯ને રોજ એ બેનનાં લગ્ન તારાપુર મુકામે નડીઆદ કાકરખાડના ભાઇ રામભાઇ મગનભાઇ પટેલ સાથે થયાં. એ ભાઇની ઉમર ૩૧ વર્ષની છે અને અમેરિકાના M. E. E. E. છે. આ લગ્નમાં કંઇ પણ લેવડદેવડ થઇ નથી. લગ્નવિધિ પણ બહુ સાદાઇથી થએલો. લગ્નને દિવસે સાંજના ૭ વાગ્યે વીશેક માણસની જાન આવી, સંધ્યાકાળે જમણ પછી લગ્નવિધિ થયો, બીજે દિવસે સવારમાં ૭ વાગ્યે જાન પાછી ફરી. સામૈયાનો કે કસુંબાનો કશો વિધિ નહિ. કુટુંબીજન માંડવે આવી જમી ગયાં, પિરસણુ બિલકુલ મોકલેલું નહિ. આ કડવા કાળમાં ઓછે પૈસે વિવાહ ઉકેલી નાખવાનો માર્ગ બતાવનાર આ બંને પક્ષ ખરે જ ધન્યવાદને પાત્ર છે.

### પીજમાં સાદું લગ્ન

પીજના ભાઇ ઇશ્વરભાઇ જેઠાભાઇ પટેલ બી. એ. છે, સુધારક વિચારના છે, તેમના પિતા ભાઇ જેઠાભાઇ દલાભાઇ પણ ભાઇ ઇશ્વરભાઇના સુધારક વિચારોને અનુકૂળ છે. ભાઇ ઇશ્વરભાઇનાં બેન સૂરજબેન ૧૬ વર્ષની ઉમરનાં છે અને આ વર્ષે અંગ્રેજી ચોથા ધોરણમાં પાસ થયાં છે. ગયા વૈશાખની સુદિ ૧૧સને રોજ એ બેનનાં લગ્ન પીજ મુકામે વસોના ભાઇ અંબાલાલ લખાભાઇ પટેલના પુત્ર ભાઇ રતિલાલ સાથે થયાં. ભાઇ રતિલાલની ઉમર ૧૯ વર્ષની છે અને મેટ્રિક ક્લાસમાં ભણે છે. આ લગ્નમાં કન્યાપક્ષે વરને રૂ. ૫૧ ચાંલ્લામાં આપેલા, તે સિવાય પરઠણની, વડીપાપડની, મિઠાઇનાં માટલાંની કે બીજી કશી લેવડદેવડ થઇ નથી. લગ્નવિધિ પણ બહુ સાદાઇથી થએલો. લગ્નને દિવસે સાંજના ચાર વાગ્યે ૧૧ જ માણસોની જાન આવી, સંધ્યાકાળે જમણ પછી લગ્નવિધિ થયો, વરકન્યા બંને ખાદીના પોશાકમાં હતાં. બીજે દિવસે સવારમાં સાત વાગ્યે જાન પાછી ફરી. આ કડવા કાળમાં ઓછે પૈસે વિવાહ ઉકેલી નાખવાનો માર્ગ બતાવનાર આ બંને પક્ષના વડીલો ખરે જ ધન્યવાદને પાત્ર છે.

### સુણાવમાં લગ્ન

સુણાવના ભાઇ મણિભાઇ શંકરભાઇ પટેલ આફ્રિકામાં વેપાર કરે છે.

તેમનાં પુત્રી બેન લલિતાબેન ૧૮ વર્ષનાં છે. તેમણે વડોદરા મહારાણી ગર્લ્સ હાઇ સ્કૂલમાં ચાર વર્ષ અભ્યાસ કરી સેકંડરી સ્કૂલ સર્ટીફીકેટની (ફર્વે કોર્સની) પરીક્ષા પાસ કરી છે. ગયા વૈશાખ સુ. ૩જને રોજ એ બેનનાં લગ્ન નારના ભાઇ છોટાભાઇ ખુશાલભાઇ પટેલ બી. એ., એમના પુત્ર જશભાઈ સાથે થયાં. એ ભાઇની ઉમર ૨૧ વર્ષની છે અને આ વર્ષે એમણે ઇંટરની પરીક્ષા આપી હતી. આ લગ્નમાં પરઠણ નહોતી લેવાઇ. માત્ર ચાંલ્લામાં રૂા. ૧૧ લેવાયા હતા. લગ્નને દિવસે સવારે નારેથી જાન સુણાવ ગઇ હતી. હાજરી પછી બપોરે લગ્નક્રિયા થઇ હતી. લગ્નક્રિયાને પ્રસંગે વરને કાંડાનું ઘડિયાળ મળ્યું હતું, બીજી કંઇ લેવડદેવડ નહોતી થઇ. સાંજે કસુંબો થયો, પછી જમણ જમ્યા બાદ જાન મોટરોમાં પાછી ફરી હતી. આમ આ જાન પણ એક દિવસની હતી. કન્યાપક્ષની આર્થિક સ્થિતિ જોતાં બહુ ધામધૂમ થઇ શકત, પણ નથી થઇ એ સારું જ થયું છે. પણ જાનમાં સોએક માણસ હતા, એ તો જરૂર વધારે પડતા ગણાય. આ લગ્નમાં બીજી રીતે સાદાઇ હતી એમ કહેવાય, ઉપરનાં બે લગ્નની જેવી તો નહિજ.

### પરદેશમાં પાટીદાર લગ્ન

નારના ભાઇ નારણભાઇ દેસાઇભાઇ પટેલ નૈરોબીમાં (પૂર્વ આફ્રિકામાં) રહે છે. તેમનાં પુત્રી બેન સવિતાગૌરી ૧૬ વર્ષની ઉમરનાં છે. તેમનાં લગ્ન વૈશાખ વ. ૧૧સને રોજ નૈરોબીમાં, ત્યાંજ રહેતા સાયમાના ભાઇ વિઠ્ઠલભાઇ સાથે થયાં. એમને એવો કન્યાવહેવાર તો છેજ. આ લગ્નમાં ખાસ વિશેષતા હોય તો એજ કે આફ્રિકાથી મોટા ખર્ચમાં ઊતરીને ત્યાંના ભાઇઓ અહીં લગ્ન કરવા માટેજ આવે છે, તેના કરતાં ત્યાંજ એ પ્રસંગ પતાવી દેવાય તો સારું, એમ એ ભાઇઓએ કરી બતાવ્યું છે.

### સત્યાગ્રહીના પુત્રનાં લગ્ન

ધર્મજના એકવારના સત્યાગ્રહી અને આજે વેપારી ભાઇ છોટાભાઇ ઉમેદભાઇ પટેલના પુત્ર ભાઇ જશભાઇનાં લગ્ન તા. ૧૪:૫:'૩૯ને રોજ ભાદરણમાં ભાઇ રાવજીભાઇ અંબાલાલનાં પુત્રી સાથે થયાં. એ પ્રસંગે (૧) ૨૨ વર્ષના વરરાજાને પાલખી–નરવાહન–ઉપર ચઢીને ઉઘલવાના ઊમળકા થએલા! (૨) રિવાજ પ્રમાણે મંદિરોમાં કંઇ કંઇ ઓછીવત્તી રકમો મુકાઇ હતી, (૩) ૧૦૦–૧૨૫ માણસોની જાન હતી, (૪) અંગ્રેજી વાજાં અને મોટર હતી, (૫) લગ્નનું મુહૂર્ત ચૂકી જવાય એ ઠીક નહિ, એમ માની લગ્નક્રિયા રાત્રે કરાવેલી અને તેજ કારણે જાન એક દિવસ વધારે રહેલી,

એટલે કે (૬) જાન બે દિવસ રહેલી, (૭) વરનાં વસ્ત્ર ખાદીનાં હતાં, કન્યાનાં વસ્ત્રમાં મીલનાં પણ હતાં, (૮) 'વડી, પાપડ, ખાતું, ચાંલ્લાસુદ્ધી અને જણમની પહેરામણીનો ગૌણ વ્યવહાર પોતાનો ચીલો ભૂલ્યાં નહોતાં!' (૯) બેશક પરઠણની કશી શરત નહોતી ને લેવાઇ નહોતી, એટલીજ વિશેષતા આ લગ્નમાં હતી. બાકી જૂનો ચીલો કાપીને કંઇ નવે-જોકે હવે તો પડેલે-માર્ગે સત્યાગ્રહી ભાઈ છોટાભાઇ ચાલ્યા નથી. બીજા કોઇનું નહિ તો આ પ્રસંગકથાની શરૂઆતની બે કથાઓમાં વર્ણવેલા ભાઈઓનું અનુકરણ એમણે કર્યું હોત તોય ઠીક હતું, પણ સત્યાગ્રહીજ પાછાં પગલાં માંડે તો! ભાઇ છોટાભાઇ, સાથ ના મળે તોય એકલા ચાલી ભાનભૂલ્યા સમાજને તમારે તો માર્ગ બતાવવો ઘટે ત્રેને બદલે તમેય આવા? ત્યારે સમાજે જોવું કોની સામે?

## ૪૫ વર્ષે ત્રીજી વાર ઘોડે ચડનાર પાટીદાર સામે મનાઇ હુકમ

"અમદાવાદ, શનિવાર. પોતાની પહેલી વારની સ્ત્રી હયાત હોવા છતાં કોચરબમાં રહેતા આશરે ૪૫ વર્ષના પાટીદાર ભુલાભાઇ બાબરભાઇ, તેમની બીજી વારની પત્ની ગુજરી જતાં, તા. ૨૮:૫:'૩૯ને રવિવારે ધોળકા તાલુકાના ચલોડા ગામમાં અગિઆર વર્ષની એક પાટીદાર બાળા સાથે લગ્ન કરનાર છે એવા સમાચાર જ્યોતિસંઘના રક્ષણવિભાગને મળતાં રક્ષણવિભાગના મંચાલકે આજે ડિસ્ટ્રીકટ કોર્ટમાં વેકેશન જજ શ્રી. ગુંજાલની કોર્ટમાં સદરહુ છોકરીના જાતવાલી પોતાને નીમવા માટે અરજી કરતાં જણાવ્યું હતું કે આ છોકરીનાં માબાપ મરણ પામ્યાં છે અને તે હાલમાં તેના કાકા સોમા ગરબડની વિધવા બાઇ જીબાના વાલીપણા નીચે છે. આ છોકરીનાં તે આવતી કાલે ચલોડામાં કોચરબના આશરે ૪૫ વરસના પાટીદાર ભુલાભાઇ બાબરભાઇ સાથે લગ્ન કરનાર છે, માટે આ લગ્ન અટકાવશો. આ અરજી ઉપરથી શ્રી. ગુંજાલે બાઇ જીબા સામે એવો કામચલાઉ મનાઇ હુકમ કાઢ્યો છે કે આ કોર્ટ તરફથી બીજો હુકમ થતા સુધી તેણે સદરહુ છોકરીને પરણાવવી નહિ અને સાંજે કોર્ટમાં જાતે હાજર કરવી અગર ત્રો સદરહુ છોકરીને ગામના મુખી શ્રી. ગોહન-ભાઇને સોંપવી અને શ્રી. ગોહનભાઇએ સદરહુ છોકરીને આજે સાંજે કોર્ટમાં રજુ કરવી. ઉપરાંત આ છોકરી સાથે લગ્ન કરનાર ભુલાભાઇને પણ એવો કામચલાઉ મનાઇ હુકમ આપવામાં આવ્યો છે કે તેણે પણ બીજો હુકમ થતા સુધી સદરહુ છોકરી સાથે લગ્ન કરવાં નહિ. આ બંને મનાઇ હુકમોની બજાવણી કરવા માટે શ્રી. ગુંજાલે અમદાવાદની કોર્ટમાંથી એક ખાસ બેલીફને મોકલ્યો હતો. આ હુકમ ઉપરથી દશ વાગ્યે મુખી શ્રી.

મોહનલાલે સદરહુ છોકરીને કોર્ટમાં રજુ કરી હતી. ત્યાર બાદ ભાઈ [illegible]એ તે છોકરીને મંગળવારે કોર્ટમાં રજૂ કરવાની અને કોર્ટનો હુકમ ન થાય ત્યાં સુધી નહિ પરણાવવાની બાંહેધરી આપવાથી સદરહુ છોકરી તેને સોંપવામાં આવી હતી. ભુલાભાઈ ઉપરનો મનાઈ હુકમ પણ ખેંચી ગયો છે" ("ગુજરાત સમાચાર" તા. ૨૮:૫:'૩૯). વૃદ્ધો કુમળી બાળાનો ભવ બગાડતા ક્યારે અટકશે?

### બેન મંગળાબેનને માનપત્ર

સોજિત્રા સાર્વજનિક મહિલાપુસ્તકાલયનાં મંત્રી બેન પુષ્પાલક્ષ્મી જયકૃષ્ણ લખી જણાવે છે, કે "મંગળાબેન ભાસ્કરરાવ પટેલ સોજિત્રાના એક આગળ પડતા સંસ્કારી કુટુંબમાં જન્મેલાં છે, તેમના પિતાશ્રી ડૉ. ભાસ્કરરાવ રામભાઈ પટેલ મુંબઈમાં ખાનગી પ્રેક્ટિસ કરે છે અને મુંબઈમાં દરેક કાર્યમાં આગળ પડતો ભાગ લે છે. તે બેનો ચાલુ સાલે મુંબઈ યુનિવર્સિટીની બી. એસ.સી ની પરીક્ષામાં પાસ થયાં છે. તેમને અભિનંદન આપવા એક સુંદર મેળાવડો શ્રી. સોજિત્રા કુતીબા મહિલાપુસ્તકાલયમાં યોજવામાં આવ્યો હતો. પુસ્તકાલયનો હૉલ બેનોથી ચિક્કાર ભરાઈ ગયો હતો. પ્રમુખશ્રીએ તેમજ અન્ય બેનોએ પ્રસંગોપાત્ત સુંદર વિવેચન કર્યાં હતાં. ખાસ કરીને સોજિત્રાની બેનોએ આ બેનની કેળવણી માટે અભિમાન લેવા જેવું છે. સોજિત્રામાં, ચરોતરમાં, તેમ જ આખી પાટીદાર નાતમાં બી. એસ.સી.ની ઊંચી પરીક્ષા પસાર કરનાર પહેલાંજ બેન છે. ત્યાર બાદ મંગળાબેને જવાબ આપતાં જણાવ્યું કે મહિલાપુસ્તકાલયને મારાથી બનશે તેટલી મદદ કરીશ. કેળવણીથી અને પુસ્તકાલયથી બેનોને થતા ફાયદા વિષે તેમણે સુંદર પ્રવચન કર્યું હતું. ફુલહાર પાનસોપારી થયા બાદ મેળાવડો વિસર્જન થયો હતો." પિતા ભાસ્કરભાઈને પગલે ચાલી પુત્રી મંગળાબેન લોકસેવામાં પ્રવૃત્ત થશે તો એમનું ગ્રેજ્યુએટ થવું સફળ માનીશું.

### બીજી બે ગ્રેજ્યુએટ બેનો

આજ સુધીમાં ચાર પાટીદાર બેનો ગ્રેજ્યુએટ હતી: (૧) સરદારનાં પુત્રી બેન મણિબેન ગૂજરાત વિદ્યાપીઠનાં સ્નાતિકા છે. (૨) નડીઆદના સદ્ગત ભાઈ ચતુરભાઈ કાળિદાસ દેસાઈનાં પુત્રી બેન શાન્તાબેન, (૩) સિનોરના ભાઈ ગોરધનભાઈ કહાનદાસ અમીનનાં પુત્રી બેન ભક્તિબેન અને (૪) બોરીઆવીનાં બેન શાન્તાબેન છોટાભાઈ પટેલ, બી. એ. છે. આ સાલ પાસ થએલ બેનોમાંથી બેન મંગળાબેન વિષે તો ઉપર ઉલ્લેખ કર્યો જ છે. તે ઉપરાંત ચ. એ. સોસાયટીના એક વાર સ્વયંસેવક અને હાલ શુકલતીર્થ હાઈ સ્કૂલના હેડ માસ્તર ભાઈ

ભીખાભાઇ પટેલનાં પુત્રી બેન મૃદુલાબેન આ સાલ બી. એ. થયાં છે અને મુંબઇના પ્રખ્યાત ડૉ. પુરુષોત્તમદાસ પટેલનાં પુત્રી બેન સરલાબેન એલ. સી. પી. એસ. થયાં છે. આપણી યુનિવર્સિટીઓની કેળવણીથી આખા દેશમાં એવી નિરાશા વ્યાપી ગઇ છે કે તેમાં પાસ થનાર યુવકો વિષે આ પત્રમાં ભાગ્યેજ ઉલ્લેખ કરવામાં આવે છે. પણ બેનો એ પરીક્ષાઓ પાસ કરવા લાગી છે, ત્યારે તેમનામાં ઘર બહાર નીકળવાની વૃત્તિ અને તેમની બુદ્ધિશક્તિ પ્રકટ થાય છે, એટલા માટે પણ તેમને ધન્યવાદ દેવો ઘટે છે. લોકસેવામાં એ કેળવણીનો તેઓ ઉપયોગ કરશે ત્યારે સાચો ધન્યવાદ દેઇશું. પણ પુરુષવર્ગની પેઠે સ્ત્રીવર્ગ પણ એ કેળવણીથી નિરાશા જ આપશે ત્યારે તો પછી બીતે માથું મૂકી રોવાનું!

## ગામનોકરોની ફરજો

મહાસભાના પ્રધાનોએ જ્યારથી આ ઇલાકાનું રાજ્યતંત્ર હાથમાં લીધું છે ત્યારથી પ્રજાનાં દુઃખ ટાળવા કંઇ કંઇ ઉપાયો એ કર્યાજ કરે છે. પણ કેટલીક વખત અજાણતાં બકરું કાઢતાં ઊંટ પેસી જાય છે! ગામનોકરોની ફરજો (રૂઢ શબ્દ પ્રમાણે 'વેઠ') નક્કી કરતો મુંબઇ સરકારના રેવેન્યુ ડિપાર્ટમેણ્ટનો ઠરાવ નં. ૭૪૨૦, તા. ૧૩ : ૯ : '૩૮નો અહુણા મારા હાથમાં આવ્યો છે. તેમાં 'મહાર, ઢેડા, વેઠિયા, ભંગી અને માઢવીઓની ફરજો' ૧૯ આપી છે, તેમાં '(૭) ગામના અમલદારોને જન્મ અને મરણની ખબર પહોંચાડવી.' '(૧૧) જ્યાં જ્યાં જાગલિયાઓ નીમવામાં આવ્યા ન હોય ત્યાં ત્યાં રાતની રોન ફરવા જતા, પોલીસ પટેલ અથવા પોલિસની સાથે જવું.' '(૧૭) ગુન્હા કરનારી જાતો અને ગુન્હેગારોની હિલચાલની ખબર આપવી તથા ગુન્હાની તપાસ કરવામાં અને તે થતા અટકાવવાની બાબતમાં પોલિસને મદદ કરવી.' કમમાં કમ ખેડા જિલ્લામાં તો ઢેડની ને ભંગીની ઉપરની ફરજો હોય એમ જાણ્યું નથી. બીજા જિલ્લાઓમાં વખતે હોય. અને આખા ઇલાકાના જુદા જુદા જિલ્લામાં એ લોકને માથે જે જે જુદી જુદી ફરજો હશે, એક જિલ્લામાં નહિ હશે છતાં બીજામાં હશે, તે બધી ફરજોનું એકીકરણ કરી આ ઠરાવમાં આપ્યું લાગે છે. પરિણામ એ આવશે કે બધા જિલ્લાઓમાં—જ્યાં આજ સુધી નહિ હશે ત્યાં પણ—એ લોક તેમજ એ પ્રકારના બીજા પણ ગામનોકરો પાસે અમલદારો એ પત્રકમાં આપેલી બધી ફરજો લેશે, છતાં તે કાયદેસર ગણાશે! આમ બકરું કાઢતાં ઊંટ પેસે છે!

## હરિજનોની સેવા

ઉપરના જેવી ભૂલો તો અજાણતાં થઇ જાય છે. બાકી મહાસભાની સરકારે દેશની સેવા કરવા કંઇ ઓછા પ્રયત્ન નથી કર્યા. તેમાંયે હરિજનોની

સેના તો અનુપમ છે. જે જે પ્રાન્તોમાં મહાસભાની સરકાર છે તે સર્વે પ્રાન્તોમાં હરિજન બાળકોને સાર્વજનિક શાળાઓમાં દાખલ કરવાના હુકમો છોડ્યા છે. એ હુકમ પ્રમાણે "મહારાષ્ટ્રમાં તમામ શાળાઓમાં હરિજન બાળકો દાખલ થઇ ચૂક્યાં છે, જ્યારે ગુજરાતમાં આ બાબતમાં નીચે પ્રમાણે સ્થિતિ સમજાય છેઃ (૧) સુરત જિલ્લો–બધી શાળાઓમાં, (૨) ભરૂચ જિલ્લો–૩૫૫માંથી ૨૭૫ શાળાઓમાં, (૩) ખેડા જિલ્લો–૩૭૫માંથી ૮૦ શાળાઓમાં, (૪) અમદાવાદ જિલ્લો–૪૮૮માંથી ૨૪૦ શાળાઓમાં, (૫) પંચમહાલ–પૂરી માહિતી મળી નથી" ('ગુજરાત સમાચાર,' તા. ૧૪ઃ૬ઃ'૩૯).

## પાટીદારોની પટલાઇ

ઉપરના આંકડા જોતાં જણાશે કે આ બાબતમાં ખેડા જિલ્લો સૌથી પછાત છે. આનું કારણ જિલ્લામાં પાટીદારની વસતિ બળવાન છે અને એમની પટલાઇ ને સૂગ હરિજનોને દૂર રાખે છે. આમ તો ઢેડની સૂકવેલી કોકડીઓ ખાવામાં કે ખેતરની મજૂરીમાં ઢેડને અડવામાં પાટીદારને બાધ નથી, પણ ધોએલાં કપડાં પહેરી, હાથમાં લાકડી ઝાલી પાટીદાર બાપા ગામમાં નીકળે ત્યારે ખોટી સૂગને કારણે ઢેડને દૂર રાખે! પણ તેમણે જાણવું જોઇએ કે હવે મહાસભાના રાજ્યમાં એ પટલાઇ બહુ નથી નભવાની. અહુણાજ "ખેડા જિલ્લા શાળા બોર્ડે … બોરસદ તાલુકાના વાસણા, કંથારિયા, વીરોલ, ઇસણાવ, પાળજ, આસોદર, ડભાસી, નાપા, દાવોલ, પીપળાવ અને દહેમી ગામની સ્કૂલોના મુખ્ય શિક્ષકોને નોટીસો પહોંચાડી જણાવ્યું છે કે 'તમારી શાળામાં એક માસમાં હરિજન બાળકો દાખલ થએલા નહિ હોય તો શાળા બંધ થશે.' પામોલ પાસેનું દહેમી ગામ આ પરિસ્થિતિ સમજી જતાં હરિજન બાળકો શાળામાં દાખલ થવાના સમાચાર મળ્યા છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૬ઃ૬ઃ'૩૯). અને ધીરે ધીરે બધાં ગામને આ પરિસ્થિતિ સમજવીજ જોઇશે.

## સ્વામીનારાયણના વડતાલને ધન્યવાદ!

"નડિયાદ તાલુકાના સ્વામીનારાયણ ધર્મના મુખ્ય શુભસ્થળ વડતાલ ગામે અને વીણા ગામે શાળા બોર્ડની શાળામાં હરિજન બાળકો દાખલ કરવામાં આવ્યાં છે. વડતાલ ગામના સવર્ણો ધર્મચુસ્ત હોવા છતાં હરિજન બાળકોને અપનાવી સુંદર દાખલો બેસાડ્યો છે, જે માટે સવર્ણો તેમજ ચુસ્ત સ્વામીનારાયણ ધર્માભિમાની સત્સંગીઓ ધન્યવાદને પાત્ર છે. આ શુભ પગલાથી જિલ્લાના દરેક ગામમાં સુંદર અસર થશે અને જિલ્લાનાં જે જે ગામોમાં જ્યાં જ્યાં હરિજન બાળકો દાખલ ન થયાં હોય ત્યાં ત્યાં દાખલ કરે તેમ સૌ ઇચ્છે

છે. તેમજ વીણા ગામના સવર્ણોએ જે દાખલો બેસાડ્યો છે તે માટે તેમને પણ તેટલોજ ધન્યવાદ ઘટે છે" ('ખેડા વર્તમાન,' તા. ૧૪:૬:'૩૯). વળી "ખેડા જિલ્લા શિક્ષકસમાજના કાર્યવાહક મંડળની સભા શ્રી. સોમાભાઈ પ્રભુદાસ પટેલના અધ્યક્ષપણા નીચે બોરસદ મુકામે ગળી હતી, તેમાં શિક્ષક-સમાજે સર્વાનુમતે નીચેનો ઠરાવ પસાર કર્યો છેઃ 'આ કમીટી પ્રૌઢશિક્ષણ અને હરિજનોને લોકલ બોર્ડ શાળાઓમાં દાખલ કરવા માટે જે શિક્ષકોએ પ્રયાસ કર્યો છે તેમને ધન્યવાદ આપે છે અને બીજા શિક્ષકો એ કામમાં પોતાનું બનતું કરશે એવી આશા સેવે છે'" ('ગુજરાત સમાચાર,' તા. ૧૬:૬:'૩૯). આ ઠરાવ માટે એ શિક્ષકસમાજ પણ ધન્યવાદને પાત્ર છે.

**'આર્યપ્રકાશ'ના 'જિજ્ઞાસુ'ને જિજ્ઞાસા**

અસ્પૃશ્યતાનિવારણના ઉપર જણાવેલા પ્રયાસો તો મહાસભા તરફથી થયા છે, છતાં તા. ૨૩:૪:'૩૯ના 'આર્યપ્રકાશ'માં લખેલું કે અસ્પૃશ્યતાનિવારણ વિષે "ગાંધીજીએ કોંગ્રેસ સમક્ષ જે કાર્યક્રમ મૂકયો છે એ કાર્યક્રમ ઉછીની મિલકત છે આર્યસમાજની." તે વિષે મેં 'પાટીદાર'ના ગયા અંકમાં જિજ્ઞાસા કરેલી કે "આર્યસમાજની એ પોતાની મિલકત હોય તો અસ્પૃશ્યતાનિવારણ માટે એણે શું શું કર્યું તેનું સરવૈયું 'આર્યપ્રકાશ' પ્રકટ કરે ત્યારે જાણીએ... અને સ્વામી દયાનંદે અસ્પૃશ્યતાનિવારણ વિષે કંઈ લખ્યું હોય અને એ રીતે આર્યસમાજ એને પોતાની મિલકત માનતો હોય તોય તે ભૂલ છે. સ્વામી દયાનંદ પહેલાં થઈ ગએલા રાજા રામમોહનરાયે અને તેમણે સ્થાપેલા બ્રાહ્મ-સમાજે પણ અસ્પૃશ્યતાનિવારણ વિષે કહ્યું છે. પણ માત્ર કહે શું વળ્યું? એને સક્રિય સ્વરૂપ આપનાર તો ગાંધીજી જ, એ વાતની શંકા કદી કોઈનેય હોય તો તે કદાચ આર્યસમાજીઓનેજ, જેમણે એ વિષે નહિ જેવું જ કર્યું છે." પણ મારા આ શબ્દોથી ચિડાઈ જઈને કોઈ 'જિજ્ઞાસુ' આર્યસમાજીએ તા. ૪:૬:'૩૯ના 'આર્યપ્રકાશ'ના અંકમાં "'પાટીદાર'નો પટપટારો" નામે એક લાંબો પહોળો લેખ લખી કાઢ્યો છે, પણ મેં માગેલું આર્યસમાજે અસ્પૃશ્યતાનિવારણ વિષે કરેલા કાર્યનું સરવૈયું આપવાનું તો એ મહાશય છેક જ ભૂલી ગયા છે! અને પોતાના લાંબા પહોળા લેખથી મને 'મુંહતોડ,' 'જડબાતોડ' જવાબ આપ્યાનો સંતોષ અને આનંદ એ 'જિજ્ઞાસુ' મહાશય અનુભવતા હશે, વળી જરૂર પડે તો બાંહ્યો ચઢાવીને એ મહાશય 'શાસ્ત્રાર્થ' અને તેમાં ના ફાવ તો 'શસ્ત્રાર્થ' પણ કરવાનીય તૈયારી કરી રહ્યા હશે! મારે સ્વીકારી લેવું જોઈએ કે શાસ્ત્રાર્થ કે શસ્ત્રાર્થ કરવાની મારામાં શક્તિયે નથી, વૃત્તિયે નથી, છે માત્ર જિજ્ઞાસા આર્યસમાજે અસ્પૃશ્યતાનિવારણ માટે શા શા સક્રિય

પ્રયત્નો કર્યા તે જાણવાની. 'જિજ્ઞાસુ' મહાશય, મારી આટલી નજીવી જિજ્ઞાસા સંતોષવાની કૃપા કરશો તો ઉપકાર માનીશ, બીજું કંઇ નથી જોઇતું. નમસ્તે!

**'માડીને કહેજો જે દીકરી કૂવે પડી!'**

"આણંદ, તા. ૧૬. આણંદ તાલુકાના ઓડ ગામના વતની મણિલાલ ચતુરભાઇની પત્ની બાઇ કાશીને કમભાગ્યે દીકરી જન્મી હતી. દીકરી જન્મે એટલે તે અભાગી જ ગણાય, તેથી તેના સસરા કોપાયમાન થયા અને ઘરમાં કજીઓ ચાલ્યો. અને પરિસ્થિતિ વિષમ બનતાં તા. ૧૩મીની અંધારી રાત્રે બાઇ કાશીએ પોતાની ૪ માસની નાની ઉમરની દીકરીને લેઇને ગામના કૂવામાં આત્મહત્યા કરી. પોલીસ આ બનાવની તપાસ ચલાવે છે" ('ગુજરાત સમાચાર,' તા. ૧૭:૬:'૩૯). અરેરે, આવા હત્યારા પાટીદાર આખી નાતને નરક તરફ ધકેલી રહ્યા છે, એનું એમને ક્યારે ભાન આવશે?

**સ્ત્રીજાતિનો કોણ ઉદ્ધાર કરે?**

નડિયાદ તાલુકાની યુવકપરિષદ મે માસની તા. ૨૭મી અને ૨૮મીએ નડિયાદના સંતરામ મંદિરની ધર્મશાળામાં શ્રી. મહેરઅલીને પ્રમુખપદે મળી. ગુજરાત વ્યાયામપ્રચારક મંડળ તરફથી ચાલુ સાલે ચાલેલા ગ્રીષ્મ વ્યાયામવર્ગનો પૂર્ણાહુતિ સમારંભ તા. ૪:૬:'૩૯ને રોજ આણંદ ચરોતર એજ્યુકેશન સોસાયટીના ચોગાનમાં ઊજવાયો. પણ હે યુવકો, હે વ્યાયામવીરો, જ્યાં સુધી સમાજનું અર્ધાંગ—સ્ત્રીજાતિ—આમ પીડાયે જશે, આત્મહત્યા કર્યે જશે, ત્યાં સુધી તમારી યુવાની, તમારું વીરત્વ વાંઝણું છે! સ્ત્રીજાતિના ઉદ્ધાર માટે તમે તમારું બળ નહિ દાખવો, તો પછી તમે શું કરી શકવાના છો?

**પ્રેતભોજન બંધ**

પીજમાં (૧) ભાઇ શંકરભાઇ નરસિંહભાઇ પટેલે પોતાનાં પત્ની મણિબેન પાછળ, (૨) ભાઇ છોટાભાઇ જીજીભાઇ પટેલે પોતાના વડીલ ભાઇ ઇશ્વરભાઇ પાછળ અને (૩) ભાઇ મથુરભાઇ કાળિદાસ પટેલ પાછળ તેમના વારસોએ પ્રેતભોજન નથી જમાડયાં. વળી (૪) કાનમમાં શૂરાશામળ ગામના ૫૫ વર્ષના વૃદ્ધ ભાઇ સીતાભાઇ ગોવિંદભાઇ પટેલે પોતાનાં માતુશ્રી પાછળ પ્રેતભોજન નથી જમાડયું. આ સૌ ભાઇઓ સન્માર્ગે ચાલ્યા માટે અને બીજા ભાઇઓને એ નવે ચીલે પાડ્યા માટે ધન્યવાદને પાત્ર છે. શ્રી. ફૂલસિંહજી દાભી પ્રેતભોજન-નિષેધક કાયદો કરાવે અને એ કાયદાને ડફણે ગધેડાની પેઠે ચાલીએ તેના કરતાં માણસ પેઠે સમજીને સન્માર્ગે ચાલીએ એમાં જ મનુષ્યત્વ છે! આ અને બીજા અનેક સમાજસુધારામાં યુવકો અને વ્યાયામવીરો ઘણું કરી શકે.

———*———

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૮૫ વર્ષ ૧૬ | આણંદ | શ્રાવણ અંક ૧૦

## ઊઘડતી આંખે

[ગયા અંકની વાર્તા 'ઊગતે સ્વરાજ્યે'ના અનુસંધાન રૂપે આ વાર્તા હોવા છતાં સ્વતંત્ર પણ છે. —લેખક]

ગંગા હસીને ઠપકો આપતી હોય તેમ બોલી: "તમે તો આ છોકરા કરતાંય ગયા!"

'એક કેમ થાય, એકડ એક્કો'ના લાંબા રાગડા કાઢી લખતો કેશવ બોલી ઊઠ્યો: "બા, શું છે?" અને જ્યારે ગંગાની પાસે પૈસાનો ખડખડાટ સાંભળ્યો ત્યારે તો "બા, મને પૈસો!" એમ બૂમ પાડીને ઊછળ્યો.

ગંગાએ પોતાના પુત્રની કિંમત આંકતા કહ્યું: "કેશવ, લે આ પૈસા ગણુ જોઈએ."

વિવિધ વસ્તુઓની ગણત્રી કરતો હોય તેમ રૂપિયો, આઠ આની, આની, પૈસા, એ સૌની કિંમત સરખી માની કેશવ ગણવા લાગ્યો:

"એક.....બે....ત્રણ...ચાર.."

આમ વિચિત્ર રીતે કેશવને ગણતો જોઈ ગંગાએ કહ્યું: "તું ય દીકરો તો એમનો જ ને?"

માધુ આ બીજી ટીકા સાંભળી ન રહ્યો. તે બોલ્યો: "અને ગણત્રીમાં પસાર થયો હોત તો તારો દીકરો થાત, ખરું ને?"

ગંગા: "હાસ્તો! ને તમે ગણો એવું એ ગણે."

માધુ: "મેં શું ખોટું ગણ્યું?"

ગંગા: "આ મેં પૂછ્યું કે કેટલો પગાર થયો?"

માધુ: "મેં ના કહ્યું કે સવા પંદર!"

હાસ્યને છુપાવતાં ગંગાએ કહ્યું: "લો, ગણો જોઈએ કેટલા થાય છે?"

માધુ: "તું જ ગણને?"

ગંગા: "મેં તો ગણ્યા ત્યારેજ આવડતની વાત કરું છું ને!"

શંકાશીલ ભાવે માધુએ પૂછ્યું: "તે કેટલા થયા?"

ગંગા: "પોણા પંદર."

પોતે શું કહ્યું તે યાદ ન આવતાં માધુ બોલ્યો: "ત્યાર મેં શું કહ્યું?"

ગંગા: "તમે તો કહ્યું સવા પંદર!"

સવા પંદર ને પોણા પંદરમાં સમજ ન પડતાં માધુએ પૂછ્યું: "તે એમાં ફેર શો વળ્યો?"

અને આ છેલ્લે પ્રશ્ને ગંગાનું હાસ્ય આખા ઓરડામાં વેરાયું. માને હસતી જોઈ વગર સમજ્યે કેશવ હસવા લાગ્યો. માધુને લાગ્યું કે તેની ગણત્રી ખોટી હતી.

તેણે ઓછોજ પગાર ગણ્યો હતો? પગારકારકુને ચીઠ્ઠી આપી હતી. તેને ઓછુંજ સૂઝતું હતું કે તે વાંચે? સાથેનો સાંચાવાળો માંડ માંડ આંકડા ઉકેલી શકતો, તેણે શું કહ્યું તે માધુને યાદ પણ ન રહ્યું. પરંતુ પગાર લેતી વેળા કારકુને કહ્યું હતું: 'આ તારા પોણા પંદર રૂપિયા.' માધુએ સિક્કા ઘસાએલા તો નથી એમ જોઇ ખિસ્સામાં નાખ્યા હતા.

ઘેર આવતાં ગંગાએ પૂછ્યું: "કેટલો પગાર થયો?"

કારકુનના શબ્દોની સ્મૃતિ અને વિસ્મૃતિના કંઇક ભાવ અનુભવતાં તેણે જવાબ આપ્યો: "સવા પંદર." પરંતુ ગંગાએ એની ભૂલ માટે હાસ્યનાં મોજાં ઉછાળ્યાં ત્યારે માધુને ધરતી પગ નીચેથી ખસતી હોય તેમ લાગ્યું. પત્ની આગળ મૂર્ખ બનતાં કયા પતિની આવી સ્થિતિ નહિ થતી હોય? છતાં કયો મૂર્ખ પતિ પત્ની આગળ મહત્તર બનવા પ્રયત્ન નહિ કરતો હોય?

માધુ પોતાની મહત્તા બનાવતા બોલ્યો: "ગણત્રીની કિંમત છે કે રૂપિયાની?"

હસતી ગંગા ગંભીર થઇ માધુને જવાબ આપે તે પહેલાં તેણે પુત્રને કહ્યું: "કેશવ, રમવા જા."

રમત એ બાળકોનો પ્રિય વિષય છે. માબાપોનો એ સગવડિયો ધર્મ છે. રમતીઆળ બાળક માબાપને કામ ન લાગે ત્યારે રમત અગવડતા રૂપ બને છે, પણ યુવાન પતિપત્નીને વિનોદના વખતમાં બાળકને દૂર કરવાનું રમત પ્રબળ સાધન છે.

કેશવ ગયો એટલે ગંગા બોલી: "પૈસા કમાવા એમાં શું?"

અભિમાનપૂર્વક માધુએ કહ્યું: "અમસ્તું નથી કમાવાતું. મહેનત કરવી પડે છે, હોવે!"

ગંગા: "મહેનત તો માણસ કરતાં મશીન વધારે કરે છે."

માધુ: "એટલે માણસમાં ને મશીનમાં તફાવત નહિ?"

ગંગા: "બુદ્ધિનો જ."

ગંગાનું આ તીર માધુને સચોટ વાગ્યું. પોતે ત્રીસ રૂપિયા પગાર લાવે તેમાં બુદ્ધિનો ઉપયોગ ખરો? સમાજમાં બુદ્ધિ વિનાજ મીલકામદારો, મજૂરો ને ખેડૂતોની કિંમત નથી ને? કારકુનો તો મજૂરો કરતાંય ઓછું કમાય છે, છતાંય તેમના કરતાં કામદારો હીણા! કામદારો એટલે મૂર્ખ, વ્યસની, જુગારી, વગેરે માન્યતા નથી શું! અને પોતે એક દિવસ દારૂડીઓ કયાં ન હતો? ત્યારે ગંગાએ આવી વાત કરી હોત તો? તેનું એકેય હાડકું આખું રહ્યું હોત?

આમ પોતાની ભૂતકાળની સ્થિતિ યાદ આવતાં માધુએ પૂછ્યું: "ગંગા, પહેલાં તેં આવી વાત કરી હોત તો?"

ગંગાએ પૂછ્યું: "દારૂનિષેધ પહેલાં?"

સંકોચાતે મને માધુએ કહ્યું: "હા."

ગંગાને ભૂતકાળની સ્મૃતિ તાજી થતાં મુખ ઉપર વિષાદની છાયા વળી. કૃત્રિમ હાસ્યથી એ ભાવ છુપાવતાં તેણે જવાબ આપ્યો: "એ વખત હાથ ઊતરી ગયો હતો, વળી એક વખત વધુ સદ્દભાગ્ય સાંપડત!"

માધુને પણ એ જૂનાં ચિત્રો બિહામણાં લાગતાં હતાં. તેણે કહ્યું: "મેં તને બહુ દુઃખ દીધું છે, નહિ?"

ગંગા સહજ ભાવે બોલી: "તમારો એમાં શો દોષ?"

માધુ: "ત્યારે કોનો?"

ગંગા: "દારૂનો. તે વખતે તમે માનવઅવતારમાં પશુ હતા. દારૂ દૈત્ય છે, એ જેને વળગે છે તેને પોતાના જેવો બનાવે છે."

માધુ: "અને હવે?"

ગંગાએ ઉલ્લાસથી જવાબ આપ્યો: "માનવી! નહિ તો તમે મારી ટીકા સાંભળો ખરા? તે વખતે ખાધા વિના ટંકો ગયા છે અને આજે તમે નાના બચુને બાલમંદિરમાં મૂકવાની વાત કરો છો."

પત્નીના વખાણથી માધુને પોતાનું જીવન ધન્ય લાગ્યું. ઉત્સાહના પૂરમાં તણાતાં તે બોલ્યો: "અને મને તો એમ થાય છે કે હુંય જાણે ભણું!

અભણનું-તે કંઇ જીવન છે? નહિ તો ચાળીસ ચાળીસ રૂપિયાનો પગાર લાવતા કામદારને ઘેર બાળકો રોટલાના ટૂકડા માટે ટળવળે? પણ હવે ગાંઠા પછીનું ડહાપણ શા કામનું?"

પતિને ખુશમિજાજમાં જોઇ ગંગા જરા પાસે ગઇ ને બોલી: "કેમ ગાંઠા પછીનું ડહાપણ?"

માધુ: "નાની ઉમરે ન ભણ્યા. કંઇ આટલી ઉમરે ભણાય છે?'

ગંગા માધુની આંખમાં આંખ પરોવી બોલી: "ભૂલતા ના! ગાંધીવાળા સરકાર થયા છે. નહિ કરે તે ઓછું!"

માધુએ આશ્ચર્ય પામતાં પૂછ્યું: "ગાંધીવાળા તે કંઇ મોટાને ભણાવવા બેસશે!"

ભવિષ્યશાસ્ત્રીની અદાથી ગંગાએ કહ્યું: "એનું કહેવાય નહિ. કાલે ઊઠીને એવો કાયદો નીકળેય ખરો."

માધુ: "કેવી ગાંડી વાત કરે છે!"

ગંગાએ પોતાના ભવિષ્યવાદને સબળ કરવા દલીલ કરી: "પહેલાં દારૂનિષેધ પણ ગાંડીજ વાતો હતી ને? અને આજે? ત્યારે આજની ગાંડી વાત આવતી કાલે ખરી પણ ઠરે."

માધુને કંઇ તથ્ય લાગતું હોય તેમ બોલ્યો: "તો તો ગંગા, જરૂર હું અભણ ન રહું. આ તો છતી આંખે પાટા!"

"અને આ ગંગા તમારાથી કંઇ પાછળ ન રહે, હોં કે?"

એમ કહેતાંની સાથે તેણે માધુના ગાલ ઉપર આંગળી અડાડી. અને એ પ્રેમનો પ્રયોગ પૂરો થાય તે પહેલાં નાની મણિ દોડતી આવીને બોલી: "બા, ભાઇને પૈસો ને મને નહિ?"

× × ×

"કેશવ! બહાર શાની ધમાલ છે?" ગંગાએ બહારથી આવતા કેશવને પૂછ્યું.

"બા! મોટું સરઘસ નીકળ્યું છે. મોટાં મોટાં ચિત્રો દોરેલાં છે. લુગડાના કકડા ઉપર લખેલું છે. એક અક્ષર વાંચું ત્યાં તો સરઘસ આગળ જાય, પછી.. વાંચતાં શું આવે!'

કેશવ વર્ણન પૂરું કરે તે પહેલાં ગંગા બોલી: "હા. પેલા નટવરભાઇ છે ને! કોલેજમાં ભણવા જાય છે તે? કાલે વાત કરતા હતા કે મોટા લોકો અભણ હોય તેમને ભણાવવાનો સરકારે વિચાર કર્યો છે." અને પતિનું લક્ષ તે તરફ દોરવા તેણે કહ્યું: "સાંભળ્યું કે? તે દિવસે ગાંડી વાત કહેતા હતા તે!"

નાહીને શરીર સાફ કરતાં કરતાં માધુ બોલ્યો: "તે શું છે!"

ગંગા: "ભણવાનો વારો આવ્યો!"

માધુ: "ગાંધીવાળા સરકાર થયા ત્યારનું તો કંઇ ને કંઇ કર્યા જ કરે છે!"

ગંગા: "તે ખોટું તો નથી કરતા ને?"

માધુ: "એટલા બધા માસ્તર કયાંથી લાવશે? બધાય તે પોતાનો ધંધો કરશે કે ભણશે?"

ગંગા: "આ નટવરભાઇ કાલેજ એ બધી વાત કરતા હતા. જે લોકો ભણેલા હોય તે બધા ભણાવવાનું કામ કરે. અને રાત્રે નિશાળ ચલાવવાની, એટલે કોઇને કામની યે અડચણ નહિ."

આમ નવી નવી વાતો સાંભળી અધીરો બનેલો માધુ બોલી ઊઠયો: "એમ તે કેટલા ભણેલા નવરા હોય? ને તેમને પગાર તો આપવો પડે ને?"

ગંગા ખોટી ગુસ્સે થયાનો દેખાવ કરીને બોલી: "અંગ્રેજી ભણતા છોકરા ઓછા છે? બધા મફત કામ કરે. આ તો દેશસેવા. પંડિતજી છે ને, જવાહરલાલ? એમના પ્રાન્તમાં તો કહે છે, પ્રધાનો સુદ્ધાં ભણાવવા મંડયા છે. અને હમણાં હું તો ભૂલી જાત, આ તમે સરઘસમાં જાઓ. નટવરભાઇ કહેતાં હતા કે મોટી સભા ભરાવાની છે. મુંબઇ ઇલાકાના મોટા પ્રધાન આવવાના છે.

માધુને જવાનો વિચાર થતાં પૂછ્યું: "સભા તો ભદ્રના મેદાનમાં ભરાશે ને?"

ગંગા: "ત્યારે બીજે કયાં? ત્યાં તો માણસ માશે ય નહિ!"

સરઘસ હજુ સભાસ્થાને પહોંચ્યું ન હતું, ત્યાં તો માધુ સામેલ થયો. જોતા જોતા તે સૌથી આગળ પહોંચ્યો. લખેલાં પાટિયાં તેને ઓછાં જ ઊકલતાં હતાં! પણ ચિત્રો જોતાં તેને સૌથી મોખરેનું ચિત્ર ઘણું ગમ્યું. જ્યોતિસંઘનું એ ચિત્ર હતું. એક સ્ત્રીને આંખે પાટા બાંધેલી ચીતરી હતી, તેના મોં આગળ પુસ્તકોનો થોકડો પડયો હતો.

અભણની દશા બરાબર ચીતરી હતી. માધુને મનમાં વિચાર થયો: 'આંખ વિના અંધારું! એ તો જાણે ઠીક, પણ આંખ છતાં અંધારું એટલે દેખતી આંખે પાટા! ધોળા ઉપર કાળું ન સૂઝે એ આંધળા નહિ તો બીજું શું? પણ આટલી ઉંમરે તે કંઇ ભણાય? નાનપણનું જ એ કામ. ત્યારે સરકાર નહિ સમજતી હોય? પણ માણસને ઇચ્છા હોય તો મોટા નાનાનો સવાલ ખોટો છે. આ કયાં મોટા બારિસ્ટર જેટલું ભણવાનું કે મન ન ચોંટે? વાંચતાં લખતાં તો નાનાં છોકરાંને ય આવડે છે, તો પછી મોટાંની એટલી ય બુદ્ધિ ન ચાલે? રાત્રે ભણવાનું કહે છે ને? પછી કયાં કામ ખોટી થવાનું છે? બે

માસનુંય-પૂરું કામ નહિ. તો પછી આટલી આળસે આખી જિંદગી આંધળા રહેનાર મૂર્ખ નહિ તો બીજું શું? નામ નોંધાવવાનું હશે તો હું પહેલું નોંધાવીશ.' આમ વિચારની ધૂનમાં માધુને ખબર પણ ન પડી કે 'સભાસ્થાને બધા ગોઠવાઇ ગયા હતા.

"એ ભાઇ! જરા નીચે બેસો." સ્વયંસેવકે હાથ પકડી નીચે બેસવા કહ્યું ત્યારે એ પોતાના વિચારમાંથી જાગ્યો. પરમેશ્વરની ભક્તિમાં ભક્ત એકધ્યાન થાય તેમ માધુ સભાના વખત દરમ્યાન ધ્યાનમગ્ન થઇ રહ્યો. સભાના વિસર્જન પછી પણ તેના કાનના પડદા ઉપર અવાજનાં આન્દોલનો અથડાતાં હોય તેમ ભણકારા વાગતા હતા. સમાધિમાંથી મુનિ જાગીને જુએ તેમ એણે જોયું ત્યારે સભાસ્થાન ખાલીખમ હતું.' તેના હૃદયમાં ઉત્સાહનો વેગ ઊછળી રહ્યો હતો. 'નર કરણી કરે તો નરનો નારાયણ થાય.' વડા પ્રધાનનું એ વાક્ય તેના કાનમાં સંગીતના સૂરના જેવું ગુંજન કરતું હતું. 'ભાગ્યની વાત મિથ્યા છે, કર્મ શું કરે? સરકાર રાત્રિશાળાઓ ચલાવશે. લોકો સેવાભાવે કામ કરશે. છતાં પ્રયત્ન કર્યા વિના કપાળે હાથ દેઇ બેસી રહેવાથી કંઇ ઓછું આવડવાનું છે? લોકો અત્યારે કહે છે કે નાનપણમાં ન ભણ્યા તે અત્યારે સાંભરે છે, પણ ત્યારે હવે કોનો દોષ કાઢશે?' માધુની વિચારમાળા અટકે તે પહેલાં.......

"ઓ-હો--હો! સભામાંથી નટવરભાઇ કુમારનાથ આવ્યા. તમે શું કરતા હતા?" ગંગાએ પ્રશ્ન કર્યો. માધુ બીજી વારની સમાધિમાંથી જાગ્યો.

"ગંગા, તું આવી હોત તો સરસ સાંભળવાનું મળત." માધુએ આનંદના વેગમાં તણાતાં કહ્યું.

ગંગા આશ્ચર્યથી બોલી: "ભૂત તો નથી વળગ્યું ને?"

માધુ: "કેમ?"

ગંગા: "સ્ત્રીઓથી તે ત્યાં જવાતું હશે?"

માધુ: "સભામાં તો ઘણી સ્ત્રીઓ હતી.

ગંગા: "એ તો મોટા લોકો, આપણા જેવાથી કંઇ જવાય?"

કોઇ સુધારક બોલે તેમ માધુ બોલ્યો: "એજ ભૂલ છે. અભણની આ સભા હતી. ભણેલા લોકોને કંઇ ભણવાનું હતું? મને તો લાગે છે કે જેટલા અભણ ત્યાં આવ્યા હશે તે દરેક ભણ્યા વિના નહિ રહે. મોટા લોકોની સ્ત્રીઓ આવે તે તો જાણે સમજ્યા, પણ અભણ અને સામાન્ય વર્ગની સ્ત્રીઓની પહેલી જરૂર. મને તો થયું કે ઊભા થઇને જણાવી દેઉં કે સ્ત્રીઓની આવી

સભા થવાની જરૂર છે ને તેમાં અભણ સ્ત્રીઓને જને તેટલી ભેળવવી."

ગંગા વ્યંગમાં બોલી: "જાણે એક સભામાં જઇને આવ્યા એટલે મોટા બારિસ્ટર થઇ ગયા!"

માધુએ નમ્ર બનીને કહ્યું: "ગંગા, તું આવી હોત તો તને પણ એમ થાત."

ગંગા: "એવું તે એ સભામાં હતું શું?"

ભક્ત પરમેશ્વરના ગુણગાન ગાય તેમ માધુએ શરૂઆત કરી: "મેં તો શરૂઆતમાં વડા પ્રધાનને ઓળખ્યા પણ નહિ."

ગંગા: "એવા મોટા માણસ તે કંઇ ઢાંક્યા રહેતા હશે?"

માધુ સહજ ચિડાઇને બોલ્યો: "જરા વાત સાંભળશે કે એમ ને એમ! સાથેના માણસને મેં પૂછ્યું: 'મોટા પ્રધાન નથી આવ્યા?' મારો પ્રશ્ન સાંભળી તે હસ્યો. મેં કહ્યું: 'કેમ હસો છો?' તેણે જવાબ આપ્યો: 'ભલા માણસ હો! આ ભાષણ કરે છે એ જ વડા પ્રધાન!' અને મને તો વીજળીનો આચકો લાગ્યો હોય તેમ થયું. ખાદીનું પહેરણ, ધોતિયું ને ટોપી જ બસ!"

ગંગાએ પણ આશ્ચર્યના આચકા સાથે પ્રશ્ન કર્યો: "પાટલૂન કે ટોપો કશુંય નહિ?"

માધુ: "ના, ના, આપણા કરતાંયે સાદા! અને ભાષણ પણ સરસ, નાનું છોકરૂંય સમજે!"

ગંગા: "તે એમણે શું ભાષણ કર્યું?"

માધુ: "પ્રથમ તો વડા પ્રધાને પૂછ્યું: 'અભણ હોય તે જરા આંગળી ઊંચી કરો જોઇએ?' ચારે બાજુથી મારા જેવા નીકળ્યા ખરા! તેમણે શરૂઆતમાં કહ્યું: 'આ ભાષણ નથી, પણ ઘડીભર આપણે નિશાળમાં બેઠા છીએ એમ માની લઇએ. કોઇનેય જાણે વાંચતાં આવડતું નથી. અભણ અમુક એક માણસને જોયા પછી ફરી ઓળખે કે નહિ?' ઘણાએ મોટેથી ને ઘણાએ ધીમેથી જવાબ આપ્યો: 'હા...હા.' તેમણે આગળ ચલાવ્યું. માણસ, ઢોર ને આપણી બીજી ચીજોને આપણે ઓળખીએ છીએ તેમ આપણી બોલીને ઓળખવાની છે. પણ એ કાંઇ વસ્તુ નથી તે આંખે દેખાય, એટલે એને ઓળખવા માટે જુદા જુદા આકાર કાઢ્યા. કોઇ વસ્તુનું ચિત્ર દોરે તેમ બોલીનાં ચિત્ર દોર્યાં. એને કક્કો કહે છે. આપણે જેટલી વસ્તુઓને ઓળખીએ છીએ તેની ગણત્રી કરી હોય તો? કદાચ ગણત્રી કરવી મુશ્કેલ પડે. વસ્તુઓ જેમ જોવાથી યાદ રહે છે તેમ અક્ષરો પણ. આવા અક્ષર ૪૦થી વધારે નથી. જુઓ!' એમ કહી તેમણે ખિસ્સામાંથી કાગળો કાઢ્યો

ને સભા તરફ રાખી બોલ્યા: 'આમાં બે મોટા અક્ષર છે. આ પહેલો અક્ષર ઘ અને બીજો ર છે.' અને તેમણે આંગળી વતી એ અક્ષરો બતાવ્યા, ત્યાં તો સભામાંથી અવાજ થઇ રહ્યો: 'ઘર… ઘર …ઘર.' બધા શાન્ત પડે તે પહેલાં તેમણે આગળ ચલાવ્યું: 'આ અક્ષરને ઓળખતા હશે તે વાંચશે ઘર. આવા ચાળીશ અક્ષર યાદ રાખવા તેમાં મુશ્કેલી છે? કોઇ માણસને એકાદ વાર જોયા પછી ઓળખતાં કદાચ વાર લાગે, પણ વારંવાર આંખે ચઢતો હોય તે તો આપોઆપ ઓળખાય. તેમાં વિચાર કરવાની જરૂર પડતી નથી. તેવું જ આ અક્ષરોનું.' આગ એમણે ઘણું કહ્યુ. પણ બધું કંઇ યાદ રહે છે? ભાષણ પૂરું કરતા પહેલાં તેમણે કહ્યું: 'દુનિયામાં કશું અશક્ય નથી. આપણાં શાસ્ત્રોએ તો ત્યાં સુધી કહ્યું છે કે નર કરણી કરે તો નરનો નારાયણ થાય. આમ નરનો નારાયણ થાય તેટલી શક્તિ માનવીમાં છે, તો પછી અભણ ચાળીસ અક્ષર યાદ રાખી વાંચતો થઇ જાય તેમાં આશ્ચર્ય શું?' આમ કહી જ્યારે તે નીચે બેઠા ત્યારે તાળીઓનો ગડગડાટ થઇ રહ્યો."

અત્યાર સુધી સાંભળી રહેલી ગંગા બોલી: "તમે તો બરાબર યાદ રાખ્યું છે ને? ત્યારે તમે તો હવે ભણવાના જ ને?"

રણમેદાનમાં ઊભેલા કોઇ અડગ યોદ્ધાની છટાથી માધુએ જવાબ વાળ્યો: "મૂર્ખો હોય તે નહિ ભણે! નટવરભાઇ આપણી ચાલીમાં જ રાત્રિશાળા ખોલવાના છે."

ગંગા: "અને અમે કંઇ તમારાથી જવાનાં નથી. પેલાં શારદાબેન! કન્યાશાળામાં મોટાં મહેતીજી છે ને? એમણે કહ્યું છે કે આ ઉનાળાની રજાઓમાં સામેના મેડા ઉપર બપોરે એક કલાક વર્ગ ચલાવીશું. અમારે બપોરે કામેય શું છે?"

ઉત્સાહમાં ને ઉત્સાહમાં માધુએ કહ્યું: "ગંગા, ગમે તેમ થાય તોય આ માધુ તને આગળ નહિ જવા દે."

ગંગાએ તેટલા જ ઉત્સાહથી જવાબ આપ્યો: "ભસતા કૂતરા ભાગ્યે જ કરડે! એ તો વખત આવ્યે સમજાશે. પણ હવે ચાલો જમી લેઇએ." અને એ ચર્ચા તો જમતાં જમતાંય ચાલુ જ રહી.

× × ×

ગંગા અક્ષરજ્ઞાન-યોજનાની બાળપોથી 'ચાલો વાંચીએ' વાંચતી હતી ત્યાં મીલમાંથી આવતા માધુના પગ સંભળાયા. માધુ ઘરમાં પગ મૂકે તે પહેલાં ગંગા સામે ગઇ, માધુ આગળ ચોપડી ધરતાં બોલી: "લો, આ વાંચો જોઇએ."

માધુએ સહેજ પણ કંટાળ્યા વિના ધીમેથી વાંચ્યું: "આ કા•••કા છે."

હરિફાઈમાં માધુને પાછળ રાખવા પ્રયત્ન કરતી ગંગાનું ન ચાલ્યું ત્યારે તેણે બીજું બહાનું કાઢ્યું: "પણ એમ ધીમે નહિ વાંચવાનું. 'આ કાકા છે,' એમ જલદી વાંચવું જોઇએ."

માધુ: "નાચનારીનું આંગણું વાંકું! કંઇ ભૂલ ન જડી ત્યારે 'ધીમે નહિ!'" અને બંને પતિપત્ની હસી પડ્યાં. સમક્ષર થવાની ઊલટમાં ગંગાને ન લાગ્યું કે થાક્યા પાક્યા આવતા પતિને આરામ લેવા દેવો જોઇએ. ન તો માધુને પણ કંટાળો આવ્યો. આવી એકલીનતામાં કદી ય નિષ્ફળતા સંભવે ખરી?

એમ તલ્લીનતામાં ગંગાને અને માધુને, અક્ષરો ક્યારે ઓળખતાં થઇ ગયાં તેની યે ખબર ન પડી! આજે તો તે પોતાના જૂના ને નજીકના મિત્રો હોય તેમ લાગતા હતા. આંખે બાંધેલા પાટા છૂટ્યા જેટલો આનંદ બંનેને થતો! બંને સાથે હોય ત્યાં સુધી ચોપડીઓ સિવાય બીજી કંઇ વાત હોય જ નહિ.

માધુ: "મને તો હવે અક્ષરજ્ઞાન કરતાં ય પુસ્તકાલયની વધારે જરૂર લાગે છે."

માધુના વાક્યને સુધારતાં ગંગા બોલી: "એમ નહિ, પુસ્તકાલયની યોજના વિના અક્ષરજ્ઞાન નિષ્ફળ નીવડે, પણ એનો અર્થ એમ નહિ કે પુસ્તકાલય પહેલું અને પછી અક્ષરજ્ઞાન."

માધુ: "પણ બુદ્ધિના વિકાસ માટે પુસ્તકોની પહેલી જરૂર ને?"

ગંગા: "હા, એ ખરૂં; પણ અક્ષરજ્ઞાન વિના પુસ્તકો શા કામનાં? અને તેથી અક્ષરજ્ઞાનની યોજનાની સાથે ને સાથે સરકાર પુસ્તકાલયની યોજના વિચારી રહી છે."

માધુ: "એ તો ઠીક, પણ કેળવણી માટે ફરજિયાત કાયદો કરવો જોઇએ, કે પછી નવા અભણ રહેવા જ ન પામે."

ગંગા: "ફરજિયાત કેળવણીની બૂમ આજ નવી નથી."

માધુ: "અને કેળવણી ફરજિયાત થઇ એટલે પુસ્તકાલય પણ ફરજિયાત કર્યે જ છૂટકો."

ગંગા: "કેળવણી ને પુસ્તકાલય એ બંનેને જુદાં જ ન પાડી શકાય. સ્ત્રી અને પુરુષ મળી એકમ થાય, તેવું જ એકમ કેળવણી અને પુસ્તકાલયનું."

ગરીબને ધનભંડારથી જેટલો હર્ષ થાય તેથી અધિક માધુને પુસ્તકોથી થતો હતો. તે તેની પ્રશંસા કરતાં બોલ્યો: "પુસ્તક તો જીવનમિત્ર છે."

ગંગા: "હમણાં મેં એક ચોપડી વાંચી તેમાં ય હતું કે પુસ્તક મનુષ્યનો સાચો મિત્ર છે. આપત્તિમાં મનુષ્યને માનવમિત્ર તજી દે છે, પણ પુસ્તક તેનો ત્યાગ કરતું નથી."

માધુ: "મારા વાંચવામાં એ ન આવ્યું."

ગર્વથી ગંગાએ કહ્યું: "પહેલાં તો મોટી મોટી વાતો કરતા હતા. મારા જેટલી વાંચવાનીય ઝડપ ક્યાં છે? તમે તો હજુ 'કિશોરમાળા'માંથી 'હેન્રી ફોર્ડ,' 'અબ્રાહામ લિંકન,' 'જમશેદજી ટાટા' વગેરે વાતો ક્યાં વાંચી છે?"

ગંગાની દલીલને તોડતાં માધુ બોલ્યો: "પણ તારે આખો દિવસ કામેય શું? અને હું તો રાતે આવીને વાંચુ એટલું જ ને?"

હસતી હસતી ગંગા બોલી: "ગિયાં પડયા, પણ તંગડી ઊંચી ને ઊંચી!"

નેજા, તા. પાદરા. ઈશ્વર પેટલીકર

---

## લગ્ન અને સામાજિક બંધનો

જતાં જગતમાં કદી પગલું કેડી બ્હાર પડે,
અને પગ અજાણુ કંટક કદાચ ભોંકાય તો,
ધરે ફરી ઉપાડીને મૂકવું દૃષ્ટિપૂતમ્ પદમ્

* * *

"ભલે કદીક ઊંડું" કંટકથીયે પડે કારવું.[1]

'લગ્ન'નો વિષય ગૂઢ છે. એની ઉપર અનેક લેખકોએ મોટા ગ્રંથોથી લેઇ નાના મોટા નિબંધો લખ્યા છે; હજી લખાયે જાય છે. એવા એ અગત્યના ગૂઢ વિષયને આપણો સમાજ ગૂઢ માનતો નથી, તેની લગ્નની વ્યાખ્યા ટૂંકામાં આમ છે: 'ગમે તે બે સ્ત્રીપુરુષનું ધાર્મિક વિધિએ થએલું જોડાણ, એ લગ્ન છે.' એ જોડાણ છે, એટલું જ નહિ પણ વજ્રલેપ છે! એક વખત થએલા એ વિધિને ફેરવવા તેમને મતે તો ઉપરથી વિધાત્રી પણ અશક્ત છે!

પૂર્વે તો કન્યાને સ્વતંત્ર મતાનુસાર સ્વયંવર શોધી લેવાની છૂટ હતી. ખૂબી તો એ છે કે 'આ તો સદીઓથી ચાલતું આવ્યું છે, આપણા પૂર્વજો આમ કરતા ને તેમ કરતા,' વગેરે કહેનારા પૂર્વજોનીએ ઉજ્જ્વળ બાજુને માત્ર દલીલો પૂરતીયે સ્વીકારતા નથી! એથીયે આગળ વધી જૂનવાણી મતે તો, જો કોઇ પણ કન્યા પોતાને ગમતા પતિની શોધ કરવાની વાત કરે તો તેને 'વંઠેલ' કહેવામાં આવે છે!

---

1. મૂળ 'ખોદવું' છે–સ્વ. રામનારાયણ પાઠક કૃત 'શેષનાં કાવ્યો.'

રાજા રામનાં યશોગાન સાંભળી 'વાહ વાહ' કરનારા એ વાત સદંતર ભૂલી જાય છે, કે રાજા રામે વાલીની વિધવાનું સુગ્રીવ સાથે પુનર્લગ્ન કરાવ્યું હતું ! રાજા રામને પરમેશ્વર તરીકે પૂજનારા એક જીવતી પત્નીએ બીજી લાવે છે! એમને એટલુંયે ભાન નથી કે ચૌદ ચૌદ વર્ષોના લાંબા વિરહ છતાં રામે બીજી પત્નીનો વિચાર સરખોયે નહોતો કર્યો!

પણ સમાજના આદિ રચનારાઓએ 'લગ્ન'ની કેવી મર્યાદા બાંધી એ આપણે તો તપાસવાનું હોઇ બીજી વાતો અપ્રસ્તુત માની છોડી દેવી પડશે. મર્યાદાનો વિચાર કરતા પહેલાં એ મર્યાદાની જરૂરિયાત કેમ ઊભી થઇ એ જોઇએ :

પ્રાચીન સમયમાં આર્યો આ દેશમાં જ્યારે ઊતરી આવ્યા ત્યારે અહીં અનાર્યોનું જોર પ્રવર્તતું હતું. આર્યો અલ્પ સંખ્યામાં હતા. તેઓ બુદ્ધિશાળી હોઇ બળે કરતાં કળે કામ લેવા લાગ્યા. તેમને કન્યાઓની તાણ પડવા લાગી. તેઓ પોતાની કન્યા તો માંહે માંહેજ આપતા. સ્વાર્થી આર્યોએ પ્રથમ આર્યત્વનો ફાંકો રાખી ઊતરતા વર્ણની કન્યાનો નિષેધ કરેલો, પણ પોતાની સગવડ માટે પછી તેમણે તે નિષેધ ઊંચકી લેઇ અનુલોમ લગ્નો કાયદેસર કર્યાં! આજે પણ અનુલોમ લગ્ન પ્રત્યે કોઇનેય તિરસ્કાર નથી. દેસાઇગીરીનો કે અમીનાતનો ફાંકો રાખનાર સુદ્ધાં આજે ગમે તેવા અસંસ્કારી ગામડાની ગમાર કન્યાને પણ સ્વીકારવા તૈયાર હોય છે। માત્ર તેમને બદલાની જ સ્પૃહા રહે છે।

આર્યોએ અનુલોમ લગ્નો માટે છૂટ કરી, પણ અહંભાવે પ્રતિલોમ લગ્નો માટે સખ્તાઇ કરી, જે સ્થિતિ અદ્યાપિ પર્યંત ચાલુ છે. ગામડાનો ગમે તેવો-સ્વયં વિષ્ણુ-આવે તોય પેલા શુદ્ધ આર્યો (?) અનાર્યોને પોતાની અપંગ કન્યાયે આપેજ નહિ। આજે આપણા લગ્નક્ષેત્રના વાડા એવા તો મર્યાદિત બની ગયા છે કે જાણે સાગર જેવી પાટીદારની જાતિ ખાબોચિયું બની ગઇ છે! એક જ જાતિમાં યે કેટલી આભડછેટ! આજના કુળવાનો પોતાને આર્ય અને કુળહીણાઓને અનાર્ય માનતા લાગે છે!

આપણે લગ્નનાં મોટાં બે બંધનો જોઇ ગયા. હવે આપણે લગ્નસંસ્થાનું વાસ્તવિક ચિત્ર દોરીએ:

ત્યારે લગ્ન શા માટે? તેનો હેતુ શો? પ્રકૃતિના નિયમ પ્રમાણે માનવતંતુ ચાલતો રાખવો, જનસમાજના કલ્યાણ માટે તેને પ્રજા અર્પણ કરવી ને તેમ કરી શાન્તિ તથા આનંદ અનુભવવાં. પણ આધુનિક લગ્નસંસ્થાથી એ હેતુ પરિપૂર્ણ થાય છે? ત્યારે એનાં લગ્નોને લગ્નો કહી શકાય ખરાં?

ગમે તે પ્રકારે આનંદ મેળવવો એનું નામ પણ લગ્ન નથી. અને ત્યાંજ

તેની ઉપર 'વ્યવસ્થા' કે બંધન જેવી કોઇ અનિવાર્ય જરૂર ઊભી થાય છે. એ જરૂર તે જ સંયમ. પણ સંયમ એ કાંઇ બજારૂ વસ્તુ નથી. જેને કાયદો યે જીતી શક્યો નથી એવું એનું બળ છે!

હાસ્યાસ્પદ વાત તો એ છે, કે આપણો જૂનવાણી સમાજ તેને વિવિધ બંધનોથી હાથમાં રાખવા માગે છે! અરે, સંયમને નામે બિચારી વિધવાઓ ઉપર પારાવાર જુલમો ગુજારવામાં આવે છે!

લગ્નનો ઉપર જણાવેલો હેતુ સિદ્ધ કરવા વારંવાર લગ્નસંસ્થામાં યુગબળ પ્રમાણે પરિવર્તન કરવું આવશ્યક છે. હેતુને લક્ષમાં રાખી જે પરિવર્તન થાય તેને જ્યારે ધિક્કારવામાં આવે ત્યારે ગ્લાનિ થયા સિવાય રહે નહિ. માત્ર રૂઢિને વળગી રહી આદર્શનું પતન થવા દેવું એ શું ધર્મ છે?

નવમતવાદે જે વિચારો ફેલાવ્યા છે તે દલીલોથી સિદ્ધ કરી શકાય તેવા ને વાસ્તવિક હોવા છતાં જૂનવાણી વર્ગ તે સ્વીકારવાનો ઇનકાર કરે છે!

સંયમને બહાને સીતમ થઇ રહ્યો છે! સંયમની અનિવાર્યતા આજ પહેલાં અનેક વખત સ્વીકારવામાં આવી છે, તોપણ જૂનવાણી પક્ષે પોતાનો ગતાગ્રહ છોડ્યો નથી!

ખરૂં જોતાં આજે જે લગ્નો થાય છે તેનો બીજો અર્થ 'વ્યવસ્થિત વ્યભિચાર કરવાની સગવડ' એવો થાય છે. માત્ર ધાર્મિક વિધિની મહોરથી લગ્ન થઇ ગયું એ માનવા હવે નવમતવાદીઓ તૈયાર નથી. તેમને તો સાચો હેતુ સિદ્ધ કરવો છે. એ બધું લગ્નસંસ્થાને વધુ સુદૃઢ બનાવવા માટે છે, નહિ કે તેનો અંત લાવવા. મૂળ આદર્શમાં ક્ષતિ ન આવે એ હેતુથી નવું બંધારણ ઘડવાની અનિવાર્યતા સ્પષ્ટ થાય છે. આ બધું વિચારવાનો સમય આવી પહોંચ્યો છે.

આપણો વિરોધ સાચાં બંધનો સામે નહિ, પણ ગમે એવાં નિરર્થક બંધનો સામે છે, હેતુવિરોધી બંધનો સામે છે. નિરર્થક બંધનો સામેનો તિરસ્કાર વ્યક્ત કરી આપણે નિરંકુશ સ્વૈરવિહાર ઇચ્છતા નથી. વિઘાતક બળો સામે થવાની આપણી મનોદશા કેળવવા પ્રથમ આપણે આદર્શવાદી બનવાની જરૂર છે. હેતુને અખંડિત રાખવા પરમશાન્તિની જરૂર છે. એવી શાન્તિ સહજપ્રાપ્ય હોતી નથી. એમાં વ્યક્તિપૂરતો સ્વાર્થી વિચાર, એ મોટી આંટી છે.

કોઇ પણ વ્યક્તિ અસંતુષ્ટ ન રહે ત્યારેજ સમાજ ખરી શાન્તિ મેળવી શકે. સમાજનું કલ્યાણ વ્યક્તિના ઉદ્ધાર સિવાય થતું નથી. આજે સમાજમાં

ચોમેર અનૂઢ પુરુષો અસંતુષ્ટતા અનુભવે છે. જ્યાં સુધી તેઓને શાન્તિ ન થાય ત્યાં સુધી સાચી શાન્તિ મેળવવી અસંભવિત છે.

કલ્યાણહેતુનો સાક્ષાત્કાર કરવા સમાજે માનવીને સમજવો જોઇએ. વિકૃત મનોદશા આદર્શ ભૂલાવે છે. જે હેતુ માટે લગ્નસંસ્થા અસ્તિત્વમાં આવી છે તે હેતુનું પતન ન થવા દેવા માનવસમાજે વારંવાર બંધનો મૂકયાં છે. એ ખરૂં કે એ બંધનો સંયમથીજ પાળી શકાય છે. વળી જ્યારે જ્યારે તે બંધનો શિથિલ લાગ્યાં છે, ત્યારે ત્યારે કાયદાનું રક્ષણ પણ લેવાયું છે. કાયદાનું બળ લોકબળથી ચઢિયાતું નહિ હોવાથી પ્રથમ લોકબળ વ્યવસ્થિત કરવાની જરૂર રહે છે. લોકમત જોવાની કાયદો રાહ ન જુએ એ સ્થિતિ ભયંકર અંધાધૂંધીનો પુરાવો છે. એથી વિરુદ્ધ અસર ઉપજાવનારાં અનિષ્ટો નિર્મૂળ ન થતાં અવ્યવસ્થિત થાય છે.

માનવીએ સ્વૈરવિહારની નિરંકુશ સ્થિતિમાંથી બચવા લગ્નસંસ્થાની શોધ કરી. તેનાં ઘટકતત્ત્વો ઉમેરવા તેણે ધર્મનો આશ્રય લીધો. એ ધર્મ એટલે સદાચાર—એ વિરુદ્ધ ભ્રષ્ટાચાર.

એટલું જાણ્યા પછી આપણે લગ્નસંસ્થામાં કેવાં અનિષ્ટ તત્ત્વો ઘૂસી ગયાં છે તે તપાસીએ—કેટલાંક નિરર્થક બંધનોનો વિચાર કરીએઃ

૧. પ્રથમ પ્રતિલોમ લગ્નો સામે બંધન મૂકી આર્યોએ અહંભાવ સેવ્યો. જાતીય અતિરેક સિવાય એમાં કયું મોટું તત્ત્વ છે?

૨. અનુલોમ લગ્નોને અનુમતિ આપી સ્વાર્થી લગ્નો કરવામાં સમાજે સંસારનું કયું ભલું કર્યું છે? એથી જાતીય અહંભાવ વધ્યો છે કે નહિ?

૩. સ્ત્રીને તિરસ્કારી તેનો સગવડ પૂરતો ઉપયોગ કરવા સિવાય સામ્પ્રત લગ્નની વ્યાખ્યા આગળ વધી છે?

૪. આજન્મ અનૂઢ રહેતા પુરુષો જગતમાં આનંદ મેળવવા શું કરે? તેઓ પણ ઇચ્છિત મેળવવા 'લગ્ન' જેવા તેમના વ્યવહારો ચલાવે તેમાં સમાજને લાભ કે હાનિ? તેમના વ્યવસાયને વ્યભિચાર કહેવો કે લગ્ન?

૫. ધાર્મિક વિધિથી લગ્ન કરી, દુનિયામાં 'ડાહ્યાં'-ગણાય, સ્ત્રીપુરુષો સ્વૈરવિહાર કરે ત્યારે તે વિહારને શું કહેવું? લગ્ન કે વ્યભિચાર?

૬. એથી વિરુદ્ધ માત્ર હૃદયથી આત્મઐક્ય અનુભવતાં ને વિધિસર નહિ જોડાએલાં યુગલોના વ્યવહારને નિંદ્ય ગણવો કે ન્યાયી?

૭. શારીરિક સંબંધ સિવાય 'લગ્ન' સંભવે? જવાબ નકારમાં હોય તો પરણ્યાને પહેલેજ દિવસે પતિ મરતાં તે બાળાને કુમારિકા કહેવી કે વિધવા?

૮. તેને વિધર્વા કહો તો એવી વિધવાના સ્વૈરવિહારને લગ્ન કેમ ન કહેવું? જો વિધુર પુરુષ ફરી લગ્ન કરી શકે ને તે લગ્ન કહેવાય, તો વિધવા નિરુપાય થતાં એવો એક અદૃશ્ય પતિ શોધી લે તો તે લગ્ન કહેવાય કે નહિ?

૯. એક હયાત પત્ની હોવા છતાં પુરુષ બીજું લગ્ન કરે એને લગ્ન કહેવું કે વ્યભિચાર? એથી ફલિત નથી થતું કે વેશ્યાલયોમાં ને આમાં બહુ તફાવત નથી?

૧૦. શું લગ્ન એટલે વિષયવાસનાની તૃપ્તિ? એમ નહિ, તો સ્ત્રી તરફ સન્માન ને સમભાવ કેમ રાખવો નહિ?

૧૧. લગ્ન એ વ્યભિચારને વધારવાનું સાધન છે કે નિવારવાનું? નિવારવાનું હોય તો વિધવાવિવાહ, અનૂઢવિવાહ, વેશ્યાવિવાહ કે તેવા સંબંધો કેમ સ્વીકારવા નહિ? તેને અનુકૂળતા કેમ કરી આપવી નહિ?

ઉપર કહ્યાં તે બધાં લગ્નસંસ્થાએ પછીથી ઊભાં કરેલાં પ્રત્યંગો છે. તે દરેક ગંભીર વિચારણા માગી લે છે. એ અંગોને અવગણવાથી સ્થિતિ બહેકી જવાનો સંભવ છે, બહેકી ગઈ છેજ. જ્યાં સુધી લગ્નસંસ્થામાં સુધારો કરવામાં નહિ આવે ત્યાં સુધી આ સ્થિતિ વધી જવાનો ભય વધુ ને વધુ પાસે આવે છે.

ક્યાં બંધનો શિથિલ ને ક્યાં વધુ મજબૂત કરવાની જરૂર છે, એ નક્કી કરવા પરિષદો ભરાય જેવા ભવાડા કરે છે! કદાચ ભરાય તો પોતાના સંસ્કાર પ્રેક્ષકોમાં ઉતારે છે, જ્યારે પરિષદો તેમાંય નિષ્ફળ નીવડી છે.

આજે ગમે તેવાં આદર્શ પ્રેમી, જ્યાં સુધી વિધિસર લગ્નથી ન જોડાય ત્યાં સુધી તેમનું લગ્ન કહેવાતું નથી! લગ્નની આ સંકુચિત મનોદશા એક ઘડીભાર ન નિભાવી લેવાય તેવી છે. સ્વેચ્છાચારને બહાને અનિષ્ટ બંધનો ઠોકી બેસાડી તેને સામાજિક અનિવાર્યતા તરીકે સ્વીકારી લેવાનો બળાત્કાર થઈ રહ્યો છે! પરિણીત સ્ત્રીપુરુષોને પડ્યું પાનું નિભાવી લેવાનો આદેશ આપવામાં આવે છે. અરે! એથી વધુ આગળ જઈ સામ્પ્રત સમાજ તો એવા કટોકટીના સમયમાં પુરુષની વહારે ધાઈ તેને ફરી લગ્ન કરી લેવા છૂટ આપે છે, ત્યારે બિચારી સ્ત્રીઓ માટે કાયદાની પણ તે માટે સગવડ નથી! એ માટે ધારાસભામાં આદર્શ ઠરાવ મૂકાયા છે, એ સારૂં જ થયું છે. જાણવાનું મળે છે કે કેટલાક પુરુષોનો આમાં ગુપ્ત વિરોધ છે!

એક માન્યતા તો એવી પેસી ગઈ છે, કે સ્ત્રી એ પુરુષ માટે યથેષ્ટ ઉપયોગ કરવાનું સાધન છે!

પણ આ બધું અનેક વખત કહેવાઈ ગયેલું છે, એ નવું નથી. નવું તો

નવયુવાનોએ કરી બતાવવાનું બાકી છે. એ નવમતવાદીઓએ જાણી લેવું જોઈશે કે તેને જે સમાજ સાથે કામ લેવાનું છે તે સમાજ પ્રાયશઃ જડ જેવો છે, સાથે જ પોતે લઘુમતિમાં છે. માત્ર એકલા શિક્ષણથી અર્થ સરશે નહિ. એમ તો આજે અગાઉ કરતાં શિક્ષિત વર્ગ વધતો જતો હોવા છતાં સમાજને કમભાગ્યે એ જ શિક્ષિતો ચાલતી ઘરેડમાં ચાલ્યે રાખે છે!

ત્યારે માત્ર કાયદા ઉપર આધાર રાખી બેસી રહેવાથી યે કશું શુભ પરિણામ આવવાનો સંભવ નથી. જ્યાં સુધી સમાજના મોટા ભાગને અસ્મિતાનું ભાન ન થાય ત્યાં સુધી સમ્મતિસૂચક કાયદા કદાચ ધારાપોથીમાં સડ્યા કરે તો નવાઈ નહિ! ઉદાહરણ જોઈએ તો, કેટલાં યુગલો છૂટાછેડાના કાયદાનો લાભ લેવા જાહેર હિંમત ધરાવતાં નીકળે? પણ એકપત્ની લગ્ન જેવા પ્રતિબંધક કાયદા અસરકારક નીવડવાનો સંભવ છે ખરો. છતાં એવા કાયદાગાંયે નાઠાબારીઓ ક્યાં ઓછી હોય છે? માનવી ઉપર સંયમ પરાણે સંભવતો નથી.. એની બધી વૃત્તિઓના ઉન્માદને સમાવવા માટે જોઈએ તો ધર્મ કે છેવટે પ્રચંડ કાયદા એ જ આખરી અકસીર ઇલાજ હોય છે.

એક વખત એવો આવે કે અનુઢા આગેવાનની કે ગમે તે પરિણીત ગૃહસ્થોની આંખની કીકીઓ કાઢી તેમની સાન ઠેકાણે લાવે તો નવાઈ નહિ! તેઓ ખરેખર દયાને પાત્ર છે, એટલું જ નહિ પણ હું તો એટલે સુધી માનું છું કે ગમે તેવાય તેમના વ્યભિચાર માટે તેઓ બહુ દોષપાત્ર નથી! એ સ્થિતિ અસહ્ય છે, છતાં સંયમહીન આ વિશ્વમાં આજીવન બ્રહ્મચર્યની ફિલસુફી બોલવા જેવી પાળવામાં સહેલી નથી. તેમાંયે વળી બળજબરીથી પાળેલી કે દબાવેલી લાગણી, એને સંયમ કોણ કહેશે? જેમ અનૂઢ પુરુષો ક્ષમાપાત્ર છે તેમ જ વિધવાઓ પણ ક્ષમાપાત્ર છે.

મને એ સમજાતું નથી, કે વિધવાના કોઈ પણ સ્ખલનને ઝીણી નજરે જોઈ, તેની નિંદા કરનારા એક વખત પોતાની મનોદશાને ધ્યાનમાં કેમ નહિ લેતા હોય?

હૃદય ઉપર હાથ રાખી સૌ કોઈ પોતાના આત્માને પૂછે કે હું નિર્દોષ છું? અને પછી ઉપર કહ્યાં એ બિચારાં સામાજિક ત્રાસ અનુભવતાં પ્રત્યે દયા દર્શાવે અને તેમના ઉત્કર્ષ માટે કાંઈક કરવા પ્રતિજ્ઞા લે તો વત્તેઓછે અંશે કંઈક પરિણામ આવે. લાગણીને મૂર્ત સ્વરૂપ આપવાની ફરજ સમજીશું તો રસ્તો નીકળશે.

બુટેમ્બા (ઉગાન્ડા) રાવજીભાઈ સોમાભાઈ પટેલ

# હિંદુ લગ્નના કાયદા.

૧. સ્ત્રી અને પુરુષે (ક) એકની સાથે બીજાએ રહીને (ખ) એકબીજાને સુખેદુઃખે સુખીદુઃખી થવાને, (ગ) એકબીજાની સાથે રહી એકનામાં જે ન હોય તેની પૂર્તતા બીજાએ કરી, જેને અંગ્રેજીમાં Complementary, supplementary કહે છે તેની રીતે, અધિકન્યૂનતાના ગુણોની પૂર્તતા કરીને, (ઘ) સંસારયાત્રામાં સહચર બની, (ઙ) ધર્મકાર્યો કરવાને માટે જોડાવું, એ હિંદુ લગ્નનો મુખ્ય હેતું છે. હિંદુઓમાં લગ્નકાર્ય પવિત્ર મનાય છે. હિંદુ લગ્નનો હેતુ પૂરેપૂરો ત્યારેજ સધાય છે, જ્યારે પત્ની પતિની અર્ધાંગનારૂપ બની રહે છે, પતિ અને પત્નીમાં કોઇ જાતનો ભેદભાવ જોવામાં આવતો નથી.

૨. હિંદુ લગ્ન એ અંગ્રેજ લોકોના કે બીજા લોકોના લગ્નની પેઠે કરાર નહિ, પરંતુ નૈતિક ફરજ મનાય છે. પુરુષમાં બુદ્ધિ પ્રાધાન્ય હોય છે, સ્ત્રીમાં લાગણી પ્રાધાન્ય હોય છે.

૩. પુરુષનું પ્રાધાન્યપદ થતાં પતિને દુઃખે પત્નીએ દુઃખી થવું, પરંતુ પત્નીને દુઃખે પતિએ દુઃખી ન થવું એ જમાનો આવ્યો. દમયંતી નળની સાથે જંગલમાં જવા તૈયાર થઇ અને ગઇ, પણ નળ તો દમયંતીને ગાઢ જંગલમાં ઊંઘતી મૂકીને ચાલ્યો ગયો, એ જમાનો શરૂ થયો. તેટલાથીજ નહિ અટકતાં પતિ મરી જાય તો પત્નીએ સતી થવું. પછી તો મરજિયાત નહિ પણ ફરજિયાત સતી થવું એવો રિવાજ હિંદુઓમાં પ્રચલિત થયો. તે એટલે સુધી કે લૉર્ડ બેન્ટીક ગવર્નર જનરલને તે બંધ કરવા કાયદો કરવો પડ્યો. પણ સ્ત્રી મરી જાય તો પુરુષે ફરીથી પરણવાનોય પ્રતિબંધ મુકાયો નહિ.

૪. મધ્યકાળમાં અને મુસલમાન બાદશાહતના વખતમાં અત્યાચારો ઘણાજ પ્રમાણમાં થવા લાગ્યા. સ્ત્રીઓની ઇજ્જત-આબરૂ સાચવી રાખવી મુશ્કેલ થઇ પડી. પરિણામે પડદાનો રિવાજ લાજ કાઢવાનો રિવાજ દાખલ થયો[1] અને તેનો અમલ હાલ પણ કેટલીક જગોએ એવી રીતે થાય છે કે સ્ત્રીઓ નહિ પણ પુરુષોયે પોતાનો ખેસ કે જે કપડું પાસે હોય તે ખુલ્લું કરી પોતાને પોતાના કપડાનો પડદો કરે છે અને ત્યારેજ સ્ત્રીઓ પુરુષોના આગળ થઇને પસાર થાય છે. આ રિવાજ હજીયે છે એમ બીજી કોમના લોકો

*———

૧. ક્ષત્રિયોમાં બહુ પ્રાચીનકાળથી રામાયણ- ને મહાભારત-કાળથી ઘુમટાનો-અવગુંઠનનો-રિવાજ હતો. —તંત્રી

જાણે છે, સાંભળે છે ત્યારે ખૂબ હસે છે. પણ આ રિવાજ હજી યે પાટીદારોનાં કહેવાતાં મોટાં ગામોમાં છે.

૫. પડદાના રિવાજનું પરિણામ એ આવ્યું કે કેળવણીમાં અને બીજી બધી રીતે સ્ત્રીઓ પછાત પડી ગઇ. 'ભાઇ તો ભૂગોળ ને ખગોળમાં ભમે છે, બાઇનું તો ચિત્ત ચૂલા માંહ્ય!' એના જેવું થયું. મૃદંગ અને વૈરી એ તો ताड़न के अधिकारी એટલે જેમ માર પડે તેમજ તે પાંસરાં થાય. આવું પડદાનું–લાજ કાઢવાના રિવાજનું પરિણામ આવ્યું.

૬. અને લાજ કાઢવાના રિવાજનું બીજું પરિણામ એ આવ્યું કે તમામ હિંદુઓનાં નહિ, તો પાટીદારનાં નિદાન એંસી ટકા લગ્નમાં તો પુરુષના અને સ્ત્રીના આચારવિચારમાં, રહેણીકરણીમાં, કેળવણીમાં અને સંસ્કારમાં ઘણું જ અંતર હોવાને કારણે એ બેમાં સુમેળ થવો મુશ્કેલ થઇ પડ્યો. લગ્નજીવનનું શાન્તિમય સુખ તેમનાથી વેગળું જ રહ્યું. સુખના પ્રકારમાં પહેલું સુખ તે જાતે નર્યા (નિરોગ અવસ્થા), બીજું સુખ તે કોઠીએ જાર (ખાવાને પૂરતું અન્ન), અને ત્રીજું સુખ તે ઘેર સુકુળની નાર. સુકુળની નારને કે સુકુળના નરને અભાવે, એકબીજાના સ્વભાવની વિષમતાને પરિણામે સંસારયાત્રાનું ચક્ર સરળ ચાલતું અટક્યું.

૭. આ બધા સંજોગોમાં મુસલમાની રાજ્ય પછી અંગ્રેજ સરકારનું રાજ્ય આવ્યું. લગ્ન એ પવિત્ર ગ્રંથીથી જોડાવાની માન્યતાને બદલે હાલની કેળવણીના સંસ્કારથી, કે મતમતાન્તર-સહિષ્ણુતાને અભાવે, કે ગમે તે કારણે, લગ્ન એ કરારનું રૂપ પામવા લાગ્યું. જ્યાં પવિત્ર ગ્રંથીથી જોડાવાનું હોય ત્યાં વરવિક્રય કે કન્યાવિક્રય, પૈસાની આપેલે કે એવા બીજા કરારને સ્થાન હોતું નથી. પણ હાલ તો લગ્નમાં આપવા લેવાના કોઇ ને કોઇ જાતના કરાર તો હોય છેજ. કન્યાનું માત્ર દાન કરવાની વાતજ હોતી નથી.

૮. અને તેથી હાલના જમાનાને બળે સરકારને પવિત્ર ગણાતી લગ્નની બાબતમાં પણ માથું મારી કાયદા કરવા પડ્યા. વડોદરા રાજ્યમાં લગ્નના સંબંધમાં અનુક્રમે નીચે પ્રમાણે કાયદા ઘડાએલા છે:

| કાયદાનું નામ | અમલમાં આવ્યા તારીખ |
|---|---|
| (૧) હિંદુ વિધવાવિવાહ નિબંધ | તા. ૫:૯:૧૯૦૧ |
| (૨) બાળલગ્ન પ્રતિબંધક નિબંધ | તા. ૨૧:૭:૧૯૦૪ |
| (૩) હિંદુ લગ્ન નિબંધ | તા. ૧૫:૪:૧૯૦૬ |
| (૪) હિંદુ લગ્ન અને લગ્નવિચ્છેદ નોંધવા વિષે નિબંધ | તા. ૨૧:૬:૧૯૨૩ |

(૫) હિંદુ લગ્નવિચ્છેદ નિબંધ તા. ૧૦:૮:૧૯૩૧
(૬) હિંદુ લગ્નવિચ્છેદ નિયમ તા. ૨૮:૧:૧૯૩૨
(૭) ઐહિક લગ્ન નિબંધ તા. ૨૮:૪:૧૯૩૨

૯. પહેલાં હિંદુઓમાં અને ખાસ કરીને પાટીદારો વગેરે વરવિક્રય કરનારી નાતોમાં ઘણાં બાળલગ્ન થતાં. તે વખતે પાટીદારના કુળનું માપ તેનો છોકરો નાનામાં નાનો ઝડપાય (પરણાવાય), તેના ઉપરથી નીકળતું. જેમ છોકરો નાનો પરણાવાય તેમ તે વધારે મોટો કુળવાન! તે વખતમાં કુળવાનનો છોકરો મોટી ઉમરનો થવા પામતો જ નહિ. અને પાટીદારમાં કુળવાનની હમેશાં ચડસાચડસી થતી, જેથી નાનાં છોકરાં પરણાવવામાં હરિફાઇ થતી. પરિણામે વિધવાનું પ્રમાણ પાટીદારમાં ઘણુંજ હતું. એથી સરકારને પહેલું પગથિયું હિંદુ વિધવાવિવાહ નિબંધનું સને ૧૯૦૧માં લેવું પડેલું.

૧૦. વિધવાવિવાહ નિબંધથી કોઇ પણ હિંદુ વિધવા સ્ત્રીનો થએલો પુનર્વિવાહ ગેરકાયદેસર થશે નહિ, અથવા એવા વિવાહથી થએલી સંતતિ પણ ગેરકાયદેસર થશે નહિ એમ ઠરાવ્યું. માત્ર સગીર વિધવા સ્ત્રીએ કે પુરુષે તેમના કાયદેસર વડીલોની સંમતિ સિવાય પુનર્વિવાહ કરવો નહિ એમ ઠરાવ્યું.

૧૧. પુનર્વિવાહને લીધે વારસાઇના હક્કને બાધ આવવાનો નથી અથવા મિલકત ઉપરનો ઇતર હક્ક નષ્ટ થવાનો નથી એમ ઠરાવ્યું.

૧૨. ત્યારબાદ બાળલગ્નપ્રતિબંધક નિબંધ તા. ૨૧:૭:૧૯૦૪થી અમલમાં આવ્યો.

૧૩. હિંદુ લગ્ન નિબંધ વિષે સને ૧૯૯૩ના પોષ માસના 'પાટીદાર'ના અંકમાં પૃષ્ઠ ૧૦૩ ઉપર પૂરી માહિતી છે, જેથી અહીં પુનરુક્તિની જરૂર નથી.

૧૪. હિંદુઓમાં થએલાં લગ્ન નોંધવાની જરૂર જણાયાથી લગ્ન અને લગ્નવિચ્છેદ નોંધવાનો નિબંધ તા. ૨૧:૬:૧૯૨૮થી અમલમાં આવ્યો છે. પત્નીને કબજે લેવાના દાવામાં કે સ્ત્રીઓને નિર્વાહ મેળવવાના દાવામાં લગ્ન ખરેખર થએલું છે કે નહિ તેના પુરાવા તરીકે લગ્નનોંધનો ઉપયોગ થાય છે. અને બાળલગ્ન હોય તો શિક્ષા કરાવવા પણ લગ્નનોંધનો ઉપયોગ થાય છે.

૧૫. લગ્નવિચ્છેદ હિંદુઓમાં કાયદેસર નહોતો, પણ મુસલમાની તલાક નોંધવાની જરૂર હોવાથી લગ્નવિચ્છેદ નોંધવાનો આ નિબંધમાં સમાવેશ કર્યાનું જણાય છે.

૧૬. લગ્નવિચ્છેદ નોંધવવાની ન્યાયાધીશી એટલે દિવાની મહાલ ન્યાયાધીશી અને સગીર પતિપત્નીની બાબતમાં પ્રાન્ત ન્યાયાધીશી સમજવાની છે.

૧૭. હિંદુ લગ્નવિચ્છેદ નિબંધ સને ૧૯૩૧માં અને હિંદુ લગ્નવિચ્છેદ નિબંધ અન્વયે નિયમ સને ૧૯૩૨માં અમલમાં આવ્યો છે.

૧૮. લગ્ન વિચ્છિન્ન કરવાના દાવામાં પતિ અને પત્ની, દાવો દાખલ થાય તે વખતે, વડોદરા રાજ્યનાં નિત્યાવાસી (domicile) હોય તો (ક) પક્ષકારો ગમે ત્યાં રહેતા હોય, (ખ) ગમે તે રાજ્યની રૈયત હોય, (ગ) લગ્ન વખતે ગમે ત્યાંનાં નિત્યાવાસી હોય, (ઘ) લગ્ન ગમે ત્યાં થયું હોય, અથવા (ઙ) દાવાનું કારણ ગમે ત્યાં ઉત્પન્ન થયું હોય, તોપણ વડોદરા રાજ્યમાં દાવો દાખલ કરવા હરકત નથી.

૧૯. કોઇ પતિને અગર પત્નીને પોતાનું લગ્ન વિચ્છિન્ન અગર નિરર્થક ઠરાવવું હોય તો ન્યાયાધીશી મારફતજ થઇ શકે, અગર ન્યાયાધીશી બહાર પતિએ અગર પત્નીએ લગ્ન વિચ્છિન્ન કર્યું હોય (ફારગતી આપી• હોય) તો તે ન્યાયાધીશીમાં ફરજિયાત નોંધાવવું પડે છે.

૨૦. પતિએ અગર પત્નીએ જેની સામે લગ્નવિચ્છિન્ન કરવા માટે દાવો કરવાનો હોય તે (ક) નષ્ટ થયું હોય એટલે કે પૂરાં સાત વર્ષથી તેનો પત્તો લાગતો ન હોય, (ખ) સાધુ કે સંન્યાસી થયું હોય, (ગ) પતિત થયું હોય એટલે કે તેણે ખ્રિસ્તી, મુસલમાન અગર એવો બીજો કોઇ ધર્મ સ્વીકાર્યો હોય, (ઘ) નિર્દયતાથી વર્તતું હોય, (ઙ) પતિપત્ની તરીકે રહેવા શરૂ કર્યા પછી તેણે ત્રણ વર્ષ કરતાં વધારે વખતથી વ્યાજબી કારણ વગર ત્યાગ કર્યો હોય, (ચ) માદક પદાર્થથી ત્રણ વર્ષ ઉપરાંત ઉન્મત્ત રહેવાને કારણે પતિ અગર પત્ની તરીકેની પોતાની કાયદેસર જવાબદારી અદા કરી શકતું ન હોય, (છ) વ્યભિચાર કરે, તો પતિ અગર પત્ની લગ્ન વિચ્છિન્ન કરવાનો દાવો લાવી શકે.

૨૧. પત્નીએ કરવાના દાવામાં (ક) જો તેનો પતિ લગ્ન વખતે અને દાવો કરતી વખતે કલીબ હોય તો, (ખ) અગર સૃષ્ટિક્રમ વિરુદ્ધનો ગુનો કરવાની ટેવવાળો હોય તો તેને વિશેષ કારણો પ્રાપ્ત થાય છે, તેમજ

૨૨. ઉપર જણાવેલાં કારણો ઉપરાંત પતિએ કરવાના દાવામાં નીચેનાં કારણો વિશેષ છે: (ક) લગ્ન વખતે પત્ની, તે પતિ સિવાયના બીજા કોઇ પુરુષથી સગર્ભા થએલી હોય અને તે હકીકત લગ્ન વખતે તેનો પતિ કે પતિ સગીર હોય તો તેનાં માબાપ કે વાલી જાણતાં ન હોય, અથવા (ખ) પતિની હયાતીમાં પત્ની બીજું લગ્ન કરે તો પતિ લગ્નવિચ્છેદનો દાવો લાવી શકે છે.

૨૩. લગ્ન વિચ્છિન્ન કરવાના દાવામાં થએલા પુરાવા ઉપરથી દાવાની હકીકત સાબિત છે એમ ખાત્રી થાય તો લગ્ન વિચ્છિન્ન કરવાનો ઠરાવ તથા

પ્રાથમિક હુકમનામું કરવામાં આવે છે. પ્રાથમિક હુકમનામા પછી ૭ મહિનાથી ઓછી નહિ એટલી મુદત પછી આખર હુકમનામું કરવામાં આવે છે.

૨૪. ઐહિક લગ્નનો નિબંધ તા. ૨૮:૪:૧૯૩૨થી અમલમાં આવ્યો છે.

૨૫. ઐહિક લગ્નના નિબંધ પ્રમાણે જે લગ્ન થાય તે કાયદેસર લગ્ન થતાં હોય તેના જેવાં જ છે. કાયદેસર લગ્નનાં જે પરિણામ આવે છે તેવાં જ પરિણામ ઐહિક લગ્નના નિબંધ પ્રમાણે થએલા લગ્નથી આવે છે.

૨૬. ઐહિક લગ્ન નિબંધ અન્વયેનાં લગ્ન નીચેના પ્રસંગોએ તેમાં જણાવ્યા પ્રમાણેના ઇસમો કરી શકે છે: (ક) લગ્ન વખતે લગ્ન કરનારને પતિ કે પત્ની હયાત હોવું ન જોઇએ, (ख) લગ્ન કરનારની ઉમર, પુરુષ હોય તો ૧૮ વર્ષ અને સ્ત્રી હોય તો ૧૪ વર્ષ પૂરાં થએલાં, એવી હોવી જોઇએ. (ग) લગ્ન કરનાર સ્ત્રી પુરુષમાંથી જેની ઉમરનાં ૨૧ વર્ષ પૂરાં થયાં ન હોય તેણે (અ) પોતાના બાપની અને (આ) બાપ ન હોય તો પાલકની સંમતિ મેળવવી જોઇએ. (घ) લગ્ન કરનાર સ્ત્રી પુરુષનું હિંદુ કાયદા પ્રમાણે અગર રિવાજ પ્રમાણે હરકત આવે એટલું નજીકનું સગપણ હોવું ન જોઇએ.

૨૭. ઐહિક લગ્ન નિબંધ પ્રમાણેનાં લગ્ન નોંધવાનો અધિકાર દરેક મહાલના નોંધણી કામદારને છે.

૨૮. આ નિબંધ પ્રમાણે લગ્ન કરવા ઇચ્છતાં હોય તેવાં સ્ત્રીપુરુષમાંથી એકે, જે નોંધણી કામદારની હકૂમતમાં લગ્ન કરવાનું હોય, તેને ઠરેલા નમુના પ્રમાણે પુરુષ અને સ્ત્રી બંનેનાં નામ, ધર્મ, ધંધો, ઉમર, રહેવાનું ઠેકાણું, આ હદમાં રહ્યાની મુદત જણાવી જણાવવું કે "હું આ સૂચનાપત્રથી જણાવું છું, કે અમુક નામ, ધર્મ, ધંધો, ઉમર, રહેવાનું ઠેકાણું વગેરે વર્ણનવાળી સ્ત્રી સાથે અગર પુરુષ સાથે આજથી ત્રણ મહિનાની અંદર ઐહિક લગ્ન નિબંધ અન્વયે લગ્ન કરનાર છું." એવા સૂચનાપત્રની નીચે તારીખ, માસ, સને લખી સૂચનાપત્ર આપનારે સહી કરવી.

૨૯. ઉપર જણાવ્યા પ્રમાણેનું સૂચનાપત્ર જે નોંધણી કામદારને આપવાનું હોય તેની હકૂમતની સ્થળસીમામાં લગ્ન કરનાર સ્ત્રીપુરુષમાંથી નિદાન એક જણ સૂચનાપત્ર આપતા અગાઉ નિદાન ચૌદ દિવસ રહેલું હોવું જોઇએ.

૩૦. ઉપર જણાવ્યા પ્રમાણેનું સૂચનાપત્ર દાખલ થાય તેજ દિવસે નોંધણી કામદારે ઠરેલા નમુના પ્રમાણેની જાહેરાત કચેરીમાં પ્રસિદ્ધ ઠેકાણે અને વખતોવખત ઠરાવવામાં આવે ત્યાં પ્રસિદ્ધ કરવી.

૩૧. જાહેરાત પ્રસિદ્ધ કર્યા પછી ચૌદ દિવસમાં કોઇ હરકત જણાવે નહિ

અગર હરકત જણાવે તો તે બદલ યોગ્ય ન્યાયાધીશીમાં દાવો દાખલ કરી દાવો દાખલ કર્યાનો દાખલો લાવે નહિ, તો નોંધણી કામદારે તે લગ્નનો વિધિ કરવો. ઉપર જણાવેલી કોઇ પણ શરતનો ભંગ થાય છે એવો ન્યાયાધીશીનો ઠરાવ થાય તો લગ્નવિધિ કરવો નહિ.

૩૨. લગ્નવિધિ નોંધણી કામદારની કચેરીમાં અગર કચેરીથી યોગ્ય અંતરે પરણનાર સ્ત્રીપુરુષને પસંદ હોય એવે ઠેકાણે કરવો.

૩૩. લગ્નવિધિ થયા પછી નોંધણી કામદારે લગ્ન નોંધી દાખલો આપવો અને તે ઉપર પરણેલાં સ્ત્રીપુરુષે તથા સાક્ષીઓએ સહી કરવી.

૩૪. આ નિબંધ પ્રમાણે પરણનાર પતિપત્નીની લગ્નની સંતતિને બાપને લાગુ હોય તે વારસાનો કાયદો લાગુ થશે. લગ્નવિચ્છેદ નિબંધ પ્રમાણે આવા લગ્નને પણ વિચ્છિન્ન કરાવી શકાશે.

૩૫. હિંદુ લગ્નનો આ ઇતિહાસ છે. લગ્નગ્રંથીથી જોડાવું એ પવિત્રતામાં પગલાં મૂકવાં એવું સત્ર હતું. કોઇ કાળે પતિ આંધળો હોય, બહેરો હોય, ગમે તેવો હોય, તોપણ તેને ચલાવી લેવો, એકણીજાએ નિભાવી લેવું, પણ કોઇ પણ સંજોગોમાં છૂટાં પડવું નહિ—છૂટાં પડાય નહિ, એવી માન્યતા હતી. તેને બદલે જમાનાને કારણે કહો, કે હાલના સ્વતંત્રતાના યુગને કારણે કહો, કે કાયદાને ધોરણે કહો, લગ્નની ગ્રંથી ઢીલી થઇ જવા પામી છે. લગ્નની બાબતમાં આપણે ઉન્નત થઇએ છીએ કે નીચા પડીએ છીએ એ વિચારવા જેવો પ્રશ્ન થઇ પડયો છે.

કોઠી, ચાર રસ્તા, વડોદરા
વકીલ હાથીભાઇ અમથાભાઈ પટેલ
હસ્તાક્ષર નિષ્ણાત

---

## વીમાથી રાહત?

આજની સામાજિક પરિસ્થિતિમાં—વિશેષે કરી સંયુક્ત કુટુંબોમાં—જિંદગીનો વીમો ઉતરાવનારને ધારેલી રાહત મળે છે કે કેમ તે તપાસવાનો આ લેખમાં ઉદ્દેશ છે.

ગુજરાત બહાર હિંદમાં અને પરદેશમાં ગુજરાતીઓનો વસવાટ નાનોસૂનો ન ગણાય. આ વસવાટ જેમ જેમ વધતો ગયો તેમ તેમ હિંદી વીમાની સંસ્થાઓનો વિસ્તાર પણ વધતો ગયો છે. ખુદ ગુજરાતમાં પણ કસ્બાઓમાં અને શહેરોમાં જિંદગીના વીમાનો વિસ્તાર છેલ્લાં કેટલાંક વર્ષોથી ઝપાટાબંધ

વધવા લાગ્યો છે. ત્યારે હવે સરવૈયું તપાસવાનો વખત પણ આવી લાગ્યો છે. યંત્રયુગના મંડાણ પછી સામાજિક રચનામાં અને કૌટુંબિક રહેણીમાં ઘણા ફેરફારો થવા પામ્યા છે. વાહનનાં સાધનો વધવાથી એક સ્થળેથી બીજે સ્થળે જમીનને અને સમુદ્રને રસ્તે ત્વરિત ગતિથી માલ પહોંચી જાય છે. બીજી તરફ યંત્રબળે સુધારાને નામે બનાવેલી અનેક ચીજોથી અને આગતચમનનાં સાધનોથી રોકડ નાણાં ખર્ચવાં પડે એવી જરૂરીઆતો આમવર્ગમાં ખૂબ વધી ગઇ છે. આને પરિણામે આગવર્ગનો દ્રવ્યપદાર્થોનો સંગ્રહ ખાલી થઇ જાય છે અને તેને બદલે આવેલાં નાણાં પણ વપરાઇ જાય છે. આ પરિસ્થિતિને વધુ તંગ અને ખરાબ બનાવવામાં પરદેશી રાજનીતિએ પણ અગત્યનો ભાગ ભજવ્યો છે. ટૂંકમાં કહેવાની મતલબ એ છે કે આ સ્થિતિ વીમાના વિસ્તારને માટે જવાબદાર છે. સંયુક્ત કુટુંબના અગ્રણીને પાછળનાં માટે ફિકર કરવાની અને ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી બેસી ન રહેવાની જરૂર ઊભી થઇ છે. મારાં આ અનુમાનો ઉપર બીજા લેખકો વધુ પ્રકાશ ફેંકશે તો આ વિષય વધુ રસપ્રદ થઇ પડશે.

પિતાનો સંસારવ્યવહાર અને આજીવિકાનો ધંધો ચાલતો જ હોય છે અને પુત્રને વતનમાં કે બહાર સ્વતંત્ર ધંધો શોધવાની જરૂર પડે છે. સંયુક્ત કુટુંબથી તે વિખૂટો પડે છે, પણ વ્યવહારમાં તો તે સંયુક્ત કુટુંબની બધી ફરજો અદા કરે છે. પિતાનું દેવું આપવું, ભાઇ કે બેનના લગ્નખર્ચને પહોંચી વળવું કે તેમનો અભ્યાસખર્ચ ઉપાડવો, એ તેની ખાસ ફરજો રહે છે. સાથે જ પોતાના ઊગમકાળમાં અચાનક જો તે મૃત્યુ પામે તો પાછળનાં નાનાં બાળકો અને પત્નીના ભરણપોષણનો સવાલ ઊભો થાય છે. હિંદુ કાયદો અને સંયુક્ત કુટુંબની રચના જ એવાં છે કે ખાનગી બચત કરીને કે પછી વીમો ઉતરાવીને રાહતનો સવાલ ઉકેલવામાં ના આવ્યો હોય તો કુટુંબની અવદશા થયા વિના ન રહે. ગરિબાઇનું પ્રમાણ ઝપાટાબંધ વધતું જાય છે અને તેથી આ વીમો ઉતરાવનાર વર્ગ (જે વિશેષે કરીને દરિદ્રોના વર્ગમાંથી ઉપર આવવા પામ્યો હોય છે) વીમાની યોજના ઝટ ગ્રહણ કરી લે છે.

આ બધું યોગ્ય જ થાય છે, એમાં બેમત નથી. આપણે જે સદીમાં રહીએ છીએ તેને બારમી સદી બનાવવી શક્ય નથી—જરૂર પણ નથી. પ્રશ્ન એ છે કે વીમાથી પાછળનાં બાળબચ્ચાંને યોગ્ય રાહત મળે છે કે કેમ!

મને એમાં શંકા છે.

આ વિષયમાં વીમાની યોજના કરતાં પાછળનાં સભ્યોની લાયકાત માટે વધું કહેવા જેવું છે.

પુરુષ મરતાં વિમાનાં નાણાંથી રાહત તેની વિધવાને લેવાની હોય છે. તેનાં બાળકોની તે વાલી છે. આપણે ત્યાં કેળવણીનું પ્રમાણ જુઓ. કેટલી સ્ત્રીઓ ભણેલી છે? માનો કે કમનસીબ બનેલી એ વિધવાઓમાંથી ઘણી લખી વાંચી જાણતી હશે, પણ મળેલાં નાણાંનો સ્વતંત્ર વહીવટ કરવા કેટલી શક્તિમાન છે? પુરુષે પોતાની હયાતીના કાળમાં પત્નીને આ વહીવટ માટે તાલીમ આપી હોય છે ખરી? પોસ્ટના કે બેંકોના સેવિંગ ખાતામાં હિસાબ રાખતાં તેમને આવડે છે ખરો? જમીન, મકાન કે એવાંજ ઉત્પન્ન આપનાર સાધનોમાં મૂડીનું રોકાણ કરતાં એમને આવડે છે ખરૂં?

આનો જવાબ મોટે ભાગે નકારમાં આવશે. ત્યારે નાણાંનું શું થાય છે?

વિધવા કે તેના સગીરો પાસે જે પતિની બચતની કે વીમાની રકમ હોય છે તો બધા તેના સગા થતા દોડી આવે છે. પછી તો શિયાળ તાણે સીમ ભણી અને કૂતરૂં તાણે ગામ ભણી! શ્વસુર- અને પિતૃ-પક્ષ લાગવગ, લાલચ, પટામણી, અને ધમકીથી ત્રાગાં શરૂ કરી દે છે. બાબત એટલે સુધી વધી પડે છે કે હક માટે કોર્ટમાં પણું કેસ ગયાના દાખલા મળી આવે છે.

આમાં બે વાત છે. આવી રકમ કુટુંબની સંયુક્ત મિલકતમાં ભેળવી દેવાની દાનત શ્વસુરપક્ષની હોય છે. એમનું કહેવું આમ હોય: "છોકરો અમારો હતો, અમે ઉછેરી મોટો કર્યો, દુઃખ વેઠી ભણાવ્યો ગણાવ્યો; અને બાયડી બેઠાં બેઠાં ખાય? પિયેરમાં કંઇ જિંદગી જવાની નથી, અમે નહિ પાળીએ તો કોણ પાળવશે? અમારા ઉપર વિશ્વાસ ના હોય તો અમારા ઘરમાં આજથી એનો પગ નહિ!" મોટે ભાગે આ શબ્દોથી વિધવાને માની જવું પડે છે. તે બિચારી પિયેરિયાંનું પણ સાંભળે છે: "જોજે, દિયેર, જેઠ કે સસરો રકમ ઉચાપત ન કરે. અમે વહીવટ કરીશું." શ્વસુરપક્ષના શબ્દો સાંભળી આજની સામાજિક સ્થિતિમાં (જેમાં વિધવાની સ્થિતિ સારી છે એમ કોણ કહી શકશે?) કઇ વિધવા પિયેરિયાં પાસે જઇ શકે? માનો કે બન્ને પક્ષની દાનત સારી છે, પણ સામાજિક ખર્ચ કે બીજી રીતે થએલા દેવામાં આ રકમ, પછી આપીશું કહી, વપરાઇ જાય એમાં નવાઇ નથી. દેવું ના હોય તો ઘરજમીન રાખવામાં આવે, પણ તેની ઉપજનો હિસાબ વિધવાને મળવાનો સંભવ ઓછો છે. તેને તો ઓશિયાળી થઇ માગવાનું જ રહે. ધરે કે જમીન ના રાખે તો કોઇક વિશ્વાસુ આસામીને ત્યાં વ્યાજે અથવા ગીરો લખાણથી સારી ઉપજ મળવાને લોભે નાણાં રોકવામાં આવે. પરંતુ હમણાં હમણાં શરાફોની નાદારીના પ્રસંગ એટલા વધ્યા છે કે ગરીબોના પૈસા ડૂબેજ છે. આવી કોઇ ઝપટમાં આ

રકમ આવી જાય એટલે નાહી નાખવાનું! છેલ્લે પોસ્ટમાં કે બૅંકમાં નાણાં મૂકવાની વાતને તો મુરબ્બીઓ હસીજ કાઢવાના.[1]

ત્યારે શું થાય?

નાણાંના વહીવટની આવડત ધણી ધારે તો પત્નીમાં લાવી શકે. પણ આજે તો એ સ્થિતિ નથી. આંખો મીંચીને પુરુષો વીમો ઉતરાવે જાય છે, પણ જે હેતુ માટે તે ઉતરાવવામાં આવે છે તે હેતુ કેટલો સધાશે તેનો તે વિચાર નથી કરતા. તેમને એનો ખ્યાલ પણ ઓછો છે. તે માત્ર પત્નીને નામે પોલીસી ચઢાવી સંતોષ માને છે.

પ્રશ્ન મૂંઝવણ ભરેલો છે. નાણાંવ્યવસ્થાની આવડત માટે સ્ત્રીની તૈયારી કે ઉત્સાહ નથી કહીએ તો ચાલે. 'વખતે અકસ્માત થાય તો પછી શી રીતે બધું સંભાળી શકીશ?' એમ તો એ દેવીને કહેવાય પણ નહિ! ચિઢાઇને તે કહેશે: "બાપ રે, એ શું બોલ્યા! મારે તો તમારા પહેલાં ચુંદડી ઓઢીને જવું છે." પણ અફસોસ એ છે કે બધાંને ચુંદડી ઓઢાડે એટલો ઇશ્વર ડાહ્યો નથી!

વિધવાને મળેલી આ રકમ માટે શ્વસુરપક્ષ અને પિતૃપક્ષના ઝઘડામાં લેખકને મધ્યસ્થ થવાનો પ્રસંગ પડી ચૂક્યો છે. નાણાંના વહીવટ વગેરે સામાન્ય જ્ઞાન આપવામાં પડતી મુશ્કેલીઓનો પણ તેને અનુભવ છે.

પરંતુ સ્ત્રીઓ આ તાલીમ સ્વતંત્ર શિક્ષણની ભાવનાથી કેમ લેતી ના થાય? બચપણથી એમનો એટલો વિકાસ થવો જોઇએ, જેથી જડ ઘાલી બેઠેલા પૂર્વગ્રહો નાશ પામે. પત્ની કે મોટી ઉમરનાં પુત્રપુત્રીઓને નામે બૅંકમાં કે પોસ્ટમાં નાની રકમો મૂકવામાં આવે; તેઓ જાતે ત્યાં જઇ તેની લેવડદેવડ કરે, ઘરની ચાલુ મિલકતનાં ખતપત્રોથી તેને માહિતગાર કરવામાં આવે, અગત્યનાં કાયદેસર લખાણોનું સામાન્ય જ્ઞાન તેમને આપવામાં આવે; પોસ્ટ બૅંક, કોર્ટ, મ્યુનિસિપાલિટી અને બજારની વેપારી ઑફિસોમાં કામ પડે ત્યારે તેમને સાથે લેઇ જઇને તે કામથી વાકેફ કરવામાં આવે અને પછી સ્વતંત્ર પણ મોકલવામાં આવે; વાચનાલયોમાં (જ્યાં આજે તો સ્ત્રીવાચકો જોવામાં આવતાંજ નથી), જાહેર સભાઓમાં અને સાર્વજનિક સંસ્થાઓમાં તેઓ ભાગ લેતાં થાય, બજારની ઘરખર્ચ જોગી ખરીદી તેમને સોંપવામાં આવે અને તેટલા પૂરતી મર્યાદિત રકમોના હિસાબ, જમે ઉધારનાં પાસાં મેળવી રાખતાં

---

૧. માત્ર વીમાનાજ પૈસાના સંબંધમાં નહિ, પણ સર્વ પ્રકારની મિલકતના સંબંધમાં આ પરિસ્થિતિ ઊભી થાય છે, એટલે લેખનું મથાળું 'મિલકતથી રાહત?' એવું હોત તો વધારે બંધબેસતું થાત.—તંત્રી.

શિખવવામાં આવે, તોજ આ પ્રશ્નનો ઉકેલ આવે. આ તાલીમ આપવાથી સ્ત્રીઓ પુરુષોને માથે ચઢી બેસશે એમ માનનારા બારમી સદીમાં જીવે છે એમ કહી શકાય! સ્ત્રી જીવનની સાથી છે, સુખેદુઃખે અર્ધભાગી છે, તેને આવી તાલીમ યોગ્યતા પ્રમાણે મળવીજ જોઇએ.

પત્નીમાં જો આવડત ન હોય અને લાવી શકાય તેમ પણ ન હોય તો વીમાની યોજનામાં ફેરફાર કરવો રહ્યો. આ સવાલ વ્યક્તિગત છે.

વિધવાની પાસે ઓચિંતી મોટી રકમ આવે ત્યારે તેને સાચવવાની, વ્યાજે મૂકે તો નાદારીમાં ખોટ બેસવાની અને બેંકમાં મૂકે તો પોષણ માટે પૂરતું થાય એટલું વ્યાજ ન મળવાની ઉપાધિ ઊભી થાય છે. આથી આ સામટી રકમ મળવાને બદલે દર મહિને નિયત રકમ મળે એવી વીમાની યોજના લેવી, એ આજના સંજોગોમાં વધુ સલામત છે. દાખલા તરીકે, ત્રણ જ હજારનો આવો વીમો હોય તો અણધાર્યું મરણ થતાં કુટુંબને દર વર્ષે ત્રણસો રૂપીઆ અથવા દર મહિને પચીસ રૂપીઆ નક્કી મુદતના અંત સુધીનાં વરસો દરમ્યાન મળ્યા કરે. પતિ જીવ્યો હોત તો ૫૫ કે ૬૦ વર્ષની ઉમર જે સંવતમાં આવે તે સંવત સુધી અકસ્માતમાં આ રકમ મળ્યા કરે છે અને મુદતને અંતે પૂરી રકમ મળે છે. મોટે ભાગે નાનામાં નાનું બાળક પણ ઉપર વર્ણવેલી મુદતને અંતે ભણી ગણી ધંધે વળગે એટલી ઉમરનું – વીશેક વર્ષનું – થાય. એમ થતાં વિધવા જીવતી હોય તો તેનો બોજો ઉમરે થએલાં બાળકો ઉપાડી લે. વીમા કંપનીઓ પણ આ યોજનાને (વીમો ઉતરાવનાર માટે) વધારે લાભજનક અને આકર્ષક બનાવે એવી આશા રાખીએ તો તે અસ્થાને નથી.

મારા નમ્ર મત પ્રમાણે વીમો ઉતરાવનારે ઉપરના પ્રશ્નો ઉપર પહેલો વિચાર કરી આ યોજના ઉપર વિચાર કરવો જોઇશે. પૂર્વ આફ્રિકામાં વસતા ગુજરાતીઓએ તો ખાસ પોતાના મોટા ભાગને જિંદગીને જોખમે ગમે તેવાં હવાપાણીવાળાં સ્થળોમાં પેટ માટે જવું પડે છે. વળી દારૂની બદીમાં સપડાએલા (ઘણા ભાઇઓને આ વાત જાહેર થાય તે ગમશે નહિ, પણ તેમની માફી માગીને મારે આ લખવું પડે છે) અને બચાવી ન શકતા ભાઇઓ પણ ઓછા નથી. જીવનની જવાબદારીઓનો ગંભીરતાથી વિચાર કરવો ઘટે. આજની વિલાસી રહેણીમાં સ્ત્રીનું શરીરધન લૂંટાય છે, ત્યારે કંઇ નહિ તો પાછળ તે દુઃખી ન થાય તેવા પ્રબંધો કરવાજ રહ્યા. એમ ન કરનાર પોતાની ફરજ ચૂકે છે. આને જે ફરજ માનતો નથી તેને સ્ત્રીની કિંમત નથી, તેને માટે સ્ત્રી પોતાના જીવનમાર્ગ પૂરતી મોજનું સાધન બની રહે છે. પોતાનું મરણ

થતાં ભલે તેનું ગમે તે થાય, એમ તે માનતા હોય છે. આવા નિષ્ઠુરો માટે આ લખાણ નથી. સદ્‌ભાગ્યે પૂર્વ આફ્રિકામાં એવા માણસો ઝાઝા નથી.

આ પ્રશ્નો અને યોજના ઉપર સૌ ભાઈબેનો વિચાર કરે.

**બુકોબા, પૂર્વ આફ્રિકા ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ**



## લગ્નસંબંધ

લગ્ન એ જીવનનો અમૂલ્ય પ્રસંગ છે. આ વખતે માણસે પૂરેપૂરા જાગ્રત રહેવું જોઇએ. એ ટાણે જે માણસ ગાફેલ રહે તેની જિંદગી એળે જાય! લગ્નવિધિ એ પવિત્ર સંસ્કાર છે. તેને જેટલું બને તેટલું મહત્ત્વ દરેક સુજ્ઞ માણસે આપવું એ તેની ફરજ છે. આપણે સર્વ બાબતમાં જાગ્રત રહીએ છીએ તો આ બાબતમાં ગાફેલ બની બેસી કાં રહેવું? આમાં સરકાર થોડી જ માથું મારવાની છે? આપણે જ જાગ્રત થઇ પોતાનું કાર્ય કરી લેવું જોઇએ.

અંગ્રેજીમાં લોકોક્તિ છે કે Charity begins from home. ત્યારે સત્કૃત્ય કરવાની રાહ જોવાની હોય? ચાલતી પળનો જ ઉપયોગ કરવો જોઇએ.

કેટલાંય જોડાં આજે સમાજનાં બંધનોને લીધે જીવન નિભાવી રહ્યાં છે છે; ના, ના, જીવન પરાણે ખેંચી રહ્યાં છે એમ કહેવું વાસ્તવિક ગણાશે. આપણે ઘરડાં પાસેથી તંત્ર ખૂંચાવી લેવું નથી. તે આપણાં હિતેચ્છુ છે, પણ ત્યારે લગ્ન-ગાંઠ જોડતી વખતે, આ જોડું પરસ્પરની ત્રુટીઓ સુધારી લેઇ સંસારયાત્રા સફળ કરશે કે નહિ તે બાબત બારીકાઈથી તે કેમ તે વિચારતાં નથી? તે એમ સમજે છે કે પુત્રપુત્રીઓને પરણાવ્યાં એટલે માથા ઉપરનો બોજો હલકો થઇ ગયો?

જૂની લગ્નપ્રથા પ્રમાણે તો સેંકડે પાંચ દશ જ ટકા લગ્નો સફળ થાય છે. કોઇને વળી પ્રશ્ન થશે કે સઘળા આંખ મીંચીને જ લગ્નો કરી નાખે છે? હાસ્તો! સમાજે પણ કહેવત પ્રચલિત કરી છે કે 'પડ્યું પાનું નિભાવી લેવું.' આમ નીરસ અને નિરાશ થઇ જીવન ચલાવ્યે રાખે છે. આને લીધે તો સમાજની પ્રગતિ અટકે છે. કેવળ પ્રગતિ અટકતી નથી, પણ અધોગતિયે થાય છે જ. જો આદર્શ જોડાં જાગતાં હોય તો જીવનમાં કેવી અતુલ્ય પ્રગતિ કરી શકે!

સાચી રીત એ છે કે વડીલોએ પરણનાર વ્યક્તિઓને સહવાસ આપવો જોઇએ. બંને જણ એકબીજાના વિચારો જાણે, આદર્શ જાણે, રીતભાત જાણે, સ્વભાવ જાણે અને ગુણો જાણે. ત્યાર પછી તેઓ સંમત થાય તો તેમનાં લગ્ન કરી આપવાં એ માબાપોની ફરજ છે. માબાપો ભલે સારું કુળ, ઘર,

જમીન, આબરૂ, રૂપ, જ્ઞાન, હોશિયારી અને ધંધો જુએ; પણ એટલું બધું કર્યા પછી જો તે તેમની સંમતિ ન લે તો તેમની ફરજ અધૂરી રહે છે અને એ લગ્ન ઠોકી બેસાડેલા લગ્ન જેવું થાય છે. બધું જુએ ને સહવાસ ન આપે તો સર્વ વૃથા છે.

પરણનાર ઉમેદવારોએ પોતાના સહવાસ દરમિયાન એકબીજાથી પૂરેપૂરાં માહિતગાર થવું જોઈએ. આમ સહવાસમાં આવ્યા પછી પત્રવ્યવહાર પણ ચલાવે. પછી વિચાર કરી પોતાનો મત જાહેર કરી માબાપોને તેમની ફરજ બજાવવા છોડી દેવાં જોઈએ.

લગ્નમાં જે ખોટી ભવાઈઓ ભજવાય છે તે ખરી રીતે પરણનારાં સુજ્ઞ હોય તો તેમને પસંદ નહિ આવે અને તેની છૂટ પણ તેઓ નહિ આપે. સો કે દોઢસો માણસ જાનમાં આવે તો હેરાન થવાય અને એ બધાંની એકી સાથે યોગ્ય સગવડ ન સાચવી શકાય એ પણ સ્વાભાવિક જ છે. વળી કેટલાકને ખેંચી ખેંચી જાનમાં લેઈ જવા અને કન્યાપક્ષને ડખલ કરવી એ યોગ્ય નથી. સાચું જ કહીએ તો એ પરણનાર યુગલ પ્રત્યે જેને સંપૂર્ણ માન હોય, લાગણી હોય અને સ્નેહભાવ હોય, તેમણેજ લગ્નક્રિયામાં ભાગ લેવો જોઈએ. બાકીનાએ જઈને નકામી ધમાલ ન કરવી જોઈએ.

હવે પરણતી વખતે સ્ત્રીઓનું ટોળું ભેગું થાય છે એ કાંઈ પણ ઉપયોગનું નથી, સિવાય કે ગરબડ વધારે, હવા ઝેરી બનાવે અને બેચાર ગાળો ભાંડી શકાય તેવાં અનિષ્ટ ગીતો ગાય! કેટલાક કહે છે કે પ્રેમની ગાળો સારી લાગે, ત્યારે-પ્રેમનાં શિષ્ટ ગીતો કડવાં લાગશે? પણ લોકે લૂલી દલીલ કરીનેજ સમાજને બગાડ્યો છે. પરણનાર સુજ્ઞ હોય તો તેમણે તે ન જ થવા દેવું જોઈએ.

લગ્નવિધિમાં લેભાગુ બ્રાહ્મણો લાવવાથી તેઓ વિધિને માથે પાણી ફેરવે છે. તેમને માત્ર પડી હોય છે તેમના લાગાની! તેઓ પોતેજ કહે છે કે 'વર મરો, કન્યા મરો, પણ ગોરનું તરભાણું ભરો'! જો ગરીનેય આપણે તેમનાં પેટ ભરવાનાં હોય તો એ આપણું શું સાર્થક કરી શકવાના છે? વળી જ્યારે એ મૂર્ખ પંડિતોને શ્લોકો ન આવડે ત્યારે ઢોલવાળા અને વાજાંવાળા તેમની મદદમાં આવે, એકાદ બે શ્લોક ભૂલી જાય તો પેલા વગાડીને ચલાવી લે! આમ ગમે તેમ કરી પતવી દે છે. આને વિધિ કહેશો? તેના કરતાં તો બંને પક્ષ સામસામે હારમાં બેસે -અને તેમની સમક્ષ કોઈ વિદ્વાન—તે બ્રાહ્મણ ન હોય તોય—લગ્નક્રિયા કરાવે તે વરિષ્ટ છે. જો એવા બ્રાહ્મણોને કાઢી નાખીએ. તો શું લગ્ન અધુરું રહેવાનું છે? પોતાના ભાઈઓ અને વડીલો સમક્ષ તેમની હાર્દિક શુભેચ્છાઓ અને આશીર્વાદો લેઈ વરવું

# ઘરમાં ખેતીના પ્રયોગો

## શાકભાજી અને ફળફૂલ ઘરમાં ઉગાડી શકાય છે.

[હજારો ગાઉના વિસ્તારમાં આવેલી જમીન ઉપર આજે અપૂર્વ જહેમતથી અને શ્રમથી ખેતી કરવામાં આવે છે. ધરતી ન હોય તો માનવી જીવી શકે નહિ, તેને ખોરાક મળી શકે નહિ, એમ આપણને લાગે છે. પરંતુ હવે આ માન્યતામાં ક્રાન્તિકર ફેરફાર કરવાનો પ્રસંગ આવે છે. હવેથી દરેક માનવી પોતાને જોઇતાં ખોરાક, શાક, ફળ, વગેરે પોતાના ઘરના એક ખંડમાં નાની રકાબીઓમાં ઉગાડી શકશે ને તે પણ ખેતરમાં થતા પાક કરતાં અનેકગણા પ્રમાણમાં.

કેલીફોર્નિયામાં આ રીતે ઘરમાં ખેતીના પ્રયોગો સફળ થયા છે અને આજે અનેક ઘરમાં શાક તથા ફળ આદિ ઉગાડવામાં આવે છે. એ રસિક પ્રયોગની અનેક વિગતો આ લેખમાં છે અને જો આ પ્રયોગ સફળ થશે તો દુનિયાની સુરત પલટાઇ જશે એમ લાગે છે.]

**બીસ્કીટના** બે ખાલી ટીનના ડબ્બા, એક નાની રકાબી તથા એક છીછરૂં વિદ્યુતભરેલું પાણીનું ટાંકું. અમેરિકાની એક ઇમારતમાં આવેલી આટલી વસ્તુઓ, જેવી રીતે વરાળથી ચાલતાં પૈડાંએ કારખાનું ચલાવીને ઔદ્યોગિક પળવો કર્યો તે કરતાં પણ વધુ વિરાટ અને ફૂટ પ્રશ્ન માનવજાતિ સમક્ષ કદાચ તે રજુ કરશે. આજે અમેરિકાનાં ઘણાં શહેરોનાં મકાનમાં આવા ખાલી ડબ્બા ને પાણીનાં ટાંકાં જોવા મળે છે.

### માટી વિના

તેમનાં મુખ ઉપર તારની જાળી હોય છે. એ જાળી ઉપર પરાળના થર કે શેવાળના થર લીલોતરી નીચે ઢંકાઇ ગએલ હોય છે. અહીં છોડવા ઊગે છે ને તે એવા કે સામાન્ય માળી તો સ્તબ્ધ બની જાય. ૧૨ ફીટ ઊંચા ટોમેટો થાય છે તે ઉપર અનેક ફળો, ફૂલો વગેરે, એકદમ મોટા કદનાં અહીં નજરે પડે છે.

અને આ બધાં કોઇ ધરતી કે માટી વિનાજ ઊગે છે, પેલી તારની જાળી નીચે લીલની વચ્ચે થઇને તેમનાં મૂળ પેલાં પાણીનાં ટાંકાંમાં પહોંચે છે. આ પાણીમાં અમુક પ્રમાણથી અમુક પ્રકારનાં રસાયણો મેળવેલા હોય છે અને પેલા છોડવાઓ તેમાંથી પોતાનું પ્રખર જીવનતત્ત્વ પ્રાપ્ત કરે છે. ધરતી કે માટી વિનાની આ ખેતી છે અને કદાચ આપણા જગતને આપણે પીછાણીએ નહિ તેવું બનાવી નાખશે. અમેરિકામાં આ નવી વિદ્યાને 'હાઇડ્રોપોનિક્સ' ખેતી કહે છે.

**દશ વર્ષ પહેલાં**

દશ વર્ષ પહેલાં કેલીફોર્નિયાની વિદ્યાપીઠના એક પ્રાણીશાસ્ત્રનો અધ્યાપક વિલિયમ ગેરિકને આઘાત સાથે જ્ઞાન થયું. તે પાણીમાં છોડવા ઉગાડી રહેલ હતો અને માટીના પ્રકાર ઉપર પ્રયોગો કરી તેમાં એવું તે કયું તત્ત્વ હતું, જે છોડવાને જીવવા માટે જરૂરી છે, તેની તે શોધ કરતો હતો. ઘણા વૈજ્ઞાનિકોની સાથે તેને એટલી તો ખબર હતી કે માત્ર માટીજ નહિ, પણ તેમાં રહેલાં કેટલાંક રસાયણ છોડવાને પોષણ આપતાં હતાં. તેણે માટીનું અન્વેષણ કર્યું. છોડવાઓ વાવ્યા અને રાખના રાસાયણિક પ્રત્યાઘાતો ઉપર તેનો ભેદ શોધવા પ્રયત્નો કર્યા. તેણે રસાયણનાં મિશ્રણોમાં બીજ નાખ્યાં ને તે ઊગ્યાં. રકાબીમાં તથા તાસકોમાં તેને ઊગતાં જોવાથી તે એટલો પરિચિત થઇ ગયો હતો અને માત્ર વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથીજ તે જોવા એવો ટેવાએલો હતો કે ઠેઠ ૧૯૨૯ સુધી આ ક્રિયાની આર્થિક તથા સામાજિક શક્યતાઓનો તેને ખ્યાલ આવ્યો ન હતો.

**પ્રથમ પ્રયોગ**

૧૯૩૬માં અમેરિકાની પ્રજા એ જાણીને સ્તબ્ધ બની હતી કે કેલીફોર્નિયાના વતનીઓ ઘરમાં પાણીનાં ટાંકાંમાં ઊગેલા ટોમેટો ખાતા હતા. પ્રોફેસર ગેરિકની દેખરેખ નીચે ચાલતી વેપારી પેઢીઓ આ ટોમેટો ઉછેરતી ને વેચતી હતી. તેજ વખતે અમેરિકાની રાષ્ટ્રીય સામગ્રી-સમિતિઓમાં તાસક-ખેતીને એક નોંધવા જેવી બાબત ગણાઇ. જુદા જુદા વિભાગોમાં તેથી જાગેલા રસને કારણે સાધનો તથા રસાયણો પૂરાં પાડનાર અનેક પેઢીઓ અસ્તિત્વમાં આવી અને થોડા જ વખતમાં એક બીલિયર્ડ ટેબલ જેટલી જગ્યા રોકે તેટલી જગ્યામાં શહેરનાં કુટુંબો પોતાને જોઇતી ઘણી ખરી શાકભાજી ઉગાડવા લાગ્યાં. દરેક વિભાગમાં આ તાસકરૂપી ખેતરોનો પાક આર્થિક દૃષ્ટિએ તથા બીજી વ્યવસ્થાની દૃષ્ટિએ ખૂબ મહત્ત્વનો લેખાવા લાગ્યો.

**બે પદ્ધતિ**

આ માટે બે જાતની પદ્ધતિ અસ્તિત્વમાં આવી છે. ડૉ. ગેરિકની 'હાઇડ્રોપોનિક્સ' પદ્ધતિમાં રસાયણથી ભરેલાં ટાંકા ઉપર મૂકેલી તારની જાળી ઉપર પરાળ કે સેવાળમાં બીજ મૂકીને પાક થાય છે. તે બીજ ઉપર બીજો થર મૂકીને તેના ઉપર ત્રીજો કરવામાં આવે છે. જ્યારે બીજના ફણગા ફૂટે છે ત્યારે તેનાં મૂળ નીચે રહેલા પાણીમાં પડે છે. પ્રારંભમાં પરાળ કે સેવાળ એ છોડને ટેકો આપે છે. જ્યારે તે મોટા બને છે ત્યારે પરાળનો ટેકો

જરૂરી બને છે. 'આ પદ્ધતિનો એક દોષ એ છે કે મૂળને થોડે થોડે અંતરે હવા આપવી પડે છે.

બીજી પદ્ધતિને મુખ્યત્વે કરીને ઉગાડનારા વેપારીઓ અનુસરે છે. છીછરી રકાબીઓમાં રેતી કે ઝીણી કાંકરી ભરવામાં આવે છે અને સામાન્ય ધરતી ઉપર જેવી રીતે છોડ ઊગે છે તેવી રીતે ત્યાં પણ ઊગે છે. પેલાં રસાયણો તેમાં રેડવામાં આવે છે અને તેમાં રહેલાં છિદ્રો દ્વારા હવા સાથે સર્વત્ર પ્રસરે છે. આ રાસાયણિક મિશ્રણ રકાબીની નીચે એક સ્થળે એકઠું થાય છે અને તેનો પુનઃ પુનઃ ઉપયોગ થઈ શકે છે. મોટા ઉગાડનારાઓ પ્રવાહી આપમેળે ફરે તેવી પદ્ધતિ દાખલ કરતા જાય છે.

## અનેક પેઢીઓ

મોટી પેઢીઓ આ પોષક રસાયણોનાં પડીકાં ત્રણથી ચાર શિલિંગની કિંમતે વેચે છે, પરંતુ શિખાઉને માટે તેનું પોતાનુંજ મિશ્રણ તૈયાર કરવાની રીતો પૂરી પાડે છે.

ધરતી ઉપર ઊગતા છોડવા મર્યાદિત પોષક તત્ત્વો ઉપર જીવે છે. તેમને દરેકને વિકસાવવા માટે અમુક જગ્યા જોઇએ છે, નહિ તો તે તથા તેનાં પાડોશી બન્ને વિકસ્યા વિના ચિમળાઇ જાય; એટલા માટે તેમની વચ્ચે જરૂરી જગ્યા રખાય છે. પણ આ કૃત્રિમ રીતે ઉગાડવાના છોડવાને પોષણની કોઇ મર્યાદા નથી અને તેમને જોઇતી જગ્યાનો નિર્ણય તો પ્રકાશની સગવડતા ઉપર આધાર રાખે છે. આથી જગ્યાનો ખૂબ બચાવ થાય છે તથા પાક ઉપર આજ સુધી કોઇ ખેડુતે ન રાખ્યું હોય તેવું નિયમન થઇ શકે છે.

## રકાબીમાં ટોમેટો

કેલીફોર્નિયામાં રકાબીમાં ઊગતા ટોમેટોના છોડ એટલા ઊંચા હોય છે કે ફળ ઉતારવા નાની નીસરણી વાપરવી પડે છે. અને આ રીતે દર વર્ષે દર એકરે ૨૧૭ ટન પાક ઊતરે છે, જ્યારે સામાન્ય રીતે દર એકરે પાંચજ ટન ટોમેટો ઊતરે છે.

અમેરિકાનાં ખેતરોમાં જ્યારે દર એકરે ૧૨૦ બુશેલ ટોમેટો થાય છે, ત્યારે આ રકાબીના વિસ્તાર મુજબ ગણત્રી કરતાં દર એકરે ૨૪૬૫ બુશેલ ટોમેટો ઊતરે છે. ડૉ. ઇસુફિડન મોણ્ટેબેલોમાં એક બગીચો ધરાવે છે. તેમાં એક એકરના ત્રીજા ભાગના વિસ્તારમાં તે ૮૦૦૦ ટોમેટોના છોડ ઉગાડે છે અને તે બધા ઉપર તેઓ કાચ ઢાંકી રાખે છે. તેમને ત્યાં ૧૨૧ પાણીનાં ટાંકાં છે, જેમાં કુલ ૬૦ હજાર ગેલન પાણી રહે છે. આ ટોમેટોથી તેમની દર વર્ષની આવક ૧ લાખ રૂપિયાની થઇ છે.

**અસાધારણ પાક**

ઇલીનોઇસમાં એક કંપની ગુલાબ, કમળ ને એવી બીજી વસ્તુઓ ઉગાડીને તેનો વેપાર કરે છે. જૂની પદ્ધતિ કરતાં નવી વધારે સારી છે એમ તે કહે છે અને પોતાના વનસ્પતિ-ગૃહમાં તેણે નવીન ગુલાબ ઉગાડ્યું છે.

ન્યુ યૉર્કમાં ૧૦૫૬ના ક્ષેત્રફળવાળા એક ટાંકા ઉપર એક ગૃહસ્થે ૧૫૦૦ ટોમેટોના છોડ ઉગાડ્યા હતા. અમેરિકાના હવાઇ પ્રવાસના મથક સમાલેઇક ટાપુમાં આ રીતે ખોરાક ઊગે છે અને પ્રવાસીઓ માગે ત્યારે તેમને મળે છે.

આજ સુધીના પ્રયોગોમાં આ રકાબીઓમાં શાકભાજી ખૂબ સફળતાથી ઊગેલ છે. તંબાકુના છોડવા વીસ ફૂટ ઊંચા ઊગી શક્યા છે, જ્યારે સામાન્ય રીતે પુષ્પોને ઉગાડવાનું ખૂબ સફળ બન્યું છે. ફળનાં ઝાડો પણ આવાંજ ઊગે છે, છતાં ઘરની અંદર તેની સાચવણી મુશ્કેલ બને છે. પરંતુ અનાજની બાબતમાં હજી સૌથી નિષ્ફળતા મળી છે. તે અશક્ય છે એમ તેઓ કહેતા નથી, પરંતુ તેના છોડની રાસાયણિક જરૂરીઆતો વિષે વધુ જ્ઞાન મળે તોજ વધારે ખબર પડે.

**ગૃહઉદ્યોગ**

અને જેમ રેડીઓ ઘરે બનાવવાનો ઉદ્યોગ કે ફોટોગ્રાફી ખૂબજ લોકપ્રિય બન્યાં છે, તેમજ ઘરમાં ખેતીના આ પ્રયોગો પણ લોકપ્રિય બન્યા છે. આ માટે બે પુસ્તકો બહાર પડ્યાં છે તથા 'હાઇડ્રોપોનિક્સ' નામનું સામયિક પણ બહાર પડે છે. લગભગ ૫૦ કંપનીઓ આજે સ્થપાઇ છે, જેઓ પ્રયોગો કરનારને સાધનો પૂરાં પાડે છે, અને તેમનાં પોતાનાં ફળફૂલની તપાસ રાખે છે. જોકે આની શક્યતાઓ ઘણી છે, પરંતુ હજી તેની સંપૂર્ણ શોધ થઇ નથી, એટલે આજે ઘણી કંપનીઓ કેટલીક લલચાવનારી વાતો પણ કરે છે.

વૈજ્ઞાનિક વિદ્યાનાં આન્તરરાષ્ટ્રીય પરિણામો પણ જાણવા જેવાં છે. એવો અહેવાલ મળ્યો છે કે જર્મની તથા ડેનમાર્કમાં ધરતી વિના ઘાસ ઉગાડવામાં આવે છે. રશિયા પણ આ બાબતમાં ખૂબજ સંશોધન ચલાવી રહેલ છે. આ પદ્ધતિથી કોઇ પણ દેશ ખોરાકની બાબતમાં સ્વાશ્રયી થઇ શકશે અને તેને બહારથી ખોરાક લાવવો નહિ પડે. પણ હજી એ દિશામાં ઘણી પ્રગતિ થવી બાકી છે.

**સૂરત પલટાઇ જશે!**

જો આ પ્રયોગ મોટા પાયા ઉપર શક્ય બને તો ખોરાક ઉગાડવા માટે આજે જેટલી જગ્યા અને મજૂરી જોઇએ છે તે કરતાં ઓછી જોઇશે.

જો તેનો વિકાસ જલદી થાય તો તેનું તાત્કાળિક પરિણામ ખોરાકનું વધુ ઉત્પન્ન, ખેતીમાં મંદી ને ખેડૂતોમાં બેકારી આવે ને જમીન ભાગી પડે; પરંતુ વૈજ્ઞાનિક રીતે તેના સિદ્ધાન્તો જો સાચા હશે તો તેનો વિકાસ થવાનો અને તેમ બનતાં દુનિયાની સૂરત પલટાઇ જવાની. તો પછી હજારો અને લાખો ખેડૂતો શું કરશે? ખેતીની પેદાશ ઉપર નભતા જંગી ઉદ્યોગોનું શું થશે? દુનિયાનો આર્થિક વ્યવહાર ખોરવાઇ જશે અને બેકારી અનેક પ્રમાણમાં વધશે. તે સાથેજ અનાવૃષ્ટિ કે દુકાળનો ભય રહેશે નહિ અને દરેકને પોતાના પૂરતો ખોરાક ઉગાડવાની તક મળશે. આ બધી કલ્પનાઓ એટલી ક્રાન્તિકર છે કે તેનું ખરૂં ચિત્ર આપણે જોઇ શકતા નથી, પરંતુ વિજ્ઞાને જગતમાં અનેક પલટાઓ આણ્યા છે તેમ આ પણ પલટો આવે.

('જન્મભૂમિ,' તા. ૨:૭:'૩૯)

---

## કરમાડમાં યુવકમંડળની સ્થાપના

મંડળના મુદ્રાલેખ:

"રઘુકુળ રીત સદા ચલી આઇ, પ્રાણ જાય અરુ બચન ન જાઇ."

"લોકનિંદાને તાબે થઇ સત્કાર્ય પડતું મૂકવું નહિ."

**અત્રેના** યુવકોના દિલમાં ઘણા સમયથી સામાજિક સુધારા કરવાની ઉમેદ સેવાઇ રહી હતી. પરંતુ તે અમલમાં મૂકતાં અચકાયા કરતા હતા. પરંતુ કુદરતે તેમના શુભ વિચારોને પ્રોત્સાહન આપીને આગેકૂચ કરવાની પ્રેરણાઓને જાગ્રત કરી સમાજસેવા કરવાનું બળ આપ્યું, જેથી યુવકમંડળ સ્થાપવાનો નિશ્ચય થયો. તા. ૨૪:૫:'૩૯ને રોજ મંડળની સ્થાપના કરવાની છે એની જાહેરાત ગામમાં થઇ, 'જેને શુભ કાર્યો કરવાની ઇચ્છા થાય તેને કુદરત પણ સારા સંજોગો મેળવી આપે છે,' એ સૂત્ર સાચુંજ છે એમ સાબિત કરાવવા માટે કુદરતે જંબુસરથી પૂજ્યપાદ શ્રોત્રીય બ્રહ્મનિષ્ટ સદ્ગુરુશ્રી પ્રેમલદત્ત શર્માને પ્રેરણા કરી, જેથી તેઓનું અચાનક અત્રે પધારવું થયું. તેથી સર્વને અતિ આનંદ થયો, અને તેમને વરદ હસ્તે મંડળની ઉદ્ઘાટનક્રિયા કરાવવાનો સોનેરી સમય પ્રાપ્ત થયો.

ઉદ્ઘાટનક્રિયામાં ગામના સર્વે ભાઇઓએ તેમજ વૃદ્ધ માણસોએ ભાગ લીધો હતો. વૃદ્ધોએ યુવકોના આ શુભ પ્રસંગને અભિનંદન આપી પોતાની સહાનુભૂતિ દર્શાવી હતી. શુમાર ૩૪ સભ્યો નોંધાયા બાદ મંડળના કાર્યકર્તાઓની નીમણુંક થઇ હતી. મંડળના દ્રષ્ટા તરીકે પૂજ્ય પ્રેમલ મહારાજની

નીમણુંક થઇ છે. મંડળે પ્રથમ ઠરાવ 'ચા-નિષેધ'નો કર્યો હતો. તે મંજુર થતાં પ્રતિજ્ઞાપત્ર ઉપર ચા નહિ પીનારની સહીઓ લેવાઇ હતી. અને 'ચા-નિષેધ સપ્તાહ'નો કાર્યક્રમ ગોઠવાયો હતો. ચાથી થતા નુકશાન ઉપર રાત્રે મહારાજશ્રીએ વ્યાખ્યાન આપ્યું હતું. 'ચા-નિષેધ સપ્તાહ'ના પ્રયાસથી અત્યારે ગામમાં ૯૫ ટકા ચા નહિ પીનારની સહીઓ પ્રતિજ્ઞાપત્ર પર લેવાઇ છે. આમ લોકોએ ચા પીવાની બંધ કરી દીધી છે. આમાં ઢેડ, ભંગી, તળાવીઆ વગેરે પછાત ગણાતા વર્ગના ભાઇઓનો પણ સમાવેશ થાય છે, જેઓ દાણા વેચી ખાંડ ચા લાવીને ચા પીતા હતા. તેઓએ પણ ચા પીવી બંધ કરી, જેથી તેમને ઘણો લાભ થયો છે. મંડળનો માણસ ચા પીએ તો તેનો રૂ. પા દંડ લેવા અને મંડળ બહારનો, પણ પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરેલો, માણસ ચા પીએ તો તેનો રૂ. ૧! દંડ લેવા ઠરાવ્યું છે. ઠરાવનો ભંગ ન થાય તેટ્ટ માટે યુવકો તપાસ રાખે છે. સપ્તાહ સંપૂર્ણપણે વિજયી નીવડી છે. આ પ્રમાણે થવાથી દુકાનદારોને ચાની પેટીઓ પાછી મોકલવી પડી છે.

ઉત્સાહનાં પૂર વધતાં ગયાથી પંદર દિવસે ફરી સભા બોલાવીને નીચેના ઠરાવ કર્યા હતા:

૧. શુભ પ્રસંગે ગાટલી આવે તે દરેક ઘેર વહેંચવામાં આવે છે, તેને બદલે પોતાના ભાગમાં વહેંચવા ઠરાવ્યું.

૨. આના વહેંચવાનો રિવાજ છે તે તદ્દન બંધ કરવો, ફક્ત શુકન તરીકે પાંચ આના વહેંચવા ઠરાવ્યું.

૩. કોઇ પણ શુભ પ્રસંગે ઘર બહાર છૂટા ઘીનું જમણ કરવું નહિ.

૪. જાનને બપોરે પાકી હાજરી ન કરાવતાં દાળ ભાત, શાકની હાજરી કરાવવી.

ઉપરના ઠરાવો ઉપરાંત બીજા કેટલાક જરૂરી ઠરાવો કરવામાં આવ્યા હતા.

પ્રેતભોજન નહિ કરવાના ઠરાવ ઉપર ગરમાગરમ ચર્ચા થયા બાદ ઠરાવ આવતી સભા પર મુલતવી રાખવા ઠરાવ્યું હતું.

મંડળ પંદર દિવસમાં આટલી પ્રગતિએ પહોંચ્યું છે અને હવે પછી વધુ પ્રગતિ કરવાની અને સામાજિક સડાઓ દૂર કરવાની અભિલાષા રાખે છે. પ્રભુ એમને એ બળ આપો અને માર્ગમાં આવતી અડચણો વિદારવાની શક્તિ આપો.

ઠરમાડ, તા. જંબુસર

પુરુષોત્તમદાસ ત્રિભુવનદાસ પટેલ,
મંત્રી, શ્રી યુવકમંડળ

## સ્વ. મોતીભાઇ ન. અમીન સ્મારક ફંડ

**સૂચના:** જેમની રકમો સમિતિના કાર્યાલય–ચ. એ. સોસાયટીમાં આવી ગઇ છે તેમના નામ આગળ * ફુદડી મૂકવામાં આવી છે. બાકીની રકમો સમિતિના કાર્યાલયમાં આવવી બાકી છે.

૧૮૫૭૫–૧૦–૦ ગયા અંકમાં પ્રકટ કરેલા

*૪૨૩–૧૪–૦ આફ્રિકામાં **ઝ્બાલે અને આસપાસનાં સ્થળોમાંથી** શ્રી. આશાભાઇ જી. પટેલ અને બીજા મિત્રો મારફતે ભાવનગરના શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનને શિ. ૬૩૫ એકઠા કરેલા, પણ એ સંસ્થા બંધ થયાથી દાતાઓની ઇચ્છાથી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનને આ ફાળા ખાતે આપ્યા તે.

*૧૫૧ શ્રી. મગનભાઇ ભીખાભાઇ પટેલ (ઓડ), અમદાવાદ
*૧૨૫ ,, મગનભાઇ શિવાભાઇ પટેલ (ધર્મજ), નડિયાદ
*૧૨૫ ,, તુલસીભાઇ લલુભાઇ પટેલ (ધર્મજ), નડિયાદ
૧૦૧ ,, ચુનીભાઇ ઉમેદભાઇ પટેલ, નડિયાદ
૧૦૧ ,, મોતીભાઇ શિવાભાઇ પટેલ (આણંદ), નડિયાદ
૫૧ ,, કેશવલાલ મલુકચંદ પરીખ (મહુધા), અમદાવાદ
૧૧ ,, ઇશ્વરભાઇ ભુલાભાઇ પટેલ (ઉતરસંડા), વીલે પાર્લે
૧૧ ,, ઇશ્વરભાઇ કહાનદાસ પટેલ (ધર્મજ), વડોદરા
૫ ,, છોટાલાલ મોતીરામ બારોટ (તારાપુર), ખેરાળુ
૫ ધી વેસ્ટર્ન ઇંડિયા એન્જીનીઅરીંગ કમ્પની, મુંબઇ
*૨૫ શ્રી. વાસુદેવ પ્રભાશંકર ત્રિવેદી, વડોદરા
*૧૧–૭–૦ શ્રી. ધીરૂભાઇ ભાઇલાલભાઇ પટેલ, સોજીત્રા
*૧૧ શ્રી. ગિરજાશંકર દોલતરામ શર્મા (કપડવંજ), સાન્તા ક્રુઝ
*૧૧ ,, ભૂધરભાઇ મથુરભાઇ પંડયા (સરસણી), અમદાવાદ

*૨૨–૮–૦ **પરચુરણ રકમો:**

૫ પુરુષોત્તમ લલુભાઇ પટેલ, નાની ધોમકોડ, પ્રાન્ત નવસારી; ૫ નાગરદાસ ઈ. પટેલ (બ્રાહ્મણગામ), મલાડ; ૪ સાર્વજનિક પુસ્તકાલય, કોસિન્દ્રા, (તા. સંખેડા); ૨ ચિમનભાઇ ઇશ્વરભાઇ પટેલ, વીલે પાર્લે; ૧ અંબાલાલ મોતીભાઇ બીન વેણીદાસ પટેલ, પંડોળી; ૧ નારાયણભાઇ ફુલચંદ શર્મા, પેટલાદ; ૧ ગોપાળજી નીછાભાઇ નાયક, તોરણગામ, તા. ગણદેવી; ૧ કસનજી ખુશાલભાઇ નાયક, ધનોરી, તા. ગણદેવી; ૧ ગગનલાલ વશનજી દેસાઇ, ગુરુકુલ,

કારણ કે તેજ દિવસે લંડનના હેમ્પસ્ટેડ લત્તામાં રહેતા ઘણા હિંદીઓ પોતાનું દેશી વાદ્ય સાંભળવા ત્યાં એકઠા થાય છે. તેઓ પોતાનું વાદ્ય વગાડે છે (સાથે કોઇ કોઇ વાર તેમાંનો કોઇ ઉસ્તાદ બંસીધર બંસી પણ વગાડે છે), અને સાથે ગાન અને નૃત્ય પણ ચાલે છે.

'આર્યભવન'માં આ સાપ્તાહિક આનંદસંમેલન થાય છે. [1]શ્રી. એમ. યુ. પટેલ આ 'આર્યભવન' ચલાવે છે. તેમણે હિંદમાં મહાસભાના સત્યાગ્રહસંગ્રામમાં પોતાની બધી મિલકત ગુમાવેલી અને કેટલાંક વર્ષ ઉપર તે ઇંગ્લેણ્ડમાં આવેલા.

અહીં હિંદીઓ માટે બેજ ભોજનગૃહો છેઃ એક આ આર્યભવન અને બીજું એડમ્સન રોડ ઉપર. તે બંનેનો લાભ માત્ર હિંદુઓજ લેઇ શકે છે અને ત્યાં માત્ર અન્નાહારજ મળી શકે છે.

આશરે ૧૫૦૦ હિંદીઓ લંડનમાં રહે છે, તેમાંના આશરે ૫૦૦ હેમ્પસ્ટેડમાં રહે છે. આમ આ લત્તામાં મોટા ભાગના હિંદીઓ વસે છે.

શ્રી. રજની પટેલ ('આર્યભવન' વાળા શ્રી. પટેલ સાથે આમને કંઇ સગાઇ-સંબંધ નથી), જે કાયદાનો અભ્યાસ કરતા ૨૪ વર્ષની ઉમરના વિદ્યાર્થી છે ને બેલસાઇઝ લત્તામાં રહે છે, તેમને મળીને આ પત્રના ખબરપત્રીએ હિંદીઓના બે આનંદસંમેલન વિષેની કેટલીક હકીકત મેળવી લીધી હતી. શ્રી. રજની પટેલ પહેલાં હિંદી વિદ્યાર્થીમંડળના મંત્રી અને કેમ્બ્રીજ યુનિવર્સિટીની હિંદી સોસાયટીના પ્રમુખ હતા. તેમણે હિંદમાં મહાસભાના કાર્યમાં સક્રિય ભાગ લીધેલો. થોડાજ વખત ઉપર સીમૂર હોલમાં યુવક પાર્લામેણ્ટ આગળ એમણે ભાષણ કરેલું.

તેમણે અમારા ખબરપત્રીને કહેલું: "'આર્યભવન' અને એડમ્સન રોડ ઉપર આવેલું 'બોમ્બે હાઉસ,' એ બેજ ભોજનગૃહો આખા લંડનમાં હિંદીઓ માટે છે. રવિવારનાં જે આનંદસંમેલનો વિષે મેં વાત કરી, તેમાં ઘણી વાર અંગ્રેજ મિત્રો પણ આવે છે, અને ગયે વર્ષે હિંદી મહાન રાજપુરુષ શ્રી. જવાહરલાલ નેહરુ પણ એક સંમેલનમાં આવેલા."

અનેક હિંદીઓ જે એક સંસ્થાના સભ્યો છે, તે સંસ્થા Indian League છે. એ રાજકીય સંસ્થા છે અને અનેક પ્રભાવશાળી અંગ્રેજ લોકમાન્ય પુરુષોની એ સંસ્થા પ્રત્યે સહાનુભૂતિ છે.

*———

૧. આ ભાઇ મરઘાભાઇ ઉમેદભાઇ પટેલ બોરસદ તાલુકાના આંકલાવ ગામના વતની છે.—તંત્રી

શ્રી. રજની પટેલે કહ્યું: "હિંદસ્વરાજ્યના હકને એ સંસ્થા ટેકો આપે છે, અને એ સંસ્થાની સમિતિનો હું પણ સભ્ય છું. દરેક યુનિવર્સિટીમાં વિદ્યાર્થીઓએ પોતાના સંઘ સ્થાપ્યા છે. પણ તેઓ હવે હિંદી વિદ્યાર્થી મંડળ દ્વારા ઠીક ઠીક સંગઠન કરતા જાય છે અને અંગ્રેજ વિદ્યાર્થીઓને મળી કાર્યશક્તિ વધારતા જાય છે. ઘણાક હિંદીઓ અહીં આવે છે ત્યારે એમ માનતા હોય છે કે અહીં તો બધું તેમની ભાવનાઓ વિરુદ્ધ ચાલી રહ્યું છે. જ્યારે તેઓ લોકશાહીવાદી અંગ્રેજો સાથે ભળે છે, ત્યારે જુએ છે અમારી ને તેમની ભાવનાઓ સમાન ને એકસરખી હોય છે.

"ભારેમાં ભારે ધર્મભેદ પણ અમારામાં વિક્ષેપ ઉપજાવતો નથી."

શ્રી. પટેલે કહ્યું: "કોણ કયો ધર્મ પાળે છે તે જાણ્યા વિના તેઓ મહિના ને મહિના એકઠા રહે છે. સંસ્કારી લોકમાં આવી વાતો વિષે વિક્ષેપ ઊભો કરવો એ સહેલી વાત નથી."

એ એમ માને છે કે હિંદમાં કહેવાના ધર્મભેદનાં ને તોફાનોનાં કારણ મોટે ભાગે આર્થિક છે.

(Hampstead and Highgate Express, તા. ૨:૬:૧૯૩૯.)

---

## ગ્રંથપરિચય

**૫૫. ધર્મમંથન:** લેખક—મોહનદાસ કરમચંદ ગાંધી; પૃષ્ઠ ૧૫+૪૯૪, કિંમત બાર આના. (૧) હિંદુ ધર્મ, (૨) મંદિર અને યાત્રા, (૩) ઉપવાસ અને પ્રાર્થના, (૪) તત્ત્વચર્ચા ને (૫) ધર્મશાસ્ત્રોનું વાચન, એ વિષે ગાંધીજીએ ઈ. સ. ૧૯૧૯થી '૩૪ સુધીના છૂટક છૂટક લખેલા અને અન્યત્ર છપાએલા લેખો, એકઠા કરીને, પ્રકાશકે આ પુસ્તકમાં પ્રકટ કર્યા છે. એમના જેવા સમર્થ પુરુષના લેખોનો મારે શો પરિચય આપવાનો હોય? જિજ્ઞાસુએ પોતે જ આ પુસ્તક ખરીદીને એમાંના લેખોનું પોતે જ અધ્યયન કરી લેવું ઘટે. અને પ્રકાશક મંદિરે આવું મોટું પુસ્તક એટલું સસ્તું મૂક્યું છે કે ગરીબો પણ તે સહેલાઈથી ખરીદી શકે. ત્યારે ગાંધીજી વિષે જેને જરાય શ્રદ્ધા હોય તેનું ઘર તો આ પુસ્તક વિનાનું ન જ રહે. હજી યે એમને વિષે જેને શ્રદ્ધા ન હોય તે પણ આ પુસ્તક વાંચશે તો લાભ પામશે જ ને એમને વિષે શ્રદ્ધા પણ પામશે.

**૫૬. રાષ્ટ્રભાષાનો ગૂજરાતી કોશ:** સંપાદક—મગનભાઈ પ્રભુદાસ દેસાઈ; પૃષ્ઠ ૨૦+૩૬૭, કિંમત રૂ. ૧–૮–૦. દેશમાં સર્વત્ર રાષ્ટ્રભાષાનું—હિંદી

ભાષાનું મહત્ત્વ વધતું જાય છે, શાળાઓના અભ્યાસક્રમમાં પણ તે ભાષાના શિક્ષણને સ્થાન અપાતું જાય છે, તેવે પ્રસંગે એ ભાષાનો કોશની આવશ્યકતા અનિવાર્ય છે. એ આવશ્યકતા સંપાદકે પૂરી પાડી છે એ સારૂં જ કર્યું છે. રાષ્ટ્રભાષા કોને કહીએ, એનું સ્વરૂપ કેવું હોય, તે જણાવતા ગાંધીજીનાં મંતવ્યો પણ પુસ્તકની શરૂઆતમાં આપ્યાં છે. સંચાલક જેવા ચોક્કસ ભાષાશાસ્ત્રીએ અનેક હિંદી કોશોની સહાયતા લેઇને આ કોશનું સંપાદન કર્યું છે, એટલે એમાં ભૂલ રહી જવાનો સંભવ ઓછો જ છે. અઁગવના અને અંગા એ બે શબ્દોના પ્રથમના અક્ષરોમાં અનુનાસિકનાં ચિહ્નોમાં ભેદ રાખ્યો છે, ત્યારે તે બેનાં ઉચ્ચારમાં કંઇ ભેદ છે કે કેમ અને હોય તો શો, એ વિષે 'કોશ વાપરનારને સૂચનાઓ' ભેગી સૂચના આપી હોત તો અનુકૂળ થાત. સૂચના (૨) પ્રમાણે "શબ્દનો ક્રમ ગોઠવવામાં અનુનાસિક કે અનુસ્વારવાળો અક્ષર તે વગરના અક્ષરની અગાઉ મૂકવામાં આવ્યો છે." એ ગોઠવણી જોડણીકોશની ગોઠવણીથી છેક જ વિરુદ્ધ છે, કારણ કે તેમાં અગાઉ નહિ પણ અંતે અનુનાસિક કે અનુસ્વારવાળો અક્ષર છે. આમાં સંપાદકે કયો નિયમ સ્વીકાર્યો હશે? શાસ્ત્રીય નિયમ તો એ છે કે વ્યંજનના જે તે વર્ગને અંતે તે વર્ગનો અનુનાસિક કે અનુસ્વારવાળો અક્ષર આવે; જેમ કે અનોરા પછી અંના અથવા અન્ના. એકંદરે આ કોશ સંપાદિત કરીને સંપાદકે સારૂં જ કર્યું છે.

૫૭. જીવતા તહેવારો: લેખક—દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; પૃષ્ઠ +૩૧૯, કિંમત બાર આના. શાળાઓમાં વિદ્યાર્થીઓ તહેવારનું માહાત્મ્ય સમજીને તે ઊજવે તો સાર્થક ગણાય એ દષ્ટિએ તહેવારો ઊજવવાની અને એ રીતે તેમને જીવતા બનાવવાની આ પુસ્તકમાં યોજના છે. લેખક અને આપણી શાળાઓમાં મોટે ભાગે તો હિંદુ વિદ્યાર્થીઓ રહ્યા, એટલે આ પુસ્તકમાં મોટે ભાગે તો હિંદુ તહેવારો ઊજવવાની યોજના બતાવી છે,—છતાં રાષ્ટ્રની દૃષ્ટિએ રેંટિયાબારશ અને હિંદુ-મુસલમાન ઐક્યની દૃષ્ટિએ મહોરમ જેવા તહેવારો પણ લીધા છે અને ત્યારે ખ્રિસ્તી-પારસી તહેવારો પણ લેવા જોઇતા હતા. પુસ્તકમાં વર્ણવેલા બધા તહેવાર જીવતા નથી, હજી તો લેખક તેમને હવે જન્મ આપે છે. તહેવારો ઊજવવામાં આનંદ કરતાં અનેક પ્રસંગે કંઇક કંઇક કાર્યપ્રવૃત્તિ તરફ વધારે દૃષ્ટિ રાખી છે. રમવાને માટે ચોક પણ ન રાખતાં ઘરનાં પગથિયાં સુધી કાર્યપ્રવૃત્તિ ભરી કાઢવી એ માનવપ્રકૃતિને અરુચિકર છે. અંગ્રેજ કવિએ કહ્યું છે કે Work while you work and play while you play, That is the way to be cheerful and gay.

ઉપરનાં ત્રણે પુસ્તકોના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

## પ્રસંગકથા

### બાળકોની માતા સમા ગિજુભાઇ ગયા!

છેલ્લાં પચીસ પચીસ વર્ષથી બાળકોને કેળવણી આપી તેમની સેવામાં જીવન અર્પણ કરનાર અને તે રીતે તેમની માતા સમા થઇ પડેલા ભાઇ ગિજુભાઇ તા. ૨૩ : ૬ : '૩૯ને દિવસે ગયા! એ મૂળે તો વતની વળાના, પણ એમનો જન્મ ભાવનગરમાં તા. ૧૫ : ૧૧ : ૧૮૮૫ને રોજ થએલો. ત્યાંજ અભ્યાસ કરીને એ મેટ્રિક થયા અને શામળદાસ કૉલેજમાં દાખલ થયા. પ્રીવિયસની પરીક્ષા પાસ કર્યા પછી એમણે વકીલાતનો અભ્યાસ કર્યો અને ડિસ્ટ્રિક્ટ કોર્ટ અને હાઇ કોર્ટ પ્લીડરની પરીક્ષાઓ પાસ કરી. વકીલાત કરવા આફ્રિકા જવાનો વિચાર કર્યો, પણ ત્યાં તો બેરિસ્ટર અથવા ઍડવોકેટ જ વકીલાત કરી શકે એવું ત્યાં ઠર્યાથી તેમણે વઢવાણમા વકીલાત શરૂ કરી. પણ એ ધંધાની ભ્રષ્ટતાથી એ ભડકયા ને બાળકેળવણીમા એમણે પોતાનું મન પરોવ્યું. ભાવનગરના દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમા એ જોડાયા અને મોન્ટેસોરી પદ્ધતિનું બાળમંદિર ત્યાં સ્થાપ્યું. ત્યારથી આજ સુધી એમણે અનેક પ્રકારે બાળકેળવણીના પ્રયોગો કરીને, બાળઅધ્યાપન મંદિર સ્થાપી અનેક બાળશિક્ષકો તૈયાર કરીને, પુષ્કળ બાળસાહિત્ય લખીલખાવીને બાળકોની સેવા કરી છે અને તેથી તો એ 'બાળકોની મુછાળી માતા' કહેવાતા. થોડા જ વખત ઉપર દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનની સંસ્થા સંકેલી લેવાઇ અને હવે ભાઇ ગિજુભાઇ પણ ગયા. આમ આજે તો બાળકેળવણીના વૃક્ષનું મૂળ સુકાયું છે. એમના સહકાર્યકર્તા ભાઇ નાનાભાઈ ભટ્ટ અને બેરિસ્ટર પોપટલાલ ચુડગર એમના સ્મારકની યોજના વિચારી રહ્યા છે. સફળ હો એ કેળવણીકારનું સ્મારક!

### અમદાવાદમાં કડવા-લેઉઆ પાટીદાર લગ્ન

"અમદાવાદ, ગુરુવાર, અત્રેના ગોવિંદલાલ શંકરભાઈ પટેલ, જે અસારવા ચારકોલ મરચંટ એસોસિયેશનના મંત્રી અને કાર્યકર છે, તેમનાં લગ્ન ગઇ તા. ૪થીએ ચરોતરનાં વતની શ્રી. કોકીબેન પટેલ સાથે હિંદુ વિધિ અનુસાર થયાં છે. શ્રી પટેલ કડવા પાટીદાર છે, જ્યારે શ્રી. કોકીબેન લેઉઆ પાટીદાર છે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૯ : ૬ : '૩૯) આ બેન કોકીબેન ચરોતરના કયા ગામનાં છે, તે ખબર પડી નથી. પણ જો બન્નેએ ઉચ્ચ ભાવનાથી લગ્ન કર્યાં હોય તો આ આન્તરજ્ઞાતીય લગ્નને જરૂર અભિનંદન ઘટે છે.

### તુર્કસ્થાનમાં પરઠણનિષેધક કાયદો

"હિંદુસ્થાનમાં પરઠણ લેવા વિરુદ્ધ સુધારકો બહુ વર્ષોથી જેહાદ પોકારી

રહ્યા છે. તુર્કસ્થાનમાં એ સુધારો બહુ સહેલાઇથી થઇ શક્યો છે એ જાણીને એ સુધારકોને કંઇક ઇર્ષ્યા થશે. પ્રગતિમાં ધપતા એ દેશમાં સદ્ગત આતા તુર્કની નવયુગ સાથે થઇ જવાની ધગશ હજી સળગતી રહી છે. ત્યાં વરની પરઠણ લેવી એ ગુનો ઠરાવેલ છે. વળી સગપણ વખતની ખાસ ક્રિયાને પણ કાયદાથી અટકાવી છે; સગપણ કરનાર બે પક્ષના ઘર બહાર સગપણની મિજબાનીઓ ગેરકાયદે ઠરાવી છે અને વળી તે પ્રસંગે અપાતી ભેટોને પણ ગેરકાયદે ઠરાવી છે. હવેથી કોઇ દંપતીને પોતાનાં માબાપ તરફથી મળેલી બક્ષીસો ઉપર પોતાનું લગ્નજીવન નિભાવવાનું મળવાનું નથી, તેમણે પોતાના જ પ્રયત્નથી જીવન શરૂ કરવાનું છે. આજ સુધી તુર્કસ્થાનમાં ચાલતા આવેલા રિવાજ પ્રમાણે હવે એમને ખાટલાપાટલા, વાસણકૂસણ, વગેરે ઘર-વખરાની ચીજોથી ભર્યુંભાદર્યું ઘર મળવાનું નથી. વેપાર અને નવાં પરણેલાં દંપતીની આર્થિક સ્થિતિ ઉપર આથી ભારે કાપ પડશે. તુર્કસ્થાનમાં આથી લગ્નનો આનંદ ઊડી જાય તો એમાં નવાઇ નથી. અને આ સુધારક રાજ્ય-પદ્ધતિની અવકૃપાથી અનેકપત્ની લગ્નની પ્રથા ઉપર પણ ફટકો પડશે, કારણકે સ્ત્રી જો પરણીને સ્ત્રીધન કે ઘરેણાંગાંઠાં લાવવાની ના હોય તો ચાર ચાર બૈરીઓનો બોજો નિરર્થક શા માટે વીંઢાળવો? (The Times of India)

### ાલીમાં પ્રેતભોજન બંધ

ધર્મજ પાસેના રણોલી ગામના ભાઇ હાથીભાઇ અમથાભાઇ પટેલ વડોદરામાં ડવોકેટ અને હસ્તાક્ષર નિષ્ણાત છે. તેમનાં વૃદ્ધ માતુશ્રી આશરે ૭૦ વર્ષની રે ગયા ચૈત્ર માસમાં ગુજરી ગયાં. પ્રેતભોજન પાછળ પૈસા ઉડાડી શકે ી સ્થિતિના એ ભાઇ હોવા છતાં પૈસાનો એવો નિરર્થક અપવ્યય ગરીબ ના આ કડવા કાળમાં કરવો એ પાપ છે, એમ એ માનતા હોવાથી એમણે પોતાનાં માતુશ્રી પાછળ પ્રેતભોજન જમાડ્યું નથી. નિર્ધન માણસો આવા પ્રસંગોએ ખર્ચ ન કરે તો 'એને મળતું નહોતું તે ના કર્યું'' એમ લોક કહે, પણ ત્યારે આવા સધન ભાઇઓએ આગળ ચાલીને નિર્ધનોનો માર્ગ સરળ કરી આપવો ઘટે. આમ આગળ ચાલ્યા માટે આ ભાઇ હાથીભાઇને અને એમાં સાથ આપનાર એમના ભાઇને ખરેજ ધન્યવાદ ઘટે છે.

### 'એ તો એમ ચાલતુંજ આવ્યું છે'

જર્મનીનો પ્રખ્યાત રાજપુરુષ પ્રિન્સ બિસમાર્ક ઇ. સ. ૧૮૬૦માં રુશિયાને પ્રવાસે ગયો હતો. એ ત્યાં ઝારનો મેમાન થયો હતો. એ બંને એક વાર બાગમાં ફરતા હતા. ફરતાં ફરતાં પ્રિન્સ બિસમાર્કે એક ચોગાનમાં

એક પહેરેગીરને ઊભેલો જોયો. એણે ઝારને પૂછ્યું કે એ ત્યાં શાના ઉપર પહેરો ભરે છે? ઝાર એ વિષે કંઇ જાણતો નહોતો. તેણે એ વિષે પોતાના મંત્રીને પૂછ્યું, પણ એ ય જાણતો નહોતો. ત્યારે એ પહેરેગીરને પોતાને પૂછ્યું. એણે તો એટલો જ ઉત્તર આપ્યો: "મહારાજ, મને અહીં ઊભા રહેવાનો હુકમ છે." આથી આશ્ચર્ય પામીને ઝારે મંત્રીને એ વિષે જે તે કચેરીમાં ત્યાંના અધિકારીને પૂછી તપાસ કરવાનું સૂચવ્યું. તે એક પછી એક એમ જે તે ઑફીસના અધિકારીઓને પૂછી વળ્યો, પણ દરેકે એ જ ઉત્તર આપ્યો કે ત્યાં પહેરેગીર ઊભો રાખવાનો હુકમ છે. પછી કચેરીનાં દફતરો શોધાવ્યાં, પણ પહેરેગીરને ઊભો રાખવાના ઉલ્લેખ સિવાય બીજું કંઇ જડયું નહિ. આખરે એક વૃદ્ધ સૈનિક મળી આવ્યો, તેણે જણાવ્યું કે એ વિષે મારા વૃદ્ધ પિતાએ મને આમ કહેલું: "એક વાર રાણી કેથેરીન (૧૭૬૨–૧૭૯૬) ત્યાં ફરતાં હતાં, ત્યારે તેમણે અકાળે એક સુંદર ફૂલ ઊગેલું ત્યાં જોયું અને ત્યારે એ ફૂલ કોઇ તોડી ના લે એટલા માટે ત્યાં ચોકી રાખવાનો હુકમ કરતાં ગયાં. એટલા માટે ત્યાં પહેરેગીર ઊભો રાખવાનો યોગ્ય અધિકારી તરફથી હુકમ થયો. તે પ્રમાણે હજી યે ત્યાં પહેરેગીર ઊભો રહે છે, અને એ તો એમ ચાલતું જ આવ્યું છે." એ ફૂલનું શું થયું તે ખબર નથી, પણ નાના સરખા એક પ્રસંગ ઉપરથી અમુક રિવાજ પડી જાય છે ને પછી તે રુઢ થઇ જાય છે, ત્યારે તેનું મૂળ પણ ખોળ્યું જડતું નથી. આપણાં સૌ રૂઢિરિવાજો વિષે પણ આમ જ છે!

### 'એ તો એમ ચાલતું જ આવ્યું છે!'

બેશક સધન કે નિર્ધન હોય, ગમે તેણે ય પ્રેતભોજન જેવાં ખર્ચ કરવાં એ ધનનો અપવ્યય – દુરુપયોગ – જ છે. એના કરતાં દેશના ગરીબોની સેવામાં આવા ધનનો ઉપયોગ કરવા માટે ઘણા માર્ગ છે. આવી વાતો સમાજમાં ભાઇઓને કહીએ ત્યારે ઠંડે પેટે એ તો એમ જ કહેવાના કે 'એમ કર્યા વિના કાંઇ ચાલે? બાપદાદાએ ચીલો પાડયો છે એટલે એ તો રૂઢિરિવાજ પ્રમાણે કરવું જ પડે. એ તો એમ ચાલતું જ આવ્યું છે!' આવો અનુભવ છેક અહુણા જ મને થયો છે. અહીં એક દવાખાનામાં સારા ગામની એક પાટીદાર જુવાન દીકરી અમુક દર્દથી પિડાતી પડી છે. મેં તેના પિતાને કહ્યું કે: "એને અમદાવાદ ડૉ. પટેલ પાસે લેઇ જાઓ." એમણે જવાબ દીધો: "ત્યાં તો ખર્ચ વધારે થાય ને? મારે એની પાછળ ભિખારી નથી થવું તો!" મેં કહ્યું: "બાપનું બારમું આવે ત્યારે ઘરખેતર વેચીને બારમું કરવા ઊભા થાઓ અને દીકરીના

છે. આવા બધા કિસ્સા માટે સરકારે એવી સૂચના આપેલી છે કે આ સંસ્થાઓએ ગ્રાન્ટ મેળવવા માટે હરિજનોના પ્રવેશની શરતનો સ્વીકાર કરવો. ફરી ગ્રાન્ટ માટેની શરતોમાં હરિજનોના પ્રવેશની શરતને પણ સાથે જોડી દેવામાં આવવી જોઈએ. આવી સંસ્થાઓનો કબજો ધરાવનારાઓ કે વ્યવસ્થાપકો આ શરતનો સ્વીકાર કરવા તૈયાર હોય તો તેમની જમીનો ખાલસા તરીકે ચાલુ રહેશે" (મુંબઈ સરકારનું 'જાહેર માહિતીપત્ર,' તા. ૧:૭:'૩૯).

## "તગાવી બાકી માફ"

મહાસભાની સરકારે પ્રજાનું ચારે દિશાથી ભલું કરવા માંડ્યું છે. એણે હાલ જાહેર કર્યું છે, કે: "વસુલ કરવામાં બાકી રહેલી તગાવી વિષે સરકારના મહેસૂલ ખાતાએ વિગતવાર અને સંભાળભરી તપાસ કરી હતી. આ તપાસની પાછળનો હેતુ ખેડૂતો ઉપરના ભારણને હળવું કરવાનો હતો. આ તપાસને અંતે માલુમ પડ્યું હતું કે ૨,૭૩,૩૩૯ રૂપિયાનું તગાવી ભરણું વસુલ થઈ શકે તેમ નથી. ૨,૭૩,૩૩૯ રૂપિયાની તગાવી બાકીમાં ૨,૦૩,૮૪૮ રૂપિયાની ઉત્તર વિભાગની, ૫૦,૧૧૪ રૂપિયાની મધ્ય વિભાગની અને ૨૫,૦૩૨ રૂપિયાની દક્ષિણ વિભાગની હતી. સરકારે ૨,૭૩,૩૩૯ની આ બાકી તગાવીને રદ કરવાની દરખાસ્તને બહાલી આપી છે" (મુંબઈ સરકારનું 'જાહેર માહિતીપત્ર,' તા. ૧૬:૬:'૩૯).

## "ધંધાદારી શિક્ષણનો વિકાસ"

આજની કેળવણીથી બેકારી વધતી જાય છે, તેનો ઉપાય કરવાની પણ આ સરકારે શરૂઆત કરી છે. એણે હાલ જાહેર કર્યું છે, કે: સતારાની, બિજાપુરની અને ગોધરાની સરકારી હાઈ સ્કૂલોને ખેતીવાડીનું શિક્ષણ આપતી માધ્યમિક શાળાઓમાં, શોલાપુરની સરકારી હાઈ સ્કૂલને ટેકનીકલ હાઈ સ્કૂલમાં અને અમદાવાદની સરકારી હાઈ સ્કૂલને વ્યાપાર-વાણિજ્યનું શિક્ષણ આપતી માધ્યમિક શાળામાં ફેરવી નાખવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. આ શાળાઓમાં ત્રણ ધોરણ સુધીનો અભ્યાસક્રમ, આગલાં ધોરણોમાં શિખવવામાં આવતા ધંધા તરફ ઢળણ આપવા માટે જરૂરી હોય તેવા ફેરફારો સાથે, અત્યારનો જ ચાલુ રહેશે. ૧૯૩૯ના જુન મહિનામાં ચોથા ધોરણમાં ફેરફાર થશે અને પછીનાં ત્રણ વર્ષમાં ક્રમશઃ બીજાં ધોરણોમાં આ ફેરફાર કરવામાં આવશે અને આ રીતે ૧૯૪૨ના જુન મહિનામાં આ માધ્યમિક શાળાઓને સંપૂર્ણ રીતે ફેરવી નાખવામાં આવશે. વિદ્યાર્થીઓએ માધ્યમિક શાળાના ત્રીજા ધોરણનો અભ્યાસક્રમ પૂરો કર્યો હશે અને જેઓ દાખલ થવા ઈચ્છતી શાળામાં

અપાતા ધંધાના શિક્ષણનો અભ્યાસક્રમ લેવા માગતા હશે તેમનેજ આ શાળાઓના ચોથા ધોરણમાં દાખલ કરવામાં આવશે. આ વર્ષે પાંચમા અને છઠ્ઠા ધોરણમાં અપાતું શિક્ષણ અત્યારના જેવું જ ચાલુ રહેશે" (મુંબઇ સરકારનું 'જાહેર માહિતીપત્ર,' તા. ૧:૭:'૩૯). જે વિદ્યાર્થીઓને ચાલુ જ પદ્ધતિએ અભ્યાસ કરવો હશે, તે તે સ્થળની બીજી ખાનગી હાઇ સ્કૂલમાં અભ્યાસ કરી શકશે. પણ ગોધરામાં એવી બીજી ખાનગી હાઇ સ્કૂલ નથી, એટલે ગોધરાને બદલે આણંદમાં નવી ખેતીશાળા કાઢી હોત તો સારૂં, કારણ કે ત્યાં નવ લાખ રૂપિયાને ખર્ચે ખેતીવાડી ફાર્મ યોજવાનું પણ સરકારે નક્કી કર્યું છે.

### "માનચાંદની લહાણી"

લાંચરુશ્વતની બદીનો નાશ કરવાની સાથેજ ખુશામદનો નાશ કરવા આ સરકારે જાહેર કર્યું છે, કે: "૧૯૩૯ના જાન્યુઆરીની ૨૭ તારીખે નવા વર્ષની માનચાંદની લહાણીની યાદી પ્રસિદ્ધ થઇ હતી અને તેમાં મુંબઇ પ્રાન્તના ઘણા લોકોને હિસ્સો મળ્યો હતો. આ બાબતમાં માનચાંદ વિષે મુંબઇની બંને–ઉપલી તેમજ નીચી–ધારાસભાઓએ પસાર કરેલો ઠરાવ યાદ કરવાની જરૂર છે: 'આ સભાનો અભિપ્રાય છે કે પ્રાન્તના કોઇ પણ માણસને નામદાર શહેનશાહ કે ગવર્નર જનરલ માનચાંદ આપે તે પ્રથા બંધ થવી જોઇએ'" (મુંબઇ સરકારનું 'જાહેર માહિતીપત્ર,' તા. ૧૬:૬:'૩૯). અને આ ઠરાવ પ્રમાણે એ પ્રથા બંધ થાય તો માનચાંદ મેળવવા માટે લોકો અમલદારોની ખુશામદ કરવાની હરિફાઇ કરે છે, તે ખુશામદ તો બંધજ થાય.

### અનેકપત્ની લગ્નનો નિષેધ અને આર્યસમાજ

મુંબઇ ધારાસભામાં શ્રી. લીલાવતી મુનશીએ અનેકપત્ની લગ્નનો નિષેધ કરનારો કાયદો ઘડવા પ્રસ્તાવ આણ્યો છે. આર્યસમાજના સ્થાપક સ્વામીશ્રી દયાનંદ સરસ્વતીએ તો અનેકપત્ની લગ્નનોજ નહિ, પણ પુનર્વિવાહનોય નિષેધ બહુ વર્ષો પૂર્વે કર્યો હતો. પણ તેમણે સ્થાપેલો આર્યસમાજ, જાણે હિંદુ ધર્મનો સ્વામીનારાયણ, ગોસ્વામી વગેરે જેવો સંપ્રદાયજ હોય તેમ, અનેકપત્ની લગ્નનીયે તરફેણ કરે છે! વખતે એથીજ વડી ધારાસભામાં પસાર થએલા 'આર્ય લગ્ન'ના કાયદામાં અનેકપત્ની લગ્નનો નિષેધ કરનારી કોઇ કલમ મૂકી નથી. વળી આર્યસમાજના પ્રસિદ્ધ પંડિત શ્રીપાદ દામોદર સાંવળેકરે તો તા. ૨:૭:'૩૯ના 'આર્યપ્રકાશ'માં શ્રી. લીલાવતી મુનશીના એ પ્રસ્તાવ સામે વિરોધ કર્યો છે. એમની મુખ્ય દલીલો આ છે: (૧) 'જેમને અનેક સ્ત્રીઓ કરવી હશે તેઓ હિંદુ મટી જઇ જે જાતિમાં અનેકલગ્નની છૂટ હશે, તેમાં જતા રહી અનેકપત્ની લગ્ન કરશે ને એ રીતે હિંદુઓની

સંખ્યા ઘટશે.' પણ એવા કચરાથી હિંદુઓની સંખ્યા વધે તેના કરતાં ઘટીને સ્વચ્છ થાય એમાંજ લાભ છે. (૨) 'જેમના ધંધામાં વધારે માણસની જરૂર છે, તેઓ અનેકપત્ની લગ્ન કરીને સંતતિ વધારે છે ને એમનો ઉપયોગ ધંધામાં કરે છે. આવા લગ્નના નિષેધથી માણસ ભાડે રાખવાં પડશે, તેથી ધંધા ભાગી પડશે ને બેકારી વધશે.' પણ ત્યારે એથી અનેક પુરુષોને કુંવારા રહેવું પડશે, એમની સામાજિક સ્થિતિનું અને બેકારીનું શું? (૩) 'હિંદુ ધર્મમાં ઔર્ધ્વદૈહિક ક્રિયા માટે સંતાન આવશ્યક છે, માટે એક સ્ત્રીથી જેને સંતાન ન થતું હોય તેને બીજું લગ્ન કરવાની આજ્ઞા હોવી જોઇએ.' સંતાન ન થતું હોય તો તે પુરુષે દત્તક પુત્ર કરવો અથવા નિયોગથી પુત્ર પ્રાપ્ત કરવો, એવી સ્વામીશ્રી દયાનંદની સ્પષ્ટ આજ્ઞા છે. ત્યારે શ્રી. લીલાવતી મુનશીના આવા સુંદર પ્રસ્તાવ સામે વિરોધ ઉઠાવનાર પોતાને સ્વામીજીના અનુયાયી માને છે શું?

## 'પાટીદાર'ના ગ્રાહકની ખાનદાની

દરેક ગ્રાહકને દરેક વર્ષે 'પાટીદાર'નો કાર્તકનો અંક વી. પી. મોકલી તેમનું લવાજમ પતવી લેવામાં આવે છે. પણ જે કેટલાંક સ્થળે અમુક મિત્રો સ્નેહભાવે ત્યાંના લવાજમ પતવી લે છે. તે સ્થળોના ગ્રાહકોને વી. પી. નથી મોકલાતું અને તે મિત્રોને પોતાનું લવાજમ આપી દેવાની સૂચના દર વર્ષે ભાદરવાના ને આસોના અંકમાં કરવામાં આવે છે. આ રીતે વડોદરાના એક ગ્રાહકને સં. ૧૯૯૪નો કાર્તકનો અંક વી. પી.થી નહિ મોકલેલો, કારણકે વડોદરામાં આર્ય સુધારક પ્રેસ તરફથી વડોદરાનાં લવાજમ પતવી લેવામાં આવે છે. એ વર્ષમાં એ પ્રેસ તરફથી એ ગ્રાહકને તેમના લવાજમ માટે અનેક વાર ઉઘરાણીઓ થઇ, મેં પણ તેમને વારંવાર ઉઘરાણીઓ કરી, છતાં તેમણે વર્ષ આખર સુધી લવાજમ ન જ આપ્યું. વડોદરાના ગ્રાહક છે, એટલે લવાજમ પતી જશે એમ માની સં. ૧૯૯૫માં પણ તેમને 'પાટીદાર' ચાલુ રાખ્યું. આ વર્ષે પણ પ્રેસ તરફથી અને મારા તરફથી બે વર્ષના લવાજમના રૂા. ૪ માટે અનેક વાર ઉઘરાણીઓ થઇ, છતાં તેમણે કંઇ પણ ગણકાર્યું નહિ, ન તો 'પાટીદાર'નો કોઇ અંક પાછો મોકલ્યો. આથી થાકીને આખરે ગયા અષાઢનો અંક, બે વર્ષના લવાજમ માટે રૂા. ૪–૦–૦ + ૦–૩–૦ વી. પી. ખર્ચના મેળી રૂા. ૪–૩–૦ના વી. પી.થી મોકલ્યો. સાથેજ તે વી. પી. સ્વીકારી લેવા મેં તેમને કાગળ લખ્યો. છતાં એ ભાઇએ તે વી. પી. પાછુંજ ધકેલ્યું! 'પાટીદાર' મફત વાંચવાની, લવાજમ માટે ધકા ખવરાવવાની અને વી. પી. મોકલ્યે તે પાછું ધકેલવાની આવી ખાનદાની બધા ગ્રાહકો દેખાડે તો 'પાટીદાર' કેટલા દિવસ નભે? ભાઇ ...., વિચારશો કંઇ?

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૮૫ વર્ષ ૧૬ | આણંદ | ભાદરવો અંક ૧૧

## છૂટાછેડા

લગ્નની સમાજમાં જરૂર છે, પરંતુ દરેક માણસે લગ્ન ફરજીઆત કરવું જ જોઇએ એવું કંઇ નથી. લગ્નની પહેલી તથા ઘણીજ ઉપયોગી જરૂર તે પ્રજા ઉત્પન્ન કરવામાં છે. આ સૃષ્ટિને સંખ્યામાં સમતોલ રાખવા પૂરતી લગ્નની જરૂર છે. જો તેમ ન થાય તો આ જગતનો અંત આવે. વળી સંસારના અનેક વિષયોમાં લગ્ન કરવાથી લાભ થાય છે. એક સ્વતંત્ર વ્યક્તિને પોતાની ફરજોમાં, સુખદુઃખમાં, આનંદ કરવામાં બીજી વ્યક્તિની જરૂર પડે છે. મંદવાડ વખતે બીજાની ખાસ જરૂર પડે છે. સંસારી દુઃખને વખતે તેને આશ્વાસન આપવા જેવું કોઇ ન હોય તો તે વધારે દુઃખી થાય છે, તેનું જીવન વધારે દુઃખમય થઇ જાય છે. જો પરિણીત જીવન હોય તો દુઃખમાં પરસ્પર આશ્વાસન આપી દુઃખ હલકું કરે. અપરિણીત જીવનમાં એકલાને સુખ ભોગવવું ગમતું નથી, અન્ય સાથી હોય તો વધારે સારૂં, એમ થાય છે. જો એક કરતાં બે જણ હોય તો પોતાના સુખમાં વૃદ્ધિ થાય છે. અને તે સુખ તે સ્વર્ગીય સુખ જેવું લાગે છે. કોઇ પણ દેશકાર્ય કરવું હોય, પરમાર્થ કરવો હોય, સમાજસુધારો કરવો હોય તો એક કરતાં બે વ્યક્તિ ઘણું સારૂં કામ કરી શકે છે. સમાજ સુધારવો હોય, અજ્ઞાન લોકોને જ્ઞાન આપવું હોય, કેળવણી આપવી હોય તો સ્ત્રીપુરુષ બંનેની જરૂર પડે છે. દુઃખી બેનોનાં દુઃખ બેનોજ જાણી શકે. તેમનાં દુઃખ દૂર કરવા તેમના શ્વશુર પક્ષનાં માણસોને સમજાવવાનું કામ બેનોનું છે. અભણ બેનોને પ્રાથમિક કેળવણી આપવી તથા તેઓમાં ઉચ્ચ સંસ્કાર રેડવા તે કામ પણ બેનોનું જ છે. સમાજનાં જૂનાં, ખોટાં બંધન તોડવા પુરુષોએ પણ સ્ત્રીઓને મદદ કરવી જોઇએ; જવાહર

તથા કમળા નેહરુ, કનૈયાલાલ તથા લીલાવતી મુનશી જેવાં જોડલાં પાકે તોજ લગ્નજીવનની સાર્થકતા છે.

છૂટાછેડા એટલે છૂટું થવું. પણ શેમાંથી છૂટું થવું? લગ્નબંધનમાંથી. 'લગ્ન એ બંધન છે' એમ કોઈ કહેશે, કોઇ નહિ પણ કહે. જેને શારીરિક મોહ છે, તેને બંધન છે. જેને શુદ્ધ પ્રેમ છે તેને બંધન નથી. ભલે લગ્ન એ ખરેખર બંધન હોય, છતાં પણ વિશુદ્ધ પ્રેમીઓને બંધન લાગતું નથી. છૂટાછેડા કરવા એટલે શરીરનો સંબંધ છૂટો કરવો. જ્યાં શારીરિકજ બંધનો હશે ત્યાં શરીરના છૂટાછેડા કરવાની જરૂર પડશે, બાકી જ્યાં હૃદયનાં જોડાણો –બંધનો– થઇ ગયાં છે, ત્યાં છૂટાછેડાની વાતજ કયાં કરવી! જ્યાં હૃદયો એક છે, જે બે આત્મા એકમય થઇ ગયા છે તે કયાંથી છૂટા પડે? જેમ દૂધમાં પાણી ભળે અને તેમાંથી પાણી જુદું ન પડે તેમ એકબીજાનાં હૃદયો ખરેખર એક થઇ ગયાં હોય તો તે જુદાં પડવાનો પ્રશ્નજ ન ઉદ્દભવી શકે. જ્યાં હૃદયો એક છે, જ્યાં રૂપમાં, ગુણમાં, વિચારોમાં, દરેકમાં ઐક્ય છે ત્યાં છૂટાછેડાનું નામ શી રીતે દેવાય?

પશ્ચિમના દેશોમાં લોકો છૂટાછેડા કરી બતાવી આપે છે કે તેમને છૂટાછેડા કરવાની જરૂર છે. પશ્ચિમમાં ગમે તે હોય, પરંતુ આપણા હિંદુ સંસારમાં છૂટાછેડાની જરૂર છે? કેટલાક પ્રસંગોમાં છૂટાછેડાની જરૂર નથી. પણ અનેક હિંદુ સ્ત્રીઓ દુઃખી છે. તેઓના દુઃખની ફરિયાદ જો કોઇ જાણવા બેસે અથવા જો કોઇ જાતે જુએ તો કંપારી છૂટે, એવું તેઓને દુઃખ છે. ખાસ કરીને ગામડાંમાં, અજ્ઞાન લોકોમાં તથા અસંસ્કારી લોકોમાં સ્ત્રીઓને વધારે દુઃખ છે. સ્ત્રીને દુઃખ હોય પરંતુ સમાજની બીક, ધણીની બીક, સાસુસસરાની બીક, તે દુનિયા સામે માથું ઊંચું કરી શકતી નથી, ફરિયાદ કરી શકતી નથી. તે સહન કરવામાંજ સમજી છે, જાણે કેમ પ્રભુએ દુનિયાદારીનું દુઃખ સહન કરવા સ્ત્રીઓનેજ મોકલી હોય! હિંદુસ્થાનની સ્ત્રીઓ સહનશીલતાની સાક્ષાત્ મૂર્તિઓ છે અને તેથીજ છૂટાછેડાનો પ્રશ્ન જલદી હિંદુસ્થાનમાં ઉદ્દભવ્યો નથી. આવા કરુણ, અધમ હિંદુ સંસારમાં છૂટાછેડા કરવાની જરૂર છે.

લગ્નની સફળતા સમાજ ઉપર તથા વરવધૂના વિચારો ઉપર છે. લગ્ન કરવાં હોય તો વરવધૂ બંને પોતાને માટે વધૂવર શોધી લે અને તેમાંજ નવાણું ટકા સફળતા છે. હાલના ઘણા વિદ્વાનો, લેખકો, ધર્મચુસ્તો કહે છે કે માબાપની પસંદગીથી યોજાએલાં જોડાં સુખી નીકળે છે. પરંતુ તે પસંદગીમાં એકબીજાના વિચારોમાં સામ્ય આવવું એ મોટી મુશ્કેલીની વાત છે. રૂપમાં, વયમાં, કેળ-

વણીમાં સામ્ય મેળાપો કરી આપે, પરંતુ વિચારોમાં? એકબીજાના સહવાસ વગર વિચારોની શી રીતે આપલે થાય? અને આજ હિન્દુ સંસારમાં મોટું દુઃખ એજ છે કે વિચારો જાણ્યા વગર વરવધૂનું લાકડે માંકડું વળગે છે. માબાપોએ કરેલાં લગ્નો આપણને બાહ્ય સ્વરૂપે સફળ થએલાં લાગે છે. તેઓ સુખી છે એમ દેખાવા પ્રયત્ન કરે છે. પરંતુ અંદર? ખાનગી જીવનમાં સંસારનું ભયંકર, કરુણા ઉપજાવે તેવું દસ્ય નજરે પડે છે, એકબીજાનાં અંતર જુદાં પડેલાં હોય છે. એ તો પડ્યું પાનું નિભાવ્યા વગર છૂટકો નહિ અને કરોડો વર્ષથી જન્મેલી પૃથ્વીમાંથી આ પામર જીવ પોતાનું અલ્પ આયુષ્ય પૂરું કરી ચાલ્યો જાય છે, સાથે સાથે સમાજને નિસાસા રૂપે શાપ આપતો જાય છે. આવી પરિસ્થિતિમાં છૂટાછેડાની જરૂર છે..

છૂટાછેડા ઉમરના કજોડામાં પણ સંભવિત છે. પતિ કરતાં પત્નીની ઉમર સાધારણ રીતે ચારેક વર્ષ તો ઓછી હોવીજ જોઇએ. તેને બદલે કેટલાંક અક્ષમ્ય કજોડાં થાય છે. પતિની ઉમર નાની હોય છે અને પત્નીની ઉમર મોટી હોય છે। આવે પ્રસંગે પત્ની મોટી હોઇ પતિને ડારે છે અને બન્નેના હૃદયોમાં કલેશનાં બીજ વવાય છે—બનતું નથી. આવા જોડાએ છૂટાછેડા કરવાજ જોઇએ. કેટલાક વૃદ્ધો ઊગતી બાળાઓને પરણી તેણીનો સંસાર ખારો કરી દે.છે. માટે તેવી બાળાઓને કાયદેસર છૂટાછેડા કરવાની છૂટ આપવીજ જોઇએ.

જો સ્ત્રીને સંતાન ન થતાં હોય અને સંતાનની તેને કે તેના પતિને ખૂબ જરૂર લાગતી હોય તો તેઓ છૂટાછેડા કરી શકે.

હિન્દુ સ્ત્રી ક્રૂર સંસારની ચક્કીમાં પિસાતી હોય તો છૂટાછેડાથી તેને લાભ થાય. વરવધૂના વિચારોમાં સામ્ય ના હોય અને તેને અંગે દરરોજ ઘરમાં કલેશ થતો હોય તો તેઓને છૂટાછેડા કરવાથી લાભ થાય. વૃદ્ધ પતિના અરસિક જીવનમાંથી બચવા, દુઃખમાંથી છૂટવા તે નાની વયની બાળાને છૂટાછેડા સુખદાયી થાય. વ્યભિચારી પુરુષની સ્ત્રી છૂટાછેડા કરીને બીજો સારો પતિ મેળવી લે અને સુખી થાય. તેવીજ રીતે વ્યભિચારી સ્ત્રીનો પુરુષ પણ છૂટાછેડાથી સુખી થાય. શારીરિક ખોડવાળા પતિથી સ્ત્રી છૂટાછેડા કરીને બીજો સારો પતિ મેળવી સુખી થાય. તેવીજ રીતે શારીરિક ખોડવાળી પત્નીથી છૂટાછેડા કરીને પુરુષ બીજી સારી સ્ત્રી મેળવી તે પણ સુખી થાય.

જો છૂટાછેડા કરવાની છૂટ મળશે તો સમાજને થોડો ગેરલાભ પણ થશે. મોહમાં અંધ બનેલા યુવકો તથા યુવતીઓ લગ્નો કરીને નજીવી બાબતમાં

છૂટાછેડા કરી પોતાનું માનસિક બળ તથા જીવનનું ધ્યેય નષ્ટ કરશે. આથી સમાજનું કંઇક અધઃપતન થશે. પરંતુ જો અમુક ચોક્કસ કારણોએજ છૂટાછેડા થઇ શકે એવો પ્રતિબંધ હશે તોજ સમાજ—સમસ્ત દેશ—ઉચ્ચ કક્ષાએ આવશે અને ત્યારેજ સમાજના સડા દૂર થશે.

છૂટાછેડા કર્યા બાદ પુરુષ યા સ્ત્રી ફરીથી લગ્ન કરે અને જો તે સુખી થાય તોજ કરેલા છૂટાછેડાનું પણ સાફલ્ય ગણાય. કોંગ્રેસ સરકાર સમાજનો ઊંડો અભ્યાસ કરી સ્ત્રી અને પુરુષ બંનેને છૂટાછેડા કરવા દેવાની છૂટ આપતો કાયદો કરશે તો સમાજના સળગતા ભીષણ દાવાનળમાં બળતા કેટલાયે જીવો સુખી થશે.

ચકલાશી તરલતા આર. આચાર્ય

---

## આપણાં દેવાલયો

**સ્વામી** રામતીર્થ કહે છે કે તમારાં ગગને અડતાં ઊંચાં ઊંચાં મંદિરો અને તેમાં તમારા બનાવેલા પત્થરના નારાયણો અને વિષ્ણુઓ તમારા અંતરાત્માને શાન્તિ આપનાર નથી. દરિદ્રનારાયણો અને ગહેનતુ વિષ્ણુઓની યથાર્થ કદર થતી નથી. તેમને પૈસા આપી ધંધે લગાડાતા નથી. એવો ધર્મ અધોગતિએ લેઇ જાય તેમાં શી નવાઇ! માટે એ કૃષ્ણને મંદિરમાં બાંધી નહિ રાખતાં ઝાડમાં, પહાડમાં, પશુમાં, સર્વત્ર બિરાજેલા જોશો તો તેની કંઇ ઓર જ મઝા આવશે. દેવાલય! કેવો સુંદર શબ્દ! 'દેવાલય' શબ્દ બોલતાનીજ સાથે શું ધર્મની ઝાંખી નથી થતી? કેળવણીના દ્વારમાં પ્રવેશ કરવા માટે અક્ષરજ્ઞાન જેવું સુંદર, મજબુત અને મોટું આવશ્યક સાધન છે, તેવું જ ધર્મના દ્વારમાં પ્રવેશ કરવા માટે આ દેવાલય સાધન છે.

પણ અત્યારે આપણે જોઇશું તો તેની મહત્તા દુનિયાના ક્યાય ખૂણામાં ભરાએલી લાગશે. મુંબઇ જેવા શહેરમાં દેવમંદિરો તૂટે કે બંધાય. ઇતિહાસના ચોપડામાં તેની ક્યાંય ગણતરી નથી, એના પત્થરો પછી આરસના હોય કે સોનાના. એ દેવાલયો દેવોનાં નથી, ઐશ્વર્યનાં છે. શ્રીમંતોની એકાદ ઘડીની મોઝમાંથી ઊભી થએલી એ ઇમારતો છે. એ બધાં લક્ષ્મીનાં રમકડાં છે. પ્રજાનો પ્રાણ એના પત્થરો સાથે જડાએલો નથી હોતો. શહેરોની તથા ગામડાંની ભૂમિ તો પોકારી પોકારીને કહે છે કે આ બધાં દેવાલય મારા ગર્ભમાંથી આપોઆપ નથી પ્રગટ થયાં, આ તો શ્રીમંતોએ મારી છાતી ઉપર ચાંપી દીધેલાં લક્ષ્મીનાં રમકડાં છે.

"આ બાઇ પોતાને ઘેર પાછી જવાની રજા માગે છે." અનાથાશ્રમનાં લેડી સુપરિન્ટેન્ડન્ટે મને એક દિવસ કહ્યું.

"એ બાઇને પ્રસૂતિ થયે હજી માત્ર એકાદ માસજ થયો છે. એટલે એટલી ટૂંકી મુદતમાં રજા તો ન અપાય. એ જાય તો પછી એના બાળકનું શું થાય?" મેં કહ્યું.

"એ પોતાના બાળકને લેઇને જવા માગે છે." લેડી સુપરિન્ટેન્ડન્ટે જવાબ આપ્યો.

"બાળકને લેઇને!" હું આશ્ચર્યથી બોલ્યો. વિધવાશ્રમની કોઇ પણ બાઇ ભાગ્યેજ પોતાના બાળકને લેઇને આશ્રમમાંથી ગઇ હોય. આપણા સમાજમાં એ વસ્તુ સંભવિતજ નથી. બાળકનો ત્યાગ કરીનેજ સમાજમાં એ બાઇઓ પાછી પ્રવેશ કરી શકે છે. એટલે આ બાઇ પોતાના બાળકને સાથે લેઇ જવા માગતી હતી એ જાણી મને ઘણી નવાઇ લાગી.

"હા જી. એ બાઇનો પતિ એને લેવા કાલે આવવાનો છે, એમને હું આપની પાસે મળવા મોકલીશ."

મેં બાઇની સાથે હવે વાત કરવા માંડી:

"તમને અહીં કોણ મૂકવા આવ્યું હતું?"

"એ બાઇનો ભાઇ અને એનો પતિ બે આવીને એને મૂકી ગયા હતા." લેડી સુપરિન્ટેન્ડન્ટે બાઇની વતી જવાબ દીધો. "એ આવ્યા ત્યારે તો આ બાઇએ એમ કહેલું કે મારા ભાઇ અને મારા ભાઇના આ દોસ્તદાર છે. પણ હમણાં પંદરેક દિવસ ઉપરજ એણે ખરી વાત જાહેર કરી અને એ બીજો માણસ તે એનો પતિ હતો એ વાત જણાવી."

"તમારા પતિ હતા તો પછી તમારે અહીં કેમ આવવું પડ્યું?" મેં સ્વાભાવિક પ્રશ્ન કર્યો.

"સાહેબ, મારી વાત બહુ નવાઈ જેવી છે. આપના માન્યામાં પણ કદાચ ન આવે. હું મૂળ કચ્છની વતની છું. મારૂં ખરૂં નામ શોભાબાઇ છે. આશ્રમમાં તો મેં રાધા નામ લખાવ્યું છે. મારૂં પિયર અને સાસરૂં બંને કચ્છમાં. મને પરણાવ્યા પછી સાસરે મોકલી ત્યાંથી આઠદશ દિવસમાં હું મારી સાસુ અને વિધવા નણંદ સાથે મુંબઇ ગઇ. મુંબઇમાં એમને નોકરી છે, ત્રણચાર માસ મુંબઇ રહી એટલામાં તો મારે માથે સાસુ અને નણંદે એવી વીતાડી કે ન પૂછો વાત. ચાર માસ તો મારે ચાર ભવ જેવા વીત્યા. મા અને બેનની આગળ

એમનું કાંઇ ચાલે નહિ. એમના ચઢાવ્યાથી મારે માર પણ ખાવાનો વખત આવ્યો. હું પાંચ ચોપડી ભણેલી છું. રોજનું આ દુઃખ સહન ન થવાથી મેં દેશમાં મારી માને કાગળ લખ્યો. એટલે મારો ભાઇ આવી મને તેડી ગયો. ૭ મહિના દેશમાં રહ્યા પછી મને લાગ્યું કે હવે પાછી મને તેડાવશે. એમનો મારા ઉપર બહુ ભાવ હતો, પણ મા અને બેન આગળ ચાલે નહિ. એટલે બધી અકળામણ મારા ઉપર કાઢે, પણ મારે માટે લાગણી બહુ. છતાં આઠ મહિના થયા, પણ કોઇ તેડવા આવ્યું નહિ. મેં કાગળ લખ્યો, મારા ભાઇએ કાગળ લખ્યો, પણ કાંઇ જવાબ જ આવ્યો નહિ. આમ કરતાં લગભગ દોઢ વર્ષ વીતી ગયું.

પીએરમાં મને કશી વાતની ખોટ ન હતી. મા, ભાઇ, ભાભી બધાંમાં હું સુખમાં રહેતી. મારી ભાભીના એક ભાઇ હતા તે અમારે ઘેર આવતા, એ બહુ આનન્દી માણસ હતા. એમની પાસે ભાઇ, ભાભી અને હું સાંજે કે રાતે બેસતાં ત્યારે અલકમલકની વાતો કરી અમને બધાંને એ બહુ આનંદ કરાવતા. ભાભીના ભાઇ મારા દુઃખની વાત જાણતા અને મને ધીરજ આપતા કે 'બેચાર મહિને પણ તમને જરૂર બોલાવશે. તમારા પતિ દિલના ભોળા છે અને તમારા ઉપર એમનો ભાવ છે એ તો હું પણ જાણું છું એટલે તમારે અધીરાં થવાની જરૂર નથી.'

આમ દિવસ વીતવા લાગ્યા. એક દિવસ હું મુંબઇની વાતો કરતી હતી. મારી મા દર્શન કરવા ગઇ હતી, ભાઇ કાંઇ કામે બહાર ગયા હતા, ભાભી અને એમના ભાઇ બેઠાં હતાં. મારી મુંબઇની વાતો ચાલતી હતી, એટલામાં પડોશમાંથી કોઇ મારાં ભાભીને બોલાવવા આવ્યું એટલે એમને ઊઠીને જવું પડયું.

મુંબઇની વાત કરતે કરતે મારા સાસરાની વાત નીકળી. સાસુ ને નણંદના જુલમની વાત કરતાં કરતાં મારા પતિના સાલસ સ્વભાવની વાત હું કરવા લાગી. એ વાતમાં મેં એમના સ્વભાવનાં અને મારા તરફના ભાવનાં ખૂબ વખાણ કરવા માંડયાં. ભાભીના ભાઇ મારી વાત સાંભળ્યા જ કરતા હતા. હું એમનાં વખાણ કરતે કરતે ખૂબ તાનમાં આવી. મારા પતિ જેવો તો કોઇનો પતિ નહિ હોય, પોતાની સ્ત્રી પર એમના જેટલું વહાલ કોઇનું નહિ હોય, એમ ખૂબ વખાણ પર ચઢી. વખાણ કરતે કરતે મને ખૂબ ઊમળકો આવ્યો, એ ઊમળકાના આવેશમાં હું ભાન ભૂલી ગઇ—અમારૂં બન્નેનું અજાણતાં જ પતન થયું!"

બોલતાં બોલતાં બાઇ નીચું જોઇ ગઇ અને આંખમાં આંસુ ભરાઇ આવ્યાં.

"તરત જ અમારી સાન ઠેકાણે આવી. આ શો ગજબ થઇ ગયો! હવે

શું કરવું? અરે ભગવાન, અમને આ શી કુબુદ્ધિ સૂઝી, એમ મેં કલ્પાન્ત કરવા માંડયું. ભાભીના ભાઇ તો શરમાઇને ઘરમાંથી તરત જ ચાલી ગયા. હું રડતી રડતી અફસોસ કરતી બેઠી હતી. એટલામાં ભાભી પાછાં આવ્યાં. ભાભીનું મારા ઉપર સગી બેન કરતાં વધુ વહાલ. મેં એમને વીતેલી બધી વાત કહી. એમણે મને ધીરજ આપી.

બે માસ પછી મને મારી સ્થિતિની ખબર પડી. હવે શું થાય? આવી આફતમાંથી ઊગરવાનો એક પણ આરો મને તો સૂઝ્યો નહિ. ભાભી અને ભાઇએ પણ વાત જાણી. માથી બધી વાત અમે છુપાવી, પણ લાંબી મુદતે એ છાનું નહિ રહે એમ અમને લાગ્યું.

ભાભી સાથે મસલત કરી, એક દિવસ મેં બધી સાચી હકીકત જણાવીને કાગળ એમને મુંબઇ લખી નાખ્યો. હિમ્મત તો કરી, પણ કાગળ નાખ્યા પછી બહુ ચિન્તા થવા લાગી. ભાભીની હૂંફ ન હોત તો મેં જરૂર કૂવો હવાડો કર્યો હોત.

આઠમે દિવસે મુંબઇથી પત્ર આવ્યો કે હું દેશમાં આવું છું. મને કાગળ મળ્યા પછી પાંચમે દિવસે એ આવી પહોંચ્યા. એમના ઘરનાં તો બધાં મુંબઇ હતાં, એટલે એ અમારે ઘેર જ આવ્યા.

એમના આવવાના સમાચાર સાંભળી મને કાંઇ કાંઇ વિચાર આવ્યા. મારું શું થશે? એ મને બોલાવશે, તેડી જશે? શું કરશે? આ મારું પાપ ત્યાં કેમ છાનું રહેશે? આમ અનેક વિચાર આવવા લાગ્યા.

એ ઘરમાં પેઠા ને મારી છાતી ધડકધડક થવા લાગી. હવે શું કહેશે? શું થશે? ભાભી મારી પાસે ને પાસે જ રહેવા લાગ્યાં. મને જરા છૂટી મૂકે નહિ.

રાતે જમી પરવારીને ભાભી, ભાઇ, એ અને હું ઓસરીમાં બેઠાં. એમણે જાણે કાંઇ બન્યું જ ન હોય એમ મુંબઇની, ધંધારોજગારની ને બીજી વાતો કરવા માંડી. અર્ધો પોણો કલાક થયો એટલે ભાઇ ઊઠીને અંદર ગયા. દશ મિનિટ પછી ભાભી પણ અંદર ગયાં. અમે બે એકલાં પડયાં.

બે મિનિટ મેં એમના સામું જોયું. એમની આંખોમાં જરાયે ક્રોધ જણાયો નહિ. હું એકદમ ધ્રુસકેધ્રુસકે રડી પડી. એટલું રડી, એટલું રડી કે કેમે કરી છાની ન રહું. પાએક કલાક પછી એ મારી પાસે આવી બેઠા અને બોલ્યા: 'જો, હવે છાની રહી જા. હું તને કાંઇ કહેતો નથી. હવે આપણે શું કરવું તેનો વિચાર કરીએ. મેં એવી ગોઠવણ કરવાની ધારી છે કે હું અહીં મહિનો બે મહિના રહીશ. પછી તને લઇ મુંબઇ જઇશું.'

હું એમને પગે પડી. ભગવાન, પતિ દે તો આવાજ દેજે! શી એમની શાન્તિ!"

બાઇની આંખમાં ફરી આંસુ ભરાઇ આવ્યાં. ઊંચે જોઇ તે અદશ્યને હાથ જોડતી જાય અને રડતી જાય. "દેશમાં અમે દોઢેક માસ રહ્યા પછી મુંબઇ જવા નીકળ્યાં. મુંબઇમાં મારી સાસુ અને નણંદની મારા ઉપર ઇતરાજી એવી ને એવીજ હતી. પણ હવે એ એમનું કહ્યું બહુ ગણકારતા નહિ.

દરમિયાન દેશમાંથી કાગળ આવ્યો કે મારી મા એકાએક બે દિવસના તાવમાં ગુજરી ગઇ. એ બિચારીને ભગવાને વખતસર લેઇ લીધી. મારી કથાથી એ અજાણુજ મરી ગઇ.

એક દિવસ માદીકરાને ખૂબ ઝઘડો થયો. કાંઇ પૈસા બાબત કે એવી સાધારણ બાબતનો ઝઘડો હશે એમ મેં ધાર્યું. પણ એમની વાતમાં વચમાં વચમાં મારૂં નામ બોલાતું મેં સાંભળ્યું.

એ બહાર ગયા પછી સાસુએ મને ખૂબ ઊધડી લીધી. મારી નણંદના કોઇ સગાનો દેશમાંથી કાગળ આવ્યો હતો. તેમાં કાંઇક મારી વાતનો અણુસારો હશે એમ મને લાગ્યું. મને સાસુએ ખૂબ ગાળો દેવા માંડી. દેશમાંથી શી રીતે જાણ થઇ હશે તેની હજી મને સમજણ પડતી નથી.

રાત્રે એમણે આવી મને કહ્યું કે તારા ભાઇને કાગળ લખી અહીં બોલાવ્યો છે. તારે માટે કાંઇક ગોઠવણ કરવી પડશે. પાંચ ૭ દિવસ પછી મારા ભાઇ મુંબઇ આવ્યા. ભાઇના આવ્યા પછી બે દિવસ પછી એ, ભાઇ તથા હું અહીં આવ્યાં. ભાઇ સાથે એ હતા એ વાત મેં અહીં કહી નહિ અને ભાઇનાં ભાઇબંધ છે એવી વાત કરી.

ચાર દિવસ ઉપર એમનો કાગળ આવ્યો છે કે બાળકની સાથે હું તને લઇ જવા બુધવારે આવીશ. માટે તું તૈયાર થઇ રહેજે."

બીજે દિવસે એ બાઇનો પતિ મને મળવા આવ્યો. કોઇ મોદી કે દાણાના સામાન્ય વેપારી જેવો લગભગ પચીસેક વર્ષનો એ માણસ હતો. મારી સાથે એણે પોતાની સ્ત્રીને લેઇ જવાની વાત કરવા માંડી.

"તમે બહુજ હિમ્મત બતાવી. તમારી ઉદારતા અને હિમ્મત માટે ખરે તમને ધન્યવાદ ઘટે છે." મેં કહ્યું.

"સાહેબ, હું તો બહુ સાધારણ માણસ છું. મુંબઇમાં આઠ વર્ષથી .... બજારમાં વેપારીને ત્યાં મુનીમ છું. સાત ચોપડી ગુજરાતી ને ત્રણ

અંગ્રેજી ભણ્યો છું. પણ આ મહાત્માજીનાં લખાણો વાંચીને મારા વિચારોમાં બહુ ફેરફાર થયો છે. મારી સ્ત્રી મુંબઇથી ગઇ ત્યારથી મને ચેન પડતું ન હતું. મને થતું કે મારી માની સતામણી અને મારા મનની નબળાઇને લીધે મારી સ્ત્રીને દેશમાં પડી રહેવું પડે છે. જ્યારે એનો કાગળ આવ્યો ત્યારે મને થયું કે જે બાઇએ મારા ઉપર આટલો બધો વિશ્વાસ મૂક્યો તેને હવે ઠેઠ સુધી મદદ કરવી. એણે બધી વાત છુપાવી હોત અને દેશમાંજ બધું પતાવી દીધું હોત તો મને શી ખબર પડવાની હતી? અને સાહેબ, અમારી જ્ઞાતિના હજાર બે હજાર જુવાન માણસો અહીં મુંબઈમાં ધંધો કરે છે. તેમના કુટુમ્બને દેશમાં રાખે છે. અહીં લૉજમાં જમે છે. અને મુંબઇમાં કયાં કયાં ભટકે છે ને કેમ જિંદગી ગુજારે છે તે હું બરાબર જાણું છું. એમને કોઇ પૂછતું નથી, અને આ બાઇ બિચારી લપસી પડી તેને હું સદાને માટે તરછોડું? આવો વિચાર આવ્યો એટલે હું એકદમ દેશમાં આવ્યો. દેશમાં દોઢેક માસ રહ્યા પછી મુંબઇ અમે પાછાં આવ્યાં.

મુંબઇ આવ્યા પછી બે મહિના પછી દેશમાંથી મારી બેનના સાસરાનો એક સગો આવ્યો. તેણે મારી માને તથા બેનને બધી વાત કહી. તપાસ કરતાં જણાયું કે એ માણસ મારા સાળાની વહુના ભાઇનો સાળો થતો હતો. મારી સ્ત્રીની જેની સાથે વાત બની હતી તેની સ્ત્રી પાસેથી આ માણસે– તેના ભાઇએ–બધી વાત જાણેલી.

માને અને મારે ખૂબ ઝઘડો થયો. એટલે મેં આને અહીં રાખવાનો નિશ્ચય કર્યો. એના ભાઇને દેશમાંથી બોલાવ્યો. અને અમે બે એને અહીં મૂકી ગયા. હું એનો પતિ છું એમ જાણવામાં આવે તો આશ્રમમાં આને કદાચ ન રાખે તેથી પોતાના ભાઇના દોસ્તદાર તરીકે મને અહીં ઓળખાવ્યો. હવે હું એને બાળક સાથે લેઇ જઇશ."

"તમારી મા તથા બેનનો વિરોધ કેમ સહન કરશો? આ બાઇની ત્યાં મુંબઇમાં શી સ્થિતિ થશે?" મેં પૂછ્યું. "મારી મા અને બેન હવે દેશમાં રહેશે. અમારા સંસારમાં વિક્ષેપ પાડ્યા સિવાય શાન્તિથી એમને રહેવું હશે ત્યારે એ મુંબઇ આવશે. દેશમાં એમના ખાવાપીવાનો અને ખરચખૂટણનો હું સારી રીતે બંદોબસ્ત કરીશ. અમારા ત્રણના સંસારમાં હવે ચોથાની ડખલ ન જોઇએ."

આટલું કહી એ ભાઇએ વિદાય લીધી. બીજે દિવસે એ ત્રણે મુંબઇ ચાલ્યાં ગયાં.

('જ્યોતિર્ધર,' તા. ૧૫:૭:'૩૯) ગ. ગો. દ્રુ.

# લજામણાં

૧૯૩૮ના મેની એ ૩૭ તારીખ. લગ્નગ્રન્થિનો એ પવિત્ર દિવસ: તે દિવસે અમે લગ્નગ્રન્થિથી જોડાયાં. આજે ૧૯૩૯ના મેની ૩૭ તારીખનો પ્રાતઃકાળ. જીવનની ઝરમર વટાવીને લગ્ન પછીનું પૂરું થતું વર્ષ. આજે તો બીજા વર્ષમાં અમારો પ્રવેશ. એ તો અમારો ઉત્સવઘેલો દિવસ. જીવનમાં એક પગથિયું આગળ ધપ્યાં. પણ એ જીવન કેવી રીતે પસાર થયું? એ સમય કેવા સંજોગોમાં પસાર થયો? પાટીદાર સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી હોય છે તેનો આછો પરિચય થયો. સ્ત્રીઓ કેટલી ક્રૂર સ્થિતિમાંથી પસાર થતી હશે તેનો મને હજી પૂરેપૂરો ખ્યાલ નથી. પહેલું વર્ષ પસાર થયું. શું લખવું તેનો વિચાર થયો. આજે એ પાટીદાર સમાજની કુરૂઢિઓમાંની એક ઉપર ચર્ચા કરીશ. તે કુરૂઢિ બીજી કોઇ નહિ, પરંતુ 'લાજમલાજ'ની. અરે એ શબ્દ પણ વાપરવો મને નથી ગમતો, એને તો હું કહીશ 'લજામણાં!' એ 'લજામણાં' તો નારીસમાજ ઉપર મારી ઠોકી બેસાડેલ એક ત્રાસ છે. ચાલો હવે આપણે હવે એ લજામણાં ક્યાંથી આવ્યાં તેનો વિચાર કરીએ.

કૌરવ અને પાંડવનો એ પ્રાચીન યુગ ને ત્રેતાયુગ. એ વખતની મોટામાં મોટી કેળવાએલી સ્ત્રી દ્રૌપદી. શું દ્રૌપદી કોઇની લાજ ખેંચતી હતી? એક જ જવાબ અને તે 'નહિ જ.' ત્યારે શું આપણે તેને ધિક્કારીશું? દરેકના મુખમાંથી એક જ જવાબ ઊઠશે કે આપણે એને ધિક્કારતા નથી, પણ પૂજીએ છીએ. અલબત એ લાજ નહોતી કાઢતી; માટે આપણે એને માનની દૃષ્ટિએ વિચારીએ છીએ એવું તો હું કહેવા માગતો નથી. એ તો પૂજ્ય છે એના સદ્‌ગુણોને લીધે જ. તેજ પ્રમાણે આપણે કોઇ સારી ચાલચલગતવાળી સ્ત્રી લાજ નહિ કાઢતી હોય, માટે તેને ધિક્કારીશું તો તે શું યોગ્ય ગણાશે? સીતાનો દાખલો લો. તેમાં પણ શું જણાય છે? આપણે એને પણ નથી ધિક્કારતા. ત્યારે આપણે એક મુદ્દા ઉપર આવીએ કે તે વખતે આજે મારા શબ્દોમાં કહેવાતાં 'લજામણાં' નહોતાં. દ્રૌપદી પોતાના વડીલો પાસે આશીર્વાદ લેવા જતી તે શું આપણે નથી જાણતા? તે વડીલો આજના જેવા વડીલો નહોતા. પુત્રવધૂને તેઓ પોતાની જ પુત્રી તરીકે માનતા. તેમની વર્તણૂંક પણ તેવી જ હતી. તે વખતે કુટુંબોમાં આવી બાબતોના કલેશ હતા જ નહિ. આ 'લજામણાં'ની દૃષ્ટિએ જોતાં આજના 'લજામણાં'ના હિતેચ્છુ વડીલોની સરખામણી બીજા જેવા પહેલાંના વડીલની સાથે કરતાં પણ શરમાઇએ!

હવે મુસ્લીમયુગની વાત કરીએ. કોઇ કહેશે કે આ 'લજામણાં' મુસલમાનોથી

સ્ત્રીવર્ગને બચાવવાને માટે આવ્યાં: હું તો આ કથનને પણ સત્યથી વેગળું હોવાનો દાવો કરૂં છું. કારણ કે જો એમ જ હોય તો હિન્દુ અને મુસ્લીમ સ્ત્રીઓના પહેરવેશ જુદા છે, એટલે હિન્દુ સ્ત્રીઓ તરત જ ઓળખાય. એટલે તેમનો બચાવ શી રીતે થાય? ધારો કે એ કથન સત્ય છે, તો પણ શું? આજે તો તેની જરૂર નથીજ.

હવે તો આને માટે એકજ માર્ગ. ત્યારે આ 'લજામણાં' આવ્યાં ક્યાંથી તેને માટે ફક્ત અનુમાનજ કરવું રહ્યું. આને માટે આપણે એકજ દાવો કરી શકીએ અને તે છે કેળવણીનો નાશ. કેળવણીને હું શાળામાં જઇ લખતાં વાંચતાં શીખવું એટલું જ નહિ, પણ સારા ગુણો કેળવવા એમ જ ગણું છું. કૌરવપાંડવો પછી સારા સંસ્કારોનો નાશ થવા લાગ્યો. મુસલમાનોના વખતમાં તો એ સંસ્કારો ધૂળમાં જ મળી ગયા. આ ગાળામાં જ 'લજામણાં'ની ઉત્પત્તિ થઇ હશે એમ હું ધારૂં છું. આ 'લજામણાં' ત્યારથી તે આજ સુધી માતાપિતાના વારસામાં ઊતરી આવ્યાં છે.

અત્યાર સુધી આપણા વડીલોએ એક અથવા બીજે કારણે એ વારસાનો સ્વીકાર કર્યો હશે. પણ હું તો કહું છું કે વડીલો, હવે એ વારસો અમારે નથી જોઇતો. તમે તો એક રીતે સ્વાર્થી છો. જે વડીલોએ તમને પાળી પોષીને મોટા કર્યા તેમને જ તમે તેમના મૃત્યુ વખતે કંઇયે ન લેવા દીધું. અમારે તો હવે સ્વાર્થી નથી રહેવું. અમારે તો તમારા ઉપકારના બદલામાં તમે કંઇક સાથે લેઇ જાઓ એવું જ ઇચ્છીએ છીએ. તમે ખાલી હાથે જશો તો ભગવાન પણ તમને દંડો મારીને પાછા કાઢશે. વળી ભગવાન તો આપણાથી કંઇક જુદી જ વ્યક્તિ છે. તેમને તમારે કંઇક ભેટ તરીકે આપવું જ પડે, જેથી તમારે એ દંડો ખાવો ન પડે, 'લજામણાં' લેવા ફરીથી આ દુનિયામાં જન્મ ન લેવો પડે. તમે ભેટ આપો એટલે ઇશ્વરની તમારી ઉપર રહેમનજર રહે, તેથી જ તમને મોક્ષ મળે, તમારા જ સમાજમાંથી એક કુરૂઢિ ઓછી થાય, તમારી ભેટ ઇશ્વરની ડાયરીમાં જમા થઇ તમારૂં નામ અમર રહે અને છેવટે આજનો પાટીદાર સ્ત્રીસમાજ પણ એક ત્રાસમાંથી મુક્ત થાય. તે માટે અમે તો એ 'લજામણાં' તમે તમારી સાથે જ લેઇને જાઓ એવો સરળ માર્ગ કાઢી આપીશું. તમારા જ ભલા ખાતર એટલું તમે લેઇ નહિ જાઓ તોપણ અમે તમારી પાછળ ધકેલી દેઇશું.

પરંતુ વડીલો, ધ્યાનમાં રાખજો. આ ઉપકારનો બદલો અપકારથી ન વાળતાં તે પ્રમાણે કરવાને અમને મદદ આપજો. આટલા લાભ બતાવ્યા છતાં પણ જો

તમે તેમ નહિ કરો તો તમારા હાલ ભૂંડા થશે. વળી તમે આ યુગમાંથી પસાર થતા આવ્યા છો, એટલે 'લગ્નમણાં'થી તો તમે સંપૂર્ણ વાકેફ હશો. યુવકો, હું તો કહું છું કે તમે વ્યક્તિગત જ વિચાર કરી જુઓ. તમારી પોતાની જ પત્ની તમને શું આ 'લગ્નમણાં'ના ત્રાસની વાત નથી કરતી? તમે પણ તેણીને "હશે, રિવાજ ચાલતો આવ્યો છે તેને આપણે શું કરીએ? હોય, એટલું તો તું નિભાવી જ લેજે," એમ તેને આશ્વાસન નથી આપતા? તમે મનમાં તો જરૂર ધારતા હશો કે એની વાત સાચી છે, પણ તમારી પાસે 'લગ્નમણાં'ના રસીઆ વડીલબંધુઓ બેઠા હશે એટલે જ જીભદ્વારા આ વાતને ટેકો નહિ આપો. કારણકે વડીલોની તમને બીક લાગે છે. પરંતુ વિચાર કરશો તો એ બીકેજ આ બધી મોંકાણ માંડી છે. તમે ટેકો નહિ આપો, પરંતુ ઊલટા પાસે બેઠેલાની બીકથી આ કથનને અને તે કથન રજૂ કરનારને પણ બે ગાળ દેવામાં બાકી નહિ રાખો. હવે તમે જ જો ગાળો દેવા લાગશો તો તમારી સ્થિતિનો તમે ખ્યાલ કર્યો છે ખરો? કોઇ માણસ તમને અથવા બીજાને ગાળો દેવા લાગશે તો તમેજ તેને 'લબાડ,' 'મૂર્ખ,' 'જંગલી,' વગેરે વિશેષણો વાપરશો. તો અહીંઆં તમારી જાતેજ 'લબાડ,' 'મૂર્ખ,' અને 'જંગલી' નહિ બનો? જરૂર બનવાના જ.

આખી દુનિયામાંથી લગ્નમણાં ચાલ્યાં ગયાં છે. એક ફક્ત નથી ગયાં હિન્દમાંથી. મોટાં શહેરોમાંથી ગયાં, બીજી જ્ઞાતિઓમાંથી ગયાં, પરંતુ ના ગયાં એક ગુજરાતના પાટીદાર સમાજમાંથી. પાટીદાર સમાજની આ જૂની ચીજો સાચવી રાખવાની શી શક્તિ! એ સમાજના કાર્યકર્તાઓની શી બુદ્ધિ! તેમ કરવા તેમની દલીલોમાં તેમની બુદ્ધિનું શું પ્રદર્શન! એમની બુદ્ધિનાં પ્રદર્શન આગળ ગઇ કાલેજ અમેરિકામાં જે વિશ્વપ્રદર્શન પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટને હાથે ખુલ્લું મૂકાયું છે તે તો વિસાતમાં ય નહિ? મહાભારે પ્રદર્શન! શું એનાં ગુણગાન! ગુણગાન કરવાના શબ્દોય નથી જડતા! એટલો મોટો તો એમના ગુણગાન ગાવાને જોઇએ શબ્દભંડોળ! એવી દલીલો કરનારને કોની ઉપમા આપવી એ તો એ પોતે જાતેજ નક્કી કરી લે. ઓ સમાજના આવા કાર્યકર્તાઓ, તમારી બુદ્ધિના પ્રદર્શનને અમારા હજારો વંદન છે! તમે તમારો 'લગ્નમણાં'નો વારસો લેઇને જશો એવી અમારી અભિલાષા છે. અરે, ઓ 'લગ્નમણાં'ના હિતેચ્છુઓ, કુથલી કરવી હોય એટલી કરી લેજો, ફરી વખત નહિ મળે. કુથલી કર્યાની ભેટ તમને ભવિષ્યમાં કાંઇક અંશમાં મળી રહેશે. ભૂલતા નહિ એ ભેટને સાચવી રાખવાનું. તમે એ ભેટનો સ્વીકાર નહિ

કરો તો તે બેટનું શું? તમે તો ઘણાજ ઉદાર લાગો છો! આશ્રય લેવા આવેલીને આશ્રય આપવાની ક્ષત્રિયોથી પણ પર ઉદાર વૃત્તિ તમે ધરાવો છો. તો તમે હાલને પ્રસંગે તમારા 'લજામણાં'નો વારસો સાચવી રાખવા તૈયારી કરી રાખજો. તમને એ તૈયારી કેવી રીતે કરવી તે નહિ ફાવે. મનેજ બતાવવા દો ને. તમારાં ખિસ્સાં તો મોટાં હશેજ, એટલે આ સંગ્રહ સારી રીતે માઇ શકશે. હજી ભવિષ્યમાં પણ તમારે બીજા ભંડારો સાચવવાના રહેશે; પરંતુ તે માટે મેં તો સંપૂર્ણ વિચાર કરી રાખ્યો છે. તમે તે માટે ગભરાવાની બિલકુલ તસ્દી લેતા નહિ. એ તો ઠીક, પણ એ ખિસ્સાં પોલાં ન રહી જાય તે જાળવજો. નહિ તો એ ભંડાર પલાયન કરી જશે. એ ઊડી ન જાય તે માટે હું કહું તેમ તેની ઉપર અજ્ઞાનતાનું, તમારી જડબુદ્ધિનું, તમારા પ્રદર્શનનું, વગેરેનાં ઓછામાં ઓછાં સાતેક પડ તો જરૂર દેજો, જેથી વૈદક દષ્ટિએ પણ એ ઠીક ગણાય. જો, ભૂલતા નહિ હોં. તમે જાઓ ત્યાં સુધી એને ખિસ્સામાંજ સાચવી રાખજો. સાચવવાની પણ શક્તિ છે કે નહિ? હું ધારૂં છું ત્યાં સુધી એ શક્તિ પણ તમારામાં હોઇ શકેજ નહિ. તમે જશો એ પહેલાંજ તમારી પાસેથી એજ મોક્ષને માટે ચાલી જશે. ફરીથી આ દુનિયામાં એ 'લજામણા'ને જન્મ નહિ લેવો પડે. તમે સમજ્યા, એ શાથી તમારી પાસેથી ચાલી જશે? કારણ કે તમે ખરા ક્ષત્રિય નથી. વળી તમે આગળ આવી ગએલા વિશેષણનો ચાંદ લટકાવી ફરો છો. જોજો, હોં, ભીંડીનાં તો શું પણ હીરનાં દોરડાં વતી તમે એને ખેંચી રાખશો તોપણ એ દોરડાં તૂટી જશે. તમારા જેવા એક વિચાર ધરાવતા મનુષ્યોની એકત્ર શક્તિ વેડફાઇ જશે અને પરિણામે દોરડું તૂટતાંજ તમે બધા નીચે પડી જઇ ધૂળ ચાટવા માંડશો. જરૂર એ ધૂળ પણ તમને તો મીઠીજ લાગવાની!

અરે ઓ નરપિશાચો, જાગો ઊઠો, દુનિયામાં ચારે તરફ નજર નાખો. જુઓ કે તમારા જેવો ભંડાર કોઇએ સાચવી રાખ્યો છે? સમજજો, વિચારજો, સારી બુદ્ધિ લાવીને સારાસારનો વિચાર કરજો અને તમારી બુદ્ધિનું પ્રદર્શન કરવું આજથીજ માંડી વાળજો, નહિ તો ભારે પડી જશે.

ચાલો, આપણે હવે આગળ ચાલીએ. હવે આપણે આખી પુરુષજાતિનો વિચાર કરીએ. પુરુષોને આ 'લજામણાં' કેમ નથી કાઢવાં તેનો વિચાર કરીએ. આ પ્રથા ઘણા વખતથી ઘર ઘાલી ગઇ છે. પુરુષજાતિ (આ પ્રથામાં માનનારાનીજ વાત સમજવી) આ પ્રથા કાઢી નાખવાની સામે કેમ થાય છે તેજ 'મુખ્ય' પ્રશ્ન છે. તેમના મગજની અંદર એકજ જડબુદ્ધિ ભરાઇ બેઠી છે.

તે લોકો એમ માને છે કે તેમની લાજ ખેંચી સ્ત્રીઓ તેમને માન આપે છે, તેમની આમન્યા જાળવે છે. ઘણા તો મનમાં ફુલારા મારે છે કે અમે એવા તો મોટા કે સ્ત્રીઓને અમારી લાજ ખેંચવી પડે છે! પરંતુ એમનામાં એટલી સમજવાની શકિત નથી કે સ્ત્રીઓ તો તેમનું 'આધું ઓઢે' છે, તેમનોજ શોક પાળે છે. શોક બીજાનો તો ન કહેવાય, પરંતુ તેમની સારી બુદ્ધિ મરી ગઇ છે અને પરિણામે જડબુદ્ધિ ઘર ઘાલી ગઇ છે, તેનો શોક! હાલ જોકે એ શોકનો મોટો ભાગ ચાલ્યો ગયો છે, કારણ કે સુબુદ્ધિ પાછી જન્મી છે. હજી જેમની પાસે સુબુદ્ધિ આવી નથી તેમનોજ સ્ત્રીઓ આ રીતે શોક પાળે છે.

અરે આ તો ઠીક છે, પણ ઘણા તો એવા પડયા છે કે રસ્તો સાંકડો હોય, સ્ત્રીઓની પાસે તેમનાં બાળકો હોય અથવા તો માથે પાણીનું બેડું હોય, બે બાજુ વાડા હોય, કાંટા હોય, તોપણ તેમના નામનું 'આધું ઓઢાવે છે!' એ તો ઠીક છે, પણ તે સ્ત્રીઓ શરમની મારી એ કાંટામાં થઇને જાય અથવા તો એ લોકો ખસે નહિ ત્યાં સુધી ઊભી રહી નાહકની હેરાન થાય, ને પેલા મનમાં ને મનમાં હસે! ધિક્કાર છે એ માનવીઓને, જગતમાં ન હોત તોજ સારૂં થાત!

અરે આવાને પણ ચઢી જાય તેમની પોતાની વાત જયારે તમે સાંભળો ત્યારે મોંમાં આંગળાંજ નાખી જાઓ! જો કોઇ સ્ત્રીથી અજાણ્યે એમના નામનું ખાસ્સું બે હાથ નીચે ખેંચવાનું બાકી રહી ગયું હોય તો તેને 'ભાણી' કહીને સંબોધે છે! પરંતુ જડબુદ્ધિને લીધે એમને ખબર નહિ હોય કે એજ વખતે એ માનવી તે સ્ત્રીનો રૂપાળી રીતે 'મામો' થઇને ઊભો રહે છે. એ 'ભાણી' શબ્દ વાપરીને તે સ્ત્રીની તે મશ્કરી કરે, ત્યારે તે શબ્દ વાપરતા પહેલાં એ પોતે પોતાનીજ બેન અને દીકરીનો વિચાર કરી જુએ.

ઘણા એવી દલીલો કરે છે કે આ 'લજ્જામણાં'થી ઘણીજ સારી રીતે મર્યાદા જળવાય છે અને ઘણાં ન ઇચ્છવા યોગ્ય બનાવો બનતા અટકી જાય છે. હું તો પૂછું છું કે જો એમજ હોય તો તમારી બેનો અને દીકરીઓ તમારી લાજ નથી કાઢતી. ત્યાં આગળ કેમ તમારી મર્યાદા અને આમન્યા જળવાય રહે છે, અને આવી તમારી દષ્ટિએ લાજ કાઢનારી સાથે તમે મર્યાદા અને આમંન્યા જેવી દલીલો કરો છો? આ તમારી મૂર્ખાઇ નહિ તો બીજું શું કહી શકાય? આમાંથી એક વિચાર ઉદ્ભવે છે કે ખરાબ ચાલચલગતવાળા માણસોની લાજ કાઢી હોય તો ઠીક, એવી દલીલ તમે કરશો. ત્યારે તો તમે તમારી જાતેજ ખરાબ ચાલચલગતવાળા બનો છો. જો તમે તેવા ન હો તો

તો તમારે માટે એકજ રસ્તો છે. તમારે તો તમારી લાજ કાઢતી સ્ત્રીઓનેજ લાજ ન કાઢવા સમજાવવું જોઇએ. તેમ છતાં પણ જો કોઇ સ્ત્રી તમારી લાજ કાઢે તો તમારે તમારાંજ મનને પૂછી જોવું જોઇએ કે તમારા મગજમાં એવી કઇ વૃત્તિ છે, જેથી તે સ્ત્રી તમારા ઉપર અણુવિશ્વાસ રાખે છે. જો તે સ્ત્રી તમારા ઉપર વિશ્વાસ ધરાવતી ન હોય તો અચૂક સમજવું કે તમારામાંજ કંઇ દોષ છે. તે દોષ સુધારવા તમારેજ પ્રયત્ન કરવો રહ્યો. તમારી આ દલીલોમાં તમારીજ ભૂલ છે અને તે દોષ બિચારી અબળા જાતિ ઉપર નાખવા ફરો છો. અહીંઆંજ તમે ભૂલો છો, એ પૂરવાર થાય છે. લાજ ખેંચીને અબળા તમારૂં માન સાચવતી નથી, પરંતુ તે તો પોતાનો તમારા ઉપરનો અણુવિશ્વાસ જાહેર કરે છે, એટલે કે તમારૂંજ અપમાન કરે છે. આ બધામાં સ્ત્રીને પણ પોતાની જબર જવાબદારી સાચવવાની હોય છે અને તે એ કે તેની ચાલચલગત એકદમ સરસ હોવી જોઇએ.

મહિયરમાં સ્ત્રી લાજ નથી કાઢતી. શાથી? કારણ કે તેના સહવાસમાં રહેતા પુરુષોએ તેની સાથે ભાઇબેનનો સંબંધ રાખ્યો છે. તે સ્ત્રીને તે લોકો ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે. આ પ્રમાણે સ્ત્રીની સાસરીમાં રહેતા પુરુષવર્ગે પણ પોતાની બેન અથવા દીકરી સાથેના જેવી વર્તણુંક તે સ્ત્રી સાથે રાખવી જોઇએ. ટૂંકમાં તમે ગાડરીઆ પ્રવાહની પેઠે આ 'લજામણાં'માં માનતા આવ્યા છો તેવીજ રીતે તમારો પ્રવાહ પાછો વાળી દેવો જોઇએ.

હવે સાસરીની વડીલ સ્ત્રીઓ માટે પણ શું? તેમણે પણ યોગ્ય ધડો લેવો જોઇએ છીએ. વળી આ તો આખા સ્ત્રીસમાજની વાત થાય છે. તમે પણ તેમાં ખરાં ને? તમારે પણ એ ત્રાસ તો વેઠવોજ પડે છે ને? નાનાં બાળકોને તમે જેમ શીખવશો તેમ શીખશે. 'લજામણાં'ને નસાડી મુકવામાં તમારે જ પહેલ કરવી જોઇએ. તેમ ન કરો તો આજેજ તમે પ્રતિજ્ઞા લો કે કોઇ સ્ત્રીઓ 'લજામણાં' કાઢી નાખવાને તૈયાર હોય તેમાં અમે કોઇ જાતનો અંતરાય નહિ નાખીએ. એમને તમારા સહકારની ખાસ જરૂર છે. તમારા સિવાય એમને એક રીતે એ ભારે પડી જશે, કારણ કે તમે તેમની કુથલી કરી ખાશો એવી એમને બીક રહેશે.

હે ક્રૂર સમાજ, હજી તો આવા અનેક બુદ્ધિહીન મનુષ્યો વસી રહ્યા છે. ત્યારે કેવી રીતે તારૂં સારૂં થાય? પ્રભુ એવા મનુષ્યોને સદ્બુદ્ધિ આપે એજ મારી છેવટની અભિલાષા છે. અસ્તુ.

સોડપુર મોહનભાઇ ઉમેદભાઇ પટેલ

# દાન અને આપણો સમાજ

**દાનની** પ્રથા પ્રાચીન છે. ધર્મગ્રંથોમાં તેનો મહિમા વિશેષ મનાયો છે. પણ એ દાનની વ્યાખ્યાનું અંધાનુકરણ થતું હોઇ, તેને સુમાર્ગે વાળવાની જરૂર છે. આજે અપાતાં દાનો મુખ્યત્વે કીર્તિ કે તેવી અન્ય અભિલાષાઓથી અપાય છે. એકંદરે લોકહિતાર્થે અપાએલાં એવાં દાન, ભલે પછી તે કીર્તિ માટે અપાયાં હોય તોપણ, પ્રશંસાપાત્ર છે. પણ કીર્તિ સિવાય, માત્ર વેઠ કે ત્રાસ રૂપે અપાતા કરવેરા જેવાં દાન પણ ઓછાં નથી! એવાં દાન દિનપ્રતિદિન વધતાં જાય છે. ધર્મબુદ્ધિથી કે સ્વેચ્છાથી જે કાંઇ આપવું તે દાન છે. પણ દાનને નામે અત્યારે અત્યાચાર થઇ રહ્યો છે. સંસારકલ્યાણાર્થે યોજવામાં આવેલી પ્રથા, સંસારને કુમાર્ગે દોરવાના ઉપયોગમાં લેવાય છે! આજે છેક ગામડાંમાં પણ અનેક પ્રકારનાં દાન અપાય છે. એવાં દાનોમાં કેટલાંક દાનો ધાર્મિકતાને ફાળે જાય છે. લોકોપયોગી તો માત્ર અપવાદ રૂપે અપાય છે.

અત્રે એવાં નિરર્થક દાનોની ચર્ચા કરવાની હોઇ ટૂંકમાં કયાં દાનો નિરર્થક છે તેજ જોઇશું:

(૧) ચરોતરનાં કેટલાંક ગામોમાંથી વાર્ષિક ખંડણી તરીકે ડાકોર ધકેલાતાં નાણાં ને અનાજ અને ધર્માચાર્યોને અપાતા લાગા!

(૨) વિવાહને માંગલિક પ્રસંગે દેવદેવીઓને અપાતા ચાંલ્લા કે નજરાણાં!

(૩) લંગોટિયા લૂંટમગાઓને અપાતાં 'સદાવ્રત' અથવા ત્રાસવ્રત!

(૪) ધર્માન્ધતાથી અપાતાં દાનો: કોઇના મરણ બાદ શ્રાદ્ધથી લેઇ વિવિધ પ્રકારે થતાં દાનો, છૂટક છૂટક અપાતી ધાર્મિક સંસ્થાઓને મદદ, બ્રાહ્મણ કહેવાતા અબ્રાહ્મણોને અપાતા વેરા!

(૫) અંધશ્રદ્ધાથી, દેવપૂજાની શ્રદ્ધાથી, દેરાઇ જૂનાં ને ઉજ્જડ દેવસ્થાનોની મરામત માટે વ્યર્થ વેડફાતાં નાણાં! જેવાં કે: દેવીઓની દેરીઓ, માતાઓના ગોખલા ને એવાં જૂનાં ખંડેરોમાં ઉધરાણું કરી આમજનતાના પૈસાનો દુરુપયોગ થઇ રહ્યો છે!

ઉપર વર્ણવ્યાં એ બધાં ધાર્મિક અંધશ્રદ્ધાનાં પરિણામ છે. એમાં ધર્મને નામે ચાલતી અંધાધૂંધી જેવી તેવી નથી. પણ જ્યાં સુધી આ હિંદુ ધર્મમાં સાફસુફી નહિ થાય ત્યાં સુધી એ બધી પ્રથાઓ તદ્દન નાબુદ થવાની નથી. એથી પ્રથમ લોકમત કેળવવાની અનિવાર્ય જરૂર છે. પ્રગતિના આ જમાનામાં આપણે આ બધા સડાનો નાશ કરી, એ અપવ્યય પામતાં નાણાંનો ઉપયોગ સન્માર્ગે કરીએ તો શું પરિણામ આવે એ કહેવાની જરૂર છે ખરી?

આપણા પવિત્ર સિદ્ધાન્તો આદર્શથી ને દીર્ઘ દષ્ટિથી હસ્તિમાં આવ્યા હતા. જૂના પ્રતિનિધિઓએ ઉપર વર્ણવેલી બધી પ્રથાઓ તેમની બુદ્ધિ પ્રમાણે તેમની સ્થિતિ વિચારીને કદાચ અમલમાં મૂકી હશે. સંજોગો પ્રમાણે એ બધી પ્રથાઓ તે કાળે જરૂરી પણ હશે. પણ અત્યારે એ બધું નિરર્થક છે.

આજે એજ ધર્મસ્થાનો ભ્રષ્ટ થઇ ચૂક્યાં છે. સમજુ ને વિચારશીલ કોઇ પણ હિંદુ પોતાની માતા કે ભગિનીને એવાં ભ્રષ્ટાચારી નરકાલયોમાં મોકલે જ નહિ! આજે આપણે છચોક એ ભ્રષ્ટતા નરી આંખે જોઇ શકીએ છીએ, એટલું જ નહિ પણ સમાચારપત્રોમાં વાંચીએ છીએ. પ્રતિદિન એવા ચોંકાવનારા સમાચારો વધતા જ જાય છે. આજે દામોદરલાલે હંસા નામની વેશ્યા સાથે લગ્ન કર્યું છે, તો બીજેજ દિવસે સાંભળીએ છીએ કે કાશીમાં યાત્રાળુ સ્ત્રીઓની લાજ લૂંટવામાં આવી છે! બોમ્બ પડે ને જેટલું આશ્ચર્ય થાય, એથીયે વધુ આશ્ચર્ય આપણે નવા નવા સમાચારોથી અનુભવીએ છીએ. અને તોપણ આપણે તેને અપવાદ માની ભૂલી જઇ તેવા અન્ય કર્માચારીઓને મદદ આપીએ છીએ!

ઉપર કહ્યાં એ બધાં દાનો જો ધાર્મિકતાને નામે ન આપતાં ગામડાંના ઉત્કર્ષ માટે નિશાળોમાં, લાયબ્રેરીઓમાં કે દવાખાનામાં આપીએ તો આપણાં ગામડાં કેટલાં સુખી થાય? બહારનાં દાન લેવા જનારા ગામડાંના અગ્રેસરોએ એ વસ્તુ કદી પણ ધ્યાનમાં લીધી છે?

છેક તાજા અનુભવનો જ દાખલો આપું: મારા વતન ઉત્તરસંડામાં 'મુરલીધરનું મંદિર' કરીને એક સંસ્થા છે. એ સંસ્થાના ચોક્કસ આંકડા મારી પાસે નથી, તોપણ જાણું છું તે મુજબ એની રોકડ ને સ્થાવર જંગમ મિલકત કુલ એક લાખ રૂપિયા કે તેથીયે વધુ છે! સદ્‌ભાગ્યે તેનો વહીવટ ગ્રામજનોના જ હાથમાં છે. ગામના ચૂંટાએલા (?) સભ્યો તેનો વહીવટ કરે છે! એ સંસ્થા ગામમાં આવતી જતી જાનો પાસેથી દાન મેળવે છે. સાથે જ ગામમાં તેની જમીન પણ ઓછી નથી, એની પણ આવક આવે છે. બીજી બાજુથી ગામમાં આવતાં અનાજનાં ગાડાં કે એવા અન્ય પરચુરણ વેપાર ઉપર પણ તે ઠરાવેલો કર લે છે. ધર્મના કોઇ શ્રદ્ધાળુ નિર્વંશ હોય તો પાછળ 'મુરલીધર' સંસ્થાને જમીન કે તેની અન્ય પણ મિલકત ભેટ કરે છે! નિર્વંશ ન હોવા છતાં પણ-કેટલાક તેને શ્રદ્ધાથી ઉપર મુજબનું જ દાન કરે છે. કોઇ પણ સારા પ્રસંગોએ તેને દાન આપવાનો રિવાજ સાધારણ છે. કોઇ આફ્રિકા આવતું હોય, કે એવા અન્ય પ્રસંગોએ એ સંસ્થાને ઠીક ઠીક દાન મળે છે. આ

તેની જમા બાજુ. હવે આપણે તેની ઉધાર બાજુ જોઈએઃ ગમે તેવા લંગોટિયાને સદાવ્રત આપવામાં આવે છે! બધા સભ્યોની મરજીમાં આવે, તો કોઇ અમલદારને બહાને મેમ્બરો ને તેમનાં લાગતાંવળગતાં મિષ્ટાન્ન ઉડાવી શકે છે! અલબત્ત આવા દાખલાઓમાં અપવાદ પણ હોય છે. પણ ગામની પ્રતિષ્ઠિત (?) વ્યક્તિઓ વધુ ઊહાપોહ કરતી નથી! એની આવક વધુ નહિ હોવાથી તેની મિલકત દિનપ્રતિદિન વધતીજ જાય છે. કોઇક દાખલાઓમાં આ સંસ્થા ઉપયોગી કાર્યો પણ કરે છે. ગયે વર્ષે ગામની હાઇ સ્કૂલની લગભગ બારસો રૂપિયા ખોટ એજ સંસ્થાએ આપી હતી. પણ તમે વિચાર કરો તો આવી સંસ્થાઓ જો આદર્શથી ચાલતી હોય તો ગામ કેવું સરસ થઇ શકે?

એક લાખ રૂપિયાની રકમ એ કાંઇ નાનીસૂની રકમ નથી. વ્યવસ્થિત રીતે જો એ નાણું વ્યાજે આપી તેમાંથી લોકોપયોગી સંસ્થાઓને ચલાવવાની હોય તો?

પણ ખેદનો વિષય છે, કે એ સંસ્થાની કેટલીક જમીન તો મેં ઉપર કહ્યા એવા સભ્યોને નામેજ ચાલે છે, કેમ જાણે એ એમની ખાનગી મિલકત ના હોય! આવી અન્ય સંસ્થાઓ ને વ્યવસ્થા ઘણું ખરૂં ચરોતરનાં સૌ નાનાં મોટાં ગામમાં ચાલે છેજ. અને તે દરેકનું લક્ષબિંદુ ધાર્મિક હોઇ એ નાણાંનો અપવ્યય થઇ રહ્યો છે. આવી ઉપયોગી સંસ્થાઓ માટે અદ્યાપિ પર્યંત કોઇ પણ જાતનો ઊહાપોહ થયો નથી, એ શોચનીય છે.

એ બધી સંસ્થાઓમાં ચેતન પ્રકટાવવાનો યુવાનોનો ધર્મ સ્પષ્ટ છે. એ માટે દરેક દિશામાંથી યુવાનોએ પ્રચંડ આન્દોલનો જગાવી એ સંસ્થાઓ હસ્તગત કરવી ઘટે. સાથેજ એમાં ક્યાં ક્યાં સુધારાવધારા કરવાની આવશ્યકતા છે તે વિચારી એ નાણાંનો પ્રચલિત સંસ્થાઓમાં યોગ્ય વ્યય કરવા તેમણે છેવટે લોકમત તો કેળવવોજ જોઇએ. સાથેજ કેટલાક નવા વેરા ઉઘરાવવાની પ્રથા પણ દાખલ કરવી જોઇએ. એથી અનિષ્ટો ઘટે અને સંસ્થાને દાન પણ મળતું રહે. લોકસંસ્થાઓ કે ગ્રામપંચાયતોની વિચારણા મહાસભા સરકાર વિચારી રહી છે. તેવે સમયે મેં ઉપર કહી એવી સંસ્થાઓનો વહીવટ પણ ગ્રામપંચાયતોને હસ્તક રહે એવો કોઇ પ્રબંધ થયો હોય તો વધુ લાભકારક થાય. એને કાયદાથી વિસ્તારી હજુ પણ એમ કરી શકાય. આ માટે લાગતાવળગતા વિચાર કરે તો ગામડાંમાં એક વધુ મહત્ત્વની ખીલવણી થઇ શકે. ગ્રામપંચાયતને એવો હક અબાધિત ને સર્વાંશે આપવો જોઇએ. સાથેજ ગામડાંમાં ચાલતી કેટલીક અધાર્મિક સંસ્થાઓ ઉપર પણ તેનું વર્ચસ્વ મૂકવું જોઇએ. આ

દિશામાં લોકમત કેળવવાની રાહ જોવાથી કશું શુભ પરિણામ આવવાનો સંભવ નથી. અને જેમ ચાલે છે તેમ ચાલવા દેવાથી જૂનવાણી તેમજ અંધશ્રદ્ધાળુઓને વધુ અસંસ્કારી બનાવવા જેવું છે. ઘણુંખરું આવી સંસ્થાઓ પ્રગતિને રૂંધતી હોવાથી સુધારાને ખાડખીલી રૂપ છે. શાસ્ત્રજડ લોકોના મત જાણવા થોભીએ તો યુગો ને યુગો વીતવાનો સંભવ છે. એવે સમયે જેમ અન્ય સુધારામાં હિંમતથી કાયદા થયા છે તેમ આ વિષયમાં પણ કાયદો કરવાનો સમય આવી પહોંચ્યો છે. મહાસભાવાદી સરકાર આ દિશામાં નજર દોડાવશે?

બુગેમ્બા (ઉગાણ્ડા) રાવજીભાઈ સોમાભાઈ પટેલ

—*—

## કળી ચોળાઈ ગઈ!

**વિશ્વ–ઉપવનની** એ ખીલતી કળી હતી. એનું આકર્ષણ અજબ હતું. જગતવાટિકાનું એ એકમાત્ર ફૂલ હતું એમ યુવાનો માનતા. એમનો એ દાવો લગભગ સત્ય હતો. એના ઘડતરમાં વિધાતાએ ભારે શ્રમથી પોતાની સર્વ શક્તિઓ ખર્ચી નાખી હોય એમ દેખાતું. એના અંગે અંગમાં લાલિત્ય ભર્યું હતું. એના નિર્દોષ મધુર હાસ્યથી સૌ કોઈ મુગ્ધ બનતું. યુવાનો એને પોતાની કરવા મથતા. કંઈક લોભી ભ્રમરો અને શરીરસુખના ગંધાતા કીડા એની આસપાસ ભમતા. નજીક જતાં એના સંસ્કારતાપથી દાઝતા અને પાછા પડતા. તકની રાહ જોતા દૂર દૂર ફેલાતી એની સુવાસ મેળવી સંતોષ માનતા. પરંતુ જન્મતાંજ દુર્ભાગ્યને એ સાથે નોતરતી આવેલી. પાટીદાર સમાજમાં ગરીબ પિતાને ત્યાં જન્મ લેવાનો એનો મહા અપરાધ હતો.

એનો વૃદ્ધ પિતા આ જોતો, જાણતો અને ઉષ્ણ નિઃશ્વાસ નાખતો, અગમ્ય ભાવિ સમજવા ઊંડા વિચારમાં ગરકાવ થઈ જતો. મીલની કારકુનીમાંથી મળતા મામુલી ત્રીશ રૂપીઆમાંથી એણે પુત્રીને યોગ્ય કેળવણી આપી હતી. આદર્શ ગૃહિણીમાં હોવા જોઈતા સૌ સદ્‌ગુણનો અને સંસ્કારબીજનો આરોપણ તે કરી ચૂકયો હતો.

દિવસો ઉપર દિવસો જવા લાગ્યા. એ યૌવનના પુરબહારમાં આવી. પિતા સમજ્યો કે પુત્રી હવે પરણાવવા લાયક થઈ. એણે કમર કસી અને વિકટ ભાવી સામે આવી ઊભું. કેટલીયે રાત્રી એણે નિદ્રાવિહીન પસાર કરી: વહાલસોઈ પુત્રીને સુખી કરવાની આશા આકાશકુસુમવત્ લાગી. ભીષણ ગરીબી એની દુશ્મન થઈ પડી. સમાજ ગરીબોને ઠોકરે મારે છે. એ કુળવાનોને ત્યાં

ગયો, જવાબ મળ્યો: 'કંગાલો માટે અમારા દરવાજા ખુલ્લા નથી.' એની આશાઓ ભાંગીને ભુક્કો થઇ ગઇ! આખરે હતાશ થઇને ઊતરતા કુળમાં કન્યા દેવાં વિચાર કર્યો. સગાંવહાલાંએ આ પાપી(!) વિચાર માટે એનો તિરસ્કાર કર્યો અને વહેવાર બંધ કરવાની ધમકી આપી.

એજ અરસામાં એના મીલમાલીક પીસ્તાલીસ વરસની ઉમરે ત્રીજી વખત ઘરભંગ થયા. છતે પરિવારે ફરી પરણવાના એમને કોડ જાગ્યા. પોતાનાજ આશ્રિતની ફુટડી કન્યા ઉપર એમની આંખ ઠરી.

એ ભગ્નહૃદય પિતાએ હિતશત્રુઓ, દલાલો અને સગાંવહાલાંની ધાકધમકથી અને દબાણથી તૂટતે જીગરે 'હા' પાડી અને કપાળ ફૂટયું.

એ પરણી ગઇ. સગાંવહાલાંએ છૂટકારાનો દમ ખેંચ્યો. દલાલો ગોં માગ્યું ઇનામ લેઇ રાજી થયા. યુવાનો મૂઢ બનીને લગ્નોત્સવ જોઇ રહ્યા. પિતા અમંગળ ભાવિની ચિંતામાં ઘેરાયો.

કંઇક દિવસો, મહિનાઓ વીતી ગયા. એ સાસરેથી પાછી આવી. પિતાના હૃદયમાં અમંગળ શંકાઓ વધુ ઘેરી બની. સ્ત્રીવર્ગને આનંદ થયો. થોડા વધું દિવસો બાદ એ કુમળી કળી ચોળાઇ ગઇ! ગરીબને ત્યાં જન્મી ધનિકને ત્યાં ગેઇ, ત્યાં રહી ન રહી, પાંખડીઓ પૂરી ખીલી ન ખીલી ને અદશ્ય થઇ: એ ઊગી એવીજ આથમી. માતા થતાં થતાં એણે મૃત્યુનું શરણુ શોધ્યું. પુત્રીવત્સલ પિતા એની મૃત્યુ શય્યા પાસે ડુસકે ડુસકે રોયો. તે દિવસે યુવાનો એની બળતી ચિતાના અગ્નિ સંમક્ષ કોઇ ભીષ્મ પ્રતિજ્ઞાના સોગંદ લેઇ રહ્યા હતા.

પણ એનો વૃદ્ધ પતિ હજીયે પાંચમી પત્નીની શોધમાં છે!

સિરમ્બાનં (મલાયા) કુલાભાઇ પુરુષોત્તમ પટેલ

---

## કારકુન

કારકુન એટલે સહનશીલતાની સાક્ષાત્ મૂર્તિ, શાન્તિનો જીવતો જાગતો દરવાન, અહિંસાનો ભેખધારી, જગતનો સાચો શાન્તિપૂજક.

મજૂરને કંઇ કહો તો બોજો નાખી ચાલ્યો જાય. પોર્ટરને કંઇ કહો તો સામાન નાખી દે. લાકડાં ફાડનારને કંઇ કહો તો આંખો કાઢે. ખેડૂતને કંઇ કહો તો લાકડી ઉગામે. મોચી, સુથાર, લુહારને કંઇ કહો તો આંખો બતાવે. વેપારીને કંઇ કહો તો અપમાન કરી દુકાનેથી ઉતારી મૂકે. ફેરીઆને કંઇ કહો તો સામો જવાબ દે. દાતણુ વેચનારને પણ કંઇ કહો તો છણકો કરે. બાળકને કંઇ કહો તો રડીને ઓસીઆળાં કરે. અરે ઘરની સ્ત્રીને કંઇ કહો

તો રિસાઈ જાય, રસોડાની હડતાલ પાડે અને તેને મનાવવી પડે. શેરીનો વાળનાર ભંગી પણ સ્વમાન રાખે છે, અપમાન થતાં હડતાલ પાડી ગંદકીના ઘેર કરી મૂકે છે. પંદર રૂપરડીનો પોલીસ પણ તુંડમિજાજથી ફરે છે.

પણ કારકુન? અમલદાર એને ગમે તેટલો ધમકાવે, દબાવે, ગાળ દે, તોપણ ન બોલે કે ન ચાલે, ન સામો જવાબ દે કે ન આંખ પણ કરડી કરે. એને મન પ્રશંસા કે ગાળ, બીક કે હેત, ઠપકો કે વહાલ બધુંય સરખું! એ તો બધાય સંજોગોમાં એક જ રીતે વર્તે, એક જ ઢબે ચાલે, એક જ ઢબે કામ કરે. જગન્નિયતા શ્રીકૃષ્ણચન્દ્રે ગીતામાં કહ્યું છે, કે सुखे दुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ। એનો મર્મ એની રગે રગમાં રમી રહ્યો છે. ગીતાના ઉપદેશયુક્ત એ વાક્યનો સાચો અનુયાયી—સાચો ભક્ત કે સેવક તે આજનો કારકુન!

પ્રભુએ સૌન્દર્યભરી સૃષ્ટિ રચી, સમાજે તેને ગોઠવી, નિયમનમાં આણી. જગતની સૌ સમૃદ્ધિઓમાં વહેંચાઈ જતાં 'કારકુન'ની જ્ઞાતિ ઊભી થઈ. એણે સમૃદ્ધિ મેળવવા ન તો યત્ન કર્યો કે ન તો બળવો કર્યો. સર્વત્ર બહુમતિથી જ રાજ્ય ચાલે છે, બહુમતિની જ બધે સત્તા ચાલે છે. એ કુદરતી નિયમને પણ ઠોકરે મારી કારકુની જગત આગળ ધપ્યું અને તેની બહુમતિ હોવા છતાં—નવા વરસાદની અસંખ્ય કાનશિયાળો કે અળસિયાં માફક—સમાજના પગ નીચે છુંદાવા લાગ્યું, કચરાવા લાગ્યું. વર્ષોથી ઊતરી આવતી એની ગુલામીએ ગાડરિયા પ્રવાહને વેગ આપ્યો અને આંખો મીંચી સૌ કારકુનો એક જ રસ્તે ચાલવા લાગ્યા. સત્તાધીશોની સેવા, ગુલામી, ખુશામત એ એના મુખ્ય ગુણ છે.

કારકુન એ પ્રાણી જ એવું સર્જાયું છે, જેનામાં તેજ નથી, જેનામાં શૌર્ય નથી, હિંમત નથી, મર્દાનગી નથી, જેની પાસે લક્ષ્મી નથી, જેની પાસે બચત નથી; હરહમેશ જે દેવાના ડુંગરમાં દટાતો જાય છે. નોકરી ઉપરાંત બીજા અનેક ધંધા કરવા છતાંય તેના પેટનો ખાડો પુરાતો નથી, તેની જરૂરીઆતો પોષાતી નથી, સંતોષાતી નથી.

અમલદારની રાતી આંખ આગળ એ ધ્રૂજે છે, સભ્ય મનાતા અમલદારની અસભ્ય ગાળોથી એ સ્નાન કરે છે. અમલદારની જરૂર કરતાં પણ વધારે પડતી ખુશામત કરી એ જીવે છે. અમલદારનાં ખાનગી કામ કર્યાથી એની નોકરી ચાલુ રહે છે. અમલદારની મીઠી નજરથી તેને રોટલો મળે છે. એને મન અમલદાર એ અન્નદાતા છે, તેનાં બાળબચ્ચાંઓનો પોષક છે, તેનાં બાળકોનો ધન્વન્તરી અને પાલકપિતા છે. તેનાં વૃદ્ધ માતાપિતાનો જાણે એ જ રોટલો નાખનાર સાચો દીકરો છે. એટલે જ અમલદારની ભભુકતી જ્વાળાભરી

રાતી આંખ, વિકરાળ ક્રોધી મુખમુદ્રા આગળ એ લદ્દુ બની તેના પગ ચાટે છે, ખભો પંપાળવાની રાહ જુએ છે. અને લાત વાગતાંયે ઉપકાર થયો માની મંદમધુરૂં હાસ્ય કરે છે. કારણ કે કારકુન એટલે ગુલામી માનસની જીવતી જાગતી મૂર્તિ, બુદ્ધિજ્ઞાન વિનાનો બુઠ્ઠો સેવક; મીઠા વગરનું, આત્મગૌરવથી અજ્ઞાત, નિર્બળ છતાંય એમાંજ રાચી રહેલું એકજ રાહમાં ચાલતું મૂઢું મેઢું!

અમલદાર ખુશમિજાજમાં ન હોય તો સરકારી કામ માટે પણ તેનાથી પાસે ન જવાય. નહિ તો અનેક કડવા ઘૂંટડા ગળી જવા પડે, અનેક છણકા સહન કરવા પડે; અને તેમાંય વળી જો રજા લેવા જેવું અંગત કામ હોય તો તો જોઇ લો સાહેબનો રોપ! હક્કની રજા માગવી એય કારકુન માટે ગુનો છે. રજા આપવી એ અમલદાર માટે કારકુન ઉપર મોટામાં મોટો ઉપકાર છે. સરકારી પગાર ખાઇ, અમલદાર માટે કરેલાં ખાનગી કામોનો એ બદલો છે, એજ પુરસ્કાર છે, એજ ઇનામ છે, એજ સિરપાવ છે.

કારકુનને પૂરૂં ખાવા ન જોઇએ. એને પૂરૂં સુવા ન જોઇએ, એને મોજ-શોખ ન જોઇએ, ઠરીને બેસવા ઠામ ન જોઇએ. એને ન લાગે ભૂખ કે થાક. એને એની સ્ત્રી પાસે બે મીઠી વાત કરવાની જરૂર નથી. એને એના બાળકને રમાડવાની જરૂર નથી, કારણ કે ગરીબનાં બાળકો લાડથી બગડી જાય; પણ અમલદારનાં બાળકોને ગમે કે કમને પણ એણે રમાડવાં પડે. કારકુનને સરકારી તુમાર સિવાય બીજું કાંઇ પણ વાંચવાની કે લખવાની જરૂર નથી, જગતની સાથે સંસર્ગ રાખવો તેને આવશ્યક નથી. એનાથી પ્રજાનાં દુઃખ ન સંભળાય, એ પ્રજામંડળ જેવી સંસ્થાનો સભ્ય ન થઇ શકે. સામાજિક સુધારાનાં ભાષણો કરવાં એ પણ એને માટે દ્રોહ ગણાય છે, કારણ કે વક્તા કારકુન અળવિળિયો મનાય છે. અમલદારની વાંકી આંખ સદા તેની ઉપરજ રહે છે, તેથી ચાલુ નોકરી અને નિવૃત્તિવેતન જોખમમાં આવી પડે છે.

કુતરાની માફક લપલપ ખાવું, કચેરીમાં વહેલા જઇ મોડા છૂટવું, બગલમાં ઓફીસના કાગળનું દફતર ઊંચકી લાવી ઘેર મોડી રાત સુધી કામ કરવું, અમલદારનાં ખાનગી કામો ઘરનું ગોપીચંદન ખોઇને પણ કરવાં અને તેમાંથી વખત બચે તોજ ઊંઘવું, ઊંઘ સિવાય પણ માંદા ન પડવું. આવી કોઇ વ્યક્તિ જો તમારી નજરે ચડે તો તમે જરૂર માની લેજો કે એ છે કારકુન!

એને ન જોઇએ પગારમાં વધારો કે તહેવારની પણ રજા! એને નથી જરૂર ખાનગી કામે જવાની કે આનંદોત્સવમાં ભાગ લેવાની. અરે! માંદા ક્યારે પડવું એ પણ તેને માટે અમલદારની મરજી ઉપર અવલંબે છે, કારણ કે

એની મરણપથારીની માંદગી પણ સાચી મનાતી નથી, ડૉક્ટરનું સર્ટિફીકેટ પણ એને માટે બનાવટી બની જાય છે. મરણનું પડીકું મોંઢામાં રાખી છેલ્લો શ્વાસ ઘૂંટતો હોય કે તેનાં અવશેષ કોઇ તીર્થક્ષેત્રમાં જઇ પડ્યાં હોય, છતાંય તેને ઘેર સરકારી કાગળિયું આવે છે, ધમકીઓ અપાય છે કે હાજર થાઓ, નહિ તો સખ્ત નસિયત કરવામાં આવશે. કારણ કે શ્રીમંતની માંદગી સૂઇ રહે જાય, ગરીબને માટે કામકાજ એજ મૃત્યુંજય છે, અમૃતૌષધિ છે.

વેદધર્મના, ભગવાન બુદ્ધના અને મહાવીરના ઓ અનુયાયી, શાન્તિનો, અહિંસાનો, અપકાર સામે પણ ઉપકાર કરવાનો તારો દિવ્ય ગુણ જીવતો જાગતો અમર રાખજે. જોજે એ તારા દિવ્ય ગુણને જગતની મહામાયા ન અભડાવે, ન વટલાવે. તારા એ દિવ્ય ગુણમાંથી ચ્યુત કરવા હજારો વ્યુહ ગોઠવાશે, હજારો અસભ્ય શબ્દોની ધારા ચાલશે, કરોડો પુષ્પાંજલિઓ તારા ઉપર વરસશે. પણ અડગ અને અવ્યય બની શાન્ત ચિત્તે, હસતે મોંઢે એને ઝીલજે, જગત તને શાન્તિના ફિરસ્તા તરીકે પૂજશે. આટલી આટલી યાતનાઓ છતાંયે ઓ ભલા કારકુન! જગતની, સમાજની દૃષ્ટિએ તારૂં સ્થાન સરખાવી જો. બીજા ધંધાધારીઓ, કારીગરો, વેપારીઓ સાથે જરા તુલના કરી જો. 'દુનિયાને ઊંધાં ચશ્માં, ડાહ્યા દીવાના લાગે,' એ કહેવત તારે માટે ખરેખર સાચી છે. સમસ્ત સમાજમાં તારૂં સ્થાન ઊંચું છે, કારણ કે ટૂંકા પગારમાં પણ તું સુઘડ રહી શકે છે, સ્વચ્છ કપડે ફરી શકે છે, ખુરસી ટેબલ ઉપર બેસી શકે છે. તારે તાપમાં બેસવાનું કે ફરવાનું નથી. સમાજ આગળ તારૂં મહત્ત્વ ન્યારૂં છે. હજારો હાથ તને સલામ કરે છે, પટાવાળો તારા ફેરા ખાય છે, તને પાણી પાય છે. હજારો યુવકો તારા સ્થાન માટે નિરાશ થયા છે. કેટલાનેય મનની મનમાંજ રહી ગઇ છે. તારી નોકરી કીર્તિવંતી છે, સારી મનાય છે, ઠંડા કલેજાનો અખંડ રોટલો ગણાય છે. પેન્સનનું છોગું એ તારી શોભા છે.

હિમ પડે, અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ થાય, ભયંકર દુષ્કાળ પડે કે લડાઇના જંગ જામે, સોનાનો ભાવ ચઢે કે ઉતરે, હુંડિયામણ વધે કે ઘટે, વેપારની રૂખ વધે કે ઓછી થાય, તેમાં તારે કંઇજ સ્નાનસૂતક નથી. તારા દીવા જેવા પગારને કંઇયે અસર નથી. તારી કમાણી ચોકખી છે, જગત જાણી શકે તેવી છે. એટલેજ જગત તારો વિશ્વાસ કરે છે, તારામાં શ્રદ્ધા રાખે છે. ઘરમાલીક ઘર ભાડે આપે છે. વેપારી ઉધાર ધીરે છે, ઉછીના પૈસા મળી શકે છે. અરે! કન્યાવાળા કન્યા પણ આપે છે. એજ તારૂં ગૌરવ–તારી–શોભા છે. જે સમાજ આજે અવળા રાહ ઉપર ચાલી રહ્યો છે, જે સમાજને

તારી સાચી સ્થિતિ જાણવા ગરજ નથી, તારાં દુઃખ પિછાનવા બુદ્ધિ નથી, એ સમાજ પાસે કોઇ પણ પ્રકારની આશા રાખવી વ્યર્થ છે. માટે સોનાની જાળ પાણીમાં નાખતા પહેલાં, ઓ દિલસફા કારકુન, વિચાર કરજે. સાચી વસ્તુસ્થિતિથી અજ્ઞાત સમાજનાં અંધારપડળો ખોલવાનો વૃથા યત્ન કરીશ નહિ, નહિ તો તારૂં ગૌરવ ઘટી જશે, તારૂં મહત્ત્વ ઊડી જશે. અમલદારની આંખ આગળ, કચેરીની ચાર દીવાલમાંનું તારૂં જીવન જગત જાણશે તો તેવાંજ બંધનમાં સમાજ પણ તને નાખશે. અને પરિણામે તું જીવતો છતાં મુએલો ગણાઇશ. તારી શોભા ઊડી જશે, તારો મોહ છૂટી જશે. સમાજમાં તારી અવગણના થશે. માટે ભલા કારકુન, કચેરીમાં અમલદારની ગાળોને ઘીની નાળો સમજજે. તારી નોકરીને, તારા નિવૃત્તિવેતનને લેશ પણ આંચ આવવા દેઇશ નહિ. જગત તને વન્દે છે તેમજ વન્દશે.

કારકુન એટલે સાચો જૈન, સાચો શાન્તિસેવક, અહિંસાનો અડગ યોદ્ધો. નાભિનંદતિ ન દ્વેષ્ટિના ગુણવાળો સ્થિતપ્રજ્ઞ.

**નૈરોબી** વજુભાઇ ભાઇલાલભાઇ કારકુન

---

## નૂતન નાગરિકોનો રાહ

**કેવી** મીઠી ચાંદની! કેવું રળિયામણું, પવિત્ર અને નિર્મળ વાતાવરણ! કેવા નિર્દોષ કિશોરો! મારા મનમાં શી ચેષ્ટા! મારૂં મન શું યાદ લાવતું હતું?

"આજથી લગભગ પાંચ વર્ષ ઉપર આવીજ ધવળ, શીતળ ચાંદનીમાં અમે કેવો આનંદ અનુભવતા હતા! નૈસર્ગિક આનંદ છોડી અમે નાટ્યગૃહોમાં ધસતા. અને એ અલ્પ આનંદ પછીની ગ્લાનિની વાતજ શી? શું અમારા જીવનની મધુરી પળો અમે વેડફી નાખતા હતા?

"ના.

"ત્યારે?

"અમારા માનસમાં એક કીટ નિશ્ચિત સ્થાન લેઇ બેઠો હતો અને અમે નાટકો અને ચલચિત્રોમાંથી નવું નવું જાણીએ છીએ એમ માનતા.

"શું અમારી માન્યતા સાચી હતી?

"કાંઇક અંશે ખરી; પણ આવી કુદરતી લીલા ત્યજી અમારાં મન-ચંચળ મન-નાટ્યગૃહો તરફ શા માટે આકર્ષાતાં હશે?"

વિચાર પૂરો થાય તે પૂર્વે મારો નાનો ભાઇ મારી સમીપ આવ્યો. મને પ્રશ્ન કર્યો: "મોટા ભાઇ, રમણભાઇ કહે છે કે કોલેજમાં ઘણું ઘણું નવું

જાણવાનું મળે છે. મને કાંઇક કહેશો?"

આ પ્રશ્નનો તુરત ઉત્તર આપવો મને કઠણ લાગ્યો. સવારે કહીશ એમ કહી હું મારા વ્યગ્ર મનને શાન્તિ આપવા એકાન્તમાં ગયો.

તર્કસામ્રાજ્યની શરૂઆત થઇ:

"જે જીવન ઉચ્ચાદર્શો માટે સર્જાયું હોય તે મલીન વાતાવરણમાંથી પસાર થતાં શા માટે આદર્શભ્રષ્ટ થતું હશે? જીવનના આદર્શો એટલે પવિત્ર આચારવિચાર, માનસિક ઉચ્ચ બળ, વિશુદ્ધ ચારિત્ર અને ઉચ્ચ ધ્યેય.

"કોલેજજીવન એટલે જિંદગીના સુખસમયમાંનો એક ભાગ, પ્રજ્ઞાક્ષેત્રના વિકાસનો અમૂલ્ય વખત, શ્રેષ્ઠ માનવીઓનો સંસર્ગ સાધવાનો સમય, આવતી કાલના નાગરિક બનવાના પાયા રૂપ જીવન, સંસાર અને સમાજનો ભાર વહન કરવાના અભ્યાસનો સમય, કવિવરોને અને વિદ્વાનોને વાંચવાનો જાણવાનો અને સમજવાનો સમય."

"પરંતુ કોલેજજીવનમાં વિદ્યાર્થી પોતાના આદર્શોથી ચ્યુત થાય છે, પરમપ્રિય પિતાની આજ્ઞાઓ, આશાઓ અને આકાંક્ષાઓ ઉપર અજાણપણે હથોડા મારે છે. સ્વચ્છંદીપણું ધર ઘાલે છે અને પરિણામે ભાવિ જીવનના પાયામાં ક્રમશઃ દુર્ગતિનું પાણી રેડાય છે.

"સાધારણ અને ઘણે ભાગે બીનઅનુભવી, અસંયમી અને ધનિક વિદ્યાર્થી કોલેજજીવન દરમિયાન કેટલાક ખાડાઓમાં પડે છે: (૧) આળસ, (૨) ઇશ્કિપણું, (૩) માનસિક વિકારો, (૪) અશ્લીલ અને અનર્થ વાતો, (૫) બાદશાહી નિવાસનાં ખર્ચ અને (૬) ઉચ્ચ જીવન વિરુદ્ધ શુદ્ર વિચારો.

"સહશિક્ષણની પ્રથા, છાત્રાલયનું વાતાવરણ, રમતો અને અભ્યાસ; આ સર્વનું નિરીક્ષણ કરતાં કરતાં માનવી અનિચ્છાએ પણ ઉપર બતાવેલા ખાડાઓમાં અવશ્ય પડે છે જ.

"જે સ્થાન માણસને ઉચ્ચ બનાવવા માગે છે, ત્યાંજ શું આવું નરક વસેલ છે?

"ના.

"આ તો છે એક આગગાડી જેવી જગ્યા. માનવી ધારે તો પ્રથમ વર્ગ યા બીજા વર્ગમાં બેસી શકે અને હાથ ન પહોંચે તો ત્રીજો સામાન્ય વર્ગ તૈયાર જ છે. આ પ્રમાણે સામાન્ય વર્ગની વાત ત્યજી દેઇએ તો કેટલોક ભાગ જીવનને ઉચ્ચ માર્ગે દોરે જ છે. તેઓ આ મલીન વાતાવરણમાંથી નિરાળો પંથ –આદર્શમાર્ગ–શોધી શકે છે. તેમની ઉપર આ પવન, વાતાવરણ અથવા અન્ય કોઇ કુમાર્ગનેતા ચીજ અસર કરી શકતી નથી."

અને આ પ્રમાણે તર્કમાં ને તર્કમાં હું ડૂબતો ગયો. સત્ય બાબતની જાણુ–સ્ફુરણા ન થઇ. નાના ભાઇને સવારે શો જવાબ આપીશ?

* * *

"જો ભાઇ! હું જે કહું તે સત્ય માનજે. આજે આપણે એવે તબક્કે આવી પહોંચ્યા છીએ કે ડગલે ને પગલે નવાં નવાં ખર્ચ ઉત્પન્ન થતાં આપણને જણાય છે. આપણે જાણીએ છીએ કે આ કાર્યમાં નાણાં ખર્ચવાં એ નિરર્થક છે, છતાં આપણે વિનાશંકા ખર્ચીએ છીએ.

"આજે આબરૂ અને અમન એ સૌ નાણાં વિના નિષ્ફળ છે. નાણાં મેળવવા માટે નોકરી કરવી પડે છે અને એ નોકરી માટે અભ્યાસ જરૂરનો છે. અભ્યાસજીવન દરમિયાન તારે જુદાં જુદાં ક્ષેત્રોમાંથી પસાર થવું પડશે. તારે વિવિધ પ્રકારનાં છાત્રાલયો, વિદ્યાલયો અને મહાવિદ્યાલયોમાં અવશ્ય જવું પડશે; કારણ કે ખેતી અથવા બાપદાદાનો શરીરને કષ્ટ દેવાનો ધંધો, એ આજના સુધરેલા જમાનાની આંખે નીચકાર્ય–શુદ્રકાર્ય ગણાય છે.

"તારે શહેરમાં જવું પડશે. તને એક અગમ્ય પવન અસર કરશે અને થેલી સરખી યે ઊંચકતાં શરમાઇશ. નવાં નવાં કપડાં પહેરવાનો શોખ વધશે. નવાં નવાં અનુકરણ વગર સમજ્યે કરતાં શીખીશ. હૉસ્ટેલો તારાં વિશ્રામસ્થાન બનશે. ત્યાં ગરમાગરમ દાળ, ભાત, રોટલી અને શાક વગેરે વગેરે મળશે. તે સમયે આપણા દીન ધારાળા ભાઇઓ તને યાદ પણ નહિ આવે.

"હાલ તું સમજીશ; પણ આવતી કાલે જ્યારે તું શહેરમાં જઇશ ત્યારે ત્યાંનું ખર્ચાળ, વિલાસી અને ભભકાભર્યું વાતાવરણ તને નહિ જ છોડે.

"નાસીપાસ ન થતાં માનસિક બળમાં મક્કમ રહેજે.

"'અમયા અમે ભૂખ્યા, પણ તમે સંભાળજો!' આ શબ્દો અમે ઘણી વખત સાંભળ્યા હતા. પરંતુ તે સમયના અમારા હૃદયનો ભાવે, યુવાનીની ઝમઝમાટે અને કહેવાતાં ઉચ્ચ જીવન જીવવાના અમારા આદર્શોએ અમને ભૂલાવ્યા. અમે કુમાર્ગે ચઢ્યા. માટે આજે એ જ શબ્દો તને ફરી વખત સમજાવું છું. તું તારી જિંદગીના શ્રેયની ખાતર વિચારીને ચાલજે. એક વખતનું પતન એ હમેશનું પતન સમજજે. સંયમી બનજે અને વિચારીને પગ મૂકજે."

મારા જીવન સમક્ષ મારા ભૂત જીવનનો સર્વ વૃતાન્ત વારાફરતી રજુ થઇ ગયો. અને આંખ ખોલું છું તો કૉલેજનો અમારો નોકર! અને સામે નજર નાખી તો 'Life is Struggle–જીવન સંગ્રામ છે,' દૃષ્ટિએ પડ્યું. ખરેખર જીવન સંગ્રામ જ છે.

એમ. ટી. બી. કૉલેજ, સુરત વિનયકુમાર પટેલ

# • આજનું જમીનમહેસૂલ

[૧૪ વર્ષ ઉપર ભાઇ અંબાઇદાસ કાળિદાસ પટેલની જુબાની લેવાઇ હતી, અને તે Oral Evidence of Witnesses examined before the Land Revenue Assessment Committeeના પાન ૨૦૫ ઉપર છપાએલી અને તે 'લોકોદય'ના જુલાઇ અંકમાં છપાઇ છે.

ભાઇ અંબાઇદાસ આજે મહેસાણા પ્રાન્તના સુબા છે અને તેથી આજે જ્યારે જમીનમહેસૂલની ચર્ચા જુદે જુદે સ્વરૂપે ચાલે છે, ત્યારે પ્રજાને વધારે સમજણ પડે તે સારૂ તેમણે આપેલી જુબાની પ્રજા સમક્ષ મૂકીએ છીએ.]

પ્રશ્ન — જમીનની માલકી સરકારની છે એ માન્યતા અગાઉના કોઇ દાખલા ઉપર આધાર રાખતી નથી?

ભાઇ અંબાઇદાસનો જવાબ — એ માન્યતા તદ્દન ખોટી છે. હું સાબિત કરી શકું તેમ છું કે જૂના વખતથી એમ માનવામાં આવ્યું છે કે જે લોકો જમીન ધારણ કરે છે તેમની માલકીની જ તે જમીન છે. એક વખત એવો હતો, જ્યારે જમીન વિશેષ હતી અને લોકોની સંખ્યા ઓછી હતી. શરૂઆતમાં પોતાને જેટલી જમીન જોઇએ તેટલાનો કબજો કરવાને લોકોને છૂટ હતી. સો વર્ષ પહેલાં જમીનની તંગાશ નહોતી, પણ હાથની તંગાશ હતી. અને દરેક માણસ જંગલ સાફ કરી તેનો કબજો કરવાને સ્વતંત્ર હતો. અને બીજા ધંધાઉદ્યોગો કરનારને જે વેરો આપવો પડતો તે વેરો તેને આપવાનો હતો.

પ્રશ્ન — જમીનમહેસૂલની નીતિ જમીનમહેસૂલ વધારવા માટે જ છે એવી લોકોની સામાન્ય માન્યતા છે?

જવાબ — એવી માન્યતા નહિ પણ એ નક્કર હકીકત છે.

પ્રશ્ન — (ખેડૂતની ખેતીમાંથી મળતા) ચોકખા નફાનો કેટલામો ભાગ જમીનમહેસૂલ તરીકે લેવાય છે?

જવાબ — ચોકખો નફો બધોય.

પ્રશ્ન — ઇકોનોમિક રેન્ટનો (ચોકખા નફાનો) બધોય ભાગ મહેસૂલ તરીકે લેવાય છે?

જવાબ — ઇકોનોમીક રેન્ટ (ચોકખો નફો) માત્ર નહિ, પણ ખેડૂતની મજૂરી અને તેની મૂડીનો કંઇક ભાગ પણ જમીનમહેસૂલમાં હોઇયાં કરાય છે.

પ્રશ્ન — લોકોની એવી માન્યતા છે કે રેવન્યુ સેટલમેન્ટ પ્રસંગે જમીન-મહેસૂલ કરતાં વધારે રકમ હોય એવાજ ગણુવતપટ્ટા પસંદ કરી તે ઉપર જમીનમહેસૂલ નક્કી કરાય છે?

જવાબ—હા

પ્રશ્ન—ચોકખા નફા ઉપર જમીનમહેસૂલ નક્કી કરવામાં આવે એની તરફેણમાં છો?

જવાબ—હા. પણ બીજા ઉદ્યોગધંધામાં રોકાએલા માણસો પાસેથી આવકવેરાને જ ધોરણે વેરો લેવાય છે, તે ધોરણે ખેતીના નફા ઉપર પણ વેરો લેવાવો જોઇએ. ખેડૂતોના ચોકખા નફાના ૧૦૦ ટકા કે ૯૦ ટકા લો અને બીજાઓનો માત્ર ૧॥ ટકો લો એ તદ્દન અન્યાય છે.... ખેતીમાં ચોકખો નફો છે જ નહિ.

પ્રશ્ન—રેન્ટલ વેલ્યુના ૫૦ ટકા જમીનમહેસૂલ તરીકે નક્કી કરવામાં આવે તો તેમાં તમો સમ્મત છો?

જવાબ—ના.

પ્રશ્ન—કેમ?

જવાબ—આવો આંકડો નક્કી કરી શકાય તેમ નથી. વળી જો બીજા ધંધાવાળાઓની ચોકખી આવકનો માત્ર ૧॥ ટકો વેરા તરીકે લો તો ગરીબ ખેડૂતોની ચોકખી આવકનો ૫૦ ટકા વેરો શા માટે લેવો જોઇએ? અહીં જમીન રાષ્ટ્રીય મિલકત છે; હાલ પણ તે રાષ્ટ્રીય મિલકત છે.

પ્રશ્ન—રાષ્ટ્રીય એટલે સરકારી એમ માનો છો?

જવાબ—ના. શરૂઆતમાં અમુક મુદત સુધી દરેક માણસ પોતાથી બની શકે તેટલી જમીન લેવાને સ્વતંત્ર હતો. જમીન જેણે જીતી લીધી તેવા થોડાક માણસોના કબજામાં તે ન હતી. પણ જેમણે પોતાની મજૂરી અને મૂડી જમીન ઉપર ખર્ચી, તેમની માલકીની તે હતી. જ્યારે મારા બાપદાદાઓએ જંગલ સાફ કર્યું, વાઘવરુને નસાડયા અને કેટલીક જમીનના માલીક બન્યા, તે વખતે બીજા લોકો વેપારધંધામાં પડી ધન કમાયા. આ વેપારીઓ પાસેથી માત્ર દોઢ ટકો વેરો લેવો અને મારી પાસેથી ૫૦ ટકા વેરો શા માટે લેવો?

પ્રશ્ન—ખેતીમાંથી ચોકખો નફો નક્કી કરવાનું મુશ્કેલ છે ખરું?

જવાબ—જરાય નહિ. બીજા ધંધાઓમાં ચોકખો નફો નક્કી કરી શકીએ તો ખેતીના ધંધામાં ચોકખો નફો કેમ નક્કી ન કરી શકીએ?

પ્રશ્ન—આકાશીઆ એટલે આકાશ યા વાદળમાંથી મળતા પાણી ઉપર વેરો, એ સંબંધે કંઇ જાણો છો?

જવાબ—હા.

પ્રશ્ન—આકાશના પાણી ઉપર વેરા લેવાની પદ્ધતિ વાસ્તવિક નથી!

જવાબ—હાલની જમીનમહેસૂલ પદ્ધતિથી હું વિરુદ્ધ છું. અને આ આકાશીઆ પદ્ધતિ તો તદ્દન અન્યાયી છે.

પ્રશ્ન—તમે શા ઉપરથી કહો છો કે જમીનમહેસૂલ રેન્ટલ વેલ્યુ કરતાં પણ કંઇક વધારે લેઇ લે છે?

જવાબ—જો ખેડૂતે અને તેના બાપદાદાઓએ જે મજૂરી જમીનને હાલની સ્થિતિમાં લાવવામાં વાપરી હોય, પાક પકવવા માટે જે મહેનત ખેડૂતે કરી હોય, અને તેના ઉપર જે મૂડી ખર્ચી હોય તેનું વ્યાજ, આ બધાની ગણત્રી કરવામાં આવે અને તે રકમ ઉત્પન્નમાંથી બાદ કરવામાં આવે તોય તેને તેની મહેનતનો પૂરેપૂરો બદલો મળતો નથી.

પ્રશ્ન—પૂરેપૂરો પણ નહિ અને પ્રમાણમાં પણ નહિ, ખરું ને?

જવાબ—બીજા ધંધામા રોકાએલા માણસોને જે પ્રમાણમાં બદલો કે મજૂરી મળે છે તે પ્રમાણમાં ખેડૂતોને નથી મળતો.

પ્રશ્ન—રેન્ટલ વેલ્યુ કરતાં પણ વધારે જમીનમહેસૂલની રકમ છે તેનું ઉદાહરણ આપશો?

જવાબ—મહેમદાવાદ તાલુકામાં મારી માલકીની જમીન છે. બીજા માણસોને પણ આ સંબંધમાં પૂછી ખાત્રી કરી છે. અને મારા અનુભવ પ્રમાણે બીજાના પણ અનુભવ છે.

પ્રશ્ન—શા અનુભવ છે?

જવાબ—પાંચ વર્ષ પહેલાં મહેમદાવાદમાં મારી પાસે ૨૦૦ એકર જમીન હતી. મેં તેની કિંમત તરીકે કશુંય આપ્યું ન હતું, માલકી તરીકે તેમાં કોઇ મૂડી નાખી નથી. છતાં મારે રૂા. ૫૦૦૦ તેની પાછળ ખર્ચવા પડેલા અને મને સરકારી મહેસૂલ ભરવા જેટલું પણ તેમાંથી મળતું નહિ. જે કંઇ ભરવું પડતું તે મારા ખિસ્સામાંથી ભરવું પડતું.

એટલે સરકારનું એ કાર્ય છે કે પ્રજાને પોતાના નિભાવ માટે પૂરતું મળે છે કે નહિ તેની રાજ્યે તકેદારી રાખવી જોઇએ.

('પ્રજામંડળ' જુલાઇ, ૧૯૩૯.)

તા. ક. આજે પણ ભાઇ અંબાઇદાસના ઉપરના વિચારો કાયમ છે એમ જાહેર થાય તો એમ પણ જાહેર થાય કે અમલદાર થયા છતાં પાટીદાર પોતાના ખેડૂત ભાઇને ભૂલ્યો નથી.

તંત્રી

---*---

# પાટીદાર છાત્રાલય

કેળવણીના ક્ષેત્રમાં પાટીદાર કોમ બીજી કોઇ પણ કોમ કરતાં પાછળ નથી. છતાં એક વાત ખટકયા કરતી હતી કે શિક્ષણમાં આગળ પડતી કોમ હોવા છતાં કોઇ એવી મધ્યસ્થ સંસ્થા નહોતી, જ્યાં સમસ્ત પાટીદાર કોમના વિદ્યાર્થીઓ સંસ્થા તરીકેનો લાભ મેળવી અભ્યાસમાં મદદ મેળવી શકે. વડોદરા એ હાઇ સ્કૂલમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે કેંદ્ર સમું ગણાય છે. જુદા જુદા વિભાગના સંખ્યાબંધ વિદ્યાર્થીઓ અહીં ભણવા આવે છે. પણ તેઓને ઘર ભાડે રાખીને અને વીશીમાં જમીને રહેવું પડે છે. એ તો સામાન્ય અડચણ ગણાય. મહત્ત્વની વાત એ છે કે તેમને કશી દોરવણી કે નિયમન ન મળતું હોવાથી ગમે તે રીતે વર્તવાનું ગમે છે અને તેમાંથી કેટલાક દુર્લક્ષણો શીખે છે. આ બધી વાતોનો વિચાર કરી કેટલાક આગેવાનોને છાત્રાલય સંસ્થાની જરૂર જણાઇ. સ્વ. મોતીભાઇ અમીનની દોરવણીથી સંસ્થાની સ્થાપનાનો નિર્ણય થયો. તેઓના સ્વર્ગવાસથી કંઇક ઢીલાશ આવી. પણ તરત જ આગેવાન ગણાતા પ્રતિષ્ઠિત પુરુષોએ તે કામ ઉપાડી લીધું. શ્રી. તુળશીભાઇ બકોરભાઇ અમીન, શ્રી. ભાઇલાલભાઇ ડી. અમીન અને શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ, વગેરે આગળ આવ્યા અને કાર્ય શરૂ કર્યું. પૈસાની મુશ્કેલી પણ પોતાને માથે વહોરીને તેમણે તા. ૧૨:૬:'૩૯થી 'સમસ્ત પાટીદાર કેળવણી મંડળ' તરફથી પાટીદાર છાત્રાલયની શરૂઆત કરી દીધી. વિદ્યાર્થીઓ પણ પૂરતી સંખ્યામાં આવી ગયા.

હવે આ સંસ્થાને સમસ્ત પાટીદાર કોમની કેળવણીનો પ્રશ્ન હાથમાં લેઇ લે એવી મજબૂત બનાવવાની જરૂર છે. વિશેષતા એ છે, કે કોમી ભાવની સંકુચિત વૃત્તિ આ સંસ્થામાં નથી. અન્ય કોમના વિદ્યાર્થીઓને પણ છાત્રાલયમાં રાખવાની વ્યવસ્થા છે અને અત્યારે પચીસ ટકા ઉપરાંત તેવા ભાઇઓ આ સંસ્થાનો લાભ લેઇ રહ્યા છે.

આ હકીકત એટલા માટે રજૂ કરી છે, કે તેથી પાટીદાર કોમના ભાઇઓ આ સંસ્થાને બળવાન બનાવવા બનતો સાથ આપે. સંસ્થા પાસે અત્યારે કંઇજ ફંડ નથી. આ વસ્તુ તરફ દરેક જ્ઞાતિહિતેચ્છુ વ્યક્તિ ધ્યાન આપે એવી આશા રાખવી રહી.

વડોદરા

ચીમનભાઇ મૂ. અમીન

---

જવાબ—હાલની જમીનમહેસૂલ પદ્ધતિથી હું વિરુદ્ધ છું. અને આ આકારણીઆ પદ્ધતિ તો તદ્દન અન્યાયી છે.

પ્રશ્ન—તમે શા ઉપરથી કહો છો કે જમીનમહેસૂલ રેન્ટલ વેલ્યુ કરતાં પણ કંઈક વધારે લેઇ લે છે?

જવાબ—જો ખેડૂતે અને તેના બાપદાદાઓએ જે મજૂરી જમીનને હાલની સ્થિતિમાં લાવવામાં વાપરી હોય, પાક પકવવા માટે જે મહેનત ખેડૂતે કરી હોય, અને તેના ઉપર જે મૂડી ખર્ચી હોય તેનું વ્યાજ, આ બધાની ગણત્રી કરવામાં આવે અને તે રકમ ઉત્પન્નમાંથી બાદ કરવામાં આવે તોય તેને તેની મહેનતનો પૂરેપૂરો બદલો મળતો નથી.

પ્રશ્ન—પૂરેપૂરો પણ નહિ અને પ્રમાણમાં પણ નહિ, ખરું ને?

જવાબ—બીજા ધંધામા રોકાએલા માણસોને જે પ્રમાણમાં બદલો કે મજૂરી મળે છે તે પ્રમાણમાં ખેડૂતોને નથી મળતો.

પ્રશ્ન—રેન્ટલ વેલ્યુ કરતાં પણ વધારે જમીનમહેસૂલની રકમ છે તેનું ઉદાહરણ આપશો?

જવાબ—મહેમદાવાદ તાલુકામાં મારી માલકીની જમીન છે. બીજા માણસોને પણ આ સંબંધમાં પૂછી ખાત્રી કરી છે. અને મારા અનુભવ પ્રમાણે બીજાના પણ અનુભવ છે.

પ્રશ્ન—શા અનુભવ છે?

જવાબ—પાંચ વર્ષ પહેલાં મહેમદાવાદમાં મારી પાસે ૨૦૦ એકર જમીન હતી. મેં તેની કિંમત તરીકે કશુંય આપ્યું ન હતું, માલકી તરીકે તેમાં કોઇ મૂડી નાખી નથી. છતાં મારે રૂા. ૫૦૦૦ તેની પાછળ ખર્ચવા પડેલા અને મને સરકારી મહેસૂલ ભરવા જેટલું પણ તેમાંથી મળતું નહિ. જે કંઇ ભરવું પડતું તે મારા ખિસ્સામાંથી ભરવું પડતું.

એટલે સરકારનું એ કાર્ય છે કે પ્રજાને પોતાના નિભાવ માટે પૂરતું મળે છે કે નહિ તેની રાજ્યે તકેદારી રાખવી જોઇએ.

('પ્રજામંડળ', જુલાઇ, ૧૯૩૯.)

**તા. ક.** આજે પણ ભાઇ અંબાઇદાસના ઉપરના વિચારો કાયમ છે એમ જાહેર થાય તો એમ પણ જાહેર થાય કે અમલદાર થયા છતાં પાટીદાર પોતાના ખેડૂત ભાઇને ભૂલ્યો નથી.

તંત્રી

---*---

# પાટીદાર છાત્રાલય

કેળવણીના ક્ષેત્રમાં પાટીદાર કોમ બીજી કોઇ પણ કોમ કરતાં પાછળ નથી. છતાં એક વાત ખટક્યા કરતી હતી કે શિક્ષણમાં આગળ પડતી કોમ હોવા છતાં કોઇ એવી મધ્યસ્થ સંસ્થા નહોતી, જ્યાં સમસ્ત પાટીદાર કોમના વિદ્યાર્થીઓ સંસ્થા તરીકેનો લાભ મેળવી અભ્યાસમાં મદદ મેળવી શકે. વડોદરા એ હાઇ સ્કૂલમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ માટે કેંદ્ર સમું ગણાય છે. જુદા જુદા વિભાગના સંખ્યાબંધ વિદ્યાર્થીઓ અહીં ભણવા આવે છે. પણ તેઓને ઘર ભાડે રાખીને અને વીશીમાં જમીને રહેવું પડે છે. એ તો સામાન્ય અડચણ ગણાય. મહત્ત્વની વાત એ છે કે તેમને કશી દોરવણી કે નિયમન ન મળતું હોવાથી ગમે તે રીતે વર્તવાનું મળે છે અને તેમાંથી કેટલાક દુર્લક્ષણો શીખે છે. આ બધી વાતોનો વિચાર કરી કેટલાક આગેવાનોને છાત્રાલય સંસ્થાની જરૂર જણાઇ. સ્વ. મોતીભાઇ અમીનની દોરવણીથી સંસ્થાની સ્થાપનાનો નિર્ણય થયો. તેઓના સ્વર્ગવાસથી કંઇક ઢીલાશ આવી. પણ તરત જ આગેવાન ગણાતા પ્રતિષ્ઠિત પુરુષોએ તે કામ ઉપાડી લીધું. શ્રી. તુળશીભાઇ બકોરભાઇ અમીન, શ્રી. ભાઇલાલભાઇ ડી. અમીન અને શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલ, વગેરે આગળ આવ્યા અને કાર્ય શરૂ કર્યું. પૈસાની મુશ્કેલી પણ પોતાને માથે વહોરીને તેમણે તા. ૧૨:૬:'૩૯થી 'સમસ્ત પાટીદાર કેળવણી મંડળ' તરફથી પાટીદાર છાત્રાલયની શરૂઆત કરી દીધી. વિદ્યાર્થીઓ પણ પૂરતી સંખ્યામાં આવી ગયા.

હવે આ સંસ્થાને સમસ્ત પાટીદાર કોમની કેળવણીનો પ્રશ્ન હાથમાં લેઇ લે એવી મજબૂત બનાવવાની જરૂર છે. વિશેષતા એ છે કે કોમી ભાવની સંકુચિત વૃત્તિ આ સંસ્થામાં નથી. અન્ય કોમના વિદ્યાર્થીઓને પણ છાત્રાલયમાં રાખવાની વ્યવસ્થા છે, અને અત્યારે પચીસ ટકા ઉપરાંત તેવા ભાઇઓ આ સંસ્થાનો લાભ લેઇ રહ્યા છે.

આ હકીકત એટલા માટે રજૂ કરી છે, કે તેથી પાટીદાર કોમના ભાઇઓ આ સંસ્થાને બળવાન બનાવવા બનતો સાથ આપે. સંસ્થા પાસે અત્યારે કંઇજ ફંડ નથી. આ વસ્તુ તરફ દરેક જ્ઞાતિહિતેચ્છુ વ્યક્તિ ધ્યાન આપે એવી આશા રાખવી રહી.

વડોદરા — ચીમનભાઇ મૂ. અમીન

—*—

૨૫ શ્રી. ગોરધનભાઇ જોઇતાભાઇ પટેલ (ધર્મજ) વડોદરા
૨૫ ,, હરિભાઇ મૂળજીભાઇ પટેલ (ભાદરણ) ,,
૨૧ ,, ગણેશરાવ રામરાવ ભોકરી, ,,
૧૫ ,, લલ્લુભાઇ લખાભાઇ પટેલ, આણંદ
૧૧ ,, અંબાલાલ ગોકળભાઇ પટેલ, ,,
૧૧ ,, મોતીભાઇ હરિભાઇ પટેલ, ,,
૧૧ ,, ગોરધનભાઇ દાદાભાઇ પટેલ, ,,
૧૧ ,, છગનભાઇ શંકરભાઇ મીસ્ત્રી (ગાના), ,,
૧૧ ,, હાથીભાઇ અગથાભાઇ પટેલ (રણોલી) વડોદરા
૧૧ પ્રો. ગોવિંદલાલ હરગોવિંદદાસ ભટ્ટ (દાવોલ) ,,
૧૧ શ્રી. જશભાઇ ડાહ્યાભાઈ પટેલ (ઓડ) ,,
૧૧ ,, ચુનીભાઇ ભીખાભાઇ પટેલ (નાર) ,,
૧૧ પ્રો. રમણિકલાલ કેશવલાલ ત્રિવેદી (ઉમરેઠ) ,,
૧૧ શ્રી. ચંદુભાઇ રામભાઇ પટેલ (સોજીત્રા) ,,
૧૧ ,, આપાભાઈ મોતીભાઈ પટેલ (ઓડ) ,,
૧૧ ,, મણિભાઇ શિવાભાઇ પટેલ (નાર) ,,
૧૧ ,, લુહાણામિત્ર પ્રિન્ટિંગ પ્રેસ, ,,
*૧૧ પ્રો. ચતુરભાઇ શંકરભાઇ પટેલ (સોજીત્રા), ,,
*૧૦ શ્રી. બી. જે. પટેલ, કલકત્તા
*૧૦ ,, શિવાભાઇ કિશાભાઇ પટેલ (નરસંડા), વડોદરા
*૧૦ ડૉ. વેણીભાઇ ન. મોદી, ,,
*૧૦ શ્રી. ડાહ્યાભાઇ મગનલાલ પરીખ, ,,
*૧૦ ,, મંચેરજી નસરવાનજી વાડીઆ, ,,
*૧૦ ડૉ. મિસ ખાના, ,,
૧૦ શ્રી. શંકરભાઇ સોમાભાઇ પટેલ (પીંપળાવ), ,,
૧૦ ,, ગોરધનભાઇ લાલાજી પટેલ (ભાદરણ) ,,
*૫ ,, ચતુરભાઇ શિવાભાઇ પટેલ (નાપાડ), મુંબઇ
*૫ ,, નાજુકલાલ નંદલાલ ચોકસી, વડોદરા
*૫ ,, વલ્લભભાઇ મથુરભાઇ પટેલ (સાધી), ,,
*૫ ,, છોટાભાઇ ચતુરભાઇ પટેલ (બ્રાહ્મણગામ), ,,
*૫ ,, તુલસીભાઇ એન્ડ કિશોરભાઇ પટેલ, ,,
*૫ પ્રો. ચતુરભાઇ શંકરભાઇ પટેલ (વધાસી), ,,

*૫ શ્રી. છોટાલાલ ગિરિજાશંકર ભટ્ટ (અગાસ), વડોદરા
*૫ ,, મૂળશંકર સોમેશ્વર જોષી (ડાકોર) ,,
*૫ ડૉ. રમણલાલ વ્રજલાલ પટેલ, ,,
૫ ,, રાવજીભાઇ ભાઇલાલભાઇ પટેલ (નડિયાદ), ,,
૫ પ્રો. કેશવલાલ હિમ્મતલાલ કામદાર, ,,
૫ શ્રી. ચીમનલાલ મગનલાલ ડૉકટર, ,,
૫ ,, રામચંદ્ર પ્રભાશંકર પંડ્યા (સીગામ), ,,
૫ ,, જેઠાભાઇ નારણભાઇ પટેલ (ભાદરણ) ,,
૫ ,, છોટાભાઇ મરઘાભાઇ પટેલ (કાશીસા) ,,
૫ ,, ગોરધનભાઇ મોતીભાઇ પટેલ (ચીટોડીઆ) ,,
૫ ,, લક્ષ્મીદાસ લલ્લુભાઇ પટેલ (સાધી) ,,
૫ ,, મણિલાલ પ્રભાશંકર વ્યાસ (ઉમરેઠ) ,,
૫ ,, મોહનલાલ હરિલાલ ગાંધી (ઉમરેઠ) ,,
*૩ ,, હિમાભાઇ ઇશ્વરભાઇ પટેલ (સાધી), ,,
*૨ ,, મગનલાલ ત્રિકમલાલ વ્યાસ, ,,
૩ ,, મણિલાલ હીરાલાલ શાહ ,,
૨ ,, લક્ષ્મણસિંહ એચરસિંહ પરમાર, ,,
૨ ,, વિનાયકપ્રસાદ ગજાનન પંડ્યા (કરનાળી), ,,
૨ ,, મણિલાલ મૂળજીભાઇ ઉપાધ્યાય, ,,
૨ ,, નટવરલાલ લલ્લુરામ પંડ્યા, ,,
૧ ,, નર્મદાશંકર ઇશ્વરલાલ પાઠક (સુંદરા), ,,

કુલ રૂા. ૨૨૧૬૧-૧૫-૦

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા. ૧૦:૮:'૩૯ — આશાભાઇ નરસિંહભાઇ પટેલ, મંત્રી, સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડ

---

## ચર્ચાપત્ર

### ૭. આફ્રિકાના પૅસેંજરો વિષે

ભાઇશ્રી મગનભાઇએ વૈશાખ માસના અંકમાં આ વિષે લખેલું અને અષાઢ માસના અંકમાં તે ઉપર ચર્ચા કરતાં ભાઇશ્રી રાવજીભાઇ લાંચરિશ્વતની બાબત ઉપર જતાં જણાવે છે, કે "નૈતિક રીતે આ પ્રથા સામે બચાવ છે જ નહિ." વળી "આવા જાહેર ઊહાપોહથી કાયદો સખ્ત થતાં બિચારા ગરીબ

પેસેંજરો વધુ મુશ્કેલીમાં મુકાશે." આ વાક્યોએ મને સહેજે આ બાબત ચર્ચવા પ્રેર્યો.

ભાઇશ્રી રાવજીભાઇ, લાંચની પ્રથા અવશ્ય નૈતિક બચાવને પાત્ર નથીજ, અને નિંદ્ય પણ છે. લાંચરિશ્વત આપી કામ પતાવવું અટલે નામદાર સરકારની વ્યવસ્થાને વણસાડવી, તેમાં સડો પેદા કરવો, અરે! દેશને અમલદારશાહીના લોખંડી પંજામાં નાખવો. વળી પોતાના આત્માને વંચવાનું દુઃખ તો જુદું. આત્મવંચનાથી આત્મભાવ ઢીલો પડે, મન ચોરીનાં છૂપાં કામો કરવા તરફ વળે અને તેથી સ્વાર્થ સાધવા ખાતર કુકર્મો કરતાં મનુષ્ય અટકે નહિ, એટલે કે લાંચ આપી કામ પતાવવું એ ચોરી કરવાનો–શીખવાનો–પ્રથમ પ્રયાસ!

વળી જે અમલદાર આજે લાંચ લેઇ આપણું ગેરકાયદે કામ પતાવે છે, તેજ અમલદાર આવતી કાલે આપણને જ્યારે ઉતાવળનું કામ હશે, પછી ભલે તે કાયદેસર કાં ન હોય, ત્યારે પણ ચાર વધારે ધક્કા ખવડાવી, લાંચ લેવા લલચાશે અને આપણે ધક્કાથી બચવું હોય તો આખરી ઉપાય લાંચ! આમ જ દરેક બાબત ઉપર પછી ફરી વળશે લાંચનું સામ્રાજ્ય! પણ નીતિ તો અવશ્ય આ ગલીચ પ્રથા સામે જેહાદ જગાવશે.

બીજું, ભાઇ રાવજીભાઇનો કહેવાનો અર્થ એ થયો કે જો કામ પતતું હોય તો લાંચ આપીનેય પતાવવું! તો બિચારા 'ડેક' પેસેંજરો ધક્કામુક્કી કરીને પણ સ્ટીમરમાં સારી જગ્યા મેળવવા પ્રયત્ન કાં ન કરે? સ્વાર્થ જો સગા ભાઇનું ખૂન રેડાવતાં પાછો હઠ્યો નથી, તો શું તે માણસાઇને યાદ કરશે? નહિજ.

અવશ્ય, આપણે માણસાઇ કેળવવી જ જોઇએ. પરંતુ માણસાઇનું નામદાર સરકારે જતન પણ કરવું જ જોઇએ. બફારામાં એક વસ્ત્રે દરેકને ઢોરની માફક ઊભા રાખી ડાકટરી તપાસ થાય અને જંગલી રીતે આંખોની તપાસ થાય ત્યારેજ પેસેંજર માણસાઇ ભૂલતાં પહેલવહેલું શીખ્યો. અને ત્યાંથીજ વળી અપમાનોનો વરસાદ શરૂ થાય. ડાકટરી તપાસ રોગી જણાતાજ માણસોની તદ્દન ખાનગી ઓરડીમાં થવી જોઇએ. વધારે વિચિત્ર બાબત તો એ છે કે પહેલા અને બીજા વર્ગના મુસાફરો નીરોગ અને બિચારા ત્રીજા વર્ગનાજ રોગી! ધનવાન રોગી કે ગરીબ?

વળી લાંચ તો ચેપી રોગને પણ મટાડે! કારણ કે જે જે રોગી સાબિત થાય છે તે રૂા. ૨૫ ડાકટર સાહેબને આપે એટલે તે ચેપ વિદેશમાં જતો અટકે! વાહ, લાંચદેવી, તારી બલિહારી!

ભાઇ રાવજીભાઇના ડીપોઝીટ પ્રથા નાબુદ કરવાના મતને હું તદ્દન સમ્મત

થાઉં છું; અને વધુમાં ઇચ્છું છું કે સ્ટીમરશીપ કંપની દરેકને યોગ્ય સગવડ અને જગ્યા મળે તેવી વ્યવસ્થા કરે, યા તો સવડ પૂરતાજ પેસેંજરો લે તો જ માણસાઇ કેળવવાનું તદ્દન સફળ બને.

ઉત્તરસંડા (હાલ મોમ્બાસા) ઇશ્વિરભાઇ શામળભાઇ પટેલ

---

## જાણવાજોગ

### ૨૫. 'શિક્ષણ અને સાહિત્ય'

સંપાદકમંડળ

જુગતરામ દવે
ગોપાલદાસ પરેલ
નગીનદાસ પારેખ
મણિભાઇ દેસાઇ
મગનભાઇ દેસાઇ (તંત્રી)
જીવણજી દેસાઇ (વ્યવસ્થાપક)

નવજીવન કાર્યાલય,
પો. બોકસ નં. ૧૦૫
અમદાવાદ,
તા. ૧૦-૮-'૩૯

ભાઇશ્રી,
બેનશ્રી,

જ્યારે 'નવજીવન' ચાલતું હતું ત્યારે, કેટલોક સમય, 'નવજીવન'ની પૂર્તિ તરીકે 'શિક્ષણ અને સાહિત્ય' દર મહિને પ્રસિદ્ધ કરવામાં આવતું, તે આપને યાદ હશે. તેના નામ પ્રમાણે, તેનો ઉદ્દેશ શિક્ષણ અને સાહિત્યના ક્ષેત્રમાં રાષ્ટ્રીય દૃષ્ટિએ ચર્ચા કરવાનો હતો. આજ આપણી પાસે 'નવજીવન' નથી; અને કેળવણીના ક્ષેત્રમાં એટલા બધા મહત્ત્વના પ્રયોગો શરૂ થયા છે તથા પુનર્ઘટનાની વિચારણા ચાલે છે, કે તે બધાને સંગઠિત રીતે રજૂ કરવા તથા વ્યવસ્થિત રૂપમાં ચર્ચા કે વિચારવિનિમય કરવા માટે 'શિક્ષણ અને સાહિત્ય' જેવી પત્રિકાની અતિ જરૂર છે. એટલે, એ પત્રિકાને હવેથી સ્વતંત્ર માસિક તરીકે ફરી શરૂ કરવાનો ઠરાવ અમે કર્યો છે, અને તેનો પ્રથમ અંક રેંટિયાબારશને દિવસે બહાર પાડવા નિરધાર્યું છે. એમાં અમને બનતો સહકાર તથા સક્રિય મદદ આપવા આપને નમ્રતાપૂર્વક વિનંતિ કરું છું.

આપ જો કેળવણીના ક્ષેત્રમાં પ્રત્યક્ષ કામ કરતા હો કે તેમાં રસ લેતા હો, તો આપના અનુભવો, પ્રયોગો તથા વિચારો અમને લખી મોકલવા વિનંતિ છે. શાળાઓના સંચાલકો પોતપોતાની શાળાના, કેળવણીની દૃષ્ટિએ નોંધવા યોગ્ય પ્રયોગો તથા સમાચારો અમને મોકલી શકે. ગુજરાતભરમાં

આજ અનેક કેળવણીકારો પોતપોતાની રીતે કામ કરી રહ્યા છે. આ માસિક તેમના સૌના અનુભવો, પ્રશ્નો તથા વિચારવિનિમયનું સ્થાન બને એવી અમે આશા બાંધી છે. એ વ્યાપક ઉદ્દેશને ધ્યાનમાં લઈને સૌ પોતપોતાને સ્થાનેથી અમને મદદ કરે એવી અમારી માગણી છે.

જાગ્રત રૂપે આજ આપણે ત્યાં કેળવણીનાં બે અંગોનો પ્રયોગ શરૂ થયો છે: પ્રૌઢશિક્ષણ અને વર્ધાયોજનના પ્રમાણેની મૂળકેળવણી. આ માસિક આ બે અંગો ખીલવવા માટે ખાસ ઉદ્દેશ ધરાવે છે. એટલે એ બે ક્ષેત્રોમાં કામ કરતા શિક્ષકો તથા સેવકગણ અમને પોતાના અનુભવો મોકલતા રહે તો જ આ માસિક પોતાના મુખ્ય ઉદ્દેશને પહોંચી વળી શકે.

આ બે અંગોની સાથે સીધો સંબંધ આપણી પ્રાથમિક શાળાઓમાં કામ કરતા શિક્ષકોનો વિશેષે કરીને છે. મૂળકેળવણીનો પ્રયોગ તો, એમના જ કાર્યને કેવી રીતે સારું ને વ્યાપક તથા રાષ્ટ્રને હિતકારી બને એવું કરવું, એ જ વિચારવા માટે છે. પ્રૌઢશિક્ષણ આપણા પ્રાંતમાં પ્રજાકીય સ્કૂલ બોર્ડો પોતા તરફથી ચલાવવા ધારે છે; એટલે કે, પોતાની પ્રાથમિક શાળાઓના શિક્ષકો મારફતે એ કામ તેઓ ચલાવશે. 'શિક્ષણ અને સાહિત્ય' મુખ્યત્વે આ બે ક્ષેત્રોમાં કામ કરવાનું હોવાથી, એક રીતે જોતાં, એ ખાસ કરીને આપણી પ્રાથમિક શાળાઓના શિક્ષકો માટેનું માસિક થશે એમ કહેવાય. અનેક પ્રકારના શિક્ષણસુધારાના વિચારોથી આ શિક્ષકો આજ વંચિત છે. પ્રમાણભૂત અને સત્તાવાર ખબરો એમને ઓછી જ મળે છે. અને એમણે પોતાના શિક્ષણમાં પણ ઘણો ઉમેરો કરવાનો હોય જ છે. વળી પ્રજાકીય સરકારે શા પ્રયોગો આદર્યા છે, શા આદરવા વિચારે છે, ચાલુ તંત્રમાં શા ફેરફાર યોજે છે કે યોજવા ધારે છે—આ બધું શિક્ષકોએ તો બરાબર જાણવું જોઈએ; એટલું જ નહિ, એમાં પોતા તરફનો ફાળો પહોંચાડવો જોઈએ. 'શિક્ષણ અને સાહિત્ય'નું આ એક ખાસ કાર્ય બનશે એમ ગણાય.

પ્રૌઢ ભાઈબહેનો તેમને માટેના વર્ગોમાં ભણીને નીકળે, પછી જો તેમને યોગ્ય વાચન આગળ મળતું ન રહે, તો તેઓ ભણેલું ભૂલી જાય અને એમની પાછળ રાષ્ટ્રે કરેલાં મહેનત તથા ખર્ચ એળે જાય. એટલે એવાં પ્રૌઢોને દર મહિને નિયમિત ને કાંઈક યોજનાપૂર્વક વાચન મળતું રહે એ પણ આ માસિક સંભાળશે. એટલે, તેમાં દર મહિને પ્રૌઢને માટે ઉપયોગી સાહિત્ય આપવાનો ઇરાદો છે. વાંચવાનું સાધન પામેલો પ્રૌઢ તેનો પૂરેપૂરો લાભ લે તે સારુ વિદ્વાનોએ તેમને જ્ઞાનની અનેક વાતો, તેમને સમજાય એવી

શૈલીમાં ને સરળતાથી, કહેવી જોઇએ. 'શિક્ષણ અને સાહિત્ય'ના આ ખંડમાં અનેક વિદ્વાનોનો સહકાર હોય તોજ તે ચાલી શકે.

એક એ ખંડ પણ આ માસિકમાં વિચાર્યો છે, કે દર માસે બહાર પડતા સાહિત્યની ટૂંકી સમાલોચના પણ કરવી. એને માટે સમાલોચકોની મદદ જોઇએ. પ્રકાશકો તથા લેખકોને અમારી વિનંતિ છે, કે તેઓ પોતાનાં બધી જાતનાં પ્રકાશનો અમને સમાલોચનાને માટે મોકલી આપે.

'શિક્ષણ અને સાહિત્ય'ની આ અમારી કલ્પના છે અને એ એનું ખાસ કાર્ય છે. એમાં આપ અમને મદદ કરશો એવી આશા છે. એજ

લિ. સેવક

જીવણજી ડા. દેસાઇ

પ્રકાશક અને વ્યવસ્થાપક,

'શિક્ષણ અને સાહિત્ય'

તા. ક.

આ માસિકનું લવાજમ વાર્ષિક રૂ. ૨ રહેશે. જેઓ તેના ગ્રાહક તરીકે નોંધાવા ઇચ્છતા હોય તે હવે મ૦ ઑ૦થી પોતાનું લવાજમ અહીં મોકલી શકશે; અગર 'નવજીવન કાર્યાલય'ની મુંબઇ શાખા(૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ)માં ભરી શકશે.

માસિકને માટે લેખો, ચર્ચાપત્રો, સમાલોચના વગેરે મોકલવા ઇચ્છનાર સૌ પોતાનું લખાણ સ્વચ્છ અક્ષરે ને એક બાજુ લખીને અમને મોકલાવે એ વિનંતિ પણ અહીં જ, સાથે સાથે, કરી લઉં.

અને પ્રકાશકો તથા લેખકો પોતાનાં પ્રકાશનો સમાલોચના માટે મોકલાવે તો પહેલા અંકથી તે ખંડ પણ વ્યવસ્થિત રૂપે શરૂ કરી દઇ શકાય

તંત્રીને લખવા માગનારને વિનંતિ કે તેઓ તેમને ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, એ સરનામે સીધું લખે.



## ગ્રંથપરિચય

૫૮. લોકપોથી પહેલી: લેખકો—જુગતરામ દવે, પ્રમુખ, ગુજરાત વિભાગ પ્રૌઢશિક્ષણ સમિતિ, અને નરહરિ પરીખ; પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પૃષ્ઠ ૫૨, કિં. એક આનો. લેખકોએ વીશ ઉપરાંત મિત્રોના સહકારથી પ્રૌઢશિક્ષણ માટે આ લોકપોથી તૈયાર કરી છે, એટલે તે અનુભવસિદ્ધ છે એમ માનવામાં વાંધો નથી. પોથીમાં ચિત્રોને સ્થાન આપવામાં આવે તો પ્રૌઢો મૂળાક્ષરો ઝટ ગ્રહણ કરી શકે. શિક્ષણપદ્ધતિને અનુસાર શબ્દસંકલનો ને વાક્યસંકલનાનો ક્રમ રાખ્યો હોય તો સમજતાં વધારે સરળ પડે. રાષ્ટ્રભાવનાને પૂરેપૂરી જાગ્રત કરે તેવા ઉદ્દેશથી આ પોથી લખાએલી છે અને ભવિષ્યમાં વર્ધા કેળવણી શાળા-

આજ અનેક કેળવણીકારો પોતપોતાની રીતે કામ કરી રહ્યા છે. આ માટે તેમના સૌના અનુભવો, પ્રશ્નો તથા વિચારવિનિમયનું સ્થાન બને એવી આશા બાંધી છે. એ વ્યાપક ઉદ્દેશને ધ્યાનમાં લઈને સૌ પોતપોતાને સ્થાને અમને મદદ કરે એવી અમારી માગણી છે.

જાગ્રત રૂપે આજ આપણે ત્યાં કેળવણીનાં બે અંગોનો પ્રયોગ શરૂ થ છે: પ્રૌઢશિક્ષણ અને વર્ધાયોજના પ્રમાણેની મૂળકેળવણી. આ માસિક એ અંગો ખીલવવા માટે ખાસ ઉદ્દેશ ધરાવે છે. એટલે એ બે ક્ષેત્રોમાં કા કરતા શિક્ષકો તથા સેવકગણ અમને પોતાના અનુભવો મોકલતા રહે તો આ માસિક પોતાના મુખ્ય ઉદ્દેશને પહોંચી વળી શકે.

આ બે અંગોની સાથે સીધો સંબંધ આપણી પ્રાથમિક શાળાઓ કામ કરતા શિક્ષકોનો વિશેષે કરીને છે. મૂળકેળવણીનો પ્રયોગ તો, એમના કાર્યને કેવી રીતે સારું ને વ્યાપક તથા રાષ્ટ્રને હિતકારી બને એવું કરવું, જ વિચારવા માટે છે. પ્રૌઢશિક્ષણ આપણા પ્રાંતમાં પ્રજાકીય સ્કૂલ બોર્ડો પો તરફથી ચલાવવા ધારે છે; એટલે કે, પોતાની પ્રાથમિક શાળાઓના શિક્ષ મારફતે એ કામ તેઓ ચલાવશે. 'શિક્ષણ અને સાહિત્ય' મુખ્યત્વે આ ક્ષેત્રોમાં કામ કરવાનું હોવાથી, એક રીતે જોતાં, એ ખાસ કરીને આપણ પ્રાથમિક શાળાઓના શિક્ષકો માટેનું માસિક થશે એમ કહેવાય. અનેક પ્રક રના શિક્ષણસુધારાના વિચારોથી આ શિક્ષકો આજ વંચિત છે. પ્રમાણભૂ અને સત્તાવાર ખબરો એમને ઓછી જ મળે છે. અને એમણે પોતાના શિક્ષ ણમાં પણ ઘણો ઉમેરો કરવાનો હોય જ છે. વળી પ્રજાકીય સરકારે શા પ્રયોગ આદર્યા છે, શા આદરવા વિચારે છે, ચાલુ તંત્રમાં શા ફેરફાર યોજે છે યોજવા ધારે છે—આ બધું શિક્ષકોએ તો બરાબર જાણવું જોઈએ; એટલું નહિ, એમાં પોતા તરફનો ફાળો પહોંચાડવો જોઈએ. 'શિક્ષણ અને સાહિત્ય' આ એક ખાસ કાર્ય બનશે એમ ગણાય.

પ્રૌઢ ભાઈબહેનો તેમને માટેના વર્ગોમાં ભણીને નીકળે, પછી જો તેમ યોગ્ય વાચન આગળ મળતું ન રહે, તો તેઓ ભણેલું ભૂલી જાય અ એમની પાછળ રાષ્ટ્રે કરેલાં મહેનત તથા ખર્ચ એળે જાય. એટલે એ પ્રૌઢોને દર મહિને નિયમિત ને કાંઈક યોજનાપૂર્વક વાચન મળતું રહે પણ આ માસિક સંભાળશે. એટલે, તેમાં દર મહિને પ્રૌઢને માટે ઉપયોગ સાહિત્ય આપવાનો ઇરાદો છે. વાંચવાનું સાધન પામેલો પ્રૌઢ તેનો પૂરેપૂરે લાભ લે તે સારુ વિદ્વાનોએ તેમને જ્ઞાનની અનેક વાતો, તેમને સમજાય એવી

# પ્રસંગકથા

**બેનોને ધન્યવાદ**

"વસોનાં વતની અને નડિયાદના ભાઈ વિવેકચન્દ્ર ચતુરભાઈ દેસાઈનાં બેન શ્રીમતી શાન્તાબેન ચીમનભાઈ અમીન પૂનાની મહિલા વિદ્યાપીઠમાંથી જી. એ. થયા પછી વધુ અભ્યાસ માટે ઈંગ્લેન્ડ ગયાં હતાં. તે લંડન યુનિવર્સિટીનો સાઈકોલૉજીનો (માનસશાસ્ત્રનો) ડિપ્લોમા લેઈ સ્વદેશ આવી પહોંચ્યાં છે. ચરોતરમાં તેમજ સમસ્ત પાટીદાર જ્ઞાતિમાં આ ડિપ્લોમા મેળવનાર તેઓ પહેલાં મહિલા છે. રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈનાં પુત્રી બેન વિમળાબેન પૂનાની મહિલા વિદ્યાપીઠનાં જી. એ. થયા પછી ચિત્રકળાનો આગળ બે વર્ષ અભ્યાસ કરી એ જ વિદ્યાપીઠમાંથી પી. એ.ની (Proficiency in Arts —કલાનિષ્ણાતની) ડિગ્રી મેળવવા ભાગ્યશાળી થયાં છે." આ બેન એ પરીક્ષામાં બીજા વર્ગમાં પાસ થયાં છે. "આ ડિગ્રી મેળવવામાં ચરોતરમાં તેમ જ સમસ્ત પાટીદાર જ્ઞાતિમાં તેઓ પહેલાં મહિલા છે" ('ચરોતર', ઑગસ્ટ ૧૯૩૯). આ બંને બેનોને પોતાના કૌશલ્ય માટે ધન્યવાદ અને અભિનંદન!

**સાચો ધન્યવાદ**

પણ અષાઢ માસની પ્રસંગકથામાં મેં લખ્યું છે: "આપણી યુનિવર્સિટીઓની કેળવણીથી આખા દેશમાં એવી નિરાશા વ્યાપી ગઈ છે કે તેમાં પાસ થનાર યુવકો વિષે આ પત્રમાં આગળ જ ઉલ્લેખ કરવામાં આવે છે. પણ બેનો એ પરીક્ષાઓ પાસ કરવા લાગી છે, ત્યારે તેમનામાં ઘર બહાર નીકળવાની વૃત્તિ અને તેમની બુદ્ધિશક્તિ પ્રકટ થાય છે, એટલા માટે પણ તેમને ધન્યવાદ દેવો ઘટે છે. લોકસેવામાં એ કેળવણીનો તેઓ ઉપયોગ કરશે ત્યારે સાચો ધન્યવાદ દેઈશું. પણ પુરુષવર્ગની પેઠે સ્ત્રીવર્ગ પણ એ કેળવણીથી નિરાશા જ આપશે ત્યારે તો પછી ભીંતે માથું મૂકી રોવાનું!" ત્યારે સાવધાન, બેનો!

**સ્વજાતિશત્રુ સ્ત્રીઓ**

પુરુષ તો, ભમરો જેમ અનેક ફૂલની પાછળ તેમ, અનેક સ્ત્રીઓની પાછળ ભમ્યા કરે છે, એ તેનો સ્વભાવ તો ક્યારનોય પ્રકટ થઈ ગયો છે. પણ તેવાની જાળમાં ભોળી કુમારિકાઓ ફસાઈ પડે છે ત્યારે દુઃખ થાય છે. અને પોતાની ઉપર શોક ન આવે એમ ઇચ્છતી એ કુમારિકાઓ પેલા ભ્રમરપુરુષને ત્યાં એક પત્ની હોવા છતાં તેના ઉપર પોતે જઈ તેને બિચારીને શોકનું સાલ ઊભું કરે છે અને એમ સ્વજાતિશત્રુ થઈ પડે છે એ જાણીને તો ખરેજ અતિશય દુઃખ થાય છે. આજ સુધીમાં આવા કેટલાક પ્રસંગો બની ગયા છે અને વળી હાલ પાછો એવો એક પ્રસંગ બન્યો છે.

એમાં દાખલ થાય તો તે કેળવણીને પૂરેપૂરું પ્રોત્સાહન આ પોથીથી મળી શકે તેમ છે. પ્રૌઢોને ધાર્મિક, વ્યાવહારિક અને સામાજિક સુધારામાં આગળ ધપાવવા માટે પણ યોજના દાખલ કરવામાં આવી છે તે સ્તુત્ય છે. વળી લેખકોએ વાચન અને લેખનનો સંબંધ સાચવવા સારો પ્રયત્ન કર્યો છે. શિક્ષક

**૫૯. જગતનો આવતી કાલનો પુરુષ**–શ્રી પુંજાભાઇ જૈનગ્રંથમાલા –૧૭; અંગ્રેજી ઉપરથી અનુવાદક–મગનભાઇ પ્રભુદાસ દેસાઇ; પ્રકાશક–ગોપાલદાસ જીવાભાઇ પટેલ, મંત્રી, ધી જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ, અમદાવાદ; પ્રાપ્તિસ્થાન–નવજીવન કાર્યાલય, અમદાવાદ અને મુંબઇ ૨; પૃષ્ઠ ૮+૧૬૮. સર સર્વપલ્લી રાધાકૃષ્ણને The World's Unborn Soul નામે અંગ્રેજીમાં લખેલા પુસ્તકનો આ અનુવાદ છે. પુસ્તકમાં યુરોપના અને ભારતના ધર્મોનો અને તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ આપ્યો છે, તેમની વિશેષતા અને ઊણપો જણાવી છે અને અત્યારના વિકટ પ્રશ્નની ગૂંચ કેમ ઊકલે તે પણ બતાવ્યું છે. પણ વિષય જ એવો કઠિન છે અને તેને અનુકૂળ ભાષા પણ એવી ગૂઢ છે કે તે વિષયનો અભ્યાસી જ સરળતાએ આ પુસ્તક વાંચી શકે. આવા ગૂઢ વિષયોનું જેમને અધ્યયન નથી, તેમને પુસ્તક સમજવું દુસ્તર છે. વળી શ્રદ્ધા વિના આમાંના બધા વિચારો સ્વીકારી લેવાય એવા પણ નથીઃ છતાં જગત્પ્રસિદ્ધ આ લેખકના વિચારોનું અધ્યયન કરવું એ સર્વે જ્ઞાનપિપાસુનો ધર્મ છે. પુષ્કળ ટિપ્પણો આપીને અનુવાદકે સરળતા કરી આપી છે અને મૂળ લેખકની જીવનરેખા આપી છે એ પણ ઠીક જ કર્યું છે. કિંમત બાર આના વધારે નથી.

**૬૦. પુસ્તકાલય પ્રવૃત્તિ–ભાષણો અને લેખો, ભાગ રજો**: સંચયકર્તા–વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ; પ્રગટકર્તા–પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., રાવપુરા, વડોદરા; પૃષ્ઠ ૧૨+૪૪૮, એક છબિ, કિંમત રૂ. ૧-૮-૦. પુસ્તકાલય પ્રવૃત્તિના પિતા મોતીભાઇ અમીનની પ્રેરણાથી આ સંચય થએલો, પણ એ પ્રકટ થતા પહેલાં જ એ ભાઇ અવસાન પામ્યા એ દુઃખની વાત છે. આ પુસ્તકમાં અનેક પુસ્તકાલય પરિષદોના–મોટે ભાગે તો વડોદરા રાજ્યની પુસ્તકાલય પરિષદોના–સ્વાગત સમિતિઓના અને પરિષદોના પ્રમુખોનાં ભાષણો છે, તે ઉપરાંત પુસ્તકાલય પ્રવૃત્તિને લગતી સંસ્થાઓના ઉદ્‌ઘાટન અથવા ઇતર સમારંભો પ્રસંગે અપાએલાં ભાષણો અને એ પ્રવૃત્તિને લગતા કેટલાક લેખોનો સંચય છે. ભાઇ મોતીભાઇનો એક જ લેખ આ પુસ્તકમાં છપાયો છે, પણ તેમનાં કેટલાંક ઉપયોગી ભાષણો અને લેખો પણ છપાયા હોત તો સારું. પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેનારને આ પુસ્તક ઉપયોગી થશે, ઇતર જનને પણ એમાંથી સારું જાણવાનું મળશે.

**બેનોને ધન્યવાદ**

"વસોનાં વતની અને નડિયાદના ભાઇ વિવેકચન્દ્ર ચતુરભાઇ દેસાઇનાં બેન શ્રીમતી શાન્તાબેન ચીમનભાઇ અમીન પૂનાની મહિલા વિદ્યાપીઠમાંથી જી. એ. થયા પછી વધુ અભ્યાસ માટે ઇંગ્લેંડ ગયાં હતાં. તે લંડન યુનિવર્સિટીનો સાઇકોલોજીનો (માનસશાસ્ત્રનો) ડિપ્લોમા લેઇ સ્વદેશ આવી પહોંચ્યાં છે. ચરોતરમાં તેમજ સમસ્ત પાટીદાર જ્ઞાતિમાં આ ડિપ્લોમા મેળવનાર તેઓ પહેલાં મહિલા છે. રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇનાં પુત્રી બેન વિમળાબેન પૂનાની મહિલા વિદ્યાપીઠનાં જી. એ. થયા પછી ચિત્રકળાનો આગળ બે વર્ષ અભ્યાસ કરી એ જ વિદ્યાપીઠમાંથી પી. એ.ની (Proficiency in Arts —કલાનિષ્ણાતની) ડિગ્રી મેળવવા ભાગ્યશાળી થયાં છે." આ બેન એ પરીક્ષામાં બીજા વર્ગમાં પાસ થયાં છે. "આ ડિગ્રી મેળવવામાં ચરોતરમાં તેમ જ સમસ્ત પાટીદાર જ્ઞાતિમાં તેઓ પહેલાં મહિલા છે" ('ચરોતર', ઓગસ્ટ ૧૯૩૯). આ બંને બેનોને પોતાના કૌશલ્ય માટે ધન્યવાદ અને અભિનંદન!

**સાચો ધન્યવાદ**

પણ અષાઢ માસની પ્રસંગકથામાં મેં લખ્યું છે: "આપણી યુનિવર્સિટીઓની કેળવણીથી આખા દેશમાં એવી નિરાશા વ્યાપી ગઇ છે કે તેમાં પાસ થનાર યુવકો વિષે આ પત્રમાં ભાગ્યેજ ઉલ્લેખ કરવામાં આવે છે. પણ બેનો એ પરીક્ષાઓ પાસ કરવા લાગી છે, ત્યારે તેમનામાં ઘર બહાર નીકળવાની વૃત્તિ અને તેમની બુદ્ધિશક્તિ પ્રકટ થાય છે, એટલા માટે પણ તેમને ધન્યવાદ દેવો ઘટે છે. લોકસેવામાં એ કેળવણીનો તેઓ ઉપયોગ કરશે ત્યારે સાચો ધન્યવાદ દેઇશું. પણ પુરુષવર્ગની પેઠે સ્ત્રીવર્ગ પણ એ કેળવણીથી નિરાશા જ આપશે ત્યારે તો પછી બીતે માથું મૂકી રોવાનું!" ત્યારે સાવધાન, બેનો!

**સ્વજાતિશત્રુ સ્ત્રીઓ**

પુરુષ તો, ભમરો જેમ અનેક ફૂલની પાછળ તેમ, અનેક સ્ત્રીઓની પાછળ ભમ્યા કરે છે, એ તેનો સ્વભાવ તો ક્યારનોય પ્રકટ થઇ ગયો છે. પણ તેવાની જાળમાં ભણેલી કુમારિકાઓ ફસાઇ પડે છે ત્યારે દુઃખ થાય છે. અને પોતાની ઉપર શોક ન આવે એમ ઇચ્છતી એ કુમારિકાઓ પેલા ભ્રમરપુરુષને ત્યાં એક પત્ની હોવા છતાં તેના ઉપર પોતે જઇ તેને બિચારીને શોકનું સાલ ઊભું કરે છે અને એમ સ્વજાતિશત્રુ થઇ પડે છે એ જાણીને તો ખરેજ અતિશય દુઃખ થાય છે. આજ સુધીમાં આવા કેટલાક પ્રસંગો બની ગયા છે અને વળી હાલ પાછો એવો એક પ્રસંગ બન્યો છે.

સ્વજાતિશત્રુ એક ગ્રેજ્યુએટ બેન

"વિસનગરના રાજરત્ન તથા ધારાસભાના માજી સભાસદ પટેલ પ્રભુદાસ ભાવસંગના નાના દીકરા મી. શંકરભાઇ જેઓ મુંબઇ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ હોઇ વિલાયત જઇ બૅરિસ્ટરની પદવી લેઇ હાલમાં વડોદરાની જી. બી. એસ. રેલ્વેમાં પ્રોબિશનર તરીકે ઍસિસ્ટંટ ટ્રાફીક સુપરિંટેંડંટનું કામ કરે છે, તેમની સાથે વિસનગરના નાગર વણિક સ્વર્ગસ્થ શેઠ ડોસાભાઇ મગનલાલ, જેમણે વિસનગરમાં પ્રસૂતિગૃહ અને દવાખાનું બંધાવેલું છે, જેમનું મુંબઇમાં બોર્ડિંગ હાઉસ સારી રીતે ચાલે છે અને જેમનાં વિધવાપત્ની જસુમતીબેને વડોદરામાં પોતાના પતિને સ્મરણાર્થે ઍગ્રીકલ્ચર કોલેજ ઊઘાડી છે, વિસનગરમાં બાગ બનાવી મહુંમનું બાવલું મૂકેલું છે અને જેમને દાતારમંડળનો સુવર્ણચંદ્રક વડોદરા સરકાર તરફથી એનાયત થએલા છે, તેમનાં પુત્રી કુમારી શ્રી કુસુમબેન, જે મુંબઇ યુનિવર્સિટીનાં ગ્રેજ્યુએટ છે તેમણે લગ્ન કર્યું છે. જાણીને દિલગીરી થાય છે કે સદર શંકરભાઇને પ્રથમની પરિણીત બાઇ હયાત છે. વર વિસનગરના કડવા પાટીદાર કોમના છે, ત્યારે કન્યા વિસનગરની નાગર વણિક કોમની છે" ('લોકસેવા,' તા. ૧૦:૮:'૩૯). નઠોર કઠોર પુરુષજાતિએ તો કહેવા જેવું શું ય બાકી રાખ્યું નથી, પણ ભણેલીગણેલી બેનો પુરુષની કામજાળમાં આમ ફસાઇ જાય છે અથવા પુરુષને પોતાની કામજાળમાં ફસાવી દે છે, અને શોક ઉપર બેસી તેનો ભવ બાળી નાખે એવી રીતે સ્વજાતિશત્રુ થઇ બેસે છે, ત્યારે એવી બેનોને યુનિવર્સિટીની ડિગ્રી લેવા પ્રસંગે શા શા ધન્યવાદ દેવા!

બાળલગ્ન અટક્યાં

પાટીદાર મંડળના મંત્રી ભાઇ શિવાભાઇ રણછોડભાઇ પટેલ લખી જણાવે છેઃ (૧) રૂ. ૧૫૦નો પગાર મેળવતા પેટલાદ સ્ટેશનના ગૂડ્ઝ કલાર્ક અને રંગીપુરાના રહીશ ભાઇ શિવાભાઇ લલુભાઇ પટેલ પોતાના ૧૬ વર્ષની ઉમરના દીકરા અંબાલાલનું લગ્ન ભવાનીપુરાના ભાઇ ઘેરીભાઇ રણછોડભાઇ પટેલનાં દીકરી સાથે, અને (૨) ઇસરામાના ભાઇ ઉમેદભાઇ લલુભાઇ પટેલ પોતાના સત્તરેક વર્ષની ઉમરના દીકરા નારણભાઇનું લગ્ન ગોજેલના ભાઇ રામભાઇ પટેલનાં દીકરી સાથે કરવાના હતા. તે લોકને ભાઇ શિવાભાઇએ નોટીસ આપ્યાથી એ બંને લગ્ન અટકી ગયાં છે. વળી રૂપિયાપુરાનો વર સંતોકપુરે લગ્ન કરવા જવાનો હતો, તેના ઉપર 'મનાઇહુકમ કેમ ન કાઢવો?' એવી નોટીસ ફર્સ્ટ કલાસ મૅજિસ્ટ્રેટ તરફથી અપાયાથી બંને પક્ષના પિતાઓએ કોર્ટમાં જઇ 'અમે લગ્ન નહિ કરીએ' એમ લખી આપ્યું છે. એમ આ લગ્ન પણ થતું અટકી ગયું છે.

## હરિજનો અને કૂવાતળાવ

મુંબઇ "સરકારે નીચે પ્રમાણે હુકમ કર્યો છે: જાહેર કૂવાઓનો બધાય લોકો નાતજાતના ભેદભાવ વિના ઉપયોગ કરે તેવું કરવા માટે જે સ્થાનિક સંસ્થા પગલાં ન ભરે તેની ગામડાંને પાણી પૂરૂં પાડવા સંબંધેની ગ્રાન્ટ ઘટાડી નાખવી. સ્થાનિક સંસ્થાઓએ જિલ્લાના જાહેર કૂવા ઉપર એવી મતલબની નોટીસો મૂકવી કે આ કૂવાઓ અબાધિત રીતે જાહેરના બધા વર્ગો ને નાતજાતો માટે ખુલ્લા છે. કૂવા, તળાવ, વગેરે માટે સરકારી જમીન મેળવવા માટે સ્થાનિક સંસ્થાઓ તરફથી માગણી આવતાં આવાં કૂવાતળાવ વગરેનો ઉપયોગ બધાય લોકો નાતજાતના ભેદભાવ વિના એકસરખી રીતે કરે તેવી શરત વિના તે નહિ આપવી. ફરતા અમલદારો ગામડાંની મુલાકાત લેતાં હરિજનો જાહેર કૂવામાંથી પાણી લેવાનો અધિકાર ભોગવે છે કે નહિ, તે વિષે તપાસ કરે અને આ અધિકાર હરતી ધરાવી રહેલો છે તે ઉપર ભાર મૂકે. અત્યારના પ્રધાનમંડળે હોદ્દાઓનો સ્વીકાર કર્યો ત્યાર પછીથી તેણે ગામડાંમાં પાણી પૂરૂં પાડવા માટે મોટી ગ્રાન્ટની જોગવાઇ કરી છે. બીજા સવર્ણોની માફકજ હરિજનો પણ જાહેર કૂવાતળાવનો સ્વતંત્ર રીતે ઉપયોગ કરે તેવું કરવા માટે ખાસ સૂચનાઓ મોકલવામાં આવેલી છે. હરિજનો અત્યારે જે હાડમારીઓ ભોગવી રહેલા છે, તે હાડમારીઓ અમુક ગામોમાં ચાલુ રહેવાનો સંભવ છે તેવું લાગે તેવા પ્રસંગોમાં આ ગામોને પાણી માટેની ગ્રાન્ટ આપવી નહિ અથવા પાણી પૂરૂં પાડવાની ખૂબ જરૂર જેવો કિસ્સો હોય તો હરિજનોનેજ ખાસ પાણીની જોગવાઇ મળે તેવી રીતે પૈસા ખર્ચવા તેવી વ્યવસ્થા કરવામાં આવેલી છે." (મુંબઇ સરકારનું 'જાહેર માહિતીપત્ર,' તા. ૧૬:૭:'૩૯).

## હરિજનો અને જાહેર વાહનોનો ઉપયોગ

"મુંબઇ શહેરની બહારની જગ્યા ઉપર ભાડે ફરતી કે ભાડે આપેલી મોટર ગાડીઓનું નિયંત્રણ કરતા નિયમોની ૩૪મી કલમ તરફ જાહેરનું ધ્યાન દોરવામાં આવેલું છે. આ નિયમ પ્રમાણે આવી મોટર ગાડીઓનો કોઇ પણ હાંકનાર કે તેનો માલિક કે માલિકે રોકેલો એજંટ કોઇ પણ માણસને તેની નાતજાતને કારણે ટીકીટ આપવાની ના પાડી શકે નહિ અથવા ટીકીટ ધરાવનાર ઉતારૂને ખાલી જગ્યા હોય તો તે ઉપર ઉપરને કારણે બેસતો અટકાવી શકે નહિ. આ ઉપરાંત આજ નિયમોની ૪૫મી કલમ તરફ પણ જાહેર પ્રજાનું ધ્યાન દોરવામાં આવેલું છે. આ કલમ પ્રમાણે ઉપરના નિયમોનો કે તેની હેઠળના હુકમોનો ભંગ કરનાર જાહેર વાહનોના હાંકનારની કે તેવો ગુનો કરનાર વાહનોના માલિકની કે તેના એજંટની પરમીટ જિલ્લા પોલિસ સુપરિટેંડંટ

રદ કરી શકે કે થોડી મુદત માટે પાછી ખેંચી લેઇ શકે. જાહેર વાહનોનો ઉપયોગ કરવાની બાબતમાં હરિજનો સામેના ભેદભાવનો અટકાવ કરતા નિયમોનું કડક રીતે પાલન કરવામાં આવે છે કે નહિ તે, તથા આવા નિયમોનો ભંગ કરવામાં આવેલો હોય તેવા કિસ્સાઓની સામે કડક પગલાં લેવામાં આવે છે કે નહિ, તે જોવાનું પોલિસ સુપરિટેંડંટોને સરકારે જણાવી દીધું છે". (મુંબઇ સરકારનું 'જાહેર માહિતીપત્ર,' તા. ૧૬:૬:'૩૯).

"હરિજનો અને શાળાઓ

"શાળાઓમાં હરિજન બાળકોને દાખલ કરવા સંબંધેના હુકમ પ્રમાણે શિક્ષણખાતાના બધા અમલદારોને જણાવી દેવામાં આવેલું છે કે જાહેર પૈસાથી નભતી કે તે મારફતે મદદ મેળવતી શાળાઓમાં હરિજન બાળકોને દાખલ થવાની સામે કોઇ પણ જાતનો અંતરાય નાખવામાં ન આવે તે તેમણે જોવું જોઇએ. હરિજન બાળકોને દાખલ નહિ કરવાની શરતે જે જગ્યાએ જાહેર શાળાઓ મંદિર કે બીજી પવિત્ર જગ્યાઓ ઉપર ચલાવવામાં આવતી હોય ત્યાં બીજી સગવડ કરવાનું પણ સરકારે જણાવી દીધું છે. એ પણ સ્પષ્ટતાપૂર્વક જણાવવામાં આવેલું છે કે વર્ગમાં બધાય વિદ્યાર્થીઓ નાતજાતના ભેદભાવ વિના એકસાથે બેસે અને હરિજનોનાં બાળકોને બેસવા માટેની જુદી કે અલગ વ્યવસ્થા નભાવી લેવામાં ન આવે" (મુંબઇ સરકારનું 'જાહેર માહિતીપત્ર,' તા. ૧૬:૭:'૩૯).

પામોલ શાળામાં હરિજન બાળકો

સરકારના આવા સ્પષ્ટ હુકમો છતાં લોક સમજતા નથી. બોરસદ તાલુકાના પામોલ ગામના લોકે ત્યાંની લોઃ બો. શાળામાં હરિજન વિદ્યાર્થીઓને દાખલ થતા અટકાવ્યા. ત્યારે લોકલ બોર્ડે તા. ૨૬:૯:'૩૮ને રોજ એ શાળા બંધ કરેલી. પણ જ્યારે ગામલોકોએ એ વિદ્યાર્થીઓને શાળામાં દાખલ થવા દેવાની કબુલત આપેલી, ત્યારે તા. ૬:૧૦:'૩૮ને રોજ એ શાળા ફરી ઉઘાડેલી. છતાં ગામલોકે હરિજન બાળકોને શાળામાં જતાં ડરાવવા માંડ્યાં, ત્યારે લોકલ બોર્ડે તે શાળાને હરિજનવાસમાં બેસાડવાનો હુકમ કર્યો. એટલે ગામલોકે પોતાની જુદી શાળા કાઢી. પણ પૈસાથી ન પહોંચાયું એટલે તેમણે હવે જિલ્લા સ્કૂલ બોર્ડને અરજી કરી છે કે અમે હવે હરિજન બાળકોને અમારાં બાળકો સાથે બેસી ભણવા દેઇશું, માટે પૂર્વેની પેઠે સવર્ણ લત્તામાં શાળા ઉઘાડો. તે ઉપરથી સ્કૂલ બોર્ડે ગામલોકને સૂચના કરી છે કેઃ હાલ તમારી શાળા જ્યાં ચાલે છે ત્યાં હરિજન બાળકોને દાખલ કરો; તેમને કનડગત થાય છે કે નહિ તે પંદરવીશ દિવસ સુધી જોયા પછી તમારી માગણીનો સ્વીકાર

થશે. ત્યાર પછી ગુજરાત હરિજન સેવકસંઘના મંત્રી ભાઇ પરીક્ષિતલાલ અને બોરસદ તાલુકા હરિજન સેવકસંઘના મંત્રી ભાઇ અંબાગિરિ તે ગામે જઇને ગામલોકને સમજાવી આવ્યા. ગામલોકે હવે વધારે સમજદાર થવું ઘટે.

**બીજી બે શાળામાં હરિજન બાળકો**

"બોરસદ તાલુકાના જેસરવા ગામના તાલુકા સમિતિના કાર્યકર્તા શ્રી. શિવાભાઇએ તથા શ્રી. અંબાગિરિએ તે શાળાની મુલાકાત લીધી હતી. ત્યાં હરિજન સેવકસંઘ તરફથી ચાલતી શાળાનાં બાળકો લોકલ બોર્ડની મુખ્ય શાળામાં દાખલ થયાં છે. તેમજ મુજકૂવામાં બે હરિજન બાળકોને ત્યાંની મુખ્ય શાળામાં દાખલ કરવામાં આવ્યાં છે. હરિજન બાળકો વધુ પ્રમાણમાં દાખલ થાય તેમ આશા રખાય છે" ('ખેડા વર્તમાન,' તા.૯:૮:'૩૯). સવર્ણ ભાઇઓએ, ચરોતરમાં ખાસ કરીને પાટીદાર ભાઇઓએ, આજે નહિ તો કાલે સમજવું જ જોઇશે કે દેશના સાત કરોડ હરિજન ભાઇઓને તરછોડી દૂર રાખ્યે કદાપિ સ્વરાજ્ય પામી શકવાના નથી, પામી શકીશું તો તે સુખે ભોગવી શકવાના નથી. વળી એ તો કાલની વાત, પરંતુ આજે આપણે સ્વીકારેલી એ આભડછેટ પરદેશમાં, ખાસ કરીને આફ્રિકામાં, આપણી છાતી ઉપર ચઢી બેઠી છે અને આપણને દબાવી રહી છે. ત્યાં ગોરા લોકો આપણા હિંદી ભાઇઓને અસ્પૃશ્ય ગણી આપણને દૂર રાખે છે અને આપણને અંતેવાસમાં રહેવાની ફરજ પડે છે. આ દેશમાં આપણાં હાથનાં કર્યાં પરદેશમાં આપણે હૈયે વાગ્યાં છે! ત્યારે તો હવે આપણે ભલા થઇ સમજીએ! માનવી તરીકે આપણે જીવીએ અને માનવી તરીકે બીજાને જીવવા દેઇએ.

**મુંબઇ સરકારનું યુગપ્રવર્તક સેવાકાર્ય**

મહાસભાની સરકારે દેશના અનેક પ્રાન્તોનાં પ્રધાનપદ સ્વીકાર્યા પછી એ સૌ પ્રાન્તોની સરકારે લોકસેવાનાં અનેક કાર્ય કર્યાં છે, તેમ મુંબઇ સરકારે પણ કર્યાં છે. પણ સૌ સેવાકાર્યોને ઝાંખાં પાડી દે એવું મુંબઇ સરકારનું યુગપ્રવર્તક સેવાકાર્ય તો પ્રજાને નિર્વ્યસ કરવાનું છે. દારૂ પીવાથી દેશને–ખાસ કરીને ગરીબ મજૂર વર્ગને તો–પારાવાર હાનિ થઇ છે–આર્થિક અને એથીયે વધારે તો માનસિક હાનિ થઇ છે. મહાસભાના મુંબઇ સરકારના પ્રધાનોએ મોટી આર્થિક ખોટ વેઠીને પણ એ હાનિમાંથી પ્રજાને બચાવવા પ્રતિજ્ઞા કરી છે. અમદાવાદ શહેરમાંથી દારૂને બંધ કરવાનો પ્રયોગ એક વર્ષ સુધી કર્યા પછી તેમાં સફળ થવાથી આ ઑગસ્ટ માસની પહેલી તારીખથી મુંબઇ જેવા શહેરમાંથી પણ દારૂનો પગદંડો કાઢવાનો પ્રયોગ કર્યો છે. તે માટે યોજેલા પહેલી તારીખના સરઘસમાં ને પછીની સભામાં મુંબઇનાં લાખો

સમાજનાં બીજાંને હાનિ થાય છે, માટે મદ્યનિષેધ થવો જ જોઇએ. પણ જે મંડળ ખાદીધારીઓને જ પૈસે નહિ, પણ સામાન્ય પ્રજાજનને પૈસે ચાલતું હોય તે મંડળ પોતાનો કોઇ સભ્ય ખાદીધારી ન હોવાને કારણે તેનો બહિષ્કાર ન જ કરી શકે. સામાન્ય રસોડાંમાંથી હરિજનનો બહિષ્કાર ન જ થઇ શકે. પણ હરિજન સાથે બેસીને જમવામાં જે પોતાને ધાર્મિક સિદ્ધાન્તે વાંધો માને, તે પોતે બહિષ્કૃત થઇ જુદા જમવા બેસે તો તેને તેમ કરવાનું પણ વ્યક્તિસ્વાતંત્ર્ય હોવું જ જોઇએ. રવીન્દ્રનાથ ટાગોરના શાન્તિનિકેતનના રસોડામાં સ્પર્શાસ્પર્શનો કોઇ ભેદ નથી, સૌ સાથે બેસી જમી શકે એવો નિયમ છે. પણ તેમ કરવામાં જે છાત્રના પાલકને વાંધો હોય તે છાત્રને જુદા બેસી જમવાની પણ ત્યાં સ્વતંત્રતા છે.

**અમદાવાદમાં સહભોજનના પ્રશ્નનો ઉકેલ**

"ગુજરાત પ્રાથમિક શિક્ષકસંઘના પ્રમુખ શ્રી. પ્રાણલાલ દેસાઇ લખે છે કે: 'ગયા જુન માસમાં પી. આર. ટ્રેનિંગ કોલેજ ઉઘડી, ત્યારે એ કોલેજના રસોડાના નોટીસ બોર્ડ ઉપર એવી મતલબની નોટીસ મૂકેલી જોવામાં આવી હતી, કે રસોડામાં કોઇ પણ જાતની અસ્પૃશ્યતાની લાગણીને માન આપવામાં આવશે નહિ. ગુજરાત વિદ્યાપીઠમાં અમદાવાદ જિલ્લા લોકલ બોર્ડના શિક્ષકોને તાલીમ આપવાને માટે એક તાલીમવર્ગ ઉઘાડવામાં આવેલો હતો: ત્યાં પણ હરિજન કોમના શિક્ષકો સાથે બધા શિક્ષકોને એકપંગતે બેસી જમવાનું હતું. જે શિક્ષકોએ એ પ્રમાણે જમવા બેસવાની ના પાડી હતી, તેમને નોકરીમાંથી પણ કાઢી મૂકવામાં આવ્યા હતા. અમદાવાદ જિલ્લા સ્કૂલ બોર્ડનાં તથા સરકારનાં આ ફરમાનો સામે વાંધો લેવાતાં તેનું સંતોષકારક પરિણામ આવ્યું છે. અત્યાર સુધી પી. આર. ટ્રેનિંગ કોલેજ અને મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજના વિદ્યાર્થીઓ માટે કોલેજની બોર્ડિંગમાં રહેવાનું તથા જમવાનું ફરજિયાત હતું; પરંતુ સરકારે હમણાંજ હુકમ બહાર પાડ્યો છે, કે જે વિદ્યાર્થીને કોલેજની બોર્ડિંગમાં ન રહેવું હોય, ને બહાર રહીને અભ્યાસ કરવો હોય તો તે તેમ કરી શકે છે. તેમજ જિલ્લા સ્કૂલ બોર્ડે પણ ઠરાવ કર્યો છે કે: તાલીમવર્ગના જે વિદ્યાર્થીઓને બીજી કોમોના શિક્ષકો સાથે એકપંગતે બેસી જમવાનો વાંધો હોય, તેઓને અલાયદા જમવા બેસવાની પરવાનગી આપવામાં આવશે. નોકરીમાંથી બરતરફ કરેલા શિક્ષકોને પાછા નોકરીમાં લેવામાં આવેલા છે.'" ('ગુજરાત સમાચાર,' તા. ૬:૮:'૩૯). સારૂં થયું, આમજ સર્વધર્મસમભાવ અને પરમતસહિષ્ણુતા પળાય.

---*---

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

## મંડળ સમાચાર

તા. ૧૩:૮:'૩૯ના રોજ મળેલી વ્યવસ્થાપક સમિતિએ નવા આવેલ શ્રી. શંકરભાઇ શાહને અને સંગીતશિક્ષક તરીકે શ્રી. બબાભાઇ સોમાભા પટેલને કામચલાઉ શિક્ષક તરીકે મંજુર કર્યા; જૂના કામચલાઉ શિક્ષકોમાંથ શ્રી. સોમાભાઇ પટેલને કાયમ કરવાનો અને બીજા જે જે કર્મચારીઓને વર્ષ પૂરાં થયાં છે તેમને નિયમ પ્રમાણે બઢતી આપવાનો નિર્ણય કર્યો છે વળી મુંબઇ સરકારે કાઢેલા શરીરવિકાસ તાલીમવર્ગમાં તાલીમ લેવા મા શ્રીમતી સુમતિબેને કરેલી માગણીને મંજૂર કરી સંસ્થા તરફથી તેમને તાલી લેવા મોકલવાનો ઠરાવ કર્યો છે.

## વિદ્યાલય સમાચાર

તા. ૧૦:૬:'૩૯થી વિદ્યાલયનું કામ શરૂ થઇ ગયું છે. હાલ વિદ્યાલય ૧૮૦ વિદ્યાર્થિનીઓ છે, તેમાંથી ૧૫૦ છાત્રાઓ છે.

તા. ૨૩મી જુલાઇએ સરદારશ્રી વલ્લભભાઇ પટેલે, ખેડા જિલ્લાની મુલાકા આવતાં, વિદ્યાલયમાં પાંચેક કલાક ગાળ્યા હતા, તે દિવસે વિદ્યાલયમાં વલ્લ વિદ્યાલયના વિદ્યાર્થીઓ અને શિક્ષકો પણ સરદારશ્રીનો લાભ લેવા આવ્યા હત ભોજન બાદ સરદારશ્રીએ વિદ્યાલયની વિદ્યાર્થિનીઓ અને શિક્ષકો સમક્ષ અ સંસ્થાના ઉદ્દેશ પાછળ રહેલી ભાવનાની સ્પષ્ટતા નીચેના શબ્દોમાં કહી હતી

"હું લાંબે વખતે વિદ્યાલયમાં આવ્યો. જોતાં જ મને જણાયું કે દિવસે દિવ મકાનો વધ્યાં છે, સંખ્યા પણ વધી છે. આટલાથી આપણે સંતોષ માનવાને નથી. આપણે તો આપણા વિદ્યાલયના ધ્યેયને પહોંચવાનું છે. આ વિદ્યાલ માટેની આપણી કલ્પનાનું સ્મરણ કરીએ. તેની આશાઓ તો ઘણી મોટી છ

સ્ત્રીકેળવણી એ ઘણો કઠણ વિષય છે. તેમાં કેટલાયને સફળતા મળ નથી; કેટલાયના હાથ દાઝ્યા છે, કેટલાય નાસીપાસ થયા છે. ગુજરાતમાં ઘણ મોટી સંસ્થાઓ છે, પણ આ બધી સંસ્થાઓ કરતાં આપણું વિદ્યાલય જુદા પ્રકારનું છે. તમને આ સંસ્થામાં આવવાનું મળ્યું, તેથી તમે ભાગ્યશાળી છ તમારા જેવી કેટલીયે બહેનો ગામડાંમાં પડી રહે છે. ઊગતા છોડને મા ટોપલો ઊંધો પાડવામાં આવે તો છોડ ફિક્કો પડી જાય અને વિકસી શ નહિ, તેમ તે કુમળી બેનો સમાજે રચેલી, રૂઢિની અંધારી દીવાલોની અંદ દબાઇ ગઇ છે, પુરાઇ ગઇ છે. તમારી ફરજ છે કે તમારે તે બેનોને બહાર લાવવી

હું ધારૂં છું કે તમે બધાં કુંવારાં હશો, પણ બધાં કુંવારાં રહો એમ

નથી કહેતો. કુંવારાં રહેવું એ બહુ કઠણ છે. પરદેશમાં સેંકડો કુંવારી સ્ત્રીઓ હોય છે. હિંદુસ્થાન પેઠે યુરોપિયન દેશોમાં સ્ત્રીઓને નાની ઉમરે પરણાવી દેવામાં આવતી નથી ત્યાં તો કેટલીયે સ્ત્રીઓ કુંવારી જ રહે છે. તેમના સમાજને એ અજુગતું નથી લાગતું. ત્યાંની સ્ત્રીઓ તો દેશને એક છેડેથી બીજે છેડે એકલી નિડરતાથી ફરે છે. હિંદુસ્તાનની સ્ત્રીઓ ગાડીમાં કે કોઇ બીજે ઠેકાણે એકલી જતાં ડરે છે. તમારે કોઇ પુરુષ યા લૂંટારાથી બીવાનું નથી. તમારે તો ખૂબ હિંમત કેળવવાની છે. તમે અહીં રહો ત્યાં સુધી તમારે પરણવાનો વિચાર સરખો ય કરવો નહિ. તમારૂં વર્તન એવા પ્રકારનું હોવું જોઇએ કે તમે બહાર જાઓ તો લોકો તમને મીઠી નજરે જુએ. તમે તો ગુજરાતની આશાઓ છો. બહાર નીકળ્યા પછી લોકો તમારી તરફ કેવી રીતે વર્તે છે એના ઉપર વિદ્યાલયની કિંમતનો આધાર છે.

તમે ઘરસંસારમાં પડો તો તમારો ઘરસંસાર જુદો જ તરી આવવો જોઇએ. તમારે અહીંથી બહાર જઇને માત્ર પાણીના દેગડા કે છાણના ટોપલા જ ઉપાડવાના નથી, એના કરતાંય તમારે તો બહુ મોટો ભાર ઉપાડવાનો છે.

આ સંસ્થાનો જન્મ જ ક્રાન્તિમાં થયો છે, તેથી આ સંસ્થાની જવાબદારી બહુ મોટી છે. આ વિદ્યાલયમાં તમે ભણો અને તમારા શિક્ષકોની બરોબરીમાં થઇ આ સંસ્થાનું કાર્ય ઉપાડી લો. પૈસા તો ગમે ત્યાંથી મળી રહેશે, એની ચિંતા કરવાની જરૂર નથી. પૈસા મળશે, મકાનોય બંધાશે. મોટાં મોટાં મકાનો હોવાં એ કાંઇ પ્રગતિ નથી. ખરી પ્રગતિ તો આપણે કેવાં થઇને બહાર પડીએ છીએ એના ઉપરથી જણાય. તમે ચારિત્ર્યવાન થાઓ; એનો મુખ્ય આધાર અધ્યાપકો અને અધ્યાપિકાઓ ઉપર છે. અત્યારે તો તમારી પ્રગતિ ઠીક ઠીક દેખાય છે. ચાર વર્ષનું બાળક રૂપાળું જ દેખાય, પણ ખરૂં રૂપ તો એ આગળ ઉપર જણાય તેમાં હોય છે. એમ તો ગધેડાનું બચ્ચું નાનું હોય છે ત્યારે રૂપાળું દેખાય છે, પણ જ્યારે તે શું કે છે ત્યારે જ બરાબર પરખાય છે. આપણી સંસ્થા એ હજી ચાર વર્ષના બાળક જેવી છે, તેથી હમણાં સારી દેખાય છે, પણ જ્યારે તમે ભણીને બહાર જાહેરમાં આવશો ત્યારે જ ખરી ખબર પડશે. આ વિદ્યાલયના પાયામાં જ સ્ત્રીઓની ઉન્નતિ કરવાનો વિચાર છે, તો તેને તમે ફળીભૂત કરશો અને વિદ્યાલયને તેમ કરવામાં તમે મદદ કરશો."

| | |
|---|---|
| વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ, | શરદબેન મજમુંદાર, |
| નડીઆદ, તા. ૧૮:૮:'૩૯ | રાવજીભાઇ મણિભાઇ પટેલ, |
| | મંત્રીઓ. |

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે
શ્રી. શરદબેન મજમુંદાર માટે છાપી, તા. ૧૯:૮:'૩૯

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥

સં. ૧૯૯૫ } આણંદ { આસો
વર્ષ ૧૬ } { અંક ૧૨

## હિંદુ લગ્ન વિચ્છેદક કાયદો

(મુંબઇ ધારાસભાના મહાસભાવાદી સભ્ય શ્રી. ભોગીલાલ ધીરજલાલ લાલાએ એ ધારાસભા સમક્ષ હિંદુ લગ્ન વિચ્છેદનો પ્રબંધ કરતો કાયદો કરવા માટે એક ખરડો પેશ કર્યો છે. આ ખરડાનો હેતુ હિંદુઓની ઉચ્ચ જ્ઞાતિઓ, જેમાં લગ્નવિચ્છેદનો રિવાજ નથી તેમને ખાસ સંયોગોમાં લગ્નવિચ્છેદની ગેરહાજરીમાં બની રહેલા અનિષ્ટ સામાજિક બનાવો અટકાવવાનો છે. આ ખરડાની ચર્ચા ધારાસભાની ચાલુ બેઠકમાં હાથ ધરાવાની છે, એટલે જાહેર જનતાને એની વિગતોથી માહિતગાર કરવાનું ઇષ્ટ ધારીને એ વિગતો નીચે આપવામાં આવે છે.)

### લગ્નસંસ્થાની જડતાની જવાબદારી

પુરાણ કાળમાં હિંદુઓની ઊંચી જ્ઞાતિઓમાં પણ છૂટાછેડા કરવાની છૂટ હતી, પરંતુ વખત જતાં એ હકીકત લોકોના ધ્યાન બહાર ગઇ, તથા હાલમાં તો લગ્નનો કોઇ પણ પક્ષકાર બીજા પક્ષકારથી છૂટાછેડા મેળવી શકતો નથી. આથી હાલમાં કોઇ પણ કાયદાથી હિંદુઓમાં લગ્નના છૂટાછેડા મેળવવાની છૂટ નથી. અલબત કેટલીક શુદ્ર જ્ઞાતિઓમાં રિવાજ અનુસાર છૂટાછેડા કરવાની છૂટ છે, પરંતુ હિંદુ સમાજના મોટા ભાગને માટે કેટલાક સંજોગો હેઠળ હિંદુ લગ્નના છૂટાછેડા મેળવવાની છૂટ આપતો હોય એવો એક પણ કાયદો નથી. દરરોજ વાંચવામાં તથા સાંભળવામાં આવતા અહેવાલો ઉપરથી આને પરિણામે કેટલી હિંદુ સ્ત્રીઓ આપઘાત કરે છે, કેટલીઓનાં ખૂન થાય છે તથા કેટલીયે નાસી જાય છે, તે હકીકત સ્પષ્ટ થાય છે. એવા દરેક કિસ્સાઓનાં પરિણામ માટે લગ્નસંસ્થાની જડતાજ જવાબદાર છે.

પારસીઓ, ખ્રિસ્તીઓ તથા મુસલમાનોમાં, તે તે કોમને લાગુ પડતા કાયદા અનુસાર કોઇ પણ લગ્નના છૂટાછેડા મેળવવાની છૂટ હોય છે. લગ્નનો

એક પક્ષકાર ખ્રિસ્તી થઈ જાય અને બીજો પક્ષકાર હિંદુ જ રહે ત્યારે લગ્નના છૂટાછેડા મેળવી શકાય; તે માટે કાયદેસર ઠરાવ કરવામાં આવ્યો છે. હિંદુઓને પણ એવીજ કાંઇક સગવડો કરી આપવાની જરૂર છે અને તેથી આ મુસદ્દો રજૂ કર્યો છે.

હિંદુઓની જે જ્ઞાતિઓમાં રિવાજ મુજબ છૂટાછેડા મેળવવાનો અથવા લગ્ન રદબાતલ કરવાનો અધિકાર નથી, તે જ્ઞાતિઓમાં તે મુજબ કરવાની સગવડો આપવાનું તથા લગ્નને લગતી એવી બાબતોમાં કેટલીક અદાલતને હકુમત આપવાનું ઇષ્ટ છે; વાસ્તે, આ ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:

૧. ટૂંકું નામ: આ કાયદાને હિંદુઓમાં છૂટાછેડા મેળવવા બાબતનો (સન ૧૯૩૯નો મો) કાયદો કહેવો.

૨. વ્યાપ્તિ: આ કાયદો આખા મુંબઇ ઇલાકાને લાગુ થશે.

૩. લાગુ પાડવા બાબત: આ કાયદો સઘળા હિંદુઓને જ લાગુ પડશે.

૪. શરૂઆત: આ કાયદો તાબડતોબ અમલમાં આવશે.

**પત્નીને લગ્નવિચ્છેદ જોઈતો હોય તો**

(૧૦) કયાં કારણોસર પત્ની લગ્નના છૂટાછેડા મેળવવા માટેનો દાવો માંડી શકે તે બાબત: કોઇ પત્નીને, હેઠળ જણાવેલા એક અથવા વધારે કારણસર, પોતાના લગ્નના છૂટાછેડા મેળવવાનું હુકમનામું મળવા માટે અદાલતમાં દાવો માંડવાનો અધિકાર છે:

જેની સામે દાવો માંડવામાં આવ્યો હોય તે પતિ

(क) નપુંસક હોય તો,

(ख) વ્યભિચાર કરે તો,

(ग) બળાત્કાર સંભોગ અથવા પશુ સાથે સંભોગ કરવાનો ગુનો કરે તો,

(घ) સૃષ્ટિક્રમ વિરુદ્ધનો ગુનો કરવાની ટેવવાળો હોય તો,

(ङ) રક્તપિત્તના અથવા બીજા કોઇ ધૃણાજનક રોગથી પિડાતો હોય તો,

(च) ત્રણ વરસ અથવા તેથી વધારે વખત થયાં કોઈ દ્રવ્યોનો વ્યસની થયો હોય અને તેથી લગ્નના હક્ક પુરા કરવાને અશક્તિમાન હોય તો,

(छ) મૂર્ખ હોય તો,

(ज) ત્રણ વરસ કે તેથી વધારે વખત થયાં ગાંડો થયો હોય તથા તેનું ગાંડપણ જવાની જરા પણ આશા નૈં હોય તો,

(झ) ઘાતકીપણું ગુજારવાનો ગુનો કરે તો,

(ञ) ત્રણ વરસ કે તેથી વધારે વખત થયાં ગુમ થઇ ગયો હોય તો,

(ट) ધણિધણિયાણી તરીકે એકઠાં સુવાની શરૂઆત પછી કાંઇ; પણ

વ્યાજબી કારણ વગર ત્રણ વર્ષ અથવા તેથી વધારે વખત થયાં તેણીનો ત્યાગ કરવાનો ગુનો કરે તો,

(ઠ) સંન્યાસી થઇ ગયો હોય તો,

(ડ) પોતાનો ધર્મ છોડીને બીજો કોઇ ધર્મ પાળતો હોય તો.

### પતિને લગ્નવિચ્છેદ જોઇતો હોય તો

(૧૧) કયાં કારણોસર પતિ લગ્નના છૂટાછેડા મળવા માટેનો દાવો માંડી શકે તે બાબત: કોઇ પણ પતિને હેઠળ જણાવેલા એક અથવા વધારે કારણસર પોતાના લગ્નના છૂટાછેડા મેળવવાનું હુકમનામું મેળવવાનો અદાલતમાં દાવો માંડવાનો અધિકાર છે:

જે પત્ની સામે દાવો માંડવામાં આવ્યો હોય, તે

(ક) પત્ની વ્યભિચાર કરે તો,

(ખ) પત્ની તેના ફરિયાદ કરનાર પતિની હયાતી દરમિયાન બીજું લગ્ન કરે તો,

(ગ) પત્નીને, લગ્ન વખતે ફરિયાદ કરનારા તેના પતિ સિવાયના બીજા કોઇ શખસથી ગર્ભ રહેલ હોય, તથા લગ્ન કરતી વખતે ફરિયાદીને અથવા ફરિયાદી તે વખતે સગીર હોય તો તેને પરણાવનાર માબાપને અથવા વાલીને તે હકીકતની ખબર ન હોય તો.

### પત્ની કયારે દાવો માંડે

(૧૭) કયાં કારણોસર પત્ની લગ્નને રદબાતલ કરવા બાબતનો દાવો માંડી શકે: કોઇ પણ પત્નીને તેના પતિ સામે એવું જણાવવાનો દાવો માંડવાનો અધિકાર છે કે હેઠળ જણાવેલા એક અથવા વધારે કારણસર તેનાં લગ્ન રદબાતલ કરવામાં આવ્યાં છે, એમ જાહેર કરવું:

(ક) લગ્ન વખતે તેનો પતિ નપુંસક હતો,

(ખ) તેનો પતિ નપુંસક છે,

(ગ) લગ્ન વખતે તેનો પતિ રક્તપિત્તના અથવા બીજા કોઇ ધૃણાજનક રોગથી પિડાતો હતો,

(ઘ) લગ્ન વખતે તેનો પતિ તદ્દન બહેરો, મૂગો, આંધળો, ગાંડો, અથવા મૂર્ખ હતો,

(ઙ) લગ્ન વખતે તેના પતિએ બીજો ધર્મ સ્વીકાર્યો હતો,

(ચ) ધણીધણિયાણી તરીકે એકઠાં સૂવાનું શરૂ કર્યા પહેલાં તેનો પતિ મરણ પામ્યો હતો,

(છ) લગ્ન બળજબરીથી અથવા છળકપટથી કરવામાં આવ્યું હતું (ખુલાસોઃ જો કોઇ પણ પુરુષ તેણે અગાઉ કરેલાં લગ્ન અથવા લગ્નો ચાલુ હોય તે દરમિયાન તથા તેની અગાઉની પત્નીની અથવા પત્નીઓની હયાતી દરમિયાન, બીજી પત્ની પરણી લાવે અને એવું બીજું લગ્ન કરતી વખતે અગાઉની પત્ની અથવા પત્નીઓ હયાત હોવાની હકીકત છુપાવે તો તેણે આ કલમનાં કારણો સારૂ છળકપટ કર્યું છે એમ ગણવું).

## પતિ ક્યારે દાવો માંડે

(૨૪) કયાં કારણોસર પતિ લગ્ન રદબાતલ કરવા માટેનો દાવો માંડી શકે: કોઇ પતિને તેની પત્ની સામે, હેઠળ જણાવેલા એક અથવા વધુ કારણસર પોતાનું લગ્ન રદબાતલ થયાનું જાહેર થવું જોઇએ એવો દાવો માંડવાનો અધિકાર છે:

(क) લગ્ન વખતે તેની પત્ની રક્તપિત્તના અથવા બીજા કોઇ ઘૃણાજનક રોગથી પીડાતી હતી,

(ख) લગ્ન વખતે તે પત્ની તદ્દન બહેરી, મૂગી, આંધળી, ગાંડી અથવા મૂર્ખ હતી,

(ग) લગ્ન વખતે તેની પત્નીનો આગલો પતિ હયાત હતો તથા એવા આગલા પતિ સાથેનું લગ્ન અમલમાં હતું,

(घ) લગ્ન છળકપટથી કરવામાં આવ્યું હતું.

પણ એવું ઠરાવ્યું છે કે:

(क) પત્નીએ અથવા તે લગ્ન વખતે સગીર હોય તો તેણીના લગ્ન માટે જવાબદાર માબાપે અથવા વાલીએ, તેણીના પતિથી અથવા લગ્ન કરતી વખતે તે સગીર હોય તો તેને પરણાવનાર માબાપથી અથવા વાલીથી, દાવામાં જણાવેલી હકીકત અથવા હકીકતો છુપાવી હોવી જોઇએ, અને

(ख) ખરી હકીકતો જાણ્યા બાદ પતિએ એ સ્પષ્ટપણે અથવા ગર્ભિત રીતે પણ તે લગ્ન મંજુર રાખ્યાં ન હોય.

## અદાલતના હુકમથી જુદા રહેવા માટે દાવો

(૨૮) કોઇ પણ પત્નીને અથવા પતિને, લગ્નના છૂટાછેડા મેળવવા માટેનો દાવો માંડવાને બદલે અદાલતના હુકમથી જુદા રહેવા માટે અદાલતમાં દાવો માંડવાનો અધિકાર છે.

## કયાં કારણોસર પત્ની દાવો માંડી શકે?

(૨૯) કોઇ પણ પત્નીને કલમ ૧૦માં ઠરાવેલાં છે તે ઉપરાંતના હેઠળ

જણાવેલા એક અથવા વધારે કારણસર અદાલતના હુકમથી જુદાં રહેવા માટે દાવો માંડવાનો અધિકાર છેઃ

(क) સ્વભાવ અનુકૂળ નહિ હોવાને કારણે, પક્ષકારોએ ત્રણ વરસ અથવા તેથી વધારે વખત થયાં પતિપત્ની તરીકે એકઠાં સૂવાનું છોડી દીધું હોય તો,

(ख) વાદી(પત્ની)ની હયાતી દરમિયાન પતિ બીજું લગ્ન કરે તો.

**કયાં કારણસર પતિ દાવો માંડી શકે?**

(૩૦) કોઇ પણ પતિને હેઠળ જણાવેલા કારણસર અથવા કલમ ૧૧ની રકમ (क), (ख) તથા (ग)માં જણાવેલા એક અથવા વધારે કારણસર કોર્ટના હુકમથી જુદા રહેવા માટે દાવો માંડવાનો અધિકાર છે:

(क) સ્વભાવ અનુકૂળ નહિ હોવાને કારણે, પક્ષકારોએ ત્રણ વરસ અથવા તેથી વધારે વખત થયાં પતિપત્ની તરીકે એકઠાં સૂવાનું છોડી દીધું હોય તો,

(ख) વાદી(પતિ)ની હયાતી દરમિયાન પત્ની બીજું લગ્ન કરે તો.

(૩૩) અદાલતના હુકમથી જુદા રહેવાને લીધે પત્નીની મિલકત ઉપર થતી અસરઃ અદાલતના હુકમથી જુદા રહેવાના આ કાયદાના અન્વયેના દરેક કિસ્સામાં હુકમનામાની તારીખથી તે જુદા રહેવાનું ચાલુ રહે ત્યાં સુધી પત્ની પોતે મેળવે અથવા તે મળે કે પ્રાપ્ત થાય એવી દરેક પ્રકારની મિલકતના સંબંધમાં સદરહુ પત્નીને અપરિણીત ગણવી જોઇએ.

અપરિણીત સ્ત્રીની માફક, એવી મિલકતનો દરેક રીતે ફેંસલો કરવાનો તે પત્નીને અધિકાર છે; તથા જો તે વસિયતનામું કર્યા વગર મરણ પામે તો તેના મરણ બાદ તે મિલકત, જો તે સ્ત્રી અપરિણીત હોત તો જે વારસને મળતે તે વારસને મળશે, એમ સમજવું.

(૩૪) પત્નીએ કરેલા કોઇ પણ કરાર, દાવા વગેરેના કારણ સારૂ, અદાલતના હુકમથી જુદાં રહેવાની થતી અસરઃ અદાલતના હુકમથી જુદાં રહેવાના આ કાયદાના અન્વયેના દરેક કિસ્સામાં સદરહુ પત્ની, એવી રીતે જુદી હોય ત્યાં સુધી, કોઇ પણ કરાર તથા અપરાધ તથા ઇજાના કોઇ પણ દીવાની કામમાં તે દાવો માંડે અથવા તેના ઉપર માંડવામાં આવે તેના કારણ સારૂ, તે પત્નીને અપરિણીત સ્ત્રી તરીકે ગણવી તથા અદાલતના હુકમથી જુદાં રહે તે દરમિયાન તે પત્નીએ કરેલા કોઇ પણ કરારના ભરેલા કોઇ પણ પગલાના અથવા ન કરેલા કે કરેલા કોઇ ખરચના સંબંધમાં તેનો પતિ જવાબદાર રહેશે, એમ સમજવું નહિ.

પણ એવું ઠરાવ્યું છે કે એવી રીતે કોર્ટના હુકમથી જુદાં રહે તે દરમિયાન

કોઇ પણ વખતે, તેને પોતાને તથા તેના પતિને આપેલો કોઈ પણ સંયુક્ત અધિકાર ચલાવવા માટે તે પત્ની પોતાના પતિ સાથે સહકાર કરે તેને આ કલમના કોઇ પણ મજકુરથી બાધ આવશે નહિ.

**દાવો ચાલુ હોય તે દરમિયાન પત્નીએ ખોરાકીપોશાકી માટે કરવાની અરજી**

(૩૬) કોઇ પણ પતિએ અથવા પત્નીએ દાવો માંડયો હોય તે છતાં, આ કાયદાના અન્વયેના દરેક દાવામાં તે દાવો ચાલુ હોય તે દરમિયાન પત્નીને ખોરાકીપોશાકી માટે અરજી કરવાનો અધિકાર છે.

એવી અરજી પતિ ઉપર બજાવવી જોઇએ તથા તેમાં જણાવેલી કેફિયતોના ખરાપણા વિષે કોર્ટને ખાતરી થાય તો દાવો ચાલુ હોય તે દરમિયાન પત્નીને ખોરાકીપોશાકી આપવા માટે પતિ ઉપર પોતાને યોગ્ય લાગે એવો હુકમ કરવાનો કોર્ટને અધિકાર છે.

લગ્નના છૂટાછેડા મળવા માટેના અથવા લગ્ન રદબાતલ કરવા માટેના હુકમનામાની બાબતમાં: તે હુકમનામું આખરી હુકમનામું કરવામાં આવે ત્યાં સુધી એવા હુકમનો અમલ થશે એમ સમજવું.

પણ એવું ઠરાવ્યું છે કે એવી રકમ નક્કી કરવા માટે હેઠળની બાબતો ધ્યાનમાં લેવી જોઇએ:

(क) પત્ની પાસે તેણીની માલિકીની અથવા તેણીના પતિની કોઇ પણ મિલકત છે કે કેમ, અને

(ख) તેણીની આવકનાં સ્વતંત્ર સાધન છે કે કેમ, અને

(ग) પક્ષકારોના આર્થિક સંજોગો કેવા છે, અને

(घ) પક્ષકારોનું વર્તન કેવું છે.

**કોર્ટે ખોરાકીપોશાકીની રકમનો બંદોબસ્ત કરી આપવો**

(૩૭) લગ્નના છૂટાછેડા મળ્યાનું આખરી હુકમનામું કરતી વખતે અથવા પત્નીએ કોર્ટના હુકમથી જુદા રહેવાનું હુકમનામું મેળવ્યું હોય તે વખતે પોતાને જરૂરી લાગે તે કોર્ટને એવો હુકમ કરવાનો અધિકાર છે કે પતિએ કોર્ટની ખાતરી થાય એ પ્રમાણે પત્નીને એકસામટી ચોક્કસ રકમનો, અથવા તેની જિંદગી કરતાં વધારે ન હોય એવી કોઇ પણ મુદત સુધી દર વર્ષે અથવા મહિને આપવાની ચોક્કસ રકમનો બંદોબસ્ત કરી આપવો. પરંતુ એવી ચોક્કસ રકમ અથવા રકમો તેણીની મિલકત કે તેણીનાં આવકનાં સાધન હોય તો તે, તેણીની નાણાંવિષયક સ્થિતિ, તેણીના પતિની આપવાની શક્તિ, તથા પક્ષકારોનાં

વર્તન જોતાં કોર્ટને વ્યાજબી લાગે તેવી (રકમ) હોવી જોઈએ તેમજ તે કારણ સારૂ જરૂરી એવા સઘળા પક્ષકારો પાસે એક ઘટતો દસ્તાવેજ કરવાનો કોર્ટને અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે ત્યાર બાદ ગમે તે કારણસર કોઈ પતિ એવી રીતે નાણાં આપવાને અશક્તિમાન થાય તો, અથવા વધારે નાણાં આપવાને શક્તિમાન થાય તો, અથવા બીજા કોઈ પણ વ્યાજબી કારણસર અદાલતને યોગ્ય લાગે તે મુજબ તે હુકમ રદ કરવાનો અથવા ફેરવવાનો અથવા એવી રીતના હુકમ પ્રમાણે આપવાની આખી રકમ અથવા તેનો કોઈ પણ ભાગ થોડા વખત માટે બંધ કરવાનો તથા પૂર્ણપણે અથવા અંશતઃ તે હુકમ ફરીથી અમલમાં આણવાનો, અદાલતને કાયદેસર અધિકાર રહેશે.

પણ એવું ઠરાવ્યું છે કે છૂટાછેડા આપેલા હોય તે પત્ની પુનર્લગ્ન કરે તો નાણાં આપવાના હુકમનો અમલ બંધ થશે.

### બાળકોનો કબજો

(૪૨) અદાલતે સગીર બાળકોના કબજાને, ભરણપોષણને તથા શિક્ષણને લગતી વ્યવસ્થા કરવી. આ કાયદાને અન્વયે માંડેલા દાવાની બાબતમાં, હુકમનામું કરતા પહેલાં જે સગીર બાળકોનાં માબાપનાં લગ્ન એવા દાવાનો વિષય હોય તે બાળકોના કબજા, ભરણપોષણ તથા શિક્ષણ સંબંધમાં, અદાલતને યોગ્ય લાગે એવા વચગાળાના હુકમો તથા ઠરાવો એવા હુકમનામામાં વખતોવખત કરવાનો કોર્ટને અધિકાર છે, તથા તેને યોગ્ય લાગે તો એવાં બાળકોને સદરહુ અદાલતના રક્ષણ હેઠળ મૂકવા માટે કામ ચલાવવાનું ફરમાવવાનો અધિકાર છે.

કોઈ પણ હુકમનામું કરી દેવામાં આવ્યું હોય તે છતાં અદાલતને ઉપર જણાવેલા હુકમો કરવાનો અધિકાર છે.

### પત્ની ક્યારે પુનર્લગ્ન કરી શકે?

(૪૩) જ્યારે (क) લગ્નના છૂટાછેડા આપ્યા બાબતના અદાલતે કરેલા આખરી હુકમની તારીખથી ૭ મહિના પૂરા થયા હોય, અને

(ख) (૧) હાઇ કોર્ટની એપેલેટ હકુમતમાં એવા હુકમનામા વિરુદ્ધ કોઈ પણ અપીલ કરવામાં આવી ન હોય, અથવા

(૨) એવી કોઈ પણ અપીલ કાઢી નાખવામાં આવી હોય, અથવા

(૩) એવી કોઈ પણ અપીલને પરિણામે તે લગ્નના છૂટાછેડા મળ્યા છે એમ જાહેર કરેલામાં આવ્યું હોય,

ત્યારે જે પત્ની, લગ્ન તે હુકમનામાનો વિષય હોય તે પત્નીને, જાણે પતિનું મરણ થવાને લીધે તેના આગલા લગ્નના છૂટાછેડા મળ્યા હોય તે મુજબ, પુનર્લગ્ન કરવાનો કાયદેસર અધિકાર છે. પરંતુ સદરહુ છ મહિનાની મુદત પહેલાં પુનર્લગ્નનો અધિકાર મળતો જ નથી એમ ગણવું જોઇએ.

પણ એવું ઠરાવ્યું છે કે એવા હુકમનામા વિરુદ્ધ મલેક મુઆઝમ – ઇન –કાઉન્સિલને કોઇ પણ અપીલ કરવામાં આવી હોવી જોઇએ નહિ. જ્યારે એવી અપીલ કાઢી નાખવામાં આવી હોય ત્યારે અથવા તેને પરિણામે તે લગ્નના છૂટાછેડા મળ્યા છે એમ જાહેર કરવામાં આવ્યું હોય ત્યારે તે પત્નીને, જાણે પતિનું મરણ થવાને લીધે તેના આગલા લગ્નના છૂટાછેડા મળ્યા હોય તે મુજબ પુનર્લગ્ન કરવાનો કાયદેસર અધિકાર છે, પરંતુ તે પહેલાં પુનર્લગ્નનો અધિકાર મળતો જ નથી, એમ ગણવું જોઇએ.

('ગુજરાત સમાચાર,' તા. ૧૮:૮:'૩૯).



## છૂટાછેડા

છૂટાછેડાનો પ્રશ્ન અત્યાર સુધીમાં ચર્ચાઇ ગએલા વિષયોમાં અતિમહત્ત્વનો ગણાય છે. તે ખાસ કરીને સ્ત્રીના તથા પુરુષના જીવનમાં અતિમહત્ત્વનો તથા ઉપયોગી ભાગ ભજવે છે.

મુસ્લીમ તેમજ ખ્રિસ્તી સમાજમાં છૂટાછેડાનો રિવાજ પ્રચલિત છે. ફક્ત હિંદુ સમાજની ઊંચી ગણાતી કોમો તેના નામમાત્રથી ભડકે છે. હિંદુ માન્યતા મુજબ લગ્ન એ ધાર્મિક સંસ્થા છે. સ્ત્રીપુરુષ લગ્નની પવિત્ર ગાંઠથી જોડાય છે, ને તે કાયમને માટે જોડાય છે, એટલે તેનો વિચ્છેદ અધાર્મિક ગણાય છે.

બેશક અસલના આદર્શોને આજના ચાલુ રીતરિવાજોમાં આસમાન જમીનનું અંતર રહેલું છે. તેમજ પછાત મનાતી ઘણી હિંદુ કોમોમાં છૂટાછેડાનો અને ત્યાર પછી પુનર્લગ્નનો રિવાજ ઘણા સમયથી પ્રચલિત છે. પણ બ્રાહ્મણ, વાણીઆ અને બીજી ઊંચી ગણાતી કોમો છૂટાછેડાના રિવાજને 'નાતરાંનું હલકું નામ આપી તેને ઉતારી પાડે છે. છૂટાછેડાની જરૂરીઆતોનો વિચાર કરતા પહેલાં લગ્નની પ્રથાનું ટૂંકમાં વિવેચન કરવાની આવશ્યકતા છે, કારણ કે તેથી ઘણા વિચારો સ્પષ્ટ થશે.

લગ્ન એ મનુષ્યે યોજેલી સંસ્થા છે. એ સંસ્થા ઇશ્વરે ઘડી છે એમ કહેવું યોગ્ય નથી. અંદર અંદરના કલહ ન થાય અને સમાજ સુવ્યવસ્થિત રહે તે

માટે સમાજના આગેવાનોએ ઘણા પ્રાચીન સમયમાં આ સંસ્થા યોજી છે.

હિંદમાં સમાજ જડ થઇ ગયાથી કુદરતી પ્રગતિ છેલ્લાં ત્રણુસો, આરસો વર્ષથી અટકી પડી છે. જમાના સાથે રીતરિવાજોમાં ફેરફાર થઇ શકતો નહિ અને 'પતિ એટલે પરમેશ્વર,' 'સ્ત્રીનું પોતાનું વ્યક્તિત્વ હોઇ શકે નહિ,' વગેરે વગેરે ખ્યાલો સમાજમાં કાયમને માટે ઘૂસી જવા પામ્યા. વળી બાળલગ્ન અને પડદાનો અનિષ્ટ રિવાજ દૃઢ થયાથી સમાજ ઘણી અધોગતિએ પહોંચ્યો. સ્ત્રી ફક્ત પુરુષનું રમકડું અથવા વગર પૈસાની ગુલામડી છે. એવી માન્યતાઓ પુરુષના મનમાં પેસી જવા પામી. તે એટલે સુધી કે બાળકીનો જન્મ થાય ત્યારે સ્ત્રીઓ પોતેજ 'પત્થર જન્મ્યો' એવી ટીકાઓ કરી તેને ઉતારી પાડે કે વખતે મારી પણ નાખે! આમ થયાથી પુરુષ આગળ સ્ત્રી હલકી પડી ગઇ.

લગ્નમાં જરા પણ છૂટ ન હોવાથી તેમજ છેક નાની ઉમરનાં લગ્ન થવાથી કજોડાંનું પ્રમાણ વધવા લાગ્યું. તેમજ પતિપત્નીમાં અંદર કલહો થવા લાગ્યા. એક બીજા તરફ અસંતોષની લાગણી વધવા લાગી. સમાજમાં શાન્તિ રહી શકી નહિ. ઊલટું ઘરકલેશોથી કંટાળી સ્ત્રીપુરુષ બહાર સુખનાં સાધનો શોધવા પ્રવૃત્ત થયાં, તેથી સમાજમાં અનીતિને ઉત્તેજન મળવા લાગ્યું. આ પ્રમાણે અત્યાર સુધી સમાજનું વાતાવરણ ચાલ્યું આવે છે.

એકમેકને અંતઃકરણથી ધિક્કારતાં હોય તેવાં સ્ત્રીપુરુષને બાંધી રાખી કયા સુખની આશા રાખી શકાય? સ્વભાવનો મેળ ન ખાતો હોય, તો એકમેકથી અસંતુષ્ટ થએલાં જોડાંને છૂટાં પડવાનો અધિકાર મળવો જોઇએ. આને માટે કોઇ વિચારવંત વ્યક્તિ ના પાડી નહિ શકે.

સ્વેચ્છાથી લગ્ન કરવા છતાં ન બનવાના પણ ઘણા બનાવ બને છે. વિલાયતમાં પસંદગીના લગ્નની પ્રથા હોવા છતાં કેટલાંયે સ્નેહગ્રંથીથી જોડાએલાં જોડાં વરસ ૭ મહિનામાં છૂટાછેડા કોર્ટમાં માગે છે. આમ પસંદગીના લગ્નમાં પણ ભૂલને અવકાશ રહે છે, તો માબાપે પસંદ કરેલાં જોડાંને ન બને તો છૂટાછેડાની છૂટ કેમ ન આપવી?

બેશક ક્ષુલ્લક બાબતોમાં લડી પડી છૂટાછેડા લેવા એ નાદાની છે, અને તેવી છૂટ કાયદામાં પણ ન હોવી જોઇએ. પણ પતિપત્નીમાંથી એક પક્ષ દુરાચારી હોય, લગ્નના કરાર પાળવા અશક્તિમાન હોય અથવા લાંબા વખતથી પતિ પત્નીને છોડી ચાલ્યો ગયો હોય, તેવા સંજોગોમાં બીજા પક્ષને લગ્નથી છૂટા થવાનો અધિકાર હોવો જોઇએ.

લગ્નની પ્રથામાં જો યોગ્ય ફેરફારો કરવામાં આવે તો છૂટાછેડાની જરૂ-

ગિયાત બહુ રહેશે નહિ. છૂટથી એક બીજાની પસંદગી માટેનાં સાંકડાં ક્ષેત્રોને વિશાળ બનાવાય, તેમ જ સ્ત્રીને આર્થિક સ્વતંત્રતા હોય તો છૂટાછેડાના પ્રસંગો વિરલ રહેશે.

છૂટાછેડાથી સ્ત્રી કરતાં પુરુષને ઓછું સહન કરવાનું છે. સમજુ સ્ત્રીઓ છૂટાછેડાનું શસ્ત્ર નછૂટકે ઘણાં ઘણાં મન્થનો પછી જ વાપરશે. પણ આર્થિક બળ વડે પુરુષો છૂટાછેડાનો વિશેષ લાભ ઉઠાવી જશે. ગમે તે ઉમરે પુરુષો પૈસાપાત્ર હોય તો પત્ની મેળવી શકે, પણ અમુક ઉમર પછી સ્ત્રીને તો યોગ્ય પતિ મેળવવાની મુશ્કેલી નડવાની જ. તેથી છૂટાછેડાના કાયદા સાથે યોગ્ય લગ્ન અને તેની પ્રથામાં સુધારો થાય એ પણ આવશ્યક છે.

છૂટાછેડાથી એક ફાયદો તો થાય જ. પુરુષ સ્ત્રી તરફ અણઘટતું વર્તન નહિ ચલાવી શકે, કારણકે તેને ભય રહેશે કે જો હું એવું વર્તન ચલાવીશ તો સ્ત્રી છૂટાછેડાનું શસ્ત્ર અજમાવશે ને છોડીને ચાલી જશે, એટલે તે દૃષ્ટિએ ફાયદો થાય. છતાં જેમ બને તેમ એ શસ્ત્રનો ઉપયોગ બહુ જ થોડો થાય એમ ઇચ્છીશું.

કીસુમુ (કેન્યા) રાવજીભાઇ લલ્લુભાઇ પટેલ

---

## ઈશ્વરશ્રદ્ધા અને સત્યાગ્રહ

'હરિજનબંધુ'ના તા. ૪:૬:'૩૯ના અને તા. ૧૮:૬:'૩૯ના અંકોમાં શ્રી. મહાદેવ દેસાઇએ અને તા. ૨૫:૬:'૩૯ના અંકમાં શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ ગાંધીજીના 'ઇશ્વિર અને સત્યાગ્રહ'ના સિદ્ધાન્ત વિષે ચર્ચા કરી છે. અને એ ચર્ચામાં કંઇક કહેવું છે, તેથી નમ્રભાવે કંઇક લખવું પડે છે.

તા. ૪:૬:'૩૯ના અંકમાં પૃષ્ઠ ૧૦૪ ઉપર ગાંધીજીને સંમેલનના કોઇ એક સભ્યે પૂછેલું જણાવ્યું છે કે 'સમાજવાદીઓ અને સામ્યવાદીઓ જે ઇશ્વરના અસ્તિત્વમાં માનતા નથી તે સત્યાગ્રહી ન થઇ શકે?'

ઉત્તરમાં ગાંધીજીએ જણાવ્યું: 'ના. કેમકે સત્યાગ્રહીને તો ઇશ્વિર સિવાય બીજો કશો આધાર નથી.' અર્થાત્ ઇશ્વિર ઉપર જેને અચળ શ્રદ્ધા હોય, અને તેના જ ઉપર જે આધાર રાખી બેઠો હોય તે જ સત્યાગ્રહી થઇ શકે. જેને એવી અચળ શ્રદ્ધા નથી તે સત્યાગ્રહી ના જ થઇ શકે.

પણ ત્યારે નાસ્તિકોનું શું? 'ત્યારે બૌદ્ધો અને જૈનોનું શું?' એના ઉત્તરમાં ગાંધીજીએ કહેલું કે 'હું કહું કે જો બૌદ્ધો અને જૈનો જાતે આ વાંધો ઉઠાવે, અને કહે કે આવો નિયમ કડકપણે પળાય તો તો અમે સત્યાગ્-

હીના દળમાંથી બાતલ ગણાઇએ. તો હું એમને કહું કે તમારી વાત બરોબર છે.' અર્થાત્ જે નાસ્તિકો, બૌદ્ધો કે જૈનો પોતાના હૃદયના ધર્મને માનતા હોય તે ગમે તેટલા સત્યનિષ્ટ અને અહિંસક હોય, છતાંયે ગાંધીજીને અભિપ્રાયે તેઓ સત્યાગ્રહી ન જ થઇ શકે!

તા. ૧૮:૬:'૩૯ના અંકમાં પુછાયું છે કે 'ત્યારે શું બ્રૅડલો જેવા નાસ્તિક સજ્જન જેનામાં સર્વસ્વ બલિદાન કરવાની શક્તિ હોય, છતાં તે ઈશ્વરમાં ન માનતા હોય, એટલે કારણે સત્યાગ્રહી તરીકે આપ એને બાતલ કરશો?'

ઉત્તરમાં ગાંધીજીએ જણાવ્યું કે 'મને ભય છે કે મારે તમને હકારમાં જવાબ આપવો જોઇએ.•••સંભવ છે કે પોતે પોતાને નાસ્તિક કહેવડાવતા છતાં કોઇ એક સ્વયંભૂ શક્તિ જેની વ્યાખ્યા ન કરી શકાય એવીમાં તેમને જીવંત શ્રદ્ધા હોય.' 'બ્રૅડલો નાસ્તિક હોવાથી તે સત્યાગ્રહી ન હોઇ શકે,' એટલો જ ઉત્તર ગાંધીજી માટે બસ હતો, સંભવની કલ્પના કરવાનું એમને શું કારણ હતું? અને કરવી હોય તો એથીયે વધારે સંભવની કલ્પના કરી શકત કે 'સંભવ છે કે અવસાન પછી બ્રૅડલોના આત્માને પ્રત્યક્ષ ઈશ્વરનાં દર્શન થયાં હોય ત્યારે ઈશ્વરમાં તેમને જીવંત શ્રદ્ધા બેઠી હોય'!

હું પોતે સ્પષ્ટ નાસ્તિક હોવાથી કહી શકું છું કે હા, પ્રકૃતિના નિયમથી સર્વ વિશ્વ ચાલી રહ્યું છે, બાકી કોઇ એક સ્વયંભૂશક્તિ જેની વ્યાખ્યા ન કરી શકાય એવીમાં મને શ્રદ્ધા નથી.

પણ એવી કોઇ એક સ્વયંભૂશક્તિ વિષે વાત કરતાં તા. ૪:૬:'૩૯ના અંકમાં ગાંધીજી જણાવે છે, કે 'પણ હું એવું તો કહેવા ઇચ્છતો જ નથી કે જે ઈશ્વરને હું માનું છું તેને તમારે માનવો જોઇએ. સંભવ છે કે ઈશ્વરની તમારી વ્યાખ્યા મારી વ્યાખ્યાથી જુદી હોય, પણ તમારી એ ઈશ્વર વિષેની આસ્થા એ જ તમારો અંતિમ આધાર હોવો જોઇએ.' અને માનવજાતિના ઇતિહાસમાં ઈશ્વરની વ્યાખ્યાઓ એટલી બધી થઇ છે કે ગણી ગણાય નહિ! અને ત્યારે તો પર્વત, નદી, વૃક્ષ વગેરે પદાર્થોમાં સ્વયંભૂશક્તિ રહેલી માની તેને પૂજનાર વનવાસીઓ સત્યાગ્રહી થઇ શકે! પશુહિંસા કરીને અને નરમેધ પણ કરીને કાલી વગેરે પોતાની ઇષ્ટ દેવીઓની પૂજા કરનાર સત્યાગ્રહી થઇ શકે! મુસલમાનો, ખ્રિસ્તીઓ અને મોટા ભાગના હિંદુઓ માંસાહારી હોવા છતાં સત્યાગ્રહી થઇ શકે! સજાઓથી ત્રાસ વર્તાવનાર યહોવાહના યાહુદી ભક્તો સત્યાગ્રહી થઇ શકે! ભયાનામ્ ભયમ્રૂપ ઈશ્વરને અને જેને ભયે સૂર્યચંદ્ર

ફરે છે એમ માનનાર ઉપનિષદ્‌ભક્તો પણ સત્યાગ્રહી હોઇ શકે! સત્યાગ્રહી ન હોઇ શકે માત્ર જૈનો, બૌદ્ધો, બ્રેડલૉ જેવા નાસ્તિકો; તેઓ સત્યનિષ્ઠ અને અહિંસાપૂજક હોય છતાંયે, કેમ એમજ ને?

તા. ૨૫:૬:'૩૯ના અંકમાં શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ 'ઇશ્વર અને સત્યાગ્રહ' વિષે લેખ લખ્યો છે. તેમાં તે જણાવે છે, કે 'કેટલાક તો શંકાશીલજ નહિ, પણ ખાત્રીપૂર્વક ઇશ્વરનો ઇનકાર કરે છે, અને છતાં સત્યાગ્રહીની સર્વ ધર્મનીતિનું બરાબર પાલન કરવા પોતાની તૈયારી જણાવે છે. આથી,' ઇશ્વરમાં અચળ શ્રદ્ધા હોય તેજ સત્યાગ્રહી થઇ શકે એવી ગાંધીજીની 'શરતથી તેમને આઘાત પહોંચે છે.' અને પછી એ પ્રશ્ન ખડો કરે છે કે 'નિરીશ્વરવાદી સાંખ્ય, જૈન, બૌદ્ધોનું શું? શું તેમને માટે સત્યાગ્રહનો માર્ગ બંધજ સમજવો?' લેખની શરૂઆતમાંજ આ વાક્યો વાંચ્યાથી હું સમજેલો કે શ્રી. કિશોરલાલ બુદ્ધિને કંઇક રુચે એવો આ બધા નાસ્તિકો વિષે ખુલાસો કરશે, પણ આખો લેખ વાંચી ગયા છતાં નાસ્તિકો વિષે તો એક પણ શબ્દ ન મળ્યો!

આમ જૈનો, બૌદ્ધો ને મારા જેવા સૌ નાસ્તિકો તો સત્યાગ્રહના દળમાંથી બાતલ થઇ ગયા, ત્યારે રહ્યા તે કેવા? અનેક તો હૃદયમાં નહિ, પણ કહેવા પૂરતા માત્ર માથે ઇશ્વરને રાખીને કચેરીમાં જૂઠી સાક્ષી પૂરનારા! ઇશ્વરને વટાવીને કે વેચી ખાઇને વેપાર કરનારા ને કાળાં કર્મ કરનારા! પોતાને સત્યાગ્રહી કહેવડાવનારા એવા લોક આજે મહાસભામાં અને તેના અધિકારી મંડળમાં ઓછા છે શું? ગાંધીજી પોતે આજે મહાસભામાં જે સડા માટે વિલાપ કરી રહ્યા છે તે સડો પેદા કરનાર, વિસ્તારનાર, તેને ઝીલનાર અને તેમાંજ રાચનાર, છતાં પોતાને સત્યાગ્રહી કહેવડાવનાર આજે મહાસભામાં અને તેના અધિકારી મંડળમાં ઓછા છે શું?

કોઇ એવી દલીલ કરે કે ઇશ્વરના અસ્તિત્વમાં જે માનતા નથી તે સત્યાગ્રહી ન થઇ શકે, 'એ રીતે વિચારતાં તો કેટલાયે શૂરા સાથીઓ સત્યાગ્રહીની કોટિમાંથી નીકળી જાય, અને કેટલાક પોતાને આસ્તિક કહેવડાવનારા પણ નિત્યના વ્યવહારમાં એ માન્યતાથી ઊલટી રીતે વર્તનાર સત્યાગ્રહીમાં ખપી જાય,' તે શંકાનો ગાંધીજીનો ખુલાસો તા. ૪:૬:'૩૯ના અંકમાં આ પ્રમાણે છે: 'જેઓ એક સિદ્ધાન્ત ઉચ્ચારે છે ને એથી ઊલટું આચરણ રાખે છે, તેવાઓની વાત હું નથી કરતો.' અર્થાત્ એવા લોક સત્યાગ્રહી નજ કહેવાય.

અને આજે મહાસભામાં અને તેના અધિકારી મંડળમાં આવા લોકની ખોટ નથી. એ બધાય સત્યાગ્રહી દળમાંથી નીકળીજ જાય, અને મેં આગળ

જણાવ્યું છે તેમ જે નાસ્તિકો, બૌદ્ધો કે જૈનો પોતાના હૃદયમાં પોતાના ધર્મને માનતા હોય તે ગમે તેટલા સત્યનિષ્ઠ અને અહિંસક હોય, છતાં યે ગાંધીજીને અભિપ્રાયે સત્યાગ્રહી ન જ થઇ શકે. એ બંને પ્રકારના લોક સત્યાગ્રહી દળમાંથી બાતલ થઇ ગયા, એટલે સત્યાગ્રહી દળમાં બાકી રહ્યા કોણ અને કેટલા?

અને જે અને જેટલાં રહ્યા તેમાંથીયે ભગવાન બુદ્ધ અથવા તીર્થંકર મહાવીર જેવો સત્યનિષ્ઠ અને અહિંસક એક પણ હોય એવું કોઇ બતાવશો? અને એવા મહાત્માઓ પણ ગાંધીજીની વ્યાખ્યાએ તો સત્યાગ્રહીના દળમાંથી બાતલ થઇ જાય છે! ત્યારે ગાંધીજીની વ્યાખ્યા પ્રમાણે આજે આખી મહાસભામાંથી ભાગ્યેજ કોઇ સાચો સત્યાગ્રહી હોઇ શકે અને ત્યારે પરિણામે હિંદુસ્થાનમાં તો શું, પણ જગતના કોઇ પણ ભાગમાં સામુદાયિક સત્યાગ્રહ સદાકાળને માટે અશક્યજ બની રહેવાનો, કેમ નહિ? ત્યારે સ્વરાજ્ય મેળવવા સામુદાયિક સત્યાગ્રહની વાતો છોડીને બીજોજ કંઇક ઉપાય લેવો રહ્યો.

('ગુજરાત સમાચાર,' તા. ૬:૮:'૩૯) — નરસિંહભાઇ પટેલ, 'પાટીદાર'મંદિર, આણંદ

---*---

## સામાજિક સડો

સામ્પ્રત સમાજ ઝડપથી પ્રગતિ કરી રહ્યો છે. એના આજના સ્વરૂપને બે દાયકા પહેલાં કોઇએ કદાચ કલ્પના ન કરી હોત. આજે એની ઝડપી પ્રગતિ જોઇ વિચાર આવે છે, કે આવતા બે દાયકામાં વળી કેવીય ચિત્રવિચિત્રતા હશે! સાચેજ આ પરિવર્તન ગાંધીયુગના બળને પ્રભાવે થવા પામ્યું છે. ગાંધીજીની ભૂમિકા સમાજસુધારક સ્વામી દયાનંદે ને સ્વામી વિવેકાનંદે તૈયાર કરેલી સુગમ હતી, તોપણ ગાંધીવાદે તેમાં ઉજ્જવળ ફાળો નોંધાવ્યો છે. અનેક કુસંસ્કારોથી ખદબદેલો હિંદુ સમાજ નવુંજ ચેતન પામ્યો છે; વિધવાવિવાહ જેવો ઘન પ્રશ્ન પણ થોડેઘણે અંશે ઉકેલાયો છે. બાળલગ્ન લગભગ છેલ્લો વિરામ લેતું જણાય છે. વૃદ્ધલગ્ન પણ અપવાદ જેવાં બન્યાં છે. પ્રેતભોજનનો પ્રશ્ન પણ અસ્પૃશ્ય રહ્યો નથી, તેમાંયે શક્ય એવા દરેક ક્રાન્તિકારક દાખલાઓ નોંધાયા છેજ. કન્યાવિક્રય ને વરવિક્રય જેવા કુટિલ આચારોમાંથી સંસ્કારી કુટુમ્બો છૂટતાં જાય છે.

ગાંધીવાદનાં ગુણગાન ગાયા પછી હવે સમાજમાં પ્રવેશેલાં કેટલાંક દૂષણો જોવાની જરૂર છે. એ તો નિર્વિવાદ છે, કે ક્રાન્તિનાં મોજાં જેમ ઉગ્ર આન્દોલન

ઉડાવે છે, તેમ તે અમુક અંશે કેટલાંક પ્રત્યાઘાતી બળોને પણ સાથેજ લાવે છે. આવાં બળો ઇતિહાસમાં અનેક વખત આપણે અવલોકીએ છીએ. વિજ્ઞાનવાદે જગત ઉપર ઉપકાર કરવા જતાં કેટલાંય નાશકારક તત્ત્વો જગતને આંગણે ઉતાર્યાં છે. એમાંથી છૂટવા આજે સારૂંયે જગત તરફડિયાં મારે છે. અને એ જ ક્રમે આપણા સમાજનાં ક્રાન્તિકારક–પ્રગતિશીલ બળો સાથે પ્રવેશેલાં કેટલાંક વિઘાતક તત્ત્વો સત્વર નાબુદ કરવાની જરૂર છે. સુધારાને નામે પેંડેલો આ કુધારો ભાવી પ્રજા માટે કેવો રૂઢિરૂપ બનશે એ તો આપણે આપણી સમક્ષ ખડકાએલાં સનાતન રૂઢિબંધનોના પ્રત્યક્ષ પુરાવાથી જાણી શકીએ છીએ. અને કાળે કાળે એ બધી રૂઢિઓ જુદા જુદા દૃષ્ટિકોણથી અસ્તિત્વમાં આવી હશે. તે કાળે તેની જરૂર હશે પણ ખરી. આજે તે વેઠ રૂપે ત્રાસ ઉપજાવે છે! તેવીજ રીતે આપણે જ્યારે સુધારાને નામે અગ્રાહ્ય તત્ત્વો સાથે રાખીએ એટલે પરિણામે તો હતા ત્યાં ને ત્યાંજ!

તમે ન માનો એટલા આપણે નીચા ઉતર્યા છીએ. પ્રગતિને નામે કેટલાંય પ્રત્યાઘાતી બળો આપણને ઘેરી વળ્યાં છે. અને અજાયબ થવા જેવું તો એ છે કે આપણને આ હુમલાનું ભાનેય નથી! ચોમેરથી સુધારાના સ્વાંગનીચે આપણે ભાન ભૂલ્યા છીએ. વાસ્તવિકતાને નામે અત્યાચાર થઇ રહ્યો છે. દેખીતો સુધારો ભયંકર હોનારત ઉપજાવે એવો નાશકારક હોવા છતાં આપણે સંદિગ્ધ બની અપનાવીએ છીએ. પ્રેતભોજનના નિંદક સુખે પ્રીતિભોજન કરે છે! વરવિક્રયને નિંદનારા બીજે રસ્તે પુત્રીને પહેરામણીમાં વીમાની પૉલીસીઓથી માંડી, પુસ્તકોના સેટ સાથે સેવિંગ બેંકનાં નાણાં સુધી પહોંચાડે છે! કન્યાવિક્રયનો નાશ ઇચ્છનારા પણ આડકતરી રીતે અનેક લાભ ઉઠાવે છે.

આ બધું તો ઠીક, પણ ત્રણ દિવસની જાનને બે દિવસની બનાવી એક નવો પ્રયોગ થયો છે. જાનનાં માણસોને જૂનવાણી પક્ષે પહેલાં અફીણ અપાતું (ને હજીયે અપાય છે), તેની યુવાનો હાંસી કરતા. આજે સોડા, લેમનથી માંડી આઇસ ક્રીમ ને કેટલેક ઠેકાણે શરાબનું સેવન પેઠું છે.[1] ગાડાંમાંથી ગાડીએ ને ગાડીએથી મોટરે જાન ઝૂલે છે! વાજાંમાં એક તડતડિયાંથી પતતું, આજે તેને તિલાંજલિ આપી મોટી મોટી સંગીતવિશારદ કંપનીઓની શોધ ચાલે છે! તેમાં કેટકેટલી સ્પર્ધા! કોઇ સુરતથી બેન્ડ લાવે તો કોઇ વડોદરાથી, ત્યારે કોઇ લાલા અમદાવાદ ઉપડે!

૧. અપવાદ રૂપે કોઇકજ પ્રસંગે બનેલો એવો એકાદ દાખલો હશે, પણ ભાવિમાં આ દુષ્ટ પ્રથા માટે ઉઠિયું કર્યું છે.

અમેય જાણીએ છીએ કે લગન એ કાંઇ સ્મશાનયાત્રા તો નથીજ, પણ તેમાં આટલો બધો મિથ્યા આડંબર શો? અને સાથે જ અંધ અનુકરણ પણ? આજે કોઇને ત્યાં વિવાહ કરવા જનારાં રૂપિયો બે રૂપિયા આપતાં શરમાય છે! કોણ જાણે હિંદ સમૃદ્ધ થતો જાય છે કે બેકાર? સાચે જ ઉપરથી જોનાર તો હિંદને અઢળક સમૃદ્ધિવાન માની-લે એવો ઓનો ભપકો ને આડંબર છે!

પહેલાં વિવાહ નક્કી કરવા એક બે જણ ગાડીએ જતા ને તેય મર્યાદિત સંખ્યામાં. આજે તો રણજંગ જીતવા નીકળ્યા હોય એમ બબ્બે મોટરો ભરી વિવાહજંગ ખેલાય છે! ને વિવાહ કરનારા સાથે ગામમાંથી ઓછામાં ઓછી પચાસ સાઠ વ્યક્તિ જો જમવા ન બેસે તો દીકરીનો બાપ લાજી મરે છે!

તમારા જેવા કુળહીણાઓજ સાધનને કે સંજોગોને અભાવે ટાઢા ટમ બેસી આવાં ચિતરામણ ચીતરે છે એવો કુળવાનો આક્ષેપ કરે છે! અમારા અભાવને કારણેજ અમે બધું કરતા નથી, એવી દલીલના જવાબમાં વિશેષ કહેવાનું રહેતું નથી જ.

પણ એ બધી ક્રિયાઓના કરનારાઓએ પોતાનાં તળ તપાસવાની જરૂર છે. એમનાં કાળાંધોળાં ઉપર મોહનારા સ્વયં મૂર્ખા છે. તેમને કન્યા આપનારાજ પહેલા મૂર્ખા છે. અસ્થાને કરેલો આ પ્રસ્તાવ નિર્બળતાનું એક પાનું ખોલવાનો પ્રયાસ છે અને એ નિર્બળતાનો બચાવ છેજ નહિ. એક નિર્બળતા બીજી નિર્બળ વૃત્તિને નોતરે છે, અને એમ પતનની પરંપરાનો અંતેય નથી.

આમ બખાળા કાઢ્યે સમાજ સુધરવાનો નથી, એ સ્વીકારતા પહેલાં મને સાફ સાફ કહેવા દો કે આવાં પત્યાઘાતી બળો કુળવાન જેટલાંજ કુળહીણાઓને કારણભૂત છે. કુળવાનોને લાગે વળગે છે ત્યાં સુધી તેઓ આ બધા કુસંસ્કારો તજવાના નથીજ. અને ત્યારે કુળહીણાઓની મુક્તિ ક્ષિતિજમાં તો શું, પણ આભનાં ઊંડાં પડોમાંય દેખાવાની નથી. જ્યાં સુધી આવા ગોળ કુંડાળે ભવાતા ગરબા બંધ નહિ થાય ત્યાં સુધી સમાજનું શ્રેય પણ થવાનું નથી.

કુળવાનો જેટલા, બલકે તેથીયે વધુ 'ખાલી વાસણ વધુ ખખડે' એ ન્યાયે કુળહીણાઓ થનથનાટ કરે છે!

અને આપણાં જમણ તો જુઓ: પતરાળાંમાં ખડકાતાં બેએક ડઝન શાકો! પકવાનમાં કંદોઇના ભેજામાં જે જે છૂપાં-હોય તેટલાં જૂનાં ને નવાં મિષ્ટાનો! એટલેથીયે જાણે ન પતતું હોય એમ તરેહ તરેહનાં જમણ! આપણા વડવાઓ તો બિચારા લોટ બાફી ખાતા! જેમને આપણે જૂનવાણી

કહીએ છીએ એમને ઉપરના બધા મિષ્ટાન્નમેવાની યાદીનું વર્ણન કરીએ તો તેઓ બિચારા આ નવાં લફરાં પૂરાં સમજી યે ન શકે!

બીજી બાજુ ઘરેણાં તરફ દૃષ્ટિ નાખો: હજી છેલ્લા પસાર થએલા દશકામાં જ જૂનું પ્રતિનિધિત્વ ધરાવનારી સ્ત્રીઓ ગળામાં માત્ર પગલું, પગે કલ્લાં (ઘણું કરી ચાંદીનાં જ) ને બહુ તો ગાભાવાળી બંગડીઓ પહેરતી! અને આજે? વસ્ત્રાભૂષણનું પણ કંઈક આવું જ અંધ અનુકરણ થતું આવ્યું છે. છેક બગલ ને ખભો દેખાય તેવાં નિર્લજ્જ બાંડિયાં પહેરવામાં આજની સ્ત્રીઓ શોભા અનુભવે છે. શૃંગારના વિવિધ પ્રકારોથી સ્ત્રીઓ વધુ નિર્બળ બને છે તેમ ન માનનાર વર્ગ પણ એ તો કબુલ કરશે જ કે આવાં વિકારી તત્ત્વો અનાચારનું કારણ બને છે! આમાં નાણાંનો ને નીતિનો નાશ થઈ રહ્યો છે, એવું ઘણાય વિચારે છે. ઘરેણાંની અનિવાર્યતા સિદ્ધ થઈ શકતી નથી, તોપણ શોભા કે એવા કોઈ કારણસર તેને મર્યાદિત સ્વીકારવામાં વાંધો નથી. પણ સો સો તોલા કે તેથી વધુ વેઠ પહેરવામાં કઈ ખાનદાની વધતી હશે? બહુ બહુ તો એકાદ વસ્તુ હાથે ને ગળામાં કે પછી અન્યત્ર છૂટીછવાઈ જણસનો ઉપયોગ નીભાવી લેવાય. પણ વાળના જુલ્ફા મજેદાર રાખવા સોનાનાં ભારે કિંમતનાં પીન ને બકલ, કે કોણી ઉપર બેડીઓ ને ગળામાં વિવિધ તરેહના ફાંસાની કઈ જરૂર છે? ધનવાનોને આ ધતિંગ કદાચ પોષાતાં હશે, પણ એનું અનુકરણ કરવામાં મધ્યમ કે મજૂર વર્ગને કઈ આગદાની ખેંચતી હશે?

અત્રે જણસોનો ઉલ્લેખ સકારણ કર્યો છે. કારણ કે આજે આપણા સમાજમાં લગ્નપ્રસંગે તેની ફરજિયાત શરતો બનતી જાય છે! અમુક તોલાની જણસો તો કરાવવી જ પડશે, એ જોહુકમી માટે શું કહેવું?

પણ ઉપર વર્ણવ્યાં એ બધાંય દૂષણોને ટપી જાય તેવું વર્તમાન સુધારાનું એક અંગ 'સુધારાની સ્પર્ધા' છે. અનેક હરીફાઈ કરવા ટેવાએલો માનવી જ્યારે જીવનને ય હરીફાઈની હોડમાં મૂકે છે ત્યારે તેની મનોદશા માટે દયા આવે છે.

ખરેખર સુધારાની લહેજતમાં ઘણા યુવાનોથી માંડી આધેડ વયના મોટેરાઓ સુદ્ધાં કેટલાંક અવિચારી કામો કરી બેસે છે! પણ શિક્ષિત યુવક જ્યારે આવી ગંદી રમતમાં ઊતરે ત્યારે આજના ગાંધીયુગને પ્રગતિશીલ કહેતાં જરા અચકાવું પડે છે! આજે એક સ્ત્રી ન ગમતાં તેને ત્યક્તા બનાવી બીજી લાવવામાં હીણપત ગણાતું નથી! છ છ છોકરાંનો બાપ ઘોડે ચઢી નવી વહૂ લાવે છે! એક યુવાન પોતાના શિક્ષણના ઘેનમાં ને ગર્વમાં સ્વપત્નીને તરછોડી પ્રણયને નામે કોઈ અન્ય ભૂત પાછળ ભમે છે! અને અનેક કુમા-

રિકાઓ સુધારાની સ્વચ્છંદતામાં નિરંકુશ વિહરે છે! કેટલાક તો લગ્નની નવી નવી વ્યાખ્યાઓની ફિલસુફીમાં ઊતરી પાપનો બચાવ કરે છે અને પાશ્ચાત્ય મત ટાંકી બતાવે છે! આજની વહૂ સાસુના ત્રાસને બહાને બિચારી નિર્દોષ સાસુઓને રંજાડે છે! બીજી બાજુ સંયમનું લિલામ થઈ રહ્યું છે! આજે પુત્ર પિતાને પાગલ કહી રહ્યો છે।

ઉપર કહ્યાં એમાંનાં ઘણાંખરાં દૂષણો આપણને અંગ્રેજી કેળવણીએ આપેલાં કુફળ છે. એનો જડમૂળથી નાશ કર્યા સિવાય તે જવાનાં જ નથી. નજીવાં લાગતાં આ બધાં ઝેરી તત્ત્વો પોતાની જાળમાં અનેકને સપડાવે છે. આ બધા વંટોળને સવેળા દૂર કરવાની જરૂર છે. આવા અનેક નાના નાના સડા, જે આપણે સહેજમાં નાબુદ કરી શકીએ તેવા છે તે તમામને દૂર કરી પ્રગતિ કરીશું તો જ આપણે સાચો સુધારો પચાવી શકીશું, તેમ નહિ થતાં ભૂતકાળની આપણી મનોદશાને આજની આપણી સ્થિતિ વધુ કઢંગી બનાવશે.

ઓડરબા, યુગાન્ડા — રાવજીભાઈ સોમાભાઈ પટેલ

---

## વૈધવ્ય

'છે વૈધવ્યે વધુ વિમળતા બ્હેન સૌભાગ્યથી હૈં,
છે ભક્તિમાં વધુ વિમળતા બ્હેન શૃંગારથી હૈં.' કલાપી

હિંદુ સમાજનું મોટામાં મોટું દુઃખ અને કલંક હોય તો તે ફરજિયાત વૈધવ્ય અને તેથી પણ વધારે મોટું કલંક તે વિધવા પ્રત્યેના અમાનુષી વ્યવહાર છે. કેટલીક વિધવાઓને એ વૈધવ્યે અનીતિને ફંદે ફસાવી છે, છતાં પણ જમાનાજૂની ફરજિયાત વૈધવ્યપ્રથાને દૂર કરવા રૂઢિઅંધ હિંદુસમાજ કંઈ પણ કરતો નથી. જ્યાં સ્નેહલગ્ન નથી ત્યાં વૈધવ્ય ભારરૂપ છે. જ્યાં પુત્રપુત્રીઓની ઇચ્છાવિરુદ્ધ અને તેમની સંમતિ વિના પોતાના સ્વાર્થને ખાતર માબાપ દેહલગ્ન આદરે છે, ત્યાં વૈધવ્ય પૂર્ણ શાપરૂપ છે. કવિ નાનાલાલે પણ કહ્યું છે કે 'સ્નેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પાપ નથી, દેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પુણ્ય નથી.' હિંદુઓમાં સ્નેહલગ્નનો છાંટો સરખો પણ ક્યાં છે? તેમ છતાં પણ પુનર્લગ્ન માટે સમાજે કેમ પ્રતિબંધ મૂક્યો હશે તે સમજાતું નથી. સમાજ વિધવાઓને ફક્ત ભક્તિને માર્ગે વિચરવાનું કહે છે. બિચારી વિધવા બેનો હૃદયથી તેમ કરવા મથે, છતાં સમાજ તેમ પણ સુખેથી ક્યાં કરવા દે છે? હિંદુ સમાજમાં તો તેમને રિબાવી

ફસાવીને મારવાનાજ પ્રયત્નોની જાળ પાથરી છે. એથી પણ વિશેષ દુઃખ એ છે કે કોઇ યુવતી વિધવા થઇ કે કેટલાય દુરાચારી માણસો 'તે સદાચારી રહેજ નહિ' એવી ખોટી ભ્રમણાથી પશુની માફક તેની પાછળ પાછળ ભમ્યા કરે છે, તેને બળથી અને છળકપટથી ભોળવી ફસાવીને અણીને પ્રસંગે તેને ધુતકારી કાઢી અપમાન કરી તજી દે છે, અને બીજા શિકારની શોધમાં આદર્યા જાય છે! સ્વાર્થી પુરુષોને હૃદય કયાંથી હોય?

કોઇ પણ શુભ કાર્યમાં વિધવા ભાગ લેઇ શકતી નથી. ભલે પછી પોતાના ઘરમાં પોતાનોજ ભાઈ પરણતો હોય, તોપણ વિધવા બેનને તો તેમાં આનંદથી મહાલવાનું શાનું હોય? તેને તો ઘરના ખૂણામાંજ ભરાઇ રહેવું પડે છે! હિંદુ સમાજમાં નારીઓની સ્થિતિ ખરેખર દયાજનક છે અને તેમાં વિધવાઓની સ્થિતિ સંપૂર્ણ કરુણાજનક છે.

શું કેટલીક યુવાન વિધવાના શાપ હિંદુ સમાજને નહિ લાગતા હોય? કેમ ના લાગે? પણ સમાજને કાન છતાં સાન નહિ હોવાથી તે સાંભળતો નથી. કોઇ છોકરો અગર કોઇ છોકરી શુભ કાર્ય માટે જતાં હોય, ત્યાં અચાનક તેને કોઇ વિધવા સામે મળે તો તેને 'રં...રઝળતી...અપશુકનિયાળ ...ચોટલાબળી!' વગેરે ભ્રષ્ટ શબ્દોથી અપનાવી દે છે. શો આ સમાજ!

ભાદરણ મણિભાઇ પટેલ

---*---

## જાહેરખબરનાં જુઠાણાં

પંડિત મદનમોહન માલવિયાજીએ કાયાકલ્પનો પ્રયોગ કર્યો. સંખ્યાબંધ ઊંટવૈદ્યોએ કાયાપલટ કરવાની ઔષધિઓ, ભસ્મો અને પ્રયોગોની જાહેરાતો કરી નાખી! જુદી જુદી જાતની આકર્ષક જાહેરખબરો ઉપર જનતાની આંખોને ખેંચવાના નુસખા થયા! અજ્ઞાન અને ભોળી પ્રજાએ શબ્દોનાં ભભકભર્યાં ભરમાવનારાં મથાળાંથી આકર્ષાઇ, બુઢાપામાં જુવાનીનો લાભ લેઇ આયુષ્યની વૃદ્ધિ કરવા જે પૈસાની બરબાદી કરી હશે તેનો જો તાગ કાઢવામાં આવે તોજ સાચી વાત સમજી શકાય.

'જાહેરખબર એટલે માલનું વેચાણ. Advertised goods are the goods sold,' એ સૂત્ર સૌ છાપાંવાળા, ખાસ અપવાદ સિવાય, સ્વીકારે છે. બેશક આથી છાપાંઓના અધિપતિને કે વ્યવસ્થાપકને ઠીક ઠીક તડાકો પડે છે; પરંતુ શબ્દોની માયાજાળમાં અજ્ઞાન અને ભોળી પ્રજા ફસાઇ જાય છે, પોતાના

પૈસાની બરબાદી કરે છે અને ઊંડા પાણીમાં નહિ ઊતરવાને ન્યાયે ગુપચુપ બેસી રહે છે. તેવો પ્રસંગ ઊભો ન થાય, તેટલા માટે આજના ગરીબ સમાજને ચેતાવવાની જરૂર છે.

હિન્દુસ્થાનનો વેપાર મૃતપાય થઇ ગયો છે. તેને સાચા સ્વરૂપમાં ખીલવી, સામુદાયિક ઉન્નતિ કરવાને બદલે મૂર્ખાઓનાં ટોળાંમાંથી કમાણી કરી લેઇ, પૈસા એકઠ્ઠા કરી ન્યાલ થઇ જવાની આ કરામતને કોઇ બુદ્ધિ, અક્કલ કે હોશિયારી માને છે અને પોતાની ગરજ સારી લે છે. આવી રીતે પૈસા પડાવી માલેતુજાર બનનાર જે ન્યાલ થયા માનતા હોય તો ખાંડ ખાય છે, કારણ કે તે રીતમાં નથી સત્ય કે નથી વેપાર, નથી નીતિ કે નથી ન્યાય. સાચી નીતિ, સાચો વેપાર તો દેશની, ખાસ કરીને દેશના ગરીબ વર્ગની, ઉન્નતિ સાધે છે અને દેશની ગરિબાઇ ઉપર ઘા કરી સમસ્ત જનતાના આશીર્વાદ લે છે.

આજકાલ હિન્દુસ્થાનમાંથી જાણે પુરુષો મૌ પંઢ થઇ ગયા હોય તેમ 'પુરુષાતન' લાવવાની અનેક દવાઓની જાહેરખબરો જુદે જુદે સ્વરૂપે દેખાય છે. તેની સાચી અસર શી થાય છે તે તો અનુભવીઓ જાણે, પણ ગરીબો ફસાય છે એ વાત ચોક્કસ છે. કોઇ કહેશે કે એમાં આપણે શું કરીએ? પરંતુ અજ્ઞાન અને ભોળી પ્રજા પોતાની અજ્ઞાનતાથી ફસાય તેની બધી જવાબદારી શિક્ષિત વર્ગને માથે છે. આગળ પડતા આગેવાનોની પવિત્ર ફરજ છે, કે જેમની આગેવાની તેમણે લીધી હોય તેમના હિતાહિતનો સંપૂર્ણ વિચાર કરવો ઘટે. 'હરિજનબંધુ,' 'પાટીદાર,' જેવાં આદર્શ અઠવાડિક કે માસિકપત્રમાં આવી જાહેરખબરો નથી લેવાતી એટલો સંતોષ છે અને તેથી આ લેખ 'પાટીદાર'માં જ લખવા પ્રેરાયો છું.

આવી જાહેરખબરોનાં જુદાણુંમાં વપરાતા કેટલાક શબ્દોની જાળમાંથી કેટલાંક અવતરણો અત્રે ઉતારવાં ઠીક પડશે. ખાસ અપવાદ સિવાય આ પ્રકારની બધીયે જાહેરખબરો અજ્ઞાન પ્રજાને શાપરૂપ હોય છે, તેને મારી બુદ્ધિ પ્રમાણે સાચો અર્થ કરવાનો યત્ન કરીશ. મારી ભૂલ થતી હોય તો કોઇ સુહૃદ ભાઇ એ ભૂલ સુધારવાનો યત્ન કરશે, તો ઉપકાર માનીશ.

૧. 'જનતાએ આકર્ષક, ખોટી અને મોટી જાહેરખબરો તરફ ન દોરાતાં સારાસારનો વિચાર કરવો જોઇએ.' આવી જાહેરખબર આપનારાઓ પણ, આકર્ષક છતાં ખોટી જાહેરખબરોમાં જ આ શબ્દો ટાંકે છે, અને જનતાની બુદ્ધિને પોતાને માર્ગે દોરવા પોતે હરિશ્ચંદ્ર સત્યવાદી બની બેસે છે.

૨. 'એકાન્તમાં જોવાલાયક પ્રેમક્રીડાનાં ચિત્રો, **વિદ્યાર્થીઓ ન જ મંગાવે.**' મનુષ્યસ્વભાવ એવો હોય છે કે જે વસ્તુ ન કરવાની કહી તે પહેલી કરે. બાળકના આગળ ખાલી મૂઠી વાળીએ તો તે જોવાનો વધારે પ્રયત્ન કરે, એ વાત નજર સમક્ષ રાખી આવી જાહેરખબર આપવામાં આવે છે. આથી વિદ્યાર્થીઓ–કિશોર વયના બાળકો–તે તરફ ખાસ આકર્ષાય અને તેમના તરફથી સારો તડાકો પડે. વિદ્યાર્થીઓ એ મંગાવે તો ન મોકલવાની ભૂલ કરે એવા જાહેરખબરવાળા ઉદાર અને સત્યવાદી બની વિદ્યાર્થીઓના હિતાહિતનો ભાગ્યેજ વિચાર કરે છે.

૩. 'યાત્રા અર્થે હિમાલય તરફ ગયો. પર્વતની ગુફામાંથી યોગી ઊતરી આવ્યા અને મને ઔષધિ બતાવી. હું જનસમાજનું હિત સાધી રહ્યો છું. આમાંથી કમાણી કરવી હરામ છે. એ ઔષધિ ખાવાથી એવો જુસ્સો પ્રાપ્ત થાય છે કે તેનું વર્ણન કરવાની યોગીની આજ્ઞા નથી.' આવા શબ્દોમાં કેટલું સત્ય છે તે પુરવાર કરી શકાય તેમ નથી. કારણ કે 'યોગી' તો ઔષધિ મેળવનારનેજ મળ્યા હતા, આજે તેનો પુરાવો તો તે પણ આપી શકે નહિ. એટલે આવી જાહેરખબરો 'સત્ય' તરીકેજ ગણી લેવાય છે અને કોઇ પણ રીતે તેનો સામનો થઇ શકતો નથી. પરિણામે અજ્ઞાન પ્રજા ફસાય છે.

૪. 'દાક્તર વૈદ્યોની અજમાવેલી દવા સાથે ગેરંટીપત્ર મોકલવામાં આવે છે.' આમાં જે દવાની જાહેરાત થઇ છે, તેજ દવા દાક્તરે કે વૈદ્યે અજમાવી છે કે કેમ તેનો ઉલ્લેખ નથી. એટલે તેનું ગેરંટીપત્ર માગી શકાય નહિ. સામાન્ય જનસમૂહ આનો ભેદ પારખી શકતો નથી અને ફસાય છે. 'ગેરંટીથી ફાયદો ન થાય તો પૈસા પાછા.' આનો અર્થ એ કે તમારે પહેલાં લેખી ગેરંટી કરવી જોઇએ, નહિ તો પૈસા પાછા નહિ મળે.

૫. 'ઇનામ રૂા. ૫૦. સિદ્ધિયંત્ર! ખોટું સાબિત કરો તો રૂા. ૫૦ ઇનામ!' એથી થતા અનેક લાભોનાં વર્ણન સાથે આપી ચેલેંજ ફેંકાય છે. આમાં પણ શબ્દોની મોહજાળ મને તો લાગે છે 'ખોટું સાબિત કરો' એટલે એ યંત્ર તાંબાનું, ચાંદીનું કે સોનાનું છે અગર મોકલેલું છે તેજ તાવીજ છે એ વાત ખોટી સાબિત થઇ શકે નહિ. પછી એનાથી લાભ થાય કે ન થાય તેને માટે આ ચેલેંજ હોતી નથી, અગર તો યંત્ર છે તે ખોટું છે એવું પણ સાબિત થઇ શકતું નથી. અને 'ઉસ્તાદનો ખોરાક મૂર્ખા,' એ ન્યાયે મૂર્ખાઓ ફસાય છે. પાછળથી તેમને કંઇયે દાદ મળતી નથી, કારણ કે શબ્દોની એ મોહજાળ છે અને કાયદાનો આધાર લેવા જતાં નાહક ખર્ચમાં ને ગાથાકૂટમાં

ઊતરવું પડે છે. એટલે ચોરની મા કોઠીમાં મોં ઘાલી ચુપચુપ રહે છે!

૬. 'દવા ખોટી સાબિત કરનારને રૂા. ૧૦૦૦નું ઇનામ!' પણ દવા અસરકારક ન નીવડે તો ઇનામ નહિ! દવા તો 'સાચે' હોય છેજ, તેની કોઇથી ના પાડી શકાય નહિ. પણ ખોટી હોવાની સાબિતિને અભાવે ઇનામ તો મળી શકે નહિ! આમ આવી જાહેરખબર આકર્ષક નીવડે છે.

૭. 'ફુરસદને વખતે કામ કરીને મહિને રૂા. ૫૦થી ૨૦૦ સુધી કમાઓ. મૂડીના રોકાણની કે અનુભવની જરૂર નથી.' આવી રીતે ફુરસદને સમયે આવડી મોટી કમાણી થતી હોય તો હિન્દુસ્થાનમાં ભૂખમરો રહેજ નહિ, પણ તે તો છેજ; એટલે આ વાતમાં કેટલું તથ્ય હોઇ શકે તેનો વિચાર કરી લેઇ જાહેર જનતા આવી જાહેરખબરથી ચેતતી રહે એજ ઇષ્ટ છે. આવી અધૂરી અને દિશાસૂચન વગરની જાહેરખબરોમાં પણ કંઇક ભેદ હોય છેજ.

૮. 'જ્યોતિષચમત્કાર! ગમે તે પાંચ પ્રશ્નો સીલબંધ કવરમાં મોકલો, તેના સાચા જવાબ વી. પી.થી તમારા કવર સાથે મોકલવામાં આવશે.' સીલબંધ કવર ફોડયા કે પ્રકાશની (Light-ની) કે કોઇ પણ યુક્તિની મદદ વગર અંદરના પ્રશ્નો આંખો મીંચીને જાણી શકાય છે એ વાત માનવા આજનો નવયુગ ના પાડે છે. આમાં કંઇક યુક્તિ તો હોવી જ જોઇએ, નહિ તો કવરમાં પણ પ્રશ્નો મોકલવાની શી જરૂર? એવી જાહેર ખબર કેમ નથી અપાતી કે તમારા મનના પાંચ પ્રશ્નોના જવાબ માત્ર પત્ર યા શિરનામું લખશો તો વી. પી.થી મોકલવામાં આવશે? એટલે આમાં પણ યુક્તિપ્રયુક્તિ કે પ્રપંચ છે એમ જણાય છે.

૯. 'ભૂત, પ્રેત, પિશાચ, મરી ગએલાં પિતૃઓ, સગાંવહાલાં સાથે વાતચીત કરી શકાય તેવું તાવીજ કે આરસી!' વગેરેની જાહેરખબરોમાં પણ જુઠાણું છેજ.

૧૦. 'ચમત્કારિક તાવીજ! જેને તમે ઇચ્છશો તે તમને તરતજ આવી મળશે. ગમે તેવી ગુમાની સ્ત્રી પણ ગુલામ બની જશે. શેર, સટ્ટો, લૉટરી, રેસ, પરીક્ષા, કોર્ટકચેરી, ગમે ત્યાં ધાર્યો વિજય અપાવશે.' આ જાહેરખબરની વિગતોમાં સત્ય હોય તો પછી તાવીજ વેચવા કરતાં તેનો ઉપયોગ કોઇ માલેતુજાર ઉપર કરી, ધાર્યા પૈસા પડાવતાં એ જાહેરખબર આપનારને જ શો વાંધો આવતો હશે તે સમજાતું નથી.

૧૧. 'ચોક્કસ ટાઇમ આપનાર ઘડીઆળ ચાર આનામાં!' ભોળી અને અજ્ઞાન પ્રજા આનો અર્થ એવો કરે છે કે એક પણ મિનિટના ફેરફાર વગર

આ ઘડીઆળ નિયમિત વખત આપે છે. પણ એવું હોતું નથી. આવાં ઘડીઆળોના કાંટા ફેરવી જ્યાં મૂક્યા તેજ સમય ચોક્કસ રીતે બતાવે છે અને ફેરવ્યા વિના કાંટા જરા પણ ખસતા નથી. અર્થાત્ છોકરાંને રમવાનાં ઘડીઆળજ મોકલવામાં આવે છે. વળી કેટલાંક ઘડીઆળની જાહેરખબરોમાં 'ડમી' શબ્દ વાપરેલો હોય છે. સામાન્ય રીતે ઉપરચોટિયું વાંચી જનારને આ શબ્દોનો ખ્યાલ હોતો નથી. અને વી. પી.થી મંગાવતાં 'ડમી (dummy)' એટલે ચાલે નહિ તેવાં ઘડીઆળો મોકલવામાં આવે છે. વળી કેટલીક જાહેરખબરોમાં 'તે ઉપરાંત ત્રણસો ઇનામ,' એવું જણાવેલું હોય છે. આમાં પાણી ચોપડી કાગળ ઉપર પાડવાનાં નાનાં નાનાં ત્રણસો ચિત્રો, જેની કિંમત એક બે આના હોય છે તે, મોકલવામાં આવે છે! આવી જાહેરખબરોથી પણ જનતાએ ચેતતા રહેવાની જરૂર છે.

૧૨. 'ફાયદો ન થાય તો પૈસા પાછા, છતાં વિશ્વાસ ના હોય તો કોંટ્રેક્ટ કરો. એકના દશ પડશે.' આવી જાહેર ખબરો પણ હોય છે. આનો અર્થ એમ થાય કે આગળથી કરાર કરવો જોઇએ, તોજ પૈસા પાછા મળે. અને કરાર કરતા હોય તેથી દશ ગણી કિંમત આપવી પડે. આવું મને તો લાગે છે. ખરૂં ખોટું તો અનુભવીઓ જાણે. પણ ભાષાની અસ્પષ્ટતા શંકા ઉત્પન્ન કરે છે. અને ખરીદનારને નહિ, તો જાહેરખબર આપનારને તો ફાયદો થાય છેજ, એટલે પૈસા તો પાછા આપવાનાજ શેના!

૧૩. વળી કેટલીક જાહેરખબરો સાચા બનાવના સમાચાર જેવી છાપવામાં આવે છે અને તેને એક ખૂણે 'જા. ખ.' એવા નાના અક્ષરો મૂકેલા હોય છે. બેશક આથી તો માત્ર આકર્ષણજ થાય છે. જાહેર જનતાને ફસાવાપણું કે નાહક ખર્ચમાં ઉતરવાપણું રહેતું નથી, એટલે તે ઓછી દોષપાત્ર છે.

સાચેજ જાહેરખબર એક અદ્ભુત કળા છે. પરંતુ કળા પ્રામાણિક રીતે વપરાય ત્યાં સુધીજ તે કળા કહેવાય છે. એનો અતિરેક, જુઠાણાં, ભેદભરમ અને અસત્યથી ભરપૂર જાહેરખબરો સમાજને શાપરૂપ છે. ગરીબ હિંદની ભોળી ગરીબ પ્રજાને શબ્દોનાં ગૂંચળાં વાળી, અનર્થનો અર્થ ઉપજાવી છેતરવામાં ન આવે એ ઇચ્છવા યોગ્ય છે. આમાં કોઇ પણ વ્યક્તિ પરત્વે મને વેર નથી, આ તો પદ્ધતિ સામે લાલબત્તી ધરવાનોજ પ્રયાસ છે, એ સૌ કોઇ ભાઇ સમજી લે. प्रज्ञेषु किं बहुना?

નાઇરોબી (કેન્યા) વજુભાઇ ભાઇલાલભાઇ પટેલ

---

# દેવાનાં દુઃખ

આકાશ કેવળ સ્વચ્છ હતું. તારાઓ દશે દિશાએ ઝબૂકતા હતા. પૂર્ણિમાની રાત્રી એટલે ચંદ્ર પણ તેની પૂર્ણ કળાએ પોતાનાં કિરણો વડે અમૃતનો છંટકાવ કરી પૃથ્વીને સ્વર્ગસમી બનાવવા પોતાથી બનતા બધાય પ્રયત્ન કરતો દીસતો હતો. આવી શુભ રાત્રીએ જમ્યા પછી આશરે ૮ વાગ્યે સૌ કુટુંબીજનો વચ્ચે ગોપાળ પટેલ પોતાની દીકરી હંસાના વિવાહ સંબંધે પોતાના નાના ભાઇ ગોવિંદ સાથે વાતચીત કરતા હતા.

"ભાઇ, હંસાને હવે ૧૬મું વર્ષ તો બેઠું. હવે એનું કંઇ ઘર ખોળાએ તો ઠીક. દીકરી તો સાપનો ભારો, ન કરે નારાયણ ને કાંઇ એવો બનાવ બને તો આપણી સાતે પેઢીનું નાક જાય! આ તો કળિયુગ છે." હંસાના પિતાએ હંસાના વિવાહ સંબંધમાં પોતાને કેટલી ચિંતા થાય છે તે વ્યક્ત કર્યું.

"હા હા, એનું કાંઇ ઠેકાણું તો પડવુંજ જોઇએ." હંસાની માતાએ પોતાના પતિના મતને ટેકો આપ્યો.

હંસા ખરેજ હંસા હતી. તેજની બનેલી પૂતળી સમાન તે દીસતી હતી. યૌવનનું લોહી તેની રગેરગમાં થનગનતું. મુખારવિંદ એટલું તો સુંદર કે સૌ તેને જોતાં થાકતાં નહિ. હરણ જેવી તેની ચપળ કાળી આંખો ઉપરનાં ભવાં સોનેરી વાળ સમ દીસતાં હતાં. તેના વાળ કાળા, કોમળ અને બહુ લાંબા નાગણ સમાન દીસતા હતા. તેનું ભવ્ય ગૌર લલાટ અરીસાની જેમ ચકમકતું. માથાની વેણીનાં પુષ્પો અંબોડાની શોભામાં વૃદ્ધિ કરતાં. તે ગમે તેવાં વસ્ત્રો પહેરતી, છતાં તેને દીપી નીકળતાં. પાતળા સુકોમળ હોઠ ઉપર હમેશાં સ્મિતનો ઝરો અસ્ખલિત વહ્યાજ કરતો. તેના કમળદાંડી સમાન હસ્ત લાંબી અને પાતળી આંગળીઓથી દીપતાં કોમળ ઘાટીલા સુપ્રમાણ ગરોડદાર અવયવોવાળું તેનું અંગ લક્ષ્મીજીની યાદ આપતું. ખરેખર ગામડામાં તે ગ્રામ્ય લક્ષ્મી સમાન દીસતી હતી. તેની ચાલ ગજગામિનીને ઠોકર મારે તેવી હતી.

"ભાઇ, મારી નજરમાં તો કાકાભાઇનો સુરેશ આવે છે." ગોવિંદે કહ્યું: "છોકરો સુરેશ ભણેલો ને ચાલાક છે. ઘરનાં માણસ પણ સારાં. કુટુંબ પણ ખાનદાન અને આગળ પડતું છે." ગોવિંદે સુરેશના કુટુંબ સંબંધે માહિતી આપી.

"હા હા, ગોવિંદભાઇ સાચુંજ કહે છે. એ કહે તેમજ થવા દો, એમાં કંઇયે ખામી નથી." હંસાની માતાએ પોતાના પતિ આગળ પોતાનો મત વ્યક્ત કર્યો.

"મારું મન તો ત્યાં નથી. પણ છગનભાઇના કનુભાઇ સાથે હંસાનો વિવાહ કરવાનું છે." હંસાના પિતાએ પોતાનો મત જણાવ્યો.

"હાય હાય રે, મારી દીકરીને તમે કૂવામાં નાખવાના કે શું? એનાગાં તો ઠેકાણુંયે ન મળે. તદ્દન અભણ. પૈસાની પાંઇ કેટલી થાય તે પૂછ્યું તું કે? ક્યાં સુરેશ અને ક્યાં કનુ? ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી? ઉમર ખાસી ૪૦ વર્ષની. મારે તો હંસાનો વિવાહ ત્યાં નથી કરવો. દીકરી દુઃખી થાય તે મારાથી જોવાય નહિ." હંસાની માતાએ અશ્રુપૂર્ણ નેત્રે કહ્યું.

"તું કહે તે બધું સાચું, પણ મગનશેઠ તો દરરોજ ટપ્પા ખાય છે. તેમને કાંઇ આપવું જોઇએ કે નહિ? રૂા. ૨૦૦૦ હાલ તો જાણે ન મળે, પણ તેમને વ્યાજ તો આપવું જ પડે ને?" ગોપાળે પોતાના ઉપરની કરજની આપત્તિ જણાવી.

"હા, હવે હું સમજી. તમે મગનશેઠને વ્યાજ પહોંચાડવા માટે જ દીકરીનું આમ કરવા ધાર્યું હશે. દીકરીની તો જરા દયા રાખો. દીકરી ને ગાય તે તો જ્યાં દોરે ત્યાં જાય. એ તો સારું વર્ષ આવશે તોયે મગનશેઠનું વ્યાજ તથા મુદ્દલ નાણાં આપીશું, પણ દીકરીને કાળિયા કોતરમાં નહિ જ નાખવા દેઉં. શું તમારો વિચાર હંસાને વેચવાનો જ થયો?" હંસાની માતા રડી પડી.

હંસાના કાકા ગોવિંદની સ્થિતિ અત્યારે સારી હતી. તેને હંસાને માટે લાગણી ઉત્પન્ન થઇ. તેનું હૃદય એકદમ ભરાઇ આવ્યું, તેનાથી એકાએક બોલી જવાયું: "ભાઇ, ચિંતા જરા પણ ન કરો. મારી સ્થિતિ અત્યારે સારી છે. હું તમને અત્યારે રૂા. ૨૦૦૦ આપું છું. તમારી પાસેથી મારે વ્યાજ તદ્દન ન જોઇએ. પૈસા જ્યારે મળે ત્યારે આપજો. કન્યાવિક્રય જેવું એકે પાપ નથી. એ પાપમાં પડતાં તમને હું બચાવું છું. હંસાનું સુરેશ સાથે જ લગ્ન કરી નાખીએ."

"ભાઇ, તારા પૈસા મને ખરી વખતે જ કામ લાગવાના. ભાઈ હોય તો જન્મોજન્મ મને આવા જ મળજો." તેણે પોતાના ભાઇને કહ્યું: "ધન તો ઢેડવાડેય હોય, પણ તેનો સદુપયોગ ન હોય તો શા કામનું? મગનશેઠ તો દરરોજ ધમકી આપે છે ને કહે છે કે 'તારી બૈરી વેચ, વહાલી વસ્તુ વેચ, પણ મારા રૂપીઆ ધરી દે. હવે તો દાવો કરીશ જ.' ભાઇ, હવે કંઇ ચિંતા નહિ. ઓણ સાલ સારું વર્ષ આવશે તો રૂપીઆ આપીશ. અને થોડી જમીન વેચીશ, પણ દેવું પતાવવા દીકરીને તો નહિ જ વેચું. દેવાનું દુઃખ તો જેને દેવું હોય તે જ જાણે. એ તો જેને રામબાણ વાગ્યાં હોય તે જ જાણે!" ગોપાળે દેવાનું દુઃખ કહ્યું.

શાહુકારોના ત્રાસથી કેટલીયે નિર્દોષ બાળાઓનાં જડ મનુષ્યો સાથે

લગ્ન કરાવીને કેટલાયે પિતાઓ પોતાની વહાલી દીકરીઓને જીવતી કૂવામાં નાખે છે! શાહુકારોને એ નિર્દોષ બાળાઓની દયા નહિજ આવતી હોય? શું પ્રભુએ તેમને હૃદય નહિજ આપ્યું હોય? હા, પ્રભુએ હૃદય તો દરેકને આપ્યું છે, પણ પૈસાના લોભમાં અંધ બની શાહુકારો પોતાના દેણદારો ઉપર જુલમ કરે છે. પૈસાથી તે દરેક દેણદારને દબાવી શકે છે. તેની ઉપર કાળો કેર વર્તાવે છે. તેનાં ઘરબાર જપ્ત કરાવે છે. તેની જમીન કબજે કરે છે. દેણદારે પોતાને અને પોતાનાં બાળબચ્ચાંને ખાવા માટે મહામહેનતે પોતાના પરસેવાથી પકવેલું અન્ન તેમજ રહેવા માટેનું ઘર તેઓ પણ રહેવા દેતા નથી. છેવટે દેણદાર કંટાળી પોતાની વહાલી દીકરી વેચે છે અને કરજનો ખાડો પૂરો કરે છે. તેઓએ પોતાના દેણદારને રહેવા માટે ઘર અને થોડી જમીન તો કાઢી આપવી જ જોઇએ. પરંતુ તેઓ આટલી દયા વળી શા માટે બતાવે? તેઓ તો એમજ બોલશે: "પૈસા લેઇ ગયો છે એટલે પૂરા કર્યા વગર છૂટકો ક્યાં છે? દેણદાર તે કાંઇ દયાદાનમાં આપે છે?" આવા જુલમ ગુજારતા પહેરતાં તેઓ વિચાર કરતા હોય કે કદાચ હું જ દેણદાર હોઉં તો? આની જગ્યાએ હું હોઉં તો શું કરૂં? પણ આવા વિચારો વળી તેને શાના આવે? તેઓ તો પૈસાના લોભમાં અંધ બની નિર્દોષ બાળબચ્ચાંને કચડી નાખી તેમનું લોહી પીવાના અને તેઓનો શાપ લેવાના, પરિણામે એમની પાછળ એવા કુલાંગાર પુત્રો જન્માવાના કે તેમનું નખોદ કાઢવાના. પરમેશ્વરને ત્યાં તો ન્યાય છેજ.

ત્યારે આવી અનેક હંસાના પિતાઓને કન્યાવિક્રયની ફરજ પાડતા શાહુકારોની બેડીમાંથી કોણ બચાવે? કેમ બચાવાય?

અવિધા (રાજપીપળા) સોમાભાઈ લક્ષ્મીદાસ દેસાઇ

---

## જગતનો તાત

'જગતનો તાત!' કેવો સુંદર ઇલકાબ? કોઇ સરકાર પણ એનાયત ન કરી શકે તેવો. છતાં ઘણા લોકો આ ઇલકાબના ધારણ કરનાર તરફ ઘૃણાની નજરે જુએ છે. જુએજ, કારણ કે તેમને તેવું કારણ જડયું છે. કહેવાય જગતનો તાત, પણ ઘરનાં છોકરાં ભૂખે મરે! ગામમાં ઘર નહિ ને શીમમાં ખેતર નહિ, કારણ કે ખેડૂતની માલમિલકત લોહીતરસ્યા શાહુકારોને હાથે ચઢી ગયાથી આજનો ખેડૂત નિરાધાર બન્યો છે અને દેવાના ડુંગર નીચે દટાઇ ગયો છે. તેમાં વળી કુદરતી કોપને લીધે તે સાવ હાથ ઘસતો થઇ ગયો છે. અને તેથીજ શ્રીમંતોને ખેડૂત બિનજરૂરી અને કાઢી નાખવા જેવી વ્યક્તિ

લાગે છે. ખરેખર, તેમ નથી. ઊંડી દૃષ્ટિથી જોતાં આવડે તો જણાઇ આવશે કે સમાજની કોઇ પણ વ્યક્તિ કરતાં ખેડૂત એ એક અતિમહત્ત્વની વ્યક્તિ છે, અને તેથી જ ઉપરનો ઇલકાબ એ ખેડૂતને સમસ્ત સમાજે પક્ષપાતથી નથી આપ્યો, પણ 'લાયકને લાયક માન મળ્યું છે.'

ખેડૂત તરફ જે લોકો ઘૃણાની કે હલકી નજરથી જુએ છે તેઓને ધંધાની કિંમત નથી, પણ તેઓ આર્થિક સ્થિતિ ઉપરથી જ મનુષ્યની કિંમત આંકે છે, તેથી જ તેમને ઊલટું ભાસે છે. ખરૂં જોતાં કોઇ પણ ધંધાની મહત્તા તેમાંથી થતા અઢળક ધન ઉપરથી અંકાતી નથી, પરંતુ તે ધંધામાં રહેલી નિર્દોષતા અને પવિત્ર ફરજ, તથા તેમાં રહેલા સ્વાવલંબન ઉપરથી અંકાય છે. અને ખેડૂત જે મળે તે કુદરત ઉપર આધાર રાખી પોતાની પવિત્ર ફરજ અદા કરે છે. તેમાં જ ખેતીની કિંમત છે. કસાઇના ધંધામાંથી કોઇ મનુષ્ય અઢળક ધન પેદા કરતો હોય, છતાં તે ધંધાને ઉત્તમ કોણ કહી શકે? પ્રજાને દારૂ પાવાના ઇજારામાંથી રાજ્ય ઘણું યે પેદા કરતું હોય, છતાં એવા રાજ્યકારભારને કોણ ઉત્તમ કહી શકે? અને આથી જ મહાસભા સરકારે ખોટ વેઠીને પણ ઉપાડેલી મદ્યનિષેધની પ્રવૃત્તિને કોણ વખોડી શકે? ખાદી પહેરવાની ગાંધીજીની હિમાયત ઉત્તમ છે, કારણ કે શુદ્ધ ખાદીમાં જે પવિત્રતા, રાષ્ટ્રપ્રેમ અને સ્વાવલંબન રહેલાં છે, તે મીલના કાપડમાં શોધ્યાંય કયાંથી જડે? બેશક ખાદી ખરબચડી અને જાડી છે, જ્યારે મીલનું કાપડ મુલાયમ અને ઝીણું છે. છતાં યે મીલના કાપડ કરતાં ખાદીની મહત્તા વધારે છે તેનું કારણ પણ આ જ છે, તેનો કોઇનાથી ઇનકાર થાય તેમ નથી. તાત્પર્ય કે કમાણીની દૃષ્ટિએ ધંધાની ઉત્તમતા કે અધમતા અંકાય નહિ. ખેતીના ધંધાથી ખેડૂત ભલે તવંગર ન બને, છતાં તે ઉત્તમ છે તે છે જ; કારણ કે કૃષિકારનો ધંધો નિર્દોષ છે, એમાં લુચ્ચાઇને સ્થાન નથી, કે કોઇનું લોહી ચૂસવાનું નથી.

આથી જ સમાજના બીજા કોઇ પણ વર્ગ કરતાં ખેડૂત વધારે પવિત્ર અને સ્વતંત્ર જીવન જીવી શકે તેમ છે. દુનિયાનો બીજો કોઇ પણ ધંધો કોઇ બીજા ધંધા, વ્યક્તિ કે સમાજ ઉપર અવલંબી રહેલો હોવાથી તેમાં લુચ્ચાઇ તેમ જ દગાફટકાને સ્થાન છે, પણ ખેતીનો ધંધો તદ્દન સ્વતંત્ર હોઇ ખેડૂતને ખુદ ખુદા જ પાસેથી મેળવવાનું હોવાથી તેમાં લુચ્ચાઇને કે દગાફટકાને સ્થાન નથી. બીજા દરેક ધંધામાં વધારે પેદા કરવા વધારે લુચ્ચાઇ ને છેતરપીંડીની જરૂર લાગે છે, પણ ખેડૂતને વધારે પેદા કરવા વધારે મહેનત ને બુદ્ધિબળની જ જરૂર છે, એટલે તેમાં કોઇ પણ જાતની લુચ્ચાઇને કે છેતરપીંડીને સ્થાન છે જ નહિ.

દુનિયાના સૌ ધંધા ખેતીને આભારી છે અને તેથીજ હુન્નરમાત્રની જનેતા ખેતી ગણાય છે. બીજા ધંધામાં એકની પાસેથી બીજાને લેઇ લેવાનું હોય છે, જ્યારે ખેતીના ધંધામાં ખેડૂતને કુદરતના અખૂટ ખજાનામાંથી મેળવવાનું હોય છે; એટલે તેમાં કોઇનો કોળીઓ કરવાની વાતજ નથી. મોટી મોટી મીલો ને કારખાનાં પણ ખેતી સિવાય ન ચાલે શકે.

ખુદ મનુષ્યનું જીવન પણ ખેતીને આભારી છે. જીવન જીવવા માટે હવા, પાણી અને અન્નની જરૂર છે. હવા અને પાણી કુદરતે આપણને મફત આપ્યાં છે, જ્યારે અન્ન આપણે ખેતી મારફત પેદા કરી ખાવાનું છે. વળી શરીરને ઢાંકવા વસ્ત્રો વગેરે જોઇએ, તે પણ ખેતીથીજ પેદા કરી શકાય છે. જીવનની બે મોટામાં મોટી જરૂરિયાતો અન્ન ને વસ્ત્ર છે અને તે ખેતીથીજ સંપાદન થઇ શકે છે. બલ્કે આ બે વસ્તુઓ પૂરતા પ્રમાણમાં મળે તો બીજી ઝાઝી ઉપાધિ રહે નહિ અને ખેડૂતને દુનિયાના બીજા વર્ગ તરફ ઝાઝી અપેક્ષા કરવાની પરવા રહે નહિ, જ્યારે દુનિયાના બીજા વર્ગને આ બે વસ્તુ માટે ખેડૂત તરફ મીટ માંડી રહેવું પડે છે. બીજા બધાય વર્ગો ખેડૂતની આબાદી ઉપર ટકી રહેલા છે અને તેથીજ ખેડૂતને 'જગતનો તાત' એ ઇલકાબ આપવામાં આવ્યો છે તે તદ્દન ખરોજ છે, એમાં બે મત હોઇ શકેજ નહિ. ખેડૂત ધારે તો પોતાનું જીવન સ્વાવલંબી બનાવી શકે, જ્યારે બીજાથી તેમ ન થઇ શકે. ખુદ ગાંધીજી પણ પોતાને ખેડૂત કે વણકર કહેવડાવવામાં અભિમાન ધરાવે છે, અને એજ ખેડૂતની મહત્તા પૂરવાર કરે છે.

હવે આ 'જગતનો તાત' આજે 'જગતનો તાત' રહ્યો નથી, તેને માટે દોષિત ખેડૂત સિવાયનો અન્ય વર્ગ પણ છે. સર્વ કોઇએ ખેડૂતને ખાવાની અપેક્ષા રાખી. શાહુકારોએ એનું હાડપિંજર બનાવ્યું. શ્રીમંત અને ઊજળો વર્ગે તેને પોતાનાથી અળગો રાખ્યો, પરિણામે તે કેળવણીથી વંચિત રહ્યો અને તેથી તે પોતાનું ગાપ કાઢતાં ન શીખ્યો, ન કોઇએ તેને શીખવ્યું. જો સમાજના બીજા વર્ગે ખેડૂત તરફ સહેજ પણ સહાનુભૂતિ દર્શાવી તેને જૂની રહેણીકરણી બદલવા, જૂના રિવાજો પ્રમાણે ખોટા ખર્ચ ન કરવા, કચેરીએ ન ચઢવા, પોતાના આવકજાવકનો હિસાબ રાખી દેવું ન કરવા યા તો શાહુકારના પંજામાં ન પડવાના ઉપાયો બતાવ્યા હોત તો આજનો ખેડૂત આટલો દુઃખી ન હોત, પણ ખરેજ 'જગતનો તાત' હોત.

હજીયે જ્યારે ખેડૂતનું દુઃખ કહ્યું જાય તેમ નથી, તેવે પ્રસંગે સ્થળે સ્થળે શિષ્ટ સમાજે ખેડૂતની વધતી જતી પાયમાલી અટકાવવા એકેક મંડળ સ્થાપી નીચે પ્રમાણેની ખેડૂતને પાયમાલ કરી નાખતી મુશ્કેલીઓ દૂર કરવી જોઇએ:

૧. હુંડીઆમણ: હુંડીઆમણથી ખેડૂતને ભયંકર નુકસાન થાય છે. પોતાના માલનાં ઓછાં નાણાં મળે છે, જ્યારે ખરીદ વસ્તુઓનાં વધારે નાણાં આપવાં પડે છે. માટે હુંડીઆમણની આવી અવળી પદ્ધતિ સામે ઝુંબેશ ઉઠાવી સુધારો કરાવવો જોઇએ.

૨. જમીનમહેસૂલ: જમીનમહેસૂલની નવી આંકણી થાય તે વખતે ખેતીની જમીનની કુલ નીપજમાંથી કુલ ખર્ચ બાદ જતાં જમીનમહેસૂલ આંકવા પાત્ર ચોકખી આવક વગેરેની સ્પષ્ટ અને વિગતવાર માહિતી એકત્ર કરીને સેટલમેન્ટ ખાતા તરફ રજૂ કરવી જોઇએ.

૩. કુદરતી આફત: કુદરતની અવકૃપા કેવો કાળો કેર વર્તાવે છે તે કોઇ-નાથી અજાણ્યું નથી, કારણકે ચાલુ સાલે આજ સુધી વરસાદ નહિ પડવાને કારણે થએલી ઢોરની પાયમાલી, લૂંટફાટ અને ભૂખમરાનો ત્રાસ કોઇથી અજાણ્યો નથી. આ પ્રસંગ વધુ લંબાયો હોત તો ખેડૂતની શી દશા થાત? ખેડૂતનું તો ધૂળિયું ધન, એટલે આસમાની સુલતાની થતાં એ ધન માટીમાં મળી જાય. ત્યારે અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, અકાળવૃષ્ટિ, હિમસંકટ, વગેરે આફતોને પ્રસંગે ખેડૂતને જમીનમહેસૂલની માફી અપાવવી. પાણી માટે નહેરો ખોદાવવી. ખેડૂતને સસ્તે વ્યાજે આસમાની આફત વખતે ધીરધાર કરે તેવી બેંક ઉઘાડવી. આ પ્રમાણે કુદરતી આફતો માટે તૈયારી જોઇએ.

૪. ખેડૂતે પકવેલા માલના સારા વેચાણ માટે પરદેશથી આવતા માલ સામે સંરક્ષણ અપાવવું.

૫. ખેડૂતની જમીન બિનખેડૂતને હાથે જતી અટકાવવી.

૬. જમીનમહેસૂલ વસુલ કરતી વખતે ખેડૂતના અજ્ઞાનને લીધે વસુલાતી અમલદારો ખેડૂતને હેરાન ન કરે તે માટે ચાંપતા ઇલાજ લેવા જોઇએ.

૭. જમીનની દાણના ધારા ઉપરાંત ખેડૂત પાસેથી લેવાતી વેઠ બંધ કરાવવી જોઇએ.

૮. ખેડૂતના તમામ પ્રકારના દેવા માટે શાહુકારોનાં ખાતાંપત્રાં તપાસી યોગ્ય હોય તેજ લહેણું અપાવવા તેમજ વ્યાજના દર ઘટાડી દેવું ફેડવા પ્રયત્નો કરવા જોઇએ.

૯. વેપારીઓ ખેડૂતને અનેક રીતે છેતરે છે. વ્યાજવટાવ ખાઇ જાય છે, તે ઉપરાંત તોલમાપ જૂઠાં રાખી ખેડૂતને આપતાં લેતાં બન્ને વખતે લૂંટે છે. માટે તેમનાં તોલમાપ તપાસવાં જોઇએ.

૧૦. ખેડૂતને પોતાની ખેતીની પેદાશનો માલ સહકારપદ્ધતિથી એકજથે વેચતાં શીખવવું જોઇએ.

આ ઉપરાંત આવાં મંડળોએ ખેડૂતને સરકાર સાથેની તેની તકરારમાં મદદ કરી તેને યોગ્ય દાદ અપાવવી જોઇએ.

ખેડૂતોને અમુક મુદતે ચોક્કસ મુકરર કરેલે સ્થળે એકત્ર થઇ પોતાની મુશ્કેલીઓનું કે દુઃખોનું વિવેચન કરવા સભાઓ ભરતાં શિખવવું જોઇએ.

ડુબેલા ખેડૂતને તારવાની ઇચ્છા હોય તેને માટે હજી ખેડૂતનાં દુઃખ ગણાવ્યે અવધિ આવે તેમ નથી. અને એ તમામની અત્રે ચર્ચા કરવાની જરૂર પણ જણાતી નથી. ખેડૂતનાં ઉપરનાં દુઃખના પ્રશ્નો દૂર કરવા શિષ્ટ વર્ગ પોતાનાથી બનતું કરવા કટિબદ્ધ થાય તો આજનો 'કંગાલ ખેડૂત' આવતી કાલનો 'જગતનો તાત' બનેજ.

પણ ખેડૂતે પોતેજ સમજવું જોઇએ કે ઉપરની બધી વાતોનો આધાર બીજા ઉપર રાખવાથી તેનો દહાડો નહિ વળે. એ બધી વાતો પોતેજ કરવા તૈયાર થવું જોઇશે. એને માટે પરોપકાર કરી છૂટે એવા તો પાકે ત્યારે પાકે, પણ આપ મુઆ વિના સ્વર્ગે નથીજ જવાતું એ એણે પોતે જ જાણવું જોઇશે.

કોટણા (તા. પાદરા) મોતીભાઇ કુબેરભાઇ પટેલ

---

## 'મુંબઇ પાટીદારસમાજ'

**અહીં** હમણાં 'મુંબઇ પાટીદારસમાજ'નો રિપોર્ટ બહાર પડ્યો છે. મુંબઇમાં આવી સંસ્થાની અસ્તિથી દરેક પાટીદારને ગર્વ ધારણ કરવા જેવું છે. દરેક કોમ મુંબઇમાં આવાં મંડળો સ્થાપી પોતાની કોમને આગળ ધપાવવા પ્રયત્નો આદરે છે.

આવું દરેક મંડળ પોતપોતાની રીતથી પોતાની કોમના હિતાર્થે અનેક કાર્યો અવિરત શ્રમથી કર્યે જાય છે. કેટલાંક પોતાના ગરીબ બંધુઓને મદદ કરવા સસ્તાં ભાડાંની યોજના ઘડી મકાનો બંધાવે છે. કેટલાંક ગરીબ વિદ્યાર્થીઓને તેમના અભ્યાસને આગળ ધપાવવામાં નડતી મુશ્કેલીઓ દૂર કરવાની યોજનાઓ ઘડી કાઢે છે. એમ અનેક ઉપાયો યોજી આવાં મંડળો પોતાની કોમને ઉન્નત કરવા પ્રયત્ન કરે છે, તેમ આપણું મંડળ પણ તેવા પ્રયત્નો કરે એવી આશા રાખવી તે સ્વાભાવિક છે.

હવે આ મંડળોને એક મુખ્ય ધ્યેય તેમના કાર્યોને આગળ ધપાવવામાં એ હોય છે કે અનેક નવા માર્ગો યોજી પૈસા એકત્ર કરવા. આ રીતોમાં

કેટલાંક મંડળો પોતાના તરફથી સ્ટોર્સ કે અનાજની દુકાનો ખોલી સારો નફો પેદા કરી તે પૈસાનો સદુપયોગ કરે છે. અને એ રીતે તે તે કોમના ગરીબ ભાઇઓ પોતાનાં મંડળોને એક મહાન આશ્રયદાતાની નજરે જુએ છે.

આપણો 'મુંબઇ પાટીદારસમાજ' સ્થપાયાને આજકાલ આઠ આઠ વર્ષનાં વહાણાં વાયાં, પણ જો તેની કાર્યદિશા તરફ નજર માંડીએ તો આપણે તેમાં સર્વ શૂન્યજ ભાળીએ છીએ.

આપણો એ પાટીદારસમાજ કદાચ એક ઑફિસની છટાથી કામ કરતો હશે, કારણ કે તેની ઑફિસ મુંબઇની અગ્રગણ્ય પેઢીઓની ઑફિસોની વચ્ચે આવેલી છે. પરંતુ એ અગ્રગણ્ય ઑફીસોની વચ્ચે રહી આપણી ઑફિસ મુંબઇમાં વસતા પાટીદારોની સ્થિતિ નિહાળવા સમર્થ છે કે કેમ, તે એક પ્રશ્ન છે. એ ઑફિસ ક્યાં છે અને કયા મંડળની છે તે પારકી કોમને તો શું, પણ ખુદ પાટીદાર કોમના ઘણાનેય ખબર નથી. એક ખૂણામાં બેસી અમુક વ્યક્તિઓ ભેગી મળી કાયદાઓ ઘડે અને રદ કરે, તેથી કોમનું કયું શ્રેય સધાયું?

એ સમાજ જો જરા બહાર આવી નજર કરે તો મુંબઇમાં એવા ઘણા પાટીદારો છે, જેમને પૂરું ખાવાનું પણ નથી મળતું; કેટલાય એવા બેકાર છે, જેમને મંડળ ધારે તો ઘણી સરળતાથી ઠેકાણે પાડી શકે; કેટલાય ગરીબ વિદ્યાર્થીઓ છે, જેમની કફોડી સ્થિતિને કારણે અભ્યાસવેલડીઓ કરમાઇ રહી છે. ઑફિસમાં બેસી એવા તે કયા કૂટ પ્રશ્નો ચર્ચવામાં આપણી કોમના આ શ્રેયસ્સાધકો મશગુલ થઇ ગયા છે કે હજી વીસમી સદીના આ જીવંત પ્રશ્નો તેઓ ચર્ચી શકયા નથી?

કદાચ તેઓ એમ કહેશે કે "અમે પાટીદારોને એકબીજાના સંસર્ગમાં લાવવા માટે અને એક બીજાનાં સુખદુઃખની આપલે કરવામાં સહાયભૂત થઇ પડે તેટલા માટે મુંબઇનાં જોવાલાયક સ્થળોની ટ્રીપો ગોઠવીએ છીએ. શું અમારું આ પગલું ચાલુ જમાના કરતાં પણ આગળ વધી જાય તેવું નથી?"

એકબીજાના સંસર્ગમાં આવવા માટે આવા મેળાવડાની જરૂર હોઇ શકે, પરંતુ તેમાં કંઇક સદ્બોધ ગ્રહણ કરવા જેવું હોય તો ઠીક. વજ્રેશ્વરીની સહેલગાહમાં કયા એવા હેતુને સમર્થન મળે છે, તે સમજાતું નથી. આમાં તો મંડળે મેળવેલા પૈસાનો કોઇ પણ રીતે ઉપયોગ કરી મોજમજાહ કરવાનોજ ઉદ્દેશ આગળ તરી આવે છે!

આ ઉપરથી આપણા સમાજને, તેના કહેવાતા પ્રમુખને અને તેના સભ્યોને

એક વિનંતી છે કે તેઓ જરા ઑફીસની ચાર દીવાલોમાંથી નીકળી બહાર આવે અને સળગતા સમાજના નરી આંખે દેખાતા સડાઓ દૂર કરવામાં તત્પરતા દાખવે. પોતે શ્રીમંત હશે, પણ તેથી સારી કોમ કંઇ શ્રીમંત નથી થઇ ગઇ, એમ સમજી પોતાની જવાબદારી સંપૂર્ણ રીતે સમજી આપણી કોમ એ સમાજ પાસેથી જે સારી આશા રાખી રહી છે તેને બનતી ત્વરાએ સફળ બનાવવા બનતું કરે.

સમાજ તરફ આપણી કોમનું ધ્યાન દોરાયું નથી, તેમાં કોમ પણ થોડે ઘણે અંશે જવાબદાર છે. એટલે દરેક પાટીદાર ભાઇ પણ પોતાની બનતી સેવા સમાજને ચરણે અર્પી તેને ઉચ્ચ કક્ષાએ પહોંચાડવામાં સહાયભૂત થાય એમ ઇચ્છી વિરમું છું.

મુંબઇ ચિમનભાઇ સી. પટેલ

---

## 'પાટીદાર' માસિક

**'પાટીદાર'** માસિક પત્ર સોળ સોળ વર્ષથી પાટીદાર સમાજની અનેરી સેવા બજાવી રહ્યું છે એ વાતની સૌ કોઇને ખાત્રી છે. આ માસિક માટે કેટલાક ભાઇઓને અસંતોષ હશે, અને તેવા મોટા માણસોમાંના એક ભાઇએ તે બાબતો માટે લેખ મોકલી ઊહાપોહ કરવાનો પ્રયત્ન પણ કરેલો. પરંતુ જ્યાં સત્ય અને નીતિ છે ત્યાં ખરી વસ્તુ તુરત તરી આવે છે, અને તે બાબતો દાખલાદલીલ સાથે પ્રામાણિકપણે ભાઇ ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલે 'પાટીદાર'ના વાંચકો સમક્ષ મૂકેલી અને તેની સાબિતી એ છે કે તે સમજાવટમાં કોઇને ટીકા કારણુજ નહોતું મળ્યું.

આ માસિકના પ્રચારથી કેટલીયે બેનોના હૃદયમાં શાન્તિ થઇ હશે, કેટલીયે બેનો આપઘાત કરતી બચી હશે, કેટલીયે બેનો પોતાના પતિને ખરી વસ્તુ સમજાવવામાં હિંમત કેળવી શકી હશે, તેને સાસુ સસરાનો ત્રાસ થોડો હળવો થયો હશે, પતિ તરફથી આશ્વાસન મળ્યું હશે, કેટલાય યુવકો પોતાની સ્ત્રી પ્રત્યે શી ફરજ છે તે શીખ્યા હશે, અને કેટલાંય માબાપ વડીલોની જૂની કહેવત 'દીકરી જન્મ્યે પત્થર જન્મ્યો,' તે ભૂલી જઇ પુત્ર અને પુત્રીમાં સમદષ્ટિ રાખતાં શીખ્યાં હશે.

બારમાંના દુષ્ટ રિવાજ ઉપર કાપ મુકાતો થયો હોય, લગ્ન પાછળ થતા મોટા ખર્ચ ઉપર મર્યાદા આવતી જતી હોય, તેમ ઓછા ખર્ચને પહોંચી વળાશે

તેવા આશયથી પુત્રીને દૂધપીતી કરવાનો રિવાજ ઓછો થયો હોય તો તે આ માસિકને પણ આભારી છે.

લગ્ન પાછળ થતાં મોટાં ખર્ચ, બારમાં, વરવિક્રય, કન્યાવિક્રય, બાળલગ્ન, વગેરે ઉપર અંકુશ, સ્ત્રીઓ પ્રત્યે સમભાવના, આ ગુણોમાં આપણો પાટીદાર સમાજ કંઇક પ્રમાણમાં આગળ વધતો જાય છે. આ બાબતમાં તેને સ્વાર્થ છે, એટલે તેમાંનું તે થોડે થોડે શીખતો જાય છે. પરંતુ વિધવા બેનો પ્રત્યે તો તે નિષ્ઠુર જ રહ્યો છે. કોણ જાણે વિધવા બેનોએ તેનું શું બગાડયું છે? બે ચાર ઘેર એકાદ વિધવા બેન આખો જન્મારો આંસુ સારતી હશે, તેની કોઇનેય પડી નથી. કારણ કે તેમાં કોઇને સ્વાર્થ નથી અને તેથી આ વિધવા બેનો દુઃખના સાગરમાં ડૂબ્યા કરે છે. આ દુઃખસાગરમાંથી આ બેનોને પારાવાર પ્રયત્ન કરીને બચાવવામાં નહિ આવે તો જરૂર આપણી પડતી છે. વિધવા બેનોના દુઃખના લેખ આપણા આ માસિકમાં ઘણી વખત આવે છે. પરંતુ અમુક વિધવા બેન સાથે અમુક યુવકે લગ્ન કર્યાં, તેવા દાખલા વાંચવાને આપણે બહુ ભાગ્યશાળી થતા નથી. એ જ આપણી વિધવા બેનો પ્રત્યેની બેદરકારી બતાવે છે. દરેક યુવક અને યુવતી પોતાના હૃદયથી ઇચ્છે, તો જરૂર આ બાબતમાં કંઇક પ્રગતિ કરી શકે. અને આમ કરી હજારો વિધવા બેનોના આશીર્વાદ મેળવી શકે.

'પાટીદાર' માસિક વાંચવાનો લાભ દરેકને મળતો નથી. આવું માસિક ઘેર ઘેર વાંચવા દરેકને મળે, તેવો પ્રચાર કરવાની ખાસ જરૂર છે. અફસોસની વાત છે, કે આપણે પાટીદાર જ્ઞાતિના હોવા છતાં 'પાટીદાર' માસિક શું છે તે વાંચ્યા પછી દરેક યુવક અને યુવતી પોતે કેવી સ્થિતિમાં મૂકાય, તે સંબંધમાં પુરેપુરો વિચાર કરતા નથી. મંદિરોમાંથી બાવાઓ આવી ગામડામાંથી અને શહેરોમાંથી ઉઘરાણું કરી યજ્ઞો કરી હજારોનું પાણી કરાવી જાય છે, ત્યારે તેનો માયકાંગલી રીતે બચાવ કરવો, તેના કરતાં ફરજ સમજી તેવાં નાણાં આપણા ગરીબ ભાઇઓના લાભ માટે ખર્ચવાં, તે વાસ્તવિક છે. આવી સીધી અને સાદી રીત સમજવા છતાં આપણી જ્ઞાતિના યુવકો ચા પીવામાં, પાનના ડૂચા ચાવવામાં અને સિગારેટના ગોટા કાઢવામાં પૈસા ઉડાવે છે. પરંતુ તેઓ વર્ષે બે રૂપીઆ જેવી નજીવી રકમ ખર્ચવામાં પાછા પડે છે તે અફસોસની વાત છે.

આપણું આ માસિક ઘેર ઘેર વંચાતું થાય, એમ સૌ ભાઇબેન સમજતાં થાય, તો જરૂર આપણી જ્ઞાતિમાંનાં ઘણાંયે જીવન સુખી નીવડે.

બેંગલોર સીટી — છોટાભાઇ શંકરભાઇ પટેલ

---x---

## સ્વ. મોતીભાઈ ન. અમીન સ્મારક ફંડ

**સૂચના:** જેમની રકમો સમિતિના કાર્યાલય—ચ. એ. સોસાયટીમાં આવી ગઈ છે તેમના નામ આગળ * ફુદડી મૂકવામાં આવી છે. બાકીની રકમો સમિતિના કાર્યાલયમાં આવવી બાકી છે.

૨૨૧૬૧–૧૫–૦ ગયા અંકમાં પ્રકટ કરેલા

| | | |
|---|---|---|
| *૧૦૧–૦–૦ | શ્રી. હીરાભાઇ શામળભાઇ અમીન, | તારાપુર |
| ૧૦૧–૦–૦ | ,, જીવાભાઇ રેવાભાઈ પટેલ (કરમસદ), | અમદાવાદ |
| *૨૫–૦–૦ | ,, જેઠાભાઇ દલાભાઇ પટેલ, | પીઝ |
| ૨૫–૦–૦ | ,, ચુનીભાઇ કકુભાઇ પટેલ, | અમદાવાદ |
| ૨૫–૦–૦ | ,, મણિભાઇ વાઘજીભાઇ પટેલ (કરમસદ), | ,, |
| ૨૫–૦–૦ | ,, છોટાભાઇ જેઠાભાઇ દેસાઇ, | નડિયાદ |
| *૨૧–૦–૦ | મેસર્સ કુલાભાઇ એન્ડ કંપની (ઉનરસંડાવાળા), | મુંબઇ |
| *૧૧–૦–૦ | શ્રી. રાવજીભાઇ નાથાભાઇ અમીન (વીરસદ), | ,, |
| ૧૧–૦–૦ | ,, નરસિંહભાઇ મથુરભાઇ પટેલ (અડાસ), | વડોદરા |
| *૭–૦–૦ | ગામ ડેસર (તા. સાવલી) તરફથી | |
| *૫–૦–૦ | ધુંટેલી સાર્વજનિક પુસ્તકાલય, તા. પેટલાદ | |

**કુલ રૂ. ૨૨૫૧૮–૧૫—૦    રોકડ આવેલી રકમ ૧૧૬૫૧–૧૫–૦**

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, તા. ૧૦:૯:'૩૯

આશાભાઇ નરસિંહભાઈ પટેલ, મંત્રી, સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડ

---

## ચર્ચાપત્ર

**૮. ગુજરાતી શાળાના શિક્ષકોને રૂા. ૧–૮–૦માં 'પાટીદાર.'**

સમાજમાં ઘણા કહે છે કે 'સ્ત્રી અને શિક્ષક એ દયાને પાત્ર છે,' 'સ્ત્રી અને શિક્ષક બે સમાજની ગરીબમાં ગરીબ વ્યક્તિઓ છે.'

શિક્ષકોને રૂા. ૧।ામાં 'પાટીદાર' આપવા સંબંધે 'પાટીદાર' માસિકના મુખપૃષ્ઠની પછવાડે જાહેરાત જેવું હોય છે. શિક્ષકો તરફ આઠ આનાની દયા બતાવવામાં આવે કે ગરિબાઇથી આઠ આના ઓછા લેવામાં આવે છે તે સમજાતું નથી. આઠ આના જેવી નાની રકમ માટે દયા સ્વીકારવી એ શિક્ષકો માટે શરમભરેલું છે. શિક્ષકો દોઢ રૂપીઆમાં 'પાટીદાર' ન ખરીદતા હોય તો

આવી જાહેરાત આવે પણ નહિ, એટલે દયાભાવ સ્વીકારીને[1] દોઢ રૂપીઆમાં 'પાટીદાર' સ્વીકારનારા શિક્ષકો છે તો ખરા જ!

બેનોને ઓછે લવાજમે બલ્કે વિનાલવાજમે 'પાટીદાર' માસિક આપવામાં આવે તે યોગ્ય છે, બલ્કે ઉત્તેજનાર્થે ઘણું જ ઉત્તમ છે. પણ શિક્ષક, જે પોતાનો ને પોતાના કુટુમ્બનો નિર્વાહ ચલાવવા તૈયાર છે, તેની પાસે ૦–૮–૦ શાથી ઓછા લેવા? અને જ્યારે દોઢ રૂપીઓ ખર્ચવા તૈયાર છે, ત્યારે આઠ આના વધારે ખર્ચવા તૈયાર નથી એવું કોણે કહ્યું? માટે આ પ્રથા બંધ થવી જોઇએ. આવા શિક્ષકો સારીયે શિક્ષક આલમનું અપમાન કરી રહ્યા છે. માટે આવાં આઠ આનાનાં દાન સ્વીકારવા કરતાં આઠ આનાનાં દાન દેતાં શીખી બેનોને વધારે પ્રમાણમાં 'પાટીદાર' વાંચતી કરવી એમાં જ શિક્ષકોની શોભા છે. શિક્ષકો ધારે તો પુસ્તકાલયોમાંથી 'પાટીદાર' વાંચવા મેળવી શકે તેમ હોય છે, માટે દોઢ રૂપીઆમાં 'પાટીદાર' લેવા કરતાં પુસ્તકાલયોમાંથી પોતે વાંચી લે ને તેથી જે રૂપીઆ દોઢની બચત થાય ને બેનોને 'વિનાલવાજમ પાટીદાર' આપવાના ભંડોળમાં ઉમેરો કરતાં શીખે એમાં જ શિક્ષકોની શોભા છે, અને તેઓ તેને અપનાવી લે.

બેનોને મફત 'પાટીદાર' આપવામાં આવે છે, તેમાંયે લુચ્ચાઇ થાય છે.[2] કોઇ કોઇ ઠેકાણે બેનો 'પાટીદાર' માસિક વાંચી શકે તેટલી કેળવણી પામેલી નહિ હોવા છતાં બેનના વડીલો બેનને નામે પોતેજ બેન બની તેનો લાભ લે છે. આ પણ શરમની વાત છે. એટલે જે બેનોને 'પાટીદાર' મફત આપવામાં આવે તેમના અભ્યાસની લાયકાત માટે તપાસની આંટ રાખવી જોઇએ, જેથી છેતરાવાનો પ્રસંગ આવે નહિ અને કોઇને લુચ્ચાઇ કરવાનો અવકાશ રહે પણ નહિ.

કોટણા મોતીભાઇ કુબેરભાઇ પટેલ

---

૧. ખાસ કરીને ગુજરાતી શાળાના શિક્ષકો ગામલોકના સંબંધમાં આવે છે, અને 'પાટીદાર'માંના વિચારોનો પ્રચાર કરી શકે એમ છે, તેથી જ અને નહિ કે તેમની તરફ દયા દાખવીને તેમને રૂ. ૧ાામાં 'પાટીદાર' આપવામાં આવે છે. છતાં જો કોઇ શિક્ષકને પૂરે લવાજમે 'પાટીદાર' મંગાવવું હોય તો તેમને તેમ કરવાની પણ છૂટ રાખી છે. અને કહેવું જોઇએ કે ચારપાંચ શિક્ષકો અને વીશેક બેનો રૂ. ૨ને પૂરે લવાજમે પણ 'પાટીદાર' મંગાવે છે. —તંત્રી

૨. અને દુઃખ સાથે કહેવું પડે છે કે કેટલાક ભાઇઓ પણ શિક્ષકો ન રહ્યા છતાં રૂ. ૧ાામાં 'પાટીદાર' મંગાવ્યે જાય છે, એમ પણ જાણવામાં આવ્યું છે.

—તંત્રી

**૬૧. ગામડાંની વહારે:** લેખક–ગાંધીજી; પૃષ્ઠ ૬૮, કિંમત એક આનો. આજે આપણાં ગામડાં એવી પતિત દશામાં આવી પડયાં છે કે સહાનુભૂતિથી તેનું અવલોકન કરનાર ગમે તેને તેમની દયા આવ્યા વિના ના રહે. હરિજનોને આપણે અસ્પૃશ્ય માન્યા છે, ત્યારે શહેરોએ ગામડાંને અસ્પૃશ્ય માન્યાં છે. અને શહેરી કેળવણી લીધેલા જુવાનિયા ગામડાં છોડી શહેરમાં ચાલ્યા જાય છે, એટલે એ ગામડાંની સેવા કરનાર કોઇ ત્યાં રહેતું નથી. અંગ્રેજ સરકારની રાજ્યનીતિને પરિણામે ગામડાંના ઉદ્યોગ તૂટયા એટલે ત્યાંના કારીગરો ને મજૂરો પેટ ભરવા શહેરોમાં જાય છે. આમ ગામડાં દિનપ્રતિદિન નાશ પામતાં જાય છે. આ સ્થિતિમાં ત્યાં રહ્યાસહ્યા લોક પણ પોતાનો ઉદ્ધાર કેવી રીતે સાધી શકે એ વાતો ગાંધીજીએ આ પુસ્તકમાં બતાવી છે. અને ગાંધીજીની આર્ષ દૃષ્ટિએ બાકી તો હોય જ શું! આ પુસ્તકનો ગ્રામ-વાસીઓમાં અને સેવકોમાં ખૂબ પ્રચાર કરવો ઘટે. ધનવાનોએ આ પુસ્તકની લાખો નકલો ખરીદી ભણેલા ગ્રામવાસીઓમાં મફત વહેંચવી ઘટે. પુસ્તકની આ બીજી જ આવૃત્તિ છે, પણ એની સેંકડો આવૃત્તિ નીકળવી ઘટે.

**૬૨. સીતાહરણ:** લેખક–ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ; પૃષ્ઠ ૧૨ + ૧૯૨, કિંમત બાર આના. આ પુસ્તકમાં રામાયણનો સાર આપવામાં આવ્યો છે અને તેમાં બાલકાણ્ડ, અયોધ્યાકાણ્ડ ને અરણ્યકાણ્ડનો સમાવેશ છે; અરણ્ય-કાણ્ડ પણ અધૂરો રહ્યો છે. આથી હજી અર્ધ ઉપરાંત રામાયણનો સાર બાકી રહે છે, એટલે રામાયણ પૂરું કરવાને હજી કમમાં કમ આવડું બીજું પુસ્તક પ્રકટ કરવું જોઇશે. અને છતાંયે પુસ્તકની પ્રસ્તાવનામાં શ્રી. મહાદેવ-ભાઇ દેસાઇ આ પુસ્તકને 'ગુજરાતની બાળપ્રજાના હાથમાં' મૂકવા જેવું માને છે! તેના કદ ઉપરાંત તેની ભાષા વગેરે સામગ્રી પણ સ્પષ્ટ કહે છે કે પુસ્તક બાળયોગ્ય તો નથી જ. બેશક મોટાંઓ આનો લાભ સારી રીતે ઉઠાવી શકે એમ છે અને તેથી જ તેની આ પાંચમી આવૃત્તિ પ્રકટ થઇ શકી છે. મૂળ રામાયણમાં છે તેવી પરીકથાઓ જેવી જ અલૌકિક કથાઓને ફેરવી લૌકિક–આજનો જુગ માની શકે તેવી–કથાઓ ઘટાવી હોત તો પ્રાચીન આર્ય સંસ્કૃતિ વધારે દીપી નીકળત. રાક્ષસોને જાતે મારી નાખવામાં ઋષિ-ઓને પોતાનું તપ બળી જતું લાગતું હતું, પણ બીજા મારી નાખે ત્યારે તેમનાં મન પ્રફુલ્લ થતાં હતાં (પૃ. ૧૪૦). અને છતાં એ રાક્ષસને મારી મહર્ષિ અગસ્ત્યને પોતાનું તપ બળી જવાનો ભય નહોતો લાગ્યો (પૃ. ૧૪૩)! "એ

પિતાનો વધ કર્નાર કાર્તવીર્ય સહસ્રાર્જુનના સહસ્ર બાહુ **આ પરશુરામે** છેદી નાંખ્યા છે" (પૃ. ૬૪). આ વાક્યમાં મેં અથવા **આ પરશુરામે** એ બેમાંથી એક નિરર્થક છે. એકંદરે પુસ્તક સુવાચ્ય છે.

૬૩. **ગાંધીજી**: પૃષ્ઠ ૮+૧૬૬, બે છબિ, કિંમત ચાર આના. બાળકોને માટે ગાંધીજીના જીવનની આછી રૂપરેખા આમાં આપી છે. બાળસહજ ભાષામાં તે લખાઇ છે, પણ એવી ભાષામાં લખવાનો પ્રયત્ન એટલો બધો પરાણે થએલો દેખાય છે કે તે આડંબરનું સ્વરૂપ ધારણ કરી દે છે. આપણા દેશના 'મજૂરોને પહેરવાનાં ચીંથરાંના સાંસા' (પૃષ્ઠ ૫૦) છે, તેથી ગાંધીજીએ એમણે વધારેનાં કપડાં ઉતારીને આછાં પહેરવા માંડયાં, કે પછી 'આપણા ગરમ દેશમાં એટલાં બધાં લૂગડાં લાદવાં એ જંગલીપણું છે' (પૃષ્ઠ ૬૧), એમ માનીને? આ બેમાંથી સાચી રીતે કયે કારણે? મોટે અક્ષરે છાપેલું આ નાનકડું પુસ્તક બાળભોગ્ય તો છેજ. એની આ પાંચમી આવૃત્તિ છે એજ એની લોકપ્રિયતા સિદ્ધ કરે છે. વાંચતાં આવડયું હોય એવે દરેકે દરેક બાળકે આ પુસ્તક વાંચવું ઘટે. પ્રૌઢશિક્ષણ પામતા પ્રૌઢો પણ જરૂર વાંચે.

૬૪. **આંધળાનું ગાડું (નાનકડું નાટક)**: પૃષ્ઠ ૪૦, કિંમત એક આનો. સમાજમાં અજ્ઞાન લોકને સ્વાર્થીઓ કેમ અવળે ચીલે ચઢાવે છે તે દેખાડતું આ નાનકડું નાટક બાળકો ભજવી શકે એવી યોજનાએ લખ્યું છે. એક આંધળો ગાડું જોડીને પરગામ જવા નીકળે છે તેને ચીલે પાડવાની ગુરુશિષ્યોને દયા આવે છે, પણ તેઓ તેને મુકામે પહોંચાડવાને બદલે રસ્તે ચઢાવી ચાલતા થાય છે. પછી છોકરાં તેને પજવે છે. પછી ભૂવો, વાણિયો, જમાદાર, દારૂવાળો, વગેરે સ્વાર્થીઓ આવી તેનું ગાડું પણ લૂંટી લેવાની યુક્તિઓ રચે છે. પણ ત્યાંજ સૂત્રધાર આવીને, બાકીનું નાટક ભજવવાનું કામ નટવર ભગવાનને સોંપી, પોતાના બાળનટોને બોલાવી લે છે. નાટક બહુ વ્યાવહારિક દેખાતું નથી. પ્રથમ તો આંધળો ગાડું જોડીને એકલો અજાણ્યે રસ્તે પરગામ જવા નીકળે એજ વ્યવહારમાં બનવાજોગ લાગતું નથી. ભૂવાને નાટકમાં આણી મૂઠ મારવી, શિકોતરોને શીશામાં ઉતારવી ને મંતરવી, વગેરે વહેમી પ્રયોગો તેની પાસે કરાવી બાળકો ઉપર કેવી છાપ પાડવા લેખક ઇચ્છે છે? પુસ્તકની આ ત્રીજી આવૃત્તિ છે એટલે બાળકોને એ ગમી તો ગયુંજ હશે.

ઉપરનાં બે પુસ્તકોના લેખક—જુગતરામ દવે.

*ઉપરનાં ચાર પુસ્તકોના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

૬૫. **સહચરીની શોધમાં**—જ્ઞાનવર્ધક પુસ્તકમાળા ૯૨: સંપાદક—

મામાસાહેબ મુરલીધર; પ્રકાશક જીવનલાલ ગોપાલ સન્સ, અમદાવાદ અને મુંબઇ ૨; પૃષ્ઠ ૨૨+૨૫૦, કિંમત દોઢ રૂપિયો. હિંદુ સમાજની લગ્નસંસ્થાની દુરવસ્થાને પરિણામે ધનવાનો ને કુળવાનો અનેક સ્ત્રીઓ કરી શકે છે, ત્યારે અનેક બિચારાને બિલકુલ સ્ત્રી મળી શકતી નથી અને તેમને આખું જીવન વાંઢા રહીને ગાળવું પડે છે. એ લોક સ્ત્રી વિના ઝૂરી ઝૂરીને મરે છે અને સમાજમાં દુરાચાર પણ પ્રવર્તાવે છે. વાંઢાવિલાપનું સાહિત્ય ગુજરાતી ભાષામાં પણ બહુ કાળથી લખાતું આવ્યું છે. તેઓ લગ્નને માટે અનેક ફાંફાં મારે છે અને તેમાંનાં ઘણી વાર હાસ્યાસ્પદ અને ઘણી વાર ઘૃણાસ્પદ પણ હોય છે. આ પુસ્તકમાં એવા એક અમથાલાલ નામના વાંઢાને લગ્ન માટે ફાંફાં મારતો ચીતરવા પ્રયત્ન કર્યો છે. મુરલીધર નામ ધારણ કરનાર કોઇ અજ્ઞાત લેખકે શ્રી. રમણભાઇના 'ભદ્રંભદ્ર'નું આ પુસ્તકમાં અનુકરણ કરવાનો પ્રયત્ન કર્યો છે; પણ નિષ્ફળ, કારણકે 'ભદ્રંભદ્ર'માંનું હાસ્ય આ પુસ્તકમાં ભાગ્યેજ પ્રકટ થાય છે. આમાં તો અમથાલાલ બિચારો વારંવાર ઘૃણાપાત્ર અને દયાપાત્ર બની જાય છે, પોતે-પોતાની મુર્ખાઇ વારંવાર પ્રકટ કરી દે છે. આવો મૂર્ખ માણસ વેપારી પેઢીમાં ગુમાસ્તા તરીકે એક પણ દિવસ કેમ ટકી શકે એજ પ્રશ્ન છે. વાર્તાની યોજનાનું સૂત્ર પણ સરળ નથી. પતિ પસંદ કરવા માટે કન્યા 'સ્વયંવર' રચે, ત્યારે અમથાલાલને માટે વધૂ પસંદ કરવા માટેની એવીજ યોજના માટે 'સ્વયંવધૂ' શબ્દ યોજીને લેખક પોતેજ હાસ્યાસ્પદ બન્યા છે! 'સ્વયંવર' એ સંસ્કૃત શબ્દનો અર્થ જાતે પસંદ કરવું એવો છે. અને એ શબ્દમાં 'વર'નો અર્થ પતિ છેજ નહિ, એનો અર્થ તો 'પસંદ કરવું તે' છે. પ્રાચીન કાળે પણ પોતાની કન્યાને માટે માબાપ પતિ પસંદ કરતાં, અને તેથી તો 'વર' શબ્દનો એક અર્થ સંસ્કૃતમાં 'જમાઇ' પણ થાય છે. માટે અમથાલાલે વધૂ પસંદ કરવાની યોજનાને 'સ્વયંવધૂ' નહિ, પણ 'સ્વયંવર'જ કહી શકાય.

૬૬. **મંદાગ્નિ:** પૃષ્ઠ ૩૨, કિંમત બે આના, (૬૭) **બ્રહ્મચર્ય:** પૃષ્ઠ ૪૦, કિંમત બે આના. (૬૮) **માણસ કેમ માંદો પડે છે?** પૃષ્ઠ ૧૫; કિંમત એક આનો. (૬૯) **મંદવાડ કેમ મટાડવો?** પૃષ્ઠ ૩૨, કિંમત બે આના. 'જીવન-પ્રકાશ ગ્રંથમાળા'નાં આ પહેલાં ૪ પુષ્પના લેખક—ડૉ. જટાશંકર નાન્દી; પ્રકાશક—આરોગ્યરક્ષક જ્ઞાનપ્રચારક સેવાસમાજ, ક્ષુધાભાઇનો બંગલા, હરિજન આશ્રમ પાસે, સાબરમતી, અમદાવાદ. (૭૦) **જીવનનું ઝેર અને તમાકુ ત્યાગની તદબીરો:** 'આરોગ્યરક્ષક જ્ઞાન ગ્રંથમાળા' અંક ૫: લેખક અને પ્રકાશક—ડૉ. જટાશંકર નાન્દી, નવયુગ આરોગ્ય મંદિર, બેચરદાસ લશ્કરીનો બંગલો, વાડજ પાસે, સાબરમતી, અમદાવાદ; પૃષ્ઠ ૧૬૨, કિંમત ૦-૮-૦.

આપણે અહીં આરોગ્ય ઉપરનું સાહિત્ય અત્યલ્પ છે—નહિ જેવું છે. આપણા ચિકિત્સકોએ પોતાના જ્ઞાનનો લાભ સમાજને નહિ જેવો જ આપ્યો છે. આ સ્થિતિ જ્યાં પ્રવર્તતી હોય ત્યાં ડૉ. નાન્દીની 'જીવન-પ્રકાશ ગ્રંથમાલા'નાં ૪ પુષ્પો અને 'આરોગ્યરક્ષક જ્ઞાન ગ્રંથમાળા' અંક ૫ જોઇને સહેજે આનંદ થાય છે.

લેખક નેચરોપેથ—નિસર્ગવાદી—છે. અન્ય નેચરોપેથ માફક એમનામાં પણ સ્વમતપ્રચારનું સારું જોશ છે. 'જનસમાજમાં આરોગ્યવિષયક જ્ઞાનવૃદ્ધિ કરવાના હેતુથી, સામાન્ય માણસ પણ ખરીદી શકે એવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનો નિર્ણય' લેખકનો સ્તુત્ય છે.

લેખક 'મંદાગ્નિ' ચર્વણક્રિયા અને એ ક્રિયાના પ્રચારક પ્રો. ફ્લેચરના (જેનો વાદ ફ્લેચરીઝમ તરીકે ઓળખાય છે.) સિદ્ધાન્તોને વધુ પડતું મહત્ત્વ આપે છે. ફ્લેચરના સિદ્ધાન્તોની ગુણગાથામાં લેખકે રશિયન ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રી પાવલોવના મતનો થોડો સરખો પણ ઉલ્લેખ કર્યો હોત તો યોગ્ય ગણાત. ફ્લેચરના સિદ્ધાન્તો હાસ્યાસ્પદ મનાયા છે. કોઇ પણ વાદનો અતિરેક વાદને કે સિદ્ધાન્તને હાસ્યાસ્પદ બનાવી મૂકે છે, અને અતિચર્વણવાદ પણ ઉપહાસપાત્ર બન્યો છે. અચર્વણક્રિયાને જ મંદાગ્નિનો જનક બનાવવો એ યોગ્ય નથી. અલબત, ચર્વણક્રિયા મહત્ત્વનો ભાગ ભજવે છે એ વાત ઉપર ભાર મૂકવાની તો જરૂર છેજ, પરંતુ 'મનુષ્ય જ્યારે ચર્વણક્રિયા યથાર્થ કરતો નથી ત્યારેજ તેનું લોહી અશુદ્ધ થાય છે અને ત્યારેજ તેને અનીતિમાન થવાનો સંભવ આવે છે' (પૃષ્ઠ ૧૪), એવાં વિધાનો શાસ્ત્રીય નથી. ઘણા વિદ્વાનો જે અતિમાનસિક કાર્ય કરે છે, એમને પણ મંદાગ્નિ હોય છે, તેથીજ તે બધા ય અનીતિમાન છે એમ કહેવાની તો લેખક પોતે પણ ધૃષ્ટતા નહિજ કરે.

'પ્રત્યેક આસને ૭૦ કે ૮૦ વાર ચાવવાની' (પૃ. ૧૭) જરૂર મને તો લાગતી નથી. બહુ જલદીથી નહિ તેમ બહુ વિલંબથી નહિ એવી રીતે ભોજન લેવું સ્વાસ્થ્યપદ છે. અતિ ચાવવાથી અને તે પણ ૭૦ કે ૮૦ વાર ગણીને ખાવાની વાત નથી શાસ્ત્રસંમત કે નથી રુચિપ્રદ. જ્યાં સુધી અન્ન સારી રીતે ચવાઇ જાય અને અન્નનો સ્વાદ ખૂબ સારો લાગે ત્યાં સુધીજ ચાવવાની ભલામણ કરી શકાય. અતિવિલંબ ભોજનના સ્વાદને બગાડે છે, જુગુપ્સાજનક બનાવે છે.

'ખાતી વખતે પાણી પીશો નહિ' (પૃ. ૨૬), એ સૂચના બીનજરૂરી છે. ખાતી વખતે વચમાં પાણી પીવાથી કોઇ પણ જાતનું નુકસાન થતું નથી. હા, અતિઠંડુ (બરફ નાખેલું) પાણી વધારે ન પીવું જોઇએ, એ દર્શાવવાની જરૂર હતી.

'મરી, મરચાં, મસાલા, વિગેરે ઉત્તેજક પદાર્થો વાપરવાં નહિ' (પૃ. ૨૯). લેખકના આ મત સાથે ઘણાં મળતા નથી. બહુ મશાલા નુકસાનકારક છે, ઉત્તેજક છે; પરંતુ સાધારણ મશાલો ખોરાકના સ્વાદમાં વૃદ્ધિ કરે છે. લાલાસ્રાવને ઉત્તેજી તેનો પ્રચુરસ્રાવ કરાવે છે. ખોરાકના રૂપમાં અને સ્વાદમાં મસાલા અતિઅગત્યનો ભાગ ભજવે છે, એ હવે સિદ્ધ થઇ ચૂકેલી બીના છે.

'એકી વખતે એક જાતનોજ ખોરાક ખાવો' (પૃ. ૩૦), એ સર્વસમ્મત વિધાન નથી. આવાં વિધાનોને વહેતાં મૂકવામાં ઔચિત્ય નથી સચવાતું એમ મને પોતાને લાગે છે.

માનસિક કારણો, બેઠાડુ સ્વભાવ, વ્યાયામનો અભાવ, ઇત્યાદિ કારણોને લીધે થતી આ જમાનામાં મંદાગ્નિની વ્યાપકતા તરફ લેખકે જરા પણ ભાર મૂક્યો નથી એ નવાઇ જેવું છે.

'કદી પણ બ્રહ્મચર્યનો ભંગ કરવો નહિ' (પૃ. ૩૦). આટલો બધો ભાર મૂકવાથી લેખક જે કહેવા માગે છે તે ઉપર શ્રદ્ધા બેસતી નથી. 'બ્રહ્મચર્ય' વિષે શાસ્ત્રીય દૃષ્ટિ ધ્યાનમાં રાખવા લેખકને મારે વિનંતી કરવી પડે છે. બ્રહ્મચર્ય એટલે મિતપ્રમાણમાં વાસનાઓનો સંતોષ (Moderate gratification of sexual desires). નૈષ્ઠિક બ્રહ્મચર્યના દાખલા લેખકે ટાંકયા છે, પરંતુ નૈષ્ઠિક બ્રહ્મચર્યની હિમાયત આ જમાના માટે કે સત્યયુગના જમાના માટે પણ નથી ઉચિત, નથી શક્ય. ડૉકટરની દૃષ્ટિએ આ આખો વિષય ચર્ચવો જોઇએ. વાસનાઓના ગુલામ નહિ, પરંતુ તેના સ્વામી બનવા, સ્ત્રીપુરુષની વાસનાશુદ્ધિ માટે વિવેકપુરઃસર સંયમ નિતાન્ત આવશ્યક છે એ બતાવવા લેખકે પ્રયત્ન કર્યો હોત તો ઠીક એમ મને લાગે છે.

આટલું પ્રસંગોપાત વિહંગાવલોકન લેખકની શૈલી અને લેખકનો ભાવ દર્શાવવા કરવામાં આવ્યું છે. મારા કહેવાનો ભાવાર્થ એ છે કે દરેક વિષય વિશદ વિચારણાથી ચર્ચાયો હોત તો લેખક જે ઉદ્દેશ માટે આ પરિશ્રમ કરે છે તે ઉદ્દેશ ઠીક બર આવત.

બીજાં પુસ્તકો માટે કહેવા જેવું તો છેજ. 'તમાકુ ત્યાગની તદબીરો' મોટું પુસ્તક છે. તંબાકુમાં રહેલ નીકોટીન હવે તો વિટામિન 'બી'ના વિભાગમાં આવી ગયું છે! લેખક પ્રચારક અને ઉપદેશક થઇ ગયા છે. પોતે ડૉકટર છે, નિસર્ગભક્ત છે. ટૂંકામાં સંગીન વાતો કહેવાથી લોકોમાં તે વધુ વ્યાપક બને છે એમ હું પોતે માનું છું.

લેખકના આ પરિશ્રમ બદલ લેખકને ધન્યવાદ ઘટે છે. આપણા રોગગ્રસ્ત

સમાજને આવા સાહિત્યની ખૂબ જ જરૂર છે. લેખકની અભિલાષા—'દુર્લભ માનવદેહને આ જીવનક્ષેત્ર રૂપી પુણ્યકર્મભૂમિમાં પોતાનું પુણ્યકાર્ય કરવા માટે નિરંતર પાત્ર રહેવા'ની અભિલાષા—સત્વર ફળો. બા. ગ. વૈદ્ય

૭૧. **રસમય કહાણીઓ**—બાલજીવન ક્રમિક વાર્તામાળા પુસ્તક ૩: સંપાદક—રમણલાલ નાનાલાલ શાહ; પ્રકાશક—બાલજીવન કાર્યાલય, બાજવાડો, વડોદરા; પૃષ્ઠ ૮૭, અનેક ચિત્રો, કિંમત ૭ આના. સારા કાગળ ઉપર, મોટે અક્ષરે, સ્વચ્છ રીતે છાપેલી વાર્તાઓનું આ પુસ્તક બાળકોને ખરેજ સારૂં લાગશે. બાળસાહિત્યના ભાઈ રમણલાલ જેવા સિદ્ધહસ્ત લેખકની આ વાર્તાઓ બાળકોને ભાવે એવી જ છે.

૭૨. **દેવલાલી બાલગૃહ** (દેવલાલી કેમ્પ): સંચાલક—જયન્તીલાલ ઓઝા; પરિચયપુસ્તિકા, ૧૯૩૯; પૃષ્ઠ ૧૭. પુસ્તિકા જોતાં દેવલાલી બાલગૃહનું કાર્ય ખરેખર સંગીન ચાલે છે એમ કહી શકાય. બાળકોને આવા શુદ્ધ વાતાવરણમાં રાખવાં ને કેળવવાં એ અતિ આવશ્યક છે, છતાં ખર્ચનો આંકડો જોતાં સૌને એ પોષાય તેમ નથી. એનો લાભ તો ધનવાનોનાં જ બાળકો લેઇ શકે, એટલે ઇચ્છીએ કે આવાં બાલગૃહોને બહોળાં ફંડો મળે ને ઓછે ખર્ચે ઘણાં બાળકોને તેનો લાભ મળે. શિશુસભાના કાયદા વિચારવા જેવા છે. બાકી આ આદર્શ સંસ્થાને તો અભિનંદન જ ઘટે. ઉ. ઠાકર

**અરૂ(?રુ)ણ**: તંત્રી—મનઃસુખરામ વૈજનાથ દવે; પ્રકાશક—ગુજરાતી સાહિત્ય ઉત્તેજક મંડળ, પો. બો. ૩૬૬, નાઇરોબી, કેનિયા; પૃષ્ઠ ૮૫. સ. ૧૯૩૯ના એપ્રિલનો આ બીજો વાર્ષિક અંક છે. સામયિક પત્રોનો પરિચય આ માસિકમાં આવતો નથી, છતાં અપવાદ રૂપે આ વાર્ષિકનો પરિચય આપવાનું ખાસ કારણ એ છે કે પૂર્વ આફ્રિકામાં કમાણીને માટે ગએલા, પણ સાહિત્યરસિક ગુજરાતી યુવકો ત્યાં રહે પણ ગુજરાતની સાહિત્યિક અસ્મિતા સાચવવા કમમાં કમ વર્ષમાં એક વાર પણ આવી પ્રવૃત્તિ કર્યા કરે છે. ત્યાંના આદિવાસીઓની સાથે રહેતાં તેમની પણ સંસ્કૃતિનો અભ્યાસ એમાંના કેટલાક ભાઇઓ કરીને આ વાર્ષિકમાં લેખો લખે છે એ પણ સારૂં છે. એ ભાઇઓ સમજવા લાગ્યા છે કે એ આદિવાસીઓને લૂંટવા આપણે ત્યાં જવાનું નથી, પણ તેમને સમજવા અને તેમને ઉન્નત કરવા એ પણ આપણો ધર્મ છે. વાર્ષિકમાં બીજા પણ સારા લેખ છે. ધીરે ધીરે આ વાર્ષિક પત્ર માસિક થઇ જાય તો ઘણો લાભ થાય. આ પત્રમાં સહકાર આપનાર ત્યાંનાં સૌ પ્રવાસી ભાઇબેનોને ધન્યવાદ ઘટે છે.

**શ્રી ચરોતર ગોસ્વામી યુવક મંડળ, બોરસદ:** તૃતીય અહેવાલ અને હિસાબ, સં. ૧૯૯૦ના જેઠ શુક્લપક્ષ ૧થી સં. ૧૯૯૫ના વૈશાખ વદી ૦) સુધીનો.

**ગંભીરા નૂતન ગ્રામ વિદ્યાલયની** ચોથી પરિચય પત્રિકા, સંવત ૧૯૯૫.

**ગોગ્આસા સમાજ સેવા મંડળ:** અઢારમો વાર્ષિક હેવાલ અને હિસાબ (તા. ૧:૧:'૩૮થી તા. ૩૧:૧૨:'૩૮ સુધી).

**ગુજરાત હરિજન સેવક સંઘ:** અમદાવાદ, ૬ઠ્ઠા વર્ષનો હેવાલ, ૧૯૩૭-૧૯૩૮.

**નડિયાદ હિંદુ અનાથાશ્રમ:** સંવત ૧૯૯૪નો હિસાબ તથા અહેવાલ.

**ધી વડોદરા સહકારી લેન્ડ મોર્ટગેજ બેંક, લીમિટેડનું** સને ૧૯૩૮-૩૯ની સાલનું ૭મું વાર્ષિક નિવેદન.

**છરોલા કપાસ સહકારી મંડળી, લિ.**નો વર્ષ ૩જાનો વાર્ષિક અહેવાલ, સન ૧૯૩૮-'૩૯.

**છરોલા અનિયમિત આંટ વધારનારી સહકારી મંડળીનો** વર્ષ ૨૬માનો વાર્ષિક અહેવાલ, સન ૧૯૩૮-'૩૯.

**અમદાવાદ લિમ્બચિયા વાળંદ જ્ઞાતિ:** બંધારણ અને ધારાધોરણો.

—x—

## પ્રસંગકથા

**દુષ્કાળ ઢીલો પડ્યો**

ગયા અંકની પ્રસંગકથામાં જણાવેલું કે 'શરૂઆતમાં વરસાદ કંઇક ઠીક વરસ્યો ને આશા બંધાઇ કે વરસ કંઇક ઠીક થશે. પણ પછી હાથતાળી આપી મેઘરાજા ચાલતા થઇ ગયા અને ખેડૂતોએ વાવેલાં બીજ ફૂટેલાં, તે પણ સુકાઇ ગયાં.' અને વરસાદ ન જ વરસ્યો હોત તો આપણી કેવી ભયંકર દશા થાત તેની તો કલ્પનાય નથી થતી. પણ સારૂં થયું કે ત્યાર પછી કેટલાક ભાગમાં ઠીકઠીક વરસાદ થયો. પરિણામે બહુ સારો નહિ, તો કંઇક તો પાક થશેજ. ઘાસ પણ થશે ને તળાવોમાં પાણી થવાથી ઢોરનું દુઃખ તો ટળશેજ. આમ હાલ તો દુષ્કાળ ઢીલો પડ્યો દેખાય છે. પછી તો જે થાય તે ખરૂં!

**કારણ?**

કેટલાંક વર્ષોથી આપણા દેશમાં વરસાદ અનિયમિત થઇ ગયો છે, ગુજરાતમાં તો ખાસ ચોમાસાની ઋતુજ જાણે અનિયમિત થઇ ગઇ હોય એમ

દેખાય છે. સિંધુ નદીમાંથી સરકાર કાઢેલી નહેરને—સક્કર બૅરેજને—લીધે વરસાદ અનિયમિત થઇ ગયો છે, એમ કેટલાક કહે છે. કુદરતી વ્યવસ્થામાં ફેરફાર કર્યે એમ થવાનો સંભવ પણ છે. કેટલાક લોભી યુરોપિયનોએ એક વાર વિચાર્યું કે આફ્રિકાને ઉત્તર કિનારેથી એક નાળ ખોદીને મધ્ય આફ્રિકાના સહરાના રણમાં ભૂમધ્ય સમુદ્રનું પાણી ઉતાર્યું હોય તો એ રણને બદલે મોટા સમુદ્ર બની જાય ને તેમાં વહાણો ચલાવી સારો વેપાર કરી શકાય. અનેકને એ યોજના ગળી લાગી ને તેને સાથ આપ્યો. પણ ત્યાંના ડાહ્યા વૈજ્ઞાનિક પુરુષોએ જણાવ્યું કે સહરાના તાપને લીધે તો આખો યુરોપ જીવે છે. એ રણને જો સમુદ્ર બનાવી ઠંડું કરી મૂકશો તો લગભગ મધ્ય યુરોપ સુધી બરફ ફરી વળશે ને તે માનવવસતિને જીવવા માટે અયોગ્ય બની જશે! પેલા લોભી શોધકો ચમકયા ને તેમને પોતાની યોજના પડી મૂકવી પડી. સક્કર બૅરેજને પરિણામે વરસાદ અનિયમિત થઇ ગયો પણ હોય! વૈજ્ઞાનિકોએ એ વિષે તપાસ કરવી ઘટે.

### ઉપાય: ૧. નહેરો ને તળાવો

વૈજ્ઞાનિકો એવી તપાસ કરે ત્યારે ખરા, અને એમની તપાસને પરિણામે લોકનું દુ:ખ ટળે ત્યારે ખરૂં. પણ અત્યારની આપણી સ્થિતિના સાચા ઉપાય તો તુર્તજ લેવા ઘટે. આપણા દેશમાં અનેક નદીઓ છે. ગુજરાતમાં પણ સાબરમતી, મહી, નર્મદા, તાપી, વગેરે નદીઓ છે. એમાંથી શકય હોય એટલી નહેરો ખોદી પાસેનાં ખેતરોને પાણી આપવાની વ્યવસ્થા કરવી ઘટે. વળી કાંસ ખોદીને વરસાદનું વધારેનું પાણી દરિયામાં વહેવડાવી મૂકવામાં આવે છે, તેને બદલે અમુક અમુક યોગ્ય જગાએ મોટાં તળાવ ખોદાવી એ પાણી ભરી દેવાની અને તેમાંથીયે નહેરો ખોદી આજુબાજુનાં ખેતરોને પાણી આપવાની વ્યવસ્થા કરવી ઘટે. વરસાદની તાણના દિવસોમાં આ બંને પ્રકારનાં પાણી દુષ્કાળને કંઇક અંશે તો મોળો પાડેજ.

### ઉપાય: ૨. અનાજના કોઠાર ને ઘાસની ગંજીઓ

અંગ્રેજોનું રાજ્ય થતા પહેલાં દેશના અનેક ભાગમાં રાજાઓ સારા વર્ષમાં પાકેલા અનાજના કોઠાર ભરાવતા. એવા એક કોઠારના તૂટી પડેલા અવશેષનાં ઇંટમાટી બંગાળમાં મને એક મિત્રે બતાવેલાં. દર વર્ષે નવો પાક થતાં કોઠારમાંથી જૂનું અનાજ કાઢી વેચી દેવાતું ને નવું ખરીદી તેમાં ભરી

દેવાતો. ઘાસની ગંજીઓની પણ તેવીજ વ્યવસ્થા થતી. તેથી દેશનું પશુધન પણ દુષ્કાળથી બચી જતું. આવા કોઠાર અને આવી ગંજીઓ દેશમાં ઠામ ઠામ હતી અને તેથી પ્રજા ને પશુ દુષ્કાળના જડબામાંથી બચી જતાં. અંગ્રેજી રાજ્ય આવતાં એ વ્યવસ્થા બંધ થઇ ગઇ. અને આજે તો રેલવે ગાડી જેવાં વાહન થયાં એટલે જ્યાં સારો પાક થયો હશે ત્યાંથી અનાજચારો સહેલાઇથી લાવી શકાશે એ ભરોંસે સરકારને ને શહેરીઓને એવા કોઠાર ને એવી ગંજીઓ નિરર્થક લાગે છે, પણ જ્યારે દુષ્કાળ આવીને જડબાં પહોળાં કરી ગામડાં ઉપર તૂટી પડી હાહાકાર વર્તાવી મૂકે છે ત્યારે સૌ મોં વિકાસીને મૂઢ બની ઊભા રહે છે! ત્યારે હજીયે એવા કોઠારની ને ગંજીઓની યોજના થાય તો દુષ્કાળના કડવા કાળમાં ગરીબોને ને પશુઓને કંઇક રાહત મળે. દુષ્કાળ ઉપર મોંઘવારીનો પાપી વેપાર કરી લેનાર લોભી વેપારીઓને તો બેશક આ યોજના ન જ ગમે! પણ જગત કંઇ એવાનેજ માટે જીવે છે? વળી ધનલોભી જમીનદારોને લાભજનક, પણ સમસ્ત પ્રજાને ને પશુધનને આહારની તંગી કરનાર મગફળી, તંબાકુ જેવા વાવેતર ઉપર ખૂબ સખ્ત અંકુશ મૂકી દેવો ઘટે. આપણે દેશની ઝાડીઓને કાપી નાખી છે, ને તેથી પણ વરસાદ ઓછો થઇ ગયો છે. માટે વર્ષમાં એક વાર વૃક્ષારોપણનું પર્વ રાખી નવાં વૃક્ષ રોપવા અને એ રીતે પાછી ઝાડી ઉગાડવા માટેની યોજના કરવી.

ઉપાય: ૩. ચરા

વળી આપણા ખેતીપ્રધાન દેશમાં બીજી એક ડાહી યોજના એ હતી કે દરેક ગામે ગામના પ્રમાણમાં ચરા રાખવામાં આવતા. તેમાં ગામનું પશુધન આનંદે છૂટું ફરે, સંતોષથી ત્યાં ઘાસ ચરે અને સાંજને સમયે પાસેના તળાવમાંથી પાણી પી ઘેર પાછું ફરે. એ ગાયોભેંસોના જૂથમાં ચાલવાથી ધૂળ ઊડે, એટલે એ સમયને ગોરજ સમય કહેલો, અને એ સમયે લગ્ન કરવાના મુહૂર્તને આજે પણ 'ગોરજ મુહૂર્ત' કહે છે. ચરાનો એ મહિમા હતો. આજે તો ચરાની પાસેના લોભી ખેડૂતોએ ચરાની જમીન દબાવવા માંડી છે, લોભી જમીનદારોએ ચરાની જમીન ખરીદીને અને લોભી સરકારે એમને વેચીને ચરા ભાગ્યા છે. વળી સંભાળ વગર ચરામાં બાવળી ને ઝાંખરાં ઊગી ગયાં છે, એટલે ગામનાં પશુ ત્યાં જાય છે તો જ્યાં ત્યાં મોં ઘાલી ભૂખે પેટે પાછાં ફરે છે. ત્યારે ચરાગાંનાં બધાં દબાણ કઢાવી, વેચાણ રદ કરી, હતા તેવડા ચરા કરી નાખવા એ સરકારની સ્પષ્ટ ફરજ છે. પછી એ બધા ચરાને સરકારે ને ગામે મળી ટ્રેકટરથી ઊંડે સુધી ખેડી નાખી બાવળીનાં ને ઝાંખરાંનાં

જડિયાં કાઢી નાખી તેની જમીન ખેતરની જેમ સાફ કરી નાખવી અને પછી તેમાં ઉત્તમ ઘાસનાં બીજ ઓરવાં. પરિણામે તેમાં સુંદર ઘાસ થશે અને ગામનું પશુધન સુંદર રીતે પોષાશે. કેટલેક વર્ષે ઘાસનો કસ ઊતરી જતાં, વળી ખેડી નાખી નવું બીજ ઓરવું. આ યોજના આજે શરૂ કરીએ તોય ચરામાં ઉપયોગી ઘાસ ઉગાડતાં કેટલોક સમય વહી જશે, પણ તેટલા ખાતર જો એ યોજના હાથમાં નહિ લેઇએ તો સદાકાળ પશુધનને દુઃખના દહાડા રહેવાના છે. આંબા વાવીએ છીએ તેનાં ફળ વાવતાની સાથે જ મળવાનાં નથી, છતાં ભવિષ્યની આશાએ વાવીએ છીએ, તેમ જ ભવિષ્યની આશાએ ચરાને સુધારવાનું કામ આજે જ હાથમાં લેવું ઘટે. સરકારની મદદ સિવાય કોઇ એક જ ગામના લોક સહકાર કરીને પોતાના ગામનો ચરો ખેડી ઘાસનું બીજ નાખે તો બીજું ગામ તેનો દાખલો લેઇ આગળ ચાલે, સરકારને પણ જાગવું પડે.

### વગર દુકાળે દુકાળ

હવે વરસાદ થયાથી તે તરફનો દુષ્કાળ તો કંઇક ઢીલો પડ્યો છે, ત્યારે યુરોપમાં વિગ્રહ સળગ્યો છે તેથી દેશમાં બીજી રીતે દુષ્કાળનો ભય ઊભો થયો છે. કહેવાતા સાહુકારો, પણ ખરી રીતે તો ચોર વેપારીઓ પોતાના સ્વાર્થમાં ગચી, લોકના ઉપયોગની બધી વસ્તુઓ મોંઘી કરી બેઠા છે. 'પાછલા દિવસોમાં ખોટના વેપાર કર્યા, અને વખત આવ્યો છે ત્યારે બે પૈસા કમાઇ ના લેઇએ ત્યારે કમાઇએ ક્યારે?' આવી દલીલ કરનાર એ વેપારીઓએ જાણે આજ સુધી સદાય ખોટના જ ધંધા કર્યા છે અને ખરીદનારાઓએ જાણે આજ સુધી સદાય લાભના જ ધંધા કર્યા છે અને આજે પણ જાણે તે લાભના જ ધંધા કરે છે! વેપારીઓએ અનાજપાણીના ભાવ ચઢાવી દીધા છે ને પરદેશથી આવતી વસ્તુઓના બેવડા ત્રેવડા કરી દીધા છે! આ સ્થિતિમાં તો સરકારે જ તેમને અંકુશમાં રાખવા રહ્યા. સરકારે હાલમાં કાયદો કરી દેશમાં પાકતા અમુક માલ ઉપર વીશ ટકાથી વધારે ભાવ લેવો નહિ એમ ઠરાવ્યું છે. જોકે દેશમાં પાકતા અનાજ ઉપર એ ટકા પણ વધારે છે, છતાં ઉસ્તાદ વેપારીઓએ વીશ ટકા મોંઘે વેચવાનો પરવાનો મળ્યો એવો અર્થ કરી જે વસ્તુઓ એટલી મોંઘી નહોતી થઇ તેને પણ એટલી મોંઘી કરી મૂકી અને સરકારે જે વસ્તુઓના ભાવ ઉપર અંકુશ નથી મૂક્યા તેની તો વાત જ શી! સરકારે આવા સ્વાર્થસાધુ વપારીઓ ઉપર સખ્ત અંકુશ રાખવો ઘટે. અને જ્યાં સરકાર ન પહોંચી શકે ત્યાં એવા વેપારીઓ સામે પ્રજાએ સંગઠન કરીને મોરચા માંડવા ઘટે, ભલે પછી વાતડાહ્યાઓ એને વર્ગવિગ્રહ કહે! પણ ત્યારે શું ગરીબ પ્રજાએ લોભી વેપારીઓની ઘાંડી તળે પિલાવું?

યુરોપમાં હત્યાકાણ્ડ

ગયા મહાવિગ્રહમાં ઇંગ્લેણ્ડ વગેરે વિજયી રાજ્યોએ પરાજિત જર્મનીને કચરીને ભોંયભેગું કરી મૂકયું, એવી સ્થિતિમાં મૂકી દીધું કે જાણે હવે તે ઊંચી આંખ નહિ કરી શકે ને પછી માની લીધું કે હવે વિશ્વશાન્તિ ચિરસ્થાયી બની ગઇ! પણ એ વસ્તુના બીજમાંજ ભાવિ સંગ્રામ હતો. જર્મનીમાં હિટ્લર નામે મહત્ત્વાકાંક્ષી પુરુષ પાકયો. તેણે વિજયી રાજ્યો સામે રોષ આણી દેશને પૂર્વસ્થિતિમાં લાવી મૂકવાનો દૃઢ નિશ્ચય કર્યો. મહાવિગ્રહના પોતાના શત્રુ, પણ પછી મિત્ર, ઇટાલી સાથે હિટ્લરે સહકાર સાધ્યો ને ત્યાંના સરમુખત્યાર મુસોલિનીને પીઠ થાબડી આબિસિનિયા ગળી જવા ઉશ્કેર્યો. ઇંગ્લેણ્ડ પ્રજાઓની સ્વતંત્રતાના સિદ્ધાન્તને છાપરે ચડી પોકારે છે, છતાં આબિસિનિયાની સ્વતંત્રતાનો નાશ થતો એણે ઊભા ઊભા ટગર ટગર જોયા કર્યો. આથી હિટ્લરને પોતાનું કાર્ય કરી લેવાની હિંમત આવી. એણે ફ્રાન્સની સરહદમાં પોતાનો દબાએલો મુલક પડાવી લીધો ને ઑસ્ટ્રિયાને પોતાના રાજ્યમાં ભેળવી દીધું. ઇંગ્લેણ્ડે થોડી હો હા કરી, પણ જર્મનીએ ચેકોસ્લોવેકિયાના અમુક ભાગને પડાવી લીધો અને હવે ડેન્ઝીગ પડાવી લીધું છે. ડેન્ઝીગ નગરને તેની પાસેના થોડાક પ્રાન્ત સાથે ગયા મહાવિગ્રહને પરિણામે સ્વતંત્ર નગર બનાવ્યું હતું. આ બધા પ્રદેશો મહાવિગ્રહ પૂર્વે જર્મનીના તાબામાં હતા. જર્મની ડેન્ઝીગને ગળી જાય તો પોલેણ્ડના હિતને ભારે નુકસાન થાય એમ છે એટલે એણે જર્મની સામે હથિયાર ખખડાવવાં પડે એવી સ્થિતિ ઉભી થઇ. અગ્નિની પેઠે સર્વસ્વ સ્વાહા કરી લેવાની હિટ્લરની ભયંકર વૃત્તિ જોઇ ઇંગ્લેણ્ડને પણ ભય લાગ્યો અને તેથી પ્રજાઓની સ્વતંત્રતાના સિદ્ધાન્તને નામે એણે પોલેણ્ડનો ખભો થાબડયો. ફ્રાન્સને પણ એણે પોતાની સાથે મેળવી લીધું. પરિણામે એક બાજુ જર્મની અને સામી બાજુએ પોલેણ્ડ, ઇંગ્લેણ્ડ તથા ફ્રાન્સ, એમ પાછો યુરોપમાં હત્યાકાણ્ડનો દાવાનળ સળગી ઊઠયો છે. વળી પોલેણ્ડ ઉપર રુશિયાએ પણ પંજો ઉગામ્યો છે. હવે એ દાવાનળમાં બીજાં કયાં રાજ્યો હોમાશે અને પરિણામે એ અગ્નિપરીક્ષામાંથી કોણ જીવતું નીકળશે અને કોણ ભસ્મીભૂત થઇ જશે, એ આજે તો કોણ કહી શકે? સંસ્કૃતિની ટોચે પહોંચેલા ગણાતા આ યુગમાં પણ માણસો વાઘવરૂની પેઠે, એ પશુઓ કરતાં પણ ભયંકર અસ્ત્રશસ્ત્ર વડે, એકબીજાને ચીરી ખાવા મશગુલ બની ગયા છે, અને વળી નિર્દોષ નાગરિકો ને સ્ત્રીબાળકો પણ એ હત્યાકાણ્ડમાંથી નથી બચી શકતાં! અને એ બધા લોક પોતાને મહાત્મા ક્રાઇસ્ટના શિષ્યો કહેવરાવે છે, જે મહાત્માએ ઉપદેશ

આપેલો કે 'મારા શિષ્ય, તારા જમણા ગાલ ઉપર કોઇ તમાચો મારે તો તેને તારો ડાબો ગાલ ધરજે, પણ સામે હાથ ઉગામતો ના.'

### હિંદનો ધર્મ

યુરોપના મહાવિગ્રહમાં ઇંગ્લૅણ્ડે ઝુકાવ્યું છે, તેવે પ્રસંગે તેની પૂંઠે ગુલામગીરીએ ઘસડાતા હિંદનો શો ધર્મ, એ પ્રશ્ન આજે વિચારાતો થઇ ગયો છે. પણ ગુલામને વળી ધર્મ શો? સ્વતંત્ર પ્રજાઓજ પોતાનો ધર્મ સ્વતંત્ર રીતે વિચારી શકે. અને ઇંગ્લૅણ્ડે સાચેજ પ્રજાઓની સ્વતંત્રતાના સિદ્ધાન્તની રક્ષા માટે આજે વિગ્રહમાં ઝુકાવ્યું હોય તો તો એણે પોતાના સિદ્ધાન્તની પરીક્ષા પ્રથમ હિંદમાં આપી દેવી ઘટે—એણે હિંદુસ્થાનને સંપૂર્ણ સ્વતંત્રતા તુરતજ આપી દેવી ઘટે. એટલે સુધી જતાં એનો જીવ ચાલી શકતો ના હોય, તો કૅનેડા, ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા, વગેરે સમાન સ્વતંત્રતા તો હિંદને આપવીજ જોઇએ. અને ત્યાર પછીજ, આ વિગ્રહમાં હિંદનો શો ધર્મ, એ વાત સ્વતંત્ર હિંદની પ્રજા વિચારી શકે. હિંદ પણ પ્રજાઓની સ્વતંત્રતાના સિદ્ધાન્તને માને છે અને તેથી ડૅન્ઝીગની અને પોલૅણ્ડની પ્રજાની સ્વતંત્રતા અખંડ રહેવી જોઇએ એમ માનીને તેના પ્રત્યે અને તેને માટે યુદ્ધે ચઢેલાં ઇંગ્લૅણ્ડ અને ફ્રાન્સ પ્રત્યે પણ સહાનુભૂતિ ધરાવે છે, એટલે હિંદ સ્વતંત્ર થયે તેમને સહાયતા આપવા નીકળે. આજે હિંદના પ્રતિનિધિ રૂપે એક માત્ર મહાસભાજ છે અને તે તો અહિંસાને વરી છે, એટલે હિંસાત્મક આ મહાવિગ્રહમાં હિંસારૂપે તો હિંદ એ મિત્રરાજ્યોને સહાયતા ન કરી શકે, પણ અહિંસાત્મક સર્વ સાધનોથી મિત્રરાજ્યોને એ સહાયતા આપવામાં પાછું વાળી ના જુએ. અને એ રીતે જગતમાં અહિંસાનું અને શાન્તિનું રાજ્ય સ્થપાય એવા પ્રયોગ કરે. આ પ્રશ્ન ઉપર મહાસભાની કાર્યવાહક સમિતિ મંત્રણા ચલાવી રહી છે, તે શો અંતિમ નિર્ણય કરે છે તે જોવાનું રહ્યું.

### 'સુરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય'

મહાસભાએ દેશનું રાજ્યતંત્ર હાથમાં લીધા પછી દેશસેવકોને પ્રજાસેવા કરવાના સારા પ્રસંગો મળી ગયા છે અને સાચા દેશસેવકો એ પ્રસંગોનો લાભ લેઇ પ્રજાસેવા કરવા મંડી પણ પડ્યા છે. ગુજરાતના પાંચેય જિલ્લામાં મહાસભાવાદીઓએ લોકલ બોર્ડમાં પોતાની બહુમતિ સાધી લીધી છે અને એ રીતે લોકસેવા કરવાનો પ્રસંગ તેમના હાથમાં આવી પડ્યો છે. પણ એમ ના કહેવાય કે પાંચે જિલ્લામાં લોકલ બોર્ડોએ પ્રજાની સેવા કરી નાખી છે કે કરવા પણ માંડી છે. બેશક અમદાવાદ અને સુરત જિલ્લાની બોર્ડોના અગ્રે-

સરો કાર્યકુશળ ને પ્રજાસેવાની ધગશવાળા હોવાથી ત્યાંની એમની દેશસેવા પ્રકટ રૂપે દીપી નીકળી છે. વળી એ જ હેતુએ સુરત જિલ્લા લોકલ બોર્ડે તો 'સુરત જિલ્લા સ્થાનિક સ્વરાજ્ય' નામે માસિક પત્ર પણ પ્રકટ કરવા માંડ્યું છે. તેનો ઓગષ્ટ-સપ્ટેમ્બર, ૧૯૩૯નો એકઠો બાંધેલો અંક મળ્યો છે. હવેથી દર માસની તા. ૧૫મીએ એનો માસિક અંક પ્રકટ થશે. એનું વાર્ષિક લવાજમ રૂ. ૧ છે. મળેલા અંકમાં શાળાઓ, રાત્રિશાળાઓ, આગસફાઇ, રસ્તા, કૂવા, તળાવ, વગેરે લોકલ બોર્ડને લગતાં કરેલાં ને કરવાનાં અનેક કામ વિષે સારી ચર્ચા કરી છે. એના તંત્રીમંડળમાં શ્રી. દુર્લભજી પરાગજી દેસાઇ, શ્રી. કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા, શ્રી. જ્યોત્સનાબેન શુકલ, શ્રી. મકનજી પુરુષોત્તમ પટેલ અને શ્રી. લલુભાઇ હરિભાઇ પટેલ છે તથા એ બોર્ડના ચીફ ઓફીસર શ્રી. ઠાકોરભાઇ મણિભાઇ દેસાઇ એ માસિકના વ્યવસ્થાપક છે, એટલે માસિક સારી રીતે ચાલશે અને લોકની સારી સેવા બજાવશે એમ માનીએ. બીજા જિલ્લાનાં લોકલ બોર્ડ આવું કંઇક કરશે?

### સરકારની પરમતસહિષ્ણુતા

ગયા અંકમાં પૃષ્ઠ ૫૨૭થી 'સર્વધર્મસમભાવ અને પરમતસહિષ્ણુતા' વિષે પ્રસંગકથા છે. લગભગ એવી જ પરિસ્થિતિની સ્પષ્ટતા માટે "શાળાઓમાં વન્દેમાતરમ્ ગીત ગાવાના સંબંધમાં સરકારે નીચેનો પરિપત્ર કાઢ્યો છેઃ 'સરકાર બધી સ્થાનિક સંસ્થાઓના ધ્યાન પર લાવે છે કે 'વન્દેમાતરમ્' ગીતનો હેતુ તત્ત્વતઃ રાષ્ટ્રીય એકતાના આવિષ્કારનો છે અને એટલા માટે તે ગાવાની યોગ્યતા વિષે ચોક્કસ મતભેદ હોય ત્યાં સુધી તેને શાળાઓમાં ગાવા વિષે આગ્રહ કરવો નહિ. તે ગાવા વિષે એકમત હોય તો તેને શાળાઓમાં ગાવા વિશે વાંધો ઉઠાવવામાં ન આવવો જોઇએ. સ્થાનિક સંસ્થાઓ અને તેમના હસ્તકની સ્કૂલ બોર્ડોના ધ્યાન પર આ પરિપત્ર લાવવાની બધા કલેક્ટરોને વિનંતી કરવામાં આવેલી છે' " (મુંબઇ સરકારનું 'જાહેર માહિતી-પત્ર,' તા. ૧૬ : ૮ : '૩૯).

### ખેડુત અને મચ્છરદાની

ચોમાસું આવી ગયું છે અને સર્વત્ર, ખાસ કરીને ગામડાંમાં, શીતજ્વરના—મલેરિયાના—મચ્છર થવાના. આ મચ્છરના ઉપદ્રવથી ગામડાંમાં લોકો તાવે પડે અને તેથી ખાસ કરીને ખેડૂતો ખેતરમાં કામ કરવા ન જઇ શકે. આ તાવથી બચવા ખેડૂતોએ, રાતે પથારી ઉપર સસ્તામાં સસ્તી પણ મચ્છરદાની નાખવી જાઇએ. આવે પ્રસંગે મચ્છરદાની શોખની—વિલાસની—વસ્તુ નથી, પણ ખાસ

જરૂરી ચીજ છે. ખેતરમાં કામે ન જઈ શકવાથી થતા નુકશાન સાથે મચ્છરદાનીના ખર્ચને સરખાવતાં મચ્છરદાની જરૂર સસ્તી પડશે. ખરીદી ન શકાય તો ઘરનાં જરી ગએલાં ધોતિયાં કે સાલ્લા સંધાડીને પણ મચ્છરદાની બનાવી શકાય. ખેડૂતભાઈઓ આટલી વાત સમજે તો સારું.

## પૈસાદાર કેમ થવાય?

આ અંકમાં પૃષ્ઠ ૫૪૬થી 'જાહેરખબરનાં જુઠાણાં' વિષે લેખ છે. વિલાયતની આવી જ એક જાહેરખબર મને યાદ આવે છે. ત્યાં કોઈએ છાપાંમાં જાહેરખબર છપાવી કે 'પૈસાદાર કેમ થવાય એની સાદી હિકમત બતાવતી, ઊંચા પ્રકારના સુંદર કાગળ ઉપર છાપેલી, સોનેરી પાકા પૂઠાની સરસ ચોપડી તૈયાર છે; જોઈએ તેણે એક પૌંડનો મની ઑર્ડર મોકલીને મંગાવી લેવી.' ચોપડીમાં કેટલાં પાન છે તે જાહેરખબરમાં જણાવેલું નહિ. જલદી પૈસાદાર થઈ જવાની લાલસાવાળા લોક દુનિયામાં કંઈ ઓછા છે? કોઈએ મની ઑર્ડરથી એક પૌંડ મોકલી એ ચોપડી મંગાવી લીધી. ચોપડીનું બૂક-પોસ્ટ તોડતાં જ જાહેરખબરમાં લખ્યા પ્રમાણેના પૂઠાવાળી સુંદર ચોપડી નીકળી, ઉઘાડતાં ઊંચા પ્રકારના સુંદર કાગળ ઉપર છાપેલું એક જ પાન દીઠું, તે ઉપર મોટે અક્ષરે આમ છાપેલું હતું: 'Do as I did and be wealthy (મેં કર્યું એમ તમે પણ કરો અને પૈસાદાર બનો)!' ચોપડી ખરીદનાર ચમક્યો ને તેણે કપાળે હાથ મૂક્યો! પેલાએ આવા કેટલાનાય પૌંડ ધૂતી લીધા ને ખરેજ પૈસાદાર થયો! માટેજ કહેવત પડેલી કે 'લોભિયા વસે ત્યાં ધૂતારા ભૂખે ન મરે!'

## નનામા લેખકોને

માતરના કોઈ બારોટે પોતાના પુત્રનું બાળલગ્ન કર્યા વિષેની તેમજ ખંભોળજમાં કોઈ વિધવાને મારી નાખી કૂવામાં નાખી દીધાની હકીકતના કાગળ મળ્યા છે. મારી જાણ માટે પણ લખનારાએ કાગળોમાં પોતાનાં નામ જણાવ્યાં નથી, ત્યારે તપાસ પણ શી રીતે થાય? આવાં લખાણો તો ઘણી વાર દ્વેષને લીધે પણ થાય છે. બાકી સાચી રીતે પરપીડાની બળતરા થતી હોય તેણે તો બહાદુર બની પ્રકટ રૂપે જે કરવું હોય તે કરવું ઘટે. એવા લખનારાએ જાણવું ઘટે કે નનામા લેખો કે કાગળો ઉપર કંઈ ધ્યાન નથી આપી શકાતું.

---*---

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

## મંડળ સમાચાર

વિદ્યાલયમાં કામ કરતાં શ્રીમતી સુમતિબેન પ્રાણજીવન વૈદ્ય, કાંદીવલી વ્યાયામશિક્ષણની તાલીમ લેવા ગએલાં હોવાથી તેમની જગ્યાએ કુ. શ્રીમતીબેન શિખરચંદ ઝવેરી જી. એ., એમની નિમણૂક તા. ૧૭:૯:'૩૯ને રોજ મળેલી વ્યવસ્થાપક સમિતિમાં મંજૂર કરવામાં આવી છે. વળી હાલ છાત્રાલયના કારકુન તરીકે શ્રી. ભાઇલાલભાઇ રેવાશંકર ઠાકરને તેમજ ચિત્રશિક્ષક તરીકે શ્રી. નટવરલાલ સરૈયાને પસંદ કરવામાં આવ્યા છે.

તેજ દિવસે શ્રી. વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળના વિદ્યાલયના આર્થિક નિભાવને માટે વ્યવસ્થાપક સમિતિના સભ્યોની અને ખેડા જિલ્લાના કાર્યકર્તાઓની એક સભા બોલાવવામાં આવી હતી. તેમાં, નીચેના સદ્‌ગૃહસ્થો હિંદુસ્થાનમાં નીચે જણાવેલા વિભાગોમાં ફંડ ઉઘરાવવા જાય એવી વ્યવસ્થા કરવામાં આવી હતી:

| | |
|---|---|
| ૧ દરબારશ્રી ગોપાળદાસ દેસાઇ (અધ્યક્ષ)<br>૨ શ્રી. રાવજીભાઇ મણિભાઇ પટેલ (મંત્રી) | કલકત્તા, ઝરીઆ, જબલપુર, કરાંચી |
| ૧ ,, દેસાઇભાઇ ના. પટેલ<br>૨ ,, નારણભાઇ નરસિંહભાઇ દેસાઇ | નાગપુર, ગોંદીઆ, તીરોરા, બિલાસપુર |
| ૧ ,, ભોગીલાલ નાથાલાલ ચોકસી<br>૨ અને બીજા એક ભાઇ | ઇંદોર, અજમેર, દિલ્હી, ગ્વાલીઅર, ઉજ્જેન, કાનપુર. |

એમાંના કેટલાક ભાઇઓ ઓકટોબરની ૧૩મીથી શરૂઆત કરશે.

## વિદ્યાલય સમાચાર

તા. ૧૯:૮:'૩૯ને રોજ નઇ તાલીમસંઘના મંત્રી શ્રીયુત આર્યનાયકમ્, શ્રીયુત લાલભાઇ ઝવેરી સાથે, વિદ્યાલયની મુલાકાતે આવ્યા હતા. એમણે વર્ધા-કેળવણી પાછળની ભાવના અને નવી કેળવણીના ઉદ્દેશો સંબંધે નીચેના બોલ કહ્યા હતા: હાલ હું તો ગુજરાતની, જેણે આપણને આપણા બાપુ આપ્યા છે તેની, યાત્રાએ આવ્યો છું. અહીં આવીને મને ખૂબ આનંદ થયો. તમારાં સંગીતે મને મારો શાન્તિનિકેતનનો સમય યાદ કરાવ્યો. ત્યાં વિદ્યાર્થીઓની લાગણીને યોગ્ય વિધવિધ ભાવોનાં ગીતો શ્રી. ટાગોરે રચ્યાં છે અને એના ઉપરથીજ ત્યાંના શિક્ષકોને બાળકોના મનોભાવ સારી રીતે જાણવા મળતા. અહીં પણ એ રીતે આગળ જતાં વ્યવસ્થા થશે એવું હું માનું છું.

આજે હું એવી એક સંસ્થામાં આવ્યો છું, જે સંસ્થાનું નામ આપણા દેશના એક વીરનેતાની સાથે જોડાયું છે. આજે હું તમને 'સેવા' વિષે કાંઇ

કહેવાનો નથી, એ તો તમારા જીવન સાથે વણાઇ ગઇ છે. અહીંનું વાતાવરણ જ એવું છે કે તેમ થઇ જ જાય. હું તો તમને નવી કેળવણી વિષે થોડુંક કહીશ.

શ્રમ વિના જીવન નિરર્થક છે એ આપણે ભૂલી ગયાં છીએ, એટલે જ આજે ભણેલાંનાં શરીર નબળાં અને નિર્માલ્ય છે. અને બેનો, જે ભવિષ્યની માતાઓ છે તેમનાં પણ શરીર તેવાં જ છે. દેશને તાકાતવાળો બનાવવો હોય તો શક્ત માતાઓ હોવી જોઇએ! આપણે અહીં એવું હોવું જોઇએ કે બાળકો ખૂબ કામ કરે અને પછી ભૂખ, ભૂખ, ભૂખ કરી શિક્ષકોને પજવી મૂકે.

આ વસ્તુ નવી કેળવણી કરી શકે છે. હિંદમાં સેંગાવ એક ગંદામાં ગંદું અને ગરીબમાં ગરીબ ગામડું છે. એમાં ઘણાંને ખાવાને અન્ન અને પહેરવાને કપડાં નથી. દૂધ કેવું હોય, તેને ઉનું કેમ કરાય, કેમ પિવાય, એની તો કેટલાંયને ખબર નથી. એવાંમાંથી અમે ૪૦ બાળકોની એક શાળા શરૂ કરી, કાંતવાને રેંટિયો આપ્યો અને માત્ર ત્રણ મહિના પછીથી એમને અમે ૦ાા શેર દૂધ અને સાંજે ખાવાની ઘઉંની થૂલી તથા કપડાં આપી શક્યાં છીએ. બેશક, એ નથી અમે આપ્યાં કે નથી કોઇ શેઠિયાના ગજવામાંથી અપાયાં, પણ એ તો એ બાળકોએ પોતાનાં કામમાંથી જ મેળવ્યાં છે. આપણા દેશને એવા ઉત્પાદક કામની, ઉત્પાદક ભણતરની જરૂર છે.

બેનો, તમે સંસારમાં જાઓ ત્યારે જનસેવા એ તમારો મંત્ર હો!

**જન્માષ્ટમી:** જન્માષ્ટમીના ઉત્સવમાં સવારે મેદાની રમતો રમાયા પછી સંગીતનો જલસો થયો હતો. બપોરે શ્રી. પરઘુભાઇએ કૃષ્ણજીવનના સંદેશા ઉપર સુંદર આખ્યાન અને કીર્તન કર્યું હતું. રાત્રે રાસગરબા હતા. ઉપરાંત, વિદ્યાર્થિનીઓએ વર્ગવાર એક એક ઓરડો વિધવિધ રીતે શણગાર્યો હતો, જેમાં સૌ સૌની અનોખી વિવિધતા અને કલ્પના ખાસ તરી આવતી હતી.

હવે નજીકમાં જ ગાંધીજયંતી આવે છે. એને માટે નવ દિવસોનો ભરચક કાર્યક્રમ છે. એ દિવસોમાં શાળાનો અભ્યાસ બંધ રહેશે, પણ સફાઇકામ, પરિશ્રમ, કાંતણ, ભજનકીર્તન, પૂ. ગાંધીજીના લેખોનું પારાયણ, વિદ્યાર્થિનીઓએ કાંતેલ સૂતરનું અને ખાદીનું પ્રદર્શન, ગાંધીજીનું જીવનકાર્ય બતાવતા જુદા જુદા પ્રસંગોનું પ્રદર્શન, તથા રંજનાત્મક કાર્યક્રમ વગેરે રહેશે.

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
નડીઆદ, તા. ૧૯:૯:'૩૯

**શારદાબેન મજમુંદાર,**
**રાવજીભાઇ મણિભાઇ પટેલ,**
મંત્રીઓ

---

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિંટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે
શ્રી. શારદાબેન મજમુંદાર માટે છાપી, તા. ૧૯:૯:'૩૯

# પાટીદાર

**સંવત ૧૯૯૫** **વર્ષ ૧૬**

## લેખસૂચિ

—*—

# પાટીદાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत् कवयो वदन्ति ॥


સં. ૧૯૯૫ } આણંદ { કાર્તિક
વર્ષ-૧૬ } { અંક ૧


પ્રિય ભાઇબેન,

નવા વર્ષને શુભપ્રભાતે આત્માના અને શરીરનાં સૌ બેનબન્ધુઓ સમેત આપ આત્માએ ને શરીરે કુશળ હશો. સારાય વર્ષમાં એમજ હો! અહીં અમે સૌ કુશળ છીએ.

આપણે સૌ નવા વર્ષના 'સબ-રસ' ઝીલીએ: અસત્યમાંથી સત્યમાં, અન્ધકારમાંથી પ્રકાશમા, મૃત્યુમાથી અમૃતમા, પરાધીનતામાંથી સ્વાધીનતામાં, દ્વેષમાથી સ્નેહમા, હિંસામાથી અહિંસામાં, આસક્તિમાંથી અનાસક્તિમાં, વિરોધમાથી ઐક્યમા, અહિતમાંથી હિતમાં, અશુભમાંથી શુભમાં: એકંદરે નરકમાંથી સ્વર્ગમાં પગલાં માંડીએ, એ આપણી અભિલાષા હો!

પાટીદારસમાજના, અને તે દ્વારા માનવસમાજના, કલ્યાણ માટે કંઇક કંઇક પ્રવૃત્તિ કરીએ; એ ઉદ્દેશે આપના પ્રિય વિષય સંબંધે કંઇ ને કંઇ શુભ વિચાર આ વર્ષે આ માસિક માટે લખી મોકલવા આપને આમંત્રણ આપું છું.

શ્રેયસ્ વિના પ્રેયસ્ નિરર્થક છે, અનેક અંશે અનર્થક પણ છે, એમ જાણી શ્રેયસ્ તરફ દૃષ્ટિ રાખીને મેં ગયે વર્ષે કંઇ કંઇ લખ્યું હશે, અને તેથી આપને માઠું લાગવાનું કારણ પણ આપ્યું હશે; પણ એ સૌ શુભબુદ્ધિએજ હતું, એમ માનીને ક્ષમા આપશો, એવી મારી નમ્ર પ્રાર્થના છે.

'પાટીદાર'મંદિર, આણંદ
નવવર્ષ, ૧૯૯૫

મિત્ર
નરસિંહભાઈ પટેલ,
તન્ત્રીના સ્નેહવંદન

# સંવનનનાં ક્ષેત્ર

'પાટીદાર'ના એક જૂના અંકમાં પ્રગટ થએલી બે જાહેરખબરો વાંચીને આ લેખ લખવાની પ્રેરણા થએલી. એ બે જાહેરખબરોમાંની એક કુમારની અને બીજી કુમારીની હતી. બન્ને સ્વતંત્ર હતી. બન્નેને પોતાના ગોળમાંથી ઊંચા કુળનો ચારિત્ર્યવાન જીવનસાથી મેળવવાના કોડ હતા. બન્નેએ પોતાનો પક્ષ રજુ કરેલો. જાહેરખબરોની હકીકતોમાં ભાગ્યેજ સત્ય હોય છે, મુખ્યત્વે તો જુઠાણું અને અતિશયોક્તિ હોય છે. આથી જાહેરખબરો બહુમાન્ય થતી નથી. કોઈ પણ પ્રકારે આવક વધારવી એજ માલીકોનો હેતુ હોય છે. સિદ્ધાન્ત જેવું ભાગ્યેજ જોવામાં આવે છે. સ્ત્રીઓનું હિત સાચવવાનો દાવો કરતા એક માસિકમાં[1] નીચે પ્રમાણે જાહેર ખબર હતી: "જોઈએ છે: દશાશ્રીમાળી જ્ઞાતિના કેળવાએલ, માસિક રૂપીઆ ૨૦૦ની આવકવાળા યુવકને, પત્ની બિમાર રહેતી હોવાથી બીજી કરવી છે. બન્ને બેનોની માફક રહેશે: ગામડાની તન્દુરસ્ત કન્યાને પ્રથમ પસંદગી." આવી જાહેરખબરો અને તેય સ્ત્રીઓનું હિત હૈડે ધરાવતા માસિકમાં પ્રગટ થાય ત્યારે જાહેરખબરો ઉપર વિશ્વાસ ક્યાંથી ઉપજે? આ સ્થિતિમાં સંવનનના ક્ષેત્રમાં વર્તમાનપત્રો શી રીતે મદદ કરવાનાં?

સંવનન શબ્દ આપણા સાહિત્ય માટે નવો નથી, પણ હિંદુ સમાજ માટે તો તે લગભગ નવોજ છે. હિંદુ સમાજમાં સંવનન જેવું કંઈ છેજ નહિ, તો પછી તેને માટે અનુકૂળ ક્ષેત્ર તો હોયજ ક્યાંથી? ક્ષેત્રની શોધ અને તેના ઉપર જાહેર ચર્ચા થઈ હોય એવું જાણવામાં આવ્યું નથી.

જેમનાં લગ્ન થવાં અનુકૂળ હોય અથવા અનુકૂળ હોય એવી બે વ્યક્તિઓને નજીક લાવી આપનાર નિમિત્તો જોવાં એ એક, અને એમ નજીક આવેલી એ બે વ્યક્તિઓ પરસ્પર ઓળખવા પ્રયત્ન કરે એવી તેમને અનુકૂળતા મળે એ બીજી વસ્તુ છે. હિંદુ સમાજની રચનાજ એવી છે કે તેમાં આવું કંઈ બની શકે નહિ. હવે જો પશ્ચિમના અનુકરણથી કે વિવેકબુદ્ધિ પૂર્વક કરવામાં આવનાર સમાજની નવરચનાના એક મહત્ત્વના અંગ તરીકે સંવનનનાં ક્ષેત્રની જરૂરીઆત હોય તો તેના ઉપર ખૂબ વિચાર કરવાની જરૂર છે. કારણ કે આ એવો પ્રશ્ન છે, જેમાં આપણી આખી સમાજરચના બદલવી પડે.

---

૧. એ માસિકના તંત્રીએ અમને દિલગીરી જણાવી ફરીથી એવી જાહેર ખબર ન લેવા વચન આપેલું, એટલે માસિકનું નામ, અંક, પૃષ્ઠ, વ. અહીં નથી આપ્યું.

હિંદુ સમાજનાં લગભગ બધાં દમ્પતીના લગ્નનો પૂર્વઇતિહાસ જોઇએ તો એકજ વસ્તુ જડશે: કુલધર્મની મર્યાદાઓ ધ્યાનમાં રાખી પિતાએ પોતાની પુત્રી માટે વર શોધી કાઢવો—ઘણુંખરું તો વર નહિ, પણ ઘર શોધી કાઢવું અને સગાંસંબંધીઓની સમક્ષ અગ્નિની સાખે સપ્તપદીની ક્રિયા સાથે પાણિગ્રહણ કરાવી લગ્ન જાહેર કરવું. પ્રથમ લગ્ન થાય અને પછી તેની જવાબદારીઓનું ભાન થાય અથવા નયે થાય; પ્રેમ થાય અથવા નયે થાય; સહજીવન સહ્ય થાય અથવા નયે થાય. આજનાં લગભગ બધાં દંપતીને લગ્નની સ્થિતિમાં લાવી મૂકનાર નિમિત્ત તેમનાં માબાપ કે વડીલો છે. આથી પ્રથમ તો એ જોવાનું છે કે લગ્નવિષયમાં માબાપની આ દરમ્યાનગીરી—જરા આગળ વધીને કહીએ તો આપખુદ સત્તા—વ્યાજબી છે કે કેમ? એ વ્યાજબી નથી અને એથી મોટે ભાગે લગ્ન નિષ્ફળ નિવડે છે એમ ઉતાવળે કહી નાખીએ તો કહી દેવાય અને દાખલા આપીને પણ સાબીત કરી શકાય. પરંતુ સવાલ એ છે કે વડીલોનો આ હક ખૂંચવી લીધા પછી લગ્ન કરવા ઇચ્છતાં યુવકયુવતીઓને નજીક લાવવા કયાં ક્ષેત્ર યોજવાં? અથવા આપોઆપ યોજાઇ જશે એમ માનવું? એ તો ઠીક, પણ સ્વપસંદગીમાં ભૂલ કરી પસ્તાવાનું થાયજ નહિ એમ ખાત્રીપૂર્વક કહી શકાશે? કદાચ મધ્યમ રસ્તો કાઢી એમ નક્કી કરીએ કે માબાપ અગર (આચાર્ય સુદ્ધાં) અન્ય વડીલોની સલાહ લેવી, તો એ સલાહની પણ મર્યાદા કઇ?

લગ્નવિષયમાં માબાપની આપખુદ સત્તા ઘાતક છે. ચાલતું આવ્યું છે તે પ્રમાણે તેઓ પોતાની પુત્રી માટે વરની શોધ કરે છે. સંતાનના કલ્યાણની ભાવના હૈયે હોય છે એની ના નથી, પણ વસ્તુતઃ સ્થિતિ વિપરીત છે; તેઓ પોતાનાંજ સંતાનનું અહિત કરી રહ્યાં હોય છે. એમની પસંદગી જોઇએ તેવી ન ઊતરે એનાં અનેક કારણ છે. પસંદગીનાં ક્ષેત્રની મર્યાદાઓનો પાર નથી. એ મર્યાદાઓ સમજતા મોટા ભાગને કુંવારા મારે છે, અનેકને મળ્યું તેવું નભાવી લેવાના સંજોગોમાં મૂકે છે, જ્યારે બીજા અનેક પોતાના ભાવ ઉપજાવી શકે છે. આથી અનેકનાં લગ્ન મનની અને શરીરની અપકવ હાલતમાં થવા પામે છે. શારદા કાયદો છતાં આથીજ બાળલગ્ન બંધ નથી થયાં. માનસિક અને શારીરિક નિર્બળતા એ એનું સીધું પરિણામ છે. વધતું જતું બાળમરણ, પ્રસૂતિમાં મરણ અને એવાં બીજાં અનેક પરોક્ષ પરિણામો ચોંકાવનારાં છે.

બાળલગ્નનાં વિરોધી માબાપ હવે ઠીક પ્રમાણમાં જોવામાં આવે છે. દુઃખની વાત એ છે કે એનો લાભ તેઓ મૂંઝાતા કન્યાના પિતા પાસેથી વધુ પરઠણ

લેવામાં કરે છે. તેઓ પોતાની આપખુદ સત્તા છોડવા હરગીઝ તૈયાર નથી. કેળવાએલાં અથવા સંસ્કારી માબાપ પણ એક યા બીજી રીતે સંતાનનો લગ્નવિષય પોતાના હાથમાં રાખે છે, એવી સમજથી કે ઊછરતાં બાળકો કાચી બુદ્ધિનાં હોઇ વાલી તરીકે પોતે તેમને દોરવાં જોઇએ. એમ ન થાય તો પોતાનાં સંતાન કોઇ એવી ભૂલ કરી બેસે, જેથી કુળને કલંક લાગે અને એમનું ભાવિ પણ બગડે. મોહવશ થવાથી અઘટિત લગ્ન થવાના દાખલા અનેક બને છે. પોતાનાં વહાલાં સંતાનનું કલ્યાણ ઇચ્છતાં વડીલો એથી ગભરાઇ ઊઠે એમાં નવાઇ નથી; પણ સમગ્ર સમાજની દૃષ્ટિએ તેને કેટલું મહત્ત્વ આપવું તે જોવું જોઇએ. મને લાગે છે કે સુધારો કરવા ઇચ્છતાં કોઇ પણ માબાપે એમ ગભરાઇ જવાની જરૂર નથી. કોઇ વખત ગામમાં આગ પણ લાગે અને ત્યારે ગભરાટ અને હાહાકાર પણ થાય. પણ તેથી હમેશાં આગ લાગવાની જ અને તે યે પોતાને જ ઘેર, એવો ભય કોઇ રાખતું નથી. આગ લાગી ન ઊઠે તેને માટે કાળજી અવશ્ય રાખવામાં આવે છે. સમાજ માટે પણ આમ જ છે. સમાજ વિશાળ છે. લગ્નવિષય એ તેનો મોટામાં મોટો ગૂંચવણ ભરેલો પ્રશ્ન છે. એનો સંતોષકારક ઉકેલ કદી યે થશે નહિ; કારણ કે એ નૈસર્ગિક ક્રમ નથી, માનવરચિત છે. રાંધેલું અન્ન, વસ્ત્ર, લગ્ન, ઘર, કુટુંબ, ગામ અને દેશ, એ સૌ માનવબુદ્ધિની મર્યાદામાંથી નીપજેલી અપૂર્ણ યોજનાઓ છે. માનવી એથી સુખી થયો છે કે દુઃખી એ મતભેદનો વિષય છે. એમાં કાળક્રમે અનેક ફેરફારો થવાના જ.

આજનું જીવન તે બે દશકા પહેલાંનું જીવન નથી રહ્યું—પચાસ વર્ષ પહેલાંનું તો હરગીઝ નહિ. વિજ્ઞાનની અનેક શોધખોળોને લીધે શાન્ત, ગંભીર જીવનને બદલે ધાંધળિયું અને છીછરું જીવન થઇ ગયું છે. મોટર, આગગાડી, સીનેમા, ગ્રામોફોન, રેડીઓ: એ સૌએ આજના આપણા જીવનમાં અસાધારણ ફેરફારો કરેલા છે. આથી જ હવે એવો વખત આવી રહ્યો છે કે માબાપ સંતાનના લગ્નવિષયમાં પોતાની આપખુદ સત્તા રાખી રહે એમાં બહુ જોખમો રહેલાં છે. તેમણે એ વિષય સંતાનોને સોંપી દેવો જોઇએ. સંતાનની ફરજ છે કે તેઓ તેમની સલાહ અને આશીર્વાદ માગે. માબાપ કે વડીલો પોતાની ફરજ તે આપવાથી પૂરી થતી માને. સલાહની મર્યાદા આપોઆપ બંધાઇ જાય છે. સલાહ તે સલાહ જ રહેવી જોઇએ, તેમાં દબાણ કે ધમકીને અવકાશ જ નથી.

આમ છતાં સ્વતંત્ર પસંદગીનો જેમ દુરુપયોગ થવાના દાખલા બનશે તેમ સલાહ દબાણમાં પરિણામે એવા પણ દાખલા બનશે. ઇંગ્લેન્ડના એક

વખતના રાજા અને હાલના ડયુક ઑફ વિંડ્ઝરના માફક યુવકોને પણ વડીલોપાર્જિત મિલકત ખોવાનો પ્રસંગ આવે. બીજી તરફ પસંદગીમાં ભૂલ થઇ તો પસ્તાવાનો કે જીવનને બરબાદ કરવાનો વખત પણ આવે. છૂટાછેડાના કાયદાથી આ સ્થિતિ કંઇક હળવી થાય ખરી.

હાલના સંજોગોમાં વડીલોએ લગ્નવિષય સંતાનોને જેમ સોંપી દેવા જેવો છે, તેમ સંતાનો માટે વડીલોની સલાહ લેવી તે આવશ્યક અને કલ્યાણપ્રદ છે. જુવાની એ તો ઊછળતો જુવાળ છે. એમાં ઘણી વખત નજીવાં કારણોથી ન સમજાય એવી રીતે ભૂલો થઇ બેસે છે. કેટલીક વખત તો એ ભૂલો જીવનના મોંઘામૂલા આદર્શોને ઊંડા ખાડામાં ધકેલી દે છે. બીજી તરફ વડીલો પુખ્ત વિચારનાં ને અનુભવે ઘડાએલાં હોય છે. એમના અનુભવનો અર્ક એ જ તેમની સલાહ હોય. આથી એમની સલાહ ઉપર ગંભીરતાથી વિચાર કરવો જોઇએ. મતભેદમાં શું કરવું તે જેના તેના હૃદયનો સવાલ છે. પુખ્ત વયના યુવક માટે સત્યનિર્ણય મુશ્કેલ નથી. ડયુક ઑફ વિંડ્ઝરની માફક તે આખા વિશ્વની અવગણના કરીને પણ પોતાને યોગ્ય લાગે તે કરે.

લગ્નવિષયમાં આવો શિષ્ટાચાર દાખલ થાય તે આજે તો બહુ દૂરની વાત લાગે છે. આજે વડીલો બધું તૈયાર થયા પછી સંતાનની સંમતિ લે છે. કન્યાપક્ષ કરતાં વરપક્ષ વધુ તપાસ કરે છે. વર અથવા બીજા જોવા જનાર શું જુએ છે? એક ઉપલક દૃષ્ટિ અને રૂપદર્શન. કદાચ થોડાં વાક્યોની આપલે થાય ખરી. અહીં જોવાનો ઉદ્દેશ માત્ર વર અથવા કન્યા બેડોળ ન હોય તે અને બોલાવવાનો ઉદ્દેશ તોતડાં ન હોય તે છે. પછી કુળ, ગોત્ર, પૈસાટકા જોવાય છે અને વ્યવહારની શરતો નક્કી થાય છે. આ બધી બાબતોમાં એક બીજાની ગરજ પ્રમાણે સંતોષ થાય એટલે તેના ઉપર લગ્નની મહોર મારવામાં આવે છે. આને કોઇ સંવનન કહેવાની મૂર્ખાઇ નહિ કરે. એમાં સંવનનનો અંશ પણ નથી. એમાં કન્યાનો અવાજ જ નથી હોતો. તેને તો નસીબ ઉપર જ આધાર રાખવાનો રહે છે. અનેક બેનો પોતાનો અસંતોષ, અસહ્ય જીવન, આંસુનાં પૂર કે મૂંગો માર ઘરની ચાર દીવાલોમાં જ સમાવે છે.

આ સ્થિતિમાં આપણે સંવનનનાં ક્ષેત્રનો વિચાર કરવાનો છે. સંવનન તો ઠીક છે, પણ તેનાં ક્ષેત્રનો વિચાર ઘણાને નવો લાગશે. પરંતુ સંવનન પછી સ્વપસંદગીથી લગ્ન થાય એવું જો માનતા હોઇએ તો ક્ષેત્રની જરૂર અનિવાર્ય છે, કારણકે આ પ્રશ્ન લગ્નની આખી પ્રથા જ બદલી નાખવા જેવો છે. ક્ષેત્ર વિના સંવનન ક્યાં સંભવે?

પશ્ચિમ તરફ જોઇએ તો સંવનનનાં ક્ષેત્ર વિવિધ છે. ત્યાં સંતાનને પરણાવવાની ફરજ માબાપની નથી. અપરિણીત સ્ત્રીપુરુષને લગ્નથી જોડાવાની ઇચ્છા થાય એટલે તેઓ લગ્ન નોંધાવે, પછી લગ્નજીવન અસહ્ય બને તો છૂટાછેડા મેળવી છૂટાં થાય એવી ત્યાં સ્થિતિ છે. એને પરિણામે સંતાનના ભરણપોષણ ઇત્યાદિ ઊભા થતા સવાલો માટે રાજ્યે ઝીણવટથી કાયદા ઘડ્યા છે.

પશ્ચિમમાં સંવનન કરવા માટે અનેક ક્ષેત્ર છે. એમાં કંઇ ચોરીછુપી જેવું નથી. શાળાઓ, વિદ્યાપીઠો, રમતગમત અને વિહારનાં સ્થાનો (કલબો), હોટેલો, કારખાનાં અને મિલો, બજારો અને જાહેર સંસ્થાઓ સંવનન માટે મોટાં ક્ષેત્ર તરીકે ગણાવી શકાય. વિદ્યાપીઠોમાં અભ્યાસ કરતાં યુવકયુવતીઓ, કારખાનાંમાં મજુરો અને નોકરો, કલબોમાં જુવાન સ્ત્રીપુરુષો, હોટેલોમાં વિધુર વિધવા કે છૂટાછેડા પામેલાં, બજારોમાં ટાઇપિસ્ટ કે વેચાણ વિભાગમાં કામ કરતી યુવતીઓ, દવાખાનામાં નર્સો; સીનેમા, નાટ્ય અને નૃત્ય-ગૃહો, પુસ્તકાલય, મંડળો, વગેરે જાહેર સંસ્થાઓમાં એકત્ર થતાં સર્વ પ્રકારનાં સ્ત્રીપુરુષો એકબીજાનો પરિચય કરી શકે છે. ઠીક લાગે તો તેને વધારી લગ્નની હદે લેઇ જઇ શકે છે. ત્યાં વર્તમાનપત્રોમાં જાહેરખબર આપવી નથી પડતી. જાહેરખબર એ કંઇ ક્ષેત્ર નથી. પણ બીજાં ક્ષેત્રને અભાવે શરૂઆતમાં કહ્યું તેમ પેલાં બે જણને 'પાટીદાર'માં જાહેરખબર આપવી પડેલી. સફળ લગ્નનો માર્ગ—સંવનનનો માર્ગ એથી ખુલ્લો થાય એમ જણાતું નથી. બીજાં ક્ષેત્રને અભાવેજ એનો આશરો લેવો પડતો હોય એમ લાગે છે.

ઉપર ગણાવ્યાં એ બધાં ક્ષેત્રોની કલ્પના પણ આપણે ત્યાં ગભરાટ ઉપજાવે તેવી છે. કારણકે એને સ્થાન આપવું એનો અર્થ એ કે આપણી હાલની પદ્ધતિને તિલાંજલિ આપવી. આપણા સમાજમાં લગ્નવિષયમાં ભલે અનેક સડા પેઠા હોય, પણ એમાં પ્રતિષ્ઠાનું મુખ્ય ધોરણ નીતિ ઉપર અવલંબે છે. આથી નવા કાર્યમાં, નવા સુધારામાં જરા પણ જો અનીતિનો દાખલો બનવા પામે છે તો લોકો ગભરાઇ ઊઠે છે. બેશક આપણી નીતિપ્રિયતા આપણે માટે ગર્વનું સ્થળ છે. પણ જાહેર સંસ્થામાં કે સુધારાના વિષયમાં વ્યક્તિગત અપરાધને લીધે જે તે સંસ્થાને કે સુધારાને વગોવવાં ઘટતાં નથી.

સંવનન અને તેનાં ક્ષેત્ર આપણે માટે નવી વસ્તુ છે. એની જરૂર સ્વીકારીએ તો આખી પદ્ધતિ ફેરવવાનું કર્તવ્ય થઇ પડે છે

અપરિણીત સ્ત્રીપુરુષો ગુપ્ત કે એકાન્તમાં મળે તેજ શંકાને પાત્ર અને પરિણામે કાલ્પનિક કે સાચેજ નીતિહીન થઇ પડે છે. છોકરીના જન્મથીજ

તેનો ઉછેર એવો હોય છે કે એક જાતની ભડક તેનામાં ભરાઇ બેસે છે. છોકરાઓ એવી રીતે ઊછરે છે કે નારીજાતિ તરફ શુદ્ધ ભાવથી જોવાની ટેવ ન પડતાં તેમનામાં ટીખળવૃત્તિ વિશેષ આવે છે. એમનામાં માનસિક તંદુરસ્તી હોતી નથી. સંવનનનાં ક્ષેત્રોમાં તો માનસિક તંદુરસ્તી ધરાવતાં મોટી ઉમરનાં સ્ત્રીપુરુષો જોઇએ. આપણી શાળાઓમાં અને વિદ્યાપીઠોમાં ઉપર કહ્યાં તેવાં છોકરાછોકરીઓ હોય છે: એક મશ્કરીખોર, બીજી અતિચંચળ. વળી જ્યાં કેળવણીજ આઠ કે નવ ટકા છે ત્યાં સમગ્ર વસતિને હિસાબે શાળાઓનું ક્ષેત્ર ખોબા જેટલું ગણાય. આથી કેળવણીના વધારા ઉપર આ પ્રશ્નના ઉકેલનો આધાર રહે છે. તંદુરસ્ત માનસ ધરાવે એવાં યુવાનો શી રીતે બને, એમને સંવનન માટે જરૂરનાં અનુકૂળ ક્ષેત્રો ક્યાં અને શી રીતે હયાતીમાં લાવી શકાય, તેનો વિચાર કરવાનો આ લેખમાં ઉદ્દેશ નથી. ભવિષ્યમાં કદીક બનશે તો વિસ્તારથી ચર્ચીશ. આ વિષય વધારે તો સમાજશાસ્ત્રના નિષ્ણાતોએ અને રાષ્ટ્રના વિધાયકોએ વિચારવાનો છે. અહીં તો માત્ર નમ્ર સૂચન છે.

સંવનનની પ્રથા બહુ સુંદર લાગે તેવી છે. તંદુરસ્ત માનસ ધરાવતાં યુવકયુવતીઓ સંજોગવશાત્ મળે. ક્ષણિક નહિ પણ લાંબે પરિચયે સ્નેહ પોષે અને છેવટે લગ્ન કરવાનો વિચાર પોતાનાં વડીલો સમક્ષ મૂકે; વડીલો દીવાદાંડીની માફક માત્ર ભયસ્થાનો બતાવી સલાહ આપે અને એમ સ્નેહલગ્ન થાય તે કોને ન ગમે? પણ આ યોજના માટે તંદુરસ્ત માનસ ઘડવાં અને યોગ્ય ક્ષેત્ર યોજવાં બહુ મુશ્કેલ છે. વળી તેની કાર્યસાધકતા ઉપર પણ મતભેદ રહેવાનો સંભવ છે. આ અટપટા પ્રશ્ન ઉપર છૂટથી ચર્ચા થવાની જરૂર છે.

બુકોબા, પૂર્વ આફ્રિકા — ડાહ્યાભાઇ મનોરભાઇ પટેલ

---

## દિવાળીની બોણી

કોઇ દૈવી અતિથિનાં પુનિત પગલાં આંગણાને પાવન કરવાનાં હોય તેમ દીપોત્સવીના મહાપર્વને સત્કારવા લોકોએ મકાનોને ઝાકઝમાળ કર્યાં હતાં. વેપારીઓ સારા વર્ષનો હિસાબ કરી નાખવાના કામમાં પડ્યા હતા. ખેડૂતોને પાકેલું અનાજ ઘર ભેગું કરવાના કામમાં ખાવાનોય વખત ન હતો. દીપોત્સવી અંક પ્રસિદ્ધ કરવાની તમન્નામાં તંત્રીને પત્ની કે પરિવારની ઇચ્છા સાંભળવાનોય વખત નહોતો. છાપખાનામાં કામદારો રાતદિવસ કામ કરી ગૂંગળાઇ મરતા હતા. નોકરો સારી બોણીની આશાએ શેઠને ખૂશ કરવા

લગ્નના ઉમેદવારની નાલાયકી ગણાય છે એટલે તે વાપરતા નહોતા. કંઈ વિચાર કરી તેમણે પંદરેક હજાર રૂપિયા ખર્ચી અમદાવાદમાં જ મકાન બંધાવ્યું. પણ એ મકાનેય તેમની લગ્નની લાયકીમાં વધારો કર્યો હોય તેમ ન લાગ્યું.

'એમ લોભ કરવા જતાં તો લાકડાં ભેગા થઇ જશો.' એક મિત્રે તેમની સ્થિતિ સમજાવી. તેમને પણ વાળ ધોળા થતા લાગ્યા. છેવટે પાંચ હજાર રૂપિયાને ભોગે સોળ વર્ષની આશાભરી નર્મદા તેમણે ખરીદી—સમાજના શબ્દોમાં, તેની સાથે લગ્ન કર્યું.

'જે જોઇએ તે કહેજો. આપણે ત્યાં ખોટ નથી.' ઝવેરીલાલ શેઠ પત્નીની દિલગીરી દૂર કરવા કહેતા. આધેડ વયનો પતિ પોતાની યુવાન પત્નીનો પોતાના તરફનો અસંતોષ અને અણગમો દૂર કરવા તેનો પડતો બોલ ઝીલે છે. યૌવનને આંગણે ઊભેલી પત્નીના આશાભર્યા કંઇક કોડ પોતાનાથી અધૂરા રહે છે એમ સમજતો પતિ એનો બદલો વાળવા કપડાં, ઘરેણાં અને આકર્ષક સાહિત્યો વસાવે છે, નર્મદાને ખુશ કરવા પોતાનાથી બનતું બધું કરે છે.

'શેઠાણી! શું ખાવાનું બનાવું?' રસોઇયાએ નર્મદાને પૂછ્યું.

'મારે કંઇ ખાવું નથી.' નર્મદાએ કંટાળ્યાભર્યો જવાબ આપ્યો. તેને નો શેઠાણી નહોતું થવું. તેના મનના કેટલાય મનોરથો મનમાં જ રહી ગયા હતા. તેમાંય ગૃહિણીપદનું પોતાનું સ્થાન ક્યાંય ન જોતાં તેના બળતા હૃદયમાં ઘી હોમાયું. રસોઇ બનાવી પતિને પીરસવાના કોડ તેને મનમાં જ રહી ગયા. 'તમારે જમી લેવું, મારૂં કંઇ ઠેકાણું નહિ.' ઝવેરીલાલ શેઠે તેને કહી રાખ્યું હતું. તેમનું કહેવુંય ખોટું નહોતું. કેટલીય વખત ઘરાકીની ધમાલમાં જમવાની ફુરસદ રહેતી નહિ, પણ નર્મદાને મન આ કારીઘા હતો. ઘણીય વખત તો રાત્રે દશ અગિયાર વાગ્યે શેઠ ઘેર આવે ત્યારે નર્મદા નિદ્રાના સામ્રાજ્યમાં સ્વપ્નસૃષ્ટિ રચતી હોય. થાક્યા પાક્યા શેઠ આવી પૂરું જમ્યા ન જમ્યા ને ઊંઘી જાય. પૈસામાં જ સર્વસ્વ સમજતા શેઠ, પોતાના વિના કામમાં કંઇ અડચણ ન હોવા છતાં 'નોકરો તે નોકરો' માની વહેલી સવારમાં હોટલે ચડી જતા. કઇ, યુવાન પત્ની આ સ્થિતિ સહન કરે? આ પરિસ્થિતિ તેમની અને નર્મદાની વચ્ચે, અંતર ને અસંતોષ વધારતી ગઇ ને છેવટે આ વૈભવમાં નર્મદાની સ્થિતિ પાંજરામાં પુરાએલા પક્ષીના જેવી થઇ રહી.

'એમ તે ચાલે? તમે કહો તે બનાવું.' રસોઇયાએ આગ્રહ કર્યો. યુવાન શેઠાણીના પ્રીતિપાત્ર થવામાં પણ નોકરોમાં ભારે રસાકસી જામે છે. તેમ કરવામાં કામની, ખુશામતની જ જરૂર છે; એટલું જ નહિ પણ સાથે સાથે

રસિકતા પણ કેળવવી પડે છે. ભોગીલાલ રસોઇયો તો હતોજ, સાથે રસિક યુવાન પણ હતો. યુવાન પત્નીના સહવાસમાં વૃદ્ધ નોકરોજ સહીસલામત, એમ સમજતા શેઠને ભોગીલાલની યુવાની અને રસિકતા ખૂંચતાં. 'સહીસલામત' રસોઇયો શોધતું તેમનું મન કામની ધમાલમાં એ વાત વિસરી જતું.

'મને કંઇ રુચિ નથી.' નર્મદાએ આગ્રહ કરતા રસોઇયાને કહ્યું.

'અમસ્તાં તમે મૂંઝાઓ છો. શેઠને તો વાત કરવાની ફુરસદ ન હોય, પણ ઘરમાં અમે તો છીએજ ને!' રસોઇયાએ પોતાની ઉપયોગીતા બતાવી.

'મને તો કંઇ ગમતું નથી.' નર્મદાથી કહેવાઇ ગયું.

'શરૂઆતમાં એમજ લાગે. પહેલાં હું એક વકીલને ત્યાં રસોઇ કરતો હતો. તેમણે બીજી વખત લગ્ન કરેલું અને તેય તમારા જેવાં બીનઅનુભવી શેઠાણી. વકીલ સાહેબ તો શહેરમાં જાણીતા એટલે સહેજ વાત કરવાનીય એમને ફુરસદ નહિ. શેઠાણી તો બિચારાં બહુ અમૂંઝાયાં. પણ વાચાળ એટલે પછી તો મારે અને એમને મન એટલું બધું ગોઠી ગયું કે બસ વાતજ નહિ!' રસોઇયાએ પોતાની પહેલાંની કારકિર્દી કહી પોતાની મહત્તા જણાવી. પણ ત્યારે ત્યાંથી છૂટા થવાનું શું કારણ, તેનો જવાબ આપવા તે રાજી નહોતો. આમ નર્મદાના આથમતા હૃદયમાં આશાનો એક તારો ઊગ્યો. યૌવન એટલે મનના મનોરથો સફળ કરવા મથતું બળ. અને આશાની સિદ્ધિમાં ઘણાય વખત યૌવન ભાન ભૂલે છે. આથી યૌવન આંધળું મનાયું છે. પણ ખરી રીતે યૌવન એટલે સાહસિકતા. હા, કોઇ વખત યૌવન નરી નિરાશા દેખતાં ખોટી સાહસિકતા પણ કરી બેસે. આમ નિરાશાના વહેણમાં તણાતી નર્મદા રસોઇયા રૂપી આશાની ડાળીએ ચઢી બેઠી. લગ્નની અનિષ્ટ પ્રથાએ તેની આશાઓને છૂંદી નાખી હતી, પણ એ છૂંદાએલી આશાઓને પરોક્ષ રીતે સાજી થવાનો અવસર મળ્યો. છેવટે નર્મદા રસોઇયા સાથે પાંચ હજારનાં ઘરેણાં લેઇ આ પુરાએલા પાંજરામાંથી છટકી ગઇ. ઝવેરીલાલ શેઠની ચઢતી કળામાં આ પ્રથમજ પડતીનો ફટકો હતો. પોલિસને ખબર આપવામાં પ્રતિષ્ઠાને ધોકો પહોંચે તેમ હતું. નાતમાંય ખબર ન પડે તેટલી સાવચેતીથી પત્ની ને પૈસા પાછાં મેળવવાં હતાં. આ ધર્મસંકટ કોને કહેવાય? કેશવલાલ તેમનો જૂનો અને વિશ્વાસુ નોકર યાદ આવ્યો.

'કેશવલાલ, સત્યાનાશ વળી ગયું!' ઝવેરીલાલ બોલતાં બોલતાં નીચે બેસી ગયા.

'શું થયું?'

'નર્મદા નાશી ગઇ.' શેઠે કહ્યું.

કેશવલાલને મન શેઠનું દુઃખ તે પોતાનું જ હતું. શેઠને આશ્વાસન આપી વાત ખાનગી રાખવા જણાવ્યું. 'પિયેર ગઇ છે,' કોઇ પૂછતું તો શેઠ ટૂંકમાં જવાબ આપતા. ઓળખીતા સમાજમાં વાત તો ચૂંથાતી હતી, પણ જાહેર નહોતી થઇ. ભોગીલાલનો ખાનગી ઇતિહાસ કેશવલાલે મેળવી લીધો.

'નર્મદા! ચાલ.' એક ગામડામાં કેશવલાલે બંનેને પકડ્યાં. નર્મદા શરમાઇ ગઇ.

'તારું નામ દે તો મારે માથે.' કેશવલાલે સહાનુભૂતિ બતાવી. ભોગીલાલની આંખ આગળ ફોજદારનો કોરડો વીંઝાતો દેખાયો. કોઇનેય ખબર ન પડે તેમ તે ગૂમ થયો. નર્મદાને તેડી કેશવલાલ પંદર દિવસે પાછો ફર્યો. ઝવેરીલાલને મન આ પુનર્જીવન હતું.

કેશવલાલના કામની કદર કરી શેઠે તેમને મહેતામાંથી મેનેજર બનાવ્યા. પણ આર્થિક દૃષ્ટિએ એ કદરમાં કંઇ બહુ ફેરફાર નહોતો થયો. ઓળખીતાઓ કેશવલાલની સ્થિતિમાં સુધારો થયો માની પૂછતાઃ 'કેશવલાલ! હવે તો અહીં ઘર સાથે જ રહેશો ને?'

'ઘર કરતાં હોટેલનો બંગલો શો ખોટો છે?' કેશવલાલ હૃદયની વેદના છુપાવી મશ્કરીમાં વાત ઉડાવી દેતા. પણ તેમની આંખપટ ઉપર ઘરનું દૃશ્ય ખડું થતું.

'બાપુ! અમનેય અમદાવાદ લેઇ જાઓ ને.' કેશવલાલ ઘેર જતા ત્યારે નિર્દોષ બાળકો કોટે વળગી પડીને કહેતાં.

'શહેરમાં રહેવું હોય તો ફરી અવતાર લો ત્યારે.' પિતા જવાબ આપે તે પહેલાં માતા કટાક્ષમાં કહેતી. બાળકોને તો કંઇ સમજ પડતી નહિ, પણ કેશવલાલને કાળજે કાપા પડતા.

'આ જીવ પણ રડચો શું સુખ દેખી આ ખોળીઆમાં પડચો રહ્યો છે.' પતિવિયોગથી કંટાળી સમસમી રહેલી પત્નીથી બોલી જવાતું. કેશવલાલને પોતાની નાલાયકી ઉપર તિરસ્કાર આવતો. લગ્ન કરી તેણે પત્નીને શું સુખ આપ્યું હતું? સહજીવન ગાળવાનો કદીયે લાંબો વખત મળ્યો છે? ને તેમાંય એ ત્રણ બાળકોની જવાબદારી તેના ઉપર નાખી એટલે પડ્યા ઉપર પાટુ નહિ? નોકરી છોડી ઘેર આવું તો? પત્ની ને બાળકો સુખી ન થાય? પણ ખાવાનું શું? કેશવલાલની વિચારસૃષ્ટિ ખાવાના પ્રશ્ન આગળ અટકતી. શહેરી જીવન અને તેમાંય વીશીનો ખોરાક, સાથે હોટલની બાર પંદર કલાકની નોકરીથી

શરીરમાં શેઠેલો પાપડ ભાગવાનીય શક્તિ રહી નહોતી. એટલે એ નોકરી છૂટે જ છૂટકો માની તે પત્ની અને બાળકોનાં દયામણાં મુખ તરફ દૃષ્ટિ કર્યે જ છૂટકો માની તે પત્ની અને બાળકોનાં દયામણાં મુખ તરફ દૃષ્ટિ નાખી વર્ષમાં એક વાર પરાણે મેળવેલી પંદર દિવસની બીનપગારી રજા ભોગવી શેઠની છત્રછાયા નીચે જવા ચાલી નીકળતો.

'બા! બા! બાપુએ ફટાકડા મોકલ્યા.' બાળકોએ હર્ષમાં ભાગ લેવા બૂમ પાડી. હોટલના નોકરો દીપોત્સવીના પર્વમાં ઘેર તો ક્યાંથી આવી શકે? આથી કેશવલાલ બાળકો માટે દારૂખાનું મોકલી સંતોષ માનતો. કાળમાં વર્ષના છાપા પાડતું આ પર્વ માણવા શહેરમાં વસતાં કેટલાંય કુટુંબો પોતાના મૂળ વતન ગામડાગાં આવતાં. દરેક ઘેર આનંદની હેલી જામતી. શહેરમાંથી આવેલાં બાળકો ગામડાના ખુલ્લા રસ્તા ઉપર નિર્ભયપણે દોડાદોડ કરી મૂકતાં. પણ કેશવલાલની પત્નીને તો આ હોળીના દિવસો હતા. પાડોશીઓના આનંદથી તેને આઘાત થતો. તે દ્વેષી ન હતી, પણ તેને પોતાની એકલતા સાલતી. છતાં કેશવલાલ એ સ્થિતિને વિસારે મૂકી નવા વર્ષ માટે નવી નવી આશાઓ બાંધતો.

'કેશવલાલ! ...' ઝવેરીલાલ શેઠ કંઇ કહેવા જતા હતા, પણ આગળ ન બોલી શક્યા.

'શું છે?' કેશવલાલે પ્રશ્ન કર્યો. વરસનો છેલ્લો દિવસ હતો એટલે બોણીની વાત કરતા હશે એમ તેને લાગ્યું. 'સુતારનું મન બાવળીએ' તેમ દિવાળી ઉપર નોકરોનું મન બોણી ઉપર હોય છે.

'તમારી દયા આવે છે, પણ ...' શેઠ આગળ બોલતાં અટક્યા.

'કંઇ ખરાબ તો નથી થયું ને?' કેશવલાલને શંકા આવી.

'લાચાર છું. ન છૂટકે તમને ...'

'શા માટે અચકાઓ છો? મારાથી બનતું કરીશ.' શેઠને કેશવલાલે દુઃખી ધાર્યા.

'આજથી તમને નોકરીમાંથી છૂટા. ...'

'હેં!' વાત સમજતાં કેશવલાલ ઉપર વિજળી પડી હોય તેમ નિરાશાનો અવાજ નીકળી ગયો. ચક્કર ચક્કર ભમતું માથું જાણે ધડથી છૂટી નીચે પડશે માની તેમણે માથાને બે હાથે પકડી રાખ્યું.

'શું કરૂં? મને બહુ લાગે છે. પણ અત્યારની સ્થિતિમાં ખર્ચને પહોંચી વળાય તેમ નથી.' શેઠે કારણ બતાવ્યું. પણ ખરૂં કારણ આફ્રિકાથી રખડી પાછા ફરેલા પોતાના ભત્રિજાને પોષવો હતો. સ્વાર્થાન્ધ શેઠ કેશવલાલની સેવા અને સ્થિતિ વિસરી ગયા. આમ ખાનગી નોકરીની અસ્થિરતાને કારણે જ સરકારી નોકરીના કાયમી લાલચુ ટુકડા માટે પડાપડી નહિ થતી હોય?

'સારૂં.' કેશવલાલ વધુ ન બોલ્યો. સ્વાર્થથી અંધ બનેલા સત્તાધીશને સમજાવવો એટલે ભેંસ આગળ ભાગવત! તેમણે ઘેર જવા પહેલી ગાડી પકડી.

'બા! બા! બાપુ આવ્યા.' મહોલ્લામાં રમતાં બાળકોમાંથી એક, કેશવલાલને જોતાં, માતાને વધાઇ આપવા દોડયું.

'કેમ એકદમ!' આમ અચાનક બેસતા વર્ષને દિવસે પતિને આવેલા જોઇ પત્નીએ પ્રશ્ન કર્યો.

'નોકરી ગઇ!' અત્યાર સુધી મહામહેનતે જાળવી રાખેલી સ્વસ્થતા કેશવલાલે ગુમાવી. તે નીચે બેસી પડયો. બાળકો એક બીજાની સામે જોતાં તાકી રહ્યાં. પત્ની પતિ અને બાળકો સામે જોઇ વિચારમાં ઝોલા ખાવા લાગી.

'કેમ છૂટા કર્યા?' પતિને સ્વસ્થ થતાં પત્નીએ પૂછ્યું.

'દિવાળીની બોણી આપી!' કેશવલાલના મુખમાંથી જવાબ નીકળ્યો.

**નેદ્રા, તા. પાદરા** **ઈશ્વર પેટલીકર**

---

## સાલ મુબારક

**'પાટીદાર'** માસિકના વાચકો, પૂ. નરસિંહકાકાને પ્રયાસે કરીને તમને કદાચ 'પાટીદાર' માસિક નૂતન વર્ષને નૂતન દિવસે તો નહિ, પણ પછીને દિવસે તો મળશેજ. છતાંય તમોને આ દિવસોમાં આ માસિક વાંચવા જેટલી ફુરસદ ભાગ્યેજ હશે. કારણ કે કંઇક મિત્રોને તમો સાલમુબારક લખવા બેસી ગયા હશો, કંઇક વેપારીઓની વેપારસફળતા ઇચ્છવા બેસી ગયા હશો, પોતાના ગામના મિત્રમંડળને ચા-પાણીનાં આમંત્રણ આપવામાં ને ઝીલવામાં પડી ગયા હશો. આ બધું શા માટે? દિવાળી ઊજવવા માટે. વર્ષનો છેલ્લો દિવસ દિવાળી ગણાય, અને તે પૂરૂં થતું વર્ષ આપણે સુખશાન્તિ ને સફળતાથી પૂરૂં કર્યું, તે બદલ એકાદ દિવસ ઊજવવો તેનું નામ દિવાળી. તેને બદલે કંઇક યુવકયુવતીઓ વિવિધ વસ્ત્રોમાં વિભૂષિત થઇને ફરે છે. સ્ત્રીઓ તો જાણે દાગીનાના ભારથી હેરાન થતી હોય તેમ ઢળી ઢળીને ચાલે છે અને છતાંયે તે દાગીના દૂર કરવા નારાજ જણાય છે. પાંચ છ દિવસ નિરંતર ઊંચી ઊંચી જાતનાં વિવિધ ભોજનો જમવામાં આવે છે, નાનાં બાળકો દારૂખાનું ફોડવામાં મસ્તાન બનેલાં જણાય છે.

વાચકો, આ સિવાય આપણી પાસે દિવાળી કે બેસતા વર્ષ માટે કંઇ કરવા જેવું ખાસ કામ હોતું નથી, બલ્કે છે છતાં આપણે કરતા નથી. તેનું કારણ એ કે આપણે તેની મહત્તા સમજી કે સ્વીકારી શકયા નથી, અર્થાત્

આપણે કોઇ દિવસ આપણો સંસાર સુધારવાનો વિચાર સરખોય કર્યો નથી. આપણે જીવનના અનેક સળગતા પ્રશ્નો ઉકેલવાના પ્રયત્નો સરખા યે કર્યા છે? આપણા સંસારમાં ઘેરે ઘેર કુસંપમાં ને કંકાસમાં કંઇક યુવતીઓ મોતને શરણે જાય છે તેનાં કારણો આપણે કોઇ પણ દિવસ શોધ્યાં છે? આમ આપણા જીવનમાં ને સંસારમાં હોળી સળગતી હોય ને ઉપરથી દિવાળી બતાવીએ તે ક્યાંથી નભે? ખૂદ દિવાળીને દિવસે ઘેર ઘેર ફરીને નિરીક્ષણ કરતાં ભાગ્યે જ કોઇ ઘરમાં ખરી દિવાળી જણાશે. ખૂદ દિવાળીને દિવસે પણ કંઇક અબળાઓ અગીઆરશ સેવે છે, પછી તેને ઘેર તે દિવાળી કે હોળી! આ બધાં કલેશો 'બની બનાઇ બન ગઇ' એ સૂત્ર પ્રમાણે વિસારે મૂકી નવી સાલે નીચે પ્રમાણેની ભાવના કેળવાય તો જરૂર સમાજને આંગણે આવતી દિવાળી તે દિવાળી જ જણાશે.

સમાજનું દરેક યુગલ પોતાના આત્માના મલિન વિચારો દૂર કરી સદ્ભાવ કેળવે, કંકાસનાં કુવૃક્ષો કાપી નાખી સદ્ગુણના બીજના સાથીઆ પૂરે, દરેક પતિપત્ની એકબીજાથી ઉચ્ચ ગણાવાની અહંભાવના છોડી દેઇ પતિપત્નીનું સમાનક્ષેત્ર સમજે, સમાજના દરેક ક્ષેત્રમાં બન્ને સાથે રહી ઘરને—સમાજને—આગળ ધપાવ્યે રાખે.

પતિ સમજે કે સ્ત્રી એ નિર્જીવ વસ્તુ નથી, પણ સજીવ માનવી છે. પોતાને છે તેવો આત્મા તેને પણ છે. પોતે માણસ છે તેમ સ્ત્રી પણ માણસ છે, બલ્કે સંસારક્ષેત્રમાં વધુ જવાબદારીભરી વ્યક્તિ છે, એટલે તેને ગમે તેમ વેડરી નાખવા જેવી નથી. તેના ઉપર ગુલામીનો દોર ચલાવવો કોઇ રીતે ઉચિત નથી, બલ્કે પોતે પતિ છે તેટલા જ ખાતર પોતાને તેવો અધિકાર નથી. તે પોતાની નોકર નથી, પણ જીવનસાથી છે. પોતાના ભોગવિલાસનું રમકડું નથી, પણ પોતાની પાછળ પોતા જેવાં ઉત્તમ સંતાન ઉત્પન્ન કરનાર ગૃહિણી છે. આમ તે પોતાથી કોઇ રીતે ઊતરતી છે એમ માનવાને કોઇ પ્રમાણભૂત કારણ નથી. છતાં પણ તેમ માનીને આપણા સમાજને આપણે જ અવનતિને પંથે દોરી રહ્યા છીએ, તેના જવાબદાર આપણે જ છીએ. છતાં યે પુરુષો પોતાને તટસ્થ રાખી સ્ત્રીઓને દોષિત ઠરાવે છે, એમ ન બનવું જોઇએ અને તાડનશાસ્ત્રનો ઉપયોગ ન થવો જોઇએ, પણ બન્નેએ સંસારક્ષેત્રમાં એકબીજાની ભૂલ કબૂલ કરી મન નિર્મળ રાખી 'બે પાંખોથી ઊડશું વિશ્વ મોઝાર' એ પ્રમાણે પતિપત્નીના વિકાસક્રમમાં આગળ વધ્યે રાખવું જોઇએ. સ્ત્રીઓ જગતની કલ્યાણકારી દેવીઓ છે, સ્ત્રીઓ પૃથ્વીને પાટલે પવિત્રતા પાથરનારી શક્તિઓ છે. સંસારબગીચાની સુન્દર ને મઘમઘતી વેલડીઓ સ્ત્રીઓ છે અને પુરુષ-

કરી રહી છે. પરંતુ સાધનસંપન્ન માણસોની બેદરકારી અને આર્થિક તુમાખીને લીધે ચાલુ સ્થિતિ બદલાતી નથી. તેમાં એ રૂઢિચુસ્ત અજ્ઞાન વહેમી સ્ત્રીઓ આગળ પુરુષોનું કાંઇ ચાલતું નથી, તેમજ પુરુષો એ બાબતમાં અત્યંત બેદરકાર રહે છે—અને સિદ્ધાન્તને વળગી રહેવાની અશક્તિ, તથા કૌટુમ્બિક કલહના ડરથી આગળ પડીને એ વસ્તુ રોકવા માટે એક શબ્દ પણ બહાર કહાડતા નથી—ચાલતું આવ્યું હોય તેમ ચાલવા દો—કોણ નકામું આડે આવે! ન્યાતનો રિવાજ તે કરવુંજ પડે, ગત આત્માની દુર્ગતિ થશે એ બ્રાહ્મણોએ પેસાડી દીધેલા બુદ્ધિહીન વહેમને લીધે આ અનિષ્ટ રિવાજ ચાલુ રહ્યો છે. ઊંચી ગણાતી કોમોમાં પણ સંવત્સરી, શ્રાદ્ધ, અગીઆરમાં, બારમાં, તેરમાં ચાલ્યાંજ કરે છે. એક તો વહેમ અને અજ્ઞાનમાં વધારો થાય છે, અને ગરીબ માણસોને નાહકના પૈસાનો વ્યય થાય છે. યુવક વર્ગ આગળ પડીને આ પ્રથા સદંતર બંધ કરવા માટે બહાર પડે તો કંઇક ફેર પડે.

પાટીદાર કોમમાં આ અનિષ્ટ ઝુંબેશ ઠીક પ્રમાણમાં ઊપડેલી છે અને એનો યુવકવર્ગ જાગ્રત થયો છે, તેને પરિણામે સિદ્ધાન્તવાદી યુવકોનો માર્ગ સરલ થયો છે. સમાજ તરફથી આવા યુવકોને ઉત્તેજન આપવું જોઇએ. તેમના કિસ્સા ઉપરથી પછાત રહેલાં વહેમી સ્ત્રીપુરુષોને પ્રેરણા મળી શકે એવી રીતે તેમના પગલાની જાહેરાત થવી જોઇએ. આ જમાનામાં ભાષણો કરતાં છાપાં એક મોટી શક્તિ છે તેનો ઉપયોગ કરીને સમાજમાં જાણ કરાવવી જોઇએ.

હમણાંજ થોડા વખત ઉપર અમારા વાંચવામાં આવ્યું છે કે પીજ નામના ચરોતરના ગામના એક યુવાન ભાઇ શનાભાઇ ઉત્તમભાઇ પટેલ અંકલેશ્વરની વૅકેશનલ ટ્રેનિંગ સ્કૂલમાં શિક્ષક છે. તેમનાં પત્ની તા. ૭ઃ૭ઃ'૩૮ને રોજ ગુજરી ગયાં. રૂઢિચુસ્ત પિતાએ પ્રેતભોજનની તૈયારી કરવા માંડી. શનાભાઇ અંકલેશ્વરથી પોતાને ગામ દોડી ગયા. અને ખૂબ સમજાવટ કરીને પત્નીના સ્મારક તરીકે કપડાં અને પુસ્તકોનું દાન કર્યું. વળી એનોમાં 'પાટીદાર' માસિકનો પ્રચાર થાય તે માટે તેના ફંડમાં પૈસા આપ્યા, અને બીજી રીતે સાર્વજનિક હિત માટે થોડો ખર્ચ કર્યો, પણ મિષ્ટાન્નભૂખ્યા બ્રાહ્મણોએ પાડેલી અક્કલહીન પ્રણાલિકા પ્રમાણે ભોજન તો નાજ કરાવ્યું. આવા મક્કમ આદર્શપ્રેમી યુવકોજ સમાજને ઊંચે લાવી શકશે. ઢીલા, પોચા, ડાહ્યાડમરા ગણાતા નમાલા યુવકો સમાજનું કાંઇ ઉકાળવાના નથી. પીજના ભાઇને અમારાં અભિનંદન છે. શ્રાદ્ધ સંવત્સરી, બારમાં, તેરમાં, વરસી વગેરે પ્રસંગે પ્રેતભોજનના બચાવમાં કેટલીક વાર એવી દલીલ કરવામાં આવે છે કે એ જાતની પ્રથા માત્ર હિંદુઓમાંજ

છે એમ નથી. બીજી કામોમાં, દાખલા તરીકે પારસીઓમાં, પણ એને મળતી પ્રથા જોવામાં આવે છે. અલબત્ત, આ દલીલથી પ્રેતભોજનની યોગ્યતા કોઇ રીતે સાબીત થતી નથી. અમુક રિવાજ અનિષ્ટ હોય તે જગતના ઘણા દેશોમાં અગર ઘણી કોમોમાં પ્રચલિત હોય તેટલા જ કારણસર તે ઇષ્ટ અગર આવકારદાયક અથવા ચાલુ રાખવા જેવો ગણવાનું કાંઇ કારણ નથી. મનુષ્યના મરણ પછીની કોઇ સ્થિતિમાં બ્રહ્મભોજન, જ્ઞાતિભોજન, પુરોહિતો અગર ધર્માચાર્યો અગર સાધુસંતોને ભોજન વગેરેથી તેના આત્માનું કલ્યાણ થાય છે એવી માન્યતા જગતમાં ઘણા ધર્મોમાં છે એટલીજ વાત એથી સાબીત થાય છે, ઘણા ધર્મોમાં છે માટેજ એ વાજબી છે એમ માનવાનું કારણ નથી. મૃત આત્મા પાછળ કોઇ જાતના ભોજનની આવશ્યકતા હોય એ સાદી અક્કલમાં તો ઊતરતું નથી, પરંતુ તેની પાછળ ફરજિયાત લખલુટ ખર્ચ, મોટા સમારંભો, કુટુમ્બને નિરાધાર કરીને પણ 'કુળની આબરૂ' સાચવવાના ખોટા ખ્યાલથી પૈસાનો દુર્વ્યય, એ બધું તો સર્વ રીતે અનિષ્ટજ છે અને એની સામે પ્રબળ વિરોધ શિક્ષિત યુવકવર્ગે ઉઠાવવાની ખાસ જરૂર છે.

'જ્યોતિર્ધર' તા. ૨૪:૯:૧૯૩૮ શારદાબેન મ્હેતા



## ન્યાય

આજે તો હું મારા 'માખણિયા'નો કપાસ જોવા ગએલો. વર્ષાદની જરૂર હતી. કાળી જમીન પત્થર જેવી કડક થઇ ગઇ હતી. કપાસનું બી પલળી, પીગળી ડૂંખો કાઢી આકાશ તરફ જોઇ રહ્યું હતું. એકેય આભલું તેની ઉપર કૃપા કરે એમ નહોતું. ખેતરનું નામ 'માખણિયું' હતું, પણ તેની જમીન આજે લોઢા જેવી નક્કર બની ગઇ હતી.

'શું ખેડૂતની તે જિંદગી છે? નહિ ખાધાના, નહિ પીધાના, નહિ પહેર્યાના. દિવાળીના દીવાઓ આવતા જણાય છે. લક્ષ્મીનાં પૂજન થશે, જલેબીનાં કુંડાળાં તળાશે. હા, પણ તેથી મારે શું? હું તો મારા બળદ કરતાંય ખરાબ જિંદગી ખેંચી રહ્યો છું. હળલાકડું હાંકવાથી હાથ ઉપર કણીઓ બાઝી છે. રાતદિવસ કોદાળો અને ખરપડી લેઇ ખેતરમાં ગંડચોજ રહું છું, છતાં આ નાનું સરખું પેટ ભરવાનેય દાણો મળતો નથી. મેં તે શાં પાપ કર્યાં હશે? ભગવાન વર્ષાદ નહિ મોકલે તો વ્યાજ શી રીતે ભરાશે? આબરૂ શી રીતે

સચવાશે? હજુ તો દીકરાદીકરીઓ બધાંય કુંવારાં રહ્યાં છે.' આવા આવા તરંગો મનમાં રમતા હતા.

'મુવું ખેતર' એમ કહીને મેં તો ઘર તરફ ચાલવા માંડ્યું. ગામમાં આવી લાગ્યો. એક વેપારીની દુકાનમાં નજર નાખી, તો ગોળનાં ધાડવાં ફોડાતાં જોયાં. ઘી વિના તો દરરોજ ચલાવીએ છીએ, પણ થોડો ગોળ હોય તો રોટલો ભાવે એમ વિચાર આવ્યાથી ભાવ કરી એક ધાડવું ખરીદ્યું. મને મારા પોતાના કરતાં મારાં છોકરાંનો વિચાર મનમાં વધારે હતો. બિચારાં ઊઠે છે ત્યારથી 'ખાવું છે, ખાવું છે,' કરતાં ઊઠે છે, ગોળ ને જુવારના લોટની રાબડી સારી થાય. મેં તો એક ધાડવું ખરીદ્યું, તરતજ માથે ઉપાડ્યું ને ઘેર આવ્યો. મારૂં નામ અને ધાડવાના ભાવતાલ દરરોજની ટેવ પ્રમાણે શેઠે લખી લીધા. મારામાં ભગવાને પહેલેથીજ અક્કલ ઓછી મૂકેલી એટલે ભણી શકેલોજ નહિ. શેઠના અક્ષર મારે માટે ઝીણી ઝીણી ઝિમેલો જેવા હતા. કલમ ઝાલતાં ન આવડે, પછી શું? સહીં કરવી હોય તો શેઠ હાથ ઝાલી ઘૂંટાવે ત્યારે બને!

મેં ધાડવું તો ખરીદ્યું, પણ ચિંતા થવા માંડી. 'આવો વિલાસ મારે કેમ પાલવે? ન ખરીદ્યું હોત તો સારૂં,' એમ થયું. દુઃખથી માથું ભારે થવા માંડ્યું, હૃદય શેકાવા લાગ્યું. 'બે દહાડા પછી શેઠ પૈસા માગશે, આપવું શું? આ ધાડવું તો ખવાઇ જવાવાનું! આ ભૂખ ક્યાંથી આવી? છોકરાં ને બૈરી ખાતાંજ ન હોય તો કેવું?' મને કંઇ કંઇ વિચારો આવ્યા.

બૈરી રોટલા ઘડતી હતી. તેના વાળમાંથી પસીનો નીતરતો હતો. કરાંડીઓ સળગી ભડકા કરતી હતી. ચૂલો ચિતા જેવો લાગતો હતો. ઘાસતેલનો દીવો ઝાંખો ઝાંખો બળી મારી બૈરીની સેવા બજાવી રહ્યો હતો. ધુમાડાના ગોટા તેની આંખોમાં ભરાઇ આંસુ વરસાવતા. એક મોટી કથરોટમાં તે જુવારનો લોટ ગુંદતી હતી. પાસેજ મારો નાનો પુત્ર તેની માને મદદ કરી રહ્યો હતો. 'રડયા, કૂટયા' વગેરે શબ્દાલંકારોથી તેની મા તેનો આભાર માની રહી હતી અને વારંવાર ચૂલામાંથી સળગતી કરાંડી લેઇને તેને દૂર ખસેડવા મથતી. મારા ગૃહસંસારનું આ અદ્ભુત દૃશ્ય હું ટગર ટગર જોઇ રહ્યો.

મને તો ભૂખ લાગી હતી. ધાડવાનું દુઃખ અને પેટની ભૂખ એ બે સંકટોથી હું તદ્દન જ્વાળામુખી જેવો ગરમ થઇ ગયો. 'હું આ બૈરીને પાળું, પોષું, તેને વાસ્તે વૈતરાં કરૂં, છતાંય વખતસર ભાણું ન સચવાય! આ તે કેવી બૈરી!' હું મારી સાન ભૂલ્યો. આ દુઃખોના દાવાનળોથી મારામાં ક્રોધ

આપી ગયો. જિંદગી સુધી દાબી રાખેલી વ્યથાઓએ ઉશ્કેરી મને રાક્ષસ બનાવ્યો. ગળેલાં અપમાનો, ભાગી કકડા થએલું સ્વમાન શરીરની નસોમાં સચવાઇ રહ્યું હતું તે ક્રોધમાં ઊભરાઇ ઊઠ્યું. એક શબ્દ પણ બોલ્યા વિના મારી બૈરીની પાછળ જઇ મેં એક તમાચ ખેંચી કાઢી. એટલાથી મને સંતોષ ન થયો, મેં તેના બરડા ઉપર સાતેક ઢીંકો પણ મારી. વલોણું ખેંચી, પાણી ભરી, જાર દળી, ડાંગર ખાંડી, પીંછા જેવો થઇ ગએલો તેનો દેહ કચરોટમાં ઢળી પડ્યો. બાળક રડી ઊઠ્યું. મારી સ્રીને ખબર નહોતી કે મેં તેને કેમ મારી. મારી આંખના ડોળા ઉકાળેલા લોખંડ જેવા લાલ થઇ ગયા. હું તો પતિદેવ હતો, પેલા રડતા બાળકનો બાપ હતો!

તરતજ ક્રોધ શમી ગયો. મને ઊલટી મારી બૈરીની દયા આવી. 'અરેરે! આ બિચારીને શાને મારી? સવારમાં વહેલી ઊઠે, ચાકરના રોટલા ઘડે, સીમમાં નિંદવાય આવે—મારા કરતાંય અધિક વૈતરું કરે—છતાંય હું એનું પાલણપોષણ કરનારો પતિ! અરે, મારા ઘરના એક ગંધાતા ખૂણામાં પડી રહે, રોટલાનો બડચાંઓ અને મરચાની ચપટીથી ચલાવે, અને રાતદિવસ તેના બદલામાં આખો ઘરનો ભાર ઉઠાવે; છતાંય હું એને ખવરાવનારો દાનેશ્વરી!' તે બિચારી એકજ વાક્ય બોલી: "ચાર ચાર છોકરાંના બાપ થયા, તોય મારવાની ટેવ ન ગઇ." મારું હૃદય પસ્તાવો કરવા લાગ્યું. મને શરમ આવી. મારું સ્વાભિમાન સચવાય એટલા માટે 'હોં હોં' કરી મેં રસોડું છોડ્યું. ઘરના ઓટલા ઉપર જઇ બેઠો.

એટલામાં એક કૂતરું ભસી ઊઠ્યું. એ કૂતરાનો ભસભસાટ સાંભળી બીજાં કૂતરાં ભસી ઊઠ્યાં અને એક અવર્ણનીય સંગીતમાં સારુંય ગામ તરબોળ થઇ ગયું.

આ મારા દુષ્ટ વર્તનનો ન્યાય કોણ કરશે? સરકારની કચેરીનો મેજિસ્ટ્રેટ કે ધર્મશાસ્રનો શ્રીહરિ? મારાં ભૂખ અને દુઃખનું ભાન જેને નથી એવી સરકાર આવની કાલે તેનું મહેસુલ માગશે, અને મારે હાથે મારી બૈરીને વધારે માર ખવરાવશે; એવી આંધળી સરકારનો મેજિસ્ટ્રેટ કેવાં કાટલાંથી મારા વર્તનનો ઘડો કરવાનો છે? વાદળું ન વર્ષાવે અને વિદ્યા ન આપે તેવો શ્રીહરિ અહોરાત દાદ માગીએ તોય કૈલાસના બરફમાં ઠરી ગયો હોય તેમ બોલે છેય ક્યાં? તે મારાં કૃત્યોનો સારાસાર ખેંચવા કેટલો અધિકાર ધરાવે છે?

કૂતરાંના રાગડા વચ્ચે જતા હતા, અને ગામના સારાય વાતાવરણ ઉપર અબજો સ્મશાનો ધસડાઇ આવતાં હોય એમ લાગતું હતું!

ડબ્લીન, આયર્લૅન્ડ

રણછોડભાઇ પ. પટેલ

# આંધળું અનુકરણ

સુધારાની ધૂનમાં જૂનું એટલું સોનું એ હવે ખોવાઇ જવા લાગ્યું છે. નવી આંખે નવા તમાશા એમ ઊજળું એટલું દૂધ દેખાવા લાગ્યું છે. શ્રમજીવીઓને શ્રમે માલેતુજારો માનવધર્મ ભૂલી જવા લાગ્યા છે. સ્વાર્થાન્ધો પોતાના પગ તળેનો દાનાવળ પણ વિસરી જતા જણાય છે. ખેડૂત એ અધમ કોટીનું પ્રાણી હોય એમ એની તરફ ઘૃણાથી જોવાય છે. 'ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર, નફટ નોકરી, નીચ ભીખ' વાળી કહેવત ભૂલી જવાઇ છે. તેને બદલે 'સર્વશ્રેષ્ઠ નોકરી, મધ્યમ વ્યાપાર, નીચ ખેતી અને ન મળે તો ભીખ ઠીક' એમ સમજાવા લાગ્યું છે. આથી પરિણામ એ આવ્યું છે કે ખેડૂતો ભાગતા જાય છે. કૃષિકારનો ધંધો છોડી મીલોમાં મજૂરી, પેઢીઓમાં નોકરી, સ્વતંત્ર ધંધા તરફ ખેડૂતના દીકરા વળતા થયા છે. ભગવદ્ગીતાને આધારે કૃષિકારનો આપણો ધર્મ છોડી ઇતર ધર્મમાં જવાથી એ પ્રમાણે આપણું અધઃપતન થવા લાગ્યું છે. જનતા ઉપરનો ખેડૂતનો કાબુ નામશેષ પણ રહ્યો નથી. ખેડૂત માનને પાત્ર દેખાતો નથી. સમાજમાં એનું સ્થાન નથી. આ બધા માટે પાશ્ચાત્ય પદ્ધતિનું આંધળું અનુકરણજ જવાબદાર જણાય છે. નહિ તો ગામડામાં શ્રમજીવીઓના શ્રમ ખૂંચવી લેઇ તેને સ્થાને નળ શા? ચક્કી શી? અને હેલર શાં? યુરોપના દેશો 'આવક વધારો, આવક વધારો'ની બાંગો પોકારે છે, જ્યારે આપણે અહીં 'ખર્ચ ઘટાડો, ખર્ચ ઘટાડો'ની, અને તેમાં વળી શ્રમજીવીઓ ઉપર જીવનારા તરફથી તો શ્રમજીવીઓને નળ વગેરેનાં 'ખર્ચ વધારો, ખર્ચ વધારો'ની બૂમો પાડવામાં આવે છે. કેટલો બધો ફેર છે વિચારોમાં! બારમાં ઓછાં કરો, કરોય નહિ, વિવાહવાજનમાં ખર્ચ ઓછા કરો; પછી ભલે રાવબહાદુરો રાજામહારાજાઓને પાર્ટીઓ અપે, ભલે મિત્રો હોટેલોમાં ચાના કપ રોજ ડઝનબંધ ઉડાવે, નાચપાર્ટીઓમાં ભલે શ્રમજીવીઓના પસીનાની આહુતિઓ અપાય, નાટકસિનેમા ભલે રોજ જોવા જવાય! છતાં તેઓની જિંદગીમાં એકાદ પ્રસંગ આવે એમને કહેવા જવું–કહેતા રહેવું કે ખર્ચ ઓછા કરો–કરોજ. આનો અર્થ એટલોજ કે નીચલે વર્ગે ઉપલા વર્ગ માટે નાણાં બચાવવાં અને એમને લીલાલહેર કરવા દેવી. જો એમ ન હોય તો આજ કયો વર્ગ ખેડૂતને દુઃખે દુઃખી થવા બહાર પડયો છે? મહેસૂલ ઓછું કરવાવાળો વર્ગ કોંગ્રેસ કહેવાય. જમીનપદ્ધતિ, ગણોતપદ્ધતિ બદલવાનું બીડું ઝડપનાર કાયદામંડળ કહેવાય. પણ જ્યાં સુધી હિંદના દરેકની દૃષ્ટિ 'આવક વધારો' શબ્દો તરફ નથી ત્યાં સુધી આ બધાં ઝાંઝવાનાં જળ સમાન અમને તો દેખાય

છે. હું કોઇ પણ વસ્તુ ઓછી કરવાના કરતાં વધારવાની પદ્ધતિઓને ચાહનાર હોવાથી મને એમ જ લાગે છે કે આપણે ટૂંકા થઇ જવું, આયુષ્યે ઓછા ભોગી બનવું, (ઉમરે) નિવૃત્ત દશામાં બેસી જવું ને બીજી પ્રજાઓએ જ આગળ વધવું એનો અર્થ શો? શા માટે આપણેય લાંબું આયુષ્ય ન ભોગવવું? શા માટે આપણે લાંબા પહોળા, જાડા ન થવું? શા માટે આપણે સામાજિક, આર્થિક, ધાર્મિક (આધ્યાત્મિક), રાજકીય દિશામાં આગળ ન વધવું? પણ મતિ જ ટૂંકી હોય ત્યાં જાગૃતિ જ કામ આવે ન આવે તેનીય કોને પડી છે?

મહેસૂલમાં ઘટાડો ૫૦ ટકાનો થાય તોય ખેડૂતનું દારિદ્ર્ય ફીટે એમ મને તો નથી લાગતું. ભલે ખેડૂતો મહેસૂલમાં જમણું કરવાનું કહે, પણ હુંડિયામણના ભાવ ઊંચા લેઇ જવાથી એ બમણું મહેસૂલને બદલે અઢીગણો ફાયદો માલની પેદાશમાં ભાવના વધવા સાથે જ. 'રાયણની ખોટ કોકડીઓમાં' વસૂલ થઇ જશે. હાલમાં હુંડિયામણનો ભાવ ૧૮ પેન્સનો હોવાથી પૌંડને ભાવે રૂા. ૧૩–૫–૪ થાય છે. ધારો કે એ ભાવે ૧૦ મણ અનાજ વિલાયત જાય તો રૂા. ૧૩–૫–૪ હાથમાં આવે. હુંડિયામણનો ભાવ ૧૬ પેન્સ કરવામાં આવે તો એ ભાવે તેટલા જ ગણના રૂા. ૧૫–૦–૦ ઊપજે. અને જો ૧૨ પેન્સનો રૂપિયો કરવામાં આવે તો એ જ ૧૦ મણ અનાજના રૂા. ૨૦ ઊપજે. એટલે ૧૦ મણ માલ પેદા કરવાનો ખર્ચ એ જ, મજૂરી એટલી જ અને ભાવના વધવા સાથે દર ૧૦ મણે રૂા. ૬–૧૦–૮નો ચોકખો વધારો મળે.

આ ઉપરાંત પરદેશથી આવતા માલ ઉપર જ્યાં રૂા. ૧૩–૫–૪ ભરવા પડે છે તેને બદલે રૂા. ૨૦–૦–૦ ભરવા પડે, એટલે અત્યારના કરતાં વિદેશી માલ રૂા. ૬–૧૦–૪ મોંઘો પડે; તેથી દેશી માલનો ઉઠાવ ચાલુ ભાવે પણ વધારે થાય, બેકારોને રોજી મળે, હુન્નરઉદ્યોગ પગભેર થાય, દેશની લક્ષ્મી દેશના નારાયણો પાસે રહે અને પ્રજાનાં કાંડાંબાવડાં મજબૂત બને, આર્થિક સ્થિતિ સુધરે, વ્યાપારરોજગાર સ્થાયી થાય, ભૂખમરો ઓછો થાય અને આબાદી વધે. આ તરફ કોઇ બીજા દેશોનું અનુકરણ કરતું નથી એ દુઃખની વાત નથી?

ખેડૂતોની પાસેથી પશુધન ગયું, તેની સાથે આરોગ્યેય ગયું. કોશ-હળની જગાએ પંપ-ટ્રેક્ટર પેઠાં. પીવામાં રૂા. ૧૦૦ની તમાકુ પકવનારને રૂા. ૮૦–૯૦ પંપવાળાને ભરવાના આવે, જે એને એની મજૂરીમાં બચવાના હતા. હાથનાં–લાકડાંનાં હળોમાં સુથારલુહાર વગેરેની રોજી હતી, હળને માટે બે બળદ જોઇતા હતા, તે ગયાં ને ટ્રેક્ટરે ઘર ઘાલ્યાં, અને તે બધુંય

બહારનું! એ ટ્રેક્ટર ખેંચે તેવા બળદેય નથી, તેમ તેની પાછળ ફરે—ઊંચકે એવા બાંધાના ખેડૂતોય નથી, ત્યાં એ ઓજારો શા કામનાં?

નવરાશના વખતમાં એક્કા, ડમણિયાં, ગાડાં ભાડે ફેરવી બહારથી આવનારા પાસેથી વરસમાં દસબાર હજાર જેટલી રોકડ ઉપજ કરનારા ગાડીતોને એક્કા–ડમણિયાં વાળાઓને આળસુ ને એદી બનાવી તેમના શ્રમની જે ઊપજ હતી તે મોટર-બસો દાખલ કરીને છીનવી લેવામાં શું આંધળું અનુકરણ ગામડાં વાળા નથી કરતા? અમેરિકામાં ફોર્ડના કારખાનામાં જતા મજૂર પાસે મોટર છે, પણ તે તો રસ્તામાં જતો વખત બચે તેટલો વખત એ કારખાનામાં વધુ કામ આપે તેને માટે છે. આપણે મોટર-બસો દાખલ કરી ઉતારૂઓને વહેલા પહોંચાડયા, તેથી તે ઉતારૂએ એ બચેલા વખતનો કેટલો ઉપયોગ કર્યો કે તેથી તેણે ખર્ચેલાં નાણાંનો શો બદલો તેને મળી શક્યો, તેની ખાતરી કોઇએ કરી છે ખરી કે? પાંચ દશ ગાઉ ચાલી નાખનારા—વીસ વીસ ગાઉ પગે ચાલવાનો અનુભવ તો મનેય છે—આજે મોટર-બસમાં શો લાભ ઉઠાવે છે?

એ મોટર-બસોમાં ખર્ચાતાં નાણાંનો બદલો મળી રહે છે ખરો કે? આવા સુધારાને નામે આંધળાં અનુકરણ કરીશું તો આપણો વિનાશ આપણે હાથેજ વહોરી લેવા જેવું થશે, માટે ચરોતરના પાટીદારો વેળાસર ચેતે. આજ ખેડૂત ભાગે છે તેનાં અનેક કારણોમાંનાં કેટલાંક તો એ છે કે તેની નવરાશના વખતની પેદાશ છીનવી લેવાઇ છે. તેને બધું તૈયાર મળતું થયાથી તે આળસુ—એદી બની બેઠો છે. હુક્કાપાણીથી મહેમાનગીરી થતી હતી તે ચાના પ્યાલાથી થવાથી એને પહેલાં કરતાં રોકડ ઉત્પન્ન વધારે શોધવું પડે છે, જે નથી એટલે તે દેવાના ડુંગર તળે દબાતો જાય છે. સુધારો ન કરવો એમ કોઇ કહેતું નથી, પણ એ સુધારો એવો તો ન હોય કે આપણા ધંધાને ભાંગી પાડે, નાશ કરે, ઉત્પન્ન ઘટાડે. સુધારો તો ત્યારે જ કહેવાય કે આર્થિક, સામાજિક, ધાર્મિક, રાજકીય ક્ષેત્રમાં આપણે અનેકગણા સુખી હોઇએ. સુધારાને નામે કુધારા વહોરી પગ ઉપર કોઢી મારી રહ્યા છીએ એ ભૂલવું જોઇતું નથી.

દેશમાં વધતી જતી રેલ્વે લાઇનો, સ્થપાતી બેંકો, ભભકા ને દબદબા વાળાં આલેશાન મકાનો, એ કંઇ દેશની આબાદીની નિશાની છે, એમ રખે કોઇ સમજી લે. દેશમાં બેકાર કેટલા છે? અર્ધનગ્ન ને ભૂખ્યા કેટલા રહે છે? અંગ ઉપર લાલી કેટલી છે? ઉમરનું પ્રમાણ શું છે? જન્મપ્રમાણ ને મરણપ્રમાણ કેટલું છે? અશિક્ષિતો કેટલા છે? ભણેલા કેટલા છે? અબજોપતિ કેટલા છે? જાણ દીઠ મુડી કેટલી છે (દેવું તો નહિ જ હોવું જોઇએ), એ તપાસી જોઇએ

તોજ દેશની આબાદીની આપણને ખબર પડે. એ તરફ આજ આંખ આડા કાન કરવામાં આવે છે એમાંજ આપણું ભાવિ ભયભીત જણાય છે. ખોટો મોહ, કુળવાનનો દાવો, બાપાશાહીનો ઠાઠ, ખજતનું ફૂમતું અને આંધળું અનુકરણ આપણે નહિ છોડીએ તો આજનો જગબત્રિસીએ ચઢેલો 'પટેલ' શબ્દ કોઇ કાળે નજરેપ નહિ પડે એવી ધાસ્તી રહે છે. આજ 'પટેલ' શબ્દનું મહત્ત્વ છે તેનું કારણ તે 'ખેડૂતવર્ગ'માંથી ઓળખાએલો છે. એ વર્ગની વધારે મહત્તા સરદાર પોતાને 'ખેડૂત' તરીકે ઓળખાવે છે તેની છે. આવતી કાલનો 'પટેલ' ક્યા વર્ગનો હશે તે આંધળું અનુકરણ કરનારા જાણે છે ખરા કે?

ખેડૂતવર્ગમાંથી નીકળી, હળલાકડાં છોડી આજ કલમનાં તાતાં તીર છોડવામાં મને આનંદ થતો નથી. એ તાજાં ફળ, તાજાં બોર, તાજાં કોઠાં, મહુડાંનો રસ, વગરમાપ્યું દૂધ, મોસમની રમતો, એની સાથે જ્યારે શહેરી જીવનને સરખાવું છું ત્યારે ગ્રામજીવન લાખ દરજ્જે ચઢિયાતું નજર સામે તરી આવે છે. એ જીવન ગુજારવામાં, શારીરિક સ્થિતિ ગુમાવી બેઠો ન હોત તો આજે પણ કલમથી કાગળ ઉપર ન લખતાં હળ વડે જમીન ઉપર ચાસ જ કાઢતો હોત અને એમાં આનંદ માન્યો હોત. આંધળું અનુકરણ તો હિંદના આક્સફર્ડમાં (પૂનામાં) બેસીને પણ ન કરવા જેટલી હિંમત રહી છે, તેથી ખેડૂતવર્ગ આંધળું અનુકરણ કરતો જાય એમ લખવા પ્રેરણા થાય છે.

હિંદના ખેડૂતને માથે કરોડો–અબજો રૂપીઆનું દેવું છે તે કંઇ અનુકરણથી નહિ ઊતરે. એને માટે તો ખેડૂતોએ પોતાના સંઘ સ્થાપવા પડશે, સંગઠન કરવાં પડશે અને કહેવાતા સુધારા સામે કમર કસી ઝઝુમવું પડશે. એ વર્ગને કાયર થયે હવે પાલવે તેમ નથી. આજ નજર સામે ખેડૂતની પાયમાલીનાં જે દશ્યો નજરે પડે છે તેમાં કેટલેક અંશ આંધળું અનુકરણ જવાબદાર છે. એક કાનમ મૂકી ૭ ગામમાં દીધી એટલે બીજાને ચાલે કે? એક ગામેળું કર્યું તો બીજાને ખડકી તો ખરીજ ને! એક હજીરો કર્યો તો બીજાને છાપરું તેની ઢાળનું તો હોય જને! એકે બસો ચારસો જાનૈયા લીધા તો બીજે સો બસોમાંથી જાય ખરો કે? ભાદરણ-સોજીત્રામાં નળ, ત્યારે વસો-ધર્મજમાં નહિ, હેં? આમ આંધળા અનુકરણમાં બધું ખોઇ બેઠા છીએ. આ બધાનો વિચાર કરીને થઇ ગયું તે થઇ ગયું,.પણ હવે નવા સુધારા કરવામાં આંધળા અનુકરણને સ્થાન ન અપાય તે જોવાની ફરજ સુધારા દાખલ કરનારાને માથે છે તે તેઓ ન ભૂલે.

કરમસદ–ભાદરણ–સોજીત્રામાં નળ ભલે હોય, પણ તેનાથી થતા લાભ, તેમાં ઊભી કરવી પડતી મૂડી, આગેવાનોને માથે પડતો કરજો, વગેરેનો

દિમાગ કાઢી, ઉપરાંત ગામલોકમાત્રનો મત (Referendum), જર્મન લોકોની ભાષામાં (Plebiscite), લેઇને કામ થાય તો વધારે ઇચ્છવા જેવું છે. મત લેતી વખતે પણ ઘણી ગેરસમજ ફેલાવવામાં આવે છે, તેથી લોકો ભોળવાઇ જાય છે. માટે તેવે પ્રસંગે નિષ્ણાતો તરફથી મતપ્રબંધ થવો જોઇએ. એ સિવાય આપણે તૂટી પડવાના છીએ, પણ ઉભા તો રહી શકવાનાં નથી જ. ચારેય તરફ નજર નાખતાં એમ તો લાગે છે કે ગામડાં શહેરનું અનુકરણ કરશે તો 'મરશે નહિ તો માંદાં તો જરૂર જ પડશે.' શહેરોની ને ગામડાંની પરિસ્થિતિ એકસરખી નથી. એટલે શહેરનિવાસીઓ ગામડાંમાં શહેરના સુધારા લેઇ જવા માગતા હોય તો તેઓ આંધળા અનુકરણના લીધે ભીંતો ભૂલે છે, એમ કહેવામાં અમને સંકોચ થતો નથી. આપણું તે આપણે માટે (દેશની દૃષ્ટિએ) એવી ભાવના જાગ્રત કરવાને બદલે દેશને, હવામાનને, ખોરાકને, રહેણીકરણીને સંબંધ ન ધરાવતી વસ્તુઓ સુધારાને નામે દાખલ કરવા જતાં, મોરનાં પીંછાં ઘાલીને મોરવાડામાં નાચનાર કાગડાના જે હાલ થાય તે હાલ તેવા સુધારાને નામે નાચનારાના ન થાય તે માટે અમારો તેમને આ ઇશારો છે.

નળ, ને વળી પાણીના! અને તે પણ ગામડાંમાં! સરકાર પાણીની જોગવાઇ માટે જે ભલામણ કરે છે તે કૂવાના પંપો માટે નહિ, પણ જ્યાં કૂવા, વાવ, તળાવ, કૂઇઓ ન હોય ત્યાં કૂવા, વાવ, કૂઇ, ટૂંકમાં પાણીનાં સાધનો પૂરાં પાડવા માટે છે, નહિ કે વૉટર વર્ક્સ ઊભાં કરીને શ્રમજીવીઓના શ્રમમાંથી થતી બચતને એકઠી કરી ગામલોકને પાણીએ પરવશ બનાવી ગુલામીખત લખાવી લેવા જેવું કરવા માટે. હજી આવા આંધળા અનુકરણમાંથી બચાય તો પાટીદાર માટે તો સારૂં જ છે.

કેમ્પ, પૂના — મગનભાઇ ઈશ્વરભાઈ પટેલ

---

## સાત ગામના પાટીદારોને બેસતા વરસની ભેટ

**ભાદરણના** પ્રતિષ્ઠિત ગૃહસ્થ ભાઈ વ્રજભાઇ વાઘજીભાઇએ પાંચસો ઉપરાંત સંદેશા સાત ગામના વિચારવંત અને સમજુ તથા વિવેકી કહેવાતા પાટીદાર ભાઇઓને પાઠવેલા, તેમાં માત્ર પચીસેક ભાઇઓએ, સાત ગામના ભાઇઓએ ભેગા મળી સુધારા કરવા જોઇએ એ મતલબના જવાબ મોકલ્યા. બાકીના ભાઇઓને કાં તો પોતાની ઉન્નતિ માટે પડી નથી, કાં તો આજની સ્થિતિમાં સુખ માને છે, અગર તો આળસે ઘેરી લીધા છે. આજે દરેક દેશના તથા

દરેક કોમના વિચારકો પોતાનું સંગઠન તથા ઉન્નતિ કરવા ભેગા મળી તનતોડ પ્રયત્ન કરતા હોય ત્યારે આપણને બીનગરજુ તથા આળસુ થવું કેમ પાલવે? આજે જ્યાં જ્યાં સંપ અને સંગઠન નજરે પડે છે ત્યાં ત્યાં જંપ અને સુખ જોવામાં આવે છે. આપણે તો ઘણું ઊંઘ્યા, હવે નહિ જાગીએ તો ક્યારે જાગીશું? દંભી અને ઘમંડી એવા આપણે નહિજ જાગીએ? તીખાં તમતમાં લખાણોથી 'પાટીદાર' જગાડે, પરિષદો ભરીને પાટીદારમંડળ અને ભગિની-સમાજ જગાડે, વિનવણી કરીને ભાઇ વ્રજભાઇ જગાડે અને જડબાતોડ ભાષણોથી સરદાર તેમજ દલીલોથી દરબાર જગાડે. તેમ છતાં કુંભકરણની ઊંઘ વિનાશકાળેજ તૂટવાની છે કે શું? જાનો મહાલવાને આપણે તલપાપડ થઇ જઇએ છીએ. કન્યા દેનાર ગરીબ હોય તેમજ આપણા ચા, સોડા, આઇસ ક્રીમના વિવિધ અને તાબડતોબ હુકમો બજાવી શકે તેવી સ્થિતિમાં ન હોય, તોય આપણે તો ઊંધું ઘાલીને સો દોઢસો બસોની સંખ્યામાં એની હાયની ઉજાણી જમવા અને હૃદયના નિસાસા ઠલવાવવા પહોંચી જઇએ છીએ. જેને ત્યાં મરણ થયું હોય તેને ત્યાં ઢેબરાં બાંધીને મોટી સંખ્યામાં પટલાઇ કરવા તથા મૃત્યુદાન લેવા પહોંચી જઇએ છીએ. આપણા કુળના હીરાઓને પરણ આપનાર કોણ કોણ છે, તેમાં વળી કોણ વધારેમાં વધારે આપશે અને દર વરસે આખ્ખે ગયે, મરણપરણે કયો વધારે નિચોવાશે એનું જ ચિંતન રોજ કર્યા કરીએ છીએ. મરણ પાછળ મોટા ગોટા વરા કરીને, પરણ પાછળ હદ ઉપરાંત પૈસો ખરચીને ખોટા કુળવાન થવાનો હવે જમાનો નથી એટલો પણ વિચાર કર્યા વગર, ફોગટ ફાંફાં મારી દાવ અજમાવવા પ્રયત્ન કરીએ છીએ. આવું આવું આપણે બહુ કરીએ છીએ હાં! પણ આપણું ગુજરાત તથા કાઠીઆવાડના પાટીદાર સમાજનું, હિંદુસ્તાનની કણબી કોમનું તથા ક્રમે ક્રમે આખા દેશનું ભલું કેમ થાય તે નહિ વિચારીએ તેમજ વિચારી બુદ્ધિપૂર્વક અમલમાં નહિ મૂકીએ અને બેદરકાર બની નહિ ગણકારીએ તો આપણી આબાદી પૃથ્વીના પડ ઉપરથી આસ્તે આસ્તે નાબુદ થઇ જાય તો નવાઇ નહિ. કોઇ કહેશે કે એમ તે બને? તો તેણે ખાબોચીઆમાંથી બહાર નીકળી નજર પહોંચાડવી તે ત્યારે તેને જણાશે કે કેટલાય કુંવારા મરી જાય છે, કેટલાય દેવાના ડુંગરો માથે લઇને તમાચો મારીને મોઢું લાલ રાખીને ફરે છે, કેટલાંય આપઘાત કરે છે, કેટલાંય માત્ર ચા પીને દિવસો કાઢે છે, કેટલાંય બદફેલમાં ફસી પડ્યાં છે, કેટલાંય ઊગતી જુવાનીમાં બેં બેં કરીને ચાલ્યાં જાય છે, કેટલાંય અભુપઢ અને અણઘડ રહે છે, કેટલાંય વરસભર વૈતરૂં કરીને મરી જાય છે પણ પેટપુર ખાવાનું પણ દેખાતાં નથી, કેટલાંય છક્કાપંજામાં પાયમાલ

થઇને તનમનની શાન્તિ ગુમાવી ભુંડે હાલે હાલહવાલ થઇને મરી જાય છે, કેટલાંયનાં બાળકો ધાવણ વગર અને દૂધ દેખતાંને અભાવે ભૂખને દુઃખે મરી જાય છે, કેટલાંય વગર તાકાતે છોકરાં જણીજણીને ક્ષયનો ભોગ થઇને ચાલ્યાં જાય છે, કેટલાંય ઘરખૂણે ભરાઇને પીળાંપચ થઇને રોગનાં ભોગ થઇ પડે છે. આવી અવનતિની અનેક બાબતો તો ડગલે ને પગલે બને છે. ત્યારે શું પાટીદાર હાથ જોડીને બેશી રહેવા જન્મ્યો છે? મને પૂછો તો કહું કે નહિ, હરગીજ નહિ. ત્યારે આપણામાંથી એટલા બહાદુરો પણ ન નીકળી શકે, જેઓ સુધારો કરવાના ઉમંગથી અને ઉમળકાથી ભાઇ વ્રજભાઇને જવાબ આપે? આને માટે શું ભગિનીસમાજે પ્રયત્ન કરવો પડશે? તો પછી મોટા મોટા મરદમુછાળા ભાયડાઓનું નાક નહિ કપાય? તો બહેતર છે કે જે ભાઇઓએ પત્રના જવાબ ન આપ્યા હોય તે આપે. ભાઇ વ્રજભાઇ પત્રો વાંચતાં પણ ગભરાઇ જાય એટલા પત્રો એમની પાસે જઇ પડે. ત્યાર પછી બધા ભાઇઓ તથા બેનો ભેગાં મળી વિચારપૂર્વક, બુદ્ધિપૂર્વક, ઝીણવટથી અને ઊહાપોહથી સુધારાવધારા કરવાનો તોડ સત્વર કાઢે.

અજમેર — શંકરભાઇ ઝવેરભાઇ પટેલ

---*---

## ગુજરાત બહારના પાટીદારો

**ગુજરાતમાં** પાટીદારોની જેટલી સંખ્યા છે એટલી સંખ્યા ભાગ્યેજ બીજે કયાંય હશે. પણ એ તો ખરૂંજ છે કે ગુજરાતના પાટીદારો વેપારવણજને અર્થે હિન્દુસ્થાનના હરેક પ્રાંતમાંજ નહિ, પણ ઠેઠ આફ્રિકા સુધી પણ જઇ વસ્યા છે. એ પાટીદારોની પરદેશમાં જઇ વેપાર કરવાની કુશળતાની નીશાની છે. જે લોકો થોડાજ અરસામાં એટલે કે ૩૦થી ૪૦–૫૦ વર્ષ સુધીમાં, ગુજરાત છોડી ગયા છે તેમની જોડે ગુજરાતના પાટીદારોએ સંબંધ જાળવી રાખ્યો છે, પરંતુ જે પાટીદારો લગભગ ૧૫૦થી ૨૦૦ વર્ષ પહેલાં રાજકીય ઉથલપાથલને તેમજ વ્યાપારને લીધે યેવલા, ઔરંગાબાદ, બુર્હાનપુર, હૈદરાબાદ, વરાડ, વગેરે હિન્દુસ્થાનના અન્ય ભાગોમાં જઇ વસ્યા છે, જેઓ પાટીદાર તરીકેનું અભિમાન રાખે છે અને જેઓ એ પ્રદેશોમાં સારી સંખ્યામાં અને પ્રગતિશીલ છે, તેમની સાથેનો સંબંધ ગુજરાતના પાટીદારોએ જાળવી રાખ્યો નથી. બહાર પ્રદેશોમાં જઇ વસેલા એ પાટીદારોના સામાજિક રીતરિવાજો ગુજરાતના પાટીદારોનાં જેવાજ હોવા છતાં અમુક રીતરિવાજો-વર્તમાન

સમયને અનુસરીને સમાજને હિતકર થાય તેવા ઘડી તે મુજબ બધા પાટીદારો વર્તાવ કરે છે. એમણે સામાજિક તેમજ આર્થિક ઉન્નતિમાં પણ ભારે તરક્કી કરી છે, એ વાત ગુજરાતના મોટા મોટા પાટીદાર સજ્જનો સારી રીતે જાણે છે. પણ અમુક સંકુચિત ભાવોને લીધે એમનું લક્ષ આ બાજુ તરફ હજુ ગયું નથી, તેથી તેઓ સામાજિક વ્યવહાર કરવામાં પણ સંકોચ ગણે છે, એ અનુચિત છે.

યેવલાં, બુર્હાનપુર વગેરેના પાટીદારોનો પરિચય 'પાટીદાર' માસિક દ્વારા હું પહેલાં આપી ચૂકેલો છું, પણ એ બાજુ ગુજરાતના નવયુવાન પાટીદારોનું લક્ષ ગયું નથી, તેથી આ બીજી વાર એમનું ધ્યાન આ બાજુ દોરવું મારૂં કર્તવ્ય ગણું છું.

ગુજરાતમાં 'પાટીદાર મંડળ'ની અને 'પાટીદાર ભગિનીસમાજ'ની પરિષદો દર વર્ષે ભરાય છે, પણ લખતાં દુઃખ થાય છે કે એ પરિષદોનો લાભ માત્ર ગુજરાતનાં પાટીદાર ભાઈબેનો જ લેઇ બૃહદ્ ગુજરાતનાં પાટીદાર ભાઈબેનોને એથી વંચિત રાખે છે, એ સુધરેલાં પાટીદાર ભાઈબેનો માટે અણછાજતી વાત છે.

માટે મારી એક પાટીદાર તરીકે ગુજરાતનાં પાટીદાર અગ્રગણ્ય ભાઈબેનોને નમ્રતાપૂર્વક પ્રાર્થના છે કે આવતી પાટીદાર પરિષદને એવાં સંકુચિત બંધનોમાંથી કાઢી, વિશાળ રૂપે વિસ્તારી હિન્દુસ્થાનમાં વસતાં સૌ પાટીદાર ભાઈબેનોના સહયોગથી પરિષદ ભરી, પાટીદાર સમાજની સામાજિક તેમજ આર્થિક ઉન્નતિ કરવા માટે શુદ્ધ અંતઃકરણથી વિચારવિનિમય કરી આવતી પરિષદને યશસ્વી બનાવે!

પાટીદાર પરિષદ આજે અમુક અમુક ભાગોમાં જ ભરાય છે, એના કરતાં તો એ પરિષદ જ્યાં જ્યાં પાટીદારોનો વધુ સમુદાય હોય એવાં સ્થાનોએ પણ ભરાય અને ત્યાં દરેક પ્રાંતના પાટીદાર ભાગ લેઇ શકે તો એથી પાટીદાર સમાજની ઘણી સારી ઉન્નતિ થઇ શકે એમાં શંકા નથી.

માટે ગુજરાતનાં અગ્રગણ્ય પાટીદાર ભાઈબેનોને તેમજ પાટીદાર પરિષદ ભરાવનાર કાર્યકર્તાઓને નમ્રતાપૂર્વક પ્રાર્થના છે કે આવતી પાટીદાર પરિષદમાં બૃહદ્ ગુજરાતના પાટીદારો પણ ભાગ લેઇ શકે એવી વ્યવસ્થા કરે તો સારૂં છે.

આશા અને વિશ્વાસ છે કે પાટીદાર નવયુવકો વિશાળ મને પ્રત્યેક પ્રાન્તમાં વસતા પાટીદારોને પાટીદાર પરિષદમાં ભાગ લેવા માટે સૂચના કરવાનું ચૂકશે નહિ અને આગામી પરિષદને વિજયી બનાવવાને ભાગ્યશાળી થશે, એવી આશા સેવતો, હું છું પાટીદાર સમાજનો નમ્ર સેવક,

બુર્હાનપુર, સી. પી. રંગલાલભાઇ બાવાજી પટેલ

## વડોદરામાં સમસ્ત પાટીદાર કેળવણી મંડળની સ્થાપના

### પ્રથમ છાત્રાલય શરૂ કરવાનો ઠરાવ

### શ્રી. મોતીભાઇ અમીનનું પ્રેરણાત્મક ભાષણ

**સમસ્ત** પાટીદાર કેળવણી મંડળ સ્થાપવાનો અને છાત્રાલય કાઢવાનો વિચાર કરવા માટે પાટીદારોની એક જાહેર સભા રવિવાર, તા. ૨૫:૯:'૩૮ને રોજ સવારે સાડા આઠ વાગ્યે વડોદરા મુકામે તારકેશ્વર મંદિરમાં આવેલા ખડાયતા છાત્રાલયના ચોગાનમાં મળી હતી. તેમાં વડોદરામા વસતા તેમજ બહારગામના કેળવણીના કાર્યમાં રસ ધરાવતા ભાઇઓએ સારી હાજરી આપી હતી.

શરૂઆતમાં શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલે સભા બોલાવવાનો હેતુ જણાવી તથા આવેલા પત્રો રજુ કરી પ્રમુખસ્થાન માટે વયોવૃદ્ધ આગેવાન શ્રી. તુલસીભાઇ બકોરભાઇ અમીનની દરખાસ્ત રજુ કરી હતી. તેને શ્રી. વાઘજીભાઇ અમીને અનુમોદન આપતાં શ્રી. તુલસીભાઇ અમીને સર્વના પ્રેમભાવ બદલ આભાર માની પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

**શ્રી. મોતીભાઇ અમીન:** બાદ કેળવણીની દિશામાં લાંબા સમયથી જાણીતા કાર્યકર્તા શ્રી. મોતીભાઇ અમીને પ્રેરણાત્મક વિવેચન કરતાં જણાવ્યું હતું કે "પાટીદારના વિશાળ સમુદાયમાં અગાધ શક્તિ ભરેલી છતાં સંપ તથા સંગઠન નહિ જામવાને કારણે એ જોઇએ તેટલા આગળ વધી શકતા નથી, જ્યારે નાની નાની કોમો પોતાનું સંગઠન કરી કેળવણીનો બહોળો પ્રચાર કરી રહી છે. આ ઉપરથી હું કોમી ભાવની સંકુચિતતા રાખવા કહું છું એમ નથી. મારી પ્રવૃત્તિઓમાં પેટલાદ બોર્ડિંગથી માંડી ચરોતર એજ્યુકેશન સોસાયટી, ચરોતર બોર્ડિંગ, ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ, વગેરેમાં બીલકુલ કોમી ભાવ રાખ્યો નથી. પરંતુ આજે તો દશા એ થઇ પડી છે કે ગરીબ સ્થિતિના પાટીદાર વિદ્યાર્થી માટે મદદ મેળવવાનું સ્થાનજ નથી. કોઇ કોઇ ભાવનાવાળા ભાઇઓ ખાનગી મદદ કરતા હોવાનું હું જાણું છું, પણ એ તો દરિયામાં ખસખસ જેવું છે.

"આજે જૈન, ખડાયતા, કાયસ્થ, મુસલમાન, નાગર, મરાઠા, વગેરે કોમમાં પાટીદાર વિદ્યાર્થી જન્મ્યો નથી, એ જ એનો ગુનો છે. નહિ તો એને સહેલાઇથી સ્કોલરશિપ... ચાતિફંડોની મદદ મળત.

"જરૂર પડયે આશ્રય મેળવવાની જગ્યા હોય તો એની હૂંફથી પણ ઘણા વિદ્યાર્થીઓ ભણી શકે. વિદ્યાર્થી સહાયક સહકારી મંડળનું પણ નાના પ્રમાણમાં એમજ છે.

"જ્ઞાતિફંડ અને જ્ઞાતિસંસ્થાઓ માટે સંકોચ થાય છે. વિશાળ શકિત હોય તો આખા દેશનું કે દુનિયાનું મંડળ પણ થઇ શકે. પરંતુ શકિતની મર્યાદા હોય છે. મંડળ દ્વારા બધા પાટીદારો ભેગા મળશે તોય ઘણો લાભ છે.

"આ સ્થપાનાર મંડળનું કામચલાઉ બંધારણ મેં જોયું છે. અને છાત્રાલયના નિયમમાં વાંચ્યું છે કે એમાં પચીસ ટકા બીજી જ્ઞાતિના વિદ્યાર્થીઓ પણ લેવાના છે, જે ખુશી થવા જેવું છે. એથી સંકુચિતપણું જશે અને બીજાના રીતરિવાજ પણ જાણવાના મળશે.

"શાળા કે હાઇસ્કૂલ કાઢવી સહેલી છે, સાચા જુઠા પ્રચારથી ઘણાં શહેરોમાં એ નીકળતી આપણે જોઇએ છીએ. પરંતુ પ્રાથમિક શાળા કે બાલમંદિર કાઢવું અઘરું છે. અને તેથીયે અઘરું છાત્રાલય કાઢવાનું છે. મારો એ બાબતનો બહોળો અનુભવ છે. એમાં અતિમહેનત અને ભારે વ્યવસ્થાનું કામ છે. ચરોતર બોર્ડિંગ હાઉસમાં છોકરાઓને નિર્વ્યસની બનાવવાની અતિકાળજી રાખવા છતાંય એમાંથી ચા-બીડી પીનારા જડી આવે છે. આણંદ-વસોનો પણ એ અનુભવ છે. વિદ્યાર્થીઓ સાથે કામ લેવામાં ખૂબ કાર્યદક્ષતા જોઇએ અને સારા પગારના ખૂબ લાયક ગૃહપતિ જોઇએ. એના જ ઉપર મોટો આધાર હોય છે.

"ઉત્તમ છાત્રાલયની જરૂર તો મને વિદ્યાર્થી અવસ્થા વખતથી જ જણાઇ છે. છાત્રાલય શરૂ કરતા પહેલાં મંડળ પાસે દશ હજાર રૂપિયાનું ફંડ હોવું જોઇએ. મારાથી માંડી પ્રો. કર્વે સુધીનો એ અનુભવ છે કે વાર્ષિક મદદોના ધોરણ ઉપર મદાર રખાય નહિ.

"ફંડ વધારવાનો ખૂબ પ્રયત્ન કરવો જોઇએ. એક લાખથી વધીને દશ લાખનું ફંડ થાય તોય મને તો વધુ નહિ લાગે.

"દરેક લગ્નમાં ઓછામાં ઓછો એક એક રૂપિયો આ કેળવણી ફંડમાં અપાય તોય ઘણી મોટી રકમ થાય. એ પદ્ધતિ પડી જવી જોઇએ.

"કાંકરોલી અને શ્રીનાથજીના મંદિરના મુખિયા માત્ર ચરોતરનાં ગામોમાંથી દર વર્ષે એકેક બબ્બે કરીને લગભગ એક લાખ રૂપીઆ ધર્મને નામે લેઇ જાય છે. મુખ્ય લાગે જ્યારે સ્ત્રીઓ આવી રકમો આપી રહી છે, ત્યારે કેળવણીમાં સમજનારાઓ પાસેથી મદદ મેળવવાનું કેમ ના બને? માત્ર એ કામ લેઇ બેસનાર, એને માટેજ રખડનાર કાર્યકર્તાઓ જોઇએ. એમ બને તો કોઇ કામ અશક્ય નથી. સભાઓ મેળવો, પ્રચાર કરી વિચારો કેળવો અને કાર્ય ઉપાડો."

**શ્રી. ચિમનભાઇ અમીન:** બાદ શ્રી. ચિમનભાઇ હ. અમીને વિવેચન

કરતાં જણાવ્યું હતું કે "પાટીદાર જ્ઞાતિનો એક કુટુંબ તરીકે વિચાર કરતાં ચરોતર અગ્રપદે હોઇ મોટા ભાઇની જગ્યાએ છે. એમની પાસે નાણાં અને બુદ્ધિબળ બધુંય છે. એ હવે પોતાના બીજા નાના ભાઇઓ માટે ખર્ચાવું જોઇએ. કાનમ–વાકળ વગેરે ભાગમાં નાણાં હતાં ત્યારે કોઇ આ રસ્તે દોરનાર ન મળ્યું. ત્યાંથીજ લાખ રૂપીઆ ભેગા કરવા સહેલા હતા. પણ આજે તો મુશ્કેલીઓની પરંપરા ચાલે છે. છતાંય એમાં સાધનસંપન્ન વ્યક્તિઓ નથી એમ નહિ, અને અજ્ઞાનતાથી ખોટા ખર્ચ નથી થતા એમ પણ નથી. પરંતુ એમને સુરસ્તે વાળીને કેળવણીનો પ્રચાર કરવામાં આપના જેવા બુદ્ધિશાળીઓનો સાથ જોઇશે.

"અહીં હાઇ સ્કૂલ, કોલેજ, કલાભવન વગેરે સંસ્થાઓ હોવા છતાં પાટીદાર વિદ્યાર્થીઓ માટે મદદ મેળવવાનું કે યોગ્ય જગ્યાએ વ્યવસ્થિત રીતે રહીને ભણવાનું સ્થળ નહિ હોવાથી હું જેમને ગુરુ તરીકે માનું છું એ પૂજ્ય શ્રી. મોતીભાઇ અમીન સાહેબને માત્ર ચરોતરની પ્રવૃત્તિમાંથી હવે આગળ વધી સમગ્ર પાટીદાર માટે મંડળ અને છાત્રાલય કાઢવા બાબત પાંચ સાત વર્ષથી કહી રહ્યો હતો. પરંતુ એમનો તો એકજ જવાબ હતો કે 'હુંય ઇચ્છું છું, પણ કામ કરનાર ઊભા થાઓ. મારી તો હમેશ સહાનુભૂતિ જ રહેશે.'

"પાટીદાર કોમ આજે દેશમાં સુવિખ્યાત છે, એટલુંજ નહિ પણ સ્વ. દેશભકત વિઠ્ઠલભાઇ પટેલની કાર્યદક્ષતા પછી તો દુનિયાભરમાં જાણીતી થઇ છે એમ કહું તોય અતિશયોક્તિ નથી. છતાં આપણે સંગઠિત થઇ કેળવણીપ્રચારની સંગીનતા ન કરીએ તો તે યોગ્ય નથી. આશા રાખું છું કે સાધનસંપન્ન ભાઇઓ વિશાળ ભાવના રાખી આ કાર્યમાં નાણાંની મદદ આપે અને કાર્યકર્તાઓ વખતનો ભોગ આપે. એ રીતે આપણે સૌ પોતપોતાની ફરજ બજાવીશું તો મંડળ દ્વારા સંગીન કાર્ય થશે."

બાદ ભાઇ ચિમનભાઇએ 'સમસ્ત પાટીદાર કેળવણી મંડળ'નું બંધારણ નીચે પ્રમાણે રજુ કર્યું હતું:

**મંડળનું બંધારણ–ઉદ્દેશ:** ૧. પાટીદાર કોમના જરૂર જણાય તે વિદ્યાર્થીઓને લાયક અભ્યાસમાં આર્થિક મદદ આપવી.

૨. વડોદરા શહેરની જુદી જુદી શિક્ષણસંસ્થાઓમાં અભ્યાસ કરતા મુખ્યત્વે પાટીદાર કોમના વિદ્યાર્થીઓ એકજ જગ્યાએ રહી શકે અને પોતાના ચારિત્ર્યમાં અને રહેણીકરણીમાં સારો વિકાસ કરી શકે તે માટે હાલ તુરત વડોદરા શહેરમાં છાત્રાલય ચલાવવું (જેમાં પચીસ ટકા વિદ્યાર્થીઓ બીજી

કોમના લેવા).

૩. કેળવણીવિષયક પ્રવૃત્તિઓ કરવા રૂા. ૨૫૦ અગર વધુ રકમનાં ન્યાસ (ટ્રસ્ટ ફંડ) સ્વીકારી તેમની શરતો મુજબ તેમનો વહીવટ કરવો.

૪. કેળવણીનો પ્રચાર વધારવા સંજોગો અનુસાર શક્ય તેટલી બીજી પ્રવૃત્તિઓ હાથ ધરવી.

**સભાસદો:**

(૧) એકી વખતે રૂા. ૨૦૦૦ કે તેથી વધુ રકમ આપનાર **મુરબ્બી.**

(૨) એકી વખતે રૂા. ૧૦૦૦ આપનાર **દાતાર.**

(૩) એકી વખતે રૂા. ૫૦૦ અગર લાગલગાટ ૭ વર્ષ સુધી દર વર્ષે રૂા. ૧૦૦ આપનાર **પહેલા વર્ગના સભ્ય.**

(૪) એકી વખતે રૂા. ૨૫૦ અગર ૭ વર્ષ સુધી રૂા. ૫૦ આપનાર **બીજા વર્ગના સભ્ય.**

(૫) એકી વખતે રૂા. ૧૨૫ અગર ૭ વર્ષ સુધી રૂા. ૨૫ આપનાર **ત્રીજા વર્ગના સભ્ય.**

(૬) એકી વખતે રૂા. ૬૦ અગર ૭ વર્ષ સુધી રૂા. ૧૨ આપનાર **ચોથા વર્ગના સભ્ય.**

(નં ૧થી ૬ સુધીના આજીવન સભાસદ ગણાશે.)

(૭) દર વર્ષે રૂા. ૫ આપનાર **વાર્ષિક સભ્ય** ગણાશે.

(દાતાર અને નીચેના વર્ગના આજીવન સભ્યો ખૂટતી રકમ પૂરી કરવાથી ઉપલા વર્ગમાં જઇ શકશે.)

બાદ સભ્યો, સભા, ચૂંટણી, વ્યવસ્થાપક મંડળ, વગેરે બાબતના નિયમો વાંચી બતાવતાં, સભાસદોની આવતી સભામાં તે રજુ કરવા ઠર્યું હતું. તે પછી નીચે પ્રમાણેના ઠરાવો થયા હતા:

**ઠરાવ ૧:** "સમસ્ત પાટીદાર કેળવણી મંડળ સ્થાપવાનો અને તેનું કામચલાઉ બંધારણ મંજૂર કરી એ અનુસાર સભ્યો બનાવી આખરી બંધારણ અને નિયમો તેમાં મંજૂર કરાવવા" બાબતનો ઠરાવ શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલની દરખાસ્તથી અને શ્રી. મણિભાઇ પુરુષોત્તમદાસ પટેલના અનુમોદનથી પસાર થયો હતો.

**ઠરાવ ૨:** "કામચલાઉ વ્યવસ્થાપક મંડળ, સભ્યો વધારવાની સત્તા સાથેનો ઠરાવ, જેમાં પ્રમુખ શ્રી. તુલસીભાઇ જોરારભાઇ અમીન, ઉપપ્રમુખ શ્રી. ભાઇલાલભાઇ દાજીભાઇ અમીન તથા શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ અમીન,

મંત્રી શ્રી. મગનભાઈ શંકરભાઇ પટેલ તથા સહમંત્રી શ્રી. ચિમનભાઇ મૂ. અમીન, શ્રી. ચિમનભાઇ હ. અમીન, શ્રી. વલ્લભભાઈ મૂ. પટેલ અને શ્રી. વલ્લભભાઇ ત્રિ. પટેલ, તેમજ કાર્યવાહક સભ્યો નિમવા" બાતબનો, શ્રી. લક્ષ્મીદાસ લલુભાઇ વકીલની દરખાસ્તથી અને શ્રી. ચિમનભાઈ હ. અમીનના અનુમોદનથી પસાર થયો હતો.

**ઠરાવ ૩:** "હાલ કેળવણી મંડળનું કાર્ય શરૂ કરવા અને રૂા. દશ હજારનું ફંડ થયેથી વડોદરામાં છાત્રાલય કાઢવું." શ્રી. મોતીભાઈ ન. અમીનની દરખાસ્તથી અને શ્રી. ભાઇલાલભાઇ દાજીભાઇ અમીનના અનુમોદનથી આ ઠરાવ પસાર થયો હતો.

**પ્રમુખશ્રીનું વિવેચન:** પ્રમુખ શ્રી. તુલસીભાઇ અમીને વિવેચન કરતાં જણાવ્યું હતું કે આ અતિજરૂરી પ્રશ્ન બાબત અમોએ પહેલાં પણ ઘણી વખત વિચાર કર્યો હતો. પરંતુ કામ કરનારને અભાવે કંઇ થઇ શક્યું નહોતું. આશા છે કે આ વખતે કામ કરનાર તૈયાર થશે તો પૈસાની મુશ્કેલી નથી પડવાની. આ કેળવણીના પ્રચારનું કામ ખૂબજ જરૂરનું છે. મારાથી કાર્ય તો થઇ શકે તેમ નથી, પરંતુ નાણાં મેળવવાના કાર્યમાં હું સક્રિય મદદ કરીશ.

**શ્રી. ભાઇલાલભાઇ અમીને** વિવેચન કરતાં જણાવ્યું હતું કે આ સંસ્થા આપણે વડોદરામાં શરૂ કરીએ છીએ, પરંતુ આપણું ધ્યેય તો ઊચું રહેવું જોઇએ, અને વડોદરાનું છાત્રાલય શરૂ કર્યા પછી એ પગભર થયા બાદ અમદાવાદમાં પણ એક છાત્રાલય કરવાના વિચારો આપણે સેવવા જોઇએ. ઉત્સાહથી કાર્ય ઉપાડી લેવામાં આવશે તો નાણાંની મુશ્કેલી નથી પડવાની એટલી શ્રદ્ધા રાખશો.

**આભાર:** છેવટે પ્રો. ચતુરભાઇ શંકરભાઇ પટેલે પ્રમુખશ્રીનો તેમજ સભાજનોનો આભાર માન્યા બાદ સભા આશા અને ઉત્સાહ વચ્ચે વિસર્જન થઇ હતી.

**વરણમા** — **ચિ. હ. અમીન**

* * *

"ગુજરાત વેપારીઓનો દેશ છે. વેપારમાંથી ધન કમાતા હોય તેમને શોખ થાય કે પોતાની નાતનાં બાળકો માટે છાત્રાલય કરાવીએ. 'છાત્રાલય' એ મોટું નામ તો આપણે પાછળથી પાડ્યું. તેમણે તો બાપડાઓએ તેને 'બોર્ડિંગ' જ કહી હતી, અને છોકરાઓની ખાવાપીવાની સગવડ કરી આપવા ઉપરાંત બીજી તેમની કલ્પના નહોતી."

**ગાંધીજી**

## ચર્ચાપત્ર

### ૧. સત્ય અને અહિંસા

'પાટીદાર'ના અષાઢના અંકમાં શ્રી હેમચંદ્રાચાર્યકૃત 'યોગશાસ્ત્ર'નું અવલોકન વાંચી, તે પુસ્તક મારા મિત્ર પાસેથી મેળવી હું વાંચી ગયો. તેમાં મને જે શંકાઓ થાય છે તે ચર્ચા માટે 'પાટીદાર'માં મોકલું છું, તો તે પ્રસિદ્ધ કરશો એવી આશા છે.

૧. **સત્ય:** આચાર્યશ્રી જણાવે છે કે "પ્રિય અને હિતકર એવું બોલવું તેનું નામ સત્ય. જે વચન સત્ય હોવા છતાં અપ્રિય અને અહિતકર હોય તે સત્ય નથી" (પૃષ્ઠ ૭). "વળી સાચું પણ પારકાને પીડા કરનારું વચન ન બોલવું; કારણ કે, કૌશિક તાપસે પારધીઓને મૃગનું ટોળું ક્યાં ગયું છે તે જણાવીને નરકગતિ વહોરી લીધી" (૨૭). ત્યારે કચેરીમાં આરોપીને પીડા કરનારી સાચી સાક્ષી ન પૂરવી? અને આમ પારકાને પીડા કરનાર બધાં સત્ય વચનનો નિષેધ કરવામાં આવે તો જગતમાં સત્યની કેટલી માત્રા ટકે? પછી તો 'જે વચન સત્ય હોવા છતાં' પોતાને પણ 'અપ્રિય અને અહિતકર હોય તે સત્ય નથી,' એમ માનીને સાચું કોણ બોલશે? ત્યારે સત્યની કિંમત પણ શી?

૨. **અહિંસા:** આચાર્યશ્રી જણાવે છે કે "કેટલાક એમ કહે છે કે, દુઃખીઓને મારવામાં દોષ નથી; કારણ કે, તેમ કરવાથી દુઃખી જીવ દુઃખમાંથી મુક્ત થાય છે! પરંતુ તે માન્યતા પણ ભૂલ ભરેલી છે. કારણ કે, એવી રીતે મારેલાં તે પ્રાણીઓ આ દુઃખમાંથી છૂટી નરકમાં તેથી પણ વધારે દુઃખ નહિ પામે તેની શી ખાતરી?" (પૃષ્ઠ ૨૫). પણ સામે એ પ્રશ્ન પણ પૂછી શકાય કે તે પ્રાણીઓ મુઆ પછી વધારે દુઃખ પામશેજ એની પણ શી ખાતરી? અને તેના મુઆ પછીના તેના અનિશ્ચિત અને શંકાસ્પદ દુઃખની કલ્પના કરવા કરતાં તેના હાલના નિશ્ચિત અને દેખીતા દુઃખમાંથી તેને ઉગારવો તેમાં શું ખોટું? એને પુણ્ય કેમ ન માનવું? અને અહિંસાના વર્તમાન જગદ્‌ગુરુ ગાંધીજીએ આવી જ વિચારશ્રેણીએ દુઃખી વાછરડાને તેના દુઃખમાંથી મુક્ત નહિ કરેલો?

વાચક વર્ગ આ બે વિષય ઉપર ચર્ચા કરી શુદ્ધ નિર્ણય ઉપર આવવા મદદ કરશે તો ઉપકાર માનીશ.

હરિપ્રસાદ મ. શાસ્ત્રી

## જાણવાજોગ

# ૧. છાત્રાલયસંમેલન, ગૃહપતિ તાલીમવર્ગ, શુક્લતીર્થ (ભરૂચ)[1]

### સંમેલન: નવેમ્બર તા. ૪ અને ૫

### તાલીમવર્ગ: ઑક્ટોબર તા. ૨૯થી નવેમ્બર તા. ૩

છાત્રાલયસંમેલન અમદાવાદના શારદામંદિરનાં સંચાલક શ્રીમતી સવિતાબેન ત્રિવેદીના પ્રમુખપણા નીચે નવેમ્બર તા. ૪ અને ૫ના રોજ શુક્લતીર્થમાં નર્મદા હાઇ સ્કૂલના મકાનમાં મળશે.

ગૃહપતિ તાલીમવર્ગ એ આ સંમેલનની વિશિષ્ટતા રહેશે. તાલીમવર્ગ ઑક્ટોબર તા. ૨૯, ૩૦, ૩૧ અને નવેમ્બર તા. ૧, ૨, ૩ના દિવસોમાં ભરવામાં આવશે અને તેની મુખ્ય વ્યવસ્થા દક્ષિણામૂર્તિવાળા શ્રી. હરભાઇ ત્રિવેદીને હસ્તક રહેશે. આ વિષયોના ગુજરાતના અનુભવીઓને પણ આમંત્રવામાં આવશે.

તાલીમ માટે એકઠા થએલા ગૃહપતિઓ અને અન્ય સજ્જનો તાલીમના દિવસોમાં છાત્રાલયનું જીવન ગાળી આદર્શ છાત્રાલય કેમ ચલાવી શકાય તેનો વ્યવહારુ પદાર્થપાઠ મેળવે તે માટે યોજના થશે.

તાલીમવર્ગની વ્યવસ્થા કરવામાં અનુકૂળતા થાય તે માટે વર્ગમાં જોડાવા ઇચ્છનાર ભાઇઓ દાખલ ફી રૂ. ૧ મોકલી ઑક્ટોબરની તા. ૧૫મી પહેલાં પોતાનાં નામ નોંધવા માટે મંત્રી, છાત્રાલયસંમેલન, શુક્લતીર્થ, એમને લખે.

તાલીમવર્ગમાં જોડાનાર અને સંમેલનમાં ભાગ લેનાર સજ્જનોને સંમેલનના રસોડાનો લાભ લેવાની ઇચ્છા હશે તો દરેકે દરરોજના રૂ. ૦–૧૦–૦ ભોજનખર્ચના આપવા જોઇશે. છાત્રાલયના વિદ્યાર્થીઓને સંમેલનમાં ભાગ લેવા ઉત્તેજન મળે તે માટે વિદ્યાર્થીઓ પાસેથી દરરોજના ભોજનખર્ચ પેટે રૂ. ૦–૬–૦ લેવામાં આવશે. બેનો માટે ઇલાયદી વ્યવસ્થા રાખવામાં આવશે.

આશા છે કે ગુજરાતનાં છાત્રાલયો આ સંમેલનમાં ભાગ લેશે.

| | |
|---|---|
| નર્મદા હાઇ સ્કૂલ,<br>શુક્લતીર્થ<br>તા. ૨૫:૯:'૩૮ | ભીખાભાઇ કુ. પટેલ,<br>મંત્રી, છાત્રાલય સંમેલન,<br>શુક્લતીર્થ (ભરૂચ) |

---

૧. ભરૂચ સ્ટેશનથી શુક્લતીર્થ આવવા માટે સ્ટેશન ઉપર મોટરની વ્યવસ્થા હોય છે.

## ગ્રંથપરિચય

**૧. જેકિલ અને હાઇડ:** આર. એલ. સ્ટીવન્સન કૃત અંગ્રેજી પુસ્તકના અનુવાદક—મગનભાઇ પ્રભુદાસ દેસાઇ; પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પૃષ્ઠ ૧૪+૧૫૧, કિંમત નવ આના. સંસારમાં કોઇ માણસ સંપૂર્ણ રીતે દેવ નથી, સંપૂર્ણ રીતે દાનવ નથી; સર્વ માણસમાં કંઇક અંશે દેવત્વ છે, કંઇક અંશે દાનવત્વ પણ છે. આમ માણસ સદસદ્ વૃત્તિઓનો સમૂહ છે. સમાજની, અર્થાત્‌જ પોતાની ઉન્નતિ માટે એણે દેવત્વને માર્ગે પ્રયાણ કરવું ઘટે. પણ ભોગવાસનાઓ અનેક વાર તેને દાનવત્વને માર્ગે ખેંચી જાય છે. સમાજમાં પ્રત્યેક માણસની આ અવદશા છે, છતાં પાછું સમસ્ત સમાજની દૃષ્ટિએ આ અશિષ્ટ દેખાય છે. આથી માણસ પોતાના દાનવત્વના અંશોને ગોપાવવાના પ્રયત્ન કરે છે. આમાં એને સફળતા મળતી દેખાય છે, એટલે એ ગોપનને (hide) માર્ગે એ ચાલ્યો જાય છે અને એથીજ અંગ્રેજી લેખકે પુસ્તકનું નામ 'જેકિલ અને હાઇડ (Hide)' રાખ્યું છે. એ ગોપનને પરિણામે ધીરે ધીરે તેની દાનવવૃત્તિ રીઢી થાય છે અને જતે દિવસે પરિણામે એની દેવવૃત્તિ સમૂળી નાશ પામે છે, અર્થાત્ તેનું મનુષ્યત્વ અવસાન પામે છે. લેખકે બહુ કુશળતાથી એ વસ્તુ આ રૂપકકથા દ્વારા બતાવી છે. ગોપન ચિતરવા કથાને કંઇક ડિટેક્ટિવની કથા જેવી છાંટ લાગી છે, પણ તે નહિ જ જેવી: ગુજરાતી અનુવાદ સારો થયો છે, ભાષા સરળ ને રુચિકર છે. 'પ્રતીક'ને બદલે 'પ્રતિક' છપાયો છે, તે વખતે છાપખાનાની ભૂલ હોય; પણ 'અસરંગી'ને બદલે ત્રણ સ્થાને (પૃ૪ ૧૨, ૪૨ અને ૧૧૧ ઉપર) 'અપતરંગી' છપાય એ તો અનુવાદકનીજ ભૂલ ગણાય. બે રસ્તા આડાઊભા કાપે તે જગાને 'ચકલું' કહીએ, એક રસ્તાને બીજો રસ્તો મળે તે જગાને, ત્રણ દિશાએ જવાતું હોવાથી, 'ત્રિભેટો' કહીએ, પણ ત્યારે અનુવાદક 'બે રસ્તા મળે તે જગાને 'દુભેટો' કેમ કહેતા હશે? આત્મોન્નતિને માટે સૌએ આ કથા વાંચવી ઘટે.

**૨. કેળવણીની કરુણતા** ('નૂતનશિક્ષણ' ગ્રંથમાળા—પુસ્તક બીજું, 'નૂતનશિક્ષણ'નું ત્રીજા વર્ષનું ભેટપુસ્તક): અંગ્રેજી ઉપરથી અનુવાદક—ચંદ્રભાઇ કા. ભટ્ટ; પ્રકાશક—ગૂજરાત નૂતનશિક્ષણસંઘ, ચંદ્રવદન ચુનીલાલ શાહ, 'નૂતનશિક્ષણ' કાર્યાલય, સુરત; પૃષ્ઠ ૧૪+૬૨, મૂલ્ય ચાર આના. આજનો સમાજ પોતાને ગમે તેજ આદર્શે બાળકોને ઘડવા ઇચ્છે છે ને એમ કરવાનું કામ કેળવણી ખાતાએ ઉપાડી લીધું છે. પરિણામે બાળકોને સ્વતંત્રભાવે ખીલવા ન દેતાં સમાજને ગમતા આદર્શોના ચોકઠામાં જકડી દેઇને તેમની

શક્તિઓને મારી નાખવામાં આવે છે. સંયમ ખીલવવાને બદલે તેમના ઉપર શિસ્તને નામે ભયંકર બેડીઓ જડી દેવામાં આવે છે. આમ આજે સંસારના અમૂલ્ય બાલધન ઉપર કેળવણીને નામે જે ભયંકર જુલમ વર્તી રહ્યો છે, તેની સામે ડૉક્ટર મરાયા મૉન્ટેસોરી, મિ. જ્યૉર્જ, મિ. મેન, મિ. એડમંડ હોમ્સ, વગેરે સહૃદય આત્મા કકળી ઊઠયા અને તેમણે બાળશક્તિનો સ્વતંત્ર ભાવે વિકાસ થાય એવા પ્રયોગો માટે શાળાઓ સ્થાપી. મિ. હોમ્સે, એવા પ્રકારની પોતાની 'યુટોપિયા' શાળાના અનુભવ પછી, Tragedy of Education નામે નાનકડું પુસ્તક લખ્યું છે, તેનો આ ગુજરાતી અનુવાદ છે. ભાઇ હરભાઇ ત્રિવેદીએ નાની પ્રસ્તાવના લખી છે. પુસ્તકમાં (૧) મતાગ્રહનું ઝેર, (૨) રોગની ચિકિત્સા અને (૩) ઉપાય, એ ત્રણ પ્રકરણો છે ને તે બાળમાનસનો સાચો અભ્યાસ કરાવે છે. બાળકના સાચા શિક્ષક થવા ઇચ્છતા એકે એક શિક્ષકે અને બાળકનો સાચો વિકાસ ઇચ્છતાં માબાપે પણ આ નાનું પુસ્તક જરૂર વાંચવું ઘટે.

૩. **શબ્દપોથી-૧:** પૃષ્ઠ ૨૮, કિંમત ૦-૧-૬; **(૪) શબ્દપોથી-૨:** પૃષ્ઠ ૩૨, કિંમત ૦-૨-૦; **(૫) બાલપાઠો:** પૃષ્ઠ ૩૨, કિંમત ૦-૨-૦; **(૬) સુંદર પાઠો:** પૃષ્ઠ ૩૬, કિંમત ૦-૨-૬; **(૭) રસિક પાઠો:** પૃષ્ઠ ૩૨; **(૮) જોડાક્ષરપોથી:** પૃષ્ઠ ૩૧; **(૯) નાનામોટા પાઠો:** પૃષ્ઠ ૩૦; **(૧૦) એકડાણાં:** પૃષ્ઠ ૩૨; છેવટનાં ચાર પુસ્તકોમાંના દરેકની કિંમત ૦-૨-૦; ઉપરનાં આઠ પુસ્તકના સંપાદક-સોમાભાઇ ફીશાભાઇ પટેલ; **(૧૧) પ્રાંખડીઓ:** સંપાદકો-સોમાભાઇ ભાવસાર, સોમાભાઇ ફી. પટેલ; પૃષ્ઠ ૨૮, કિંમત ૦-૨-૦. 'બાલવાચનાલય માળા'નાં ઉપરનાં નવ પુસ્તકોના પ્રકાશક સોમાભાઇ ફીશાભાઇ પટેલ, સુણાવ; સોલ એજંટ-ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરસ્તો, ફુવારા સામે, અમદાવાદ. ભાષા શીખવા બાળકોને સરળ પડે અને મજા આવે એવી રીતનો ક્રમ ગોઠવી અક્ષરપરિચયથી તે નાના મોટા પાઠોના વાચન સુધીની આ બાલવાચનમાળાની ચોપડીઓ બીજી વાચનમાળાઓ કરતાં વિશિષ્ટ જાતની છે અને તે બાળકોને ખૂબ ઉપયોગી થઇ પડશે એમ લાગે છે. બાલમંદિરનાં બાળકોએ એ ચોપડીઓ વાંચી છે અને શિક્ષકોએ નજરોનજર બાળકોને આ ચોપડીઓ કડકડાટ વાંચી જતાં જોયાં છે, એ જ આ ચોપડીઓની ફતેહ બતાવે છે. ભાઇ સોમાભાઇ ફીશાભાઇએ લખેલાં આ બાલવાચનમાળાનાં પુસ્તકોને દરેકે દરેક શાળામાં ઇતર વાચન તરીકે દાખલ કરવામાં આવે તો ભાષાશિક્ષણમાં ખૂટતી ત્રુટિઓ એનાથી પૂરી

પડશે એમ અમે માનીએ છીએ. બાળકોને માટે આવી જાતજાતની વાચનમાળાઓ જુદી જુદી ઘણી રીતે હજી પણ ઘડવાને અવકાશ છે એમ અમારૂં માનવું છે. એવી જાતની આ વાચનમાળાની ચોપડીઓ છે. સો. ભા.

૧૨. બાલસાહિત્ય–સર્વસંગ્રહ, ભાગ ૨જો (૧૯૩૨થી ૧૯૩૬ સુધીનો): સંયોજક–જીવરામ જોષી; તૈયાર કરાવી પ્રસિદ્ધ કરનાર–શ્રી વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ, રાવપુરા, વડોદરા; પૃષ્ઠ ૧૪૮, કિંમત ૦–૧૦–૦. સ. ૧૯૩૨થી ૧૯૩૬ સુધીમાં લખાએલાં બાલસાહિત્યનાં પુસ્તકોને (૧) કક્કાવારી, (૨) લેખકવારી, (૩) પ્રકાશકવારી, (૪) વિષયવારી અને (૫) ધોરણવારી ક્રમે ગોઠવીને આમાં સંપૂર્ણ યાદી આપી છે. એમાંનાં સારાં લાગેલાં પુસ્તકોનો પરિચય પણ સંગ્રહને અંતે આપેલો છે. તે ઉપરાંત 'બાળ સામયિકો'ની અને 'કિશોર સાહિત્ય'ની પણ યાદી આપેલી છે. બાલસાહિત્યના અભ્યાસીને આ સર્વસંગ્રહ બહુ ઉપયોગનો થઇ પડશે.

૧૩. જીવન્ત પ્રકાશ: લેખક–ગોવિન્દ હ. પટેલ, ધર્મજ; પ્રકાશક–ગોરધનભાઇ કિશોરભાઇ પટેલ, એડવોકેટ, 'નંદાનંદ,' અલકાપુરી (સયાજીનગર), વડોદરા; પૃષ્ઠ ૧૩૮, કિંમત રૂા. ૧–૦–૦. એક પૌરાણિક અને એક ઐતિહાસિક એમ જુદા જુદા બે પ્રસંગોને લગતાં બે ખંડકાવ્યોનો આ સંગ્રહ છે. પાછળ આપેલી અનુપૂર્તિ કાવ્ય સમજવામાં મદદરૂપ થાય એ રીતે યોજી છે. પણ કોઇક કોઇક જગાએ કવિસાક્ષી જે નોંધ આવે છે એ ખૂંચે છે. અનુપૂર્તિકારે એવી નોંધ ન લીધી હોત અને વાચકોને પોતાની મેળેજ કવિને અને કવિતાને ન્યાય આપવા દીધો હોત તો ઠીક થાત. સો. ભા.

૧૪. શરોદ કાવ્યસંગ્રહ (પ્રથમ ભાગ): કર્તા અને પ્રકાશક–શરોદ તે, પટેલ લક્ષ્મણ નથુભાઇ લખાણી, પટેલ બોર્ડિંગ, ભાવનગર; પૃષ્ઠ ૬ + ૬૯, કિંમત આઠ આના. પંડિત બહેચરદાસ જીવરાજે આ કાવ્યસંગ્રહનું વિહંગાવલોકન કર્યું છે. ગામડાંનાં ભોળાં લોકોને કદાચ આવા કાવ્યો તેની હળવી ભાષાને લીધે ગમે. થોડાંક ઇશ્વરસ્તુતિનાં, થોડાંક રમુજી ટુચકાનાં, થોડાંક ભજનો તથા સામાજિક સુધારા, વગેરે પ્રકારનાં કાવ્યોનો આ સંગ્રહ થએલો છે. સારાં કાવ્યોના લક્ષણ બિલકુલ નજરે નથી પડતાં. કેટલાંક તો પદ્ય કરતાં ગદ્ય જેવાં લાગે છે. કાન્તા

૧૫. રંજન–'ગુણસુંદરી'ની ભેટ, ઇ. સ. ૧૯૩૮–૩૯: લેખક–રા. પ્રમોદ, બી. એ., પ્રકાશક–ગુણસુંદરી કાર્યાલય, લુહાણામિત્ર પ્રેસ, વડોદરા; પૃષ્ઠ ૨૨૪, કિંમત ૧–૮–૦. અતિસાધારણ આ નવલકથા છે. એમાં ગામડાનાં

મોભાદાર કુટુંબો વચ્ચેના કલહના પ્રસંગો આલેખ્યા છે. નાયકનાયિકાનાં તથા ઉપનાયકઉપનાયિકાનાં લગ્ન અને તેમના શત્રુઓનો પરાજય કરાવી વાર્તાનો અંત સુખદ આણ્યો છે. વસ્તુ શોધી કાઢવું બહુ મુશ્કેલ છે. કોઇ પણ જાતના ઉદ્દેશ વગરની રચના લાગે છે અને કદાચ કોઇ ઉદ્દેશ હોય તો તે બે જોડાંનાં લગ્ન હશે. પાત્રાલેખન પણ અનાકર્ષક છે. કાગળ બહુજ હલકા પ્રકારના વાપર્યા છે, કિંમત વધારે છે. કાન્તા

**૧૬. માનું જીગર કિંવા માતા કે રાક્ષસી?** વીસમી સદી ગ્રંથમાલા–૬: લેખક–નમકસાર; પ્રકાશક–'વીસમી સદી' કાર્યાલય; પ્રાપ્તિસ્થાન–વર્ધમાન એંડ સન્સ, પાયધુની, ટ્રામ જંકશન, મુંબઇ ૩; પૃષ્ઠ ૧૮૨, પુસ્તકની ઘટાડેલી કિંમત બાર આના. આવા પુસ્તકનો બોજો સમાજ ઉપર નાખવો તે તેની કુસેવા કર્યા બરોબર છે. વાર્તાના નામ ઉપરથી કોઇ પાષાણહૃદય માતાનું આલેખન થયું હશે એવું લાગે છે; પરંતુ વસ્તુસ્થિતિ તેથી ઊલટી જ છે. મુખ્ય પાત્ર હીરા પત્ની કરતાં માતા તરીકે વધારે સફળતા મેળવે છે. પોતાના બાળકોનું હિત ધ્યાનમાં રાખીને સખ્તાઇ ધારણ કરનાર માતાને રાક્ષસી તો નજ કહી શકાય, એટલે પુસ્તકનું નામ 'માતા કે રાક્ષસી' અનિષ્ટ લાગે છે. કાન્તા

*

**શ્રી ગોહિલવાડી લેઉઆજ્ઞાતિ વિદ્યાર્થીઆશ્રમ, ભાવનગર:** પત્રિકા નં. ૨૭, માર્ચ ૧૯૩૮.

**પ્રાથમિક કેળવણી હિતવર્ધક મં. રિપોર્ટ (૧૯૩૭–૩૮).** ક્યાંના મંડળનો આ રિપોર્ટ છે તે છાપ્યું નથી, પણ રિપોર્ટ વાંચતાં જણાય છે કે તે પૂના કૅણ્ટોન્મેણ્ટના મંડળનો છે.

**શ્રી વડોદરા સહકારી લૅન્ડ મોર્ટગેજ બૅંક, લિમિટેડનો** સને ૧૯૩૭–૩૮ની સાલનો પાંચમો વાર્ષિક રિપોર્ટ.

**શ્રી વસંત કેળવણી મંડળ: અથ્રામાં, શ્રી વસંત હાઇસ્કૂલ** તથા **વસંત આશ્રમનો** રિપોર્ટ (તા. ૧:૪:'૩૫થી તા. ૩૧:૩:'૩૮ સુધીનો).

* * *

"આજકાલ આપણામાં એવા ઘણા યુવક છે અને વયોવૃદ્ધ પણ છે કે જેઓ અમુક વસ્તુ શાસ્ત્રમાં છે તેથી કરવા યોગ્ય છે એમ માને છે. આમ કરતાં આપણી અધોગતિ સહેજે થઇ જાય. શાસ્ત્ર કોને કહીએ તેની મર્યાદાની તો આપણને ખબર પણ ન હોય. શાસ્ત્રને નામે જે કાંઇ ધતિંગ ચાલતું હોય તે ધર્મ છે એમ ગણીને આપણે આપણો વ્યવહાર ચલાવીએ છીએ તેમાંથી માઠાં પરિણામજ નીપજે."

—ગાંધીજી

### ગાંધીજયન્તી

મહાત્મા ગાંધીજીનો જન્મદિન હિંદુ તિથિ પ્રમાણે ભાદરવા વદી ૧૨સને રોજ છે અને તેથી તે દિવસનું નામ રેંટિયા બારસ રાખવામાં આવ્યું છે. ખ્રિસ્તી તારીખ પ્રમાણે તે ઑક્ટોબરની તા. ૨જીને રોજ છે. આ વર્ષે રેંટિયા બારસ સપ્ટેમ્બરની ૨૧મી તારીખે આવતી હતી, તેથી તે દિવસથી ઑક્ટોબરની તા. ૨જી સુધી એ મહાપુરુષની જયંતી આખા દેશમાં વિવિધ પ્રકારે ઉજવાઇ, મુખ્યત્વે તો રેંટિયા ચલાવીને અને ખાદી વેચીને. એમ આર્થિક દષ્ટિએ અને દેશને સ્વાધીન કરવાના પ્રયત્નોને પરિણામે રાજકીય દષ્ટિએ એ મહાપુરુષ આ સમસ્ત દેશમાં બહુ કાળ સુધી પુજાશે. પણ એટલેજ કારણે આજે એ આટલે ભક્તિભાવ પુજાતા નથી, એ સત્યના ને અહિંસાના દૂતરૂપે આજે અવતર્યા છે, ભારતનેજ નહિ પણ સમસ્ત જગતને એ ઉન્નત ભાવનાઓ આપવા એ અવતર્યા છે માટેજ એ પુજ્ય છે. ભગવાન બુદ્ધે અને ભગવાન મહાવીરે સત્યનો અને અહિંસાનો માર્ગ જગતને દેખાડેલો, પણ એમનાય કરતાં ગાંધીજીએ વધારે પ્રબળભાવે એ ભાવનાઓ આચરી બતાવી છે અને તેથી એ મહાત્માજી રૂપે પુજાય છે. એમની એ ભાવનાઓ વિષે મતભેદ હશે, આચારમાં મૂકવી કડણ લાગતી હશે, મહાસભાના જ એમના અનુયાયીઓ એ ભાવનાઓનો સ્પષ્ટ ભંગ કરીને એમને આઘાત આપે જાય છે, છતાં એ ભાવનાઓ જીવનસાફલ્યની ચાવી રૂપે છે એમાં કશીયે શંકા નથી. સમસ્ત જગતના વિચારકો એ ભાવનાઓ માટે તો એમને શાન્તિદૂત રૂપે વંદન કરી રહ્યા છે. જીવનના ૭૦મા વર્ષમાં એમના પ્રવેશકાળે અંતરમાંથી સહેજે નીકળી જાય છે કે જગતના એ મોંઘેરા મહેમાન જગતના ઉદ્ધારને અર્થે સો કરતાંય વધુ વર્ષ જીવો.

### ગ્રામઉદ્યોગ

પ્રાણીમાત્રને, તેમજ માણસમાત્રને, જીવવા માટે સૌથી પ્રથમ અન્નની જરૂર છે, ત્યાર પછી વસ્ત્રની જરૂર છે. એટલેજ 'અન્નવસ્ત્ર' જેવો સમાસ શબ્દ બન્યો છે. પણ વસ્ત્રનો ગ્રામઉદ્યોગ આપણી અંગ્રેજ સરકાર પોતાની ચૂસણ રાજ્યનીતિએ અને વ્યાપારનીતિએ ચૂસી લીધો છે—જેમ શાહીચૂસ કાગળ શાહીને ચૂસી લે તેમ. આથી ગામડાંનો એ મુખ્ય ઉદ્યોગ ભાગ્યો છે અને તેને કંઇક પરિણામે ગામડાં પણ ભાગ્યાં છે. આ ભાગ્યા ઉદ્યોગોને સજીવન કરીને એ ભાગ્યાં ગામડાંને પણ સજીવન કરવાં એ જ ઉદ્દેશે મહાત્માજીએ રેંટિયાને

કેન્દ્રમાં મૂકયો છે અને સૌને કાંતવાનો આગ્રહ એ કર્યા કરે છે. મહાસભાની મહાસમિતિની ગયા માસની સભામાં, સૌ સમિતિના સૌ હોદ્દેદારોએ ૫૦૦૦ વાર નો સૂતર કાંતવું જ જોઇએ એવો ઊહાપોહ થયો હતો, જોકે એ વિષે કંઇ અંતિમ ઠરાવ થયો નહોતો. કાંતવાના આગ્રહમાં ગ્રામઉદ્યોગના ઉદ્ધાર ઉપરાંત 'શારીરિક શ્રમ'ની પણ ભાવના છે, અને તે ઇષ્ટ છે. પણ ખાદી વધારે વપરાય તો કાંતનારીને વધારે પોષણ મળે અને તે રીતે પણ કંઇક ગામડાં સજીવન થાય. ત્યારે સમિતિઓના સૌ હોદ્દેદારોએ જોઇએ તો ૫૦૦૦ વાર સૂતર કાંતવું, જોઇએ તો ૧૦૦ રૂપિયાની ખાદી વેચવી, એવો નિયમ રાખ્યો હોય તો નહિ સારૂં? અને દર વર્ષે હોદ્દેદારોએ કેટલી ખાદી વેચી ને કેટલું સૂતર કાંત્યું, તેના આંકડા જિલ્લાવાર પ્રકટ થાય તો ઠીક પડે.

## હરિજનોને નાગરિક સ્વતંત્રતા

સવર્ણ કહેવાતા હિંદુઓએ આજ સુધી અસ્પૃશ્ય ગણાતા હિંદુઓને ખૂબ અન્યાય આપ્યા છે, તેમને ખૂબ રંજાડ્યા છે. મહાસભાનું એ વ્રત છે કે જન્મને કારણે કોઇને અન્યાય ન થવો ઘટે. મહાસભાના પ્રધાનોએ ઇલાકાનો કારભાર હાથમાં લીધા પછી એ અન્યાય ટાળવાના કાયદા કરવા માંડયા છે. આજ સુધી હરિજનોનાં બાળકને સાર્વજનિક શાળાઓમાં પેસવા દેવામાં આવતાં નહોતાં, તેથી તો તેમને માટે જુદી શાળાઓ સ્થાપવી પડી હતી. મહાસભાની સરકારે કાયદો કર્યો કે જે ગામમાં હરિજન બાળકો હોય છતાં તે ગામની શાળામાં હરિજન બાળક નહિ હોય તો તેમને પેસવા દેવામાં નથી આવતાં એમ માનીને તે શાળા બંધ કરવામાં આવશે. છતાંય લોકોની ઊંઘ ઊડતી નથી ને હરિજન બાળકોને સામાન્ય શાળામાં પેસવા દેતા નથી. નાવલી કન્યાશાળામાં હરિજન કન્યાઓને પેસવા દેવાનો લોકે વાંધો લીધો, ત્યારે તે શાળા બંધ કરવાનું જિલ્લા લોકલ બોર્ડે સૂચન કર્યું, કે તુરત જ લોકની આંખ ઊઘડી ને એ કન્યાઓને દાખલ કરી! હરિજન બાળકને પેસવા ન દીધાને દોષે માતરની ત્રણ ધોરણની અંગ્રેજી શાળા અને અને ત્યાંની કન્યાશાળા પણ આ ઑકટોબર માસમાં બંધ થઇ. એ જ કારણે બોરસદ તાલુકાના પામોલની શાળા બંધ કરવાનો હુકમ થયો અને તા. ૨૬:૯:'૩૮ને રોજ બંધ થઇ પણ ખરી, પણ જ્યારે ગામલોકોએ હરિજન બાળકોને શાળામાં દાખલ કરવાની કબુલત આપી, ત્યારે જ તે તા. ૬:૧૦:'૩૮ને રોજ ફરી ઉઘાડવામાં આવી. આ જિલ્લામાં મોટે ભાગે તો પાટીદારો જ આવાં વિઘ્ન નાખે છે. પાટીદારો ખેતરમાં કામ કરતી વખતે હરિજનોને અડતાં અભડાના

નથી, તેમનું વણેલું એળ નાખેલું ગજિયું પાણીના છાંટા નાખીને લેતાં ને પહેરતાં અભડાતા નથી, અરે તેમની સુકવેલી કોકડીઓ ખાતાં વટલાતા નથી, અને બહુ કલામાં માલ નથી! ત્યારે નિશાળોમાં તેમનાં બાળકોને દાખલ કરતાં શાથી અભડાતા હશે? ધર્મબંધનના આંધળા ગાળિયાથી મુક્ત એવા આપણે પાટીદારોએ આ બાબતમાં વિચાર કરીને માણસ જેવા એ માણસ સાથે માણસાઇ રાખવી ઘટે.

## હરિજનોને મંદિરપ્રવેશના અધિકાર

"અમદાવાદ, સોમવાર. મુંબઇ સરકાર તરફથી જે મંદિરોને અને દેવસ્થાનોને ગ્રાંટ મળે છે તે મંદિરો અને દેવસ્થાનોમાં પણ હરિજનોને પ્રવેશ કરવા દેવામાં આવતા નથી, તેથી એવા વિશ્વાસપાત્ર સમાચાર મળે છે કે આવાં મંદિરોને અને દેવસ્થાનોને મળતી ગ્રાંટ મુંબઇ સરકાર બંધ કરવાનો ઇરાદો રાખે છે. આ બાબતમાં મુંબઇ સરકારે ગ્રાંટ મેળવતાં મંદિરોનો ને દેવસ્થાનોનો આંકડો દરેક જિલ્લાના અમલદારો પાસેથી માગ્યો છે. આ આંકડા પૂરા પાડવામાં આવતાં મુંબઇ સરકારની ગ્રાંટ મેળવતાં ૨૩૩૬૨ મંદિરો અને દેવસ્થાનો છે અને તેમાં ફક્ત ૫૧૦ મંદિરો અને દેવસ્થાનો હરિજનો માટે ખુલ્લાં મૂકવામાં આવ્યાં છે, એવા સમાચાર જિલ્લાઓના અમલદારો તરફથી મુંબઇ સરકાર ઉપર મોકલી આપવામાં આવ્યા છે" ('ગુજરાત સમાચાર,' તા. ૨૦:૯:'૩૮).

## કાચો પારો આખરે નાજ પચ્યો!

ઇ. સ. ૧૯૩૦ના અને ૧૯૩૨માં અંગ્રેજ સરકાર સામે મહાસભાએ માંડેલા સત્યાગ્રહસંગ્રામમાં જે ખેડૂતોએ જમીનમહેસૂલ નહિ ભરેલી, તેમની જમીનો સરકારે ઝૂંટવી લીધેલી અને પાણીને મૂલ્યે તે જમીનો વેચી દીધેલી. દેશના ઉદ્ધાર માટે યુદ્ધે ચઢેલા ખેડૂતોની જમીન એમ પાણીને મૂલે પડાવી લેવા નીકળનાર પણ ત્યારે હતા અને ત્યારે તો એમને ખાત્રી હતી કે એ જમીનો પોતાને યાવચ્ચન્દ્ર દિવાકરૌ પચી જશે! અને એટલા માટે તો અંગ્રેજ સરકારનું રાજ્ય હિંદુસ્થાન ઉપર અમર તપો એવી પ્રાર્થના પણ એ સવારસાંજ કરતા હશે! પણ એમને ખબર નહોતી કે અંગ્રેજ સરકારનું રાજ્ય હિંદુસ્થાન ઉપર હશે હશે ને મફત જેવી રાખેલી તેમની જમીનો તેમના હાથમાંથી સરી જવાની છે. મહાસભાના પ્રધાનમંડળે હાલ જ ધારાસભામાં ઠરાવ પસાર કરાવ્યો છે કે એવી જમીનો સરકારે યોગ્ય કિંમતે પાછી ખરીદી લેઇ, તે જમીનોના સાચા માલેકોને—સત્યાગ્રહસંગ્રામમાં રાજીખુશીથી કુરબાન થએલા એ ખેડૂતોને—પાછી આપવી. આમ મફતનું પડાવી ખાનારને કાચો પારો આખરે નાજ પચ્યો! ફરી પાછો મહાસભાનો પ્રભાવ લોક ઉપર પડ્યો છે, તેમણે જાણી લીધું છે

કે આજની સરકાર આપણી છે; અને ત્યારે હવે પાછો અંગ્રેજ સરકાર સામે સત્યાગ્રહસંગ્રામ સળગે તો બમણે વિશ્વાસે ખેડૂત સંગ્રામમાં ઝુકાવે.

## આપણાં દેશી રાજ્યો

પણ એમ તે કંઇ ખરા દીઠા વિના અંગ્રેજ આપણને સ્વરાજ્ય આપે એમ છે? લોઢાનાં શસ્ત્રને બદલે ગાંધીજીએ આપણને સત્યનું ને અહિંસાનું શસ્ત્ર આપ્યું ને એ શસ્ત્રથી અંગ્રેજો નમવા માંડ્યું પણ છે. પણ હજી આપણાં દેશી રાજ્યોને એ વિષે કંઇ ભાન આવ્યું નથી. એ તો જાણે હજી પાછલા સૈકામાં હોય તેમ પ્રજાને પૈસે લહેર ઉડાવે છે ને તે વિષે પ્રજા પૂછે છે– રાજ્યનું જવાબદાર બંધારણ બાંધવા સૂચવે છે, ત્યારે પ્રજા ઉપર એ રાજાઓ ઊલટા જુલમ ગુજારે છે. તેથી મૈસુરમાં ને ત્રાવણકોરમાં રાજાપ્રજા વચ્ચે જંગ જામ્યો છે. પણ આપણે ઘરઆંગણે રાજકોટમાં આજે રાજાપ્રજા વચ્ચે જે જંગ જામ્યો છે, તેમાં મહાત્માજીએ આપેલે સત્યાગ્રહસંગ્રામને બળે ત્યાંના રાજાને –પોતાને ઉગારી લેવા તેડેલા નવા અંગ્રેજ દિવાનને પણ જે હંફાવવા માંડ્યા છે તેથી તો આખો દેશ ચકિત થઇ ગયો છે! નિઃશસ્ત્ર યુદ્ધમાં આખા રાજ્યની પ્રજા જોડાઇ છે, અનેક વીરો જેલમાં ગયા જ કરે છે અને હવે તો વીરાંગનાઓ પણ. રાજા ને તેનો દિવાન ગભરાઇ ઊઠ્યા છે અને આજે એવાં સ્પષ્ટ લક્ષણ જણાય છે કે રાજાએ પોતાનો પરાજય સ્વીકારવો પડશે. વડોદરા જેવા સુધરેલા ગણાતા રાજ્યમાં પણ તેના સર્વે પ્રાન્તોમાં કંઇક ને કંઇક છૂટક જુલમ થયા જાય છે. ત્યારે શું સમસ્ત દેશનાં રાજ્યો હવે ભૂંસાઇ જવા ઇચ્છે છે? લાલ પીળે રંગે રંગેલા હિંદુસ્થાનના નકશામાંથી પીળો રંગ ભૂંસાઇ જાય ને આખો નકશો લાલ થઇ જાય તો પછી એકલા અંગ્રેજ સામે ઝુઝીને સ્વરાજ્ય લેવું સરળ પડશે, એવો ઇસારો કરવા શું તેઓ ઇચ્છે છે?

## ચલોડામાં ગ્રામસ્વચ્છતા

પણ સ્વરાજ્ય લેવા માટે તો આપણી અનેક નિર્બળતાઓ પહેલી કાઢવી પડશે. દેશના સેવકોએ પ્રજાની નિર્બળતા કાઢવા માટે તેમની સેવામાં હાજર થઇ જવું ઘટે. મહાસભાએ ધારાસભાઓ હાથ કરી તે પ્રજાની સેવા માટે જ. અને એણે એવી કેટલીક સેવાઓ કરી બતાવી છે પણ. મહાસભાએ લોકલ બોર્ડો હાથ કરી છે ને મ્યુનિસિપાલિટીઓ હાથ કરવા તે પ્રયત્ન કરી રહી છે તે પણ પ્રજાની સેવા જ માટે. અમદાવાદની લોકલ બોર્ડે એ સેવા ઉઠાવવાનું શરૂ કર્યું છે ને ગ્રામસ્વચ્છતાનું કામ પ્રથમ હાથમાં લીધું છે. ત્યાંના પ્રમુખ ભાઇ ભાઈલાલભાઇ સારાભાઇ પટેલે ચલોડા ગામને પસંદ કર્યું છે. સ્વયંસેવકોની

સહાયતાથી એમણે એ ગામને સ્વચ્છ કરવા માંડયું છે. ગામલોક તેમાં સહકાર આપી રહ્યું છે. ડૉ. હરિપ્રસાદ મહેતા અને બેન મૃદુલાબેન જેવાં અમદાવાદનાં પ્રખર સેવકસેવિકા ચલોડામાં જઇને ગામલોકોને પોતાની અનેક પ્રકારની નિર્બળતા કાઢી નાખવા ઉત્તેજી રહ્યાં છે. એકંદરે કામ એવું સુંદર થઇ રહ્યું છે કે એ પ્રમુખશ્રીને અને તેમને સહાયતા દેનાર સેવકસેવિકાને ધન્યવાદ દીધા વિના ન જ રહેવાય. એ સૌની સેવા માટે ભક્તિભાવે માથું નમે છે. બધા જિલ્લાની લોકલ બોર્ડોના ને મ્યુનિસિપાલીટીઓના પ્રમુખો, તથા અન્ય સેવકો આવી સુંદર સેવાનું કામ ઉપાડે તો દેશ જરૂર જ ઉન્નત થાય. એ સેવામાં પ્રજાની આર્થિક અને સામાજિક સ્વચ્છતાનો પણ સમાવેશ થવો ઘટે.

### બાળલગ્ન વિરુદ્ધ ફરિયાદ

ગયા અંકની પ્રસંગકથામાં પૃષ્ઠ ૫૬૯ ઉપર જણાવ્યું હતું કે: "નડીઆદના ભાઇ પુરુષોત્તમ અંબાલાલ દેસાઇનાં પંદરેક વર્ષનાં દીકરી બેન વિમળાબેનનું બાળલગ્ન કરમસદના ભાઇ આશાભાઇ શંકરભાઇ પટેલના ૧૧-૧૨ વર્ષના દીકરા ભાઇ શંભુભાઇ સાથે નડીઆદમાં તા. ૩ : ૫ : ૧૯૩૮ને રોજ કરવામાં આવ્યું હતું. તે બાળલગ્ન કરી શારદા એક્ટનો ભંગ કર્યા બદલ ફરિયાદ કેમ ના કરવી તે માટે યોગ્ય ખુલાસો કરવા વરકન્યાના પિતા, કન્યાનાં માતા તથા વિધિ કરાવનાર ગોર નટવરલાલ પુરુષોત્તમને ગુજરાત પાટીદાર મંડળના મંત્રી ભાઇ વેણીભાઇ પ્રભુદાસ પટેલે નોટીસો આપી છે." હવે ખબર મળે છે કે એ ગુના માટે ભાઇ વેણીભાઇએ નડીઆદના ફર્સ્ટ ક્લાસ ઑન. મેજિસ્ટ્રેટ શ્રી. ચુનીભાઇ પટેલની કચેરીમાં ફરિયાદો દાખલ કરી દીધી છે, અને તે ફરિયાદોની પ્રાથમિક તપાસ કરવા માટે તા. ૨૯ : ૧૦ : ૩૮ની મુદ્દત રાખવામાં આવી છે.

### મોટા કરાળામાં પ્રેતભોજન બંધ

મોટા કરાળાના ભાઇ ત્રિભુવનદાસ ઝવેરભાઇ રાય - કેટલાંય વર્ષોથી પ્રેતભોજન જમતા નથી, પ્રસંગ આવ્યે તેમણે પ્રેતભોજન જમાડયું પણ નથી. તેમના પિતા ઝવેરભાઇ પણ એજ વિચારના છે. ગયા ભાદરવા માસમાં ભાઇ ત્રિભુવનદાસના પિતામહ તુલસીદાસ કરસનદાસ ગુજરી ગયા, તેમની પાછળ એમણે પોતાના પિતાનાં સહકારથી પ્રેતભોજન જમાડયું નથી.

### ઉમેરમાં પ્રેતભોજનો બંધ

જંબુસર તાલુકાના ઉમેર ગામમાં ભાઇ ફકીરભાઇએ સત્યાગ્રહ સંગ્રામમાં અગ્રેસર ભાગ લીધેલો. તેમના વૃદ્ધ પિતા બકોરભાઇ ગયે વર્ષે ગુજરી ગએલા ત્યારે, તે સારા જમીનદાર હોવા છતાં, તેમણે તથા તેમના ભાઇ લલુભાઇએ મળી

પ્રેતભોજન બંધ કરેલું. એ શુભ દૃષ્ટાન્તનું અનુકરણ કરી તેમના જ કુટુંબના ભાઇ શામળભાઇ પુરુષોત્તમે પોતાનાં પત્ની ચંચળબેનનું મરણ થતાં પ્રેતભોજન ન જમાડ્યું. વળી એ જ પ્રમાણે ભાઇ મૂળજીભાઇ પુરુષોત્તમે પણ પોતાનાં વૃદ્ધ માતા લક્ષ્મીબા ગયા માસમાં ગુજરતાં તેમની પાછળ પ્રેતભોજન નથી જમાડ્યું.

### રતનપુરામાં પ્રેતભોજનો બંધ

રતનપુરાના ભાઇ વિઠ્ઠલભાઇએ પોતાના પિતા મથુરભાઇ ગોપાળદાસ આશરે ૮૮ વર્ષે ગયા ભાદરવામાં ગુજરી ગયા તેમની પાછળ કાણમોકાણ કરી નથી તેમ જ પ્રેતભોજન નથી જમાડ્યું. એ ભાઇ દશેક વર્ષથી પ્રેતભોજન જમતા પણ નથી. ત્યાંના જ રેવનદાસ મંગળદાસે પોતાનાં માતુશ્રી પાછળ તથા પોતાના ભાઇ ભુલાભાઇનાં પત્ની પાછળ, ભાઇ નાથાભાઇ પુંજાભાઇએ પોતાના પિતા પાછળ તથા પોતાના ભાઇનાં પત્ની પાછળ, તેમ જ ભાઇ હરમાનભાઇ ભાઇજીભાઇએ પણ પોતાનાં માતુશ્રી પાછળ પ્રેતભોજન નથી જમાડ્યાં. સમાજઉન્નતિનો માર્ગ સ્વચ્છ કર્યા માટે આ ત્રણે ગામના એ સૌ ભાઇઓને અભિનંદન ઘટે છે.

### પાટીદાર પરિષદ

કાર્તિક સુદ ૧૨–૧૩, નવેમ્બર તા. ૪–૫, શુક્ર–શનિવારે ઓડમાં ભાઇ દાદુભાઇ દેસાઇને પ્રમુખપદે પાટીદાર મંડળની પરિષદ ભરાવાની છે. તે જ દિવસોમાં ભગિનીસમાજની પણ પરિષદ ભરાવાની છે. એ વિષે આ અંકમાં પત્રિકા બાંધી છે તે સૌ જુએ. ઇ. સ. '૩૨નો સત્યાગ્રહસંગ્રામ સંકેલી લેવાયા પછી યુવકોમાં ખૂબ શિથિલતા આવી જણાય છે, એટલું જ નહિ પણ નેતાઓમાં પણ સામાજિક સુધારાને વિષે છેક જ ઉપેક્ષાવૃત્તિ આવી જણાય છે. પણ સૌ યુવકયુવતીઓ નિશ્ચય જાણી લે કે જાતિનાં સામાજિક, બૌદ્ધિક વગેરે સૌ અંગ સબળ નહિ થાય ત્યાં સુધી સ્વરાજ્ય નથી જ આવવાનું અને આવશે તોય ભોગવી નથી જ શકાવાનું. એકલા રાજ્યકીય ઉદ્ધારથી આપણો સંપૂર્ણ ઉદ્ધાર થવાનો છે એમ માનનારા ભીંત ભૂલે છે. માટે સૌ યુવકયુવતીઓ આ પરિષદમાં ભાગ લેઇ તેને સબળ બનાવે અને દેશની સમસ્ત પ્રજાને, આપણાં દૂષણો ટાળી–ભૂષણો પોષી, સબળ બનાવે. રજાઓના દિવસોનો લાભ લેઇ વિદ્યાર્થીઓ પરિષદમાં આવે એટલા માટે જ આ દિવસો મુકરર કર્યા છે. બેનો પણ ભગિનીસમાજમાં સારી સંખ્યામાં આવે. સ્ત્રીના પ્રોત્સાહન વિના પુરુષ કંઇ કરી શકવાનો નથી, એ છેક પાંગળો છે, એ તેઓ સમજે. વીરસદમાં 'શ્રી. સૂરજબા વનિતા જ્ઞાનમંદિર' સ્ત્રીઓ માટે

સુંદર કાર્ય કરી રહ્યું છે અને એવાં જ્ઞાનમંદિર ઠામ ઠામ સ્થપાય, એવી એવી પ્રેરણા પામવા માટે પણ એનો ખૂબ સંખ્યામાં ઓડ પરિષદમાં આવે.

## વડોદરામાં પાટીદાર કેળવણી મંડળ

'વડોદરામાં સમસ્ત પાટીદાર કેળવણી મંડળની સ્થાપના' વિષેની હકીકત આ અંકમાં પૃષ્ઠ ૩૦થી ૭૫માં છે. દરેક જ્ઞાતિએ પોતાનાં દૂષણો ટાળી ભૂષણો પોષી, દેશની સમસ્ત પ્રજાને સબળ બનાવવી એ સૌનો, તેમજ પાટીદારોનો પણ, ધર્મ છે. એટલા માટે પાટીદારો પોતાના વિદ્યાર્થીઓના હિતાર્થે મંડળ સ્થાપે અને તેમને અનેક રીતે મદદ કરે એ ઇષ્ટજ છે. પણ આજે દેશની સમસ્ત જ્ઞાતિઓ ઓગળી જઇને એક જાતિરૂપે બંધાય છે તેવે પ્રસંગે વિદ્યાર્થી જેવા દેશના યુવકધનને સમસ્ત વિદ્યાર્થીસમાજથી વિચ્છિન્ન કરી નાખવો ને તેમને માટે અલગ છાત્રાલય સ્થાપવું એ સ્પષ્ટ રીતે દેશદ્રોહ છે અને કોઇ પણ જ્ઞાતિ, તેમજ પાટીદારો પણ, પોતાની નાતના વિદ્યાર્થીઓ માટે અલગ છાત્રાલય સ્થાપે એ દેશદ્રોહ છે. બેશક મંડળની યોજનામાં એના બેરઉતાર માટે એવી યોજના રાખી છે કે ૨૫ ટકા છાત્રો બીજી નાતના લેવા, પણ બીજી નાતના જે વિદ્યાર્થીને બીજે ક્યાંય પત્તો નહિ ખાતો હોય તેજ બિચારો થઇને પાટીદારોની કૃપા ઉપર રહેવા ત્યાં આવશે. અને પાટીદારીઆં ગામોના જેમને પાકા અનુભવ છે તે તો જાણી લેશે કે એવાં ગામોનાં વસવાયાં જેવા એ વિદ્યાર્થીઓના હાલ થશે. બેશક કાર્યવાહક મંડળમાં ૨૫ ટકા કાર્યવાહકો, વડોદરા પ્રજામંડળે સૂચવેલા ગૃહસ્થો, ઇતર જ્ઞાતિઓમાંથી લેવાય તો એવા વિદ્યાર્થીઓની કંઇક અવદશા સુધરે. પણ છતાંયે એ સ્થિતિમાં બીજી જ્ઞાતિના સંસ્કાર ન તો પાટીદાર વિદ્યાર્થીઓ લે, ન તો પોતાના તેમને દે; પાટીદારીઆ ભાવજ એવાં છાત્રાલયોમાં પોષાય અને દેશમાં જાતિભેદ તૂટવાને બદલે જાતિભાવજ ખીલવાનો. ભાઇ મોતીભાઇ આ બધી વાતો ગંભીર રીતે જાણે છે, અને છાત્રાલયની સ્થાપનામાં શી શી મુશ્કેલીઓ આવશે એ જણાવવા માટે, મંડળ સ્થાપવાની સભામાં ગએલા. પણ એમનું નામ કામચલાઉ વ્યવસ્થાપક મંડળના ઉપપ્રમુખ તરીકે જોઇને મને ભારે આશ્ચર્ય થએલું, પણ આ લખતી વખતેજ મને ખબર મળે છે કે એમની ઇચ્છા વિરુદ્ધ અને વિરોધ છતાં, એમનું નામ ઉપપ્રમુખ તરીકે મુકાયું છે. અને ત્યારે તો લાગે છે કે તેમના ભાષણમાં પણ મનગમતા ફેરફાર થયા હશે! જો શરૂઆતથીજ આમ થાય, પ્રથમગ્રાસે મક્ષિકાપાતઃ થાય, તો મંડળની ને છાત્રાલયની સફળતા વિષે કેટલો ને કેવો સંભવ છે તે વાચકજ વિચારી લે.

## કોમી છાત્રાલયોની દુરવસ્થા

ભાઈ ચિમનભાઈ હરિભાઈ અમીન વરણામાના-વાકળના-છે, તેમણે એ સભામાં એમ કહ્યું કે "કાનમ-વાકળ વગેરે ભાગમાં નાણાં હતાં, ત્યારે કોઈ આ રસ્તે દોરનાર ન મળ્યું." આ વાંચીને મને આશ્ચર્ય થયું. આ રસ્તે એટલે છાત્રાલય સ્થાપવાને રસ્તે? ભરૂચમાં કાનમનું પાટીદાર છાત્રાલય હતું, અને તેના કાર્યવાહક પટલીઆના ઝઘડાને કારણે તૂટી ગયું; અને વડોદરામાં પણ હતું તેનાયે હાલહવાલ થયા; એટલુંયે ભાઈ ચિમનભાઈ જેવા સાર્વજનિક સેવક ન જાણે કે જાણીને ભૂલે, ત્યારે આશ્ચર્ય ન થાય? અને સર્વત્ર નજર કરી વળો તો જોશો કે કોમી છાત્રાલયના કાર્યવાહકો કેળવણીકાર નહિ પણ નાતના પટલીઆજ હોય છે, તેઓ રોજ ને રોજ ઝઘડા કરે છે ને પોતાના ઝઘડાની કલેશમય છાપ છાત્રો ઉપર ઊંડે સુધી કોતરે છે. કોમી છાત્રાલયોમાં રહેતા અને સાર્વજનિક છાત્રાલયોમાં રહેતા તેજ કોમના વિદ્યાર્થીઓ વચ્ચે સરખામણી કરશો તો તુરત જણાશે કે કોમી છાત્રાલયના વિદ્યાર્થીઓમાં કોમી સંકુચિતતાની ને પટલીઆના ઝઘડાની છાપ ઊંડે સુધી કોતરાઈ રહી છે.

### ત્યારે કરવું શું?

હાઈ સ્કૂલોના ને કૉલેજોના વિદ્યાર્થીઓ આજે વિલાસી જીવનનાં પૂતળાં બનતા જાય છે. માબાપ તરફથી પૈસા મળે ત્યાં સુધી તેમને કોઈની, માબાપની પણ, પરવા હોતી નથી. એવા વિદ્યાર્થીઓના છાત્રાલયમાં બહુ દક્ષ અને સ્નેહી ગૃહપતિ હોવો જોઈએ. એવા વિદ્યાર્થીઓને શિસ્તબળે નહિ, પણ સ્નેહબળે જ ઉચ્છૃંખલમાંથી સંયમી બનાવી શકાય. આજનાં સરકારી હોસ્ટેલોમાં પણ એ વિષે તો અરાજકતાજ પ્રવર્તે છે, એ હોસ્ટેલો પણ વીશીઓ બની રહી છે. ત્યારે ઉચ્ચ ભાવના વાળા ગૃહપતિ ન મળે તો એવાં છાત્રાલયો ને વીશીઓમાં કંઈ ફેર નથી. છતાં છાત્રાલયો કાઢવાંજ હોય તો કોમી ભેદભાવ વિનાનાં સાર્વજનિક છાત્રાલયો કાઢો. વડોદરાની સમસ્ત પ્રજાને વિશ્વાસમાં લેઈ પ્રયત્ન કરી જુઓ. તેમાં નિષ્ફળ જાઓ તો ભાઈ મોતીભાઈ અમીને સ્થાપેલા ચરોતર બોર્ડિંગ હાઉસને વિસ્તારો. તેમાંય નિષ્ફળ જાઓ તો પાટીદાર મંડળના ફંડમાંથી વિદ્યાર્થીઓને પૈસાની લોન રૂપે સહાયતા આપી કૃતકાર્ય થયા માનો. પણ દેખીતા ટૂંકા લાભ પાછળ ધાઈને જાતિના મહાલાભને ધકેલી આત્મવંચના કરતા ના. સાવધાન! હિંદુ જાતિને વિચ્છિન્ન કરતી જ્ઞાતિ-ભીંતો હવે ધીરે ધીરે ખરતી જાય છે તેમને સીમેંટથી મરામત કરી પાછી મજબુત ના બનાવો, બાપુ!

—*—

પત્રિકા નં. ૪–૧૯૩૮-'૩૯

# શ્રી વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ

**મંડળ સમાચાર:** મંડળની વ્યવસ્થાપક સમિતિને આવતી ફેબ્રુઆરીએ ત્રણ વર્ષ પૂરાં થાય છે, એટલે નવી વ્યવસ્થાપક સમિતિની ચૂંટણીનું કામ નવેમ્બર માસથી શરૂ થશે.

**વિદ્યાલય સમાચાર:** રેંટિયાબારશ (ગાંધીજયંતી)–તા. ૨૧મી રેંટિયા બારશને દિવસે શ્રી વિઠ્ઠલ કન્યાવિદ્યાલયના ચોગાનમાં સ્ત્રીદિનની ઉજવણીને અંગે ખાદી, રંગોળી, ગાંધીકુટિર, ખાદ્ય વસ્તુઓનું તથા સ્વદેશી વસ્તુઓનું નાનકડું પ્રદર્શન ગોઠવી બેનોનો એક ખાસ મેળો શ્રીમતી ભક્તિલક્ષ્મી ગો. દેસાઇના અધ્યક્ષપણા હેઠળ રાખવામાં આવ્યો હતો. સવારના ૮–૩૦થી રાતના ૧૦–૩૦ સુધીનો કાર્યક્રમ હતો. સવારે ધ્વજવંદન, બપોરે ખાદી, સ્વદેશી વસ્તુઓ અને ખાદ્ય વસ્તુઓનું વેચાણ, રમત અને કવાયત, તથા રાત્રે રંજનાર્થે રાસ ગરબા હતા. નડિયાદ ગામની કન્યાશાળાઓ, સ્ત્રીઉદ્યોગાલયો, અનાથાશ્રમ, વગેરે સંસ્થાઓની તથા બહારની બેનોએ મોટી સંખ્યામાં ખૂબ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો.

**રજા:** વિદ્યાલયમાં દિવાળીની રજાઓ તા. ૧૦:૧૦:'૩૮થી ૧૦:૧૧:'૩૮ સુધીની છે. તા. ૧૧:૧૧:'૩૮ ને શુક્રવારથી વિદ્યાલય શરૂ થશે.

**પ્રવાસ:** આ વખતે એકંદરે પાંચ વિભાગના પ્રવાસો છે: કાઠિયાવાડનો પ્રવાસ ૧૭ દિવસનો, નર્મદાનો તેમજ ઉત્કંઠેશ્વરનો ૧૦, પાવાગઢનો ૭, અને ખંભાતનો પ્રવાસ ૪ દિવસનો છે. ૭–૬–૫ શ્રેણીની વિદ્યાર્થિનીઓ કાઠિયાવાડ, ચોથી શ્રેણીની નર્મદા, ત્રીજી શ્રેણીની પાવાગઢ, બીજી શ્રેણીની ઉત્કંઠેશ્વર, અને પહેલી શ્રેણીની વિદ્યાર્થિનીઓ ખંભાતના પ્રવાસે ગઇ હતી.

**વિદ્યાલયની મુલાકાત** લેનારમાં સુરત જિલ્લાના કાર્યકર્તા શ્રી. સન્મુખલાલ શાહ અને શ્રીમતી શુચિતાબેન કૃપાલાનિ એ મુખ્ય હતાં. શ્રી. સન્મુખલાલ શાહે વિદ્યાર્થિનીઓને ખાદી અને વાણિજ્ય એ વિષય ઉપર મનનીય વાતો કહી હતી.

વિઠ્ઠલ કન્યાકેળવણી મંડળ,
**નડીઆદ**, તા. ૨૫:૧૦:'૩૮

**શરદ્બેન મજમુદાર,**
**રાવજીભાઇ મણિભાઇ પટેલ,**
મંત્રીઓ

આ પત્રિકા આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ પટેલે
શ્રી. શરદ્બેન મજમુદાર માટે છાપી, તા. ૨૫:૧૦:'૩૮

# આફ્રિકાવાસી ભાઇઓની ઉદાર મદદ

આફ્રિકાવાસી ભાઈઓ,

આ ગામમાં છેલ્લાં સાત વર્ષથી ચાલતી એક નાનકડી રાષ્ટ્રીય શાળાના ફાળા માટે અમે બે જણ આ વર્ષે પૂર્વ આફ્રિકા આવેલા તે વખતે જે કંઇ રકમ અમને મળી છે, તેની નામવાર યાદી છપાવીને જુલાઇના 'ચરોતર' માસિકમાં બંધાવી મોકલી છે.

'ચરોતર' માસિક કદાચ બધે ના પણ પહોંચતું હોય એમ માનીને આ પત્ર દ્વારા ત્યાંથી મળેલી રકમ કેટલી છે અને તેની શી વ્યવસ્થા કરી છે તે નીચે જણાવું છું.

યુગાણ્ડાના બાર હજાર શિલિંગ અને કેનિયાના એક હજાર મળીને કુલ તેર હજાર શિલિંગ અમને મળ્યા છે. તેમાંથી અમારા જવા આવવાના ખર્ચના અગીઆરસો રૂપિયા બાદ જતાં બાકી રહેલી રકમ વિદ્યાલયના ચાલુ ખર્ચમાં વાપરવા સારૂ સદ્ધર આસામીઓને ત્યાં જમે મૂકી છે.

આ શાળા નાની છે. પણ તેનો પ્રેરક હેતુ રાષ્ટ્રવ્યાપી છે, તેમાં અપાતું શિક્ષણ આજના ચાલુ શિક્ષણની ખામીઓને દૂર કરવાના હેતુથી યોજાએલું છે અને તેનો ગ્રામજીવન સાથે સંપર્ક રાખીને તે વડે ગ્રામપુનર્રચના કરવાનો અમારો અભિલાષ છે. આપના દાનનો આવી ભાવનાથી થતા કાર્યમાં ઉપયોગ થવાનો છે એ જાણીને; અને તેના વાર્ષિક અહેવાલ દર વર્ષે આફ્રિકાનાં મુખ્ય સ્થળોએ મોકલવાનો અમારો ઇરાદો છે, તેથી આપ સહુને સંતોષ થશે.

ઉદાર ભાવે મદદ કરનાર સહુ ભાઇબેનોનો અમે જેટલો આભાર માનીએ એટલો ઓછો છે.

નૂતન ગ્રામ વિદ્યાલય,
ગંભીરા, તા. ૧૫ : ૧૦ : ૧૯૩૮

લિ. સેવક
છગનભાઇ મૂ. ના વન્દેમાતરમ્

પધારો ઓડ　　　　પધારો ઓડ

# પાટીદાર ભાઇબ્હેનો

ઊઠો, જાગો અને તમારૂં સામાજિક
હિત કરવા તત્પર બનો

# પાટીદાર મંડળની

## પાંચમી પરિષદ: ઓડમાં



પાટીદાર મંડળની પાંચમી પરિષદ નવેમ્બર માસની તા. ૪–૫ કાર્તિક સુ. ૧૨–૧૩, શુક્ર અને શનિવારના દિવસોનાં નડીઆદન ભાઉસાહેબ કુટુંબના નબીરા શ્રી. દાદુભાઇ પુરુષોત્તમદાસ દેસાઇ મુંબઇ કાઉન્સિલના સભ્ય, એઓશ્રીના પ્રમુખપણા હેઠળ મળશે આ પરિષદ વિશિષ્ટતાવાળી થશે અને તેમાં ઘણા જ અગત્યન પ્રશ્નો ચર્ચાશે. પાટીદાર સમાજની ભાવિ કાર્યપદ્ધતિનો પણ નિર્ણય થશે. દરેક પાટીદાર ભાઇબેન, યુવાન, આધેડ કે વૃદ્ધ જેના હૃદયમાં પોતાની સાંસારિક, સામાજિક, કેળવણી કે રાજકીય દશાની પ્રગતિ માટે તમન્ના હોય અને જેના હૃદયમ કોમની શિથિલતા ખૂંચતી હોય તે આવ્યા વિના ન જ રહે.

ઓડ કયાં થઇ આવશો? બી. બી. સી. આઇ. રેલ્વેમ આણંદ સ્ટેશને ગાડી બદલી ગોધરા લાઇનમાં ઓડ સ્ટેશને અવાશે ઓડ સ્ટેશને વાહનનો બંદોબસ્ત હોય છે.

જરૂર ઓડ પધારો: આ અમૂલ્ય અવસર કોઇ એળે ન ગુમાવે.

સૌનો સહકાર અને હાજરી પરિષદ ઇચ્છે છે. માટે પાટીદાર ભાઇબેનો, ઓડ પરિષદની તારીખો ભૂલશો મા.

પરિષદમાં આવનાર ભાઇબેનો નીચેને સરનામે પત્ર લખી જણાવવા કૃપા કરે.

પાટીદાર મંડળ<br>પરિષદ કાર્યાલય,<br>ઓડ, તા. આણંદ<br>તા. ૧૫:૧૦:'૩૮

શિવાભાઇ રણછોડભાઇ પટેલ,<br>વેણીભાઇ પ્રભુદાસ પટેલ,<br>ચતુરભાઇ કાળિદાસ પટેલ,<br>મંત્રીઓ

—*—

## પાટીદાર ભગિનીસમાજની નવમી

# પરિષદ

## ઓડમાં

પાટીદાર ભગિનીસમાજની નવમી પરિષદ ઓડ મુકામે કાર્તક સુદિ ૧૨–૧૩, નવેમ્બર તા. ૪–૫, શુક્રે અને શનિવારે ભરાવાની છે. આપણે આપણી ઉન્નતિના નવા માર્ગ શોધવા જોઇએ અને આપણામાં ઉન્નત જીવન પ્રત્યે જે શિથિલતા પેશી ગઇ છે તેને કાઢયેજ છૂટકો છે, માટે કેળવાએલ કે બીનકેળવાએલ દરેક બેન આ પરિષદમાં જરૂર પધારે એવી વિનંતી છે.

પાટીદાર ભગિનીસમાજ,<br>ખેડા જિલ્લા સમિતિ, નડિયાદ.<br>તા. ૧૫:૧૦:'૩૮

ભક્તિલક્ષ્મી દેસાઇ,<br>મંત્રી,<br>પાટીદાર ભગિનીસમાજ

ચ. પ્રિ. પ્રેસ—આણંદ

## શ્રી સમસ્ત પાટીદાર કેળવણી મંડળ સ્થાપવા માટે તા. ૨૫-૯-૩૮ ના રોજ વડોદરા તારકેશ્વરમાં મળેલી સભામાં પસાર થયેલા

# ઠરાવો

**ઠરાવ નં. ૧**

સમગ્ર પાટીદાર કોમની કેળવણી વધારવાના હેતુથી "શ્રી સમસ્ત પાટીદાર કેળવણી મંડળ" સ્થાપવાનું આ સભા ઠરાવે છે અને આ મંડળ માટેના નિયમોનો સભા સમક્ષ રજૂ થયેલો ખરડો કામચલાઉ નિયમો તરીકે મંજૂર રાખે છે. આ નિયમો મુજબ આ મંડળના સારી સંખ્યામાં સભાસદો થાય ત્યાર પછી તેમની સભા બોલાવી સુધારાવધારા સાથે નિયમો મંજૂર કરાવવા અને નવેસર વ્યવસ્થાપક મંડળ નીમી કામ આગળ ચલાવવું.

**ઠરાવ નં. ૨**

આ મંડળનો હાલ તુર્તને માટેનો મુખ્ય ઉદ્દેશ વડોદરામાં એક છાત્રાલય કાઢવાનો છે. આવું છાત્રાલય કાઢતાં પહેલાં રૂ. ૧૦૦૦૦) ભેગા કરવાનું જરૂરી છે એમ આ સભા માને છે: એટલે તે મુજબ રૂ. ૧૦૦૦૦) ભેગા કરવા અને ત્યાર પછી જ છાત્રાલયનું કામ શરૂ કરવું. સંજોગોવશાત્ આ ઠરાવ મુજબ જો રૂ. ૧૦૦૦૦) ભેગા ન થાય અને છાત્રાલાય શરૂ ન થઇ શકે તોપણ ભેગાં કરેલાં નાણાં કોઇને પાછાં ન આપતાં ભેગી થયેલી રકમ જમા રાખવી અને લાયક વિદ્યાર્થીઓને મદદ આપવા માટે ખર્ચવાની યોજના મંડળે કરવી એમ આ સભા ઠરાવે છે.

**ઠરાવ નં. ૩**

ઉપર મુજબ રૂ. ૧૦૦૦૦) ભેગા કરી આ કામે જરૂરી પ્રવૃત્તિઓ કરવા માટે આ સભા હાલ તુર્તને માટે નીચે મુજબ સદ્‌ગૃહસ્થોની એક કાર્યવાહક સમિતિ નીમે છે. આ સમિતિમાં જરૂર મુજબ સભાસદો વધારવાની સત્તા સદર સમિતિને આ સભા આપે છે.

## કાર્યવાહક મંડળ

રા. રા. તુલસીભાઈ બકોરભાઈ અમીન પ્રમુખ
,, ભાઈલાલભાઈ દાજીભાઇ અમીન ઉપપ્રમુખ
,, મગનભાઈ શંકરભાઈ પટેલ મુખ્ય મંત્રી
,, ચીમનભાઈ મુળજીભાઈ અમીન સહમંત્રી
,, ચીમનભાઈ હરિભાઇ અમીન ,,
,, વલ્લભભાઈ મુળજીભાઈ પટેલ ,,
,, વલ્લભભાઈ ત્રીકમભાઈ પટેલ ,,

## સભાસદો

,, મોતીભાઈ નરસિંહભાઈ અમીન · વસો
,, ચંદુભાઇ રાવજીભાઇ પટેલ (સોજીત્રા) આણંદ
,, પુંજાલાલ છગનલાલ બાદશાહ વડોદરા
,, લક્ષ્મીદાસ લલ્લુભાઈ પટેલ ( સાધી ) ,,
,, શંકરભાઈ સોમાભાઈ પટેલ ( પીપળાવ ) ,,
,, મણિભાઇ મથુરભાઇ ગુપ્ત ( ધટોલા ) ,,
,, વાઘજીભાઇ ના. અમીન (તારાપુર) ,,
,, પ્રો. ચતુરભાઈ શંકરભાઈ પટેલ ( ) ,,
,, છગનભાઈ કેશુરભાઈ પટેલ (કંડારી) ,,
,, મણિભાઇ પુરુષોત્તમદાસ પટેલ (ધર્મજ) ,,
,, જીવાભાઈ ગરબડભાઈ પટેલ (વડુ) ,,
,, છોટાભાઈ લલ્લુભાઈ પટેલ (વડસાલા) ,,
,, ત્રીભોવનદાસ ઇશ્વરભાઈ પટેલ (સરભાણ) ,,
,, મુળજીભાઈ લક્ષ્મીદાસ પટેલ કામરોલ (તા. વાઘોડીયા)
,, સોમાભાઇ ગુલાબભાઈ પટેલ કંડારી
,, લલ્લુભાઈ કીશોરભાઈ પટેલ કરજણ
,, જીવાભાઈ બાપુભાઇ દેસાઇ (બહાદરપુર) વડોદરા
,, રાવજીભાઈ કહાનદાસ અમીન સિનોર
,, હીરાભાઈ શામળભાઈ પટેલ કારવણ
, લલ્લુભાઈ ગોરધનદાસ પટેલ કુરાલ
,, છોટાભાઈ ઝવેરભાઇ સુતરીયા વડોદરા
, નાનુભાઈ વૃજલાલ પટેલ ,,

આર્યસુધારક પ્રેસ-વડોદરા.

"શ્રી સમસ્ત પાટીદાર કેળવણી મંડળ"ના

# નિયમો



:: પ્રકાશક ::

મંત્રી : શ્રી સમસ્ત પાટીદાર કેળવણી મંડળ, વડોદરા

શ્રી

# "શ્રી સમસ્ત પાટીદાર કેળવણી મંડળ"ના

## નિયમો

**૧ નામ:—**

આ મંડળનું નામ "શ્રી સમસ્ત પાટીદાર કેળવણી મંડળ" રાખવામાં આવ્યું છે, તેની મુખ્ય કચેરી આ મંડળ તરફથી વડોદરા શહેરમાં રહેશે.

**૨ ઉદ્દેશ:—**

આ મંડળના ઉદ્દેશ નીચે મુજબ છે.

અ વડોદરા શહેરની જુદી જુદી શિક્ષણ સંસ્થાઓમાં અભ્યાસ કરતા મુખ્યત્વે પાટીદાર કોમના વિદ્યાર્થીઓ એકજ જગ્યાએ રહી શકે અને પોતાના ચારિત્ર્ય અને રહેણી કરણીનો સારો વિકાસ કરી શકે તે માટે હાલ તુરત વડોદરા શહેરમાં છાત્રાલય ચલાવવું.

બ પાટીદાર કોમના જરૂર જણાય તે લાયક વિદ્યાર્થીઓને અભ્યાસ માટે આર્થિક મદદ આપવાની યોજનાઓ ઘડી તે માટે નાણાં ભેગાં કરવા પ્રયત્ન કરવો.

ક કેળવણી વિષયક પ્રવૃત્તિઓ કરવા રૂ. ૨૫૦) અગર વધુ રકમના ન્યાસ મળે તો તે સ્વીકારી તેનો શરતો મુજબ વહીવટ કરવો.

ड મોટે ભાગે સમસ્ત પાટીદાર કોમમાં કેળવણીનો પ્રચાર વધારવા સંયોગો અનુસાર શકય તેટલી બીજી પ્રવૃત્તિઓ હાથ ધરવી.

**૩ સભાસદો:—**

આ સંસ્થામાં પાટીદાર કોમના લાયક ઉમરના નીચે મુજબ સભાસદ થઇ શકશે.

અ ૧ એકી વખતે રૂ. ૨૦૦૦) અગર તેથી વધુ રકમ આપનાર આ મંડળના મુરબ્બી ગણાશે.

૨ એકી વખતે રૂ. ૧૦૦૦) આપનાર આ મંડળના દાતાર ગણાશે.

૩ એકી વખતે રૂા. ૫૦૦) અગર લાગલાગટ ૭ વર્ષ સુધી દર વર્ષે રૂા. ૧૦૦) આપનાર આ મંડળના પહેલા વર્ગના સભાસદ ગણાશે.

૪ એકી વખતે રૂા. ૨૫૦) અગર લાગલાગટ ૭ વર્ષ સુધી દરવર્ષે રૂા. ૫૦) આપનાર આ મંડળના બીજા વર્ગના સભાસદ ગણાશે.

૫ એકી વખતે રૂા. ૧૨૫) અગર લાગલાગટ ૭ વર્ષ સુધી દરવર્ષે રૂા. ૨૫) આપનાર આ મંડળના ત્રીજા વર્ગના સભાસદ ગણાશે.

૬ એકી વખતે રૂા. ૬૦) અગર લાગલાગટ ૭ વર્ષ સુધી દરવર્ષે રૂા. ૧૨) આપનાર આ મંડળના ચોથા વર્ગના સભાસદ ગણાશે,

કોઇપણ આજીવનવર્ગના સભાસદ વધુ લવાજમ આપી ઉપલા વર્ગના સભાસદ થઇ શકશે.

ઉપરની કલમ ૧ થી ૬ સુધીના તમામ સભાસદો આ મંડળના આજીવન સભાસદો ગણાશે.

ચ આ મંડળને દરવર્ષે રૂા. ૫) આપનાર સભાસદો જે તે વર્ષ પુરતા વાર્ષિક સભાસદ ગણાશે.

ક આ મંડળની સામાન્ય સભા કોઇ સેવાભાવી અને મંડળને ઉપયોગી થઇ પડે એવા પ્રસમોને કંઇપણ લવાજમ લીધા શિવાય જે તે વર્ષ માટે મંડળના માનનીય સભ્ય નીમી શકશે.

૪ સાધારણ સભા :—

ઉપરની કલમ ૩ અન્વયે થયેલા સભસદોની સભા આ મંડળની સાધારણ સભા ગણાશે. અને મંડળની તમામ પ્રવૃત્તિઓ ઉપર તેની સત્તા સર્વોપરી રહેશે, મંડળના કામકાજ માટે તે દરવર્ષે ઓછામાં ઓછી એક વખત કે જરૂર મુજબ વધુ વખત મળશે,

૫ આ મંડળના વર્ષની શરૂઆત દર વર્ષે પહેલી જાન્યુઆરીથી થશે. અને દર વર્ષે મંડળનું વર્ષ પુરૂ થયા પછી વધુમાં વધુ બે મહિનાની અંદર આ મંડળની વાર્ષિક સાધારણ સભા મળશે. અને તે નીચે જણાવેલાં કામો કરશે.

૧ ગયા વર્ષના કામકાજનો હેવાલ તથા હિસાબ મંજુર કરવો.

૨ નવીન વર્ષનું બજેટ વ્યવસ્થાપક મંડળ રજુ કરે તે જોઇ મંજુર કરવું.

૩ નવીન વર્ષ માટે વ્યવસ્થાપક મંડળની ચુંટણીની મંજુરી આપવી.

૪ નવીન વર્ષ માટે મંડળના ખજાનચી અને ઑડીટરની નીમણુંક કરવી.

૫ એ સિવાય આ સભા બોલાવવાની સૂચનામાં જણાવેલાં બીજાં કામોનો નિકાલ કરવો.

૬ આ મંડળની સાધારણ સભા બોલાવવાની સૂચના મંડળના તમામ સભાસદોને સભાના દિવસ અગાઉ ઓછામાં ઓછા દશ દિવસ પહેલાં પહોંચાડવી જોઇએ. અને તેમાં સભા ભરવાનો સમય, સ્થળ અને સભામાં કરવાના તમામ કામોની ટુંક વિગત જણાવવી જોઇએ.

૭ મંડળના સભાસદોની કે અગર ૨૦ સભાસદો પૈકી જે ઓછી સંખ્યા હશે તેટલા સભાસદોની હાજરીથી સાધારણ સભાનું કોરમ થયું ગણાશે.

૮ વ્યવસ્થાપક મંડળ :—

આ મંડળની તમામ પ્રવૃત્તિઓનો વહીવટ કરવાનું તથા દેખરેખ રાખવાનું કામ નીચે મુજબ બનેલું આ મંડળનું વ્યવસ્થાપક મંડળ કરશે.

મંડળના દાતાર અને મુરબ્બી વર્ગના તમામ સભાસદો.

મંડળના આજીવન સભાસદોમાંથી સાધારણ સભાએ ચુંટેલા ૨૫ સભાસદો.

મંડળના વાર્ષિક સભાસદોમાંથી સાધારણ સભાએ ચુંટેલા ૧૫ સભાસદો

મંડળના માનનીય સભાસદોમાંથી સાધારણ સભાએ ચુંટેલા ૫ સભાસદો.

સાધારણ સભાએ નીમેલા આ મંડળના ખજાનચી.

૯ દર વર્ષે નવીન વ્યવસ્થાપક મંડળ ચુંટાતા સુધી જુનું વ્યવસ્થાપક મંડળ કામ કરશે.

૧૦ કલમ ૮ મુજબ વ્યવસ્થાપક મંડળની ચુંટણી નીચેના ધોરણે કરવામાં આવશે.

૧૧ જે સભાસદોનાં લવાજમ જે તે વર્ષના સપ્ટેમ્બરની આખર સુધીમાં આવી ગયાં હશે. તેમની યાદી કરી દરેક સભાસદને પહેલી ડીસેમ્બર સુધીમાં મોકલવામાં આવશે. તે ઉપરથી દરેક સભાસદે એ યાદીમાંથી કલમ ૯ પ્રમાણે દરેક વર્ગમાંથી નામ પસંદ કરી તેમની યાદી ડીસેમ્બર

આખર પહેલાં મંડળની ઑફીસમાં મોકલી આપવી. અને આવેલા મતની ગણત્રી કરી તેનું પરિણામ સાધારણ સભામાં જાહેર કરવામાં આવશે. અને તે મુજબ વ્યવસ્થાપક મંડળના સભાસદો નવીન વર્ષ માટે ચુંટાયલા ગણાશે.

### વ્યવસ્થાપક મંડળનાં કામ અને અધિકાર

૧૨ કલમ ૮ અનુસાર બનેલું વ્યવસ્થાપક મંડળ પોતાના પ્રમુખ, ઉપપ્રમુખ અને મંત્રીની ચૂંટણી કરે.

૧૩ વ્ય૦ મંડળના પ્રમુખ સાધારણ સભાના અધ્યક્ષ તરીકે કામ કરશે.

૧૪ આ મંડળની તમામ પ્રવૃત્તિઓની દેખરેખ રાખવાનું તેમજ તેનો વહીવટ કરવાનું કામ વ્યવસ્થાપક મંડળ કરશે. અને તે માટે જરૂર જણાતી સમિતિઓ નીમી તેને જરૂર જેટલા નોકરો રાખી શકશે.

૧૫ મંડળની પ્રવૃત્તિઓ ચલાવવા માટે જરૂર જેટલા નોકરો રાખી શકશે.

૧૬ સાધારણ સભાએ મંજુર કરેલા બજેટની હદમાં રહીને મંડળની પ્રવૃત્તિઓ માટે ખર્ચ પાડી શકશે.

૧૭ મંડળની સાધારણ સભાઓ બોલાવવી, તેમાં રજુ કરવાનાં કામો રજુ કરવાં, તેનો હિસાબ તથા હેવાલ તૈયાર કરી સભાસદોને મોકલવો. સભાઓના કામની નોંધ રાખવી વગેરે તમામ વહીવટી કામ વ્યવસ્થાપક મંડળ કરશે.

૧૮ વ્યવસ્થાપક મંડળની સભા જરૂર પ્રમાણે દર બે મહિને એક કે વધુ કે ઓછી વખત મળશે.

૧૯ વ્યવસ્થાપક મંડળની સભાનું કોરમ ૧૦ અગર વ્યવસ્થાપક મંડળના કુલ સભાસદોના ⅓ સભાસદો પૈકી જે ઓછી સંખ્યા હશે તેટલી સંખ્યાના સભાસદોની હાજરીથી થયું ગણાશે.

૨૦ વ્યવસ્થાપક મંડળની સભાની સૂચના તેના તમામ સભાસદોને સભા ભરવાના દિવસ અગાઉ ઓછામાં ઓછા ૫ દિવસ પહેલાં આપવી જોઈએ. અને તેમાં સભામાં કરવાના તમામ કામોની ટુંક વિગત જણાવવી જોઈએ.

૨૧ આ મંડળની માલકીના તમામ નાણાં અને મીલકતનો વહીવટ આ મંડળના નામે જ થશે. મંડળના નાણાં સદર બેંકો, સહકારી જમીન-ગીરીઓ અને સદર સંસ્થાઓના શેર, ડીબેન્ચર્સ વગેરેમાં જ રોકી શકાશે.

૨૧ મંડળનાં નાણાંની આપ લે નો વહીવટ સામાન્ય રીતે આ મંડળની સાધારણ સભાએ નીમેલા ખજાનચી અને વ્યવસ્થાપક મંડળના પ્રમુખના નામેથી કરવામાં આવશે. અગર એ બન્ને તથા એકની ગેરહાજરીમાં વ્યવસ્થાપક મંડળ જેમને અધિકાર આપે તેમના નામથી થઇ શકશે. પરંતુ કોઇ પણ બેંક કે શેઠેલી રકમના ખાતાનો વહીવટ એકજણના નામથી કરવામાં આવશે નહિ.

૨૩ સામાન્ય વિગતો બાબત આ મંડળની સાધારણ કે વ્યવસ્થાપક મંડળની સભાઓ માટે ઠરાવેલા સમય પછી અર્ધા કલાકની અંદર સભાનું કોરમ ન થાય, તો તે સભા મુલત્વી રાખવામાં આવશે. આવી રીતે કોરમના અભાવે મુલત્વી રહેલી વ્યવસ્થાપક મંડળની સભા પહેલી સભાની તારીખથી દશ દિવસમાં અને સાધારણ સભા ૧૫ દિવસમાં બોલાવવાની સૂચના દરેકને મોકલવી જોઇએ. અને તેમાં કોરમ ન થાય તોપણ કામ કરી શકાશે. અને તે કાયદેસર ગણાશે. પરંતુ આવી સભામાં અસલ સભા માટે નક્કિ કરેલાં હોય તો તે સિવાયનાં બીજાં કોઈ કામનો નીકાલ થઇ શકશે નહિ.

૨૪ સામાન્ય રીતે આ મંડળની સાધારણ સભા વ્યવસ્થાપક મંડળ બોલાવશે. પરંતુ સાધારણ સભાના કોરમ માટે જરૂરી સભાસદો કોઇ ચોક્કસ કામો જણાવી તેના નીકાલ માટે સાધારણ સભા બોલાવવાની માગણી કરે તો આવી માગણી મળેથી વધુમાં વધુ એક મહીનાની અંદર પ્રમુખની પરવાનગીથી મંત્રીએ તેજ કામો જણાવી સાધારણ સભા બોલાવવી જોઇએ. તે મુજબ તે ન કરે તો આવી સભાની માગણી કરનાર સભાસદો પોતાની સહીથી સૂચના કાઢી અસાધારણ સભા બોલાવી શકશે. અને આ રીતે બોલાવેલી સભામાં હાજર રહેલા સભાસદોના ¾ સભાસદોની વધુમતીથી અને મંડળના પત્રકમાં એકંદર થએલા ઠરાવ સાધારણ સભાના ઠરાવ ગણાશે.

૨૫ આ મંડળ તરફથી ચાલતા છાત્રાલયમાં સામાન્ય રીતે ૭૫ ટકા પાટીદાર કોમના અને ૨૫ ટકા બીજી કોમના વિદ્યાર્થીઓ દાખલ કરી શકાશે. પરંતુ છાત્રાલયમાં જગાઓ ખાલી હોય તો તે પૂરવા માટે ઉપર જણાવ્યા કરતાં ઓછાવત્તા પ્રમાણમાં વિદ્યાર્થીઓ દાખલ કરવામાં હરકત રહેશે નહિ.

આ મંડળનું કામ ચલાવવા શક્ય તેટલી પેટા કમીટીઓ, વ્યવસ્થાપક મંડળ પોતાનામાંથી ચુંટી કાઢશે અને તે કમીટીઓ પોતાનું બજેટ નક્કી કરી વ્યવસ્થાપક મંડળમાં રજુ કરી મંજુર કરાવી પોતાનું કામ કરશે. આવી પેટા કમીટીઓ પોતાના નિયમો કરી લેશે.



## શ્રી સમસ્ત પાટીદાર કેળવણી મંડળ

તરફથી

## પાટીદાર ભાઈઓને

# વિજ્ઞપ્તિ



**શ્રીમાન મહાશય !**

આ સાથેના કાગળો ઉપરથી આપ જાણીને ખુશી થશો કે, આપણી જ્ઞાતિના કેળવણીના પ્રશ્નોનો વિચાર કરવા તથા તે અંગેનાં કામો કરવા, કેળવણીમાં રસ લેતા પાટીદાર ભાઈઓએ તા. ૨૫–૯–૩૮ ના રોજ વડોદરામાં ભેગા મળી, આપણી સમગ્ર જ્ઞાતિ માટે કેળવણી મંડળ કાઢવાનું ઠરાવ્યું છે. અને તે અંગે કરેલા ઠરાવો તથા કામ ચલાઉ બંધારણ તૈયાર કર્યું છે તે આપના હાથમાં મૂકતા આનંદ થાય છે.

વડોદરા શહેરમા આપણી જ્ઞાતિના ૧૧ થી ૧૯ વર્ષ સુધીના લગભગ ૩૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરવા રહે છે તેઓને રહેવા કે જમવાની કોઈ વ્યવસ્થિત યોજનાના અભાવે તેમાંનો મોટો ભાગ ખાનગી ભાડાનાં મકાનો રાખી રહે છે, વિશીઓમા જમે છે. અને અવ્યવસ્થિત જીવન ગાળે છે. જ્ઞાતિના કુમળી વયના આટલી મોટી સખ્યાના વિદ્યાર્થીઓ આ રીતની દશામા રહે છે એ જોઈ ઉપરની સભામાં મળેલા તમામ ભાઈઓને લાગ્યુ છે કે આ મંડળે વડોદરામા આવા વિદ્યાર્થીઓ માટે વહેલામા વહેલી તકે પોતાની સૌથી પહેલી પ્રવૃતિ તરીકે એક છાત્રાલય કાઢવું અને એ છાત્રાલય કાઢયા પછી મંડળના બીજા ઉદ્દેશોની સફળતા માટે બીજી પ્રવૃત્તિઓ હાથ ધરવી.

પરંતુ ખાસ કરીને આ મંડળે પ્રથમ ઓછામાં ઓછા રૂ. ૧૦૦૦૦) દશ હજાર ભેગા થાય તો જ છાત્રાલય શરૂ કરવા ઠરાવ્યું છે તો તેમાં આપ આપનાથી બનતી મદદ કરી, મંડળની સફળતા માટે આપનો ફાળો આપશો એવી આશા છે.

આવાં કામો માટે તો, આપણે હજારો તો શું પણ લાખો રૂપીઆ ભેગા કરીએ તો પણ ઓછા છે. ધર્મને નામે, જ્ઞાતિના રિવાજોને નામે અને મોજશોખની પાછળ આપણે હજારો રૂપીઆ ખર્ચીએ છીએ તે જોતાં આવાં કામો માટે વખત જતાં આપણને ધાર્યા કરતાં ઘણી મોટી મદદો મળશે જ એમાં શંકા નથી; પરંતુ હાલ તો આપણી જ્ઞાતિમાં આવા અગત્યના પ્રશ્નોનો વિચાર કરનાર એક મધ્યસ્થ સંસ્થા હયાતીમાં આવી, સારી રીતે પગભર થાય તે માટે સૌ દાનમાં વિદ્યા દાનને શ્રેષ્ઠ માની આ કાર્યમાં આપ આપનાથી બને તેટલી વધારે મદદ આપશો અને અપાવશો એવી વિનંતી છે.

ગેંડીગેટ રોડ,
વડોદરા
તા. – –

લિ૦ આપનો
**મગનભાઈ શંકરભાઈ પટેલ**
મુખ્ય મંત્રી
સમસ્ત પાટીદાર કેળવણી મંડળ.

તા. ક:—નાણાં ઉપરના સરનામે મોકલી આપવાં એટલે ત્યાંથી અગર તો આ સાથેના વ્યવસ્થાપક મંડળના સભાસદો પૈકી ગમે તે સભાસદને આપશો એટલે તે સભાસદ તરફથી આપને પાવતી મળશે.



આર્ય સુધારક પ્રેસ : વડોદરા.